

પોસા વદ ૨]  રવિવાર તારીખ ૪ થી અકટોબર ૧૯૨૫.  [પુ. ૨ જું. અંક ૨૭ મો.

આ વાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે. જીવંત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલાં નથી. અ. ગો. મ.

## તમારૂં શું જવાનું છે ?

પ્રયોજન શું હતે કાને, બધિર જેવા થવાનું છે ?
હસી બોલો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

અમે નથી યાચતા આવી, કદી ધન આપની પાસે,
દિલાસો દો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

ભલા જાણી અમે ભાઈ, તમારે આંગણે આવ્યા,
ખબર પુછો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

અમે પણ આપની પેઠે, રહ્યાથી આ દશા પામ્યા,
વિચારી લ્યો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

પ્રભુ વિણ આપવા લેવા, ન કોઇ શક્તિ કોઇની,
નિમિત્ત બનશો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

તમારી ચુકથી "કેશવ," બીજાની જીંદગી બગડે,
કૃપા કરશો જરા તેમાં, તમારૂં શું જવાનું છે ?

રાજકવિ કેશવલાલ શ્યામજી.




લખનાર—રા. મંજુલાલ ગોપાળરાવ દેસાઇ

પ્રકરણ ૫૯ મું

—:o:—

### જગદ્ગુરૂની પસંદગી

અમરાવતીમાં થયેલા યુધ્ધને બાવીસ વર્ષ થઇ ગયાં છે. વર્ષા ઋતુના આરંભનો સમય હતો. આપણી વાર્તાનું દૃષ્ય હવે જગત વિખ્યાત પુરાણા કાશી શહેરમાં શરૂ થાય છે.

હિંદુ ધર્મના વડા જગદ્ગુરૂ થોડા દિવસ પહેલાંજ દેવ થયા છે. હમેશની રીત પ્રમાણે અંતિમ ક્રિયા કરીને તેમને સમાધિસ્થ કરવામાં આવ્યા છે; અને નવા જગદ્ગુરૂની પસંદગી કરવા માટે આજે તેમના આશ્રમના એક ભાગમાં તેમના બધા શિષ્યો આજે ભેગા થયા છે.

આખા શહેરમાં મોટા રસ્તા, મહોલ્લા, શેરીઓ, ઘરો અને રસ્તા ઉપરની દુકાનો તથા ચોકમાં માણસોનાં ટોળે ટોળાં એકઠાં થયેલાં દેખાય છે. જ્યાં ઉભા રહો ત્યાં કે નજર ફેરવો ત્યાં આતુર ચહેરે સંખ્યાબંધ પ્રેક્ષકો નજરે પડે છે. બધાની દૃષ્ટિ આશ્રમ તરફ વળે છે; અને જ્યારે જ્યારે દરવાજા ઉઘડે કે વસાય ત્યારે લોકો શાંતિથી તાકી રહે છે. પણ પસંદગીનું પરીણામ જાહેર કરનાર કોઇ મનુષ્યને બદલે સાધારણ અધિકારી બહાર નીકળે છે ત્યારે અધિર બનેલા લોકોમાં નિરાશાથી ગણગણાટ શરૂ થાય છે.

હવા ખુશનુમા હતી—નવા જગદ્ગુરૂનું જે ભવ્ય સરઘસ કહાડવાનું હતું તેને માટે ખાસ લાયક.

પ્રદેશ મેં બાકી નથી રાખ્યો કે જ્યાં મેં મનોરમાની શોધ ન કરી હોય. તેણી માટેની મારી શોધ ખોળ અને તપાસ કંટાળા વગરની અને સતત્ છે. હું એક વખત તેણીને મારા ખરા જીગરથી ચહતો હતો. મેં તેજ મુજબ તેણીને ચાહ્યા કરી હોત પણ હવે તો મને ચોક્કસ લાગે છે કે જો કોઇ; પણ પ્રકારે મારી વેર પિપાસા તૃપ્ત નહિ થાય તો હું શાંતિથી મરી પણ નહી શકું."

"અને આટ આટલી મહેનત છતાં પણ તમે તેણીનો પત્તો ન મેળવી શક્યા?" કૃષ્ણદાસે પૂછ્યું.

"ના," વૈદ્યે જવાબ આપ્યો.

"કદાચ તે મરી તો નહી ગઇ હોય?" તેણે સૂચના કરી

"કદાચ તેમ પણ હોય," પંજાબીએ જણાવ્યું, "પણ મારો અંતરાત્મા તો ક્ષણે ક્ષણે સાદે જણાવી રહ્યો છે કે તે હજુ ચોક્કસ જીવતીજ છે. કદાચ કોઈ છુપા વેશમાં તેણી ફર્યા કરતી હોય કે કોઇ ઠેકાણે છુપાઇને રહી હોય પણ જો તે જીવતી હશે તો આળસુ થઇને બેસી રહે એવી નથી. તે એક એવું રતન છે કે છુપાવ્યું છુપેજ નહી. તેણીનું મગજ સતત્ કામ કર્યાજ કરે છે અને તેણીની મહત્વાકાંક્ષાઓ ઘણીજ ઉંચ્ચ છે—પણ તમારા પ્રદેશમાં તેણીને માટે કાંઈ પણ આજ સુધી સાંભળવામાં આવ્યું નથી?" તેણે વચ્ચે સવાલ પૂછ્યો.

"ના. તેણીના પ્રિયતમના મૃત્યુ બાદ બધોની રજા લઇ પુરૂષવેષ ધારણ કરી તેણી તે પ્રદેશ છોડીને ચાલી ગઇ. આ પછી તેણીને માટે કાંઇ પણ સાંભળવામાં આવ્યું નથી. જો કદાચ તેણીએ રાજા કે રાણી સાથે કાંઇ પણ પત્ર વ્યવહાર ચલાવ્યો હોય તો તે પણ છુપો રાખવામાં આવેલો હોવો જોઇએ. એ વાત તો ચોક્કસજ છે કે તેણી એકલીજ ચાલી ગઇ હતી. કાર્ડમાઇલ અને રતન નામે બન્ને તેણીના નિમકહલાલ નોકરો હતા. તેઓએ ધુંટણીએ પડીને સાથે આવવા ઘણી આજીજી કરી પણ આંખમાં આંસુ લાવીને તેણીએ હાથ જોડી ના પાડી. તે બન્ને હજી અમારા રાજ્યમાંજ છે અને નિમકહલાલીથી સેવા બજાવે છે. જયસિંહને મુખ્ય સેનાપતિ બનાવવામાં આવ્યો છે. પણ હું તમને ખાસ વાત તો કહેવીજ ભૂલી ગયો. વીર મહેન્દ્રપાળે આગ્રા શહેરની પૂર્વ તરફનો સમુદ્ર કિનારા ઉપરનો પ્રદેશ જીતીને પોતાને તાબે કર્યો છે. રાજા અબ્દુરહેમાન તો મરણ પામ્યો પણ તેનો વારસ નિયમિત રીતે ખંડણી મોકલ્યા કરે છે."

થોડી વાર તે પંજાબી ઉંડા વિચારમાં ગરક થઇ ગયો. એટલામાં કૃષ્ણદાસે આજુબાજુ બેઠેલા માણસો વચ્ચે થતી વાતચીત સાંભળવા માંડી.

"કોની પસંદગી થશે એમ તમે ધારો છો?" એક મહન્ત મનોરગિરિ: પહેલા પાસે પુષ્કળ પૈસો છે અને વૃધ્ધ અને અનુભવી છે. લાગવગ પણ વધારે છે; જ્યારે બીજા પાસે તો વિશ્વવિખ્યાત વિદ્યારૂપી સદ્ગુણ સિવાય બીજું કાંઈ પાસ નથી. તે અધેડ વયના છે."

"સાહેબ, હું તો એમાંથી એકકે માટે કાંઇપણ જાણતોજ નથી," પહેલો બોલ્યો. "હું તો અહીંથી છેક અજાણ્યો છું કાશ્મિર તરફથી ચાલ્યો આવું છું. આ બધી બાબત વિષે થોડી ઘણી માહિતી આપી શકશો?"

"ખુશીથી," તેણે જવાબ આપ્યો. "મહન્ત આનંદગિરિનું વય આશરે ચોરાશી વર્ષનું છે. તેમના મિત્રો કહે છે કે તેમનો અનુભવ ઉંડો અને વિશાળ છે અને તેથી તેમનામાં અગાધ ડહાપણ ભરેલું છે અને તેથી તેઓ જગદ્ગુરૂની પદ્દિ માટે લાયક છે. બીજી બાજુએ મહન્ત મનોરગિરિના મિત્રો અને પ્રશંસકો કહે છે કે જોકે તેમનું વય નાનું છે તો પણ તેમનામાં એટલી બુધ્ધિ-માનસિક શક્તિ અને ઉચ્ચ ચારિત્ર છે કે હાલના જમાનામાં બધે એકલે હાથે પહોંચી વળવા માટે તેઓજ તે જગ્યા માટે યોગ્ય વ્યક્તિ છે. મહન્ત મનોરગિરિનું વય બેંતાળીશ કે તેંતાળીશથી ભાગ્યેજ વધારે છે; પણ તેમનું મુખમંડળ ઘણુંજ સુંદર તથા આકર્ષક છે અને ચહેરા ઉપર મૃદુતાની આછી રેખા દેખાઇ આવે છે. તેમનો દેખાવ જોકે પુરૂષ જેવો છે તો પણ તેમને દાઢી કે મુછ ન હોવાથી તેઓ એક સ્ત્રી જેવા લાગે છે. આશરે બીસ વર્ષ ઉપર તેમની યુવાન વયે તેઓ આ કાશી શહેરમાં આવ્યા. મારા ધારવા પ્રમાણે પ્રથમ બે વર્ષ તેમણે હરદ્વારમાં રહીને અભ્યાસ કર્યો હશે. અહીં આવીને પણ તેમણે અભ્યાસ જારી રાખ્યો. તેમનું જ્ઞાન અને વિદ્વત્તા આશ્ચર્યચકિત કરી નાખે એવા છે. કોઇ પણ બાબ એવી નથી જે તેઓ સારી રીતે બોલી ન શકતા હોય. આવો મનુષ્ય જોકે પ્રથમ એકાંતમાં રહ્યો તો પણ તેણે તરતજ બધાનું ધ્યાન ખેંચ્યું. તે વખતના વડા ધર્મગુરૂએ તેમની મુલાકાત લીધી. તેણે થોડી વાતચીતમાંજ બધાને ચકિત કરી નાંખ્યા. વળી સાદી રીતભાત, ઉદાસી મુખાકૃતિ અને ઉદાર વર્તનથી દરેકનો પ્રેમ અને માન તેમણે મેળવી લીધા. તેમણે પુષ્કળ પૈસા દાન ધર્મમાં વાપરવા માંડયા; અને થોડા વખતમાં તો આખા શહેરના લોકોને તેમના ગુણવાન માના કરી મૂક્યા. વડા ધર્મગુરૂએ તેમને ઉંચી પદ્દી આપવા માંડી અને છેવટે મોટા મહન્ત બનાવ્યા. તેમનું અંતર જીવન પણ સર્વોત્તમ છે. તેમની ઉજળી કીર્તિને જરા પણ ડાઘ લાગે એવો એક પણ શબ્દ હજી સુધી લોકોમાં બહાર આવ્યો નથી. અને તેથી તમે જોશો કે તેમને

"આણંદ પુછે પરમાણંદા ભેદો કયું ભુલંત ?
દશા ફરે ગ્રહ પલટે અવળા બાપ ખાણંત."

આ જો ખરૂં ન હોય તો કોઈ ઝેરનાં પારખાં જુવે કે ?!
નાગથી રમત રમે કે ??

—તેવીજ રીતે—

બુદ્ધિના દેવ બ્રુહસ્પતિએ શનીનું પરખું લીધું પરીણામે શનીના પ્રભાવથી શું થયું ??

એજ શનીના પ્રતાપે

# મહાન સતિ સીતાજીનું શું થયું ??

તે જુવો

હિંદુસ્તાન સીનેમા ફીલમ કંપનીના ફીલમ

શનીવાર તારીખ ૩ જીથી ચાલુ છે

# સીતા હરણ યાને શની પ્રભાવ

ખાસ પ્રોગ્રામ જોવા લાયક છે

ભાવ આના ૩-૪-૭-૯-૧૨ રૂ. [illegible]

વખત—શની રવી તહેવારને દિવસે ૩ [illegible] દરરોજ ૫-૭-૯-૧૧

# હિંદુસ્તાન સીનેમા

ગ્રાંટરોડ ટ્રામ ટરમીનસ

મહત્વાકાંક્ષાથીજ તેમનું જીવન આવું પવિત્ર અને માનવાળું થયું છે અને તેથી તે દેશને પણ ઉદ્ધારક તરીકેજ માનશે એમ છે."

આ વખતે લોકોના ટોળામાં કંઈક સંક્ષોભ થયો અને એક અવાજ સંભળાયો કે, "પરિણામ જાહેર કરવા માટે મહન્ત બહાર આવ્યા!"

તેજ વખતે આશ્રમના ઉંચા ઓટલા ઉપરનું દ્વાર ખોલીને મુખ્ય મહન્ત ઉંબરામાં ઉભા રહ્યા અને ભેગા થયેલા લોકો સમક્ષ ઘણા મોટા અવાજે કહી સંભળાવ્યું કે "વડા ધર્મગુરુ તરીકે મહન્ત મનોરગિરિને પસંદ કરવામાં આવ્યા છે."

કાનને બહેરા કરી મુકે એવા ખુશાલીના પોકારથી પ્રજાએ નવા ધર્મગુરુને વધાવી લીધા અને વિચાર નિદ્રામાંથી જાગેલો વૈદ્ય રામકિશોર કૃષ્ણદાસ પાસેથી પરિણામ જાણવા લાગ્યો.

—:⊙:—

## પ્રકરણ ૧૦ મું

—o—

### ઉપસંહાર

જુના વખતથી એવો રિવાજ પ્રચલિત હતો કે નવા ધર્મગુરુની પસંદગી થાય કે તરતજ આશ્રમમાંથી એક મોટું સરઘસ કાઢીને તેમને કાશી વિશ્વનાથના મંદીરમાં લઈ જવા. ત્યાં પ્રાર્થના કરી અને પછી બધા વિખરાઈ જાય.

તે પ્રમાણે સરઘસની બધી તૈયારીઓ થઈ રહી. વડા ધર્મગુરુને બેસવા માટે ૭ ઘોડા જોડેલી એક મોટી ગાડી આશ્રમની દરવાજે તૈયાર રાખવામાં આવી હતી. નાના અધિકારવાળા ખ્વાબખ મહન્તોથી વિંટાયેલા ધર્મગુરુ જે વખતે બહાર આવ્યા તેમની જય બોલાવતા લોકો તેમને નમવા લાગ્યા.

ઘણીજ નમ્રતા બતાવતા તે ગાડી ઉપર ચઢ્યા. અંદર મખમલની ગાદી અને તકીયા મુકવામાં આવ્યા હતા; અને માથા પર સોનેરી ઝુલવાળું છત્તર ધરી રાખવામાં આવ્યું હતું. પછી બધો ઘોંઘાટ શાંત થઈ ગયો; અને તેમના પહેલો ઉપદેશ સાંભળવા માટે લોકો મુખ વિકાસીને તથા આંખો ફાડીને જોઈ રહ્યા.

પોતાની જગ્યા ઉપરથી ઉભા થઈને નવા ધર્મગુરુએ પોતાના બન્ને હાથ ઉંચા કરીને લોકોને આશિર્વાદ આપ્યો. તેમનો અવાજ કુદરતી રીતેજ પ્રશાંત કે બુલંદ ન હતો અને તેમાં પણ આજે તે વધારે ધીમો અને થરથરતો હતો. તોપણ શબ્દો સ્પષ્ટ અને મીઠા હતા; અને તેમણે કરેલી પ્રાર્થના હૃદયની લાગણીઓને ઉછાળી નાખે એવી હતી.

આ પછી વાદ્ય વાગવા લાગ્યાં—સાધુઓ મંત્રોચ્ચાર કરવા લાગ્યા—ગીતો ગવાવા લાગ્યાં—સરઘસ ધીમે ધીમે ચાલવા લાગ્યું—લોકોમાં આનંદ રસ રેલાઈ રહ્યો.

નવા ધર્મગુરુ મધ્યમ ઉંચાઈના હતા. તેમનું શરીર સાધારણ રીતે એક સરખા બાંધાનું અને તેમનો ભગવો ઝભ્ભો ખુલતો હતો. તેમનો ચહેરો સ્વાભાવિક રીતેજ ફિક્કો—આ બધા દેખાવથી જરા ઉંડો ગયેલો અને પ્રત્યેક મનુષ્યને સુલભ એવા થોડા અભિમાનવાળો હતો. તેમનું નાક જરા લાંબું; હોઠ સમાંતર અને દાંત ચળકતા હતા. તેમના વાળ લાંબા હતા. તેમનું કપાળ ભવ્ય હતું પહોળું, ઉંચું, પવિત્રતાથી ચમકતું—અને પ્રત્યેક પ્રેક્ષકના હૃદયમાં માન અને ભાવ ઉત્પન્ન કરતું હતું. તેવીજ પ્રખર બુદ્ધિ શક્તિ તેમની આંખોમાં પ્રકાશતી હતી અને તેમના ચહેરા ઉપર મહત્વાકાંક્ષા સ્પષ્ટ થતી હતી.

વડા ધર્મગુરુ મનોરગિરિનો આવો શારીરિક દેખાવ હતો. અત્યારે મોટામાં મોટી સત્તા તેમણે સંપાદન કરી હતી—મનુષ્ય જાતિની મહત્વાકાંક્ષાના ઉંચામાં ઉંચા શિખરે તેઓ પહોંચ્યા હતા. રાજાઓના પણ તે રાજા હતા અને ચક્રવર્તી રાજાઓને ઇન્સાફ પણ તેમનાજ હાથે કરવાની સત્તા હતી; અને આવી સત્તા મળતાં કાંઈક સ્વાભિમાન તેમનામાં આવે તો તે કોઈપણ રીતે અસ્વાભાવિક ગણાય ખરૂં? અને કદાચ આ વખતે તેમને તેમની યુવાવસ્થા યાદ આવતી હોય કે જ્યારે આવી સત્તા માટે તેમનું હૃદય પોકાર કરતું હતું. તે વખતે તેમને લાગ્યું હશે કે તેમના મનોરથ આ પ્રમાણે પુરા પડશે! ગાડી ચાલ્યા પછી તેમના મુખ ઉપર ઉદાસી છવાઈ—કદાચ તેમની યુવાનીમાં તેમની મહત્વાકાંક્ષાને પોષનાર કોઈ સ્નેહી તેમને મળેલો વિજય જોવા પામે તે પહેલાં આ લોકનો ત્યાગ કરી ચ૯યો ગયો હશે. તેમના માનમાં લોકો હર્ષના પોકારો કરી રહ્યા છે. વાદ્ય વાગી રહ્યાં છે, મોટા અધિકારીઓ તેમની અગાડી પગે ચાલી રહ્યા છે તોપણ તેમના મનમાં કદાચ એમ હશે કે જે સ્નેહીના ઉત્સાહથી તે આ સ્થિતિએ પહોંચવા પામ્યા છે તેની ગેરહાજરીથી બધુંજ સુનકાર છે.

તે મહાન સરઘસ ધીરે ધીરે આગળ ચાલવા માંડ્યું; અને પછી એક શેરી તરફ વળ્યું કે જ્યાં એક ઓટલા ઉપર રામકિશોર વૈદ્ય, કૃષ્ણદાસ તથા બીજા માણસો બેઠા હતા. પંજાબી વૈદ્ય પણ આ નવા ધર્મ ગુરુને જોવામાં એટલો બધો તલ્લીન થઈ ગયો હતો કે ઘડી પર તે પોતાનું વેર, ઇચ્છા, આકાંક્ષા બધુંજ ભુલી ગયો.

ગાડી બરાબર તે ઓટલાની સામેજ હતી એટલામાં કાંઈક આશ્ચર્ય ભર્યું અટ્ટહાસ્ય રામકિશોરના મુખમાંથી નીકળી રહ્યું. તે મુખ પહોળું કરીને, ગાંડા જેવી આંખો વડે, જાણે કે ગાંડા થઈ જવાની તૈયારીમાં હોય એવા અને ગભરાટવાળા તે પુરૂષ તરફ બધા પ્રેક્ષકો જોઈ રહ્યા.

"એજ તે છે! તેજ છે!" પંજાબી ભાષામાં તે બુમ પાડી ઉઠ્યો અને જાણે કે ભાન ભુલી ગયો હોય તેમ શ્વાસ રહીત થઈને પાછળ ઢળી પડ્યો.

"તે શું કહે છે!—તે શું કહેવા માગે છે?" આશ્ચર્ય અને ગભરાટથી તે વૈદ્ય તરફ જોતાં બધા અંદર અંદર પૂછવા લાગ્યા.

"ખરેખર—પરમેશ્વરને ખાતર! તેજ છે!" કૃષ્ણદાસે ઉદ્-

# પ્રજાની હાય

લખનાર—રા. દીનબંધુ

પઠાણોની કારકીર્દિ વખતે જે વિલક્ષણ ઉથલ પાથલો અને રાજ્યક્રાંતિઓ થતી હતી, તે ઇતિહાસના વાચકો સારી પેઠે જાણે છે. પાંચ છ વર્ષ એકાદ બાદશાહનું રાજ્ય ટકે ન ટકે એટલામાં તો બીજો કોઇ બંડ કરી બાદશાહને નામશેષ કરી ગાદી પર બેસતો હતો. વળી કેટલાક દિવસ બાદ તેની પણ પહેલાના જેવી કોઈ સ્થિતિ કરી દેતું. અર્થાત્ આ બાદશાહોની અનિયમમૂલક રાજશાસન પધ્ધતિને લીધે આવી રીતના રાજક્રાંતિના બનાવો હંમેશ બનતા હતા.

આ બધા પઠાણ બાદશાહોમાં ફીરોઝશાહ તઘલખ ઘણોજ ન્યાયી બાદશાહ થઇ ગયો છે. તેણે ઘણા વર્ષ સુધી રાજ્ય કરી પ્રજાનો પ્રેમ અને કીર્તિ સંપાદન કરી હતી. આ બાદશાહ જ્યારે પહેલ વહેલો ગાદીએ બેઠો ત્યારે જરા અભિમાની અને અવિચારી સ્વભાવનો હતો; પરંતુ એક અનપેક્ષિત બનાવ બનવાને લીધે તેના સ્વભાવમાં ફેર પડી ગયો.

એક દિવસ બાદશાહે પોતાના એક સરદારની સાથે ચીનના બાદશાહને એક પત્ર મોકલાવ્યો અને તેનો પ્રત્યુત્તર લઇ આવવાનું તેને કહ્યું. આ પત્રમાં એટલુંજ લખ્યું હતું કે, "અમે હિન્દુસ્થાનના બાદશાહો પાંચ-છ વર્ષ રાજ્ય કરીએ છીએ એટલામાં માર્યા જઈએ છીએ કિંવા મરી જઈએ છીએ જ્યારે તમે પચાસ-પોણોસો વર્ષ સુધી રાજ્ય સુખ ઉપભોગો છો, તેનું કારણ શું?"

આ પત્ર લઇ તે સરદાર મજલ દર મજલ કાપતો પેકીન શહેરમાં આવી પહોંચ્યો. ત્યાં જઈ તેણે ચીનના બાદશાહની મુલાકાત લીધી અને પોતાના આવવાનું કારણ દર્શાવ્યું. ચીનના બાદશાહે હિન્દુસ્થાનના બાદશાહનો પત્ર વાંચી જોયો અને સરદારને કહ્યું કે, આ પ્રશ્નનો ઉત્તર અમે થોડા વખતમાં આપીશું.

બાદશાહનો આ પ્રમાણે ઉત્તર સાંભળી સરદારને થોડો વખત પેકીનમાં રહેવાની ફરજ પડી. એક મ્હોટા વડના ઝાડ નીચે સરદારે મુકામ કર્યો હતો, અને ચીનના બાદશાહે તંબુઓ વગેરે દરેક પ્રકારની સગવડ તેને માટે કરી આપી.

આવી રીતે કેટલાક દિવસો પસાર થઇ ગયા; પણ બાદશાહ તરફથી ઉત્તર મળવાના કોઇ ચિહ્નો જણાયાં નહિ. એક દિવસે સરદારે હિમ્મત લાવી પત્રના ઉત્તર માટે બાદશાહને પૂછ્યું અને તેણે જવાબ આપ્યો:—"આટલી બધી ઉતાવળ શી છે? થોડો વખત અહિં વિશ્રાંતિ લ્યો. પછી ઉત્તર આપીશું."

સરદારે પાછી કેટલાક દિવસની રાહ જોઇ, પરંતુ બાદશાહ તરફથી કોઈ પણ ઉત્તર મળ્યો નહિ. સરદાર અને તેના માણસો સ્વદેશ પાછા ફરવા ને ઊંચા નીચા થવા લાગ્યા. આખરે કંટાળીને પુનઃ એક વખત સરદારે બાદશાહની પાસે ઉત્તરની માગણી કરી.

આજે બાદશાહ ઘણો ગુસ્સામાં હતો એટલે તેણે સંતાપીને કહ્યું—"મ્હારી પાસે ઘડી ઘડી આ વાત કહેવામાં તમને જરાપણ શરમ આવતી નથી? ઠીક છે તમારા નિર્લજ્જપણાનું પ્રાયશ્ચિત તમોને ભોગવવુંજ પડશે. જાઓ, જે વડના ઝાડ નીચે તમારો મુકામ છે, તે ઝાડ સૂકાયા સિવાય તમોને અહિંથી જવા મળશે નહિ!"

બાદશાહનો જવાબ સાંભળી સરદાર અને તેના માણસો આશ્ચર્યચકિત થઇ ગયા. સ્વદેશમાં પાછા જવાની તેમને હવે આશા રહી નહિ. કારણ કે, તે પ્રચંડ વટવૃક્ષ પૂર્ણ યુવાવસ્થામાં હતું એટલે તેને સુકાઇ જતાં લગભગ સો વર્ષ જોઇએ તેમ હતું. અર્થાત્ મનમાં બાદશાહ તરફ તિરસ્કાર દર્શાવતા તેઓ પુનઃ વટવૃક્ષ નીચે આવી દિવસો ગુજારવા લાગ્યા.

દિવસ પછી દિવસ જવા લાગ્યા. દરરોજ સવારમાં સરદાર અને તેના માણસો ઉઠે કે, તરતજ તેઓનો જીવ તલપાપડ થઇ જવા લાગ્યો. દરેક જણ તે વટવૃક્ષને જોઈ નિસાસા મુકી ગાળો દેવા લાગ્યા અને જલ્દી સુકાઇ જાય તેવી ઇશ્વર પાસે માગણી કરવા લાગ્યા. જેની જેની નજર તે વટવૃક્ષ ઉપર જતી તે તેનું મરણ ઇચ્છવા લાગ્યો. આ પ્રમાણે બધાના આત્માનો તડફડાટ તે વૃક્ષને ભોગવવો પડ્યો. અર્થાત્ દરેકની હાય અને કકળાટથી વૃક્ષ સુકાવા લાગ્યું.

લગભગ ૭ મહિને વટવૃક્ષ સુકાઇને મૃતઃપ્રાય જેવું થઇ ગયું. તેના પાંદડાં નીચે ખરી પડ્યાં. માત્ર સુકી ડાળીઓ રહી એટલે સરદારે પુનઃ રાજા પાસે ઉત્તરની માગણી કરી. બાદશાહે પહેલાં તે વૃક્ષની તપાસ કરાવી જોઇ, કે તે સુકાઇ ગયું છે કે નહિ. બાદશાહના મનને જ્યારે ખાત્રી થઇ ત્યારે તેણે સરદારને જવાબ આપતાં કહ્યું—"હવે મને લેખીત ઉત્તર આપવાની જરૂર નથી. તમારા બસો જણની હાયથી—આત્માના તડફડાટથી—જો ૭ મહિનાની અંદર આવું મહાન્ વૃક્ષ સુકાઇ નામશેષ થઇ જાય છે, તો પછી જે રાજાની પ્રજા હમેશાં અસંતુષ્ટ અને જુલ્મથી હેરાન થએલી હોય, તે પ્રજાની હાયથી તમારા બાદશાહો પાંચ-દશ વર્ષમાંજ મૃત્યુના મુખમાં પડે તેમાં નવાઇ જેવું શું છે!"

બાદશાહનો આ પ્રમાણે ઉત્તર સાંભળી સરદાર દિંગ્મૂઢ થઈ ગયો. સરદારની વિનંતિને માન આપી બાદશાહે પોતાના હાથે ફીરોઝશાહ તઘલખ ઉપર પત્ર લખી બધો ખુલાસો કર્યો, અને આખરે જણાવ્યું કે, પ્રજાને સારી રીતે સંતોષ આપી રાજ્ય કરશો તો ઘણાં વર્ષ સુધી રાજ્યોપભોગ ભોગવશો."

આ પત્ર લઇ સરદારે પેકીન છોડ્યું, અને કેટલાક મહિનાઓ બાદ તે હિન્દુસ્થાનમાં આવી પહોંચ્યો. ફિરોઝશાહના હાથમાં આ પત્ર પડતાંજ તેણે વાંચી જોયો, અને પોતાનું પહેલાનું અવિચારીપણું છોડી તે પ્રજાના કલ્યાણ તરફ વિશેષ ધ્યાન આપવા લાગ્યો. મહાત્મા તુલસીદાસે બરાબર કહ્યું છે કે,

તુલસી હાય ગરીબકી, કબૂ ન ખાલી જાય;
મુવે ઢોર કે ચામસે, લોહા ભસ્મ હો જાય.

ઓગષ્ટ માસથી શરૂ થઈ ચુકી છે.

## આજેજ ગ્રાહક થાઓ

રહસ્યનો ભંડાર! ભેદનો ખજાનો!

બુદ્ધિચાતુર્યનું લિલાનિકેતન!!!

વાર્તાના શોખીનો માટે અપૂર્વ યોજના!

સસ્તામાં સસ્તી સચિત્ર વાર્તામાળા

આ વાર્તામાળાનું દરેક પુસ્તક એક એકથી અધિક રસિક, ચિત્તાકર્ષક પ્રસિદ્ધ થશે.

# રહસ્ય-લહરી વાર્તામાળા

પોસ્ટેજ સાથે વાર્ષિક રૂા. ત્રણના લવાજમમાં ૬૨ વર્ષે ૧૨૦૦ પૃષ્ઠની

ડિટેકટિવ અર્થાત છુપી પોલિસને લગતી નવલકથાઓ પ્રસિદ્ધ થશે. દેશી વિદેશી ડિટેકટિવોના શિરોમણિ, શેરલૉક હોમ્સ તેના સહકારી ચતુર ડિટેકટિવ મી૦ સ્મિથ ઉપરાંત હિંદુસ્તાન, બંગાળા ઇંગ્લેંડ, અમેરીકા, ફ્રાન્સ વગેરે દેશોના બાહોશ ડિટેકટિવો ચોર, બદમાશો, ધાડપાડુઓ, ફાંસીઆઓ વગેરેને કેવી રીતે હંફાવી શકે છે તેનો ચિતાર વાંચતાં આ હાર નિદ્રા ભૂલી જશો.!

બબ્બે મહિનાને અંતરે લગભગ બસો પૃષ્ઠની એકેક ડિટેકટિવ નવલકથા પ્રસિદ્ધ થશે.

આ વાર્તામાળાનું પ્રથમ પુસ્તક શ્રી. મગનલાલ જાદવજી ઠક્કરે લખેલું

તૈયાર છે] **મહંતરાજનો ચેલો** [તૈયાર છે

મનીઑર્ડરથી લવાજમ મોકલનાર માટે ૨-૧૨-૦

વી. પી. થી રૂ. ત્રણ પોસ્ટેજ સાથે.

નમુના મંગાવનારે આઠ આનાની ટીકીટ બીડવી.

મેનેજર, 'લુહાણા બંધુ' કાર્યાલય, અમદાવાદ નં. ૩૩

# નવી વધાઇ! નવી ખબર

છુટક લેનારાઓની સગવડને ખાતર નીચેની કુંપન લાવનારને

# મોજ-મજાહનો બીજા વર્ષનો



# ખાસ દીવાળી અંક



ચાર આનામાં આપવામાં આવશે પાછળથી છ આના

## હમારા પહેલા વર્ષના અંક માટે

દરેક છાપાઓએ ઉંચો અભિપ્રાય આપ્યો હતો

**આ અંક તેજ અંકની ફરી યાદ આપશે**

મોજ-મજાહના ગ્રાહકોને આ અંક તદ્દન મફત મળશે

---

બીજા વર્ષના ખાસ દીવાળી અંકની

**કુંપન**

તા. ૪-૧૦ ૨૫

આ કુંપન લાવનારને અંક ચાર આનામાં મળશે

કુંપન સિવાય છ આના

બહાર ગામવાળાઓએ કુંપન સાથે પાંચ આનાની ટીકીટ બીડવી.

# મારી પ્રેમ કથા:

લખનાર—રા. મિસ્કીન.

"મારી પ્રેમકથા બહુ હૃદયદ્રાવક છે, પાંચ વર્ષ પહેલાં મારી મા, બહુ માંદી પડી. ઘરમાં બીજું કોઈ માણસ ન હોવાથી હું, મોટી મુંઝવણમાં પડયો. એક દિવસ વૈદ્યને ત્યાંથી દવા લઈ ઘરે આવતો રસ્તામાં એક બાલ વિધવા મળી એ મારી સામું જોઈ દિલદોઝીથી બોલી 'આપને રસોઈયણ બાઈ રાખવી છે?' આટલી નાની વયમ ઉંચ્ચી જાતીની સાધારણ સુસ્વરૂપ બાલ વિધવા લોકોને ત્યાં રસોઈ કરવા રહે એ જાણી મારું હૃદય દ્રવ્યું. હિંદુ-સમાજને મનમાં મેં સેંકડો ગાળો આપી ને દુઃખભર્યા દિલે બોલ્યો, 'બાઇ, હું પોતેજ મુંઝવણમાં છું ખરો પણ મારા જેવા ગરિબને ત્યાં તમને શું મળશે?"

આ વાત અગ્યેટના કુવા પાસેના એક બાંક ઉપર બેઠેલા બે યુવકો વચ્ચે થતી હતી. આ બન્ને યુવકોમાંથી એકનું નામ પ્રેમરાય ને બીજાનું નામ ધનબાઈ હતું. પ્રેમરાય એ એક સારા કવિ હતા. ને ધનબાઈ પાકા હિસાબીને સંસારી ગૃહસ્થ હતા. પ્રેમરાયના શરીરનો બાંધો પાતળો, ચહેરો ફીકકો, કૃષ આંખો નિસ્તેજ ત્યારે ધનબાઈ શરિરે બહુ જાડા, વર્ણમાં શ્યામ, લાલ ભડક આંખોવાળા હતા.

પ્રેમરાય એ એક સારા કવિ હતા, એ ઉપરથી જ. એના વિચારોની સહેજે કલ્પના થઈ શકે. એણે અત્યાર સુધીમાં ઘણાં પ્રેમગીતો લખ્યાં હતાં. તે ગીતોમાં તેણે અનેક પ્રિયાને-હૃદય રમણીને અનેક રીતે, અનેક અલંકારોથી, વિશેષણોથી સંબોધી હતી. પ્રત્યેક કવિતમાં પ્રત્યેક પ્રિયા તેની પ્રેમ નિરાશા કરવામાંજ મગ્ન મનતી હોય એમ એનું ભગ્ન હૃદય વારે વારે પોકારી ઉઠતું હોય એમ એની સીવાઈ ગયેલી છાતી ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતું હતું. અનેક હૃદય-દેવીની કાવ્યમાં અનમ પ્રતિમા કરી તેણે પોતાના હૃદયમાં પધરાવતાં પધરાવતાં હૃદયને નવું હાડપીંજર જ બનાવી મૂક્યું હતું. પ્રત્યેક પ્રિયાને આત્મહત્યાની ધમકી આપવાના ભાવો પ્રત્યક્ષ ચહેરા ઉપર તરવરતા હોય એમ સહજ જોતાં સમજી જઈએ તેમ હતું.

પ્રેમરાયથી ઉલટાજ ધનબાઈ હતા. ધનબાઈ જન્મ ધરી કોઈના પ્રેમપાશમાં પડયા નહોતા 'ધન' એજ એનું કુળ દૈવત હતું. કહેવાય છે કે એક સાધારણ સ્વરૂપવાન છોકરી સાથે એનું વિવીશાળ નક્કી થયું. પણ તેમાં તેને છસો સાતસો રૂપિયા આપવા પડે તેમ હતા એટલે તે વિવીશાળ તોડી બીજી એક કન્યા કે જે શીશમના લાકડા જેવી શ્યામ, મોઢા ઉપર શીતળાના ચોભાવાળી, દેવીની દયાથી એક આંખ ગુમાવેલી છતાં રૂપિઆ એક હજાર, સાથે લઈને આવી એટલે તરત જ તેણે તેનો સ્વીકાર કર્યો. આ સ્ત્રી ઉપર તેનો ઘણો જ પ્રેમ હતો. અને તેણે ટેનું વ્હાલ સોયું નામ 'લક્ષ્મી' રાખ્યું હતું. તે પોતાની પત્નીની જ્યારે વાતો કરતો ત્યારે 'મારી મહામાયા, એ નામથી સંબોધતો. (આ ઠેકાણે 'માયા' એ શબ્દનો સમજમાં ફેર થયેલો 'પૈસા' એ અર્થમાં લેતો) એ એના મોટા પુત્રને બોલાવતો ત્યારે 'દ્રવ્ય'

લંડનનાં સ્ટેજપર

## નાચનારી કુલીન ખોજાં બાનુઓ

## અનિતા અને સુનીતા

કેટલાક દિવસ પહેલાં અનિતા અને સુનિતા નામની બે હિંદી નર્તકીઓ સુપ્રસિદ્ધ રશિયન નટી મેડમ પાવલોવા સાથે લંડનના સ્ટેજ ઉપર જાહેર રીતે નાચવાની જાહેર ખબર પ્રસિધ્ધ થઈ હતી અને "ઇંડિયન સોશીયલ રિફોર્મર" જેવા પત્રે તેને અભિનંદન આપ્યું હતું. તેમાની સુનીતા બાઇએ થોડા વખતપર લંડનમાંના પ્રખ્યાત શિલ્પી મી. જેકબ ઇપ્સટીનને મળી પોતાની ભૂમિકા ઉપરથી કોઈ પુતળું તૈયાર કરવાનું કબુલ કરાવી લીધું હતું કે જેથી તેની વધારે પ્રસિધ્ધી થાય એવું અનુમાન કરવામાં આવ્યું છે. આ બન્ને સ્ત્રીઓ મુંબાઈના એક શ્રીમંત ખોજા ખાનદાનની બાનુઓ છે. અનિતાનું મૂળ નામ મરિયમ હોઈ સુનીતાનું માતૃપિતૃ-દત્ત નામ અમીના છે. તે બન્ને બહેનો અહીંના સુપ્રસિધ્ધ ડૉ. રજબઅલી વિશ્રામની પુત્રી હોઈ બન્ને વિવાહિત છોકરીઓ છે.

(તા. ૨૭-૯-૨૫ વિવિધ-વૃત)

નોટ:—કેટલાક નાટકનાં ટીચકાં ચલાવનારાઓ અમને ભલે ગમે તે કક્ષામાં મુકતા હોય પરંતુ નીતિની નજરે જોતાં તો અમને કુલીન બાનુઓ જાહેર જલસામાં ઉતરે એ યોગ્ય નથી લાગતું. કારણ કે અમારી પોલિસી તો ભૂરે ચૂરે અધમતામાં ફસએલાના ઉધ્ધારની છે નહિ કે સારામાં પણ સડો દાખલ કરવાના પક્ષપાતની.

અધિપતિ મોજ-મજાહ.

## હિતવચન.

લખનાર—રા. A M. Vashi.

૧. મોટાઇ મેળવવા ઇચ્છનારે ધીરજવાન થવું જોઇએ.

૨. જ્યારે દુઃખ, દરિદ્રતા મોટે બારણેથી પ્રવેશ કરે છે, ત્યારે કમભગતો પ્રેમ જાળીયાં તથા બારીમાંથી છટકી જાય છે.

૩ સ્ત્રી, પુત્ર, મિત્ર અને બંધુ, સર્વ પૂર્વ જન્મનું લ્હેણું લેવા મળ્યાં છે, તેઓ તે લ્હેણું બંધ રસ્તે પડે (મરી જાય) તેમાં શોક શાનો!

૪ આશા અને ઇચ્છા શિવાય સર્વ પ્રકારના ક્રોધ તથા પાપોનું અને દુઃખનું મૂળ કહી શકાય. (પણ, દરેકને ઇચ્છા આશા હોય છે.)

૫. આપણે આપણા દોષો ઉપર નજર ન કરતાં પારકાનામાં તેવા દોષ હોય, તો તુરત નિંદવા મંડીએ છીએ એ તદ્દન મૂર્ખાઇ કહેવાય

૬. દુઃખને વખતે ગભરાઇ ન જતાં વધારે દુઃખી લોકોએ જે ધીરજ રાખી હોય તે સાંભળવી-સંભારવી. અને સુખના વખતે ફુલાઇ જતાં પહેલાં સુખી છતાં દુઃખી થયેલાને સ્મરણમાં લાવવા.

૭. જેનામાં પ્રસન્નતા નથી, તેજ માણસ દુઃખી છે.

૮. જે માણસ બહુજ અસંતોષી અને અપ્રસન્ન છે, તેનામાં ઇર્ષા અને લોભ એ બે સદા દુર્ગુણો પ્રવેશ કરે છે.

૯. સત્ય નિષ્ઠા, ઉદારતા અને ન્યાય એ સદ્‌વૃત્તિનાં લક્ષણ છે.

૧૦. જ્યાં સુધી મનની વૃત્તિઓ ઠેકાણે કરી નથી, અને જ્યાં સુધી આશા અને ઇચ્છાનો પાર આવ્યો નથી, ત્યાં સુધી એકાંતમાં રહેવું બહુ હાનિકારક છે.

૧૧. જ્યારે નઠારો માનવી નઠારાપણું બતાવે, ત્યારે સારા માનવીએ સારાપણું બતાવવું જોઇએ.

૧૨. સુખની હાજરી એ ભવિષ્યનાં દુઃખ તથા સંકટની નોબત પોકારે છે, એમ ધારવું. અને તેથી ઉલટું દુઃખના દિવસો દેખી નિરાશ ન થવું. કારણ કે તે આપણી રાહ જોતાં સુખ સમયની ખાત્રી કરી આપનારી ભવિષ્ય વાણી છે.

૧૩. ગુમાવેલા પૈસા પાછા મળી શકે છે, કિંતુ ગુમાવેલો વખત ફરીને મળી શકતો નથીજ.

---




લખનારઃ—રા. ચિત્રપટ.

નવી ફિલ્મ—

પ્રેમ-નિરાશા.

કોહિનૂર ફીલ્મ કું. નું સામાજિક પ્રોડક્શન લેખકઃ—મી. પેસી કરાણી

વસ્તુ—રાવબહાદુર મણીલાલ મારફતીઆનો પુત્ર મોહન મેટ્રિકનો આરસાંત નકતો ધ.યલ થાય છે. નજીકમાં વસતી રૂક્મિણી નામની વિધવા તથા તેની પુત્રી ઇન્દિરા તેની સારવાર કરે છે. ઇન્દિરા-મોહનનો પ્રેમ સંબંધ બંધાય છે. રાવબહાદુર પોતાના પુત્રને પોતાના ભાગીદારની પુત્રી મંજુલા સાથે પરણાવવું કહે છે. ખરો પ્રેમી ઇન્દિરાના પ્રેમને વશ થઈ મંજુલા સાથેના લગ્નની ના પાડે છે, પિતા ગુસ્સે થઇ પોતાના ભત્રિજાને વારસ ઠરાવી પુત્રને કહાડી મૂકે છે. મંજુલા-રસિક છળપ્રપંચ કરી મોહન ઉપર ઇન્દિરાને ઝેર આપવાનું તહોમત મૂકે છે. ડૉક્ટરની પુત્રી સરોજ જે રસિકને ચાહે છે, તે તેની બેવફાઈ જોઇ વીફરે છે, અને ડૉક્ટર તથા રસિકના કાવાદાવા ઉઘાડા પાડી મોહનને ખૂન કરવાના આરોપમાંથી બચાવી લે છે.

આઇ પેસી કરાણીનો આ બીજો પ્રયત્ન છે. દેશના દુશ્મનમાં તેઓ કંઇક નામના કરી ગયા હતા, અને આશા રખાતી હતી કે, આ ફિલ્મ પણ સારી નીકળશે; પરંતુ વસ્તુતઃ તેને હિન્દુ સંસારમાં ઘટાવવા જતાં તેમણે જબરી ઠોકર ખાધી છે. કારણ કે આ ફિલ્મની મૂળ વસ્તુ અંગ્રેજીમાં છે. અંગ્રેજી ઉપરથી મી. કાબ્રાજીએ "રંગીલી દુનિયાનો" નાટક લખ્યો. તેનો ત્રીજો અવતાર સુનથી મેતાએ "કસોટી" માં કર્યો અને આ ચોથો અવતાર પ્રેમ-નિરાશાના સ્વરૂપમાં મી. કરાણીએ કર્યો છે. વસ્તુનો ઇતિહાસ આવો હોવાથી મૂળની ખૂબી નષ્ટ થાય એ સ્વાભાવિક છે. અમારા મત મુજબ મી. કરાણીએ હિન્દુ સંસારને ચીતરવા કરતાં જો વસ્તુ પારસી સમાજને લાગુ કરી હોત, તો કંઇક વધારે દીપી નીકળત. કારણ કે હિંદુ સમાજ નાટક અને સિનેમામાં બતાવવામાં આવે છે, તેટલો આગળ વધ્યો નથી. દેશના દુશ્મનમાં જે કળાવિધાન જોવામાં આવતું હતું, તે આમાં નથી. અમો આશા રાખીએ છીએ કે, મી. કરાણી આથી નિરાશ નહિ થતાં પારસી કું. ની જૂની નાટકોને છોડી કોઇ નવિન દિશામાં પ્રયત્ન કરશે, તો ખ્યાતિ નામ કહાડશે.

સંત જનાબાઇ—હિન્દુસ્થાન ફિલ્મ કું. નું ધાર્મિક ચિત્રપટ.

ગુર્જરાતની અંદર જેમ મીરાંબાઇનું નામ ઘેર ઘેર ગવાય છે, તેમ મહારાષ્ટ્રમાં જનાબાઇનું નામ આ બાળ વૃધ્ધને કંઠસ્થ છે. મીરાંબાઇ અને નરસિંહ મહેતા પર આવી પડતાં સંકટો અને ભગવાનની સહાય-મુજબ આ ફિલ્મ હિન્દુસ્તાનના એક જ ટાઇપની પિક્ચરો પ્રમાણે છે. નવીનતા કાંઇ નથી. જગ આગળ વધે છે, ત્યારે જૂની પુરાણી કંપનીએ પોતાનું જૂનું નાડું પકડીજ રાખ્યું છે! જન સમાજ બહુરંગી પકવાન માગે છે. એકનું એક ભોજન હમેશ આપવાથી અભાવ ઉત્પન્ન થાય, એ સૂત્ર તેના સંચાલકોના ધ્યાનમાં આ ફિલ્મ પછી આવ્યું હશે.

નવી ખબરો—

કોહિનૂર—મીં. દવેની લખેલી "બાલ વિધવા"ની શરૂઆત જાણીતા ફોટોગ્રાફર મી. જોષી તથા કુલીન કાન્તા અને કાળા નાગમાં મુખ્ય કેરેક્ટરનું કામ કરી પ્રખ્યાત થયેલા મી. મહેરામજીના ડાયરેક્ટરપણા નીચે નવા સ્ટુડીઓમાં થઇ ગઇ છે. સાંભળવા પ્રમાણે મી. દવેએ આ સામાજિક વસ્તુમાં સંસ્કારોની ખૂબી દર્શાવવા પ્રયત્ન કર્યો છે. બે બ્હેનોમાંથી મ્હોટીને ઉત્તમ સંસ્કાર પ્રાપ્ત થતાં કેવું પવિત્ર જીવન ગાળી બીજાને દ્રષ્ટાંત રૂપ થઇ પડે છે, તે બતાવ્યું છે, જ્યારે નાની બ્હેનનું કુસંસ્કારોને લીધે જીવનનું કેવું પરિવર્તન થાય છે, તે દર્શાવ્યું છે એકંદર વસ્તુ સામાજિક અને બોધપ્રદ હોવાનું સંભળાય છે.

મિસ પ્રમોદિની વેલીનકર-કોહિનૂરની આ નવીન કેળવાયેલી નટીને "બાલ વિધવા"માં નાની બ્હેન મંગળાનું કામ આપવામાં આવ્યું છે, જ્યારે મ્હોટી બ્હેનનું કામ મિસ જમના કરનાર છે. તે ઉપરાંત એ નવા સ્ટુડીઓના કામમાં પણ મુંબઇની પ્રજાનું જાણીતું માણસ રોકવામાં આવ્યું છે, એમ અમારા ભમતા ભૂતે ખબર આપી છે પણ તે ગોકર્ણ થશે જણાવીશું.

કૃષ્ણ—મી. મહેતા થોડી આરામગેશ લઇ પાછા કામ ઉપર હાજર થઇ ગયા છે, જ્યારે મિસ ગુલાબ હજી હાજર થઇ શકી નથી. કાળો ચોર ઇમ્પીરીયલમાં જવાથી મી. કાનજી ભાઈ રાઠોડ મી. સમદાની બાપ કમાઈ પૂરતી ઝડપથી તૈયાર કરી રહ્યા છે.

લક્ષ્મી—કાળો ચોર પાસ થઇ ગઇ છે અને ગઈ કાલથી ઇમ્પીરીયલમાં શરૂ થઇ ગઈ છે, જ્યારે શાંતી સિમંતીનીની તૈયારીઓ ચાલી રહી છે.

મહારાષ્ટ્ર—માયા બજાર તા. ૧૭ થી મેજેસ્ટીકમાં શરૂ થશે. તે પહેલાં તેનું પોસ્ટર આખી મુંબાઇ નગરીનું ધ્યાન ખેંચી રહ્યું છે.

શ્રી શારદા—દરીયાનું મુહૂર્ત સંભાળી લીધું છે, અને મી. પેંઢારકરની લખેલી "બાજીરાવ-મસ્તાની"ની શરૂઆત કરી દીધી છે.

ઇન્સાફ—ધી ઓરીયન્ટ ફોટો પ્લેનું પહેલું ડીટેકટીવ પિકચર ગઇ કાલથી મેજેસ્ટીકમાં શરૂ થઇ ગયું છે. તેની ટુંકી વાર્તા ગઇ કાલના 'છુપી પોલીસ'માં આપવામાં આવી છે, જે તરફ વાંચકોનું અમો લક્ષ ખેંચીએ છીએ.

ગુલનારે અરબ—ઉત્તમ અને ભવ્ય સેટીંગ, કુદરતી મનમોહન સીનરી અને કલાનિપુણ નટ-નટીઓથી તૈયાર થયેલી આ ફિલ્મ ગ્લોબમાં ગઈ કાલથી શરૂ થઇ છે. આ અરબ પ્રેમ-કથા બગદાદના ચોરને યાદ કરાવે એવી છે.

# સીનેમામાં બે ઘડી !

લખનાર—ગુજરાતી-સીનેમા.

—:o:—

નાટક બન્યા નકામના, નજર સીનેમા સાથ;
કલમ કંસાઈ ધમાધ ગઈ, ફેંકયા જ્યાં ત્યાં હાથ—
ફેંકયા જ્યાં ત્યાં હાથ, આગલી પાછલી લીધી,
ફીલમ કીધી તૈયાર, ફાંકે ફેંકી દીધી,—
છાશ રોટલો આજ, શીરો-પુરી શું કામના !
નજર સીનેમા સાથ, નાટક બન્યા નકામના !—

ગુજરાતની નિર્દોષ નારી, ચુંબન મિમાંસાનો સીન જોઈ સમજે, વ્હાલના ઘુંટડા પીવરાવાની શોખીન કરે છે! નૃતિકાઓ નગ્ન નાચ કરીને હીન્દની વિવેકશાળી પ્રજામાં કામ ઉત્પન્ન કરવાની કળા શીખવે છે! બીનજી, એ હિન્દમાં અપવાદરૂપ. તે જ્યારે સારા કુળની કુળવાન જુવાન કુંવારી કન્યાને, કે અનુભવી વિધવાને માગં દર્શક કરતાં શીખવાડે છે! માણસોને ઉડાવી જવાનું, બૈરીઓને ફોસલાવી જવાનું, બાપને બેવકુફ બનાવવાનું, અને બૈરીને છેતરી બનાવવાનુંજ જો આ ખાનું હોય, તો તે હીંદના દુર્ભાગ્યે બોધ થયેલુંજ ગણવું છે. પ્રાચીન ભારત અને અર્વાચીન સંસ્થાઓમાં. ભારતના ધાર્મિક વ્યવહારો હજી ડુબી ગયા નથી; અલબત પાશ્ચિમાત્ય-પ્રજાના સંસર્ગ અને ઉદર પોષણાર્થે કેળવણીના અભાવે, કંઇક નવીનતા આવી છે, પણ તે અવિચારી નકલથી દેશમાં ભુખમરો વધારે ચડી આવેલો લાગે છે.

આ પ્રકારની ચર્ચા અને વાતો, ઉઘાડે છુપે, છુપા છુપી થાય છે; કહે છે સૌ, પરંતુ કરતું કોઇ નથી.

નાટકોના બજારમાં દિવાળા નીકળ્યાં. આજે એક પણ નાટક કંપનીમાં, હરેક કે બેધારી એક્ટરોનાં બંધારણ નથી, કે નથી કુટુમ્બોનાં ધારા ધોરણ-બોટમાં વેપલા, અને તેને અંગે અલ્પ જીવનના પ્રયોગ થાય છે!

સીનેમાની વ્યક્તિઓ ધન કમાવાની લાલચે અવિનયતા ધારણ કરીને, અમર્યાદિત ચેનચાળાથીજ પોતાના ધંધાને ખીલાવવા માગતા હોય, તો તેને પોષનારા માટે ભલે મુબારક હો, પણ આબરૂદાર કુટુમ્બો માટે તો તેવો ધંધો શરમભર્યો છે!

હીંદના ઇતિહાસો, હીંદની સાંસારીક સમાજ, ને હીંદના નેતાઓના ઉચ્ચ ચારિત્રે, આ કાળમાં પણ અભ્યાસ કરવા-કરાવવા જેવા, ને સીનેમા તથા બતાવવા જેવાં છે, હલકા પ્રકારના શૃંગારથી પ્રેક્ષકોના ભ્રમિત કરવા, એ હલકી જાતના માગને પોષવા જેવું છે.

કેવળ નિર્લજ, (પ્રેમ જીવના રહિત)નાં ચિત્રો, કામ ઉત્પન્ન કરાવનારી, મોહનથી નબળાં મનને હરનારાં ભારતની સંમર્યાદ ભાઇ-બ્હેનો અને જુવાન વહુ-દીકરીઓ રજુ થાય, તે આ જમાનામાં હવે ચલાવી લઈ શકાય તેમ

ધંધામાં, ચોરી કરવી, દગલબાજી કરવી, કે ભરેલો બગાડ કરવો, તેથીજ ધન મેળવી શકાય છે, પુરતું નથી, અને તેથીએ વધુ પગલું ઉલ્લંઘવું મનાતું હોય, દીલગીરી ભરેલી વાત છે કે ધંધાને એવા માર્ગ પર લઈ કરતાં બહેતર છે કે એવા વિષયને પોષણ ન આપવું; ઉત્તમ ધંધાદારીનો ધર્મ છે. આ એક આનંદ અને સ્થાન છે, એ કંઇ કામોદીપક ઘર નથી; એ એક રેસ્ટોરેંટ બોધક મહાલય છે, એ કંઈ નૃતિકાનું મકાન નથી; એક કેળવણીની નિશાળ છે, એ ભાડવાડો નથી. આ કંઇ, સમજતું નથી, એમ ન હોય; એ પ્રકારના હલકા ટેસ્ટને કામ સારૂં ન કહેવાય, તે પણ ધંધાદારી સમજતા હોવાજ પણ જો અમુક લાલચમાં લપટાઇને, એવાજ માર્ગે ધન સાંધતા હોય, તો તે અનીતિમાન કાર્ય ગણાય, ને તે માટે તેને અટકાવી શકે છે!

હાલમાં જન સમાજ ઉશ્કેરાયલી જતી જણાય છે. નાટકોની અછતે, આ સાયંકાળનો આનંદ પ્રિય છે; પણ કેટલાક ચિત્રપટોમાં હદ બાહેર મર્યાદાનો ભંગ થતો, ને અણછાજતો વિવેક થતો જોઇને પ્રેક્ષકો કુટુમ્બ સાથે જાય છે, ને તેથી ધંધાદારીઓની ખોટ ખમડે છે; પછી સારાં પ્રોડક્શન પણ નિષ્ફળ જાય છે.

સારા સારા અને જુદી જુદી પ્રકારના લેખક ને લે અસંખ્ય છે, પણ મુગ્ધ ધંધાદારીનેજ ગમે તેવાં ચિત્રપટ નાર એકાદ બે વ્યક્તિ જાહેરમાંજ જણાયલી છે, ને તેથી સારા લેખકોને જગા મળતી નથી. જ્યાં સુધી જુદી પ્રકારનાં ભોજન જમવા મળે નહિ, ત્યાં સુધી એકની ખીચડી તરફજ ખેંચાવું પડે; આ બાબત ધ્યાનમાં સમજવાની છે.

જે દેશમાં ધંધો કરનારે પોતે એવાજ ધંધામાં તથીજ અનુભવ મેળવ્યો હોય, અને એકસુપર્દ કરે, તેજ દરેક પ્લોટસો, અને બનાવો માટે કાળજી અને લઈ શકે; પરંતુ અવિદ્વાન અને બીનકુશળ, માત્ર શોખ ને ખાતર આ પ્રકારના કે બીજા ધંધા કરીને, ક્ષેત્રને નાખવા યત્ન કરે, તેમાં ન તેમની ફતેહ થાય, કે ન ક્ષેત્ર ફળિભૂત થઇ શકે!

—o—

## ચર્ચાપત્ર..



### Wanted સિરિયસ્લી Wanted

મોજ મજાહના તંત્રી-મંત્રી અને જંત્રી જોગઃ—

તમે પંન બિલકુલ છેમરહા માસ્તર છો મ્હારા સાહેબ! મેં અમરી.ગંભીર, તદ્દન સિરિયસ, એકદમ ભારેખમ થઈને લખેલી નોકરીની અરજી કયાંક ખૂને ખંટાલે ઠેલ્લી દહ-લેખની માફક છાપી મારી બિલકુલ આર્દાની સુંડ કરી નાંખી જેથી મારો કોઇ ઘરાકજ ન લાગ્યો: તેથી આજ એકદમ છેડાઈ પડીને કહીશ કે યાદ રાખો ઓ મોજ મજાહના એડીટર, હું આ મારી ચાડી સડત્રીસ વીઘીની નોટીસથી તમને સાફ જનાવું છું કે જો હવે મારું ઘરાક ન જાગ્યું તો હું તમને તમારી જાહેર ખબરની એક પઈએ આપવાનો નથી એટલે મારી અગાઉ મકેલી અરજીના ન્હંડ તરીકે આય જાહેર ખબર તદ્દન મફત, બિલકુલ ખુદાબખશ, શાવ અલ્લાને આશરે, સહ ભરતીને ડીસાએ અને જોખમે રામ ભરોસે છાપી મારજો તો કોઇ દિવસ રામ ભરોસે મીલ જાયગા. શું તમે એમ કહેવા માંગો છો કે મેં જેટલી જેટલી જગ્યાઓની મારી લાયકી સાબીત કરી તેમાંની કોઇ જગ્યા ખાલી નથી? ખાલી હતી નહીં? કે ખાલી પડવાની નથી? જવા દો-બધ તીથી કાનો એસીએ નહીં વાંચે. મારો ગોલી એ ડાયરેક્ટરીને-એ મેનેજરીને-એ એકટરીને, ઓ તંત્રી કાકા ક્યાંક સીનેમાં આપવામાંજ હશાંવી હોને, બજાર સાથ કરતાં આપણા બે "રૂપીયા ઓછા; પછી છે કાંઇ? હા, એટલી કબુલત પહેલેથી આપી દઉં છું કે આજ દિવસ સુધી જાહેર નામે આપણે એક પણ સિનારીઓ લખ્યો નથી એટલે મગનભાઇના કુવાનાં મીઠાં પાણીને નામે નુળનાં પાણીની લોટીનો પૈસો પેદા કરવાનો તમારા અંદાજાને જરરાક દક નથી. પરંતુ ખાનગીમાં-પ્રાયવેટમાં-તમારા કાનમાં (જોજો હો આ વાત ક્યાંય બહાર ન જાય નહીં તો વળી જે કંઇ થોડું ઘણું મલે છે તે પણ બંધ થઇ દુકાળમાં અધિક માસ ચઢી અને મારે ગામ છોડી ભાગી જવું પડશે.) સમજ્યાને મારા સાહેબ. તમારા મનમાં રાખજો કે દત્તક દીકરે બાપ કહેવરાવનારા- સીનારીઓ રાઇટરને નામે મારા બે ત્રણ સીનારીઓ બહાર પડી ચૂક્યા છે, અને સારા પણ કહેવાયા છે. જો મારું આટલું કામ કરી આપશો તો આ ચિત્રપરેશ્વર ગુમદુનેશ્વર શર્માના આઇડાં, ભાઇડાં, છોકરાં, ડોકરાં દુવાની સરસ્વતી બનશે.

નોકરીનો ઉમેદવાર
સી. છ. શર્મા.

### "મિસ એમીલીની અભિનયકળા—"

મોજ-મજાહના અધિપતિ જોગ,

સીનેમા જગતમાં કોઇ ગૌહર આવતી ત્યારની વાત ત્યારે પણ હાલમાં પોતાની અભિનયકળાથી આગળ વધતી એમીલીને અભિનંદન ઘટે છે. ગૌર વદની ગુલાબ પોતાના મનમોહક ચ્હેરાથી સૌને "અમુક વર્ગ"ને આકર્ષતી હોય, મીસ હાલમાં સુલતાના કે બકાવલ પોતાના મખ્યાન નામથી ટીટીલ ઓરીયામાં દરરોજ લટકતી-હોય તેમ મીસ ઝુબેદામાં પણ હજુ આકર્ષણ છે પણ હર જગ્યાએ રાજ રમણીના મુલ્યવાન વસ્ત્રો અને મોતીના અલંકારોનો આડંબર છોડી સાદા વસ્ત્રોમાં સાદી ભૂમિકા ભજવી, ચાયરેક્ટર પણ ન થી બને તેવું કુદરતી અભિનય કરી બતાવી બુદ્ધિથી કામ કરતી હોય તો અત્યારે ફક્ત મીસ એમીલી છે. જો કે હજુ તેને ઘણું શીખવાનું છે અને ઇંગ્લીશ સીનેમાની એકટ્રેસોનો અભ્યાસ કરશે તો આગળ ઉપર ભવીષ્યમાં સારી નામના મેળવશે. એક સીન ખલાસ થતો હોય અને કેમેરા જ્યારે (fade) બંધ થતો હોય ત્યારે સારી સારી એકટ્રેસો કેમેરા કે ડાયરેકટર સામે હસી જાય છે તે જગ્યાએ મીસ એમીલી પોતાના મુખ ઉપરનો ભાવ નથી બદલાવા દેતી એ પોતાના કામમાં કેટલી તલ્લીન છે એ બતાવી આપે છે.

લી. "ચંદ્રકુમાર."

## અમારૂં નિવેદન

ગયા વર્ષે અમારા દીવાળી અંક માટે અમે પુષ્કળ જરનો ભોગ આપી જે જહેમત ઉઠાવી હતી, તેનો સઘળી દિશાએથી ભાઈબંધ સામયિક પત્રકારો, ગ્રાહકો અને વાંચકો તરફથી જે સત્કાર થયો હતો તે ઉપરથી અમે અમારા સકળ પરિશ્રમની સાર્થકતા થયેલી સમજીએ છીએ. આમ છતાં મોંઘવારીના આ જમાનામાં એ અંકની અમે પડતર જેટલી કિમ્મત રાખેલી હોવા છતાં તે સામાન્ય જનસમાજને કાંઇક વધુ પડતી લાગવાથી અમે આ વખતે ખાસ દીવાળી અંકની અડધી કિમ્મત ઘટાડી ફૂલ નહિ તો ફૂલની પાંખડીને ન્યાયે બનતી સાહિત્ય સામગ્રી ગુજરાતી શોકીન આલમ સમક્ષ રજુ કરી છે.

અમારા લેખકોમાંના પ્રાયઃ સઘળા લેખકોને ગુજરાતી પ્રજા તેમના નામથી જ જાણતી હોવાથી તેમની પ્રતિકૃતિઓથી પ્રજાને તેમનો પરિચય કરાવવાનો વ્યર્થ પ્રયાસ અમે કર્યો નથી. વળી મોજ-મજાહના લેખકોએ મોજ-મજાહને અપનાવેલું હોવાથી તેઓ લેખ લખી ફોટો મૂકાવી , પ્રસિધ્ધિમાં આવવાની લેશ માત્ર ઇચ્છા રાખતા નથી. ગુજરાતના જાણીતા કળાકાર રમણીક અ. મ્હેતાના નામથી આજે કોણ અજાણ્યું છે? વિખ્યાત 'ગુજરાતી' સાપ્તાહિકના એ સર્વદર્શી વ્યવસ્થાપકની માયાળુ અને સ્નેહભીની દેખરેખ નીચે ગયા વર્ષનો અમારો દીપોત્સવી અંક પ્રસિદ્ધ થયો હતો. આ વર્ષના આ અંકમાં જે કાંઇ સારૂં, સુંદર અને ચિત્તાકર્ષક જણાય તેનું પણ સઘળું માન અમારા એ વડિલ સ્નેહીને ઘટે છે તથા ત્રુટીઓ માટે અમેજ જવાબદાર છીએ. આ અંકમાંનો તેમનો લેખ પણ તેમની લલિત કળા વિષયક પ્રીતિનું એક સુંદર પરિણામ છે.

ગુજરાતી રંગભૂમિના યુગ પ્રવર્તક અને ભાવવાહી કાવ્યો રચનાર મસ્ત કવિ કિયાના કે જેઓ ઇચ્છે તો એકેક નાટક લખી લગભગ ત્રણ હજાર જેટલી રકમ મેળવી શકે તેમ છે તેમણે મોજ-મજાહ માટે આ ટુંક વખતમાં તદ્દન નવીન ભાવપૂર્ણ ઉચ્ચ આદર્શો રજૂ કરતા નાટકનો એક આખો અંક સ્નેહ ભાવનાથી પ્રેરાઇ લખી આપ્યો છે. હસ્તાક્ષરને આપવાની આવશ્યકતા નથી એ સૂત્રાનુસાર તેમનું લખાણ વાંચી [illegible] વાંચકો જ એ લેખનું મૂલ્ય આંકી શકશે.

અમારા બાલ્ય સ્નેહી રા. વ્રજલાલ જાદવજી [illegible] માટે અમારે કાંઇ લખવાની જરૂર નથી. મોજ મજાહને તેમણે પોતાનુંજ માન્યું છે, એટલુંજ કહેવું બસ છે.

રા. ચિત્રપટની ચમત્કારિક વાનકી આપનારી લેખિનીએ ગુજરાતી સીનેમા કંપનીઓમાં જે ચકચાર જગાડી છે તે એમના એ વિષયના બહોળા જ્ઞાન અને એમની પૂરવાર કરી ચુકી છે.

અઠંગ અભ્યાસી, પ્રખર ઐતિહાસિક નારાયણ વિસનજી અને વયોવૃધ્ધ સાક્ષર મણિલાલ જેઓ પરિશ્રમ લઇ પોતાના અમૂલ્ય વખતનો અમારે માટે ભોગ આપ્યો છે, એ બદલ તેમનો અમે માનીએ છીએ. શ્રીમાન્ નારાયણ ઠક્કરે અમને હરેક મદદ આપવા જે ઉદારતા દર્શાવી છે એ માટે પુરાણા વખતના વડિલ મુરબ્બીનો અમે જેટલો ઉપકાર તેટલો થોડો છે.

આ ઉપરાંત બીજા જે જે લેખક મિત્રોએ અમારા આંતરિક સહાનુભૂતિ અને સ્નેહપ્રીતિ દર્શાવી લેખો મોકલ્યા છે તે માટે અમે વારંવાર તેમનાં નામોનું કરવાની જરૂર ધારતા નથી. એ સર્વ વિદ્વાન સ્નેહીઓ મજાહની ઉન્નતિના મુખ્ય અંગભૂત જ છે એટલું જ બસ ધારી તેમનો સર્વનો અમે ઉપકાર માનીએ છીએ.

શબ્દજાળ અને વાંગ્જાળ બિછાવી, નીતિ અને નામનો જૂઠો ઝુંડો ઉઠાવી અમે પ્રજાને છેતરવા ઇચ્છતા. મોજ-મજાહમાં પ્રસિધ્ધ થતા લલિત સાહિત્યનો વાચકવર્ગ થતો આશાતીત સત્કાર એજ અમારૂં પ્રમાણપત્ર અમે છીએ. જીવનકલહના અવિશ્રાન્ત પરિશ્રમથી કલાન્ત બનેલાં અવકાશના વખતે આરામ સાથે વિનોદ મેળવી શકે અમારો ઉદ્દેશ છે અને રહેશે.

દીવાળી માટે લખાઇ આવેલા ઘણા લેખો સ્થળ લીધે અમે આ અંકમાં પ્રસિધ્ધ કરી શક્યા નથી તે માટે દિલગીર છીએ. હવે પછીના અંકોમાં એ લેખોને જરૂર અમે અવસ્ય સ્થાન આપીશું.

છેવટે મોજ-મજાહના ગ્રાહકો, વાંચકો, સ્નેહીઓ, [illegible]ઓ, નિંદકો, પ્રશંસકો, સહુ નેઆ નવીન વર્ષ મુબારક અમે વિરમીએ છીએ.

---

## સન્તાવું જો!

[illegible]ની માંડવીઓમાં મ્હારે સન્તાવું-સન્તાવું
આભલાંની મ્હુડીઓમાં મ્હારે સન્તાવું-સન્તાવું જો
પ્રેમની પાંખડીઓમાં મ્હારે સન્તાવું-સન્તાવું જો
રસીલાંની આંખડીઓમાં મ્હારે સન્તાવું-સન્તાવું
આભલાંની મ્હુડીઓમાં મ્હારે સન્તાવું-સન્તાવું જો
મેઘની માંડવીઓમાં મ્હારે સન્તાવું-સન્તાવું જો

—ન્હાનાલાલ દલપતરામ કવિ એમ એ



## ?

હૃદયના તારને છેડી, હૃદયનાં સત્ય ઉકેલી
ખરી માનવ છબી આલેખતો—એ કોણ ઉભો છે ?
નથી કંઈ દંભ ભાષાનો, ઠગારો નથી પડદો;
કરે પડઘા મનુજ અંતરતણા—એ કોણ ઉભો છે ?
ન એ ટોળાંતણું ઘેટું, ગરજતો કેસરીશો જે;
ભલેને એકલો તોપણ અડગ—એ કોણ ઉભો છે ?

ગ. ?



## પનિયારી.

સોનાં ઇંઢોણી, રૂપાં બેડલું સખી
પાણી ચાલી સુકુળોરી નાર હો—
પાણીડાં ભરીને પાણી રાખજો સખી.

પાણી વીનાનાં મોતી શખનાં સખી;
પાણીથી મૂલ એનાં લાખ હો—
પાણીડાં ભરીને પાણી રાખજો સખી.

પાણી જીવનડોરાં મૂલ હો સખી;
પાણી ગયું તો જીવ્યું ધૂળ હો—
પાણીડાં ભરીને પાણી રાખજો સખી.

દિવાનો.

મુકુટધારી કવિ "કલાપી"નાં કાવ્ય "મહાત્મા મૂળદાસ" ઉપરથી ઉપજાવી કાઢેલો

—ત્રીઅંકી નાટક—

# મહાત્મા મૂળદાસ.

લેખક:—શેઠ દિવાના.

( સર્વ હક સ્વાધીન )

**લેખક તરફનો ખુલાસો—.**

જ્યારે 'કલાપીના કેકારવ'માં મ્હેં 'મહાત્મા મૂળદાસનું' કાવ્ય વાંચ્યું ત્યારે હું 'પુત્રરત્ન પુંડલીક' લખતો હતો. અને તેજ વખતે ત્યાર પછીના ધાર્મિક ખેલ તરીકે મને તે નાટક લખવાનો વિચાર આવ્યો. પરંતુ તે કાવ્યમાં માત્ર વિધવાના ઉધ્ધાર માટે આપેલા આત્મભોગ શિવાય બીજી કોઈ પણ વસ્તુ હતી નહિ. તેમ મ્હારા મુંબાઈના મિત્રો અને લાગતા વળગતાઓને પૂછ્યું તો તેઓ તરફથી પણ વસ્તુ તરફ પસંદગી બતાવવા છતાં કેકારવથી વિશેષ કશી બીના મળી શકી નહિ. એટલે મેં તે કાવ્યના આત્મા તરફ ધ્યાન રાખી મ્હારા મનોરાજ્યનો મૂળદાસ ઉભો કર્યો અને તેનો કેટલોક ભાગ લખી કાઢ્યો. મોજ-મજાહના ગયા દીવાળીના અંકમાં તેમાંનોજ એક ફકરો "સત્યને ચરણે" એ નામથી આપ્યો હતો તે મૂળદાસની ગાદીના એક મહંતથી ઓધવદાસજીના વાંચવામાં આવતાં દેઓશ્રીએ કૃપા કરી મહાત્મા મૂળદાસજીનાં ભજનો અને ચરિત્ર મોકલી આપ્યાં પરંતુ સત્ય ન છૂપાવતાં મ્હારે જણાવવું જોઇએ કે ચમત્કારની ઉપેક્ષા કરનાર આ કલિયુગના જમાનામાં એ ચમત્કારમય વસ્તુ કરતાં મને મ્હારા મનોરાજ્યના મહાત્માજી વધારે વંદનીય લાગ્યા અને તેથી મેં તેજ વસ્તુને કાયમ રાખી છે. અર્થાત્ કેકારવમાં આવી ગએલી વસ્તુ સિવાય બીજી બધી વસ્તુ કલ્પિત છે એમ કહેવું જોઇએ; પરંતુ તે કલ્પનાથી મહાત્માજીના ઉજ્જવળ ચરિત્રને વધારે ચમકાવવાનીજ લેખકે તો ઇચ્છા ધરાવી છે; અને તે પણ ચમત્કારિક નહિ પણ સંભવિત-પ્રસંગો દ્વારા. જ્યાં પણ મહાત્માજીના કોઈ ભક્તને તેમાં ઉણપ જણાય તો તે ઉદાર હૃદયથી માફ કરશે એવી અભિલાષા સાથે આ ખુલાસો બંધ કરૂં છું.

દિવાનો.

## મહાત્મા મૂળદાસ.

### અંક પહેલો પ્રવેશ પહેલો

સ્થળ—ન્યાયમૂર્તિ મૂળદાસના ઘરનું દીવાનખાનું.

પાત્રો—શાંતિ, શારદા અને રમા બેઠેલાં દેખાય છે.

શારદા—તમારા ભાઇએ પણ બહુજ આગ્રહ કર્યો છે.

શાંતિ—બ્હેન આપણે ક્યાં જુદાઈ છે. પણ—

શારદા—એ પણ ને બણ કાંઈ નહીં ચાલે, રમુ તમારી દીકરી છે; હમારે શું? જેનો સુધાકર તેની આ રમુ.

( રમાને શાંતિના ખોળામાં બેસાડે છે. )

શાંતિ—ખરૂં બહેન પણ જ્યારથી સુધાકર ગુમ થયો છે ત્યારથી મેં હમારી નાનમાં પણ આવવું જવું મૂકી દીધું છે. હું ક્યાંય બહાર જતી નથી.

શારદા—તે હમારૂં ઘર શું બહારનું ઘર છે! હમારે ત્યાં તો જે કરવાનું તે તમારે અને ભાઈજીએ. બોલને રમુ તું કાંઈ બાને કહેતી નથી?

રમા—બા.

શાંતિ—બેટા. (આંખમાં ઝળઝળીયાં આવે છે.) (સ્વગત.) આજે જો સુધાકર હોત તો તેનાં પણ લગ્નનો લ્હાવો લેતી હોત. બન્ને સાથે રમતાં, 'જુગલ જોડી જેવાં દેખાત' આહ! પણ આજે શું? એક સપનું.

રમા—કેમ બા કંઇ બોલતાં નથી?

( લાડ કરતી શાંતિનાં મોઢાં સામે જોઈ રહે છે. )

શાંતિ—કહીશ. બચ્ચું; હું તારા કાકાને કહીશ હો.

શારદા—નહીં તમારે પણ આવવું પડશે.

રમા— હા બા તમારે પણ આવવું પડશે.

શાંતિ—વારુ-જોશું.

રમા—( લાડ કરતી ) નહીં, જોશું બોશું નહીં.

શારદા—બાને એક ગીત સંભળાવ તો આવશે.

શાંતિ—હા એ ખરૂં હો દીકરા

રમા—વચન આપો, તો ગીત ગાઉં.

( હાથ ખેંચી પોતાને હાથે પોતાના હાથમાં તાળી લેય છે-હસે છે અને પછી ગાય છે )

ગાયન.

જોને સહૂ પ્રેમે જીવે
જગની, પ્રેમ-જીવન જ્યોતઃ-એક
પ્રેમ જ્યોતે જગ ઝગમગે
પ્રેમદીપક ઘટઘટ બળે

પ્રેમવિણ અંધકાર સઘળે,
એ જીવન પણ મોત—ટેક
રંગી રામા પ્રેમમાં, ત્યાગી પ્રભુને પ્રેમ,
વીર વતનના પ્રેમથી, પતિપ્રેમે સતી ક્ષેમ;
—માતા શિશુ પ્રેમે જીવે જેમ સુમ મન હેમ,
મનુષ્ય શું ? જીવ માત્રનું જીવન પ્રેમ જ પ્રેમ;

(ગાયન પૂરું થતાં શાંતિ રમાનું હૃદયમાં ચાંપી ચૂમી લેય છે-શારદા અને રમા જાય છે.)

**શાંતિ**—(રોકી રાખેલાં ઝળઝળીયાં ફરી નેત્રોમાં ઉભરાય છે.) પ્રભૂ જેનાં આપ્યાં છે તેનાં અમર રાખો.

હૃદય તૂટી ગયું એક વાર તે સંધાય કહો ક્યાંથી ?
ગુમાવી વાછડું ને ગાયથી જીવાય કહો ક્યાંથી ?
જીવન જે છે લખાયું ભાગ્યમાં તે તો જીવ્યે છૂટકો,
સુકાયો જે હૃદય આનંદ તે ઉભરાય કહો ક્યાંથી ?

ભાગ્ય ! ? એ ભાગ્ય શું ? માણસો કહે છે કર્મનું ફળ હોય ત્યારે ! ? કાંઈજ નહિ-કંઈજ નહીં. કર્મ અને અકર્મ, ધર્મ અને અધર્મ, સહુ કહેવાની વાતો છે.

મરે ભૂખે સતી વારાંગના આનંદમાં મ્હાલે,
સહુ લીલોતરી ચગદે પગે, કરિ બચી ચાલે;
પ્રભૂ છે સત્યસેવી શાસ્ત્ર કહે છે, પણ જગતમાં તો—
સુખી પાપી ફરે ને સત્યવાદી આંસુઓ ઢાળે.

**મૂળદાસ**—(છેલ્લી બે લીટી સાંભળી-પાછલા કર્ટનમાંથી પ્રવેશ કરી.) પ્રભૂપર અશ્રધ્ધા-એજ પાપ. દેવી.—

**શાંતિ**—પ્રભૂ ! ! ક્યાં છે ? નાથ પ્રભૂ નથી. અને જો હોય તો જેને શેતાનને નામે ઓળખવામાં આવે છે તેજ પ્રભૂ છે.

**મૂળદાસ**—દેવી.

**શાંતિ**—સ્વામી નથી દેખાતા સંસારનાં દૃશ્યો ? નથી જોતા પાપીઓના દોર ?

અધર્મી, ધર્મી ફેરો કોળીઓ ખેંચીને ખાએ છે,
ગણે ડાહ્યા જગત ને પાચ માણસમાં પૂજાએ છે,
જૂઓ છો આંખથી તોપણ ન માને, તો ઉપાય જ શો ?
બીજું છે શાસ્ત્રમાં, વ્યવહારમાં બીજું જ થાએ છે.

**મૂળદાસ**—એજ દૃષ્ટિની ખામી ઉપરની આંખ બંધ કરી, હૃદયની આંખ ખોલો, ચર્મ ચક્ષુ છોડી અંતર ચક્ષુથી જૂઓ, ડાળાં પાંખડાંને છોડી મૂળ તપાસો.

**શાંતિ**—એટલે ! ! ?

**મૂળદાસ**—જ્યાં પ્રભૂની છે ગતિ ત્યાં આપણી ક્યાં ગત્ય છે,
ઝાંઝવાનું જળ ભલે દેખાય પણ ક્યાં સત્ય છે,
દૃષ્ટિ આ સાચી નથી બીજીએ કોઈ દૃષ્ટિ છે,
વાયુ ના દેખાય પણ જે સત્ય છે તે સત્ય છે.
હોય મેલી ભાવના દિલમાં તો કાઢી નાખજો,
સત્યનો સેવી પ્રભૂ, શ્રધ્ધા હૃદયમાં રાખજો,

ખેડુત મોલને પાણી પાય છે, નીંદણાંને નહીં; ધોરીયાને કાંઠે થઈ જોર જુલમથી મોલનું પાણી પી કરતાં પણ વધારે ફાલે છે.

**શાંતિ**—એ તો મ્હારાજ સિધ્ધાંતને પુષ્ટિ

**મૂળદાસ**—નહીં દેવી જ્યારે મોલ તૈયાર થાય છે વાઢ નાખે છે, ત્યારે તે દાણાના કણેકણનો ... કરે છે: જ્યારે એ ફાલેલાં નીંદણાંને જંગતના પગ તળે ફેંકી દેય છે. દેવી આ ફૂલના અધર્મીને જોઈ મોલ સંગ્રહ કરતી વખતે ખરા દાણાનોજ સંગ્રહ. નીંદણાંઓ જગતના પગતળે કચરાશે:—

પાપી ફૂલાઈને પૂછે-કયમ પાપ ફળ મળતું
કહેવું કે વાવે બીજ જેવું: કે તરત ફળતું
વાવવાની છે જૂદી મોસમ, જૂદી લણ,
લણતી વખત વાવ્યું લસણ, ત્યાં આમ્ર નીકળતું

(કોલ બેલનો અવાજ થાય છે. મૂળદાસનું તે ખેંચાય છે. ટ્રેમાં મૂકેલા વીઝીટીંગ કાર્ડ સાથે બોય દાખલ થાય છે કાર્ડ લઈ

**મૂળદાસ**—દેવી; આપ અંદર પધારશો ?

(શાંતિ એક તરફથી જાય છે. ઓરીસ બોય તરફ

**મૂળદાસ**—ખુશીથી આવે.

(ઓરીસ બોય જાય છે-થોડો વખત રહી સુ... લઈ પ્રવેશ કરે છે. અને મૂળદાસના ઈશારા તેને ખુરશી આપી-નમન કરી

**મૂળદાસ**—પધારો આજે કંઈ આ ગરીબનું યાદ આવ્યું ?

**સુરેન્દ્ર**—સહેજ; કંઈ તમારા જેવુંજ કામે નીકળી

**મૂળદાસ**—અહોભાગ્ય ફરમાવો.

**સુરેન્દ્ર**—કહેવાનું તો બીજું કાંઈજ નથી. સાંભળ્યું છે કે તમારી પાસે એક કેસ છે.

**મૂળદાસ**—હશે.

**સુરેન્દ્ર**—હશે નહીં; છે. તે માટે મારે એ કરવાની હતી—

**મૂળદાસ**—કે ?

**સુરેન્દ્ર**—તે જાવમસિંહ તદ્દન નિર્દોષ તરીકે જણાવો જોઈએ.

**મૂળદાસ**—જો નિર્દોષ હોય તો—

ન્યાય કેરૂં દ્વાર એ કંઈ બાપકેરૂં ઘર નથી,
ન્યાયની દૃષ્ટિએ કાંઈ આપણું કે પર નથી,
ન્યાય દીધો છે, દઉં છું ને દઈશ જીવન સુધી,
ન્યાયને નામે કરે અન્યાય, તે જાણ નર નથી.

**સુરેન્દ્ર**—તમે આ કોને જવાબ આપો છો તેનું ભાન છે ?

મૂળદાસ—હું પૂર્ણ શુદ્ધિમાં છું યુવરાજ, મને બરાબર ધ્યાન છે.

સુરેન્દ્ર—વિચારો કે તમે તમારા ભવિષ્યના રાજાની સ્હામે થાઓ છો.

મૂળદાસ—પણ સત્યની સ્હામે નહીં.

રાજા ભલે હો ભવિષ્યનો પરવા જરી અંતર નથી,
સત્યની જે રહાય છે તો રાજપદનો ડર નથી;
જગતનો રાજા તો છે બે ચાર દીનું ચાંદણું,
અન્યાયને પોષે જો ઇશ્વર, તો કહીશ ઇશ્વર નથી.

સુરેન્દ્ર—તમારો આજ હઠાગ્રહ છે ?

મૂળદાસ—આનું નામ હઠાગ્રહ નહીં પણ સત્યના પુજારીઓનો સત્યાગ્રહ છે.

સુરેન્દ્ર—હું ભવિષ્યનો રાજા હુકમ કરું છું, કે મારા હુકમનો અમલ કરો.

મૂળદાસ—હું ન્યાયનો પ્રતિનિધિ હુકમ કરું છું કે જો આજ કામ માટે આવ્યા હો તો જે રસ્તે આવ્યા છો તેજ રસ્તો ધરો

સુરેન્દ્ર—ત્યારે જવાબ ?

મૂળદાસ—આપ્યો તેજ.

સુરેન્દ્ર—તમે તમારા સ્વાર્થને બગાડો છો

મૂળદાસ—સ્વર્ગને નહીં.

સુરેન્દ્ર—એક શેતાનને છંછેડો છો.

મૂળદાસ—ભગવાનને નહીં.

સુરેન્દ્ર—વીચાર થશે.

મૂળદાસ—જોયું જશે.

સુરેન્દ્ર—પસ્તાવું પડશે.

મૂળદાસ—પાપીને

સુરેન્દ્ર—વારુ ત્યારે સલામ

(ક્રોધમાંને ક્રોધમાં સુરેન્દ્ર ચાલ્યો જાય છે.)

મૂળદાસ—(તેના તરફ જોતો, લુખ્ખું હાસ્ય કરીને.) ..... રામ રામ.

દીઠું નથી તેં સત્ય જ્યોતિ પાપમાં ભૂલેલ છે,
તેથીજ સમજે છે કે પૈસા પાસ સઘળું સહેલ છે;
દાસ માયાનો ભૂલે તુજ રાજપદના તેજમાં,
સત્યાગ્રહીને હદય, પૈસો હાથ કેરો મેલ છે.

શાંતિ—(પ્રવેશ કરી.) આનંદ, આનંદ, કહો આનંદના સમાચાર આપું તો મને શું આપશો ?

મૂળદાસ—હું પોતે-આખોજ આપનો છું. તો બીજું શું જોઇએ છે દેવી ?

શાંતિ—સ્હામે જૂઓ જોઇએ. કોણ છે ?

મૂળદાસ—કોણ ! ! સુધાકર ! ? મ્હારો છ-વર્ષ થયાં ગુમ થએલો પુત્ર ?

(સુધાકર આવી પગમાં પડે છે. તેને છાતીએ લગાડી) ,, ભાઇ આવ્યો ? આટલો વખત ક્યાં હતો ભાઇ ?

સુધાકર—એ બધું હું આપને પછી કહીશ.

મૂળદાસ—દેવી જાઓ ભાઇ વાસ્તે કંઇ નાસ્તો લઇ આવો.

(શાંતિ ઘરના અંદરના ભાગમાં જાય છે. કોલ બેલ વાગે છે. અને તેની સાથે નોકર પ્રવેશ કરે છે. તેના તરફ જોતાં.)

ઓ. બોય—ફોજદાર સાહેબ આવ્યા છે, અને કાંઇ જરૂરના કામસર આપને મળવા માગે છે.

મૂળદાસ—કોણ શૌકત ? આગળ આ,

(નોકર સાથે મૂળદાસનું જવું. સુધાકર ગભરાટમાં પડે છે.)

સુધાકર—આવી પહોંચ્યા. શીકારી કુતરાઓ, પગલે પગલું તપાસતા; જમીનનું તળીયું સુંઘતા સુંઘતા આવી પહોંચ્યા.

(મૂળદાસ, શૌકત તથા બે સિપાહીઓ સાથે પ્રવેશ કરી.)

મૂળદાસ—આ રહ્યો તમારો ગુનેહગાર.

શૌકત—સ્વાધીન લ્યો.

(સિપાહીઓ સુધાકરને કેદ કરી બેડી પહેરાવી ચાલતા થાય છે ત્યાં બીજી તરફથી નાસ્તો લેવા ગએલી શાંતિ પ્રવેશ કરે છે અને આ બનાવ જોઇ થંભી જાય છે. હાથમાંથી નાસ્તાનો સામાન નીચે પડી જાય છે.)

શાંતિ—આ શી ગડબડ છે ?

મૂળદાસ—(મોંઢે કંઇ પણ જવાબ આપ્યા વીના આકાશ તરફ આંગળી કરે છે.)

શાંતિ—(અધીરતાથી.) પણ છે શું ! ? ? વરસોથી ગુમાવેલો પુત્ર પાછો મળ્યો, તો તેને ફોજદાર પકડી લઇ ગયો. કહો-કહો તેનો ગુનેહ શો છે ?

મૂળદાસ—(આંખમાં ઝળઝળીયાં અને ગળગળા અવાજ સાથે) ખૂ...ન.

શાંતિ—ખૂન ! ! ! ?

મૂળદાસ—હા. ખૂન.

શાંતિ—ઓહ !

(શાંતિ મુર્છિત થાય છે. મૂળદાસ તેને પડતાં પડતાં ઝીલી લેય છે.)

મૂળદાસ—આજ છે આનંદ ! ? સુખ ! ? જે પર જગત ફૂલી ગયું ?
જે ઘડીમાં હાથ આવ્યું; ઘડીમાં ઉડી ગયું.

શાંતિ—(શુધ્ધિમાં આવતાં.) ફોજદાર જાણતા હતા કે તે આપણો પુત્ર છે ?

મૂળદાસ—નહીં.

શાંતિ—તમે તેને કહ્યું ?

મૂળદાસ—નહીં.

શાંતિ—કહેવામાં અડચણ શી હતી ?

મૂળદાસ—ન્યાયાધીશ તરીકે મને યોગ્ય ન લાગ્યું.

શાંતિ—ન્યાય શું એટલો બધો પ્રિય છે કે પુ ફાંસીએ ચઢાવશો ?

મુળદાસ—સતી—

સત્યના પુજારીઓને માત્ર સત્યનુ જ્ઞાન છે,
મિત્ર હો કે શત્રુ હો તેનુ ન તેને ભાન છે,
ન્યાય નિર્મળ જો રહે તો પુત્રની પરવા નથી,
એક નહી, હો લાખ પુત્રો—ન્યાયપર કુરબાન છે

ઓ.બો—ફોજદાર સાહેબ પાછા આવ્યા છે અને બહુ જરૂરનુ કામ છે એમ જણાવી આપને મળવા માગે છે

મુગદાસ—(કંટાળેલો હોય તેના સ્વરમા) કોણ!? ફોજદાર!? જા-જઇને કહી દે, કે મુલાકાત થઇ શકે તેમ નથી-ઘરના સ્ત્રી બીમાર છે

શાંતિ—(અધીરાઇથી) કોણ!? ફોજદાર!!! જા જાં તેને અંદર મોકલ હુ બીમાર નથી (નોકર જાય છે શાંતિ, ગુઠણુ મંડીએ મુળદાસના પગમા પડી-)

બચાવો-બચાવો પ્રભૂને ખાતર મ્હારા પુત્રને બચાવો

મુગદાસ—ન લોભાવો, દેવી માયા આ પામર પ્રાણીને ન લોભાવો

(ફોજદાર શૌકતઅલીનો પ્રવેશ)

શાંતિ—ભાઇ શૌકત

શૌકત—બ્હેન

મુગદાસ—દેવી (શાંતિનુ ધ્યાન ખેંચાતા તેને ઇસારેથી અલગ થાવા જણાવવુ શૌકત તરફ ફરીને) ફરમાવો ફોજદાર સાહેબ શુ હુકમ ફરમાવો છો?

શૌકત—આપ મને શરમાવો છો

મુગદાસ—જણાવવુ હોય તે થોડામા જણાવો ન્યાય કચેરીનો સમય થાય છે- વખત ન ગુમાવો

શૌકત—આજે જે છોકરાને તમારા ઘરમાથી પકડયો છે, તે કહે છે—

મુગદાસ—શુ કહે છે?

શૌકત—કે તમારો પુત્ર છે જે છ સાત વર્ષ થયા ગુમ થયો હતો

મુગદાસ—વારૂ

શૌકત—શુ આ સાચી વાત છે?

મુગદાસ—હુ નથી સમજી શકતો કે તે વાતને અને ગુનાહને શો સબંધ છે

શૌકત—કદાચ એ વાત સાચી હોય

શાંતિ—તો!!?

(આશા ભરી નજરે શૌકત તરફ જૂએ છે)

શૌકત—તજવીજ કરવામા આવે કે—

મુગદાસ—ચૂપ

શાંતિ—(ગુઠણુમંડીએ પડી) નહીં, નહી, સાવ નીર્દય ન થાવ મારો ખોળો લૂંટી મને બાવરી ન બનાવો છોડાવો-છોડાવો માગ લાવને છો તો

મુગદાસ—(સ્વગત) પ્રભૂ-પ્રભૂ—

બળે દિલ આગ પણ મોઢે બુઝાવાની મના કરવી,
જીગર ટૂકડા થતુ, 'ને આંખ આંસુઓથી ના ભરવી,
કરીને ઘા ઉપર ઘા મારવા મોટા ઉપર ટૂચા,
ધીરજની પણ કંઇ હદ છે, ધીરજ તે કયા સૂધી ધરવી
હૃદય રડતુ ને મોઢે હાસ્ય, ભૂમિકા આ ખેલનની-
હવે હદ થઇ, હવે હદ થઇ, પ્રભૂ તારી કસોટીની
જાવ-જાવ-દેવી કૃપા કરી અંદર જાવ,
કામમા આડા ન આવો

શાંતિ—અંદર જાઉ!? શા માટે? કોને માટે? જો એ પથ્થર હૃદયના બાપ (હૃદય બતાવી) આ અંદર જો

કર્યું પત્થર હૃદય જેણે એ પત્થરપર અસર શુ?
છે માનુ હૃદય શુ તે પુરૂષ નીર્દયને ખબર શુ!

મુગદાસ—સત્યની વેદી એવીજ કઠોર છે માયા—

દીધો હાથેથી ફેંકી પુત્ર, ફાંસી જાગના મુખમાં,
કદી દેવી પડે તો દઉ, તને પણ કાળના મુખમા,
છતા જે સત્ય મે છોડયુ નથી તે સત્ય નહી છોડુ
ભલે હુ પણ પડુ જઇ કાળ એ વીકરાળના મુખમા
જીવન સાર્થક જો લીધી ટેક સતની તે નીભી જાશે,
જીવ્યો છુ સત્યમા ને મોત મારૂ સત્યમા થાશે

જાઓ-ફોજદાર સાહેબ જાઓ તમારૂ કર્તવ્ય ન્યાયને તેનો ખરો રસ્તો બતાવવાનુ છે અપરાધી કોણ છે? કોનો સબંધ છે? તે સાથે ન્યાયને કંઇ પણ લેવા દેવા નથી બેશક-સુધાકર મારો પુત્ર છે પરતુ જો તેણે અપરાધ કર્યોજ હોય તો મે આજ દિવસ સૂધી કોઇ પણ અપરાધીનો પક્ષ કર્યો નથી અને આજે પણ તેવી ભલામણ કરતો નથી તમને પણ મારી એજ પ્રાર્થના છે કે તમે આજ દિવસ સૂધી ન્યાય મારગે ચાલ્યા છો તો ભવિષ્યમા પણ તેને નીભાવજો આ સ્ત્રી પુત્રપ્રેમથી ગાંડી થઇ ગઇ છે તેના બોલો કાન ઉપર ન લાવજો

શૌકત—(સ્વગત) ધન્ય છે, ધન્ય છે સસારી મહાત્મા તમોને ધન્ય છે—

ઉપદેશ દેનારા બીજાને લાખ પેદા થાય છે
પણ કસોટીમા નીભે તે મહાત્મા કહેવાય છે

શાંતિ—(ભ્રમીત અવસ્થામા) ગયો, ગયો હાથ તાળી આપી ચાલ્યો ગયો આવ્યોજ કયા હતો? એ તો ભ્રમણા વર્ષોની ઝખનાએ છાયા ઉપજાવી-હાથ ફેલાવો-પકડયો, છાયા કયાથી પકડાય? ઉડી ગઇ હહહ (વીકટ હાસ્ય) અરે જાય કયા? સતાયો છે આંધળા પાડાની રમત રમતો સતાયો છે ઉભો રહે હમણા શોધી કાઢુ છુ સુધુ-સુધુ હમને મોટાને આવી રમત ન શોભે ભાઇ-કોઇ જૂએ તો ગાંડામા ગણે—એ રહ્યો-આ રહ્યો કેમ પકડી પાડયો ને?

(દોડે છે ત્યા ફરનીચર જોડે અથડાઇ પડે છે અને માથુ ફાગી જાય છે મુગદાસ પાસે જઇ માથુ ઉપાડે છે ત્રણ ડચકા-સતી શાંતિનો સ્વર્ગવાસ)

**મૂળદાસ**—જાઓ ફોજદાર તમે તમારૂં કામ કરો.

(મૂળદાસ અશ્રુથી ભરેલાં નેત્રો સાથે શાંતિનાં મુખ તરફ જોઇ રહ્યાં છે. શૌકત છેલ્લો સીજ્દો કરી; ઉભો છે. ધીમે ધીમે પડદો પડે છે.)

---

## અંક પહેલો-પ્રવેશ બીજો



**સ્થળ**—હરિરામના ઘરની ડેલી. ઓટલા ઉપર બીમારીનો ખાટલો, સ્હામે સેકની સગડી.

**પાત્ર**—બીમારીને ખાટલે પડેલો હરિરામ અને તેની ગર્ભવતી-વીધવા પુત્રી ઉર્મિલા.

**હરિરામ**—ઉમા...ઉમા. [ ઉર્મિલા જવાબ ન આપતાં નીચુંજ મુખ રાખી પગ દબાવ્યા કરે છે ] જવાબ ન મળ્યો !? [ ઉર્મિલા અશ્રુભર્યાં નયને હરિરામ સ્હામે જોઇ રહે છે. ] રોય છે !?...રો. રો. તું રોવા માટે પેદા થઇ છો માટે રો...પેટ ભરીને રો. અભાગી છોકરી; હસવું ત્હારા ભાગ્યમાંજ નથી... રો. પણ નહીં—

જીગરમાં છેદ પાડે પણ ન કહેવા દે-ન જોવા દે;
શીકારીની કૃપા તો એ, રીબાવે પણ ન રોવા દે.

બંધ.કર-રોવું બંધ કર......ગા. ગા. પેલું ગીત ગા...... કેમ !? મ્હેં કહ્યું તે ન સંભળાયું ? [.ઉર્મિલા. આંખ્યો લુછી અને નેત્રોદ્વારા જાણે "કયું ?" એમ પૂછતી હોય તેમ મુંગીજ તેની સ્હામે જોઇ રહે છે. ] શું પૂછ્યું ? કયું ?...પેલું. નીશાળના મેલાવડામાં છોકરીઓએ ગાયું હતું તે. ઢીંગલા ઢીંગલીનું-ઢીંગલા ઢીંગલીનું ગા

**ઉર્મિલા**—એ તો હમણાંજ ગાયુંને બાપુ ! ! ?

**હરિરામ**—ફરીથી ગા.-ગાતાં ગાતાં થાકી જાય ત્યાં સુધી ગા.-મ્હારા જેવા હૈયાફુટાઓના કાન ફાટી જાય ત્યાં સુધી ગા.-આ હીન્દુ સમાજ-હીન્દુ સંસાર બળી જળી ખાખ થાય-તેનું નામ-નીશાન દુનિયાના પટપરથી ભૂસાઇ-નાબુદ થાય ત્યાં સુધી ગા.

શબ્દ એવા નીકળે કે જાણે કાળા નાગ હો,
ગીત નામે અક્ષરે અક્ષરે અગ્નિ દાગ હો;
તું બળે, હુંએ બળું, સંસાર સૌ સળગી ઉઠે,
તાનમાં, લયમાં, સુરેસુરમાં ભરેલી આગ હો.

**ઉર્મિલા**—બાપુ—

**હરિરામ**—ગા....હું કહું છુને કે ગા.

(ગાયન)

**ઉર્મિલા**—

ઢીંગલા ઢીંગલીને જેમ વરાવે,
વહુ વર બનાવે;
બચ્ચાં રમતાં ખોટાં પરણાવે.
મા-બાપો લગ્ન તેમ ઠરાવે,
ઓઠાં ભળાવે;
લગની વીનાં લગન કયમ કહાવે?
હાથ તો મેળાવ્યા પણ—
ત્યાં દિલનો મેલાપ કયાં છે!
અગ્નિ પ્રકટાવ્યો ઘીથી—
હૃદય સ્નેહતાપ કયાં છે ?
ફેરા ફોકટના છો ફરાવે,
ટાંગા થકાવે;
દિલની ચોરી, ચોરી બતલાવે.
ઢીંગલા ઢીંગલીને જેમ વરાવે,
વહુ વર બનાવે;
બચ્ચાં રમતાં ખોટાં પરણાવે,
મા-બાપો લગ્ન તેમ ઠરાવે,
ઓઠાં ભળાવે;
લગની વીનાં લગન કયમ કહાવે?

**હરિરામ**—ઢીંગલા ઢીંગલી...રમતુમાં પરણાવે...ચોરી—દિલની ચોરી...લગની વીનાં લગન...મા-બાપો ઓઠાં ભળાવે. ઓઠાં...ઓઠાં...ઓઠાં નહીં તો બીજું શું ?

"અષ્ટ વર્ષે ભવેત ગૌરી" ગૌરીવિવાહનું પુણ્ય લીધું,...કોણે ? (ઉર્મિલા તરફ જોઇને) મ્હેં અને ત્હારી માએ. સપ્તપદીના શ્લોકો...પતિપત્નિની પ્રતિજ્ઞાઓ...કોણ સમજ્યું ?... કોણે કરી ? પેલા ઘીથી અગ્નિ પ્રકટાવનારા બ્રાહ્મણે,...એમાં ત્હારે શું ? ખોટાં...ખોટાં...એ લગ્નજ ખોટાં. હું કબુલ કરૂં છું-મ્હારી બુધ્ધિ કબુલ કરે છે-મ્હારો અંતર આત્મા કહે છે કે તું કુમારીકા છે-તું શુધ્ધ કુમારીકા છે. ત્હારાં કરેલાં લગ્ન તેજ સાચાં, આ ખોટાં, પણ સમાજ—

**ઉર્મિલા**—બાપુ જરા શાંતિ.

**હરિરામ**—વચ્ચે ન બોલ. સમાજ...એ સમાજ એટલે શું !? કોઇ સમજાવતું નથી. રસ્તો બતાવા સાથે લીધેલા ભોમીયાઓ પોતેજ વાટ માર બન્યા છે. સ્વામીજી કહે છે-સમાજ-જ્ઞાતિ- હીંદુ ધર્મની અજીંક્ય ભીંત. પણ આજે તે અજીંક્ય કયાં છે ? તેને લાગેલો લૂણો સમારકામને અભાવે કાંકરીએ કાંકરીને ખોરવતો જાય છે.

વધારી સ્નેહ ઉત્પન્ન ભાવના કરવા હમારાની,
કરી સહકાર એકજ ધ્યેયવાળા સમુહ સારાની;
તફા ને ગામપરથી નામ આપી જે સભા બાંધી,
રહી એ જ્ઞાતિ શબ્દે ભાવના પુરાણુ વારાની.







# મોજ-મજાહનું નવલવર્ષનું જયોજીવતારનું પ્રભાતીઉં

જાગને પ્રાણીઆ, તણુ તો તાણીઆ,-સૂર્યદેવે જુઓ વાયુ વ્હાણું
દંત ધાવન કરી, ન્હા જતી આ ઠરી, ગરગરાવો વહુ જાય ટાણું—જાગ.
હુંટલી પામરે પાડ્યાં ગળચરાં, બીસ્કીટોનું જુઓ થાય લ્હાણું,
કોણ આરોગશે, હોંશથી ચાંપશે, આઠ વાગ્યા જરૂરથી હું જાણું—જાગ.
ટેબલે શોભતી ભજી ભૂસાથી ભરી, આ રેકેબી અહો શી વખાણું ?
ફાકશે કોણ જીવડા ઉઠી સત્વરે, કરી સીગારેટનું ઉપર આણું ?—જાગ.
સાણુ ગોટ્રેજના એક નમ્બર તણા, સોપ બોક્સે રહ્યા શા વખાણું ?
લાઈમ જ્યુસ બૉટલે, સાગને પાટલે, કોણ ન્હાવણુ કરે તુજ વિનાનું—જાગ.
લોક ન્હા ન્હા કરે, કેક ખાખા કરે, કેક ગાતુ ગંગાસૂર ગાણું,
ભેં ભેં મોટર કરે, તું તો ના સળવળે, ભુમો પાડી ચુકયો આઠ બાણું—જાગ.
દેવને દર્શને ચરણના સ્પર્શને, જો હવેલી જતા ભકત જાણું,
વારૂણી ભકત આ બારમાં ચાલીયા, પાઉ પોર્ટ મોટું કાણું—જાગ.
ગાય ગોવાળ તો ગોંદરે જઇ વરયાં, પાંજરે મેંના પોપટ નિહાળું !
શ્વાન અંગ્રેજી આ આંગણે બાંધીઆ, કોણ ઉઠાડશે વાયુ વ્હાણું—જાગ.
કૃષ્ણ ઓદ્ધવ સુદામા નથી આજ તો, મા જસોદા ન સ્વપ્નેય ભાળું.
આજ તો દેશ રંજાડતા મીસ્ટરો ને મીસીસો જગેજગ નિહાળું—જાગ.
આ નવલવર્ષ પ્હો ફાટતાં ઉઠીયે, સ્મરણુ કાંચન તણું તો રૂપાળું,
મોજ ના ચુકવી, નત્ર મજાહ મુકવી, રગ પ્રભાતી તો ગાઇ વાળું—જાગ.
જાગ ચેતન ભર્યાં દેશમુજ વ્હાલમા, વાય સ્વાતંત્ર્યતાનું જ વ્હાણું !
ઉઠ આળસ ત્યજી, દેશ ભક્તિ સજી, મણિ મનોહર મળ્યું દિવ્ય ટાણું—જાગ.

પાદરાકર.



સ્વર્ગસ્થ-દિવાન બહાદુર રણછોડભાઇ.



ગુર્જર રંગભુમિના જનક.

સ્વર્ગસ્થ-રાજકવિ નથુરામ સુંદરજી શુકલ



ભરતનાટ્યના ભાષાંતરકાર અને નાટ્યકાર.

સ્વર્ગસ્થ વાઘજીભાઇ આશારામ ઓઝા



મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના એક ઉત્પાદક અને કવી.

સ્વર્ગસ્થ-મુળજીભાઇ આશારામ ઓઝા



મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના એક ઉત્પાદક અને નટ.



# માનવ જીવન વિધાન*
અથવા
## જીવનવિધાયિની જ્યોતિ.

અનુવાદક—રા. ઠક્કુર નારાયણ વિસનજી, અમદાવાદ.

## પ્રથમ ખંડ

### વ્યક્તિરૂપમાં મનુષ્યના ધર્મ

### ૧ વિચાર

હે મનુષ્ય, તું પોતાના મનમાં વિચાર કર અને સોચી લે કે તને શા માટે ઉત્પન્ન કરવામાં આવ્યો છે.

તું પોતાની શક્તિઓનું ચિન્તન કર; પોતાની આવશ્યકતાઓ તથા પોતાના સંબંધોનો વિચાર કર; કારણ કે, એ વિષયોના ચિન્તનથી તને પોતાના જીવનનાં કર્તવ્યોનો પત્તો મળી જશે અને તારા જીવન નિર્ગમનના સમસ્ત માર્ગો તને વ્યવસ્થિત થયેલા દેખાશે.

જ્યાં સુધી તું પોતાના મનમાં સંપૂર્ણ વિચાર ન કરી લે ત્યાં સુધી કાંઈ બોલીશ નહિ અને કોઈ કાર્ય કરીશ નહિ. તું જે ડગલું ભરે તે તેના પરિણામનો વિચાર કરીને જ ભરજે; કારણ કે, વિચાર કરીને બોલવાથી, વિચાર કરીને કાર્ય કરવાથી અને વિચાર કરીને ડગલું ભરવાથી તને અપમાનને સહન કરવાનો, લજ્જાથી મસ્તકને નીચું નમાવવાનો, પશ્ચાત્તાપના પાવકથી દગ્ધ થવાનો તેમજ હૃદયમાં શોકને સ્થાન આપવાનો પ્રસંગ કદાપિ પ્રાપ્ત નહિ થાય. મૂર્ખ મનુષ્યો જ પોતાની જિવ્હાને વશ નથી રાખતા, જે મનમાં આવે છે તે વિચાર વિના બકી નાખે છે અને પોતાના શબ્દોની મૂર્ખતાની જાળમાં પોતેજ ફસાઈ જાય છે.

જે મનુષ્ય, પરિણામનો વિચાર કર્યા વિના જ સહસા કોઈ કાર્ય કરી નાખે છે તે મનુષ્ય એક એવા મનુષ્ય સમાન છે કે જે. મનુષ્ય બહુ જ વેગપૂર્વક દોડી વાડપર કૂદીને બીજી બાજૂના ઊંડા ખાડામાં જઈ પડે છે.

આટલા માટે વિચારના ધ્વનિને લક્ષપૂર્વક સાંભળી લ્યો; કારણ કે, વિચારના શબ્દો તે બુદ્ધિમત્તાના શબ્દો હોવાથી વિચારના દર્શાવેલા માર્ગો તમોને નિર્વિઘ્નતા તથા સત્યના પ્રદેશમાં પહોંચાડી દેશે.

### ૨ વિનય

હે મનુષ્ય, તું પોતાની બુદ્ધિનો આટલી સીમા પર્યન્ત ગર્વ શા કારણથી ધારી રહ્યો છે? પોતાની યોગ્યતાઓનો તું આટલો બધો ઘમંડ રાખે છે તે શા કારણથી વારૂ?

જો જ્ઞાની થવાની જ તારી ઇચ્છા હોય, તો સર્વથી પ્રથમ એમ જાણી લે કે: 'હું અજ્ઞાન છું!' અને અન્ય જનો સમક્ષ જો મૂર્ખ સિદ્ધ થવાની તારી ઇચ્છા ન હોય, તો પોતાના અભિમાનના પ્રવાહમાં તણાઈને પોતાને મહાબુદ્ધિમાન માની લેવાની મૂર્ખતા કદાપિ કરીશ નહિ.

જેવી રીતે સામાન્ય—સાદાં—વસ્ત્રો રૂપવતી રમણીના સૌન્દર્યને દીપાવનારાં થઈ પડે છે તેવી જ રીતે બુદ્ધિમત્તાનું જો કોઈ સર્વથી ઉત્તમ ભૂષણ હોય તો તે કેવળ વિનયશીલ આચાર જ છે.

લજ્જાશીલ મનુષ્યનું સંભાષણ સત્યની શોભાને વધારી દે છે અને તેના શબ્દોનો આત્મસન્દેહ તેના પ્રમાદની ક્ષમા આપી દે છે.

વિનયશીલ મનુષ્ય કેવળ પોતાની બુદ્ધિમાં જ સંપૂર્ણ વિશ્વાસ નથી રાખતો; કિન્તુ પોતાના મિત્રના પરામર્શનો વિચાર કરે છે અને તેથી થતા લાભને અવશ્ય મેળવતો રહે છે.

જ્યારે વિનયશીલ મનુષ્યની પ્રશંસા કરવામાં આવે છે ત્યારે તેનાં શ્રવણો બધિર થઈ જાય છે અને તે પોતાની પ્રશંસાને કદાપિ સત્ય નથી માનતો. તે અન્તકાલ પર્યન્ત પોતાના સદ્ગુણોથી અજ્ઞ કિંવા અનભિજ્ઞ જ રહ્યા કરે છે.

જેવી રીતે અવગુંઠન—ઘૂંઘટ—ના યોગે રમણીના રૂપની વૃદ્ધિ થાય છે તેવી જ રીતે વિનયરૂપ યવનિકાના યોગે વિનયશીલ મનુષ્યના સદ્ગુણો વિશેષ પરિમાણમાં ચમકી ઊઠે છે.

એથી વિરૂદ્ધ જો તમો દાંભિક તથા મિથ્યાભિમાની મનુષ્ય પ્રતિ દૃષ્ટિપાત કરશો, તો એમજ તમારા જોવામાં આવશે કે તે બહુમૂલ્ય વસ્ત્રો પરિધાન કરે છે, બજારમાં મરડાઈને ચાલે છે, આમ તેમ દૃષ્ટિપાત કરતો રહે છે અને તેના હૃદયમાં એજ વાસના હોય છે કે 'લોકો મને જુએ અને મારી પ્રશંસા કરે તો સારૂં!' તે પોતાના મસ્તકને ઉન્નત રાખીને વિચરે છે, ગરીબોને ઘૃણાની દૃષ્ટિથી નિહાળતો રહે છે, પોતા કરતાં જે હીનતર—ઊતરતી પંક્તિનાં—મનુષ્યો હોય તેમને ઠોકરે મારે છે અને તેથી તેના કરતાં શ્રેષ્ઠ લોકો તેના આ ગર્વ તથા મૂર્ખત્વને જોઈને તેનો ઉપહાસ કરતા રહે છે. તે અન્ય ઉત્તમ મનુષ્યોના ઉપદેશ કિંવા પરામર્શનો તિરસ્કાર કરે છે, કેવળ પોતાની માન્યતામાંજ વિશ્વાસ રાખે છે અને તેથી અવશ્ય થાપ ખાઈ જાય છે. તે પોતાના મનમાં પોતાને બહુજ બુદ્ધિશાળી માન્યા કરે છે અને તેથી તે પોતાની પ્રશંસાના શ્રવણમાં તેમજ સમસ્ત દિવસ પોતાના મુખથી પોતાના ગુણોનાં ગીતડાં ગાવામાંજ પરમાનન્દનો સાક્ષાત્કાર કર્યાં કરે છે. તે આત્મશ્લાઘા સાંભળીને પોતાના મનમાં હર્ષો

* "The Economy of Human Life" નામક એક ઉત્કૃષ્ટ અંગ્રેજી ગ્રંથનો મેં ગુજરાતી અનુવાદ કરેલો છે, અને જે અનુવાદ સત્વર પ્રકટ થવાનો છે તે ગ્રંથનો આ પ્રથમ ખંડ છે અને એ ખંડ આઠ ઉપવિભાગોમાં વિભક્ત થયેલો છે.

સમાતો જ નથી; પરંતુ મિથ્યા પ્રશંસકો તેને મૂર્ખ અથવા ઉલ્લુ બનાવીને આખો ને આખો ખાઇ જાય છે.

## ૩ સમયનો ઉપયોગ

હે મનુષ્ય, જે સમય વીતી ગયો છે તે કદાપિ પાછો આવવાનો નથી અને જે સમય આવવાનો છે તે કદાચિત્ તારા માટે ન પણ આવે એ સંભવનીય છે એટલા માટે તારે જે કાંઇ પણ લાભ લેવો હોય તે વર્તમાન કાળ પાસેથી જ લઇ લે, ભૂત કાળનો શોક ન કર અને ભવિષ્ય કાળમાં વિશેષ વિશ્વાસ ન રાખ.

જે ઘટિકા અત્યારે ચાલી રહી છે અથવા વર્તમાન છે તેજ તારી પોતાની છે; હવે પછી આવનારી ઘટિકા ભવિષ્યના ગર્ભમાં છે અને તે ભવિષ્યની ઘટિકા તારા માટે શું લાવશે અને શું નહિ, એ તો તું જાણતોજ નથી એટલે તારે જે કાંઇ પણ કરવાનું હોય તે સત્વર કરી લે; અર્થાત્ જે કાર્ય પ્રાતઃકાલમાં કરી શકાય તેમ હોય તે કાર્યને સાયંકાલ પર મુલ્તવી ન રાખ અને જે કાર્ય આજે કરી શકાય તેમ હોય તે કાર્યને આવતી કાલ પર મુલ્તવી રાખવાની અને વર્તમાન કાળને નિષ્ફળ જવા દેવાની મૂર્ખતા ન કર. *

આલસ્ય દરિદ્રતા તથા દુઃખની જનની × હોવાથી ધર્માનુકુલ પરિશ્રમના યોગે જ મનુષ્યને સુખની પ્રાપ્તિ થઇ શકે છે.

ઉદ્યોગને જોઇને દરિદ્રતા દુર પલાયન કરી જાય છે અને ઐશ્વર્ય તથા સાફલ્ય પુરૂષાર્થપરાયણ પુરૂષના દાસાનુદાસ બની જાય છે.

ધન-સંપત્તિ, માન-પ્રતિષ્ઠા, યશઃ કીર્તિ તથા રાજકૃપા આદિ કેવળ તેને જ પ્રાપ્ત થાય છે કે જે મનુષ્ય અનુદ્યોગને પોતાના નિકટમાં આવવા નથી દેતો અને આલસ્યને નિરંતર પોતાનો પરમશત્રુ માનતો રહે છે.

ઉદ્યોગી તથા આલસ્યહીન મનુષ્ય નિત્ય બ્રાહ્મ મુહૂર્તમાં જાગ્રત થાય છે અને રાતે મોડો સુઇ જાય છે; તે ચિન્તન વડે મનનો તથા ક્રિયા વડે શરીરનો વ્યાયામ કરતો રહે છે અને મન તથા શરીર ઉભયને આરોગ્યમંડિત રાખ્યા કરે છે.

આળસુ મનુષ્ય પોતે પોતા માટે ભારરૂપ હોય છે; તેનો સમય સુગમતાથી નથી વીતતો; તે આમ તેમ રખડતો રહે છે અને શું કામ કરવું અને શું નહિ, એ તે જાણતો જ નથી. તેના દિવસો મેઘોની છાયા પ્રમાણે વીતી જાય છે અને તે પોતાની પાછળ કોઇ પણ સ્મારકને રાખી જતો નથી. વ્યાયામ ન કરવાથી તેનું શરીર રોગગ્રસ્ત રહ્યા કરે છે; કાર્ય કરવાની તેની ઇચ્છા થાય છે, પરંતુ શક્તિ ન હોવાથી તેનાથી શકાતું નથી; તેનું મન અંધકારાવૃત્ત રહ્યા કરે છે; તેના કોલહિલ થતો રહે છે; તેના હૃદયમાં જ્ઞાનપ્રાપ્તિની લાલસા છે, પરંતુ ઉદ્યમના અભાવે તેની તે લાલસા પૂર્ણ થઇ નથી; અર્થાત્ બદામનો સ્વાદ લેવાની તેની ઇચ્છા હોય છે, બદામને તોડવાનો પરિશ્રમ કરવાની તેની ઇચ્છા નથી એટલે તેનાથી બદામનો સ્વાદ કદાપિ લઇ શકાતો તેના ગૃહની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની નથી તેના અનુચરો ઉડાઉ તથા ઉચ્છૃંખલ હોય છે અને તે વિનાશની દિશામાંજ આગળને આગળ દોડતો રહે છે. તે પોતાના વિનાશને પોતાનાં નેત્રો વડે જુએ છે, કાનોથી સાંભળે છે, પે મસ્તકને ધુણાવે છે અને એ વિનાશથી બચવા ઇચ્છે છે; તેનામાં ધૈર્યનો સર્વથા અભાવ હોવાથી અંતે વિનાશ તેને ચારે તરફથી ઘેરી અને અનુતાપ તથા અપ્રતિષ્ઠા સ્મશાન ભૂમિમાં લઇ જાય છે.

## ૪ સ્પર્ધા

જો તારા મનમાં યશની લાલસા હોય અને પોતાની પ્રશંસા શ્રવણથી તને આનંદ થતો હોય, તો તું પોતે જે ધુલિમાંથી છે તે ધુલિથી પોતાને ઊંચો કર અને પોતાના કોઇ એક ઉચ્ચ ઉદ્દેશને નિર્માણ કરી લે.

જે વટવૃક્ષની શાખાઓ અત્યારે ગગનગામિની થયેલી છે, તે વિશાલતમ વટવૃક્ષ એક સમયમાં પૃથ્વીના ઉદરમાં જેટલા એક લઘુતમ બીજના સ્વરૂપમાં હતું એ તો તું જાણતો જ હોવો જોઇએ.

તું પોતાના વ્યવસાયમાં, પછી તે વ્યવસાય ગમે તે હોય તો પણ, શીર્ષસ્થાનીય થવાનો યત્ન કર; ઉન્નતિમાં કોઇને પણ પોતાથી આગળ ન વધવા દે અને તે સાથે બીજાના ગુણોને ઇર્ષા તથા મત્સરની દૃષ્ટિથી ન જોતાં પોતાની બુધ્ધિનો વિકાસ કરતો રહે.

પોતાના પ્રતિસ્પર્ધી કિંવા પ્રતિદ્વંદ્વીને અધર્મમૂલક તથા નિન્દ્ય રીતિઓથી પછાડવાનો યત્ન ન કર, કિન્તુ કેવળ ધાર્મિક ઉપાયો દ્વારા જ પોતાને તેનાથી આગળ વધારતો રહે કે જેથી ઉન્નત તથા અગ્રેસર થવાની આ દોડધામમાં યદિ તને સફળતા પ્રાપ્ત ન થાય, તો પણ તને યશની પ્રાપ્તિ થવામાં તો કશો વાંધો ન જ આવે.

પવિત્ર સ્પર્ધાના યોગે મનુષ્યનો આત્મા ઉચ્ચ થાય છે; તે કીર્તિ માટે તડપતો રહે છે અને દોડમાં દોડનાર પ્રમાણે સદ્ગદિત તથા પ્રસન્ન થયા કરે છે. અનેક વિઘ્નો તથા બાધાઓથી ઘેરાયલો હોવા છતાં પણ તે તાડના વૃક્ષ પ્રમાણે વૃધ્ધિમંત થાય છે, નભોમંડળમાં ગરૂડ પ્રમાણે અત્યંત ઉચ્ચ ઉડ્ડાણ કરે છે અને પોતાનાં નેત્રોને સૂર્યનારાયણના તેજમાં સ્થિર કરી રાખે છે. મહાપુરૂષોના દૃષ્ટાન્તો રાત્રિના સમયમાં સ્વપ્ન સ્વરૂપે તેના સમક્ષ ઉપસ્થિત થાય છે અને સમસ્ત દિવસ તેમનું અનુકરણ કરવામાં જ તેને આનંદ પ્રાપ્ત થતો રહે છે. તે

---

* "કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ્બ;
અવસર બીતો જાત હૈ, ફેર કરેગો કબ્બ ?"
એક હિન્દી કહેવત.

× "आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः" ॥
એક સંસ્કૃત કિંવદન્તી.

મોટા મોટા સંકલ્પો કરે છે, તે સંકલ્પોની પૂર્ણતાથી તેને આનંદ થાય છે અને તેનું નામ સમસ્ત સંસારમાં વિખ્યાત થઈ જાય છે.

પરંતુ ઈર્ષાળુ મનુષ્યનું હૃદય વિષ તથા દ્વેષથી ભરેલું હોય છે, તેની જિહ્વા વિષનેજ ટપકાવતી રહે છે અને પોતાના પાડોશીની ઉન્નતિ કિંવા કાર્યસિદ્ધિને જોઈને તેનું મન અત્યંત અશાન્ત થઈ જાય છે. તે પોતાની કોટડીમાં પડ્યો પડ્યો બળ્યા કરે છે અને અન્ય જનોના સદ્‌ગુણો પણ તેને દુર્ગુણો સમાન દેખાયા કરે છે. વિદ્વેષ તથા ઘૃણા તેના હૃદયને કોરી કોરીને ખાતાં રહે છે અને તેને ક્યાંય પળમાત્રને માટે પણ વિશ્રાંતિ નથી મળતી. તેનાં પોતાના અંતઃકરણમાં પુણ્ય વિષયક પ્રેમનો સર્વથા અભાવ હોવાથી તે પોતાનાં પાડોશીને પણ પોતાના જેવો પાપીજ માનતો રહે છે. જે લોકો ઉન્નતિના માર્ગમાં તેનાથી આગળ વધી જાય છે તે લોકોની તે પોતે નિન્દા કરતો રહે છે અને અન્ય જનો જે કાંઈ પણ કાર્ય કરે છે તે સર્વ કાર્યોનો તે વિપરિત અર્થ જ કર્યાં કરે છે. તે દુરાશય થઈને બેસી રહે છે અને કોઈ પણ અનિષ્ટનું ચિન્તન કરતો રહે છે; પરંતુ લોકો તેના પતિ ઘૃણા દર્શાવ્યા કરે છે અને તે કરોળિયા પ્રમાણે પોતાનાં નિર્માણ કરેલાં જાળામાં પોતેજ ફસાઈને મરી જાય છે.

## ૫ દૂરદર્શિતા

*હે મનુષ્ય! આ દૂરદર્શિતાની કથાઓને દત્તચિત્ત થઈને* સાંભળી લે; તે કથાઓમાંના ઉપદેશો પ્રતિ લક્ષ આપ અને પોતાના હૃદય ભંડારમાં તેમનો સંચય કરી લે; કારણ કે, એ ઉપદેશોમાંનાં તત્ત્વો સાર્વકાલિક તથા સાર્વદેશિક છે, સર્વ સદ્‌ગુણો દૂરદર્શિતાનાજ આશ્રિત છે અને દૂરદર્શિતાજ માનવ જીવનની માર્ગદર્શિકા તથા સ્વામિની છે.

તું પોતાની જિહ્વાને વશ રાખ અને પોતાના ઓષ્ઠોને નિયમના બંધનથી બાંધી દે કે જેથી તારા પોતાના મુખમાંથી નીકળેલા અયોગ્ય શબ્દો તારી શાંતિને સંહારવાનું કુસાહસ ન કરી શકે.

લંગડા માણસની મશ્કરી ન કર; કારણ કે, એ મશ્કરીનું પરિણામ ક્યાંક એવું ન થાય કે તું પોતે પણ લંગડો થઈ જાય. જે મનુષ્ય અન્ય મનુષ્યોની ત્રુટિઓની આનન્દથી ચર્ચા કર્યા કરે છે તેના હૃદયમાં પોતાની ત્રુટિઓની ચર્ચાના શ્રવણથી દુઃખનો અસહ્ય આઘાત થાય એ સ્વાભાવિક છે.

બહુ બોલવાનું ફળ અનુતાપ હોવાથી મૌનના અવલંબનમાં જ મનુષ્યનું કલ્યાણ સમાયલું છે.

બહુ બોલનારો મનુષ્ય સમાજમાં ઉત્પાત સમાન છે; કારણ કે, તેના પ્રલાપ અથવા બકવાદને સાંભળતાં સાંભળતાં અન્ય મનુષ્યોનાં શ્રવણો થાકી જાય છે અને તેના શબ્દોની તીવ્ર ધારા વાર્તાલાપને નીરસ કરી દે છે.

અહંકાર અથવા અભિમાન ન દર્શાવ; કારણ કે, તેથી લોકો તારો તિરસ્કાર કરશે અને અન્ય મનુષ્યોનો ઉપહાસ ન કર; કારણ કે, ઉપહાસ ઘણીક વાર મહાભયંકર પરિણામને જ લઈ આવે છે.

કટુ પરિહાસ મિત્રતાનો ઘાતક હોવાથી જે મનુષ્ય પોતાની જિહ્વાને નિયમવશ નથી રાખી શકતો તે મનુષ્ય અવશ્ય કષ્ટ તથા સંકટના જાળમાં સપડાઈ જાય છે.

પોતાની પરિસ્થિતિ અનુસાર પોતામાટે યથોચિત ઉપકરણોને ભલે એકત્ર કરતો રહે; પરંતુ પોતાની યોગ્યતાથી વિશેષ વ્યર્થ ન કર; કારણ કે યૌવનાવસ્થાની મિતવ્યયિતા વૃદ્ધાવસ્થામાં સુખ આપનારી થઈ પડે છે, તૃષ્ણા કિંવા લોલુપતા પાપકર્મોની જનની છે; પરંતુ મિતવ્યયિતા આપણા સદ્‌ગુણોની રક્ષિકા છે.

તું પોતાના કામ સાથે જ કામ રાખતો રહે અને દેશ તથા જાતિના ઝગડાને પતાવવાના કાર્યનો ભાર અધિકારિવર્ગના શિરપર જ રહેવા દે. તારા મનોરંજનનો પ્રકાર એવો ન હોવો જોઈએ કે જેના માટે તારે ધનનો અત્યંત વ્યય કરવો પડે અને તે મનોરંજનને ખરીદવાનું કષ્ટ તેના ઉપભોગના યોગે પ્રાપ્ત થનારા આનન્દ કરતાં વધી જાય.

ઐશ્વર્યને જોઈને પોતાનાં વિવેકરૂપ નેત્રોને અંધ ન કરી લે અને વિપુલતાના દર્શનથી મિતવ્યયિતાને ન તજી દે; કારણ કે, જે મનુષ્ય જીવનની અનાવશ્યક વસ્તુઓમાં નિમગ્ન રહે છે તેને એક દિવસ જીવનની આવશ્યક વસ્તુઓના અભાવના કારણે આંસુડાં સારવાં પડે છે.

અન્ય મનુષ્યોના અનુભવથી બુદ્ધિમત્તાને શીખી લે અને અન્ય મનુષ્યોની ત્રુટિઓના યોગે પોતાના સર્વ દોષોને સત્વર દૂર કરી દે.

કોઈ પણ મનુષ્યમાં, તેની પૂર્ણ પરીક્ષા કરી લેવા વિના, કદાપિ વિશ્વાસ ન રાખ તેમજ તેને અવિશ્વાસની દૃષ્ટિથી પણ ન જો; કારણ કે, કોઈને અકારણ અવિશ્વાસની દૃષ્ટિથી જોવો એજ મોટામાં મોટી અનુદારતા છે.

પરંતુ જ્યારે કોઈ એક મનુષ્ય વિશ્વાસપાત્ર સિદ્ધ થઈ જાય એટલે પછી તેને પોતાના હૃદયરૂપ ભંડારમાં સંભાળીને રાખી લે અને તેને એક અમૂલ્ય રત્ન માનતો રહે.

અર્થલોલુપ મનુષ્યની કૃપાઓથી દૂર ભાગ; કારણ કે, તે કૃપાઓ તારા માટે જાળરૂપ છે એટલે તે મનુષ્યના અનુગ્રહથી તું કદાપિ ઉઋણ નથીજ થવાનો.

જે વસ્તુ આવતી કાલે ઉપયોગમાં આવવાની હોય તેનો આજેજ ઉપયોગ ન કર અને કાર્ય દૂરદષ્ટિ તથા સાવધાનતાથી થવાનો સંભવ હોય તે કાર્યને દૈવયોગના આધારે ન છોડી દે. છતાં પણ તારે એમ તો નજ માનવું કે દૂરદર્શિતાના યોગે તાને અવશ્ય સફળતાની પ્રાપ્તિ થશે અને થશે જ; કારણ કે, આજ રાત્રે શું થવાનું છે તે કોણ જાણે છે વારુ?

મૂર્ખ સદા ભાગ્યહીન નથી હોતો અને બુદ્ધિમાન પુરુષ નિત્ય સફલ મનોરથ નથી રહ્યા કરતો; છતાં મૂર્ખ અને બુદ્ધિમાનમાં એટલો ભેદ તો અવશ્ય રહ્યા કરે છે કે મૂર્ખને કદાપિ

પૂર્ણ આનંદ પ્રાપ્ત નથી થતો અને બુધ્ધિમાન્ મનુષ્ય કદાપિ સર્વથા દુઃખી કિંવા શોકાકુલ નથી રહેતો.

## ૬ ધૈર્ય

આ સંસારમાં જન્મ લેનારા પ્રત્યેક મનુષ્યને વિપત્તિ તથા દુર્ભાગ્ય, દરિદ્રતા તથા દુઃખ અને શોક તથા પીડા આદિનો ન્યૂન કિંવા અધિક પરિમાણમાં અવશ્ય સાક્ષાત્કાર કરવોજ પડે છે, એટલા માટે, હે મનુષ્ય ! તું પોતાની બાલ્યાવસ્થાથીજ પોતાના હૃદયને ધૈર્ય તથા નિર્ભયતાના યોગે દૃઢ કરી લે કે જેથી તું પોતાના ભાગમાં આવેલાં દુઃખોને ધીરતાથી સહન કરી શકે અને દુઃખોથી હચમચી ન જાય.

મરુભૂમિમાં જેવી રીતે ઊંટ ક્ષુધા, પિપાસા, તાપ તથા કષ્ટને સહન કરવા છતાં મૂર્છિત થઇને પૃથ્વી પર પછડાઇ પડતો નથી, તેવીજ રીતે મનુષ્યનું ધૈર્ય સર્વ વિપત્તિઓમાં મનુષ્યને આશ્રય આપનાર થઇ પડે છે અને તેને વિપત્તિના આઘાતથી ધરાશાયી થવા નથી દેતો.

શ્રેષ્ઠ આત્મા ભાગ્યના વિદ્વેષની પરવા નથી રાખતો અને ભાગ્યની પ્રતિકૂલતાથી તેના આત્માની મહત્તામાં લેશમાત્ર પણ ન્યૂનતા નથી થતી. તે પોતાના સુખને ભાગ્યના અનુગ્રહ પર નિર્ભર નથી રાખતો અને તેથીજ ભાગ્યની વક્ર દૃષ્ટિથી તે ભયભીત નથી થતો. તે સમુદ્ર તટના પાષાણ પ્રમાણે દૃઢ રહ્યા કરે છે અને વિપત્તિરૂપ તરંગોના આઘાતો તેના મૂળને સ્થાનભ્રષ્ટ નથી કરી શકતા. તે પાર્વત દુર્ગના મીનારા પ્રમાણે પોતાના મસ્તકને ઉન્નત કરે છે અને ભાગ્યના બાણો તેનાં ચરણોમાં આવીને પડી જાય છે. ભયના સમયમાં તેના હૃદયની ધીરતા તેની આશ્રયદાત્રી થાય છે અને તેના મનની સ્થિરતા તેને સહાયતા આપતી રહે છે. જેવી રીતે યોધ્ધો યુધ્ધમાં જાય છે અને વિજય મેળવીને પાછો ફરે છે તેવી જ રીતે તે શ્રેષ્ઠ આત્મા જીવનમાં આવતી વિપત્તિઓને પરાજિત કરીને વિજયશાળી થતો રહે છે. તેની પોતાની પ્રશાંતિ તેની વિપત્તિઓના ભારને હલકો કરી દે છે અને તેનો એકાન્ત નિશ્ચય તેનાં દુઃખોને દબાવી દે છે.

પરંતુ કાતર પુરુષનો ભીરૂ આત્મા તેને ભૂલથાપ આપતો રહે છે અને કાતર પુરૂષ તેથી લજ્જિત થતો રહે છે. દરિદ્રતાથી દુઃખી થઇને તે નીચ કૃત્યો કરતો રહે છે અને મૌનપૂર્વક અપમાન સહન કરીને પીડાને નિમંત્રણ આપતો રહે છે. જેવી રીતે વાયુના આઘાતથી કદલી વૃક્ષ કંપાયમાન થઇ જાય છે તેવીજ રીતે તે દુઃખની છાયા માત્રથીજ કંપી ઊઠે છે. સંકટના સમયમાં તે વ્યાકુલ તથા હતજ્ઞાન થઇ જાય છે, વિપત્તિની વેળામાં તેનું હૃદય બેસી જાય છે અને નિરાશા તેના આત્માને પોતાનાં ચરણો તળે ચગદી નાખે છે.

## ૭ સંતોષ

હે મનુષ્ય ! એ વાતને ભૂલીશ નહિ કે આ પૃથ્વી ઉપર પરમેશ્વરની પવિત્ર બુધ્ધિદ્વારા તારી સ્થિતિ નિશ્ચિત... પરમાત્મા તારા હૃદયની વાતોઓને સારી રીતે જાણે ... લાલસાઓની નિઃસારતા તેનાથી અજ્ઞાત નથી અને તે ... ફરીનેજ તારી પ્રાર્થનાઓને નથી સ્વીકારતો. આમ હોવા પણ સર્વ યુક્તિ સંગત કામનાઓ તથા ધાર્મિક ચેષ્ટાઓ તેની ઉદારતાએ સફળતાની સંભાવનાને પ્રતિષ્ઠિત કરેલી ...

તું જેને અનુભવે છે તે વ્યાકુલતા તેમજ જેમના તું વિલાપ કરે છે. તે વિપત્તિઓનું મૂળ તારી મૂર્ખતા, અહંકાર તથા તારી રૂગ્ણ-ભાવના જ છે, એટલા માટે વિધાનના સંબંધમાં અન્તર્વિલાપ ન કર, પ્રત્યુત પોતાના શુધ્ધ કરી લે અને પોતાના મનમાં કદાપિ એવા ... આવવા દે કે 'જો મારી પાસે સંપત્તિ, શક્તિ તથા આદિ હોય, તો જ હું સુખી થાઉં એવો સંભવ છે;' જેમની પાસે એ સર્વ વસ્તુઓ તૈયાર છે તેઓ કેવાં કેટલાં દુઃખોમાં લપટાયલા છે એ તારે નિરંતર ... રાખવાનું છે.

નિર્ધન મનુષ્ય ધનાઢ્ય મનુષ્યોનાં કલેશો તથા ... આદિને નથી દેખતો; તે શક્તિશાલી પુરૂષોની કઠિનાઓ વ્યાકુલતાઓને નથી અનુભવતો તેમજ તે એ રહસ્યને નથી જાણતો કે વ્યવસાયહીન મનુષ્યનું જીવન કેટલી પર્યન્ત ભારરૂપ થઇ પડે છે અને તેથીજ તે પોતાની માટે શોકાતુર રહ્યા કરે છે.

કોઇ પણ મનુષ્યને બાહ્યતઃ સુખી જોઇને તેની ઇર્ષ્યા કર; કારણ કે, તું તેનાં ગુપ્ત દુઃખોને જાણતો જ નથી.

અલ્પમાં સંતોષ માનવો એ સર્વથી મહત્તમ બુ... છે અને જે મનુષ્ય પોતાના ધનની વૃધ્ધિ કરે છે તે પો... ચિન્તાઓનેજ વૃધ્ધિગત કરે છે; કારણ કે, 'સંતુષ્ટ મન ગુપ્ત ધન ભંડાર છે અને શોક કિંવા દુઃખ નામક ચોર સંતુષ્ટ મનનામક ગુપ્ત ધનભંડાર પર્યન્ત કદાપિ પહોંચીજ નથી

જો તું લક્ષ્મીનાં પ્રલોભનોમાં ફસાઇને ન્યાય, ઉદારતા તથા વિનયને તિલાંજલિ નહિ સમર્પી દે, તો ઐશ્વર્ય પણ તને કદાપિ દુઃખી કરી શકે તેમ નથી. પરંતુ તત્ત્વને તું ક્યાં શીખીશ કે વિશુધ્ધ આનન્દામૃત આ માનવનું પેય નથી ?

ભલાઇ એક વેગવતી ગતિ છે કે જેને નારાયણે નર નિયત કરેલી છે અને સુખ તેનું લક્ષ્ય છે; અર્થાત્ ભલાઇ દોડની સમાપ્તિ કર્યા વિના કોઇથી પણ સુખના પ્રદેશમાં શકાતું નથી અને ભલાઇની દોડને પૂરી કરીને સુખના પહોંચી ગયા પછી મનુષ્યને નિત્યતાના નિકેતનોમાં ... પ્રાપ્તિ થાય છે.

## ૮ મિતાચાર

આ જીવનમાં તું જે સર્વથી મહાન્ આનંદને પ્રાપ્ત કરી તેમ છે તે મહાન્ આનન્દ એજ છે કે ભગવાન પાસેથી

બુધ્ધિ તથા સ્વાસ્થ્ય મળેલાં હોય. યદિ તને એ સુખો પ્રાપ્ત થયેલાં હોય અને વૃદ્ધાવસ્થા પર્યન્ત પોતાનાં એ સુખોને અવિચળ રાખવાની તારી ઇચ્છા હોય, તો તું વિષયાસક્તિના પ્રલોભનથી અલિપ્ત રહે અને તેના વિમોહનોથી દૂર ભાગી જા.

વિષયાસક્તિ જે વેળાયે પોતાનાં સ્વાદિષ્ટ ભોજનોને તારા સમક્ષ લાવીને ઉપસ્થિત કરે છે, જ્યારે વિષયાસક્તિની મદિરા તારા કાચપાત્રમાં ચમકતી દેખાય છે, જ્યારે વિષયાસક્તિ પોતાના મોહિનીરૂપને તારા સમક્ષ પ્રકટ કરે છે, જ્યારે તે મૃદુ હાસ્ય સહિત તારા પ્રતિ કટાક્ષપાત કરે છે અને તને આમોદ પ્રમોદમાં લીન થવાની પ્રેરણા કરવા માંડે છે તે સમય તારા માટે આશંકા તથા ભયનો સમય હોવાથી તે વેળાયે તારી બુધ્ધિને સાવધાન રહેવાની અત્યંત આવશ્યકતા છે; કારણ કે, તે વેળાયે જો તું તેના પ્રલોભનોમાં ફસી જાય તો તેના યોગે તારી ઘોર હાનિ થવાનો અને સુખની ભ્રાંતિથી દુઃખની ગહન ગર્તામાં તારો પાત થઇ જવાનો સંપૂર્ણ સંભવ છે. વિષયાસક્તિ જે સુખની આશાનું દર્શન કરાવે છે તે સુખ ઉન્માદના સ્વરૂપને ધારી લે છે અને વિષયાસક્તિના આનન્દો રોગ તથા મૃત્યુનાં ઉત્પાદક કારણો બની જાય છે.

વિષયાસક્તિનાં ભોજનોને નિહાળી લે, તેના આમંત્રિત અતિથિઓને ધ્યાનપૂર્વક જોઇ લે અને તેના મૃદુ હાસ્યરૂપ પ્રલોભનોમાં ફસાયલા લોકોનું અવલોકન કરી લે. શું તેઓ ક્ષીણ નથી, રોગગ્રસ્ત નથી અને નિસ્તેજ નથી? તેમના આમોદ પ્રમોદ તથા કોલાહલની લઘુ ઘટિકાઓ પછી તેમનાં દુઃખો તથા તેમની દીનતાના દીર્ઘતમ દિવસો આવી ગયા છે અને તેમણે તેમની અભિલાષાઓને ઢાંકી તથા બગાડી દીધેલી હોવાથી હવે તેમને વિષયાસક્તિનાં સ્વાદિષ્ટ ભોજનોમાં કોઇ પણ પ્રકારનો રસ મળી શકતો નથી; જેઓ એક સમયમાં વિષયાસક્તિના પરમ ભક્ત હતા તેઓ હવે તેના શિકાર થઇ ગયા છે અને જેઓ તેના ભોક્તા તરીકે પોતાને ઓળખાવતા હતા તેઓ પોતે ભોગવાયલા થઇ રહ્યા છે; કારણ કે, જે મનુષ્યો ભગવાનના આપેલા દાનનો દુરૂપયોગ કરે છે તે મનુષ્યોની અવશ્ય આવી દુર્ગતિ જ થાય છે.

પરંતુ પેલી પ્રમદા કોણ છે કે જે અતિશય સુલલિત ગતિથી પેલા ક્ષેત્રમાં હસ્તિની પ્રમાણે ડોલતી ડોલતી ચાલી જાય છે? તેના કપોલોની લાલિમા ગુલાબને લજ્જિત કરી રહી છે, તેના ઓષ્ઠોમાંથી પ્રાતઃકાલનું માધુર્ય વહન કરી રહ્યું છે, તેનાં નેત્રોમાંથી વિનીત તથા પવિત્ર આનન્દ સરી રહ્યો છે અને હાર્દિક પ્રસન્નતાપૂર્વક તે ગાતી ગાતી ગમન કરી રહી છે. તે પ્રમદાનું શુભ નામ સ્વસ્થતા દેવી તન્દુરસ્તી–છે, તે વ્યાયામની પુત્રી છે અને મર્યાદાના ગર્ભમાંથી તેનો જન્મ થયેલો છે. તેમના પુત્રો તે ગિરિમાલામાં વસે છે કે જે ગિરિમાલા સાનતોન હોએના ઉત્તરીય પ્રદેશોમાં વિસ્તરેલી છે. પિતા વ્યાયામ તથા માતા મર્યાદાના તે પુત્રો વીર, ઉદ્યમશીલ તથા તેજસ્વી છે અને તેમની ભગિનીના સર્વ સદ્ગુણો તેમનામાં પ્રત્યક્ષ દેખાયા કરે છે. ઓજસ્ તેમની નાડીઓને કસતું રહે છે, વીર્યનો તેમનાં અસ્થિઓમાં અવિચલ નિવાસ રહ્યા કરે છે અને તેમનો સમસ્ત દિનવ્યાપી જો કોઇ પણ પ્રમોદ હોય, તો તેમનો પોતાનો પરિશ્રમ જ છે. તેમના પિતાના વ્યાપારો તેમની અભિલાષાઓને ઉત્તેજિત કરતા રહે છે અને તેમની માતાના આહારો તેમને હૃષ્ટપુષ્ટ રાખ્યા કરે છે. મનોવિકારો સાથે યુધ્ધ કરવું એ તેમનો વિનોદ છે અને દુર્વ્યસનોને પરાજિત કરવાં એ તેમની ઓજસ્વિતા છે. તેમના આનન્દો પરિમિત હોવાથી અવિચલ રહે છે અને તેમનો વિશ્રામ અલ્પ હોવા છતાં ગાઢ તથા અવિકલ હોય છે. તેમનું રક્ત શુધ્ધ છે, તેમનાં મન શાન્ત છે અને તેથી વૈદ્યો તેમનાં ગૃહોના માર્ગમાં વિચરતા કદાપિ કોઇના જોવામાં આવી શકતા નથી.

પરંતુ મનુષ્યના પુત્રોનાં ગૃહોમાં નિર્વિઘ્નતા નથી વસતી તેમજ તેમના આવાસોમાં પરિત્રાણનો નિવાસ પણ જોવામાં આવી શકતો નથી. બહિર્ભાગમાં તેઓ નવીન નવીન આશંકાઓ વડે ઘેરાયેલા રહ્યા કરે છે અને તેમનાં ગૃહોમાં અવસર મળતાંજ તેમને પોતાના ફન્દામાં ફસાવવા માટે ટાંપી રહેલા વિશ્વાસઘાતકો છુપાઇને બેઠેલા હોય છે. તેમના આરોગ્ય, બળ, સૌન્દર્ય તથા ઉત્સાહ આદિએ લંપટ પ્રીતિના હૃદયમાં કામનાને ઉત્પન્ન કરી દીધી છે. તે પોતાના લતામંડપમાં દંડાયમાના થઇને તેમના અનુરાગ માટે આરાધના કર્યા કરે છે અને પોતાનાં પ્રલોભનોને વિસ્તારતી રહે છે. તેનાં અંગો કોમલ તથા લલિત છે, તેનાં વસ્ત્રાભૂષણો મનોહર તથા ચિત્તાકર્ષક છે, તેનાં મદીલાં નેત્રોમાંથી વિલાસ ટપકી રહ્યો છે અને તેના વક્ષઃસ્થલ ઉપર પ્રલોભન વિરાજેલું છે. તે પોતાની કોમલ અંગુલી વડે તેમને સંકેત કરી રહી છે, પોતાના રૂપના પ્રદર્શનથી તેમનાં મનોને લોભાવી રહી છે અને પોતાની પ્રિયતમા તથા મધુરી વાણીથી તેમને પોતાની માયાજાલમાં ફસાવવાના પ્રયત્નો કરી રહી છે.

હા! હે મનુષ્ય! તેનાં પ્રલોભનોથી દૂર પલાયન કરી જા અને તેના મનોમુગ્ધકર વાર્તાલાપને ન સાંભળ. જો તું તેના વિલાસપૂર્ણ નેત્રકટાક્ષથી ઘાયલ થઇ જઇશ, જો તું તેની મધુરી વાણીને લક્ષપૂર્વક સાંભળી લઇશ અને જો તું તેની કોમળ ભુજાઓને તારા ગળામાં નાખવા દઇશ, તો સદાને માટે તું તેનો બન્દી થઈ રહીશ; માત્ર એટલું જ નહિ, પણ ત્યાર પછી લજ્જા, રોગ, દરિદ્રતા, ચિન્તા તથા અનુતાપ આદિ આવીને તને ચારે તરફથી ઘેરી લેશે; ભોગ વિલાસના યોગે ક્ષીણ થઇને, વિષયાસક્તિના યોગે ફુલીને તથા આલસ્યના યોગે કોમળ થઇ જઇને તારૂ આયુષ્ય અલ્પ થઇ જશે અને તે અલ્પ આયુષ્ય પણ કેવળ અપયશમાં જ વીતી જશે. તારા સંતાપોની સીમા જ નહિ રહે અને કોઇ પણ વ્યક્તિ કદાપિ તારા પ્રતિ દયા નહિ જ દર્શાવે.



પૂર્ણ આનંદ પ્રાપ્ત નથી થતો અને બુદ્ધિમાન્ મનુષ્ય કદાપિ સર્વથા દુઃખી કિંવા શોકાકુલ નથી રહેતો.

## ૬ ધૈર્ય

આ સંસારમાં જન્મ લેનારા પ્રત્યેક મનુષ્યને વિપત્તિ તથા દુર્ભાગ્ય, દરિદ્રતા તથા દુઃખ અને શોક તથા પીડા આદિનો ન્યૂન કિંવા અધિક પરિમાણમાં અવશ્ય સાક્ષાત્કાર કરવોજ પડે છે, એટલા માટે, હે મનુષ્ય! તું પોતાની બાલ્યાવસ્થાથીજ પોતાના હૃદયને ધૈર્ય તથા નિર્ભયતાના ગોગે દૃઢ કરી લે કે જેથી તું પોતાના ભાગમાં આવેલાં દુઃખોને ધીરતાથી સહન કરી શકે અને દુઃખોથી ડગમગી ન જાય.

મરૂભૂમિમાં જેવી રીતે ઊંટ ક્ષુધા, પિપાસા, તાપ તથા કષ્ટને સહન કરવા છતાં મૂર્છિત થઈને પૃથ્વી પર પછડાઈ પડતો નથી, તેવીજ રીતે મનુષ્યનું ધૈર્ય સર્વ વિપત્તિઓમાં મનુષ્યને આશ્રય આપનાર થઈ પડે છે અને તેને વિપત્તિના આઘાતથી ધરાશાયી થવા નથી દેતો.

શ્રેષ્ઠ આત્મા ભાગ્યના વિદ્રોહની પરવા નથી રાખતો અને ભાગ્યની પ્રતિકૂલતાથી તેના આત્માની મહત્તામાં લેશમાત્ર પણ ન્યૂનતા નથી થતી. તે પોતાના સુખને ભાગ્યના અનુગ્રહ પર નિર્ભર નથી રાખતો અને તેથીજ ભાગ્યની વક્ર દૃષ્ટિથી તે ભયભીત નથી થતો. તે સમુદ્ર તટના પાષાણ પ્રમાણે દૃઢ રહ્યા કરે છે અને વિપત્તિરૂપ તરંગોના આઘાતો તેના મૂળને સ્થાન-ભ્રષ્ટ નથી કરી શકતા. તે પાર્વત દુર્ગના મીનારા પ્રમાણે પોતાના મસ્તકને ઉન્નત કરે છે અને ભાગ્યના બાણો તેનાં ચરણોમાં અથડાઈને પડી જાય છે. ભયના સમયમાં તેના હૃદયની ધીરતા તેની આશ્રયદાત્રી થાય છે અને તેના મનની સ્થિરતા તેને સદા-શ્વાસ આપતી રહે છે. જેવી રીતે યોદ્ધો યુદ્ધમાં જાય છે અને વિજય મેળવીને પાછો ફરે છે તેવી જ રીતે તે શ્રેષ્ઠ આત્મા જીવનમાં આવતી વિપત્તિઓને પરાજિત કરીને વિજય-શાળી થતો રહે છે. તેની પોતાની પ્રશાંતિ તેની વિપત્તિઓના ભારને હલકો કરી દે છે અને તેનો એકાન્ત નિશ્ચય તેનાં દુઃખોને દબાવી દે છે.

પરંતુ કાતર પુરૂષનો ભીરૂ આત્મા તેને ભૂલથાપ આપતો રહે છે અને કાતર પુરૂષ તેથી લજ્જિત થતો રહે છે. દરિદ્રતાથી દુઃખી થઈને તે નીચ કૃત્યો કરતો રહે છે અને મૌનપૂર્વક અપમાન સહન કરીને પીઠને નિમંત્રણ આપતો રહે છે. જેવી રીતે વાયુના આઘાતથી કદલી જરા કંપાયમાન થઈ જાય છે તેવીજ રીતે તે દુઃખની છાયા માત્રથીજ કંપી ઊઠે છે. સંકટના સમયમાં તે વ્યાકુલ તથા હતજ્ઞાન થઈ જાય છે, વિપત્તિની વેળામાં તેનું હૃદય બેસી જાય છે અને નિરાશા તેના આત્માને પોતાનાં ... તરફ મરડી નાખે છે.

## ૭ સંતોષ

હે મનુષ્ય! તું એ વાતને ભૂલીશ નહિ કે આ પૃથ્વી ઉપર પરમેશ્વરની પવિત્ર બુદ્ધિદ્વારા તારી સ્થિતિ નિ[...]
પરમાત્મા તારા હૃદયની વાર્તાઓને સારી રીતે
લાલસાઓની નિઃસારતા તેનાથી અજ્ઞાત નથી અને
કરીનેજ તારી પ્રાર્થનાઓને નથી સ્વીકારતો. આ[...]
પણ સર્વ યુક્તિ સંગત કામનાઓ તથા ધાર્મિક
તેની ઉદારતાએ સફળતાની સંભાવનાને પ્રતિષ્ઠિતા

તું જેને અનુભવે છે તે વ્યાકુલતા તેમજ
તું વિલાપ કરે છે. તે વિપત્તિઓનું મૂળ તારી
અહંકાર તથા તારી રૂગ્ણ-ભાવના જ છે, એટલા[...]
વિધાનના સંબંધમાં અન્તર્વિલાપ ન કર, પ્રત્યુત
શુદ્ધ કરી લે અને પોતાના મનમાં કદાપિ એ[...]
આવવા દે કે 'જો મારી પાસે સંપત્તિ, શક્તિ
આદિ હોય, તો જ હું સુખી થાઉં' એવો સંભવ
જેમની પાસે એ સર્વ વસ્તુઓ તૈયાર છે તે[...]
કેટલાં દુઃખોમાં લપટાયલા છે એ તારે નિ[...]
રાખવાનું છે.

નિર્ધન મનુષ્ય ધનાઢ્ય મનુષ્યોનાં ક્લેશો
આદિને નથી દેખતો; તે શક્તિશાળી પુરૂષોની
વ્યાકુલતાઓને નથી અનુભવતો તેમજ તે એ
નથી જાણતો કે વ્યવસાયહીન મનુષ્યનું જીવન
પર્યન્ત ભારરૂપ થઈ પડે છે અને તેથીજ તે
માટે શોકાતુર રહ્યા કરે છે.

કોઈ પણ મનુષ્યને બાહ્યતઃ સુખી જોઈને
ક૨; કારણ કે, તું તેનાં ગુપ્ત દુઃખોને જાણતો જ[...]

અલ્પમાં સંતોષ માનવો એ સર્વથી મ[...]
છે અને જે મનુષ્ય પોતાના ધનની વૃદ્ધિ કરે
ચિન્તાઓનેજ વૃદ્ધિંગત કરે છે; કારણ કે,
ગુપ્ત ધન ભંડાર છે અને શોક કિંવા દુઃખ ન[...]
સંતુષ્ટ મનનામક ગુપ્ત ધનભંડાર પર્યન્ત કદાપિ

જો તું લક્ષ્મીનાં પ્રલોભનોમાં ફસાઈને
ઉદારતા તથા વિનયને તિલાંજલિ નહિ [...]
ઐશ્વર્ય પણ તને કદાપિ દુઃખી કરી શકે [...]
તત્ત્વને તું ક્યાં શીખીશ કે વિશુદ્ધ આન[...]
માનવનું ધ્યેય નથી?

ભલાઈ એક વેગવતી ગતિ છે કે [...]
નિયત કરેલી છે અને સુખ તેનું લક્ષ્ય [...]
દોડની સમાપ્તિ કર્યાં વિના કોઈથી પણ
શકાતું નથી અને ભલાઈની દોડને પૂરી
પહોંચી ગયા પછી મનુષ્યને નિત્યતાના
પ્રાપ્તિ થાય છે.

## ૮ મિતાચાર

આ જીવનમાં તું જે સર્વથી મ[...]
તેમ છે તે મહાન્ આનન્દ એજ છે [...]

બુદ્ધિ તથા સ્વાસ્થ્ય મળેલાં હોય. યદિ તને એ સુખો પ્રાપ્ત થયેલાં હોય અને વૃદ્ધાવસ્થા પર્યન્ત પોતાનાં એ સુખોને અવિચળ રાખવાની તારી ઇચ્છા હોય, તો તું વિષયાસક્તિના પ્રલોભનથી અલિપ્ત રહે અને તેના વિનોદનોથી દૂર ભાગી જા.

વિષયાસક્તિ જે વેળાયે પોતાનાં સ્વાદિષ્ટ ભોજનોને તારા સમક્ષ લાવીને ઉપસ્થિત કરે છે, જ્યારે વિષયાસક્તિની મદિરા તારા કાચપાત્રમાં ચમકતી દેખાય છે, જ્યારે વિષયાસક્તિ પોતાના મોહિનીરૂપને તારા સમક્ષ પ્રકટ કરે છે, જ્યારે તે મૃદુ હાસ્ય સહિત તારા પ્રતિ કટાક્ષપાત કરે છે અને તને આમોદ પ્રમોદમાં લીન થવાની પ્રેરણા કરવા માંડે છે તે સમય તારા માટે આશંકા તથા ભયનો સમય હોવાથી તે વેળાયે તારી બુદ્ધિને સાવધાન રહેવાની અત્યંત આવશ્યકતા છે; કારણ કે, તે વેળાયે જો તું તેના પ્રલોભનોમાં ફસી જાય તો તેના યોગે તારી ઘોર હાનિ થવાનો અને સુખની ભ્રાંતિથી દુઃખની ગહન ગર્તામાં તારો પાત થઇ જવાનો સંપૂર્ણ સંભવ છે. વિષયાસક્તિ જે સુખની આશાનું દર્શન કરાવે છે તે સુખ ઉન્માદના સ્વરૂપને ધારી લે છે અને વિષયાસક્તિના આનન્દો રોગ તથા મૃત્યુનાં ઉત્પાદક કારણો બની જાય છે.

વિષયાસક્તિનાં ભોજનોને નિહાળી લે, તેના આમંત્રિત અતિથિઓને ધ્યાનપૂર્વક જોઇ લે અને તેના મૃદુ હાસ્યરૂપ પ્રલોભનોમાં ફસાયલા લોકોનું અવલોકન કરી લે. શું તેઓ ક્ષીણ નથી, રોગગ્રસ્ત નથી અને નિસ્તેજ નથી? તેમના આમોદ પ્રમોદ તથા કોલાહલની લઘુ ઘટિકાઓ પછી તેમનાં દુઃખો તથા તેમની દીનતાના દીર્ઘતમ દિવસો આવી ગયા છે અને તેમણે તેમની અભિલાષાઓને ઢાંકી તથા બગાડી દીધેલી હોવાથી હવે તેમને વિષયાસક્તિનાં સ્વાદિષ્ટ ભોજનોમાં કોઇ પણ પ્રકારનો રસ મળી શકતો નથી; જેઓ એક સમયમાં વિષયાસક્તિના પરમ ભક્ત હતા તેઓ હવે તેના શિકાર થઇ ગયા છે અને જેઓ તેના ભોક્તા તરીકે પોતાને ઓળખાવતા હતા તેઓ પોતે ભોગવાયલા થઇ રહ્યા છે; કારણ કે, જે મનુષ્યો ભગવાનના આપેલા દાનનો દુરૂપયોગ કરે છે તે મનુષ્યોની અવશ્ય આવી દુર્ગતિ જ થાય છે.

પરંતુ પેલી પ્રમદા કોણ છે કે જે અતિશય સુલલિત ગતિથી પેલા ક્ષેત્રમાં હસ્તિની પ્રમાણે ડોલતી ડોલતી ચાલી જાય છે! તેના કપોલોની લાલિમા ગુલાબને લજ્જિત કરી રહી છે, તેના ઓષ્ઠોમાંથી પ્રાતઃકાલનું માધુર્ય વહન કરી રહ્યું છે, તેનાં નેત્રોમાંથી વિનીત તથા પવિત્ર આનન્દ સ્રવી રહ્યો છે અને હાર્દિક પ્રસન્નતાપૂર્વક તે ગાતી ગાતી ગમન કરી રહી છે. તે પ્રમદાનું શુભ નામ સ્વાસ્થ્યના દેવી તન્દુરસ્તી—છે, તે વ્યાયામની પુત્રી છે અને મર્યાદાના ગર્ભમાંથી તેનો જન્મ થયેલો છે. તેમના પુત્રો તે ગિરિમાલામાં વસે છે કે જે ગિરિમાલા સાનતોન હોએના ઉત્તરીય પ્રદેશોમાં વિસ્તરેલી છે. પિતા વ્યાયામ તથા માતા મર્યાદાના તે પુત્રો વીર, ઉદ્યમશીલ તથા તેજસ્વી છે અને તેમની ભગિનીના સર્વ સદ્ગુણો તેમનામાં પ્રત્યક્ષ દેખાયા કરે છે.

ઓજસ્ તેમની નાડીઓને ફરતું રહે છે, વીર્યનો તેમનાં અસ્થિયોમાં અવિચલ નિવાસ રહ્યા કરે છે અને તેમનો સમસ્ત દિનવ્યાપી જે કોઇ પણ પ્રમોદ હોય, તો તેમનો પોતાનો પરિશ્રમ જ છે. તેમના પિતાના વ્યાપારો તેમની અભિલાષાઓને ઉત્તેજિત કરતા રહે છે અને તેમની માતાના આહારો તેમને હૃષ્ટપુષ્ટ રાખ્યા કરે છે. મનોવિકારો સાથે યુદ્ધ કરવું એ તેમનો વિનોદ છે અને દુર્વ્યસનોને પરાજિત કરવાં એ તેમની ઓજસ્વિતા છે. તેમના આનન્દો પરિમિત હોવાથી અવિચલ રહે છે અને તેમનો વિશ્રામ અલ્પ હોવા છતાં ગાઢ તથા અવિકલ હોય છે. તેમનું રક્ત શુદ્ધ છે, તેમનાં મન શાન્ત છે અને તેથી વૈદ્યો તેમનાં ગૃહોના માર્ગમાં વિચરતા કદાપિ કોઇના જોવામાં આવી શકતા નથી.

પરંતુ મનુષ્યના પુત્રોનાં ગૃહોમાં નિર્વિઘ્નતા નથી વસતી તેમજ તેમના આવાસોમાં પરિત્રાણનો નિવાસ પણ જોવામાં આવી શકતો નથી. બહિર્ભાગમાં તેઓ નવીન નવીન આશંકાઓ વડે ઘેરાયેલા રહ્યા કરે છે અને તેમનાં ગૃહોમાં અવસર મળતાં જ તેમને પોતાના ફન્દામાં ફસાવવા માટે ટાંપી રહેલા વિશ્વાસઘાતકો છુપાઇને બેઠેલા હોય છે. તેમના આરોગ્ય, બળ, સૌન્દર્ય તથા ઉત્સાહ આદિએ લંપટ પ્રીતિના હૃદયમાં કામનાને ઉત્પન્ન કરી દીધી છે. તે પોતાના લતામંડપમાં દંડાયમાના થઇને તેમના અનુરાગ માટે આરાધના કર્યાં કરે છે અને પોતાનાં પ્રલોભનોને વિસ્તારતી રહે છે. તેનાં અંગો કોમલ તથા લલિત છે, તેનાં વસ્ત્રાભૂષણો મનોહર તથા ચિત્તાકર્ષક છે, તેનાં મદીલાં નેત્રોમાંથી વિલાસ ટપકી રહ્યો છે અને તેના વક્ષઃસ્થલ ઉપર પ્રલોભન વિરાજેલું છે. તે પોતાની કોમલ અંગુલી વડે તેમને સંકેત કરી રહી છે, પોતાના રૂપના પ્રદર્શનથી તેમનાં મનોને લોભાવી રહી છે અને પોતાની પ્રિયતમા તથા મધુરી વાણીથી તેમને પોતાની માયાજાલમાં ફસાવવાના પ્રયત્નો કરી રહી છે.

હા! હે મનુષ્ય! તેનાં પ્રલોભનોથી દૂર પલાયન કરી જા અને તેના મનોમુગ્ધકર વાર્તાલાપને ન સાંભળ. જો તું તેના વિલાસપૂર્ણ નેત્રકટાક્ષથી ઘાયલ થઇ જઇશ, જો તું તેની મધુરી વાણીને લક્ષપૂર્વક સાંભળી લઇશ અને જો તું તેની કોમળ ભુજાઓને તારા ગળામાં નાખવા દઇશ, તો સદાને માટે તું તેનો બન્દી થઈ રહીશ; માત્ર એટલું જ નહિ, પણ ત્યાર પછી લજ્જા, રોગ, દરિદ્રતા, ચિન્તા તથા અનુતાપ આદિ આવીને તને ચારે તરફથી ઘેરી લેશે; ભોગ વિલાસના યોગે ક્ષીણ થઇને, વિષયાસક્તિના યોગે ફૂલીને તથા આલસ્યના યોગે કોમળ થઇ જઇને તારૂ આયુષ્ય અલ્પ થઇ જશે અને તે અલ્પ આયુષ્ય પણ કેવળ અપયશમાં જ વીતી જશે. તારા સંતાપોની સીમા જ નહિ રહે અને કોઇ પણ વ્યક્તિ કદાપિ તારા પ્રતિ દયા નહિ જ દર્શાવે.



વિશેષ ઉપયુક્ત સાહિત્ય તો આ નિત્ય ઉપયોગમાં આવતી કળા ને આવડને લગતું જ ગણાવું જોઇએ ને એની ઉપેક્ષા એટલો પ્રજાનો અધઃપાત જ સમજવો જોઇએ.

અર્થશાસ્ત્ર, એ પ્રજાના ઉત્કર્ષનું એક બહુ જ અગત્યનું અંગ છે. અત્યારે યુરોપ જે ઉન્નતિને શિરે ગાજે છે તે અર્થ-શાસ્ત્રના બહોળા જ્ઞાનનો જ પ્રતાપ છે. સઘળુને લગતો પ્રશ્ન જે દુનિયામાં લડાઇ પછી બહુજ અગત્યનો પ્રશ્ન થઇ પડેલ છે, તેનો ઉકેલ અર્થશાસ્ત્રનું ઉંડું જ્ઞાન હોય તો જ થાય. એ જ્ઞાનની ત્રુટીને લીધે હિંદુસ્તાન સૌથી વધારે નુકસાન ખમે છે. વેપાર એ પણ અર્થશાસ્ત્રનું મુખ્ય કાર્ય છે. આમાં આપણે બધી પ્રજાઓ કરતાં વિશેષ પાછળ છીએ. જાપાન જેની જાગતિ એક સૈકાનીએ કહેવાય નહિ તે દુનિયાની સુધરેલી આગળ પડતી પ્રજાઓની હરોલમાં ગણાઇ ગયું અને તેણે મોટાં લાંબા અનુ-ભવવાળાં રાજ્યોની સાથે હરિફાઇ કરવા માંડી ત્યારે અનાદિ સંસ્કૃતિના અભિમાનનું છોગું ધરાવનારા આપણે અત્યારે 'અંધેર આફ્રિકા' (ડાર્ક કૉંટિનંટ) ના રહેવાસીઓની સમાન ગુલામ–અરે ગુલામ નહિ તો 'કુલી'ની ગણતરીમાં ગણાઇએ છીએ, એ શું ઓછું છે? જે દેશ પોતાના અર્થશાસ્ત્રને આશ્રયે આખી દુનિ-યાંનું ધન પોતાની ભણી આકર્ષી લાવતો હતો તે દેશ 'લવાર વાડે સોય વેચવા' વિષે ચાલતી કહેવતને ખરી કરી બતાવે એ શું ઓછું અજ્ઞાન કહેવાય? હુંડિયામણમાં આપણે કંઇ સમજીએ જ નહિ અને પરદેશીઓના આંકડાઓ અને તેમના લાભના સિદ્ધાંતો પાછળ અનાવડને લીધે ભુલા ભમીએ એથી તો આડો આંક! અર્થશાસ્ત્રને ભુલ્યા ત્યાંથી દીન થયા. વેપારને લગતી માહિતી પણ આપણને ક્યાં છે? અમુક બાબતની માહિતી મેળવવા ઇચ્છનારને જોવાની જંત્રી ક્યાં છે?

અર્થશાસ્ત્રમાં મોટું નાનું એમ બે પુસ્તક સોસાઇટીએ પ્રસિધ્ધ કરેલાં છે અને તે સંબંધી કેટલાક નિબંધ રૂપ લેખ લખાયા છે પરંતુ બંગાળી ને મરાઠીમાં થયાં છે એવાં મૌલિક પુસ્તકો થયાં નથી. વળી વેપારી ભૂગોળ, વેપારી ઇતિહાસ અને વેપારી માહિતીને લગતાં પુસ્તકોની તો ત્રુટી જ છે. આવા પ્રજાના ઉત્કર્ષને માટે બહુજ ઉપયોગી સાહિત્ય પાછળ ગુજરાત જેવા ધનાઢ્ય અને વણાટ મિલોના બાહુલ્યવાળા દેશમાં કંઇ જ થયું નથી એમ સખેદ કહેવું પડે છે.

આ સાહિત્યને ઘણાઓ તો સાહિત્ય કહેવાની પણ ના પાડશે અને માત્ર કવિતા, સુંદર વાર્તાઓ વગેરેને જ સાહિત્ય કહેશે. ભર્તૃહરિએ પણ કાવ્યાદિકને સાહિત્ય કહ્યું છે પણ એ સાહિત્ય તો ઉપરના સાહિત્ય પછી આવે છે. પેટની પૂજા થયેલી હોય તો મોજની રાગરાગિણી નીકળે. અસ્તુ: તેમ છતાં એમ સ્વીકારી લઇ-એ કે ભાષાશાસ્ત્ર વગર ઉપલું કંઇ જ બને નહિ. એ દિશામાં ગુજરાતે શું કામ કર્યું છે, તે જોઇએ.

માતૃભાષામાં ભાષાને એક સરખું સર્વ કોઇ વાંચી સમજી શકે એમ સ્વરૂપ આપવાને વ્યાકરણ અને કોશ (તેનાં ગૌણ અંગો સાથે) હોવાં જોઇએ. આગલા આગેવાનોએ વ્યાકરણ અને તેને અંગભૂત [illegible] શાળાઓના ઉપયોગ માટે લખ્યું છે તેમ પચીસ વર્ષમાં નવીનોએ કંઇ નવું કરી નથી. રા. બા. કમળાશંકરે મોટું વ્યાકરણ એ જ. ભાષાનું બીજું અંગ કોશ; નર્મદાશંકરના કોશ ગુજરાતી ભાષામાં નાના મોટા બે ત્રણ કોશ છપાયા છે, ગુ. વ. સોસાઇટી જેણે તેની સ્થાપના સાથે ઉપાડેલું કોશનું છેવટનું હજી પાર પડયું નથી. કવિઓમાં દલપતરામ અને દની જોડ ગયા પછી બીજા રા. નરસિંહરાવ અને જોડ ઉભી થયેલી છે અને તેમણે પશ્ચિમના કાવ્ય સાહિત્યના ઢંગ ઉપર સારી સારી કવિતાઓ લખી છે; પરંતુ તેમ રાગઢાળ અને વિચારની સ્વચ્છંદતા એવી રાખી છે; કે ભણે એમ થયું છે. લોકોમાં તેમનાં કાવ્યો ઝાઝાં ગવાતાં વંચાતાં જણાતાં નથી. વાર્તાનું સાહિત્ય અને પુસ્તકો [illegible] તો થોક બંધ નિકળ્યાં છે અને નિકળતાં જાય છે. એથી તેમની વાચનભૂખ અલબત ભાગે છે ને મુંડે મુંડની મતિ સાર તેમ તેમનાં વખાણ અને નિંદા થયે જાય છે પરંતુ સાહિત્ય–લલિત સાહિત્યમાં તેનું પાચન થઇ પુષ્ટિ મળતી એમ જણાતું નથી.

આમો વિષય નિરાશાનો નમુનો છે, એ તો ખરું, જો ખરી રીતે વિચારી જોઇએ તો દશા પણ ખરેખર તેવી જ છતાં નિરાશ થવાનું કારણ નથી. નવીનોનો પરિપાક હજી તેવો થયો નથી અને ઘમંડ ઘણું છે. યુનિવરસીટીમાં કેળવ ન હોય "એ તો શું લખી જાણે?" એવું ઘમંડને [illegible] ભિમાન ગ્રેજ્યુએટોમાં–સારા ગ્રેજ્યુએટોમાં ઘણું છે; પણ તો કહીશું કે કેળવણીનો નવો યુગ બેઠા પછી ડોસાઓએ કર્યું છે અને તે બાદ તમારી પદવી હરોલ બહાર રહેલા નોન–ગ્રેજ્યુએટોએ સાહિત્યને માટે જે કર્યું છે તેમાં ફાળો સાવ કંગાલ જ છે.



# નૃત્ય–નાટ્ય

(એ લલિત કળાના એક અંગપર દૃષ્ટિપાત)

લખનાર—શ્રી. રમણીક એમ મહેતા

સંગીતમાં નૃત્યની ભાવના સમાયલી માનવામાં આવે છે. કારણ કે સંગીતની વ્યાખ્યા સંગીત વિદ્વાનોએ આ પ્રમાણે આપી છે:—

गीतं वाद्यंच नृत्यंच त्रयं संगीतमुच्यते ।



બૌદ્ધયુગ સમયનો નાચ.

આ નૃત્યની ભાવનાનું પૃથક્ત્વ નીચેની વ્યાખ્યાથી સ્પષ્ટ જણાઇ આવે છે.

तालमानरसाश्रयः सविलासाङ्गविक्षेपः

देवकन्या प्रतीतो यस्तालमानरसाश्रयः ।
सविलासोऽङ्ग विक्षेपो नृत्यमित्युच्यते बुधैः ॥

गेयादुत्तिष्ठते वाद्यं वाद्यादुत्तिष्ठते लयः ।
लयतालसमारब्धं ततो नृत्यं प्रवर्तते ॥

संगीत दामोदर.

ટૂંકમાં કહીએ તો સ્વરતરંગમાં જે સૌંદર્ય તેનું નામ સંગીત: ગતિભંગીમાં જે સૌંદર્ય તેનું નામ નૃત્ય: ઘ્રાણથી જે સૌંદર્ય જણાય તેનું નામ સુગંધિ: સ્વાદથી જે સૌંદર્ય અનુભવાય તેનું નામ માધુર્ય.

નૃત્ય જુદા જુદા સ્વરૂપમાં દુનિયાની સર્વ પ્રજામાં દેખાદે છે યુરોપની સુસભ્ય જાતિમાં જ તેનો પ્રચાર છે, એમ નથી. આફ્રિકાની અસભ્ય જાતિમાં પણ નૃત્યની પ્રથા છે. ન્યુઝીલાન્ડના જંગલી લોકોમાં પણ નાચની કળા જોવામાં આવે છે.

હિંદુસ્તાનમાં આ કળાનો ઘણો વિકાસ થયેલો હતો. એનાં ઘણાં પ્રમાણ મળી આવે છે. તાંડવનૃત્યપ્રણેતા શ્રી મહાદેવ હતા અને શ્રી કૃષ્ણચંદ્રે પણ વ્રજમાં નાચ કર્યો હતો, છતાં પ્રાચીન કાળમાં નૃત્ય કેવળ સ્ત્રીઓને અધીન હતું. લાસ્ય નૃત્ય પ્રથમ શ્રી નગનંદિની પાર્વતીજીએ જ અસ્તિત્વમાં આણ્યું હતું. પ્રાચીન સમયમાં ઉચ્ચ કુળની સ્ત્રીઓ એ કળામાં પોતાનું પ્રાવિણ્ય બતાવવા અન્યની સમક્ષ નૃત્ય કરવામાં દોષ માનતી નહોતી. એ કળા જો કે સ્ત્રીઓને અધીન હતી ખરી, પરંતુ પુરૂષો એ કળાથી અજાણ ન હતા. અર્જુનાદિના નામ નૃત્યાચાર્ય તરીકે જાણીતાં છે. અર્જુને એ કળા ઉર્વશી પાસેથી મેળવી હતી અને ગુપ્તવાસ વખતે અર્જુન બૃહન્નટા તરીકે નૃત્ય શિખવવા વૈરાટરાજને ત્યાં ગયો હતો. વૈરાટની પુત્રી ઉત્તરાકુમારીને નૃત્યમાં તેણે પ્રવિણ કરી હતી.

નૃત્ય તેના સાદા સ્વરૂપમાં જોઇએ તો મનુષ્યમાં એક સ્વાભાવિક ઘટના છે અને તેથી જ તે દુનિયાના દરેક ભાગમાં

દૃષ્ટિગોચર થાય છે. જૂઓ એક નાનું બાળક ચાલતાં શીખે ત્યારે પહેલાં શી રીતે આનંદ મેળવે છે ? તેના અવયવના ડોલનમાં મનુષ્યમાં જ્યારે હર્ષની ભેશભરી લાગણી વ્યાપે છે ત્યારે તે શું કરે છે ? તે હર્ષથી નાચવા માંડે છે.

ઉપર કહેવામાં આવ્યું છે કે નાચની કળા પ્રાચીન કાળમાં સ્ત્રીઓને અધીન હતી; તેમનું જ એ કળામાં પ્રાધાન્ય હતું. કહ્યું છે કેઃ—

**पात्रं स्यात्तर्वनाधारो नृत्ते प्रायेण नर्तकी ।**

જ્યારે નૃત્ય કરવામાં અપ્રતિષ્ટા પ્રતિત લાગી ત્યારે એ કળા કતાવંતીણના હાથમાં ગઇ અને અધુના એ કળાને તે વર્ગે જ થોડી ઘણી બચાવી રાખી છે. આપણા સુધારકોના દુરાગ્રહને લીધે જે અવશિષ્ટ રહી છે, તે પણ નષ્ટપ્રાય થવાની તૈયારીમાં છે. આ કળા જે વર્ગમાં હજી થોડી ઘણી રહી છે, તેને જો પોષવામાં નહિ આવે તો આ દેશમાંથી નાબુદ થઈ જશે. કેટલાક કઠિન નાચ તો નાશ પામ્યા પણ છે. શ્રીમંત ગાયકવાડ સરકાર શ્રી સયાજીરાવે આ સંબંધમાં મુંબઇમાં મળેલી સામાજીક પરિષદના પ્રમુખ સ્થાનેથી ઉચ્ચારેલા મૂલ્યવાન શબ્દો દરેક સુધારકે લક્ષમાં લેવા જેવા છે.

નૃત્ય એટલે શું ? તેની સામાન્ય વ્યાખ્યા એવી બાંધી શકાય કે ભાવવ્યંજક, રસોદ્પાદક શરીરનું હલનચલન કે ડોલન સાથે પગની તાલબધ્ધ ગતિભંગી. આપણા પ્રાચીન આચાર્યોએ આના ત્રણ ભેદ કર્યા છે.

૧ નાટ્ય, ૨ નૃત્ય, ૩ નૃત્ત

બીજાનું અનુકરણ કરવું એનું નામ નાટ્યઃ લયતાલરહિત નાચને નૃત્ય અને લયતાલ સહિત નાચને નૃત્ત કહે છે, યથાઃ—"**अवस्थानुकृतिर्नाट्यम्**" "**अन्यद्भावाश्रयं नृत्यम्**" "**नृत्तं ताललयाश्रयम्**" સંગીતના જેમ બે ભેદ માનવામાં આવે છે તેમ નાચના પણ સંગીતની માફક માર્ગી અને દેશી એવા બે ભેદ સ્વીકારવામાં આવે છે. આ સિવાય તેના વળી લાસ્ય અને તાંડવ નામે બે પ્રકાર છે. સુકુમાર જે નૃત્ય તે લાસ્ય અને ઉધ્ધત તે તાંડવ.

નૃત્યની સંપત્તિ શી ? કરણ અને અંગહાર એને નૃત્યની સંપત્તિ કહી છે. હસ્તપાદાદિ અંગોની રસોદ્ભાવક ક્રિયા એને કરણ કહે છે અને હસ્તપાદાદિ અંગોની ઉચિત પ્રદેશમાં જે પ્રાપ્તિ તેને અંગહાર કહે છે.

શિર, બે હાથ, બે પગ, બે બાજુ, વક્ષસ્થળ, કટી, બે સ્કંધ, આ સાત અંગ માનવામાં આવે છે. બે ભુજ, બે જંઘા, બે ઉરૂ, બે મણિબંધ, વગેરે નવ પ્રત્યંગ માન્યાં છે. દૃષ્ટિ, ભ્રૂ, તારા, કપોલ, નાસિકા, શ્વાસ, અધર, દંત, જીહ્વા, ચિબુક મુખ અને મસ્તક એ બાર ઉપાંગ કહ્યાં છે.

શિરની ઓગણીશ પ્રકારની ચેષ્ટા દર્શાવી છેઃ—ધુત, વિધુત, આધુત, અવધુત, કંપિત, આકંપિત, ઉદ્વાહિત, પરિવાહિત, અંચિત, નિહંચિત, પરાવૃત, ઉત્ક્ષિપ્ત, અધોમુખ, લોલિત, તિર્યગ્નત, ઉન્નત, સ્કંધાનત, આરાત્રિક, પાર્શ્વાભિમુખ. હાથની અનેક પ્રકારની ચેષ્ટા વર્ણવી છે.

કથ્થકોનું નૃત્ય.

વક્ષસ્થલના પાંચ પ્રકાર, પાર્શ્વના પણ પાંચ પ્રકાર તેમજ કટિના પણ તેટલાજ પ્રકાર કહ્યા છે. પાદના પ્રકાર અનેક છે. સ્કંધના પણ પાંચ અને ગ્રીવાના નવ પ્રકાર છે. યથાઃ—

આ, નિરૃત્તા, બલિતા, રેચિતા, કુંચિતા, એચિતા, ઋજુ, નતા ને ઉન્નતા.

દૃષ્ટિના અનેક પ્રકાર છે. કાંતા, હાસ્યા, કરુણા, રૌદ્રી વગેરે રસની આઠ પ્રકારની દૃષ્ટિ: સ્નિગ્ધા, હૃષ્ટા, દીના, ક્રુધ્ધા વગેરે આઠ સ્થાયિભાવોનીદૃષ્ટિ કહી છે. આ સિવાય શૂન્યા, મલિના, ક્લિષ્ટા, શંકિતા વગેરે પ્રકાર છે.

ભ્રૂના સાત પ્રકાર:-સહજ, પતિતા, ઉત્ક્ષિપ્તા, રેચિતા, કુંચિતા, ભ્રુકુટી, ચતુરા. કપોલના ૭, મુખના ૭ અને જીહ્વાના પણ ૭ પ્રકાર વર્ણવેલ એકસો આઠ નૃત્તના કરણ છે. બત્રીશ અંગહાર છે. ત્રિરહિત અંગનું જે સંનિવેશ વિશેષ તેને સ્થાન કહે છે. એના પ્રકાવન પ્રકાર છે.

નાચનું એક અંગ ભાવવ્યંજના, હસ્તપાદાદિની રસોદ્ભાવક ક્રિયા તે શિખવનારાઓને કત્થક કહે છે. કત્થક એ કથકનું અપભ્રંશ છે. ભાવનિર્ણાને ભાવ શિખવનારવર્ગ આ છે. આપણે ત્યાં કત્થકના નાચનો પ્રચાર લેશ માત્ર પણ નથી, પરંતુ, ઉત્તરમાં તેનો પ્રચાર છે. તેઓ ચુંદડી ઓઢી પોષાક ધારણ કરી નૃત્ય કરે છે અને ભાવ બતાવે છે. આ કત્થકોમાં બે સંગીતજ્ઞના નામ મશહૂર થઈ ગયાં છે કાલકાપ્રસાદ અને બિંદા દાનજી. તેઓ લખનૌના રહેવાસી હતા. કાલકાપ્રસાદ તો



નસુન લેતી અનંત ગતિ.
તાલ લય સાથે ભાવ વ્યંજન.

મરણ પામ્યા છે પણ બિંદાદાનજી હજી હયાત છે. એમણે એમના ભત્રિજાને સારી તાલીમ આપી છે. તે એમનું નામ રાખશે એવી આશા છે. લખનૌ જે નૃત્યકળાનું પ્રધાન સ્થળ મનાય છે ત્યાં હનમદ આદિ પ્રસિધ્ધ કત્થક થઇ ગયા છે. જેમ સિતારમાં મીંડ કામ મધુરું લાગે છે તેમ નાચના તોડામાં પણ મીંડથી લપકારી બનાવાય છે. જે ઘણી રંજક ભાસે છે. બિંદાદાનજી નાચવામાં એવા કુશળ છે કે નેપાળના મહારાજાના તિવારીજી સિવાય એમની જોડી નથી. તેઓ શરીરે સ્થુલ હોવા છતાં કર્ષ પર પતાસાં ગોઠવી એવી રીતે નાચે છે કે એક પતાસું ટૂટે નહિ. આ કળામાં તેમણે શ્રીનાથજીના ટિકાયતશ્રી ગિરધરલાલજી મહારાજને નિપુણ કર્યાં હતા અને તેઓ પણ તેમની માફક પતાસા બિછાવી તે પર નાચતા હતા.

કત્થકનું કામ ભાવ બતાવવાનું છે. તે ભાવ બે પ્રકારના છે. એક બાહ્ય અને બીજો આંતરિક. આ બાત સામાન્ય નથી. દાખલા તરીકે આપણે એક મિસરો લઇએ.

## 'કાહે મોહે છેડો હો શ્યામ'

"હે શ્યામ! મને શા માટે છેડો છો?" આ કડીનો ભાવ છે. તેને જુદી જુદી રીતે બનાવવો, એ કત્થક કરી શકે છે. હવે જો એક નાયિકા ખરેખર ક્રોધમાં હોય તો તરછોડશે કેવી રીતે? અને લાડમાં કહેતી હોય તો તરછોડશે કેવી રીતે? શ્યામ પ્રત્યે પ્રેમ હોવા છતાં, અન્યજનોના ત્રાસને લઇને બીકની મારી તરછોડશે કેવી રીતે? મનમાં પ્રેમ છતાં બહારના દેખાવને લઇને તરછોડશે કેવી રીતે! તરછોડવાના આ જુદી જુદી રીતના ભાવ કત્થકો જુદી જુદી રીતે વ્યક્ત કરી બતાવે છે.

એક ગીત છે. ગીતનો આશય પરકિયાનું પ્રથમ મિલન છે. ગીતનો ભાવ આ પ્રમાણે છે:-નાયિકા મર્દની ચેષ્ટાથી ડરાવે છે. ત્રીહોથી ના ના કહેતી જાય છે, આંખોથી લપકાય છે, બેશીને પોતાનો હાથ છોડાવે છે, પણ નાયક એને છેતે ધીરે ધીરે પાસે આવતી જાય છે. આ ભાવો ઉપર વર્ણવ્યા તે પ્રકારે હસ્ત પાદાદિની ક્રિયાથી, દૃષ્ટિના પ્રકાર વર્ણવ્યા તે રીતે ભાવ વ્યંજનામાં થાય છે. આપણે એક બીજું ઉદાહરણ લઇએ.

## શ્યામ ઝૂલે હિંડોલા મધુવનમેં

અહીં ઝુલવાનો ભાવ શરીરના ડોલનથી જુદી જુદી રીતે વ્યક્ત કરશે. શરીરને સીધું પછી આડુંઆડું ડોલાવશે, પછી પાર્શ્વમું ડોલાવશે. ત્રીજી વાર તિર્યક ગતિથી શરીરને ડોલાવતી જણાવશે. ચોથી વખત શરીરને ગોળ ઘુમાવી એજ ભાવ બતાવશે. પછી એ ડોલન પણ દ્રુત, મધ્ય અને વિલંબિતમાં નિપુણ હશે તો બનાવશે. એજ પ્રમાણે એક બીજો શાયરનો મિસરો લઇએ

કિસિકા ઝાંખના, ઔર ઝાં મુકર નજરેં ચીરાના
કિસિકા દેખના, ઔર દેખકર આંસૂ બહાના.

અહીં એ સ્મરણમાં રાખવું ઉચિત છે કે પ્રથમ પંકિતમાં જે ભાવ છે તે પ્રકૃતિનું મનુષ્ય બીજી પંકિતમાં વર્ણવેલા ભાવથી વિરૂધ્ધ પ્રકૃતિનું છે. નયનના જે દીના, રિતઆ આદિ જે પ્રકાર કહ્યા તેની ભાવવ્યંજના વિવિધ રીતે મનોહરરીતે, હૃદયંગમ કરી બતાવશે.

આ તો ભાવ વ્યંજના સંબંધી થયું. હવે તાલબધ્ધ નાચના પણ ઘણા પ્રકાર છે. લયની સમાનતામાં નાચવું અને સાથે અંગ વિક્ષેપ આદિ બતાવવું એ કઠિન છે.

તાંન્જોરની નાચનારીઓ ઘણી મશહૂર છે, અને તેમાં પણ માથે પાણીની ભરેલી ગાગર લઇ નાચવાનું કામ ખરેખર કળાની પરમ નિપૂણતા બતાવે છે

ભરી ગગરી મોરી ઢરકાઇ રે -

ભરેલી ગાગર લઈ નાયિકા જાય છે. શ્યામ તેને છેડે છે નાચનાં તે એવો ભાવ બતાવે છે કે શ્યામના છેડવાથી તે ગભરાઇ જાય છે અને અંગના મરડાટ સાથે જમીન પર પટકાઇ જાય છે. જમીનપર પટકાય છે ખરી પણ ગાગરમાનું પાણી ઢળતું નથી. નાચવામાં તાંન્જોરના જેવીજ લખનૌની બિજ્જા મશહૂર હતી. જે સમયની અમે વાત કરીએ છીએ તે સમયે તેણે ઉત્તર વયની સિમામાં પગ મુક્યો હતો. મુંબાઇની એક શ્રીમંત કળાવંતિણને ત્યાં સર્વ નાચનારીઓનો જલ્મો હતો. સર્વ નાચી રહ્યા પછી બિજ્જાનો વારો આવ્યો. બેઠેલી મંડળીને તેણે આઘા પાછા બેસવા વિનંતી કરી. એ યાદ રાખવું જરૂરનું છે જલ્મો નાચનારીઓનોજ હતો. એથી ઘણીકને આશ્ચર્ય લાગ્યું કે આ વિસ્તૃત દિવાનખાનામાં કોઇને જગા ઓછી પડી નહિ અને આ બુઢીને ઓછી પડે છે! આમ સર્વ હસ્યાં તો ખરાં પણ જ્યારે તેની નૃત્યકળા જોઇ એમાં પોંચા કરડયા અને જે કળાવંતિણને, ત્યાં હતો તેણે પાંચ મ્હોરો લઇ તેનાં ઓવારણાં લીધાં.

પ્રાચીન ચિત્ર

નૃત્યને માટે થતી તૈયારી.

આ નિબંધમાં નાચના બીજાં અંગો ચર્ચવા ઇરાદો આપણી આ લલિતકળા દિવસો દિવસ આશ્રયના નાશ પામતી જાય છે. જેમ હુમરીરસિકોને લીધે ધ્રુપદ નષ્ટપ્રાય થયો તેમ હવે વળી આવી જણાય. નૃત્યકળા સમજવાની વાત દૂર રહી પણ જ્યાં જોવાની કોઇને ઇચ્છા થતી નથી ત્યાં કળા ધ્વંસના માર્ગે ન જાય શું થાય!

નાચને ભક્તિ સાથે ગાઢો સંબંધ માનેલો : મહામુનિ નારદ ભક્તિભાવે પ્રેરાઇ વીણા વગાડી નૃત્ય કરતા હતા. નૃત્યથી પાપો નાશ પામવાનો ઉલ્લેખ હરિભક્તિવિલાસ અગ્નિ પુરાણ આદિ ગ્રંથોમાં શ્રી ભાગવતમાં કહ્યું છે કે. જેઓ દેશની કળાના ઉત્કર્ષ ઇચ્છે છે તેમનું એ કર્તવ્ય છે કે આ લલિતકળા દેશમાં નષ્ટ ન થાય.

यो नृत्यत्ति प्रहृष्टात्मा भावैर्बहु सुभक्तितः ।
स निर्दहति पापानि जन्मांतर शतैरपि ॥

श्रीभागवते.

# એલોટી ગ્રામોફોન્સ.

ભુંગળાવાળા તેમજ ભુંગળા વગરનાં, કેબીનેટ, પોરટેબલ, દરેક મોડલનાં.



દેખાવમાં સુંદર, બનાવટમાં મજબુત, અવાજમાં મધુર છતાં કીમ્મતમાં સસ્તા છે.

તથા

નાનાં બચ્ચાંઓ બેસી તેમજ સુઈ શકે તેવી મજબુત બાબા ગાડી.





પગને બદલે હાથેથી ચલાવી શકાય તેવી મજબુત બાળક ગાડી.

તેમજ

બોલતા, ચાલતા નાચતા કુદતા રમકડાં



આંખ ઉઘાડતી અને મીંચતી, તરેહ તરેહનાં ફેન્સી પોષાકમાં સજ્જ થયેલી નાની મોટી પુતળીઓ.

અમારી મારફત ઘણુંજ સસ્તી કીમ્મતે મંગાવી શકાશે.

ટેલીફોન—૨૫૫૯૯, ૨૩૫૮૧
તાર—KECO
પોસ્ટ બોક્સ ૭૫૫

સોલ એજન્ટસ—

## કેવળરામ એન્ડ કું૦

...ર બીલ્ડીંગ, એસ્પ્લેનેડ રોડ, કોટ મુંબઈ.

# પુના નગરનો ઈતિહાસ-પરિચયઃ

લખનારઃ—રા. વ્રજલાલ જાદવજી ઠક્કર

મરાઠાઓની રાજધાની પુના શહેરે છેલ્લાં વીસ પચીસ વર્ષમાં સમસ્ત ભારતવર્ષમાં જે પ્રસિધ્ધિ મેળવી છે તે ઉપરથી તેનો ઈતિહાસ અને હમણાંની સ્થિતિ જાણવાની હરકોઈને ઈચ્છા થાય એ સંપૂર્ણ સ્વાભાવિક છે. પુના નામ સંસ્કૃત પુણ્યપુર નામનો અપભ્રંશ છે. મુલા અને મુઠા નામની બે નદીઓના સંગમ સ્થળે એ અમુક કાળે તીર્થસ્થાન હતું તેથીજ તેનું નામ પુણ્યપુર પડ્યું હતું. તીર્થસ્થાન હોવા ઉપરાંત દક્ષિણના વ્યાપાર માટે એ અનુકૂળ સ્થળ હોવાથી જ પ્રાચીનકાળમાં પણ ત્યાં ઘણાં માણસોની વસતિ હતી. પુરાતન કાળના ચિહ્ન સ્વરૂપ પુના શહેરથી લગભગ એક માઈલને અંતરે બામ્બુર્ડા તથા બે માઈલને અંતરે ગણેશખિંડ નામના જે પર્વતો આવેલા છે તેમાં હિંદુઓએ તૈયાર કરેલી ગુફાઓ જોવામાં આવે છે. બામ્બુર્ડાની ગુફા શૈવોનું ઉપાસના સ્થળ હોઈ તે ખ્રિસ્તની સાતમી કે આઠમી સદીમાં નિર્માણ થયેલી છે એવું પંડિતોનું અનુમાન છે.

પ્રાચીનકાળના સુવિખ્યાત ભૂગોળ તત્વવિદ્ ટોલેમી (Ptolomy) એ ભારતમાં બે પુન્નાતાનો ઉલ્લેખ કર્યો છે. તેનું કહેવું એવું છે કે, એક પુન્નાતામાં ઘણાં રંગબેરંગી પત્થરો (agates) મળી આવે છે. પુનાની નજીક આવેલા ગણેશખિંડ નામના સ્થળે એવા ઘણા પત્થરો (agates) જોવામાં આવતા હોવાથી ટોલેમીએ આ પુનાના વિષયનોજ ઉલ્લેખ કર્યો છે એવું અનુમાન કરી શકાય છે.

પ્રાચીનકાળમાં જે સઘળા હિંદુ રાજવંશો દક્ષિણમાં રાજ્ય કરી ચુક્યા છે તેમની આધીનતામાંજ આ પુના હતું; આમ છતાં તેમની કીર્તિનું કોઈ ચિહ્ન, શિલાલેખ કે તામ્રલેખ હજી સુધી પુના અગર તેની આસપાસના બીજા કોઈ સ્થળેથી મળી આવેલ નથી.

અલ્લાઉદ્દીન ખીલજીએ ઈ. સ. ૧૨૯૦ માં દાક્ષિણાત્ય પ્રદેશ જીતી લીધો હતો. તેના પ્રમાણ સ્વરૂપ એવી લોકવાયકા છે કે, પુણ્યેશ્વર અને નારાયણેશ્વર નામનાં હિંદુઓનાં બે મંદિરો અલ્લાઉદ્દીનના મુસલમાન સરદારોદ્વારા મસજીદમાં ફેરવાઈ ગયાં હતાં. મુસલમાન બાહમણી વંશના રાજત્વકાળમાં પુના તેમની આધીનતામાં હતું. એ વંશનો ધ્વંસ થયા પછી દક્ષિણનો પ્રદેશ ચાર મુસલમાની રાજત્વમાં વિભક્ત થયો હતો અને પુના એ વખતે અહમદનગરના નિઝામશાહી રાજવંશની આધીનતામાં હતું. એ રાજવંશની રાજધાની અહમદનગર હોવાથી પુનાનું નામ એના ઈતિહાસમાં જોવામાં આવતું નથી.

અહમદનગરના નિઝામશાહી રાજાએ ઈ. સ. ૧૫૯૫ થી ઈ. સ. ૧૬૦૬ સુધી રાજ્ય કર્યું હતું. તેણે સિંહાસનારૂઢ થઈ માલોજી બોંસલે નામના એક મરાઠા સરદારને રાજા ઉપાધિથી સંમાનિત કર્યો હતો, તથા તેને પુના તેમજ સુપા નામના બે જીલ્લાઓની જાગીર અર્પણ કરી હતી. એ માલોજી બોંસલેનો પુત્ર શાહજી પુનામાં આવી રહ્યો હતો તથા દાદાજી કોંડદેવ નામના એક બ્રાહ્મણને પોતાના કાર્યાધ્યક્ષ તરીકે નિયુક્ત કર્યો હતો. એ બ્રાહ્મણ કાર્યાધ્યક્ષની દક્ષતાથી પુનાની ઘણી ઉન્નતિ સધાઈ હતી.

અહમદનગરના નિઝામશાહી રાજત્વનો નાશ થતાં શાહજી બીજાપુરના આદિલશાહી રાજાઓની આધીનતામાં સૈનિક વિભાગમાં ઉચ્ચપદ ઉપર નિયુક્ત થયો હતો. એ શાહજીના પુત્રને શિવાજી મહારાજના પ્રાતઃસ્મરણીય નામથી સમસ્ત જગત્ ઓળખે છે. પુના જીલ્લામાં આવેલા જુન્નર નામના સ્થળની નજીક શિવનેરના કિલ્લામાં ઈ. સ. ૧૬૨૭માં શિવાજી મહારાજનો જન્મ થયો હતો. ઉપરોક્ત દાદાજી કોંડદેવ નામના બ્રાહ્મણે શિવાજીનું રક્ષણ કરવાનું તથા તેમને શિક્ષણ આપવાનું કાર્ય ઉત્તમ પ્રકારે બજાવ્યું હતું. શિવાજી તથા તેમનાં માતુશ્રી જીજીબાઈ માટે પુનામાં રંગમહેલ નામનો એક ઉચ્ચ તથા સુવિસ્તૃત મહાલય તેણે તૈયાર કરાવ્યો હતો. વળી એ બ્રાહ્મણે શિવાજીને યુધ્ધ વિદ્યાનું શિક્ષણ આપ્યું હતું. ખરી રીતે જોતા જતાં તે શિવાજીનો દ્રોણાચાર્ય જેવો ગુરૂ હતો.

"He taught Shivaji, as a Maratha chief ought, to be a good archer, shot, spearsman, and rider, and, as a Maratha ought, to be ignorant of all clerkship even of the mystery of writing his own name. He taught him the rules of his caste and raised in him a love for old Hindu religious and warlike stories."

શિવાજીને યુવાવસ્થામાંથી શિકાર ખેલવાનો ઘણો નાદ લાગ્યો હતો. તેઓ શૌર્ય, વીર્ય અને અમાયિકતાના ગુણથી દક્ષિણની માવલા નામની વીરજાતિના ઘણા પ્રિયપાત્ર થઈ પડ્યા હતા. તેઓ મુખ્યત્વે કરીને એ લોકોના સહવાસમાં રહેતા હતા અને શિકાર ખેલતા હતા. તેઓ શિકાર પ્રિય હોવાથી જ પુનાની આસપાસનો પ્રદેશ તેમને નખદર્પણ જેવો થઈ ગયો હતો. એ સઘળો પ્રદેશ એ વખતે મુસલમાનોના અધિકારમાં હતો. એ સઘળા પ્રદેશના પહાડી કિલ્લાઓ એ પ્રસંગે સુરક્ષિત નહોતા. એ કિલ્લાઓ કેવી સહેલાઈથી સ્વાધીન કરી શકાય તેમ છે તથા એ સઘળા કિલ્લાઓ સ્વાધીન કર્યા પછી તેમાંથી હાંકી કાઢવાનું કાર્ય કેટલું બધું કઠિન છે એ શિવાજી મહારાજ સારી રીતે જાણતા હતા. ઈ. સ. ૧૬૪૬માં તેમણે તોરણા નામક દુર્ગ ઉપર આક્રમણ કરી તેના ઉપર કબ્જો મેળવ્યો. એ દુર્ગ પુનાથી ૨૦ માઈલને અંતરે એક પહાડ ઉપર આવેલો હતો. એ વખતે શિવાજી મહારાજની ઉમ્મર ફક્ત ૧૯

વર્ષની હતી ઇ સ ૧૬૪૭મા તેમણે તોરણાથી ત્રણ માઇલ દૂર આવેલો રાયગઢનો કિલ્લો કબ્જે કર્યો એ સઘળા પહાડી કિલ્લાઓ કબ્જે કરવામા તેમણે ઘણી દૂરદ્રષ્ટિનો પરિચય કરાવ્યો હતો એ સબધી મુસલમાન ઐતિહાસિક ખાફીખાએ લખ્યુ છે કે,—

"Shivaji was distinguished in his tribe for courage and intelligence In that country where all the hills rise to the sky and the forests are full of trees and bushes, he had an inaccessible abode Like other local chiefs, he sat about building forts called *Gadhis* '

ઇ० સ० ૧૬૪૭માં શિવાજીનો ગુરુ તેમજ તેમના પિતાનો કાર્યાધ્યક્ષ દાદાજી કોંડદેવ પચત્વ પામ્યો તેણે શિવાજીને પોતાની મૃત્યુ શય્યા પાસે બોલાવી સ્વદેશને મુસલમાનોના હાથમાથી સ્વાધીન કરવાનો, બ્રાહ્મણ ગૌમાતા, ખેડુતો અને હિંદુ મંદિરોનુ રક્ષણ કરવાનો ઉપદેશ આપ્યો શિવાજી મહારાજે પોતાના ગુરુનો મૃત્યુ પર્યંત તેનો ઉપદેશ હરેક રીતે પાળ્યો હતો એ સઘળા ઐતિહાસિક વાચક જાણે છે

ઔરંગાબાદની આસપાસનો મોગલોના અધિકારનો સઘળો દેશ શિવાજીએ કબ્જે કર્યો એટલે ઇ० સ० ૧૬૬૩ મા મોગલ સરદાર સાયસ્તખાએ પુના કબ્જે કર્યું. તેણે પુના આવી શિવાજી મહારાજ તથા તેમના માતુશ્રી માટે જે રંગમહેલ તૈયાર કરાવવામા આવ્યો હતો તેમા મુકામ કર્યો પોતાના મહેલમા શત્રુ રહે એ શિવાજી મહારાજથી સહન કરી શકાયુ નહિ સાયસ્તખાને સજા કરવાનો તેમણે દૃઢ સંકલ્પ કર્યો એક બીહામણું અંધકારમયી રાત્રે તેઓ કેટલાક સાથીદારસહ પુનાના પોતાના રંગમહેલમા આવ્યા એ મહેલના સઘળા છુપા રસ્તા ઓથી તેઓ માહિતગાર હતા ગુપ્ત માર્ગેથી તેઓ સહેલાઇથી રંગમહેલમા પ્રવેશ કરી શક્યા એ વખતે તેઓ પોતાની સાથે ફક્ત સત્તર માણસોને લઇ આવ્યા હતા એ માણસોએ સાયસ્તખાના ઘણા અનુચરોને મારી નાખ્યા તથા ઘાયલ કર્યાં જેવટે તેમણે સાયસ્તખાના ઓરડામાં પ્રવેશ કર્યો તે પહેલા સાયસ્તખાના માણસોએ જાગી ઉઠી ઘણી ગરબડ મચાવી દીધી હતી જે ત્રણ માણસોએ સાયસ્તખાના ઓરડામા પ્રવેશ કર્યો હતો તેઓ માર્યા ગયા, પરતુ તેઓમાના એકે સાયસ્તખાના એક હાથની કેટલીક આગળીઓ કાપી નાખી હતી

શિવાજીએ પુનાથી પલાયન કરી જઇ સિંહગઢ નામના પહાડી કિલ્લામા આશ્રય લીધો આ વખતે તેમને જો કે પોતાના કાર્યમા સફળતા મળી નહિ પરતુ તે સાથે સાયસ્તખાની દુર્દશાનો પાર રહ્યો નહિ પોતાને હાથે સાયસ્તખાને ઘણી શિક્ષા થયેલી હોવાથી સ્વાભાવિક રીતેજ શિવાજી મહારાજને આનદ થયો

આ વખતે મરાઠાઓના સુપ્રસિદ્ધ કવિ તેમજ ભક્ત તુકારામ પુનામા આવી પોતાની કવિતાઓની આવૃત્તિ કરતા હતા, તથા લોકોને ધાર્મિક કથાઓ સભળાવતા હતા દિવસે શિવાજી મહારાજ તેમની કવિતા તથા ધર્મકથા પુનામા આવ્યા પ્રાણુ મોગલ સૈન્ય તેમને પકડવાની કરવા લાગ્યુ, છતા મોગલ સૈન્યનો સકળ પરિશ્રમ વૃથા મરાઠાઓનો એવો વિશ્વાસ છે કે, પંઢરપુરના વિઠોબા અનુગ્રહથી સધળા સહાયતાથી શિવાજી મહારાજે મોગલ હાથમાથી મુક્તિ મેળવી હતી •

પછી શિવાજીને બદી તરીકે કેવી રીતે ઔરંગ દરબારમા લઇ જવામા આવ્યા હતા તથા ત્યાથી કેવી યુક્તિથી તેઓ પુન દક્ષિણમા આવ્યા હતા એ હકીકતનો ઉલ્લેખ કરવાનું પ્રયોજન નથી ઔરંગઝેબની ખાત્રી થઇ ગઇ શિવાજી કોઇ પણ રીતે તેના પંજામા સપડાય તેમ નથી નિરુપાયે તેણે શિવાજીને રાજાની ઉપાધિ આપી પુના સોપ્યુ પરતુ શિવાજીએ પુનામા પોતાની રાજધાની કરી તેમણે રાયગઢમા રાજધાની કરી તેથી પુનાની શોભા ઘણી ઘટી ગઇ

ઇ સ ૧૬૮० મા શિવાજી મહારાજનો સ્વર્ગવાસ તેમના મૃત્યુ પછી તેમનો પુત્ર શભાજી ઔરંગ સૈન્યદ્વારા પરાજિત થઇ થોડા દિવસ સુધી મોગલોના કેદી રહ્યો પછી મોગલ સમ્રાટની આજ્ઞાથી તેના પ્રાણનો વધ શભાજીનો પુત્ર શાહુ ઘણા વર્ષ સુધી ઔરંગઝેબના શિ કેદ પકડાયો હતો ઔરંગઝેબના મૃત્યુ પછી તે કેદમાથી સતારે આવ્યો અને ત્યાની રાજસત્તા તેણે સ્વીકારી

શભાજી મોગલ સૈન્યદ્વારા પરાજિત થયો એટલે મોગલોના કબ્જામા ગયુ તથા ઇ સ ૧૭૨० સુધી તે કબ્જામાં જ રહ્યુ ઈ સ ૧૭૨० મા દિલ્હીના મોગલ પુના શાહુને સોપ્યુ.

સતારાના રાજાનો પહેલો પેશવા બાલાજી વિશ્વનાથ આવીને રહ્યો એ પુનાના પેશવાઓનો મૂળ પુરુષ હતો. એ પેશવાઓએ લગભગ ૧०० વર્ષ સુધી પુનામા રાજ્ય કર્યું તે તેમના રાજ્યકાળમા પુના ઘણુ ઉન્નત થયુ, આમ છતા મુસલમાનોની રાજધાનીઓમાં અને તેમના તાબાના નગરોમા જેવી રીતે સુશોભિત અટ્ટાલિકાઓ થઇ હતી તેવી પુનામા થઇ નહિ તેમ નહિ થવાના બે કારણો કલ્પી શકાય છે

પહેલુ કારણ એ હોવુ જોઇએ કે, મરાઠાઓ ચિરકાળ સુધી યુદ્ધમા રોકાયલા હતા અને પુના ચારે તરફથી પર્વતદ્વારા પરિવેષ્ટિત હોવાથી શત્રુ તેને સહેલાઇથી કબ્જે કરી લે એવો સભવ હતો આવુ પેશવાઓ જાણતા હોવાથી જ તેમણે પુનાની શોભા વધારવાનો પ્રયત્ન કર્યો નહોતો એક ઇગ્લિશ પર્યટકે પેશવાઓની અમલદારીમાં પુનાના વિષયનો ઉલ્લેખ કરતાં એવુ વર્ણન કર્યું છે કે,

'Poona is meanly built, not large, and de celess In case of invasion the officers retire

Purandhar eighteen miles to the south-east where the Government records are kept and where many of the chief officers usually live. This arrangement greatly adds to the strength of the Peshwa as he is free from the encumbrance of a great Capital."

તેમણે એવો નિયમ કર્યો હતો કે, પુના કોઇ શત્રુદ્વારા આક્રાન્ત અગર પરિવેષ્ટિત થતાં તેઓ પોતેજ પુનાને ભસ્મીભૂત કરી પલાયન કરી જશે.

બીજું કારણ એ છે કે, મરાઠાઓ વિલાસપ્રિય નહોતા. ફ્રેંચ પરિવ્રાજક Anquetil Du Perron ઈ. સ. ૧૭૫૭ માં પુનામાં આવ્યો હતો. તેણે એ સંબંધી લખ્યું છે કે.

"In it were all the merchandise of Asia and part of the goods of Europe which the English sent from Bombay four or five days distant. The riches were used by the Musalmans rather than by the Marathas. The Marathas had few wants. * * * There usual food was rice aud pulse mixed with butter. If the Marathas ware all-powerful, European trade with India would perish. But the softness and luxury of the Moors more than makes up for the bare frugality of the Marathas."

પરંતુ એ વખતે પુનાની વસતિ કાંઇ ઓછી ન હોતી. એક ઇંગ્રેજ પરિવ્રાજકે લખ્યું છે કે, ઇ. સ. ૧૮૦૧ માં પુનામાં ૧૪૦,૦૦૦ મકાનો તથા ૬,૦૦૦૦૦ છ લાખ માણસો હતાં.

પુનાનો છેલ્લો પેશવા બાજીરાવ હતો. તેના રાજ્યચ્યુત થયા પછી ઇ૦ સ૦ ૧૮૧૭ના છેવટના ભાગમાં પુના ઇંગ્રેજોના અધિકારમાં આવ્યું. ઇંગ્રેજોના અધિકારમાં આવ્યા પછી પુના નગરનું ઘણું પરિવર્તન થઇ ગયું છે. પુના નગર અને પુના છાવણીમાં પ્રેક્ષણીય વસ્તુઓ ઘણી છે. એનું પ્રાકૃતિક દૃશ્ય કેટલું બધું રમણીય છે એ બરાબર જોતું હોય તો પુનાની નજીક આવેલા કોઇ ઉચ્ચ સ્થાન ઉપર ચઢવું જોઇએ. એવું સ્થાન પાર્વતી પહાડ અને મંદિર છે. એ ઠેકાણેથી પુના બરાબર જોઇ શકાતું હોવાથી છેલ્લા પેશવા બાજીરાવે પોતાના સૈન્યનું ઇંગ્રેજો સાથેનું યુધ્ધ એ સ્થળે બેસીને જોયું હતું. પુના શહેર વિસ્તૃત હોઇ મૂલા અને મુઠા નામની બે નદીઓ વહે છે. પાર્વતી પહાડ ઉપર ચઢી જો એક વખત પુનાનો કુદરતી દેખાવ જોવામાં આવે તો તે હૃદયપટ ઉપર ઘણા કાળ સુધી અંકિત થઇ રહ્યા સિવાય રહે નહિ.

એ પહાડ ઉપર ચઢવા માટે સીડી કરવામાં આવી છે. તેના ઉપર મધ્યસ્થળે શિવનું મંદિર છે તથા તેની ચારે તરફ ગણદેવ, ગણેશ, પાર્વતી અને વિષ્ણુ નામક ચાર દેવતાનાં ભિન્ન ભિન્ન મંદિર છે.

પહેલાં પુના શહેરમાં પેશવાઓનો જે રાજમહેલ હતો તે અગ્નિથી બળી ગયો છે. કેવળ એક રાજમહેલની દિવાલ જરાજીર્ણ સ્થિતિમાં ભૂતકાળની પોતાની સ્થિતિનું સૂચન કરાવે છે.

શિવાજી મહારાજ અને તેમનાં માતુશ્રી માટે જે રંગમહેલ તૈયાર કરાવવામાં આવ્યો હતો તેનો ઉપયોગ પેશવાઓ કરતા નહોતા. એ રંગમહેલમાં હસ્તી શાળા રખાતો હોવાથી તેનું નામ અંબર થયું હતું. હજી પણ તે એ નામથી જ ઓળખાય છે. તેની હમણાંની સ્થિતિ ખંડેર જેવી થઇ ગઇ છે.

પુના નગરમાં જોવા લાયક ઘણાં મંદિર છે. પહેલાં એ બ્રાહ્મણ પેશવાઓની રાજધાની હોવાથી જ ત્યાં હિંદુ મંદિરોની વિશેષતા છે

પુના શહેરની બહાર જે જોવા લાયક સ્થળો છે તેમાં Bund Garden, અને Empress Garden નામના બે બગીચા, Council Hall, દક્ષિણ કૉલેજ, સાસુન હૉસ્પિટલ, યહુદીઓનું મંદિર, મૂલા અને મુઠાના પુલ તથા ક્રિશ્ચિયનોનું St. Mary નામનું દેવળ વિશેષ ઉલ્લેખ યોગ્ય છે.

વર્તમાનમાં પુના મુંબઇ પ્રેસિડેન્સીની રાજધાની છે. ગણેશખિંડ નામના સ્થળે મુંબાઇના ગવર્નરનો બંગલો આવેલો છે. એ પુનાથી લગભગ ચાર માઇલને અંતરે છે.

પુના ઘણું સ્વાસ્થ્યકર નગર હોઇ ત્યાંનાં હવાપાણી ઉત્તમ લેખાય છે.

---

# વીસમી સદીના તપસ્વીજી.

યાને

## પ્રેમની કસોટી.

લખનાર—રા. સીધાકર

ઉંડાં ગૂઢ ઘણા ભેદો, ભેદવા પામવા પડે.
પ્રેમના પંથમાં પહેલાં, શરીરો હોમવાં પડે.

કલાપી.

વિશ્વમાં વિશ્વવાસીમાં, જ્યાં જ્યાં સ્થૂલ પ્રધાન છે,
ભૂમિના સૂક્ષ્મ ભેદોની સાચી ત્યાં ન પિછાન છે.

The Same love that tempts us into sin, if it be true love, works out its redumption.

*Bulver Lylen.*

પ્રેમ! અઢી અક્ષરનો શબ્દ! કેટલો મીઠો! દૈવી! સ્વર્ગિય?, એજ ટચુકડા ન્હાનકડા અક્ષરે કંઇક તપસ્વીઓનાં તપ રાખમાં રગદોળ્યાં કંઇકને સ્વર્ગિય સુખ આપ્યાં! અનંત શક્તિવાન પ્રેમ! શ્રી કૃષ્ણ! રામ! જેવા પરમ પુરૂષો! સતી સીતા, દ્રૌપદી, જેવી મહારાણીઓ! પ્રતાપ, પૃથુ સમા રાજવીઓ! મહાકવિ કાલીદાસ, ભવભૂતિ, માઘ, બાણ, જયદેવ સમા ભારતીય અને શેક્સપીયર, મીલ્ટન, ડાન્ટે, આદિ વિદેશીય કવિવરો તાહારી ઉપાસના કરતા કરતા-તેનું મહત્વ ગાતા ગાતા ચાલ્યા ગયા! પણ અખંડ ઉપાસનાના અલૌકિક સાફલ્યને પામી ગયા તેઓ. અને સ્હમજ્યા હતા એની પવિત્રતા-મર્મ અને વિશાળતા.

આજે પ્રેમ એટલે પશુતા-માયા-પામરતાના દુર્ગંધવાળી ગટરો ગણી એ પરમ જાન્હવી સ્વરૂપ પ્રેમગંગાનું અપમાન કરનાર પ્રેમના નામે પાપમાં ડૂબતા પામરો પ્રેમ પ્રેમ કરી મરી કેવા ઉપહાસ્ય પાત્ર બને છે!

વિ. સંવત ૧૯૮૧ ના પૂનિત શ્રાવણ માસનોજ એક પ્રસંગ-એટલે અમારી આજની ન-વ-લ ક-થા!

વાંચક! ધીરો થા! આમાં લખ્યાં કાલ્પનીક નામોપરથી તેમને શોધવા દોડી જઇશ મા! કવરનો રંગ અંદરના પત્રના રંગથી જૂદો રાખી દીધો છે તેથી ચેતજે!

ચાલો ત્યારે આપણી વાર્તાના હાર્દમાં ડૂબીયે!

ગુલાલવાડીના પન્હોતાં દર્શન તો હેં કદાચ અલબેલી મોહમયી મુંબાપૂરિમાં ક્યાંજ હશે. કદાચ તેને બીજે નાકે ઠાંટરોડ તથા સી. પી. ટેન્કથી ટ્રામોની ધમાલ નજરે જોઇ શકાય એટલામાંજ એક ખડખડ પાંચમ માળાના ચોથે મજલે કાતરી-આમાં એક ભલી ભોળી વણીક બાઇની તિમિરાચ્છાદીત ઓરડીમાં એક ક્ગણશય્યામા એક કૃષકાય, વિશાળનેત્રો, સુંવાળી દાઢી, તથા લાંબાલાંબા વધારેલા નખથી વિભૂષીત દેહનાવાળા ભવ્ય પવિત્ર મહાન તપસ્વી રાજ (!) પોઢ્યા છે. દયાળુ બાઇએ તપસ્વીને ધર્મના બહુગણી ઉપકાર દ્રષ્ટિએ પોતાને ખર્ચે મા. કરવા તેડ્યા છે. દર્દીને વિષમ જ્વરનો વ્યાધિ છે. તે લેના નથી.

સારીય દિવસ તેમને જોવા ભાવિક સ્ત્રીપુરૂષોની ભીડ સ્થળે જામે છે. અને સૌ તેમની શાંતિ ને. ધીરા થઇ વખાણતા જાય છે.

મન્યુ અને ભૃગુકુમાર પોતાની બ્હેન લાલન સાથે મહાન તપસ્વીને જોવા—તેનાં આખરનાં વચનામૃતો ઝીલવાં આવ્યાં. ખબર પુછી. તપસ્વીનો ભવ્ય ચહેરો, "લાંબા અને મૌન જોઇ લાલન-મન્યુ મુગ્ધ બનતાં, ચતુર ભૃગુકુમારે તો કપટી છે? ભલાભાઇ! એક પગે ઉભા રહી તપ લાંબા નંખવાળો! તેનાથી છેતરાતા નહિં! મને તેનો છે." એમ જણાવી તેની તમામ વાત કહી. આ બધો વ આપણા પવિત્ર (!) તપસીજી બાવા ત્યાં આવેલ લાલનના નિ સુકુમાર પવિત્ર મુખ તરફ તાકી જોતાં બોલ્યા—" બાઇ? તે ક્યાં રહો છો?" ભોળી લાલન બોલી." ભાઇ! અમે તો વિશ પુરનાં છીએ! આ મન્યુકુમાર મહારા ભાઈ છે! કાલેજ દેશ જવાનાં છીએ!" વિગેરે વાતોથી સંતોષ પામી તપસી શાંત થય ચતુર ભૃગુકુમારની વાતને કોઇએ દાદ ન આપી.

લાલન એ વિશલપુરના વિશ્રામસિંહ નામના જાગીરદાર જયેષ્ટ કન્યા હતી. તે પોતાની ભગિની શ્રીદેવીને ત્યાં મુંબાઇ જો આવેલી. ભોળી પણ પ્રેમની પવિત્રતાની-પ્રભુભક્તિની પરે કીર્તિ, તથા સ્વાર્પણની જીવંત પ્રતિમા સમી એ! ન કળી શકી તપસીના કપટને! કે ન કળી શકી મુંબાઇના દંભને!

* * *

તપસી સાજા થયા. અને એજ સંતોષી બહેન જેણે તે જીવનદાન આપ્યું તે સૌભાગ્યવતી બાઇને જ પ્રેમના પાઠ ભણાવ તૈયાર થયા. પણ એ બાઇ પવિત્ર તેને એવા મલીન પાઠ ભણ ન ગોઠ્યા. બસ! તે જીવનદાતા માતા સમી સંતોષને નિન્દતો તપસી વિદાય થયો.

પોતાના દંભી વેશ, મીઠી વાણી, તપ ત્યાગના ઓઠાં હેઠ એ જ્યાં ત્યાં પુજાતો ને સાચા ઢંગમાં જાહેર થતાં-પ્રાણીઓ પામી વિદાય થતો. વાહ! વીસમી સદીના તપસ્વીજી!

જ્યાં જ્યાં પોકળ પકડાય ત્યાં ત્યાંની નિન્દા એ તેને વ્યાપાર. મફતનું ખાઇ મસીદે સુવું એ ક્રિયા! ઉચ્ચ કોટિ સાધુઓ સંતો-પવિત્ર સ્ત્રીઓ અને સંત સમા સજ્જનોને ઘટક છચોક આરોપો મુકી ચાલતા થવું એ નિત્ય કર્મ તપસ્વીજીનું! એના સોબતી થનાર પવિત્રાત્મા-મુક્તિનો હકદા અને પ્રભુનો ભક્ત ગણાતો.

આમ સેંકડો ભોળી ભામાઓને ભરમાવી, કંઇકને અધઃ પતનમાં ડૂબાડી ક્યાંકથી જૂતીના માર ખાઇ શ્રીમાન્! ગુજરા પાવન કરવા પધાર્યા. ને ગુજરાતને બીજે છેડે વિશલપુરમ

આવી પહોંચ્યા. તથા ત્યાંના એક દીગમ્બર મુનિ પાસે પવિત્રાત્મા ની ધામો નાંખ્યો અને ગપ ચલાવી કે "એક મહાત્મા તપસ્વી આવ્યા છે. ત્રિકાળજ્ઞાની છે. સત્યુગની હકીકતો જાણે છે. લોકને ઉધ્ધારવા પ્રભુએ પાઠવેલ છે."

ભોળી પ્રજા! છેતરાઇ! ફસાઇ, મહારાજ પણ ફસાયા! ધીમે ધીમે લાલનનું ઘર શોધ્યું. તે બિચારી તો ઘર બહાર જાય નહી. પણ પોતેજ તેનું ઘર ઢુંઢતા ત્યાં પહોંચ્યા. તો ત્યાં તો નગદનારાયણ સમા એક ભાઈ મળ્યા. ભાઈ અંદર! શ્રીમાને એ ચતુર નગદનારાયણને પણ ભોળવ્યા! કોઈ પણ ઉપાયે લાલન હાથ કરવાનો દઢ નિશ્ચય! તેણે તેને ઠસાવ્યું કે! "ભલાભાઇ! એ બાઇ તારી બેન છે? હાય હાય! એ તો મન્નુકુમાર સાથે પાપમાં પડેલી છે. તેને ઉધ્ધારવાજ હું આવ્યો છું."

લાલન આવી. ગુલાલવાડી વાળા મહાન્ તપસ્વીને જોઇ નમન કરી ઉભી. શ્રીમાન્ બેઠા. પાણી પીધું. ભાઇ નગદનારાયણ કામે બહાર જતાં શ્રીજીએ પોત પ્રકાશ્યું અને નરમ ઘી જેવી વાત ઉચ્ચારી. "બાઇ! તને પ્રેમ શું છે તે ખબર છે? કોઇ દીવસ એ અમૃત આસ્વાદ્યું છે? આવ! હું તને સાચા પ્રેમનાં દર્શન કરાવીશ. આટલા માટેજ મુંબાઇથી આવ્યો છું.

સડક બની ગયેલી લાલન સિંહણ પેઠે ગર્જી ઉઠી બોલી, "બાઇ! શું બકો છો! પ્રભુ પ્રેમમાં મસ્ત છું. તમારો પ્રેમ તમનેજ મુબારક!" બસ! જોઇ લ્યો બાવાજીનો દંભ! લાલ નેત્ર કરી બરાડ્યો. છોકરી, તું પાપી છે! તારા ભાઇ પરના પ્રેમને લીધે-તેના ડરને લીધે-તું મારું માનતી નથી. પણ યાદ રાખજે. એને તો હું મુક મારી મારી નાંખીશ. સમજી! ભોળી બાપડી ગભરાઇ પણ સાચા પ્રભુ પ્રેમની યોગીની! બરાડી ઉઠી. જા! થાય તે કરી લે. ચાલ્યો જા! પાપી! મારો ભાઈ આવશે તો ભારે પડશે. પ્રેમ જાણે છે? મને શું શિખવશે! શરીરોની ખાખ કરી, મનને મારી નાંખી, મોહ ને કામ વિકારોને સળગાવી દઇ, અશરીરી થઇ આવ જા! પછીજ પ્રેમ સમજાય! પાપાત્મા! ચામડાં ચુંથવામાં પ્રેમ માનનાર! કોઇ શિયાળને શોધ. આ સિંહણ તો પ્રભુને પ્રેમ અર્પી બેઠી છેઃ-

. પ્રેમ અક્ષય હય, અભય હય, પ્રેમ આદરણીય હય,
પ્રેમ યોગ વિયોગ તપ સંયોગ ફલ કમનીય હય.

જા બાપુ! ચાલ્યો જા. જે જુસ્સો, લાલસા અને પાપી વૃત્તિથી અહીં આવ્યો તે કરતાં તેટલાથી અધાં ભાવથી પ્રભુ શરણે જા! તેનેજ પ્રેમ અર્પણ કર. તો તારો ઉધ્ધાર થશે.

લાલ લાલ બનેલી થથરી રહેલી લાલન હજી તો તેને પવિત્રતાનો ઉપદેશ આપ્યા કરતી હતી. પણ શ્રોતા તો ચાલ્યો ગયો હતો. જતાં જતાંયે તે પવિત્રાત્મા દેવી સમી સતી લાલનના ભાઇ પર વેર લેવાની પ્રતિજ્ઞા કરતો ગયો, પણ શું ખબર કે એ મન્નુકુમાર! એજ સિંહણનો સગો ભાઇ! તેના જેવા સામટા સો તપસ્વીઓને પવિત્રતાના પાઠ શિખવવાની તાકાદ વાળો. પણ બિચારો વિદેશવાસી આ બદમાશના બનાવથી અજ્ઞાન. તે જાણશે ત્યારે તેનો જવાબ નહિં માગે?

નગદ નારાયણ આવતાંજ લાલને સૌ કહ્યું. તેની આંખો ખુલી. ત્રિકાળ જ્ઞાની ઉધ્ધારકનો દાવો કરનાર આવો પાપી! અફસોસ! દુનીઆમાંથી પવિત્રતા ક્યાં ગઇ?

* * *

ભાદ્રપદ* માસની કૃષ્ણ ચતુર્દશીની મેઘલ રાત્રી! મેલી વિદ્યાવાળા તપસ્વીએ પોતાની શક્તિ ફેંકી મન્નુ પર! પણ પવિત્રાત્મા પ્રભુભક્તોનો બેલી ભગવાન. તેને શું થાય? એક ગુલાલવાડીમાં લક્ષ્મિકાંતની રૂમમાં તે નિર્ભય છે.

હજી આ મહાન તપસ્વી ભારત વર્ષની કેટલી બાળાઓનું સતીત્વ જોખમમાં લાવશે? પ્રભુ બચાવે એવાથી.

* * *

નામદાર મુંબાઇ પધાર્યાં છે. તપ આદર્યું છે. મુંબાઇવાસીઓ વીસમી સદીના તપસ્વીઓની બે ઘડી મોજની લીલાથી ચેતજો. ફસાશો તો મુવાં હાર.

ક્યાંય સાચો પ્રેમ રસ્તામાં છે?

—•—

# ગુજરાતી નાટકોનો જમાનો.

લખનાર—રા. મો. ક. દેલવાડાકર

અમારાં પેટ ભરવાને લીધો છે લેખ નાટકનો,
રોકા ખારણે ખાઇયે બની નફ્ફટ-નાક-કટ્ટનો,
નથી હિમ્મત લેખકની પછી ક્યાંથી રહે નાટકની ?
બન્યા એ ચોરને ઘર ચોર પરોણા એકે ફાટકનો—

નિરાશાના નિસાસા નાખનો ચાલ્યો, ચતુર લેખક સીનેમામાં—
સીનોપસીસ આ, કરો જો પાસ તો સીનારીયો કરમાં !
લખે-લાવો, હુશે ખપનો, પછી તમને કહેશું હાં !
ગુમાયો ! હા-ગયો એ તો નકામો છે હતો મ્હેતો એનો !

"દાનત બગડી, ત્યાં દીનમાન તૂટ્યું !" માલીકની દાનત બગડી, નોકર સ્વાર થયા, ગલ્લા ચોરાયા, ને બરકત ગઇ !– કયાં છે ઉત્તેજક નાટક મંડળી ? કયાં છે ઑલ્ફ્રેડને ઓરીજીનલ નાટક મંડળી ? કયાં છે મોતીરામની ગુજરાતી, કયાં છે નવલુ ખરીની કંપની ? કયા છે બાલીવાળા ? કયાં છે પારસી નાટક મંડળી ? કયાં છે કાબરાજી બ્રધર્સ, કયાં છે ન્હાનાભાઇ રાણીના ? કયાં છે અરદેશર પટેલ, ને કયા છે રણછોડભાઇ ઉદયરામ ?

ગયા છે સાપ ને સીસ્રા લીસોટા આ રહ્યા સામે;
જમાનો નાટકી વિલો, કદર છે કયાં કહો કામે !
ભલા જન-કાતરક સાથે દિવાનાએ ફુંજાવ્યું થળ;
રમે છે સુંદરી રાગે, ગઇ મેરી 'ને ગોહર પળ—

એ નાટકકાર કયા છે ? એ નહીયો કયાં છે ? નાટકના લખાવનાર મિ. ખટાઉ, બાલીવાલા, રાણીના, નાનો ત્ર્યંબક, વાઘજીભાઇ ને ડાહ્યાભાઇ તો ગયા ! રંજનની મર્યાદા માટે આગ્રહી, પાત્રોની વિવેકતા માટે ખબરદાર, અને જન સમાજના વિચાર તથા શરમ જાળવવામાં શુરા નાટકકારો કયાં છે ?

અમૃત ગયો, જોસફ રહ્યો, બસ ઉર્દુ લાઇનમાં
ગુજરાતનું મીંડું વળ્યું, બસ નામનો નિર્ગુણમાં;
ભ્મો પાપી ઉદર માટે નાચે-ગાયને રંજન કરે,
ના દમ કદમ નાટક ધરે, બસ નામ ઇરીશનસાં—

આ ઉપલી ચર્ચાઓ થતી જોવાય છે ! બોલાય છે ! અને મુદ્દાબખસ મેમ્બરો કલબમા રમતા દેખાય છે. અફસોસ ! કુદરતે જેવા માટે કયાં છે ભરથરી !– કયાં છે નરસીંહ [illegible] ? કયા છે દામીન ! અને કયા છે ખુને નાહક !

જમાનો જયારે સુધર્યો, ત્યારે આર્ટ બગડયું ! ફેશનમા ઉતર્યા, ત્યારે હૃદય સંકુચીત થઇ ગયું ! લોકો કહે કે મીઠાં ગોરસ હવે નથી જોવાં-અમને તો ચરમનુ રસદાર, પણ સંગીન ભાષા, ઠરેલ હાવભાવ, દીલમાં ઉંડે, તેવા પ્રસંગ જોઇયે છે ! તમારાં નખરાં, ચળકના અસભ્ય હાવભાવ, અને તડફડતાં ગાયનો હવે નથી જોવાં ! એ પસંદગી કરનાર ઠરેલ માલીક કે ડાયરેક્ટર કયાં છે ? માલ હાથમાં આવ્યો–પછી અજાણ્યા થઇને ગોળ ખાય, ત્યાં બરકત કયાંથી હોય ?–ગરીબ એક્ટર, બિચારા મોયે ચોપડી આખી રાત–નાચી કુદીને હાય પોકારી રહેલા તેના બાર રૂપડી પગારમાં ઝોકા ખાય તો આઠ આના દંડ શું એ નાટકકારો કાયદાની ચુંગાલમાં સપડાવા યોગ્ય [illegible]

લખનારના નાટકો તફડાવે, પાછળથી "અમારી કને છે" એવો જવાબ આપે, ને બે મહિને તે નાટક મુકે ! લેખક તો ભીખારી, તેને પહોચી કેમ વળે ? ત્યારે પરિણામ શું આવે કે,

ગરીબની હાયનો પૈસો ચડે દરબાર કે ચોરે;
સરત સટ્ટા જુગારોમાં લડે બસ્થાર પૈ બોરે—.

આ રીતે ચાલતો જમાનો અફસોસ ઉપજાવે છે. રંગભૂમિના લેખક તરીકે ફતેહમંદી પ્રયોગના ફળ અમે મેળવ્યાં છે, અને લગારે ઇર્ષા કે અફસોસનો ઘુંટ ભરવાનો નથી, પણ ખરી અંતર નાટકની વાત બહાર મુકવામાં શરમ લાગતી નથી.

સીનેમા–નાટકના સટાકાની વાતો વળી ઔરજ છે. તે પણ કંઇ તદન નાટકથી નિરાળી નથી–પણ નાટક ચાર કલાકનો ને સીનેમા સવા દોઢ–એટલોજ અપવાદ ને બરકતમાં ફેર સમજવો–બાકી કૂતરીનું મોં ગધેડીયે ચાટયું, એવો 'નટ નટીનો નાચ ગણાય ! અફસોસ ! જમાનો શું કામ કરી રહ્યો છે ! નાણાં કયા સુધવારને બારણે લટકે છે !



# અઘોર પાપ

લખનાર—શ. મિસ્કીન

દર્દીના ઓરડા બહાર ઉભી, એક યુવતી ઓરડામાં થતી વાતચિત સાંભળતી હતી.

"બ્હેન, મા જેવી મમતાથી મારી સેવા કરનાર એ બાઇ કોણ છે?"

થોડીવાર વિચાર કરી યમુના બોલી, "એ ગમે તે હોય, પણ એણે આપણી ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો આ ભવમાં તો આપણે વાળી શકીએ એમ નથીજ!"

"યમુ! તું કહે છે એ વાત સાવ સાચી છે. એણેજ મને બીજો જન્મ આપ્યો છે!"

"આ જન્મે તો ઠીક, પણ જન્મો જન્મો એનો ઉપકાર આપણે ફેડી શકીએ એમ નથીજ!"

"પણ એ છે કોણ?"

"છે એક દુઃખી બાઇ."

"તેની બહુ ગરીબ સ્થિતિ છે? તે માગે તેટલું દ્રવ્ય હું તેને આપું."

"ભાઇ! ધનથી એને સુખ મળે તેમ નથી."

"ત્યારે એને એવું બીજું કયું દુઃખ છે? યમુ! એ દુર કરવા હું મારો પ્રાણ પાથરૂં."

યમુનાને ભાઇના બોલ ઉપર વિશ્વાસ ન બેઠો. એટલે એણે પુછ્યું "મોટાભાઈ! એ જે ઇચ્છે તે આપવાની પ્રતિજ્ઞા કરો છો?"

"હા, હા, હું પ્રતિજ્ઞા લઇ કહું છું કે, એ જે ઇચ્છશે તે એને આપીશ."

"જોજો હો, ખૂબ વિચાર કરી પ્રતિજ્ઞા લેજો."

"બ્હેન યમુ! આજ તને મારા બોલવા ઉપર અવિશ્વાસ કેમ આવે છે? અત્યાર સુધી મારા બોલ ઉપર કોઇએ પણ અવિશ્વાસ આણ્યો નથી." બિછાનામાં ક્રોધ ભર્યા ભાવે મોહનરાય બોલ્યો.

બિછાના પાસે બેઠેલી મોહનરાયની સ્ત્રી ગંગાને આ વાત ચિત્તથી કંટાળો આવ્યો, એટલે જરા કંટાળા ભર્યું મુખ કરી એણે યમુના સામું જોયું. યમુના ગંગા ભાભીના મુખનો ભાવ પારખી ઉઠી બહાર ગઈ. બહાર ઢીરાં ઉભી હતી તેણે યમુનાને પુછ્યું:—

"કાં આજ જરા વધારે આરામ છે નાં!"

યમુના ઉત્તર આપે એ પહેલાં તો ગંગા પોતાના બન્ને હાથ યમુનાના ગળે વીંટાળી વ્હાલ ભર્યા બોલે બોલી, "યમુબાઈ તમે રીસાઇને બહાર ચાલ્યાં આવ્યાં કેમ? પણ હું તમને એમ રીસાવા નહીં દઉં. ચાલો અંદર તમને તમારા ભાઇ બોલાવે છે."

અત્યાર સુધીમાં યમુનાનો ક્રોધ શાંત થઇ ગયો હતો. પણ જરા ભાભી પાસે ભાવ ખાતાં તે બોલી, "હવે તો મેં મારો કાન બરાબર આમળ્યો છે. હવે પછી આ ઓરડામાં હું મારૂં મોઢું ઉઘાડવાની જ નહીં!"

"લેલેને તમે નહીં ઉઘાડો પણ હું જરૂર ઉઘડાવીશ—બોલાવીશ." આમ બોલી યમુનાના મોઢામાં ગંગાએ પોતાના હાથની આંગળી નાખી મોઢું ઉઘાડ્યું ને હસતી હસતી યમુનાનો હાથ ખેંચી મોહનરાયના બિછાના પાસે લઇ આવી.

ઢીરાં છેટે ઉભી આ પ્રેમ ભર્યો આનંદ જોઇ રહી હતી. તેની આંખમાંથી આસુંઓની ધારા ચાલી. નણંદ ભોજાઇને જતાં અટકાવી તે બોલી "મારૂં કંઇ કામ છે?"

"બેન, તું જરાપણ કાળજી કરીશ માં. હું તારી વાત જરૂર કરીશ." જતાં જતાં યમુના બોલી.

૨

અર્ધાથી અધીક રાત સૌંદર્યના બજારમાં ભટકી વીતાવ્યા પછી મોહનરાય પોતાની ગાડીમાં બેસી, ઘર તરફ જવાને નીકળ્યો. સમાજમાં સર્વોત્તમ ગણાતો સજ્જન રખેને કોઇ જોઇ જાય એ બીકે ગાડીમાં મોઢું છુપાવી ગાડીવાનને જલ્દી ચલાવવાનું કહેતો હતો.

ચારે તરફ શોપો પડી ગયો હતો. રાતના દશ, અગીઆર વાગ્યા સુધી પ્રત્યક્ષ પ્રકાશને પણ ઓપ આપતો એ લતો, અત્યારે મરણની શાંતિ અનુભવતો હતો. કોઇ કોઇ ઘરમાં દિવાનો મંદ પ્રકાશ દેખાતો હતો. જે ન સમજાય એવો શબ્દ-ધ્વનિ કોઇ કોઇ ઘરમાંથી કાને અથડાતો હતો. સ્મશાનવત્ અંધારા લતામાંથી મોહનરાયની ગાડી જોસભેર ચાલી જતી હતી.

એકાએક સામેથી આવતી મોટરની સાથે ગાડી જોરથી અથડાઇ તરતજ ઉંધી વળી. ગાડીવાને બચવાને ઘણોય પ્રયત્ન કર્યો. પણ મદિરા, યૌવન, અને સૌંદર્યમદમાં અંધ બનેલો પોતાને તેમજ ગાડીમાં બેઠેલા પોતાના માલીકને બચાવવા અસમર્થ નિવડ્યો. ભડકેલા ઘોડાનો પગ રસ્તા ઉપર પડેલા મોહનરાયના માથા ઉપર પડ્યો. મોહનરાય એક કારમી ચીસ પાડી બેશુધ્ધ થયો. આવી વિકટ પરિસ્થિતિમાં કોણ કોની શુધ્ધ લેય? બેશુધ્ધ પડેલા મોહનરાયના માથામાંથી ધોધની પેઠે લોહી વહી જતું હતું.

થોડીવાર પછી ગાડીવાને જોરથી આવતી ગાડીનો અવાજ સંભળાયો એટલે પોતાનો સાદ બદલી જોરથી બોલ્યો, "જરા ગાડી સંભાળી લેજો. રસ્તામાં એક માણસ બેશુધ્ધ પડેલ છે."

આ સામેથી આવતી બીજી ગાડીમાં પોતાના અપ્રતિમ

સૌંદર્યથી અને આંખના એકજ ઇશારાથી હજારો લાખોને હથેલીમાં નચાવનારી પ્રસિધ્ધ નાયકા હીરાં બેઠી હતી. વેશ્યા વૃત્તિથી તેના સુસંસ્કારો ઉપર આવરણ છવાયું હતું પણ તે મૂળમાંથી સુકાયા ન હોતા. મોહનરાયને આવી સ્થિતિમાં રસ્તા ઉપર પડેલો જોઇ તેનું હૃદય ભેદાયું. નિસર્ગદત્ત કરુણા હૃદયમાં ઉભરાઇ આવી. મોહનરાયનો ચહેરો અત્યારે એકાદા સભ્ય ગૃહસ્થ જેવો નિર્દોષ દેખાતો હતો. હીરાંએ પોતાના ગાડીવાનની મદદથી તેને પોતાની ગાડીમાં લીધો ને તરતજ તેણે ગાડીવાનને દવાખાના તરફ ગાડી હાંકવાનું કહ્યું.

* * *

મોહનરાયને દવાખાનામાં લાવ્યા પછીનો આઠમો દિવસ હતો. આ આઠ દિવસમાં હીરાંના જીવનમાં બહુ મોટો ફેરફાર થયો હતો. તેના સુસંસ્કારો જાગૃત થયા હતા. તેને પોતાને પોતાના પાપમય જીવનક્રમ ઉપર, એ વિલાસપ્રિય રસસામગ્રી ઉપર અંતરથી ધિક્કાર વછૂટતો હતો. મોહનરાયની મા, બહેન, અને પત્ની એમનું પવિત્રપણું, વિનયશીલપણું, અને શુધ્ધ ગૃહસ્થ ધર્મનું આચરણ, એની સાથે પોતાની ધિક્કારપાત્ર જીવનની તુલના કરતાં વધારે ધિક્કાર પાત્ર જીવન દેખાયું. સૌંદર્યના સોદા કરનારની સૃષ્ટીમાંજ તેનું નાનપણથી પાલણ પોષણ થયું હતું ગૃહસ્થના પવિત્ર ધર્મનું આ તેને પહેલ વહેલુંજ ભાન થયું હતું. પત્નીપદ એટલે શું અને તે કેવું હોય છે તેની તેને જાણ પણ ક્યાંથી હોય?! માત્ર પૈસા ઉપરજ પ્રેમ કરનારાના સમાજમાંજ જન્મ લેનાર, નિર્લજતાના ખોળામાંજ ખેલનાર, અને પાપનાજ આંગણાંમાં મોટી થનાર હીરાંના હૃદયમાં મોહનરાયની સ્ત્રી, બહેન તથા માતાનાં શુધ્ધ ચારિત્રે બહુ મોટો ખળભળાટ મચાવી મૂક્યો હતો. મોહનરાયનાં પ્રેમાળ પત્ની જ્યારે જ્યારે પોતાના રોગી પતીના માથા ઉપર લજ્જાથી થરથર કાંપતો હાથ ફેરવતાં, કે માતા વાત્સલ્યપૂર્ણ કરુણ કટાક્ષ ફેંકતાં હીરાની નજરે ચડતાં, કે, તેની બહેન નિસ્વાર્થ પ્રેમથી અને અવિશ્રાંત પરિશ્રમથી તેની સેવા સુશ્રા કરતી ત્યારે હીરાંના મન ઉપર એવો પ્રભાવ પડતો કે, તે પોતાને પણ ભૂલી જતી અને સ્વર્ગીય આનંદમાં તલ્લીન થઇ જતી. જગમાં-સ્વાર્થ લોલુપ જગમાં આવી દૈવી વિભૂતિઓ મળવી અશક્ય છે એમ એની મનોદેવતા એને કહેતી અને એ એથી કોઇ જુદાજ જગમાં છે એમ સમજતી. આ જગમાં એને સર્વ વસ્તુઓ નવાઇથી સજેલી જણાતી આ જગમાં પ્રેમ અને આત્મબલિદાનનાં સુવાસિક અને તેજદાર ફુલો હતાં પણ તેને ફરતી કપટની વાડ નહોતી, દિવસને પણ શરમાવે એવો પ્રકાશ હતો પણ કાળ રાત્રિને શરમાવે એવો અંધકાર નહોતો. પ્રેમનું આ સત્ય તથા પવિત્રપણું નિહાળી હીરાં કોઇ જ જીવન જોતી એ ધીમે ધીમે પોતાના જીવનને ઉન્નતિને દોરવાના વિચારમાં હરી હામ બેઠી આ વાત કાંઇ જેવી તો નહોતી. એકાદ રાજાને પોતાના રાજ્યને, પોતાના ઐશ્વર્યને તિલાંજલી આપતાં મનમાં જેટલો ખળભળાટ થાય એટલોજ-એથી વધારે હીરાંના મનમાં ખળભળાટ થયો, "મારૂં શું થશે એ વિચાર એને ભૂત પેઠે ભડકાવા લાગ્યો. મોહનરાયની સ્ત્રીએ અને બહેને હીરાંના મનની આવી સ્થિતિ જોઇ સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવી. "જરા પણ ફીકર ન કરીશ માં. તને અમે સર્વ જાતની વ્યવસ્થા કરી આપશું. તને ભૂખે મરવા વખત નહીં આવે.' આટલુંજ આશ્વાસન હીરાંના મનને બસ હતું. એણે એના વિચારોની અભેદ વાડ બાંધી.

૩

હીરાંના મુખ ઉપર હર્ષની રેખાઓ હતી, પણ મનના ઉંડાણમાં થોડો અવિશ્વાસ હતો. તેની પાસે નાણાંનો તોટો નહોતો. છતાં એ દ્રવ્ય અનીતિને રસ્તે મેળવેલું હોવાથી તે તેને વિષથી પણ વધારે ઝેરી ભાસતું. સ્વકષ્ટ અને પુણ્ય માર્ગે મેળવેલા ધન ઉપર પોતાનો નિરવાહ કરવાની અપૂર્વ ઇચ્છા રાખતી. તેણે ઘણી વખત ગંગાને કહ્યું હતું કે, 'તમારા ઘરનાં એઠાં ભાણાં ઉટકવા મને રાખો, તો હું મારા મનને જરૂર મનાવીશ કે 'તેં કરેલા પાપનું આ પ્રાયશ્ચિત છે.'

ગંગા અને યમુનાનાં હૃદય આ વાતથી વેધાયાં અને કોઇ પણ ભોગે તેને સહાય કરવાનો મનથી નિશ્ચય કર્યો.

સવારમાં યમુના દુધ લઇ દવાખાને આવી. મોહનરાય દુધ પીતાં બોલ્યો, "બ્હેન! કહે હું શું કરૂં? હું તે સ્ત્રીને માટે ગમે તે કરવા તૈયાર છું."

યમુના મોહનરાયના બિછાના પાસે જઇ ધીમેથી બોલી, "તે એક વેશ્યા છે."

મોહનરાય યમુનાના બોલો સાંભળી ચીડી ગયો. તેના મનમાં અનેક વિચારો ઉભરાવા લાગ્યા. તે ચારે તરફ નજર ફેરવી જોવા લાગ્યો.

યમુના પાછી બોલી, "તે વેશ્યા છે. પણ હવે તેને એ પાપમય જીવનનો કંટાળો આવ્યો છે. તેને નિશાળમાં, દવાખાનામાં કે કોઇ આશ્રમમાં થોડાજ પગારથી નોકરી મેળવી આપો તો તે એકલી પોતાનું ગુજરાન આનંદથી કરશે. મોટાભાઇ! તમે આટલું કામ નહીં કરો? એ એક ગરીબ અબળા છે!"

"પણ એ વેશ્યા છે ના?"

"તે રાતન્દિ આંખમાંથી સરતાં આંસુએ કરેલા કર્મનું પ્રાયશ્ચિત કરે છે. તમે તેને આશરો આપશો તો તે જન્મભર તમારી ઋણી રહેશે."

"એ માગે એટલા પૈસા આપું તો?"

"તેને સ્વકષ્ટિ દ્રવ્ય જોઇએ છે."

મોહનરાય થોડો વખત વિચાર કરી બોલ્યો. "એ કામ પાર પાડવું બહુ કઠણ છે."

ભાઇ તરફથી આવો ઉત્તર મળશે, એવું યમુના સ્વપ્ને પણ નહોતી જાણતી. "મોટાભાઇ! આટલું કામ તમારે કરવુંજ



સ્વ. મી. જહાંગીર ખંભાતા
જોગીના નટ અને નાટકકાર.



સ્વ. દયાશંકર વસનજી
મુંબઈ ગુજરાતી નાટક મંડળીના સ્થાપક.



સ્વ. મિસ મેરી ફેન્ટન
ઉર્દુ રંગભૂમિની હિન્દુસ્તાનની સૌથી પહેલવહેલી નટી.



સ્વ.-મિસ ગોહર
ઉર્દુ-ગુજરાતી રંગભૂમિની પ્રખ્યાત નટી.

તેણેજ તમને અહીં (દવાખાનામાં) આણ્યા, એણે જ સમજાવી અહીં તમારી સંપૂર્ણ વ્યવસ્થા કરી. એણે ઘડીવાર પણ તમને રેઢા નથી મૂક્યા. એ દિવસના બારે- આંસુ ભીની આંખે તમારી સેવામાં ઉભે પગે હાજર રહે યમુ ભવાં ચઢાવી બોલી.

મોહનરાય, આશ્ચર્ય ભર્યાં ભાવે બોલ્યો, "એ અહીં રોજ છે? આ ઓરડામાં? રડતી બેસે છે? યમુ! તું આ કહે છે?!"

"હા. એ હમેશ આવે છે; પોતાના ભૂતજીવનનો પશ્ચાત્તાપ છે."

મોટે અવાજે મોહનરાય બોલ્યો, "લોકો શું કહેશે? સમાજ મારે માટે કેવા વિચાર કરશે?! એ હવે અહીં ન આવે, એ તું હમણાં જ કહી દે."

હીરાં બારણા પાસે જ ઉભી હતી. ભાઈ બહેનની બધી વાત સાંભળી. મોહનરાયના છેલ્લા શબ્દો એના હૃદયમાં તીર પેઠે ભોંકાયાં. પોતાના શરીરને પડતું મહામહેનતે સંભાળ્યું. આંખે શ્રાવણ ભાદરવો વર્ષાવતી, બહાર ઉભેલી ગાડીમાં બેસી પોતાને ઘરે આવી. અત્યારે એને ચારે તરફ ઘોર અંધકારજ દેખાતો હતો. તેને ક્યાં જવું, શું કરવું એ સુઝતુંજ નહોતું. તેમ તેનો હાથ પકડી આ અંધારામાંથી બહાર કાટે એવું કોઈ હતું પણ નહીં. હજારો યુવાનોને ઘેલા કરનાર એજ આ હીરાં હતી. પણ આજ એ એવી અસહાય હતી કે તેને પોતાની શક્તિ ઉપર પણ ભરૂસો નહોતો. પાપાચરણ કેવું સહજ છે, પણ તે વીરૂધ્ધ સદ્‌વર્તન કેટલું કઠણ!? પાપાચરણની ઈચ્છા થઈ કે તરતજ ચારે બાજુથી તેને હજારો જન હાથ દેવા ઉભા રહે છે. પણ પુણ્ય માર્ગમાં ઉભા રહેવાને એક પણ હરિનો લાલ ઉભો નથી રહેતો. એકાદો પ્રતિષ્ઠિત માણસ બદમાસ થાય તો સમાજ તેને ગુપચુપ સહી લે છે પણ પતિત માણસ પ્રતિષ્ઠિત બનવા બહાર પડે તો તે સમાજ નથી સહી શકતી.

હીરાં ઘરે આવી ખૂબ રડી. મોહનરાયના બોલે એના મનમાં ઘર કર્યું એ પોતાનાજ મનમાં વિચારવા લાગી, 'હું વેસ્યા છું છતાં મેં તેના ઉપર તો ઉપકારજ કર્યો છે! મેં તેને પ્રાણદાન અપાવ્યું છે. હું તેની પાસે પૈસા નહોતી માગતી, વાડિ બંગલા નહોતી માગતી, માગ્યું માત્ર એટલુંજ કે, પુણ્ય માર્ગે મને મદદ કરે. એમાં મેં ખોટું શું કર્યું? પણ એને પોતાની ઇજ્જત પાસે મારી શી કિમત? સમાજે એને ઘર બહાર તો નથી કાઢયો. હું દવાખાને જતી એ મારા સ્વાર્થ માટે નહોતી જતી. હું નિર્લજ વેસ્યા છું એ વાત સાચી. પણ મને પણ માનાપમાન છેજ.' પાછો વિચારે પલટો ખાધો. 'એનું પણ કહેવું સાચું છે. પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે, સમાજમાં, શહેરમાં, એના બરોબરનો કોઈ નથી. સરકાર દરબારમાં પુજનીય છે. હું હમેશ તેની પાસે જાઉં તો જરૂર લોકો તેની નિંદા કરે. અમે તો અમારે જાતે આંખે અંધ બની અધઃપાત વહોરી લીધો છે. અમારે અમારી પંગતીમાં બેસવાને જગને શા માટે લલચાવવું જોઈએ! પ્રતિષ્ઠા વધારવા આખું જીવન ખરચી નાખવું પડે છે; પણ તેને કોડીની કિમતનું કરતાં એક પળ પણ નથી લાગતી. એના હિત તરફ જોઈ એમાં મારે એને શા માટે દોષ દેવો જોઈએ!!"

આમ હીરાંના મનમાં જ્યારે વિચાર ઉભરાતા હતા ત્યારે બીજી બાજુ ગંગા, યમુના વચ્ચે પણ એજ સંવાદ ચાલતો હતો.

"ભાભી! તમે માનો કે, ન માનો, પણ મોટાભાઈએ આ ઠીક કર્યું ન કહેવાય, તે ગમે તેવી નીચ હોય પણ પશ્ચાતાપથી શુધ્ધ થઈ છે."

"તમે સમજો છો યમુબહેન?! તમારા ભાઈની કીર્તિ ગામો ગામ કેટલી પસરી છે. અહીંના લોકો તો તેમને અવતારી પુરૂષ સમજે છે. એ એક વેસ્યાને આશરો આપી ધૂળમાં મેળવવી?! વળી એ વેસ્યાનો વિશ્વાસ શો? "કહેવત છે કે, સો ઉંદર મારી બિલાડી હજ્જાએ ચાલી!"

"વાહ ભાભી, આજ એના ઉપકારની કે કે?!"

"બહેન, આપણે એને પૈસાની એ માગે એટલી મદદ કરીએ પણ કીર્તિને કાંઈ કાળપ લગાડીએ ખરાં?"

"એને તમારા પૈસાની પરવા નથી. તમે ધણી-ધણીઆણી એને મદદ નહીં કરો તો હું મારાથી બનતી મદદ જરૂર કરીશ."

* * *

પ્રત્યક્ષ પાપની જેટલી બીતિ પોતાને નથી લાગતી તેટલી કીર્તિને લાગે છે. મોહનરાય મૂર્ખ નહોતો. એ પોતે બરાબર સમજતો હતો કે, હીરાંને પૂર્ણ પશ્ચાત્તાપ થયો છે. પણ પોતાની કીર્તિના ભોગે મદદ કરવા નહોતો ઇચ્છતો. પોતે પોતાના પાપને સજ્જનતાનો ઓપ આપી સમાજમાં સજ્જન ગણાતો. બીજે દિવસે હીરાંને હતાશ સ્થિતિમાં બારણા પાસે ઉભેલી જોઈ તરતજ તેણે યમુને બોલાવી. ગઈ કાલના બોલો કહી દેવા કહ્યું.

થયું! હતાશ હૈયે હીરાં ઘરે આવી. આંસુ સારી દેખું હલકું કર્યું તે પોતાના વિચારોમાં વધારે દ્રઢ બની. તેને તેના વ્યવસાય ઉપર ધિક્કાર ન્હુટયો હતો. હવે તેને ગાવું, બજાવવું, ખેલવું, કાંઈપણ ગમતું નહોતું. આશા ભર્યાં મધુર જીવનની જગ્યાએ, ઘોર નિરાશા અને વૈરાગ્યની છાયા છવાઈ હતી. રાત દિવસ આંખનાં આંસુ સુકાતાંજ નહોતાં. ન્હાવું નહીં, વસ્ત્ર અલંકારો પેરવા નહીં, બાલ બનાવવા નહીં, સ્ત્રીઓનું અભિમાન સૌંદર્ય, પણ તે સુંદર શૃંગાર સિવાય કેમ ખિલે?! હીરાંએ તો સર્વસ્વનો ત્યાગ કર્યો હતો. આમ પંદર દિવસ વીતી ગયા.

૪

સંધ્યાનો સમય હતો. સૌંદર્યના બજારમાં પ્રેમનાં પુષ્પ ગરમાં હતાં. બારીએથી તીર જેમ આવતા નેત્ર કટાક્ષોમાં અભિમાન ભર્યું હતું. બજારમાંથી જતા યુવાનોની નજરમાં લાલસા તરતી હતી. બન્ને વચ્ચે લાજનો અંતરપટ પડ્યો હતો; જો આ અંતરપટ પડ્યો નહોત તો સૌંદર્ય અને પ્રેમનું

જરૂર મિલન થયું હોત. બજાર ભરમાં અને દરેક ઘરોમાં પ્રકાશનો વર્ષાદ વરસતો હતો. છતાં હીરાંના ઘર અને મનમાં ઘોર અંધકાર હતો. પહેલાં તો તેના ઘરનો ઠાઠ-માઠ બજારનાં દરેક ઘરોને શરમાવે એવો હતો. અને તે દિવસની યાદી થતાં હીરાંના દિલમાંથી દાહ ભર્યા નિશ્વાસ છૂટતા હતા. પાપનું સ્મરણ પ્રત્યક્ષ પાપ કરતાં વધારે ભયાનક હોય છે! હવે હીરાંને પોતાનું ઘર ખાવા ધાતું હતું. ઘરને અને સરસામાનને બાળી મૂકી કોઇ બીજાજ ગામમાં ચાલ્યા જવું એમ એનું મન એને વારે વારે પોકારતું હતું. પણ—'ક્યાં જાઉં?! મને કોઇ સજ્જન માણસ પોતાને બારણે પણ ઉભી રહેવા નહીં દેય. અત્યાર સુધી એક પણ બોલ કોઇનો સાંખ્યો નથી તો આવું અપમાન મારાથી શે સહન થાય?' પાપાચરણ જેટલું સહેલું છે એટલું એ છોડવું સહેલું નથી. એકને માટે નિર્લજ્જપણાની જરૂર છે. પણ બીજા માટે મનમાં અસામાન્ય ધૈર્યશીલ બનવું બહુ કઠણ છે.

દીવાનખંડમાં કોઇ આવ્યું હોય એવો ભાસ હીરાંને થયો એણે ઉંચું જોયું તો સામે ગુલનાર ઉભી હતી. એ પણ એક વેશ્યા હતી. તેને જોતાંજ હીરાંનાં નેત્રો આંસુ ભીનાં થયાં. રોગી પોતાના સ્નેહી કે વ્હાલાને જોઇ રડે છે, તેમ હીરાં પણ ગુલનારને જોઇ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. હીરાંના મેલા લુગડાં અને આજ દીવસોથી ન ઓળેલા વાળો જોઇ ગુલનારના દિલમાં કાંઇ જૂદાજ ભાવો ભરાવા લાગ્યા. ઘણા વખત સુધી એક બીજી કાંઇ પણ બોલ્યા વગરજ બેસી રહી. છેલ્લે ગુલનાર બોલી, "હીરાં, તેં તારા હાલ આવા કાં કરી નાખ્યા?"

"પ્રભુ કૃપાથી હવે મારી હાલત હમેશ માટે આવી રહે એજ દિલમાં ઇચ્છા છે!"

"તારાં કપડાં લત્તાં ક્યાં છે! દરદાગીના ક્યાં છે?"

"એને જોતાંજ હવે અંગમાં આગ પ્રગટે છે."

"હીરાં! તારું મુખ આઇનામાં જો તો ખરી કે, કેવું સુકાઇ ગયું છે?!"

"સ્ત્રીઓના ચહેરા ઉપર સૌંદર્ય એ કાંઇ સર્વસ્વ નથી!"

"હીરાં, વિચારી જો! પાછળથી પશ્ચાતાપ ન થાય એ જોજે"

"મને આ પાપી જીવનનો મનથી કંટાળો આવ્યો છે." હીરાં રોશભર્યા ભાવે બોલી.

"ત્યારે હવે તારે જોગણ બનવું છે?"

"જોગણ તો ક્યાંથી થાઉં?! પણ ખરી સ્ત્રી થવું છે."

"શા માટે?"

"એટલા માટે કે પતિવ્રતા પત્ની, સદાચરણી પ્રેમાળ બ્હેન અને પુન્યવાન પતિનું જીવન મેં પ્રત્યક્ષ જોયું છે માટે."

હીરાંનો હાથ પોતાના હાથમાં લઇ ગુલનાર બોલી, "તારા મન ઉપર આવી ઊંડી અસર કરનાર એવો કયો પુન્યવાન પતિ છે!! હું પણ આજ ગામમાં વસું છું હો."

"એનું નામ મોહનરાય! ઘણોજ સજ્જન પુરૂષ છે."

"કોણ, મોહનરાય?" આશ્ચર્ય ચિત્તે હીરાં સામું [?]નાર બોલી.

"એ ગાડી નીચે આવી જવાથી રસ્તામાં પડ્યો હતો........."

"મધ્ય ચોકમાં જેની હવેલીઓ છે તેજ નાં!"

"હા એજ. તારી એની સાથે ઓળખ છે?"

"તેની ને મારી આજ ઘણાં વર્ષોની ઓળખાણ"

હીરાંના હૃદયમાં ધ્રાસકો પડ્યો. તે વેગભર્યા બોલી "ગુલનાર! તું સાચું કહે છે?"

"આજ રાત્રે મારે ઘરે આવ એટલે તને હું પ્રત્યક્ષ"

"મારું મન એ માનવાને ના પાડે છે."

"નજરે જોશે એટલે જરૂર માનશે."

૫

રાત્રે બાર વાગ્યા પછી હીરાં ગુલનારને ઘરે અત્યારે તેના મુખ ઉપર મલિનતાની છાપ હતી. આંખો હીન હતી. ગુલનારે તેને પોતાની પાસે બેસાડી અને ધીમે પાપના પાઠો ભણાવા લાગી. હીરાંનું ધ્યાન પાઠ નહોતું પણ રસ્તા ઉપર હતું. થોડીવારે બહાર ગાડીનો આવ્યો. જેમ વેશ્યા ઘરે સભ્યતાનો લોપ થાય છે તેમ પણ તરત લોપ થયો. પોતાના ગળાના હારને બરાબર ગુલનાર બોલી, "હીરાં! આ પડદાની આડમાં છુપાઇ અને જો એ તારા પુણ્યવાન પતિનો ચમત્કાર!"

પગલાનો ધીમો અવાજ સંભળાવા લાગ્યો. હીરાંનો કંઠે આવ્યો. તે પડદાની આડમાં ઘુંટણીઆ ટેકવી બેઠી આંસુ ભીની આંખે પ્રભુને વિનવવા લાગી કે, 'દેવ! દયા એ ન હોય એવુંજ દેખાડજો, નહીં તો મારો ઉપરનો સર્વ વિશ્વાસ ઉડી જશે.'

પણ પ્રભુએ એની પ્રાર્થના ન સ્વીકારી!

એક સજ્જન ગૃહસ્થ ધીમે પગલે દીવાનખંડમાં આ[?] કસાયેલ નટ પ્રમાણે ગુલનાર મુજરો કરી ઉભી 'સરકાર-તસ્લીમ.'

હીરાંના સર્વ અંગે ઘામ છૂટ્યો. 'હાય! પ્રભો! આ એજ.' એ મનમાંજ બોલી.

ગુલનાર ભવાં ચડાવી હસતી બોલી, "સરકાર! દિવસો થયાં એમાં એક ચીઠી પણ લખી નહીં?!' બદનામીનો વિચાર આવ્યો ન હોત તો હું દવાખાને આવત."

મોહનરાય અપરાધી પ્રમાણે હાથ જોડી બોલ્યો, "ભૂલ થઇ. આ એક વખત માફ કર." આમ બોલી બન્ને હાથ પકડી પોતાની તરફ ખેંચી.

પડદાની આડમાં બેઠેલી હીરાં આ ન જોઇ શકી. એ જ બહાર આવી, મોહનરાયની સામે ઉભી રહી.

મોહનરાય આશ્ચર્યમાં ચકિત થઇ થીજી ગયો. હીરાંની આંખોમાંથી અગ્નિ વર્ષતો હતો. તે પોતાના બન્ને હાથ મોહનરાયના ખભા ઉપર મૂકી ભેદક દ્રષ્ટિથી વ્યંગમાં બોલી, "લોકો શું કહેશે? સમાજ મારે માટે કેવાં વિચાર કરશે?! અહીં એ ન આવે એમ એને કહી દે."

મોહનરાયના ઉપર આભ તૂટ્યો. હીરાં ઝપાટા બંધ ચાલી ગઇ.

ઘરે જઇ તરતજ પોતાનાં લુગડાં બદલ્યાં. અલંકારો અંગે ધારણ કર્યાં, બાલ ઓળીચોળી ગુંથી, ચહેરો વધારે દીપે એ માટે મુખ ઉપર પાઉડર છાંટ્યો, અને પોતાનું સૌંદર્ય જોવા અરીસા સામે ઉભી.

હવે એ પહેલાંનીજ હીરાં બની! એજ સદાચારને ભર બજારે વેચનાર! એજ સજ્જનતાની વેરણ હીરાં! પાછાં તેનાં વિષભર્યાં નેત્રોમાંથી ઝેરી બાણ છૂટવા લાગ્યાં. મુખ ઉપર હળાહળ ઝેર ચમકવા લાગ્યું. અરીસામાં પોતાની છબી જોઇ ખડખડાટએ હસવા લાગી.

એ રાત્રે મોહનરાયને એક દિવ્ય મુર્તિ સ્વપ્નમાં દેખાણી. તે મુર્તિએ સક્રોધ કહ્યું, "પાતકી! તેં તારી મા, બહેન અને પત્નીના પવિત્ર પ્રેમને પગતળે કચર્યો, લોકોએ સજ્જન જાણી તારે ત્યાં મૂકેલી થાપણ તેં ઓળવ્યાં કરી, ચારે બાજુથી તેં તારો અધઃપાત કર્યો, આચારમાં ભ્રષ્ટ થયો. આ દરેક પાપો તેં કર્યાં. પણ એક પાપમાં પડેલી અબળાના સતમાર્ગમાં તું પહાડ રૂપે આડો પડ્યો અને પાછી એજ નર્ક કુંડમાં ધકેલી દીધી, એ અઘોર પાપનો તાપ તને જન્મો જન્મે પ્રજાળતોજ રહેશે.



# ધન્ય, એ ભિખારી વીરને—

લખનાર—રા. ગોકુળભાઇ દોલતરામ ભટ્ટ.

પાત્ર—ત્રણ ભિખારીઓ, એક પાદરી, એક સખી હિંદુ ગૃહસ્થ, સિપાહી.

સ્થળ—ધોરી રસ્તો, સમય, દ્વિતીય પ્રહર.

ભૂખે મરતા બે નાના ભિખારી બાળકો—

દોને ભાઇ ટુકડું અમને ભૂખ બહુ લાગી;
અમોને ભૂખ બહુ લાગી,
પગમાંના શક્તિ રહી કોઈ અગન પેટ લાગી;
અમોને ભૂખ બહુ લાગી.

શાતા દેતાં મોટો ભાઇ—

રે, રે, ભાઇ રડો નહિને પ્રભુ આપશે કાંઇ;
આપણ જેવા રંક જનોને બચાવશે સાંઇ.
હવે તો રડો નહિ ભાઇ,
સરજ્યો આ સંસાર પ્રભુએ નિભાવશે તે તો;
સહુની ચિંતા કરે શ્યામજી શોક કરો ખોટો,
ભાઇઓ શોક હવે છોડો.

**મોટો**—(પોતાના નાના બંધુની આ દશા દેખી) અરેરે! પ્રભુ! એક તો તેં અમને આવી કંગાલિયત દેખાડી અને અમારાં પાપનો તેટલો દંડ પુરતો ન થયો હોય તે માટે તેં અમારી આવી દશા આણી. અરે, પરમકૃપાળ! મારા ઉપર સેંકડો સંકટો ભલે આવો પણ આ મારા નાના ભાઇઓને આમ શા સારૂ રીબાવે છે? મારા અપરાધે એમને શા કાજે દંડે છે? હવે તો વિપત્તિની પરાકાષ્ઠાએ પ્હોંચ્યા છીએ. આથી વિશેષ હવે શું રહ્યું?!! તને પ્રાર્થું ઓ વ્હાલા! આવ અને ઉગાર.

(આટલું બોલતામાં તેની આંખે અંધારાં આવે છે અને તેથી તે મૂર્છા પામે છે.)

**નાના**—હાય, આ શું થયું? ઓ ભાઇ! ઓ ભાઇ! કેમ કાંઇ બોલતા નથી. (રડે છે) અરે, ભાઈ, તમારી પાસે નહિ માગીએ; તમે અમને ન આપી શક્યા એટલે........

**સિપાહી**—(ગવરનર સાહેબ પધારે છે એટલે રસ્તો સાફ રાખતો) એ, પોરે, જાવા ઇધરસે.

**નાના**—(રડતા) હા, બાપુ, જઇએ છીએ પણ આ.....

**સિપાહી**—અરે, ત્યાંથી અને તુમચી કાય સાંગું (દંડો ઉગામે છે એટલામાં એક એક ધર્મપ્રચારક આવી પુગે છે)

**પાદરી**—કેમ હવાલદાર સાબ, કયા હૈ?

**સિપાહી**—અરે, ઇધર ઇકડે બઘા, એ લોક રસ્તો મેં બસલે સાહેબ, આતાય ગવંડર સાબ આયેગા તો પછી—

**પાદરી**—અચ્છા, હમ ઇનકો લે જાતે હૈં.

('વિક્ટોરિયા' ભાડે કરી આ ત્રણેને આ પ્રચારક પોતાને ઘેર લઇ જાય છે. મોટા હજી બેશુધ્ધ છે. ઘેર પ્હોંચી તે તેમની સારવાર કરવા મંડે છે, મોટાને ભાન વળે છે અને આ સૌ નવનવું જુએ છે. પેલો પ્રચારક ખાવાનું આપે છે પણ મોટા નથી સ્વીકારતો એટલે નાનાઓ પણ તે ખાવાનું લેતા નથી.)

* * *

**પાદરી**—(નાનાઓને) તુમકો ભૂખ લગી હૈ; લો યે ખાઓ; ઇએ તુમારા બડા ભાઇકો ભૂખ નહીં લગી. સો વો નહીં ખાતા હય.

(હજુય નાનાઓ ના પાડે છે)

અરે, તુમ લોગ કૈસે હેવાન માલૂમ હોતે હો? ભિખારી લોગ કેસે ઇતના મિઝાજ રખતે હો? (મોટાને સંબોધી) નહીં લેતા અબે?

**મોટા**—પણ, ભાઇ, તમે કોણ છો, અમને અહિં શા માટે લાવ્યો છો અને અમને આટલી બધી ધમકી શાને આપો છો?

**પાદરી**—(સ્વગત) દેખો, ગમાર જૈસા; મર રહા હય તો ભી પૂંછ રહા હય, (મોટા પ્રત્યે) અરે યે રોટિયાં, પાની ઔર તુમારી ભૂખ-પ્યાસ મિટાઓ.

**મોટા**—પણ તમે જ્યાં સુધી તમારૂં નામ ઠામ ન કહો ત્યાં સુધી હું અથવા આ મારા નાના ભાઇઓ ભૂખે મરીએ છીએ તોય કાંઇપણ લઇશું નહિ.

**પાદરી**—(સ્વગત) દેખોજી ભિખારી લોગ કૈસે બેવકુફ માલુમ હોતે હૈં; સાંત પાંચ કયોં કરતે હૈં; જો મિલા સો કયોં નહીં ખા લેતે? (ભિખારી તરફ) લો, મૈં એક આદમી હું, તુમારે જૈસે દુઃખી ભાઇઓ કો સુખ દેને કે લિયે ફીરતા હું.

**મોટા**—પણ તમારી જાત કઇ છે, તમારો ધર્મ કયો છે તે મહેરબાની કરીને અમોને કહો.

**પાદરી**—(નિષ્ફળ થતાં; સ્વગત) Oh, ye, fools! you do not understand your interests, we try to uplift you from your submerged stage, while you take no advantage of the generosity and comfort that our mission affords to grant you Oh Lord! how can I convert such idiots. Oh! let me try at last!

(ભિખારી પ્રતિ) અય, છોકરે લોગ તુમ ઇધર રહો, યેહી મકાન તુમારે લિયે હૈ, યે કપડે ભી તુમ પહેનો, ઔર યહાં પર અચ્છી તરહ રહો, ઇશુકા ભજન કરો.

**મોટા**—એ ઇશુ તે કોણ?

**પાદરી**—તુમારા ઉસ સે બડા; આપના ઇશ્વર.

**મોટા**—ઇશુ તે વળી કોણ?

**પાદરી**—અરે, તું નહીં સમજતા, વો તુમારા કીસન; ઉસસે અમારા ઇશુ બડા હૈ; દેખો ઉસકે વહાં ઐસે મકાન, માલ, રૂપિયે મિલેંગે?

**મોટા**—(આશ્ચર્યચકિત) શું? મારા કૃષ્ણની તમે નિંદા કરો છો; (નાનાઓને) ઉઠો ભાઇ, ઉઠો, આ તો કોઇક ધુતારા જેવો લાગે છે. (પાદરીને) ભાઈ, આ માલમત્તા અમારા ખપની નથી, અમારે આમાનું કશુંય નથી જોઇતું.

**પાદરી**—(નાનાને રોટલાથી લલચાવતાં) અરે, અબે છોટે છોકરે, લો, તુમ લો, યે તુમારા બડા ભાઇ પાગલ હૈ.

**નાના**—ના, રે, ના. તમે તો અમને વટલાવવા માંગો છો; અમે ભલે મરી જઇએ પણ અમારો ધર્મ નહિ છોડીએ. (મોટાને) એ ભાઇ, ખરેખર, આ કોઇ દગાખોર લાગે છે.

(ત્રણે જણ જાણે જીવ બચાવવા ભાગતા હોય તેમ તેઓ નાસી છુટે છે.)

**પાદરી**—(સ્વગત) ઇસ મહિને મેં મૈંને દો તીન આદમીકો હી ક્રીસ્તી બનાયે; લેકિન યે તો મેરા કમતી પ્રોગ્રેસ (Progress) હૈ; અગર ઇસ તરહ ચલેગા તો મુઝે ૩૦૦ રૂપિયે કા પગાર કહાંસે મિલેગા. ચલો ફિર ઉનકે પિછાડી જાઉં.

* * *

(પેલા ત્રણ પાછા એક રસ્તા ઉપર)

**નાના**—(અતિશય ભૂખથી પીડાતા.)

**આપો ભાઈ હવે રોટલો નહિ તો પ્રાણ જશે;**
**સહેવાયે ના હવે જરીએ, કહો કેમ થાશે!**
**આપણું કહો કેમ થાશે?**

**મોટા**—
**પ્રભુ પરે વિશ્વાસ ધરીને ઉભા રહો અહિં**
**દયાવાન કો મળી જશે તો ઉગારશે ભાઇ!**
**રંકને ઉગારશે કોઇ!**

પેલો પાદરી ફરીને આવી લાગે છે અને આ ભિખારીને ફોસલાવવા પુનઃ યત્ન કરે છે.

**પાદરી**—અબે છોકરે, ચલો, કયોં પર રહે હો?

**મોટા**—અરે, પાછા તમે અમને પજવવા આવ્યા છો એક તો અમારા પેટમાં બે દિવસથી કાંઇ અન્ન પડયું નથી અને તેથી અમારામાં હવે ન જેવી શકિત રહી છે. વિના કારણ અમને સતાવો છો શા માટે? આપની ઉદારતા અમારે કામ આવે એમ નથી.

(એટલામાં એક સખી હિંદુ ગૃહસ્થ ત્યાં આવે છે; અને આ સ્થિતિ ભાળી પૂછપરછ કરે છે)

**હિંદુ**—(પાદરીને) કેમ, સાહેબ, શું છે? આ ત્રણ છોકરા કોણ છે અને આપ એની સાથે શી વાતો કરો છો?

**પાદરી**—અરે જી દેખો ઇએ ભૂખે મરતે હૈં, ઇનકો રોટી વગેરે દેતા હું લેકિન એ લોગ ખાતે નહીં હૈં.

**હિંદુ**—કેમ, ભાઇઓ! તમે ભૂખે શા કાજે મરો છો! આ ભલા પાદરી સાહેબ જે આપે તે તમે કેમ નથી લેતા!

મોટો—શેઠ સાહેબ, અમે એનો તથા તમારો બન્નેનો ઉપકાર માનીએ છીએ પણ અમે વટલવા નથી માગતા અને એ તો એમ કહે છે કે આપણા કૃષ્ણ કરતાં એના ઇશુ મોટા. આવી રીતે એ ભાઈનો ઈરાદો અમને ધર્મભ્રષ્ટ કરવાનો હોય એમ લાગે છે

હિંદુ—હેં ! (પાદરીને) શું તમે વટલાવવાનો ધંધો કરો છો ?

પાદરી—પામી જઈ આ હિંદુ ગૃહસ્થના પ્રશ્ન આડા કાન કરી રસ્તે પડે છે પણ પેલા હિંદુ ગૃહસ્થ તેને છોડે એમ નથી એટલે તેઓ માર્ગ વચ્ચે આવી,

હિંદુ—આપ ક્યાં જાઓ છો ? આમ તમે તમારા ધર્મનો પ્રચાર કરો છો? આવા બિચારા ગરીબને ફસાવી તમારા ધર્મને-સંપ્રદાયને વિશાળ બનાવવા માંગો છો ? ફોસલાવવા પટાવવાથી તમારૂં શું વળશે ? અરે ! પણ તમે તમારી આ પ્રણાલિથી ઇસુ ખ્રીસ્તનાં રૂડાં નામને કલંકિત કરો છો; ક્યાં એની દયા, પ્રેમ અને અંતર નિખાલસતા અને ક્યાં તમારા જેવામાં વસતાં ડોળ, દમામ અને ક્ષુલ્લકતા ! શું તમે ધર્મ પ્રચારક છો અને આમ છેતરપીંડી ચલાવો છો ? ધન્ય છે આ ભિખારી-વીરને કે જેણે પોતાનો ધર્મ સંકટ-સમયે પણ ન છોડયોજ. સ્વધર્મમાં મરણ તેમને અધિક ભાવ્યું અને ધ્યાનમાં રાખજો ઓ પાદરીઓ ! કે હિંદુસ્તાન આવા કંગાળ દેખાતા ધર્મવીરથી અલંકૃત છે અને તેથી તમારા ભગીરથ યત્નોયે નિષ્ફળજ નીવડશે. હિંદુસ્તાન કોઇથી જીતાયું નથી અને જીતાશે નહિ; આ ભૂમિ અમરપટો મેળવી જન્મી છે અને તેથી તમારૂં કાંઈ પણ વળશે નહિ. હજીયે સમજો અને સત્યને માર્ગે ચાલો. ક્ષણિક સુખનાં પ્રલોભન ગરીબ સન્મુખ ધરી તેમને સપડાવવાનું છોડી દો.

(આ પાદરી પણ પોતે અણસમજને કારણે ધર્મભ્રષ્ટ થયો હતો,-તે પસ્તાવા લાગ્યો અને આ ગૃહસ્થને પગે પડી,

પાદરી—અરે, ખુદા, મેં ભી ઇસ તરહ ફંસ ગયા થા; અબ ક્યા કરૂં ? પૈસે દેકર મુઝકો ઇશુ બડા હૈ, કેશુ છોટા હૈ, ઐસા પઢાયા. અરે, શેઠજી, અબ આપ હમકો બી છોડાઓ.

હિંદુ—ગભરાશો નહિ; જો તમને ખરેખર પસ્તાવો થયો હોય તો પ્રભુએ તમારો ગુન્હો માફ કર્યો છે એમ સમજજો. તમે તમારા મૂળ ધર્મમાં પાછા આવી શકશો. શાસ્ત્રાનુસાર પ્રાયશ્ચિત કરજો, ચાલો મારી સાથે અને ઓ હિંદનાં અણમૂલાં ગરીબાઇના વેશમાં ઝળકતાં રત્નો, ચાલો તમે પણ મારી સાથે; તમારી ક્ષુધા તપીને તૃપ્ત કરો.

(જવનિકા પતન)

સર્વનું પ્રસ્થાન.

## અદ્‌ભૂત બલિદાન

લખનાર—શ્રી. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી

"મહારાજ, નિડરતાથી આપના લાભની વાત કહેવામાં આવે તેને આપ રાજદ્રોહ સમજો તો હું લાચાર છું. રાજા પ્રજાનો સેવક છે, માલેક નથી એવો ધર્મશાસ્ત્રનો મત છે અને મારા ગુરૂનો ઉપદેશ છે. મારા પૂર્વજોએ આજ સલાહ આપના પૂર્વજોને આપી છે. આપના પૂજ્ય પિતાશ્રીને મેં આજ વાત કહી છે અને તમોને પણ હું તેની તેજ વાત ફરીથી કહું છું. હજુ પણ વખત છે, ચેતવાની જરૂર છે, નહિતર...મારી કહેતાં જીભ ઉપડતી નથી, પણ ધર્મને વશ થઇ મારે કહેવું પડે છે-તમે અને તમારૂં આખું રાજ્ય પાયમાલ થઇ જશો !"

ઉપર પ્રમાણે વૃધ્ધ વિદુરસિંહે રાજાને સલાહ આપી, પણ તે તેને સ્વાભાવિક રીતેજ રૂચી નહિ. રાજા પોતાનું પૂર્વનું ઉજ્જવળ ચારિત્ર વીસરી ગયો હતો અને તેની અધોગતિ વૃધ્ધિંગત થતી હતી. તેના નવા મિત્રો તેને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય થઇ પડયા હતા અને આ મિત્રોએ રાજાને શિકાર અને દારુનો હદ ઉપરાંત શોખ લગાડયો હતો. રાજગાદી ઉપર આવતી વખતે તેનામાં જે સદ્‌ગુણો દેખાઇ આવતા હતા તે સર્વ લુપ્ત થયા હતા. શરૂઆતમાં તો તેણે સર્વ શત્રુવર્ગને વશવર્તી બનાવ્યો હતો. ઉત્તરમાં દિલ્હીમાં રાજગાદી સ્થાપીને તેણે આખા હિંદમાં પ્રસરેલા મુસલમાનોને રણાંગણમાં હરાવીને પોતાનું રાજ્ય નિષ્કંટક બનાવ્યું હતું, પણ ત્યારથી તેના જીવનમાં પલટો આવ્યો હતો. યશના શિખર ઉપર જનારાઓને ઘણીવાર બુધ્ધિભ્રમ થાય છે. પર્વતની ઉંચી ટોચ ઉપર ચઢયા પછી મસ્તક ભ્રમણ કરવા માંડે છે તેમ કીર્તિના શિખર ઉપર પહોંચેલા જનની બુધ્ધિ ભ્રમિત થાય છે. આવી સ્થિતિમાં મક્કમ બુધ્ધિ કોઇકજ નસીબોની રહે છે. રાજા નૃપાલસિંહ એટલો મક્કમ ન હોતો, સમર ક્ષેત્રમાં પ્રાપ્ત કરેલા વિજયથી અને રાજલક્ષ્મીની કૃપાથી તેના મગજમાં ગર્વની ખુમારી આવી ગઇ હતી અને અનેકવિધ વ્યસનોનો ભોગ થઇ પડયો હતો. રાજદરબારમાં જૂનાં અને વૃધ્ધ માણસો ખપી ગયાં હતાં. માત્ર એકલો વિદુરસિંહ મૃત્યુની રાહ જોતો આયુષ્ય વીતાવતો હતો. રાજ્યમાં અંધાધુધી પ્રવર્તવાથી તેનું ચિત્ત હમેશાં ઉદ્વિગ્ન રહેતું. તેણે લાગ જોઇ રાજા નૃપાલસિંહને બે અક્ષર શિખામણના કહેવા માંડયા. પ્રથમ તો રાજા તેને માન આપતો, તેની સલાહ સ્વીકારતો ખરો, પરંતુ ધીમે ધીમે દુષ્ટ મિત્રોની ભંભેરણીથી વિદુરસિંહને માર્ગમાંથી દૂર કરવાનો રાજાએ નિશ્ચય કર્યો.

* * *

**પાદરી**—અચ્છા, હમ ઇનકો લે જાતે હૈં.

('વિક્ટોરિયા' ભાડે કરી આ ત્રણેને આ પ્રચારક પોતાને ઘેર લઇ જાય છે. મોટો હજી બેશુધ્ધ છે. ઘેર પ્હોંચી તે તેમની સારવાર કરવા મંડે છે, મોટાને ભાન વળે છે અને આ સૌ નવનવું જુએ છે. પેલો પ્રચારક ખાવાનું આપે છે પણ મોટો નથી સ્વીકારતો એટલે નાનાઓ પણ તે ખાવાનું લેતા નથી.)

* * *

**પાદરી**—(નાનાઓને) તુમકો ભૂખ લગી હૈય; લો ઇયે ખાઓ; ઇએ તુમારા બડા ભાઇકો ભૂખ નહીં લગી. સો વો નહીં ખાતા હય.

(હજીય નાનાઓ ના પાડે છે)

અરે, તુમ લોગ કૈસે હેવાન માલૂમ હોતે હો? ભિખારી લોગ કેસે ઇતના મિઝાજ રખતે હો? (મોટાને સંબોધી) નહીં લેતા અબે?

**મોટો**—પણ, ભાઇ, તમે કોણ છો, અમને અહિં શા માટે લાવ્યો છો અને અમને આટલી બધી ધમકી શાને આપો છો?

**પાદરી**—(સ્વગત) દેખો, ગમાર જૈસા; મર રહા હય તો ભી પૂંછ રહા હય, (મોટા પ્રત્યે) અરે ઇયે રોટિયાં, પાની ઔર તુમારી ભૂખ-પ્યાસ મિટાઓ.

**મોટો**—પણ તમે જ્યાં સુધી તમારૂં નામ ઠામ ન કહો ત્યાં સુધી હું અથવા આ મારા નાના ભાઇઓ ભૂખે મરીએ તોય કાંઇપણ લઇશું નહિ.

**પાદરી**—(સ્વગત) દેખોજી ભિખારી લોગ કૈસે બેવકુફ માલૂમ હોતે હૈં; સાંત પાંચ ક્યોં કરતે હૈં; જો મિલા સો ક્યોં નહીં ખા લેતે? (ભિખારી તરફ) લો, મૈં એક આદમી હું, તુમારે જૈસે દુઃખી ભાઇઓ કો સુખ દેને કે લિયે ફીરતા હું.

**મોટો**—પણ તમારી જાત કઇ છે, તમારો ધર્મ કયો છે તે મહેરબાની કરીને અમોને કહો.

**પાદરી**—(નિષ્ફળ થતાં; સ્વગત) Oh, ye, fools! you do not understand your interests, we try to uplift you from your submerged stage, while you take no advantage of the generosity and comfort that our *mission affords to grant you* Oh Lord! how can I convert such idiots. Oh! let me try at last!

(ભિખારી પ્રતિ) અય, છોકરે લોગ તુમ ઇધર રહો, ઇયે મકાન તુમારે લિયે હૈ, ઇયે કપડે બી તુમ પહેનો, ઔર યહાં પર અચ્છી તરહ રહો, ઇશુકા ભજન કરો.

**મોટો**—એ ઇશુ તે કોણ?

**પાદરી**—તુમારા ઇશુ મેં બડા; અપના ઇશ્વર.

**મોટો**—ઇશુ તે વળી કોણ?

**પાદરી**—અરે, તું નહીં સમજતા, ઓ તુમારા ક્રીસન; ઉસસે અમારા ઇશુ બડા હૈ; દેખો ઉસકે યહાં ઐસે મકાન, માલ, રૂપિયે મિલેગે?

**મોટો**—(આશ્ચર્યચકિત) શું? મારા કૃષ્ણની તમે નિંદા કરો છો; (નાનાઓને) ઉઠો ભાઇ, ઉઠો, આ તો કોઇક ધુતારા જેવો લાગે છે. (પાદરીને) ભાઈ, આ માલમત્તા અમારે ખપની નથી, અમારે આમાનું કશુંય નથી જોઇતું.

**પાદરી**—(નાનાને રોટલાથી લલચાવતાં) અરે, અબ છોટે છોકરે, લો, તુમ લો, ઇયે તુમારા બડા ભાઇ પાગલ હૈ.

**નાના**—ના, રે, ના. તમે તો અમને વટલાવવા મંગો છો; અમે ભલે મરી જઇએ પણ અમારો ધર્મ નહિ છોડીએ. (મોટાને) ઓ ભાઇ, ખરેખર, આ કોઇ દગાખોર લાગે છે.

(ત્રણે જણ જાણે જીવ બચાવવા ભાગતા હોય તેમ તેઓ નાસી છૂટે છે.)

**પાદરી**—(સ્વગત) ઇસ મહિને મેં મૈંને દો તીન આદમી કો હી ખ્રીસ્તી બનાયે; લેકિન યે તો મેરા કમતી પ્રોગ્રેસ (Progress) હૈં; અગર ઇસ તરહ ચલેગા તો મુઝે ૩૦૦ રૂપિયે કા પગાર કહાંસે મિલેગા. ચલો ફિર ઉનકે પિછાડી જાઉં

* * *

(પેલા ત્રણ પાછા એક રસ્તા ઉપર)

**નાના**—(અતિશય ભૂખથી પીડાતા.)

**આપો ભાઈ હવે રોટલો નહિ તો પ્રાણ જશે;**
**સહેવાયે ના હવે જરીએ, કહો કેમ થાશે?**
**આપણું કહો કેમ થાશે?**

**મોટો**—

**પ્રભુ પરે વિશ્વાસ ધરીને ઉભા રહો. આંહિ**
**દયાવાન કો મળી જશે તો ઉગારશે ભાઇ!**
**રંકને ઉગારશે કોઇ!**

પેલો પાદરી ફરીને આવી લાગે છે અને આ ભિખારી વીરને ફોસલાવવા પુનઃ યત્ન કરે છે.

**પાદરી**—અબે છોકરે, ચલો, ક્યોં પર રહે હો!

**મોટો**—અરે, પાછા તમે અમને પજવવા આવ્યા છો! એક તો અમારા પેટમાં બે દિવસથી કાંઇ અન્ન પડયું નથી અને તેથી અમારામાં હવે ન જેવી શક્તિ રહી છે. વિના કારણ અમને સતાવો છો શા માટે? આપની ઉદારતા અમારે કામ આવે એમ નથી.

(એટલામાં એક સખી હિંદુ ગૃહસ્થ ત્યાં આવે છે; અને આ સ્થિતિ ભાળી પૂછપરછ કરે છે)

**હિંદુ**—(પાદરીને) કેમ, સાહેબ, શું છે? આ ત્રણ છોકરા કોણ છે અને આપ એની સાથે શી વાતો કરો છો?

**પાદરી**—અરે જી દેખો ઇએ ભૂખે મરતે હૈં, ઇનો રોટી વગેરે દેતા હું લેકિન ઇયે લોગ ખાતે નહીં હૈં.

**હિંદુ**—કેમ, ભાઇઓ! તમે ભૂખે શા કાજે મરો છો? આ ભલા પાદરી સાહેબ જે આપે તે તમે કેમ નથી લેતા?

મોરો—શેઠ સાહેબ, અમે એનો તથા તમારો બન્નેનો ઉપકાર માનીએ છીએ પણ અમે વટલવા નથી માગતા અને એ તો એમ કહે છે કે આપણા કૃષ્ણ કરતાં એના ઈશુ મોટા. આવી રીતે એ ભાઈનો ઈરાદો અમને ધર્મભ્રષ્ટ કરવાનો હોય એમ લાગે છે

હિંદુ—હેં! (પાદરીને) શું તમે વટલાવવાનો ધંધો કરો છો?

પાદરી—પામી જઈ આ હિંદુ ગૃહસ્થના પ્રશ્ન આડા કાન કરી રસ્તે પડે છે પણ પેલા હિંદુ ગૃહસ્થ તેને છોડે એમ નથી એટલે તેઓ માર્ગ વચ્ચે આવી,

હિંદુ—આપ ક્યાં જાઓ છો? આમ તમે તમારા ધર્મનો પ્રચાર કરો છો? આવા બિચારા ગરીબને ફસાવી તમારા ધર્મને-સંપ્રદાયને વિશાળ બનાવવા માંગો છો? ફોસલાવવા પટાવવાથી તમારૂં શું વળશે? અરે! પણ તમે તમારી આ પ્રવૃત્તિથી ઈશુ ખ્રીસ્તનાં રૂડાં નામને કલંકિત કરો છો; ક્યાં એની દયા, પ્રેમ અને અંતર નિખાલસતા અને ક્યાં તમારાં જેવામાં વસતાં ઢોળ, દમામ અને ક્ષુલ્લકતા! શું તમે ધર્મ પ્રચારક છો અને આમ છેતરપીંડી ચલાવો છો? ધન્ય છે આ ભિખારી-વીરને કે જેણે પોતાનો ધર્મ સંકટ-સમયે પણ ન છોડ્યોજ. સ્વધર્મમાં મરણ તેમને અધિક ભાવ્યું અને ધ્યાનમાં રાખજો ઓ પાદરીઓ! કે હિંદુસ્તાન આવા કંગાળ દેખાતા ધર્મવીરથી અલંકૃત છે અને તેથી તમારા ભગીરથ યત્નોયે નિષ્ફળજ નીવડશે. હિંદુસ્તાન કોઈથી જીતાયું નથી અને જીતાશે નહિ; આ ભૂમિ અમરપટો મેળવી જન્મી છે અને તેથી તમારૂં કાંઈ પણ વળશે નહિ. હજીયે સમજો અને સવળે માર્ગે ચાલો. ક્ષણિક સુખનાં પ્રલોભન ગરીબ સન્મુખ ધરી તેમને સપડાવવાનું છોડી દો.

(આ પાદરી પણ પોતે અણસમજને કારણે ધર્મભ્રષ્ટ થયો હતો, તે પસ્તાવા લાગ્યો અને આ ગૃહસ્થને પગે પડી,

પાદરી—અરે, ખુદા, મેં ભી ઈસ તરહ ફંસ ગયા થા; અબ ક્યા કરૂં? પૈસે દેકર મુઝકો ઈશુ બનાયા હૈ, કેશુ છોડા હૈ, ઐસા પઢાયા. અરે, શેઠજી, અબ આપ હમકો ભી છોડાઓ.

હિંદુ—ગભરાશો નહિ; જો તમને ખરેખર પસ્તાવો થયો હોય તો પ્રભુએ તમારો ગુન્હો માફ કર્યો છે એમ સમજજો. તમે તમારા મૂળ ધર્મમાં પાછા આવી શકશો. શાસ્ત્રાનુસાર પ્રાયશ્ચિત કરજો, ચાલો મારી સાથે અને ઓ હિંદનાં અણમૂલાં ગરીબાઈના વેશમાં ઝળકતાં રત્નો, ચાલો તમે પણ મારી સાથે; તમારી ક્ષુધા તૃષાને તૃપ્ત કરો.

(જવનિકા પતન)

સાંતું પ્રસ્થાન.



# અદ્ભુત બલિદાન

લખનાર—શ્રી. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી

"મહારાજ, નિડરતાથી આપના લાભની વાત કહેવામાં આવે તેને આપ રાજદ્રોહ સમજો તો હું લાચાર છું. રાજા પ્રજાનો સેવક છે, માલેક નથી એવો ધર્મશાસ્ત્રનો મત છે અને મારા ગુરૂનો ઉપદેશ છે. મારા પૂર્વજોએ આજ સલાહ આપના પૂર્વજોને આપી છે. આપના પૂજ્ય પિતાશ્રીને મેં આજ વાત કહી છે અને તમોને પણ હું તેની તેજ વાત ફરીથી કહું છું. હજુ પણ વખત છે, ચેતવાની જરૂર છે, નહિતર...મારી કહેતાં જીભ ઉપડતી નથી, પણ ધર્મને વશ થઈ મારે કહેવું પડે છે—તમે અને તમારૂં આખું રાજ્ય પાયમાલ થઈ જશો!"

ઉપર પ્રમાણે વૃદ્ધ વિદુરસિંહે રાજાને સલાહ આપી, પણ તે તેને સ્વાભાવિક રીતેજ રૂચી નહિ. રાજા પોતાનું પૂર્વનું ઉજ્જવળ ચારિત્ર વીસરી ગયો હતો અને તેની અધોગતિ શરૂ થતી હતી. તેના નવા મિત્રો તેને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય થઈ પડ્યા હતા અને આ મિત્રોએ રાજાને શિકાર અને દારુનો હદ ઉપરાંત શોખ લગાડ્યો હતો. રાજગાદી ઉપર આવતી વખતે તેનામાં જે સદ્‌ગુણો દેખાઈ આવતા હતા તે સર્વ લુપ્ત થયા હતા. શરૂઆતમાં તો તેણે સર્વ શત્રુવર્ગને વશવર્તી બનાવ્યો હતો. ઉત્તરમાં દિલ્હીમાં રાજગાદી સ્થાપીને તેણે આખા હિંદમાં પ્રસરેલા મુસલમાનોને રણાંગણમાં હરાવીને પોતાનું રાજ્ય નિષ્કંટક બનાવ્યું હતું, પણ ત્યારથી તેના જીવનમાં પલટો આવ્યો હતો. યશના શિખર ઉપર જનારાઓને ઘણીવાર બુદ્ધિભ્રમ થાય છે. પર્વતની ઉંચી ટોચ ઉપર ગયા પછી મસ્તક ભ્રમણ કરવા માંડે છે તેમ કીર્તિના શિખર ઉપર પહોંચેલા જનની બુદ્ધિ ભ્રમિત થાય છે. આવી સ્થિતિમાં મક્કમ બુદ્ધિ કોઈકજ નસીબેની રહે છે. રાજા નૃપાલસિંહ એટલો મક્કમ ન હોતો, સમર ક્ષેત્રમાં પ્રાપ્ત કરેલા વિજયથી અને રાજલક્ષ્મીની કૃપાથી તેના મગજમાં ગર્વની ખુમારી આવી ગઈ હતી અને અનેકવિધ વ્યસનોનો ભોગ થઈ પડ્યો હતો. રાજદરબારમાં જૂનાં અને વૃદ્ધ માણસો ખાંચી ગયાં હતાં. માત્ર એકલો વિદુરસિંહ મૃત્યુની રાહ જોતો આયુષ્ય વીતાવતો હતો. રાજ્યમાં અંધાધુંધી પ્રવર્તવાથી તેનું ચિત્ત હમેશાં ઉદ્વિગ્ન રહેતું. તેણે લાગ જોઈ રાજા નૃપાલસિંહને બે અક્ષર શિખામણના કહેવા માંડ્યા. પ્રથમ તો રાજા તેને માન આપતો, તેની સલાહ સ્વીકારતો પણ, પરંતુ ધીમે ધીમે દુષ્ટ મિત્રોની ભંભેરણીથી વિદુરસિંહને માર્ગમાંથી દૂર કરવાનો રાજાએ નિશ્ચય કર્યો.

* * * *

તેજ તેની આંખોમાં તરવારની ધાર જેમ ચમકવા લાગ્યું. કર્તવ્યનો ખુલાસો થઇ ગયો. બીજેજ દિવસે નૃપાલસિંહના શબનો અગ્નિ સંસ્કાર થયો અને યુવરાજની આણ રાજ્યમાં વર્તી રહી!

* * *

સ્મશાનમાં રાજાના શબને ચિતા ઉપર મુકી ચિતા સળગાવવામાં આવી. રાણીએ ત્યાં હાજર થયેલા લોકોની આજ્ઞા માગી. નાગરિકો તેના સતીત્વને ન જાણતા હોઇને તેને વિનવવા લાગ્યા. પણ તેણે સીધો અને ટુંકો જવાબ આપી દીધો. "રાજપત્ની અને પ્રજાની માતા એવાં બે કર્તવ્યો મારે બજાવવાનાં હતાં. પ્રજાને રાજાના જુલમમાંથી છોડાવવા માટે મેં જાતેજ મારા પતિને યમસદનમાં મોકલી દીધા! હવે મારે મારો પત્ની ધર્મ બજાવવો જોઇએ. તે સિવાય પાતિવ્રત્ય સફલ થાય નહિ. તમે આનંદમાં રહો. ઇશ્વર કૃપાથી હવે કદી તમારા સુખમાં કોઇ પણ વિઘ્ન નહિ આવે" એટલું કહી રાણીજીએ ભડભડ બળતી ચિતામાં આનંદથી પ્રવેશ કર્યો!!

* * *

[પ્રજા વિષયક કર્તવ્ય અને પત્ની વિષયક કર્તવ્ય ઘણીજ કુશળતાથી બજાવનારી આ ચંદારાણી ગુજરાતના ઇતિહાસમાં પ્રસિધ્ધ છે. આખા હિંદના પ્રાચીન કે અર્વાચીન ઇતિહાસમાં તેની જોડી મળનાર નથી. ખાસ કર્તવ્ય અને સાર્વજનિક કર્તવ્યને લક્ષમાં રાખી પરિસ્થિતિને અનુકૂળ યોગ્ય માર્ગ દાખવનારો આ ચંદારાણીનો પ્રસંગ કરુણ તેમજ બોધપ્રદ છે.]

સંપૂર્ણ.

## આંગણું વાંકું.

બુરાં જનની બુરાઇને, કયાં! અંકોથી હું આંકું?
ન હોયે નાચવું ત્યારે, કહે છે આંગણું વાંકું!
ગૃહે આવેલ તરસ્યાને, ન પાવું હોય પાણી તો,
ગણાવે શુન્યના ગોળે, ભર્યું હોયે ભલે ટાંકું.—બુરા.
પડેલાં હોય ફળ પાકાં, છતાં દેવા ક્ષુધાતુરને,
મળે નહિ ચીરવા માટે, ચતુરને શોધતાં ચાકુ.—બુરા.
ન દેવી હોય જો ચપટી, બીચારા સાધુ બ્રહ્મણને,
કહે "નથી હાથ મુજ નવરા, રડે છે ઢારમો કાકુ"—બુરા.
ભજનમાં ભાગ લેવાને, ન જાવું હોય જાલિમને,
કહેતો શેડલો થાતાં, પડયું છે કંઠમાં ફાંકુ.—બુરા
અરજ કરનારને "કેશવ" ન દેવાં હોય જો દર્શન,
કરીને બંધ વેશે છે, નિરંતર ઘેરનું નાકું.—બુરા.

રાજ્યકવિ. કેશવલાલ શ્યામજી (જામનગર)

# મરાઠી રંગભૂમિનાં બે નેત્રકમળ

સંગીત નેત્ર



નટસમ્રાટ શ્રી બાલ ગન્ધર્વ

ગદ્ય નેત્ર



નટવર્ય શ્રી ઑંકાર









મરાઠી રંગભૂમિના સુપ્રસિદ્ધ નટ

**બાલ ગન્ધર્વ**

'સ્વયંવર'ની જૂદી જૂદી ભૂમિકાઓ.



# મહારાષ્ટ્રીય રંગભૂમિ

રા. લખનાર—ગગનલાલ માણેકલાલ ઝવેરી.

All the world is a stage,
And all men and women merely players.
* * * *
And one man in his time plays many parts,
His acts being seven ages.

—*Shakespeare*

## નાટક એટલે જગતદર્શન

ભલે માયાવાદી લોકો ભલે તેને ગમે તે રૂપમાં માને, પણ સાધારણ પ્રજા તો જ્યાંસુધી પોતાની આંખથી દેખાતા, કાનથી સંભળાતા, હાથથી અડાતા, નાકથી સુંઘાતા, અને ગુણોથી દેખાતા પદાર્થ ખરા માને છે ત્યાંસુધી તે નાટકને પણ જગત દર્શન તરીકે મિથ્યા નહિ પણ સત્ય માની તે પરથી ઘટતો બોધ લેશેજ; અને તેથીજ જગત દર્શનના એ ચિત્રને બને તેટલું સારૂં ચિતરવું એ કુશલ નાટયકારો અને નટોનું કર્તવ્ય-કર્મ છે. એ કાર્ય કોણ સારૂં બજાવે છે અને કઇ કઇ બાબતમાં મહારાષ્ટ્રીય રંગભૂમિ આપણી ગુજરાતી-ઉર્દુ કરતાં ઉતરતી અને કઇ કઇમાં ચડતી છે, તેની સાધારણ રૂપરેખા દોરવાનો આજનો પ્રયત્ન છે.

એક નાટક જોવા જતાં પૂર્વે ગુજરાતી પ્રેક્ષક નીચેની ચાર બાબતોનો વિચાર કરે છેઃ—

**૧ ભજવનાર કંપની કઇ?—તેની સીનસીનરી અને એકટરો કયા?**

**૨. ખેલ કયો?—તેનો વિષય કે કથા કઇ?**

**૩. લેખક કોણ?—અને છેલ્લે**

**૪. થીએટર કયું?—તેની સગવડતા અને ભવ્યતા કેટલી?**

જ્યારે મહારાષ્ટ્રીય પ્રેક્ષકવર્ગનો ક્રમ આ પ્રમાણે ત્રણજ બાબતનો હોય છેઃ—

**૧. લેખક કોણ?**

**૨. ભજવનાર કંપની કઇ?**

**૩. ખેલ કયો?**

'થીયેટર કયું?' એ વાત તો તે બિચારાઓના પ્રોગ્રામમાં હોતીજ નથી, કારણ કે અત્યાર લગણ જે તેમને સારૂં બોમ્બે, એલ્ફીન્સ્ટન અને રીપન—એ ત્રણ પાડોશી અને જુદાં થીયેટરો ખુલ્લાં હતાં તેમાંથીયે રીપન જતાં હવે તો માત્રએજ રહ્યાં છે, જેથી તેમાંથી એક સમજી લેવાનું હોય છે; જ્યાં ચાલુ વારે કંપની ખેલ કરે અને બાકીનો વારે છે.

**ચંદ્રી-પવળીના સામના**

ચવલી-પાવલીના દરે થતા હોય છે. મહારાષ્ટ્રીય પ્રજા સૌથી વધુ લક્ષ લેખકપર રાખે છે જયારે ગુજરાતી પ્રજા આગળ તો લેખક છેક વિભાકરના વખતથી જ આવતો થયો! ત્યાંસુધી તો નાટક કંપનીઓ એક બુરખાવાળી સ્રીના કરતાંયે લેખકને વધુ ગુપ્ત રાખવા મથતી.

ભજવનાર કંપની કઇ?— એ મહારાષ્ટ્રીઓને બીજો અને ગુજરાતીઓને પ્રથમ પ્રશ્ન હોય છે. પણ તેમાં ગુજરાતીઓ જેટલું ધ્યાન સીનસીનરી અને ડ્રેસ તરફ રાખે છે તેટલુંજ દક્ષિણીઓ ગાયન તરફ રાખે છે, ને જ્યારે સીનસીનેરીની બાબતમાં તો હવે હવે અને કેટલીક મુખ્ય મુખ્ય મરાઠી કંપનીઓ થોડું ઘણું ધ્યાન આપતી થઇ છે ખરી, છતાં ડ્રેસની બાબતમાં તો, હજીયે, તે 'સાહિત્ય'ળના કાગ જેવી

**પેશવાઇમાંજ પડેલી**

છે! બીજે પક્ષે, તેમનું ગાયન સાંભળી જેટલો આનંદ થાય તેટલોજ શોક, જેમ પારસીઓના મંગલ કાર્યોમાં જે હિંદુ કાગડા-રાગી ગાનારીઓ આવે છે તેમનાં કર્ણ-કઠોર ગાયનો સાંભળવાથી થાય છે તેમ, ગુજરાતી એકટરોનાં ગાયન સાંભળીને થાય છે. ટ્રાન્સફર સીન જેવું કે પોટાશના ફટાકાના અને પીસ્તોલના બારના જે ભયંકર અવાજો આપણી સ્ટેજપર થાય છે તેવું એમની સ્ટેજપર કશું હોતુંજ નથી! એટલુંજ નહિ, પણ ખુના-મરકી કે મૃત્યુયે ભાગ્યેજ સ્ટેજપર થાય છે. ભયંકર રસને આથી તેમણે સ્ટેજપર બહુ ઘુસવા નથી દીધો; તેમજ તેમના ખેલોમાં રાજા પણ બહુ ઓછા આવતા હોવાથી ડ્રેસ-સીનસીનરીનો ભપકો પણ ઓછો હોય એ સ્વાભાવિક છે. બાકી રહી વાત એકટરોની. એકટીંગની બાબતનો સંપૂર્ણ વિચાર કરતાં જણાય છે કે હજીયે ગુજરાતી-ઊર્દુ સ્ટેજનો ભેગો વિચાર કરતાં પુરૂષ પાત્રની એકટીંગમાં મહારાષ્ટ્રથી ગુજરાતી-ઊર્દુ ઉતરે તેમ નથી; પણ માત્ર ગુજરાતીનોજ વિચાર કરતાં મહારાષ્ટ્ર ચઢી જાય, કારણકે છાલકી અને Overacting કરનારા એકટરોનુંજ ભરણું ગુજરાતી-ઊર્દુમાં વિશેષ છે, જ્યારે ખરી એકટીંગ કરનાર બહુજ થોડા છે. પણ સ્રી એકટીંગમાં તો નિઃસંશયજ

**મહારાષ્ટ્ર-સુંદરીઓ ચડે**

તેમનો મેક-અપ, સ્વરૂપ, સૌંદર્ય, કુદરતી હાવભાવ અને ગળું તેમના સ્રીત્વને ખરેખર જ શોભાવનારૂં અને સ્ટેજની બહારના પુરૂષત્વને છુપાવનારૂં હોય છે, જ્યારે ગુજરાતી સ્રી-એકટરોનું કંઇ ન જણાઇ આવે તો આખરે બોલવા જાય ત્યાં પુરૂષત્વ પ્રકટ થઇ જાઇ

**ઘાઘરીમાંથીયે ધોતીયું જણાઇ આવે છે!**

આનાં અનેક કારણોમાંનાં મુખ્ય આ છેઃ ગુજરાતીમાં સંગીતની શાસ્રીય કશી કેળવણી નહિ ને ગળાની કાળજી નહિ; અનેક વ્યસનો; બીજાનું સારૂં શીખવાની વૃત્તિનો અભાવ; સ્વેચ્છાપણું

અને દયાશંકર જેવા સાદા ગુજરાતી રાજાઓની- જગ્યાં પણ જ્યારે ખાલી રહે, ત્યારે વિશેષની શી આશા રાખવી ? પણ મરાઠીમાં તેમ નથી. તેમની મુખ્ય ઇચ્છા ગાયન-કેળવણીની, અને તે પૂર્ણ કરવાને તેમની કને અનેક

ગંધર્વ-સવાઇ ગંધર્વો

પડેલા છે. પેંઢારકર, માસ્તર કૃષ્ણા, દીનાનાથ, સરનાઇક વિગેરે સંગીત નટો; અને ચાફેકર, રાનડે, પોતનીસ, ઔંધકર, ભાટેબુવા, સાવકાર આદિ સ્વરૂપ સુંદર નટો ચોતરફ પ્રસરેલા દેખાઇ આવશે. ગંધર્વને જુઓ, અને તમને સીતા યાદ આવશે; સવાઇગંધર્વને જુઓ અને તમને કુંતી સ્મરશે; રાનડેને જુઓ, અને તમને સુભદ્રાની સ્મૃતિ થશે; કૃષ્ણા માસ્તરને જુઓ, અને તમને 'છપ્પન છુરી'નો ફોટો દેખાશે; દીનાનાથને જુઓ, અને તમે પોતાને કૌશલ્યાની સામે ઊભેલા જોશો; સરનાઇકને જુઓ, અને તમને ગાતાં પૂતળાંનો ભાસ થશે; ચાફેકરને જુઓ, અને તમને મુંબઇની પરણુ સ્ત્રી જોવી નહિ પડે; ભાટે બુવાને જુઓ, અને મ્હૈસૂરની સ્ત્રીની કલ્પના કરી લ્યો. પોતનીસને જુઓ, અને તમારે કોલેજની ચંચલ છોકરીઓ જોવી નહિ પડે; ઔંધકરને જુઓ, અને દ્રૌપદીની કલ્પના કરી લ્યો; સાવકારને જુઓ, અને તમને ગોવાકરણીનાં ઘર નહિ શોધવાં પડે ! પણ આ બધામાં ખાસ પસંદગી તમારે પહેલા અને છેલ્લાને—ગંધર્વ અને રઘુવીર સાવકારનેજ દેવી પડશે; કારણ કે,

**ગંધર્વ એટલે સીતા અને રઘુવીર એટલે શકુંતલા.**

ગંધર્વ વિષે કશું લખવાપણું છેજ નહિ, કારણકે ગુજરાતીઓમાંથી પણ બહુજ થોડા તેનાથી અપરિચિત હશે; પરંતુ આજે મુંબઇની સ્ટેજપર 'સંશય કલ્લોલ'માં પૂર્ણિમાના ચંદ્ર જેવા ખીલતા રઘુવીર સાવકારને જોઇને એમ લાગ્યા વિના રહેતું નથી કે બાલ ગંધર્વથી ગાયનમાં કમી પણ

**એકટીંગમાં કોઇપણ મરાઠી સ્ત્રી નટ કરતાં ચઢતો**

જો કોઇ એક્ટર હોય, અને જેને અભિનયમાં સૌથી વધુ માર્ક આપી શકીયે તો તે આ ઉછરતી પ્રજાનો એક્ટર રઘુવીર સાવકારજ છે. સર્વે એક્ટરોમાં સુંદર વદન, રૂંવેરૂંવે વીજળી ભરેલી હોય તેવું સંચલન, અને ગમે તેવા સાધુને પણ મોહાવે એવું યૌવન જો કોઇપણ ઠેકાણે તમને જોવું હોય તો એક એક રઘુવીર સાવકારમાં ! એને જોઈ વિધુર પરેલ પણ મુગ્ધ થઇ ગયા હતા, ને ચાંદ અર્પણ કરતી વખતે એક શબ્દ પણ ઉચ્ચારી શક્યા ન્હોતા, અને જાણે લેજીસ્લેટીવ કાઉન્સીલનું પ્રમુખપદ તે દિનેજ મળી ગયું હોય નહિ, તેમ તેરસીની છેડતી છતાં ચુપ બેશી રહ્યા હતા અને મનમાં ને મનમાંજ પોતે મોહિત થાય તેવે ઠેકાણે પોતાને લાવવા બદલ તેરશીનો ઉપકાર માનતા હતા ! બાલગંધર્વના ચપટા નાકની ખોડ સાવકારના ચ્હેરામાં નથી; કૃષ્ણનું ઠસ્સાપણું તેમાં નથી; દીનાનાથનું દૈન્ય તેમાં વસ્તું નથી; સરનાઇકની સરણાઇની તેમાં ગેરહાજરી નથી; ચાફેકરની ચપલતા, રાનડેની મસ્તી, પોતનીસનું ચાંચલ્ય, ગંધર્વનું ગાનું, એ બધું જાણે એકવટાઇને તે સર્વે ગુણોની એક

અભિનય મૂર્તિ

ન બની હોય, તેવો ભાસ આ સાવકારને જોઇને થયા વિના રહેતો નથી. જો કદાચ 'રાધા'નું કામ કોઈ પણ એક્ટરને આપવાનું હોય તો આના જેવો બીજો એક્ટર મળે તેમ નથી. તેના અંગે અંગમાંથી વીજળી ઝબકે છે; રૂંવેરૂંવામાંથી પ્રેમની પીચકારીઓ છુટે છે; કઇ ભૂલને લીધે વિધાતાએ એને સ્ત્રીને બદલે પુરૂષ બનાવ્યો તેની ગુંચવણ ઉભી થાય છે; પણ મોસ્ત્રી સર્વાંગ-સુંદર કળા નિહાળતાં નિહાળતાં તેના પગ તરફ દૃષ્ટિ કરવાથી જેમ આપણાથી વિધાતાને જાણે-અજાણે શ્રાપ દઇ દેવાય છે, યા એક

હિંદુ વિધવાના સ્વરૂપની અને યૌવનની

કદર કરતાં કરતાં તેની નિરર્થકતા પર આવતાં જેમ અશ્રુ સરી જાય છે, તેમ આ ગોપીના કોડ પૂરે તેવો કોઇ કૃષ્ણ તેની કંપનીમાં ન દેખાતાં તેની દયાજ આવે છે ! તેણે જગતની પર્વા ન કરતાં પુનર્લગ્નને સારૂ દમયંતીની માફક સ્વયંવર રચવો જોઇએ અને નળીનો શોધ કરવો જોઇએ છે ! ટુંકમાં, જેમ

કે૦ ગડકરીના લેખો ન વાંચ્યા હોય

તેણે કોઇ કાવ્ય નાટકજ વાંચ્યુંજ નથી ને અલંકારશાસ્ત્રની ઓળખે કરી નથી તેમ જેણે આ એક્ટરને જોયો નથી તેણે મરાઠી અભિનયજ જોયો નથી, એમ કહીએ તો ચાલે ! બીજા તો ઠીક, પણ

રા. રાજારામ મોરારજી ગોકુલદાસ

જેવા લક્ષાધીશ સ્પૉર્ટસમેનો પણ એના સ્વયંવરમાં મત્સ્ય વેધ કરવા પોતાની ગુજરાતી રંગભૂમિને છોડીને આવી ચડ્યા અને રવિવાર તા. ૪ થી ઑક્ટોબરે 'સંશયકલ્લોલ'માં અશ્વિનશેટની સંગીત ભૂમિકા મરાઠીમાં શુધ્ધતાપૂર્વક અને સફલ રીતે કરી ગયા, એજ એક એના આકર્ષણનો અચુક પુરાવો છે ! ક્યાં રાજારામભાઇની શુધ્ધ મરાઠી ભાષા ને ઉચ્ચાર, અને ક્યાં ગુજરાતી કેસરી'ના અધિપતિ અને લોકમાન્ય તિલકના મરાઠી કેસરીના અનુવાદક ભાઇ મજેકેશવની મરાઠી ભાષા અને તેના ઉચ્ચાર ! એ બન્નેની સરખામણી કરીએ તો જમીન-આસમાનનો તાફાવત જણાઇ આવશે !

એ કંપનીનો આખો સ્ટાફ મજબુત ગોઠવાય અને જેમ બાળ ગંધર્વની કંપની સંગીતથી તેમ રંગબોધેચ્છુ અભિનયથી નાટકીય જગતમાં જાગૃતિ પેદા કરવાને સમર્થ થાય એવું દરેક પ્રેક્ષક ઇચ્છે.

અત્યંત ઉતાવળથી, જેમ તેમ દોરેલી, આ મહારાષ્ટ્રીય રંગભૂમિની રૂપરેખા ગુજરાતી નટો, લેખકો અને યુવાનોને નાટ્યભૂમિ તરફ આકર્ષી તેની ઉન્નતિમાં પ્રયત્નશીલ થવા પ્રેરી તેની ઉપયોગિતા સિધ્ધ કરવાને મદદરૂપ થાઓ અને જે ગુજરાતી ઓડિયન્સ આજે મહારાષ્ટ્રીય નાટક મંડળીઓ ખેંચી જાય છે તેને મહારાષ્ટ્રીય પ્રેક્ષકોના વ્યાજ સાથે પાછું પોતાની તરફ ખેંચો એવી વાજબી ઇચ્છા દરેક ગુજરાતીની હોઇ શકે.

# મરાઠી રંગભૂમિ



સુભદ્રા—શ્રીયુત બાલગંધર્વ.



શ્રી. સર નાયક
મહાગપ્પુની ડાયલ.

# મરાઠી રંગભૂમિ



પ્રો. બખલેના પટ્ટશિષ્ય
માસ્તર કૃષ્ણરાવ.



સુપ્રસિદ્ધ અભિનયપટુ નટ
શ્રી. રઘુવીર સાવકાર.

## હૃદય તરંગો.

લેખકઃ—શ્રીયુત સુદર્શન.

અનુવાદકઃ—રા. કેશવલાલ ગોવર્ધનદાસ

(૧)

એ કોણ છે ? આ હું જાણુતો નથી; પરંતુ એટલું તો સમજું છું, કે જે એની નજદીક જાય છે, તેને મૃત્યુ પણ અડકવા સાહસ કરી શકતું નથી. અને જે પોતાના મનથી એને ભૂલી જાય છે, એ તો નષ્ટ થઇ જાય છે. મૃત્યુ એનાં સુખ અને આનંદને પદદલિત કરી દે છે.

અંધારી રાત્રિમાં ચમકવાવાળો ચંદ્ર એના હૃદયથી ઉત્પન્ન થયો, અને તેજ અથવા પ્રકાશને ફેંકવાવાળો સૂર્ય એના અંગારા વર્ષાવનારાં નેત્રોથી પ્રકટ થયો. અગ્નિના શેષ નાગની પેઠે ભયાનક જીવ્હા એના મ્હોમાંથી નીકળી, અને વાયુ એના શ્વાસનો એક નાનો ચમત્કાર.

લોકો કહે છે, કે એ બહુ ભયાનક છે. પરંતુ હું જ્યારે પ્રેમથી એના ચરણો પકડી લઉં છું, અને ઉત્સુક ઓષ્ટોથી, શ્વાસ રોકતાં, એને વારંવાર ચુમવામાં મગ્ન બની જઉં છું, ત્યારે એ મારી પીઠપર દયામય હાથ ફેરવે છે, અને મને ઉઠાડીને પોતાને ગળે લગાવે છે.

મને એવું પ્રતિત થાય છે કે એ કોઇ ભયાનક અજ્ઞાત પુરૂષ નહિ, પ્રત્યુત, મારો—આપણો દયાળુ પિતા છે. એની અપાર અનુકમ્પાઓના ભારથી મારો આત્મા દબાઇ રહે છે.

એ સમયે મને એમ જણાય છે, કે જાણે, હું અબોધ બાળક હોઉં.

*　　*　　*

(૨)

મારા સ્વામિ ! એ મને પાગલ સમજે છે કારણ કે જ્યારે સંસાર નિદ્રાને આધિન હોય છે, ત્યારે હું જાગતો રહું છું. વળી જ્યારે લોકો જાગતાં હોય છે, ત્યારે મારાં નેત્રો તંદ્રાના ભારથી ઝોકાં ખાતાં હોય છે.

હું જગતના પ્યારા પદાર્થોને બેપરવાઇથી તોડીને ફેંકી દઉં છું. અને નાના અબોધ બાળકોની જેમ તારા ધ્યાનમાં મગ્ન બનીને, અસ્તવ્યસ્ત શબ્દોમાં કંઇક ગણુગણુવા મંડી જઉં છું.

કાળી રાત્રિનો અંધકાર અતિત કાળના પાપોની સ્મૃતિની પેઠે જંગલમાં ભય અને ત્રાસ પ્રસરાવી દે છે. હું નદીના ઘાટના પગથીઆં પર બેસીને એ સુંદર-ભૂમિનું સ્તવન કરતો હોઉં છું, કે જે સૌંદર્યતા મારી આંખોએ ક્યારેય જોઇ નથી એ મીઠા સ્વરનો વિચારજ કરતો હોઉં છું. એ સ્વર મારા કર્ણોએ આજ સુધી સાંભળ્યો નથી હોતો. હું અધિરો બનું છું.

નદીના તટપર જળમાં અંધારૂં ભયંકર થતું જાય છે. સહસા એક બાજુથી પ્રકાશ દેખાવ દે છે, અને તું મારી સામે આવીને ખડો થાય છે.

હું ઉઠું છું, ઉઠતાં વારંજ ઢળી જઇ મુર્છિત બનું છું.

*　　*　　*

(૩)

મન્દિરનો ઘંટ વાગે છે, અને પુજારણ પોતાનાં પવિત્ર ગ્રંથનો પાઠ બંધ કરીને આરતીનો થાળ ઉઠાવે છે, અને ઘરથી બ્હાર નીકળે છે.

રસ્તામાં એક બીમાર અનાથ બાળક ભૂમિપર પડ્યું, વલખતું હોય છે. એ પુજારણને જુવે છે, અને નિર્બળ ને સુકાયેલ ગળાના સર્વ બળથી બોલાવે છે; પરંતુ પુજારણ એની કાંઇ પરવા કરતી નથી, અને પુજાના સમયે મંદિરમાં પ્હોંચી જવાની ઇચ્છાએ, પોતાની ગતિ વધારે છે.

પરમાત્મા આ જુવે છે, અને બાળકના પીડામય અવાજમાં પોતાનો અવાજ મેળવી પુછે છે :—

"અરે ! પુજારણ ! મારી પાસેથી ચાલી જઇ, મને પુજવાને માટે તું ક્યાં જઇ રહી છે ?"

અન્ય બાજુથી એક મલિન ભંગી આવે છે, અને એ તરફડતા બાળકને પ્યારથી બન્ને હાથોમાં ઉઠાવી લે છે.

જગતપિતા આ જુવે છે, અને બાળકના હર્ષમાં પોતાના હૃદયની પ્રસન્નતા પ્રકટ કરે છે.

# બુલબુલે શિરાઝ

લખનારઃ—રા. મસ્ત ફકીર.

ચારેક વર્ષ પહેલાંની વાત હશે. એક ચાંદની રાતે એપોલોબંદર આગળ આવેલા એક ઇરાનીની હૉટલમાં બેસીને હું કાફી પીતો હતો. બીજા ઇરાનીઓ કરતાં શિરાઝથી તુર્તજ આવેલા આ શહેરીઆરનું હૉટલ વધારે ગમતું હતું. કારણ કે ત્યાંની કાફી વધારે ગમતી હતી. કાફીની અંદર કારીગરી હતી. અલજીરીયાના બુંદમાંથી બનાવેલી એ મોખ્ખા કાફી બરાબર બનાવવાની કળા ફક્ત ઇરાની અને આરમેનીજ આવડે છે. બાકી હિંદમાંજ બને છે તે કાફી નહિ પણ કાફીનું આંધણુ યાને ઉકાળો!

આ હોટલમાં મારે માટે બીજું એક આકર્ષણ એક સુંદર સફેદ વાળવાળી અને ગુચ્છાદાર પુંછડીવાળી બાનુ નામની સુંદર બસરાઇ બીલાડી હતી. મનુષ્યોમાં બને છે તેમ કોઇ વખત પ્રાણીઓમાં પણ પ્રથમ પરીચયે પ્રેમ થઇ જાય છે. પહેલેજ દિવસે તારામૈત્રક થતાં બિલાડીએ મારૂં અને મેં બિલાડીનું જીગર છતી લીધું. એ હોટલમાં હું જતો તે તેની મારી કરતાં પણ નિલમ જેવી આંખોવાળી કાળા રેશમ જેવા કાનવાળી અને પપાળતા ગલગલીયાં થાય એવા સુંદર શ્વેત રૂંવાટાવાળી એવી મીઠડી નાજુક શીરીનને રમાડવા જતો. જે દિવસની વાત છે, તે દિવસે પણ મારા નિત્ય નિયમ પ્રમાણે ઉપર જણાવી ગયો તેમ રાત્રીના આઠ ને નવના શુમારે હોટલમાં દાખલ થતાંજ બેંક પર બેસી કાફીનો ઓરડર આપું તે પહેલાંજ સામેના એક કબાટ પરથી બાનુનું મુખ દેખાયું અને આશકને જોતાં જેમ માશુક છલંગ મારી ભેટી પડે તેમ બાનુ કુદી મારા ખોળામાં આવી પડી! એ બાઇ સાહેબને રીઝવવા માટે કાફી સાથે ભેગા ભેગો દુધનો પણ ઓર્ડર આપવો પડ્યો. છાતી સરસી ચાંપી હું તેના પંજા જોડે રમી રહ્યો હતો. તે મને ન્હોર મારવા પ્રયત્ન કરતી હતી. હું હાથ છટકાવી દેતો. એ ખેલ ચાલી રહ્યો હતો, એટલામાં "હાય શિરાઝ" એ ઉદ્‌ગારથી હું ચમક્યો! ઉચું જોયું. મારી સામે બેઠેલા માથે આગ્રાખાન વાળવાળી ટોપી, અપટુડેટ ઇગ્લીશ ડ્રેસ, અને મૂછના બારીક દોરા સાથના ખુબસુરત મુસ્લીમ યુવકને એકીટસે મારી બીલ્લી તરફ જોઈ રહેલો જોયો.

"બિરાદર! તમારા ખોળામાંની એ ખુબસુરત ચીજ મને જરા રમાડવા આપશો! કારણકે એ શિરાઝની છે."

"નહિં હું તો ધારૂં છું કે બસરાની છે"

"નહિં શિરાઝનીજ."

પ્રાણીમાં પણ આ વિલાસ, આ ખૂબસૂરતી, આ એશ આરામ, આ રુઆબ, આ ઠસ્સો, આ ઠણકો, એને શિરાઝનીજ વતની પુરવાર કરે છે. એના પરનું તમારૂં વ્હાલ હું સમજી શકું છું. પણ મને તો ખાસ એ દેશનો વધારે અનુભવ હોવાથી વધારે ઉમળકો આવે છે."

મેં બિલાડી તેના ખોળામાં આપી. અમારા બે માટે સીગરેટો મંગાવી. પછી અદ્‌ભૂત પ્રેમથી બીલ્લીને પંપાળી રહેલા એ યુવાનને પૂછ્યું:—"ત્યારે તમો શિરાઝ ગયા છો! હાફીઝની બુલબુલો, અને ગુલેચમનવાળી એ જન્મભૂમિ તમે નજરો નજર નિહાળી છે?"

"બિરાદર, નિહાળ્યું નથી પણ માણ્યું છે. મારા જીવનનું એ રોમાન્સ, એ પરાક્રમ, એ સાહસ, કદી હું ભૂલી શકીશ નહિ. હજારો હજાર કદુવા હોજો આપણા હિંદી બૂઢ્ઢા માબાપોને અને આપણા દેશી રીવાજોને, કે બધુ પડતું મૂકી મારે એમને એમ અહિં નાસી આવવું પડ્યું."

તમારી વાતમાં કાંઈ સમજાતું નથી. રોમાન્સ શું? નાસી આવવું કેમ પડ્યું?"

"દોસ્ત! વધારે કહી શકું તેમ નથી. એટલુંજ કે નાનપણથી જ પૌરાજીમાં માબાપે લાકડે માકડું ગોઠવી દીધેલું!"

"આપ મેમણ છો?"

"હાજી, હું ક્યારે અને કેવી રીતે શિરાઝ ગયો એ વાત તમને કહી શકું તેમ નથી. ટુંકામાં એટલું જ જાણી લ્યો કે યુરોપની છેલ્લી મહાભારત લડાઇ વખતે, ઇરાનનાં દક્ષિણભાગ માટે મુંબઇથી એક સૈન્ય ઉપડ્યું હતું. તેની સાથે બુઢ્ઢા માબાપ,

અને ચોરીથી છાનોમાનો પલાયન કરી ગયો હતો જેનાથી આખું ગામ બજાર અને જમાન થરથરે એવા મારા ડોસાજીએ મારી ભાળ કાઢવા આકાશ અને પાતાળ એક કરી નાખ્યું. ગામે ગામ તાર કર્યા.. છુપી પોલીસના શિકારી ચારે બાજૂ છોડી મૂક્યા. વર્તમાન પત્રોમાં જાહેરખબર આપી કલકત્તા, કરાંચી અને કાશ્મીર આડતીઆ ઉપર કાગળ લખ્યા, પણ સેવક રહીમનો પત્તો મળ્યો નહિ!"

"પણ ત્યારે આપ પાછા કેમ સપડાયા?"

"અરે! તમારા કમબખ્ત છાપાવાળાઓનીજ મહેરબાની! દુશ્મનો સાથેની એકાદ ઝપાઝપીમાં આ રહીમની તરવારે જરા પાણી બતાવતાં ડીસ્પેચોમાં તેની તારીફ થઇ અને અમારી ટુકડીના અફસર અને તેના બેચાર સેવક જેવા સેપાહીના ફોટાઓ યુરોપ અને અમેરીકાનાં પત્રોમાં છપાયાંની સાથે હિંદનાં પત્રોમાં પણ છપાયા અને બુઢ્ઢાજીને ખબર પડી ગઇ!"

"એ કઇ ઝપાઝપી?" મેં પૂછ્યું.

"માફ કરો. એ લશ્કરી વાતો મારાથી જાહેર ન થાય. એટલુંજ કે, સૌથી પહેલાં પર્શિયન રાઇફલની અમારી ટુકડીએ દુશ્મનોને શિરાઝથી પચીસ માઇલ આવેલા એક ગામડા આગળ ભારે શિકસ્ત આપી હતી. દસ હજારના દુશ્મન સૈન્યની સામે અમો ત્રણ-સોની ટોળીએ જબરદસ્ત સામનો કર્યો હતો. અને તમારા બંદાની તરવારે પણ કમતીમાં કમતી પચાસ દુશ્મનોને ખોદાતાલાની પનાહમાં પહોંચાડી દીધા હતા." એમ કહી તેણે ડગલાનાં બટન છોડી નાખ્યાં અને તેના લાલ રેશમી વાસ્કોટ પર ચાર પાંચ સોના રૂપાના ચાંદો રેંગ બેરંગી રીબનો સાથે ચોડેલા જોવામાં આવ્યા.

"અંદર કેમ રાખો છો?" મેં પૂછ્યું.

"હવે એ મોહ નથી રહ્યો. એ પરાક્રમની મહેરબાનીથીજ મારૂં રોમાન્સ અને શિરાઝનું સ્વપ્ન ઉડી ગયું. એટલે હવે આ ચાંદો પણ કડવા ઝેર જેવા લાગે છે."

"પણ તમારૂં રોમાન્સ શું?"

"એ બધું કહું છું બીરાદર, જરા ધીરો પડ. પહેલાં એ સાંભળી લે કે એ રોમાન્સ બે-મઝાક કેવી રીતે ઉડી ગઇ! એ પરાક્રમની મહેરબાની બુઢ્ઢાજીને ખબર પડી કે તેમના સુપુત્ર ઇરાનમાં બીરાજે છે. બધી ધામધુમ કરી નાખી મુંબાઇના પર્શિયન કોન્સલને મળી ઇરાનના બ્રિટીશ કોન્સલપર લખ્યું. મારા અફસરને પણ લખવામાં આવ્યું. સ્વદેશ આવવા ત્રણ મહિનાની તાકીદની રજા મળી. અને ત્યાંનાં લગન અને ત્યાંની મઝાની વાત બધી છુપી રાખેલી હોવાથી ત્યાંનું એમનું એમ છોડી પાછું આવવું પડ્યું! અહિં આવતાં બુઢ્ઢાએ દેશમાં મોકલી ત્યાં ગોયા કેદી તરીકેજ રાખ્યો. ત્રણ મહિના વીતતાં પાછા કાલાવાલા કર્યા—કમાન્ડર ચીડાશે તો કોર્ટ માર્શલ કરશે, એવો ભય બતાવ્યો, પણ એટલામાં કમબખ્ત લડાઇજ બંધ પડી અને એ ટુકડીજ વીખેરાઇ ગઇ. અર્થાત્ ડોસાજીને સમજાવવાનુંજ એકનું એક બહાનું તે જતું રહેતાં એમને ફાવતું થઇ ગયું, અને નિસાસા નાખતો હું આ નમેરા ભુખડી બારસ દેશમાંજ રહી ગયો!"

"તમે તદ્દન ઢીલા લાગો છો મીં.!" મેં કહ્યું. "ટુકડી વીખેરાઇ ગઇ તેથી શું થઇ ગયું! બીજું કંઇ બહાનું કહાડી ધાંખરાને સમજાવી પલાયન થઇ જવું હતું!"

"નહિ, ભાઇ નહિ. પીરાજીના બાપુ શેઠને તમે નથી ઓળખતા. આખું કાઠીયાવાડ અને મુંબાઇ જેના નામથી ધ્રુજે એ મારા બાપનો તાપ તમે જોયો નથી. તેમ પરણેલો હું એને કેમ કહી શકું, કે ઇરાનમાં મેં નવું લફરૂં વહોર્યું હતું! આ તો તેરી બી ચુપ ઓર મેરી બી ચુપની માફક મુગે મોંઢે સહન કરવાનું રહ્યું."

"કંઇ નહિ દોસ્ત, રસ્તો હું બતાવીશ. પણ તારા રોમાન્સની તો વાત કર?"

"ઠીક ત્યારે એજ શરૂ કરૂં છું. પણ કેટલાંક કારણોથી નામો મારે જુદાં આપવાં પડશે ને ખુદા ખાતર એ માગી લઉં છું કે, આ વાત તમે બિલકુલ જાહેર નહિ કરતા."

"કેમ?"

"ડોસો જાણે તો મારો ખીમોજ કરી નાખે!"

## એ કાળી આંખો!

અમારી લશકરી ટુકડી મુંબઇના બારામાંથી ક્યારે ઉપડી, બંદર અબ્બાસ ક્યારે પહોંચી અને ઉંટની વણજાર સાથે અમારી ટુકડી પણ કેવી રીતે હેરાન-પરેશાન થતી શિરાઝ પહોંચી એ બધી વાતો તમારે જાણવાની કંઇ ખાસ જરૂર નથી. હેરાન ગતી, રસ્તાનો થાક, મહેનત અને મુશ્કેલી એનીજ એ કહાણી છે. તમારે તો એટલુંજ જાણવું બસ થશે કે દોઢ મહિનાની જહેમતભરી મંઝીલ પછી શિરાઝના બાગે બહેસ્તમાં પહોંચતાં ત્યાંની નાઝનીઓના ગુલે રૂખસાર નિરખતાં અને એ રમણીય શહેરની ચારે બાજુ આવેલાં ગુલાબનાં ચમનો જોતાં હાફીઝ શિરાઝ અને પેલો મુલ્કમશહૂર ઔર ખય્યામ યાદ આવ્યો. અને એ સાથે બહેસ્ત જો હોય, તો તે અહીંયાંજ છે—શિરાઝમાંજ છે-એ પ્રતીતિ થઇ.

મારા અફસર મારી ટુકડી, મારી શરાબ અને મારા સાથીઓની ગમ્મત એનું બયાન તમારી આગળ હું કોઇક બીજી વખત કરીશ પણ અત્યારે તો તમારે મારૂં રોમાન્સ જાણવું છે, તો એજ વાત હું ઉપાડું છું.

ડયુટી નહિ હોવાથી એક બામદાદે શિરાઝની એ ભર બજારમાં હું લટાર મારતો હતો. આસમાનમાં ખોરશેદ પોતાનાં સોનેરી કીરણો એ સફેદ ફરસબંદી ઉપર રેડી રહ્યો હતો, અને બાજુમાં આવેલી અત્તરીયાની દુકાનમાંથી હેના અને ગુલાબના અત્તરની મીઠી લહેરો વાતાવરણમાં બહેકી રહી હતી. લશ્કરી સેપાહ હોવાથી અને અમારી ટુકડીએ ઇરાની-

ઓમાં છાપ પાડેલી હોવાથી તેમજ અમારા લશ્કરી ખાતાના કોમીસરીયેટખાતામાં ઇરાની વેપારીઓ અને કોન્ટ્રેક્ટરોને ઘૂમ મારી ખાવાનું મળતું હોવાથી અમારી ટુકડીનું, અમારા અફસરનું અને ખુદ અમારું પોતાનું લોકોમાં સારું વજન પડતું. લોકોની સલામો ઝીલતા અને ડોકું હલાવતા કમરે બાંધેલી તલવારની મૂઠપર પર હાથ રાખી બંદા ફરતા હતા એવામાં રેશમી વસ્ત્રોનો સળવળાટ કાનની નજીક સંભળાયો. મનોહર અત્તરની ખુશબો આવી અને પગથી સાંકડી હોવાથી મને ભટકાઇ એક ઇરાની બાનુ ઉંચી એડીવાળા ફ્રેંચ બુટમાં ટમટમ કરતી પસાર થઇ. તેણે ઓઢેલો કાળો બુરખો અને એક સુંદર હીરાની વીંટીવાળો શ્વેત હાથ એટલુંજ એ વખત દેખાયું. તે અકસ્માત અથડી પડી હતી પણ એ અથડાવાથી તો મારા જીગરમાં કાંઇક કાંઇક થઇ ગયું હતું. સૌંદર્ય છુપાવ્યું છુપતું નથી. એ ચાલ, બુરખાના અંદરથી દેખાતી એ દેહલતા, એ ટટાર મસ્તક, એ વિશાળ નિતંબ, અને બુરખાને એક છેડેથી હવામાં ફરકી રહેલી ઝુલ્ફાંની એ લટ, એ બધું નીરખતાં નીરખતાં એટલું તો લાગ્યું કે પાસેથી પસાર થનાર કોઇ અદ્‌ભુત સ્વરૂપવતી યુવતી હોવી જોઇએ. મીનીટો સુધી તેને જોતો હું ઉભો રહ્યો. ઇરાનમાં સ્ત્રીઓની પાછળ પડવું એ ધાસ્તી ભરેલું કામ છે એટલે પાછળ પડી શકાય એમ નહોતું. પણ તેનો ચહેરો જોવાને દિલ તલસી રહ્યું હતું

મેં છુટકારાનો દમ ખેંચ્યો અને મનમા ખુદાનો ઉપકાર માન્યો. કારણ કે, કાળા બુરખાવાળી એ નાઝનીન ઝપાટા બંધ ચાલી જવાને બદલે બજારમાં ખરીદી કરવા આવી હોય, તેમ જણાયું (ઇરાનમાં બજારમાં ખરીદી કરવા બૈરાંઓજ જાય છે પુરૂષને માટે એ પંચાત નથી હોતી.) બે ચાર વસ્તુઓ તેણે ખરીદી, બજારમાંથી આ દુકાનેથી પેલી દુકાને તે ફરતી હતી. હું પણ લોકોને વહેમ ન પડે તે રીતે તેની પાછળ પાછળ ફરતો હતો એટલામાં તે એક ગલીમાં વળી. સદ્‌ભાગ્યે એ ગલી તે વખતે નિર્જન હતી. શું કરૂં, બોલાવું ? કેમ બોલાવાય ? એવી છૂટ કેમ લેવાય ? એમ વિચાર કરતાં કરતાં હું ઝપાટા બંધ આગળ જતો હતો. તે પણ જતી હતી. અમે લગભગ સાથે થઇ ગયાં. હું તેનાથી બે ચાર કદમજ દુર હતો. પણ એવી યુક્તિથી ચાલતો હતો કે તેને કે લોકોને પણ વહેમ ન પડે કે હું તેની પાછળ પડ્યો હતો

## એક કેળાની છાલ!

એટલામાં સફેદ ફરસબંદી ઉપર ઓચીંતી તે લપસી. મેં બે પગલાં આગળ ધસી મારા બન્ને હાથોથી તેને ઝીલી લીધી.

હું મારી ખુરસીમાં ટટાર બેઠો થઇ ગયો.

"બિરાદર ધામે." રહીમે કાન આગળ મ્હોડું લઇ કહ્યું. "આ તો હજી શરૂઆત છે. દોસ્ત, તને રોમાન્સનો અનુભવ થયો છે? શરીરની નસોમાં ઝણઝણાટ થાય-મગજે અદ્‌ભુત નસો ચડે એવો કોઇક કરનો સ્પર્શ થયો છે?"

"નહિ, હું વંઠ્યો છું!"

"ભોગ તારા ત્યારે! આ દિલ્લગીની વાતમાં તું શું સમજવાનો? એની લહેજતની મીઠાશની ખબર તને ક્યાંથી પડવાની? છતાં શરૂ કર્યું છે, તો કરીશ. વારૂ, તને વિજળીનો આંચકો લાગ્યો છે?"

"હા, એ અનુભવ તો ઘણી વખત થયો છે."

"તો એવોજ કાંઇક. પણ મીઠો અને મધુરો આંચકો-એ નરમ બદન, મારા હાથમાં આવી પડતાં મને લાગ્યો. બનાવ એક પળનો હતો. બધું પલકારામાંજ બન્યું હતું. તેનો બુરખો ઉડી ગયો અને ગુલાબી ગાલવાળો ગુલે રૂખસાર ચ્હેરો કાળાં વાદળામાંથી જેમ ચાંદ ચમકે તેવો ચમકયો. કમર અને નિતંબના છેક નીચે પહોંચીને અંબોડાની લટ દેખાઇ ગઇ. ઉપસેલાં સ્તનો અને ભરેલું બદન એ બધું જણાયું પણ ત્યાંતો તે તુરતજ સ્વસ્થ થઇ ગઇ-ચમકી, ટટાર થઇ ગઇ-એકદમ દુર ખસી જઇ ઝડપથી મ્હોં પર બુરખો નાખી દીધો અને બેચાર પળ પછી મારાથી થોડે દુર બે ચળકતી કાળી આંખોજ મને દેખાઇ, દોસ્ત, રહેમુએ મારા બરડા પર ધપ્પો મારી કહ્યું, "એ આંખો કેવી?"

"કમાલ દીકરા!"

"કપાળ તારૂં. એ આંખો કે જેમાં રોશની હતી. અમાસની અંધારી રાત્રિએ કોઇ તારો ચમકે, તેવી કે હરીણ જેવી."

"અરે આંખોની વાત પડતી મૂકને સીધી વાત કરતો?"

"દોસ્ત, એ આંખોએ તો મને અડવાડીયાં અને મહિના સુધ ગાંડો બનાવેલો હતો. કાળાં બુરખામાંથી દેખાયેલી તે કાળી કામણગારી આંખો-તે ભવાં સમશીર-એ નહિ દેખાતો પણ કલ્પાએલો મુખનો મુરકેરાટ—

તીર લગો ગોલા લગો લગો કીસીકા ઘાવ;
નયન કીસીકા મત લગો જીસકા નાહિ ઉપાય.

અને વળી કહ્યું છે કે,

પ્રીતમ પાસ બુલાયકે, અયસા મારા તીર;
દેહ કલેજા ચીર ગયા, ઉલ્ટ કલેજે પીર!

તુમારે તેગે અબ્રુકે જીગરમેં જખ્મ કારી હય. એ લાઇન બોલીને એ કાંઇ લાંબુ લલકારવા જતો હતો, ત્યાંજ મેં અટકાવીને કહ્યું, "વાહ મીયાં વાહ! પણ તારી વાત આગળ ચલાવની?"

"તો સાંભળ દોસ્ત! એ આભાર દર્શાવતી આંખો, થોડીવાર મારા સામું તાકીને જોઇ રહી. પછી શીરી ફારસી જબાનમાં "બંદુજ મહેરબાની!" એવા અર્થનું વાક્ય કહ્યું એ પછી સલામ-જી-સલામ એમ કહીને વળીને સડસડાટ ચાલી ગઇ.

એ સવાલ, અને એ આંખોને યાદ કરતો બાઘા જેવો હું મીનીટો સુધી ત્યાં ઉભો રહ્યો. એટલામાં પગથીયાં પર પેલી કેળાની છાલ દેખાઇ! તેને મેં તુરતજ પ્રેમથી ઉંચકી લીધી.

# હવે આ વાત પુરવાર થઈ ગઈ છે

કે

## દેશી ફીલમો એટલે કોહિનુર અને કોહીનુર એટલે દેશી ફીલમો

કારણ

એ કંપની જેવાં પીકચરો બીજા કોઈ પણ તૈયાર નથી કરી શકતા

### નીચેના લીસ્ટમાંથી પસંદ કરો—

તમારા સીનેમાની આવક વધારવા ઈચ્છા હોય તો

| | | |
|---|---|---|
| કૃષ્ણ સુદામા | સદ્‌ગુણી સુશીલા | વીર કુણાલ |
| વીર ભીમસેન | વીસમી સદી | ફાંકડો ફીતુરી |
| વૃત્રાસુર વધ | સતી સોન | ઈંદર સભા |
| કીરાત અર્જુન | સતી મદાલસા | મોજીલી મુંબઈ |
| મીનળદેવી | નવી શેઠાણી | રાજનગરની રંભા |
| શુકદેવ | નરસીંહ મહેતા | દેશના દુશ્મન |
| શ્રી બાલકૃષ્ણ | રા'માંડલીક | રાજા હરીશ્ચંદ્ર |
| કર્મદેવી | કૃષ્ણ કુમારી | સદેવંત સાવળીંગા |
| શકુંતલા | વીર આહીર | મનોરમા |
| સતી નર્મદા | માતૃ પ્રેમ | રાજયોગી |
| કાળો નાગ | ઘર જમાઈ | કુલીન કાન્તા |
| ગુલબકાવલી | | |
| સતી સીતા | શેઠ સગાળશા | મારી ધણીયાણી |

બુકીંગ માટે લખો—

**કોહીનૂર ફીલમ કંપની** દાદર—મુંબાઈ

"તારી અક્કલ બળેરે તારી! કેળાની છાલને ઉંચકી?"

આ મેણું સાંભળતાં રહેમુએ પોતાના વેસ્ટના ખીસામાંથી એક ન્હાની લાંબી અસમાની ઘરાના આકારની ન્હાની રૂપેરી દાબડી કહાડી, તે ઉઘાડી અને ત્યાં મખમલ અને રેશમના પડ વચ્ચે એક સુકાઇને ચીમળાઇ ગયેલી પીળાં કેળાની છાલ અને કંઇક રેશમ જેવું હતું.

"છાલ તો સમજ્યા! પણ આ રેશમ શું છે?"

મારી નજર સામે એણે કહ્યું, "ઓ, અરસિક વાંદા! એ રેશમ નથી, પણ માશુકનાં-ઝુલ્ફોની લટ છે!"

પછી આવતી કાલે, એમ કહી રહેમુ ઉભો થઇ ગયો અને જતાં બારણાંમાં મને કહ્યું, "બિરાદર, માફ કરજે. પહેલીજ વાર મળવા છતાં મેં તમારી જોડે જરા છૂટથી વાત કરી છે."

"કંઇ નહિ જીગર! તારી વાત સાંભળવાને માટે તારી એ ગાળ અને લાત પણ ખાવી પડે, તો તેની કોને પરવાહ છે!"

"ઠીક ત્યારે કાલે આ સ્થળે આઠ વાગે મળશું એમ નક્કી કરી અમે જુદા પડ્યા.

(૨)

જલતું જીગર!

બીજે દિવસે બરોબર આઠને ટકોરે હું પેલા હોટલમાં જઇને બેઠો અને આપણા દેશીઓની રીત પ્રમાણે પોણોએક કલાક રાહ જોવરાવી રહેમુ આવી પહોંચ્યો.

શરૂઆતમાં બાનુને રમાડી કાફીના કપને ઇન્સાફ આપી વગર વિલંબે ગઇ રાતની શરૂ થયેલી રહેમુના રોમાન્સની વાતમાં અમે ઝોકાવ્યું. અને નીચે પ્રમાણે તેણે પોતાનું બયાન શરૂ કર્યું:—

"દોસ્ત! આશકોને બળવું પડે છે. જળવું પડે છે. એ અનુભવ મને જીંદગીમાં પહેલી વખત થયો. એ રેશમી બુરખો અને એ આંખોને જોવા માટે રાત દિવસ હું તલસ્યા કરતો હતો. રાતે કે સવારે ઘરમાં કે બરાખમાં અને ખુદ પરેડ ગ્રાઉન્ડ ઉપર કવાયદ કરતાં પણ એ આંખ અને એ નાજનીનના દીદાર મારી નજર સામે તર્યાં કરતા હતા. ઉંઘ ઉડી ગઇ હતી, ભૂખ મરી ગઈ હતી, અને મારા કામમાં પણ હું બેપરવા અને બેદરકાર બન્યો હતો. એ આંખોને જોવાને માટે ફરજમાંથી જરા પણ સમય મળતાં હું શીરાઝની બજારમાં ભટક્યા કરતો ને કાળા બુરખાઓ જોઈ તેમની પાછળ પડતો. મગર અફસોસ! કે એ આંખો ક્યાંઈ દેખાતી ન હોતી. એ બનાવને દિવસો વહી ગયા અને દિવસે દિવસે હું લેવાતો ગયો. મારી ટુકડીના દોસ્તો મને કોઇ આજાર લાગુ પડ્યો હોય, હું મેંડ થઇ ગયો હોઉં એમ ધારતા અને કોઇ પૂછતા હું એટલોજ જવાબ આપી શકતો કે, હાય! એ આંખ!!

મારા કમાન્ડરે મને કંઇ ગંભીર માંદગી લાગુ પડી છે, એમ ધારી ટુકડીના સરજન પાસે મને મોકલાવી આપ્યો. સરજને બિચારે પોણો કલાક મારી છાતી, ફેફસાં, જીભ, આંખ, નાક, કાન વગેરે જોયું, પણ પારખે શું એવું કપાળ! હાડપીંજરમાં કોઇ દર્દ હોય તો ખબર પડેને! આ તો દિલનું દર્દ હતું અને તેની દવા જુદી હતી! પણ એ પાકો ભાઇડો તો ખરો. બે પળ મારી આંખ સામું જોઇ રહી કેમ, દીકરા! કોઇ ઇશ્કનાં તીર લાગ્યાં છે કે?

ઇશ્ક એસા મર્ઝ હય કે કાટ કલેજા ખાય,
તબીબ બિચારા ક્યા કરે, કહાં કહાં દારૂ લગાય.

ટુકડીના મુસ્લીમ ડૉક્ટરે તો ઉપર મુજબ પરીક્ષા કરી માત્ર એટલુંજ કહ્યું કે, દીકરા પ્રયત્ન જારી રાખ! આ દર્દની દવા મારી પાસે નથી!

## ગુલે ચમનમાં.

શિરાઝની ચારે બાજુ ગુલાબના સુંદર બાગીચાઓ જેને ફારસીમાં ચમન કહે છે, તે આવી રહેલા છે. નજરે જોયા વગર આ ચમનનો ખ્યાલ આવી શકે તેમ નથી. જીવનનો લ્હાવો લેતાં, કુદરતની મહેરને લીજ્જત લેતાં તો ઇરાનીઓને આવડે છે. આપણે ત્યાં પણ સૃષ્ટિ સૌંદર્ય છે, દોલત છે, ખૂબસુરતી છે, છતાં પણ ચાંદની રાત ખીલી હોય, આંબાવાડીયામાં કોઇક કોયલ ટહુકતી હોય, તે વખતે શેઠાણી પલંગ ઉપર એકલાંજ આળોટયાં કરે, જ્યારે ચરબદાર શેઠ ન્હાનકડું પોતીયું પહેરી અથવા મેલાં-ઘેલાં જેવાં લુગડાં પહેરી ઓટલા પર બેસી પડોશી જોડે પાનાં ટીચતા હોય! આવા અરસિક મૂર્ખાઓને જ્યારે જ્યારે હું જોઉં છું ત્યારે આપણા લોકોની અક્કલ માટે નિઃશ્વાસ નાંખું છું.

શિરાઝ પર કુદરત કુરબાન છે. ગામ બહાર ચારે બાજુ લીલુંછમ ઘાસ અને બાગબાગ થઇ જાય તેવા બગીચાઓ છે, જ્યાં હજારમાં ઝણઝણાટી પેદા કરે એવાં બુલબુલો ગાન કરી રહ્યાં હોય છે. એ ગુલ-એ ચમન અને એ બુલબુલનો લાભ ઇરાનીઓ પૂરેપૂરો લે છે; અને તે પણ રસિકતાથી-કળાથી ઉલ્હાસથી-હોંશથી.

દર સાંજે શિરાઝમાં સ્ત્રી પુરૂષોનાં વૃંદો આ બગીચાઓમાં લટાર મારવા નીકળી પડે છે. પડદા રીવાજ ત્યાં સખ્ત છે, તો પણ સ્ત્રીઓને કેટલીક છુટ ઘણી હોય છે. આગળ જણાવી ગયો તેમ બજારમાં તે નિશ્ચંત ફરી હરી શકે છે, તેમ સાંજે ખાવિંદ કે પિદર સાથે ઇરાની લલનાઓ બગીચાની મોજ ઉડાવવા ઉતરી પડે છે. ઇરાની સ્ત્રીઓમાં મેં એક ખાસ ખાસીયત જોઇ. લુગડાં-વસ્ત્રોનો તેને તેની હિન્દની બ્હેનપણીઓની માફક શોખ છે. પણ એ શોખ રસિકતાનો છે. પોતે સુંદર બની-સુંદર દેખાઇ પોતાના દિલના માલેકને ખુશ કરવાના હેતુસર. સ્વભાવ વિલાસી પણ એ વિલાસ પતિની સાથેજ. દર સાંજે સંખ્યાબંધ પતિ-પત્નીઓ બગીચામાં ઉતરી પડતાં અને કોઇ લીલાછમ ઘાસની પથારીમાં કે કોઈ વૃક્ષની નીચે કે કોઇ વેલના માંડવાની અંદર ચાદર બિછાવે, આસમાનમાં તારા ચમકે ત્યાં સુધી શુગલ કરતાં. જગવિખ્યાત શિરાઝી શરાબની પ્યાલીઓ અહિંયાંજ ઉડતી. હૃદય વીંધી નાખે એવા સંગીતના સરોદો આ સ્થળે સંભળાતા. વીસમી સદીના યૂરોપ અમેરીકાના સાહિત્ય રસિકોને માંઘ કરનાર ઓમર

ખય્યામના શબ્દચિત્રોના મૂળ નમૂના અહિયાજ ભજવાતા જેને હાફિજે સમરકંદ અને બુખારા આપી દેવાની વાત કહેલી એ સુનાળી ગાલ પરના તલ કવચિત્ કવચિત્ પવનનો સપાટો આવતા–બુરખો ઉડી જતા–ગભરાયેલી–અકળાયેલી લલનાના ગાલ પર દેખાઇ જતા હુ પણ દર મ્હાજે આ બગીચાઓમા રખડતો અને છેક અંધારૂ થાય, દૂર દૂર ગામની મેડીઓમા દીવા પ્રગટે ને કૂતરાઓના ભસવાના અવાજ થાય ત્યા સુધી આમતેમ નિસાસા નાખી રખડતો પેલી કાળી આખોનો વિચાર કરતો બેચેન બરાખમા જઇને પડતો

સરનામાથી માણસની ભાળ કઢાય–ટેલીફોન બુકમા જોવાથી અથવા ટપાલીને પૂછવાથી કોઇનુ રહેઠાણ ખબર પડે, પણ જ્યા નામ જાણતા ન હોઇએ–રહેઠાણ જાણતા ન હોઇએ–ફક્ત બે કાળી આખોનીજ પીછાન હોય ત્યા ખબર કેમ કહાડવી ? મે ઘણો વિચાર કરી ઘણા દિવસ શિરાઝની ગલીઓ અને બજારોમા ભટકી આખરે બગીચાઓનુ ભ્રમણ શરૂ કર્યું હતુ

મને આશા હતી કે એવી ખૂબસૂરત અને રસિક નાજનીન કોઇ કાળે પણ ચમનના બહારમા દર્શન આપ્યા વિના રહેશે નહિ એક દિવસે ઓચિતી જૂહેજ સમયે ઘણા દિવસની મારી મુરાદ ફળી એક સવારે પરેડપર નહિ જવાનુ હોવાથી બરાખમા પડી રહેવાને બદલે હુ બગીચાઓમા ફરવા નીકળી પડયો સવારનો સાત–આઠ વાગાનો સમય હશે ગુલાબની પાંદડીઓ અને પત્રો પર દૂરથી મોતી જેવા લાગતા ઝાકળ બિંદુઓ હજી સૂકાયા નહોતા સૂર્યના આછા સોનેરી પ્રકાશે જાણે બગીચાને સોનેરી રંગી નાખ્યો હતો ઉપર વૃક્ષોમા પંખીડાઓ કલરવ કરી રહ્યા હતા આ વખતે પણ કેટલાક જોડાઓ આનંદ કરવા નીકળી પડયા

પણ સાંજ કરતા સખ્યા બહુ થોડી હતી એક સુંદર લીલા ની પથારી ઉપર અરધાઈ અંગ્રેજ કવિ શેલીના કુદરતને ા હૃદયગમ કા ો હુ વાચી રહ્યો હતો, ત્યા ઓચિતા પરિ હસવાના અવાજથી હુ ચમકયો ! કોઇ ખીલખલાટ હસ્યુ ચમકી બેઠો થઇ ગયો મારાથી થોડે દૂર એક ઝાડની નીચે એક જોડુ બેઠુ હતુ એક આધેડ ઉમરનો લાગતો પુરૂષ અને એક સ્ત્રી એ બધો બનાવ એક પળમાજ બન્યો બે જણા ત્યા નોરાંતે નાસ્તો કરતા હતા મીઠી ગુફતગુ કરી રહ્યા હતા ત્યા તોફાની અનીલે (પવન) ઓચિતો સૂસવાટો મારી લલનાનો બુરખો ઉડાડી નાખ્યો નાજનીન ઉભી થઈ ગઇ હતી કેશકલાપ વિખરાઇ ગયો હતો શરમ અને હાસ્યમિશ્રિત ભાવો મુખપર તરવરી રહ્યા હતા અદેખા પવને જાણે દુઃશાસનનુ સ્વરૂપ ધારણ કરી એ ઇરાની દ્રૌપદીનુ વસ્ત્રહરણ કરવાનોજ જાણે કે નિશ્ચય કર્યો હોય તેમ પેલી ઉભી થઇ અને બેઉ હાથોથી પકડી નાખ્યા છતા બુરખો હવામા ફરફરી રહ્યો હતો એ વિચિત્ર સ્થિતિને લીધે પેલો મને ચમકાવનારો ખીલખલાટ ઉદ્ભવ પામેલો પગ યા ખુદા ! મે શુ જોયુ ? એ ગભરાયેલી નાજનીનની આખો–એજ કાળી આખો હતી કે જેની શોધ દિવસો થયા હુ કર્યાં કરતો હતો એજ કદ–એજ દેહલતા–એજ કેશકલાપ અને જમણા ગાલપરનો એજ કાળો તલ–ટુકમા કેળાની છાલ પરથી લપસી પડતા જે લલનાને મે બચાવી હતી તેજ એ હતી

## તારા મૈત્રક

પવનને હુ દુવા દેવા લાગ્યો એક પળમા જ બની ગયેલા એ બનાવોમા બુરખો પાછો ઓઢતા ઓઢતા તેની આખો મારા પર પડી. અમારી નજરો નજર મળી–હુ જોઇ શકયો–તેના ગાલ પર વધારે લાલી આવી શરમાઇ જઇ બુરખો ઓઢી લઇ તે પેલા મરદ પાસે બેસી ગઇ મરદે મારી તરફ જોયુ હુ કાંઇ જાણતો હોઉ–મે કાઇ જોયુ ન હોય તેમ મે બીજી બાજુ મ્હો ફેરવી લીધુ

## પુષ્પ પ્રહાર

સયમ રાખવા પ્રયત્ન કરતો હતો છતા પણ આખો પેલી તરફ ખેચાયા કરતી હતી વધારે વખત ત્યા પડી રહીશ તો મારાથી કદાચ અવહિત દેખાવ થઇ જશે એ ભયથી હુ ત્યાથી ઉઠી બગીચાના બીજા ભાગમા ચાલી ગયો

' એટલો તુ ખાનદાન ! દીકરા ?'' મે કહ્યુ

"પાછો તુ વચમા બોલ્યો ? મે તને કેટલા વખત ના પાડી છે કે મારી વારતાનો પ્રવાહ ચાલતો હોય ત્યારે તારે ઉંહ પણ ન કરવુ !'' રહીમે ચીડાઇને કહ્યુ અને ઉમેર્યું કે, ' દીકરા ! એ તો ઇરાન હતો કોઇની વહુ દીકરીઓ અને બહેનો સામે ચાલમા–નળ ઉપર–ટ્રામમા–ટ્રેનમા–મેળાવડા કે નાટકમા નિર્લજ્જતાથી જોઇ શકો એ આ હિદમાજ બને ઇરાનમા બહુ સભાળવુ પડે જાન જવાનો સોદો ''

નિસાસા નાખતો હુ બગીચાને બીજે છેડે સીગાર ફેકી રહ્યો હતો ત્યા એજ જોડુ મારી આગળથી પસાર થયુ પહેલા તો હુ અજબ થયો, પણ પછી ખબર પડી કે, બગીચાના જે છેડા ઉપર હુ બેઠો હતો, ત્યાથી થોડે દૂરજ બાગનો દક્ષીણ તરફનો દરવાજો હતો મર્દ આગળ ચાલતો હતો કોઇ વાહનને શોધતો હોય તેમ બગીચાની બહાર નીકળી જઇ આમતેમ નજર ફેકતો અને હાક મારતો હતો સ્ત્રી પાછળ રહી ગઇ હતી ગુલાબના છોડના કાટામા તેનો પાલવ ભરાઇ ગયો હતો પહેલા તો મને લાગ્યુ કે આપણા આર્ય નાટકોની નાયિકાઓની માફક તેના પગમા કાંટો વાગ્યો હશે, અથવા તો ઝાંઝરની ખીલી ઢીલી પડી ગઇ હશે–પણ વારનીશ કરેલા ફ્રેંચ બૂટ ને રેશમી પેરીશીયન મોજાને બિચારો ન્હાનો નાજુક ગુલાબનો કાંટો શુ અસર કરી શકે ? બુઢ્ઢાજી વાહન માટે ચારે બાજુ ફાંફાં માર્યાં કરતા હતા, એટલામા બાઇનો પાલવ છુટો થયો અને બુઢ્ઢાજી જરા રસ્તામા દૂર હતા ત્યા એ બાનુ ભૂલથી કે જાણી જોઇને મારી લગોલગથીજ પસાર થઈ ગયાં બે આખો મારા તરફ ફરી–બુરખાની અંદરથી બહાર નીકળેલા નાજુક હાથોમાથી મારા તરફ કાંઇક ફેંકાયુ–મે રૂમાલમા ઝીલી લીધુ–એ સાસસાટ ચાલી ગઇ

વદન આવી ગયેલ પેલા બેઉ તેમા સ્વાર થઇ દષ્ટિ મર્યાદામાથી લોપ થયા રૂમાલમા ઝીલેલી વસ્તુને મે ધ્રુજતા હાથે

અને પવિત્ર ભાવોથી-થનગન નાચતા હૃદયથી ઉઘાડીને જોઇ. પહેલી રાતે શરમાઈ જતી કોઇ મુગ્ધ નવોઢાના ગાલ સમું એક સુંદર મધુરૂં-મનોરમ ઝાકળનાં મોતીઓ જેના ઉપર હજી હ્હોંટી રહેલાં છે, એવું ગુલાબનું મ્હોટું ફુલ હતું.

## પત્તો લાગ્યો

પેલાંઓ ગયા પછી હું તરતજ કુદકો મારી ઉભો થઇ ગયો અને પેલી ગાડીની પાછળ દોડવાની દાનતથી રસ્તાપર દોડી ગયો ને પસાર થતી ગાડીને જોઇ રહ્યો. પાએક કલાકે અક્કલ આવતાં સમજાયું કે, પાછળ પડવું એ તો મૂર્ખાઇ હતી. ગાડીનો નંબર દેખાઇ ગયો હતો. (પશ્ચિમના સંસર્ગથી ઇરાનમાં મુખ્ય વાહન ગધેડાની જગ્યા કેટલીક ટેક્સીઓએ લીધી છે. ઇસ્પહાન, તહેરાન, શિરાઝના વગેરે મોટા શહેરોમાં રહેતા અમેરીકન, રશિયન, ફ્રેંચ, અને આરમેનિયમ મુસાફરો ટેક્સીઓનો લાભ લે છે, ને સાથે શ્રીમંત ઇરાનીઓ પણ તેનો ઉપયોગ કરે છે. જો કે આવાં વાહનો ફક્ત મોટાં શહેરોમાંજ મળી આવે છે.)

બીજે દિવસે ટેક્સીવાળાને શોધી કહાડી તેની દોસ્તી કરી. ત્રણ દિવસ સુધી દોસ્તી કેળવી-શોફરને સારી રીતે ખવરાવી પીવરાવી તેની મારફતજ જાણી લીધું કે એ બાઇ ક્યાં રહે છે.

## એ બારી

એક આલીશાન હવેલીની અંદર એ રમણી રહેતી હતી, એમ મને ખબર પડી. એ મકાનમાંથી નીકળતા એક નોકર મારફતે ઘરનો માલેક કોણ છે, તેનું નામ શું છે? એ ક્યારે બહાર જાય છે, ક્યારે ઘેર પાછો આવે છે, વગેરે વિગતો જાણી લીધી. આજે પાછલા પહોરે ચાર ને પાંચની વચમાં ઘરમાં બાઇ સિવાય કોઇ હોતું નથી એ પણ ખબર પડી. હવે એ ગલી મારૂં યાત્રાનું સ્થળ બની. હરરોજ ચારને પાંચને સુમારે હું એકજ બાજુ લટાર મારતો. બારી તરફ નજર નાખી ઝપાટાબંધ પસાર થઇ જતો. એ ત્રણ દિવસે ઉપલી એક બારીમાં એક ચ્હેરો દેખાયો. એ ચમકી. અંદર ચાલી ગઇ. બારી વાસી દીધી. મને ઓળખતી નહિં હોય તો? પણ પાછી શંકા થઇ. લોકનિંદાનો પણ ભય હોય, દિલ તો મારા તરફ હશે. નહિ તો ગુલાબ કેમ મારે?

બીજે દિવસે પણ બારી ઉઘડી અને બંધ થઇ ગઇ. મને દર્શન થયાં. આમ આઠેક દિવસ ચાલ્યું. બરોબર જે સમયે હું ત્યાંથી પસાર થતો, એજ વખતે બારી ઉઘડી. આંખો મળતાં તુરતજ પાછી બંધ થઇ જતી. નવમે દિવસે તે બારી બંધ કરતા જાય છે, એટલામાં તેના હાથમાંથી કાંઇક ઘરેણું નીચે પડી ગયું. એ તેના હાથની સોનાની બંગડી હતી. આપણે તો બંગડી આપવા જાઇએ છીએ. એમાં વાંધો શું? એમ ધારી હિંમતથી સડસડાટ ઓટલાનાં પગથીયાં ચડી જઇ મેં બારણું ખખડાવ્યું. તે પર સંબંધી મને માહિતી આપનાર નોકરેજ તે ઉઘાડ્યું. ફરી મેં બંગડીની વાત કરી. ને હાથોહાથજ તારી શેઠાણીને આપીશ એમ કહી શેઠાણીને ખબર આપવા તેને મોકલ્યો. પેલો ગયો કે તરતજ મને બીજો વિચાર આવ્યો. બુરખા વગરના ચ્હેરા સાથેજ મળી શકાય તો ઠીક એમ ધારી હું પણ પાછળ ગયો, અને દાદર ઉપર નોકરને પકડી પાડી કહ્યું કે, કહેવા જવાની જરૂર નથી હું પોતેજ આપી આવું છું, એમ કહી જે બાજુ બારી હતી, એ બાજુના ઓરડામાં ઘુસી ગયો. એ નીચે વળી ગભરાયેલી હોય તેમ આમ તેમ કાંઇક શોધ્યા કરતી હતી. ત્યાં "ઉં સલામ! આપ જે શોધી રહ્યાં છો, તે આ રહ્યું મારા હાથમાં."

પેલી ચમકી ઉભી થઇ ગઇ. ઝટપટી બુરખો ઓઢી લીધો. "આપ અહિં ક્યાંથી?" એટલુંજ બોલી શકી.

"જી, આ વસ્તુને મેં પડતી જોઇ. એ આપનીજ છે, એટલે આપને આપવા આવ્યો."

"મહેરબાની." બહુજ ધીમા અવાજે એ બોલી. અને એ બે આંખો હસી. બંગડી મેં બાજુની ત્રીપાઇ ઉપર મુકી દીધી જે તેણે લઇ લીધી. હવે શું બોલવું?

'અરેરે, તેં મુંબાઇમાં નાટકો જોયાં હોત તો તને આ સવાલ ન થાત. ગમે ત્યારે-ગમે તે વખતે-ગમે ત્યાં પાત્રો પ્રેમનાં ટાહ્યલાં બેધડક કરી શકે છે. તેં શરૂઆત એમ કેમ ન કરી, "અય! તારી કાળી આંખોથી મારા કાળજાને વીંધનાર ઓ કાલી-નાગન"

"મેં ના પાડી તો પણ તું વચમાં બોલ્યો કે?"

"નહિ દોસ્ત! માફ કર. હવે નહિ બોલું."

સ્હેમુએ આગળ વાત ચલાવતાં કહ્યું કે, બંગડી આપી દીધા પછી શું બોલવું તે મને સુઝ્યું નહિ. આખરે મહા પ્રયત્ને એટલોજ ઉદ્દગાર નીકળ્યો કે, "ઓ ખુબસુરત બાનુ! તમે મને દીવાનો બનાવ્યો છે!"

જવાબમાં તે હસી. મારી સામું જોઇ રહી. પછી જરા ખેદયુક્ત અવાજથી બોલી—"હું સમજું છું-પણ હું પરણેલી ઓરત છું. આપને એ ગાંડપણ ન છાજે. આપ હવે જાવ મારા ખાવિંદ આવશે."

"બાનુ! બાનુ! હું તમને નથી ભુલી શકતો."

"ભૂલી જાવ. જે અકસ્માત થયો તેને માટે મને પણ દુઃખ થાય છે. પણ ખાવિંદને મેં વફાદારીનો કોલ આપ્યો છે એટલે આપની સાથે એકાંતમાં વાત પણ મારાથી ન થાય. મને આપ ભૂલી જાવ. ઇરાનમાં મારા જેવી ઘણી મળશે."

"પણ પેલું ફુલ!" મારાથી બોલી જવાયું.

"બામદાદની બહારમાં થઇ આવેલી ઓચીંતી મસ્તીનું એ પરિણામ હતું પાછળથી હું તેને માટે બહુ દિલગીર થઇ હતી."

આ હસીન ઓરતની પોતાના ખાવિંદ તરફની વફાદારી જોઇ હું શરમાઇ ગયો. વધારે બોલી શક્યો નહિ. જતાં જતાં ઉંબરમાં ઉભા રહી, ઓચીંતો કાંઇક વિચાર આવવાથી મેં કહ્યું—"બાનુ તમારી પાછળ ભટકવા માટે હું દિલગીર છું પણ મારી એકજ નાની માગણી છે, તે પૂરી કરો તો આ ગુલામ જીંદગી સુધી તમને ફરી દર્શન નહિ જુવે.

કટારી અમરેશરી, તોગારી તલવાર;
હથ રાણું રાયરો, દિલ્હીરે દરબાર.

## જુના જમાનાનું એક જીવતું ચિત્ર—

જેમાં એક રજપુત કન્યા પર શાહજાદો દારા-મીર સલામતખાં-અને રજપુત કુમાર-આશક પાયા—

તેની મોટી ખટપટ—જબરી જુંબેશ—

અને તે વખતે એક રજપુત વીરે જે પોતાની કટારથી શાહી દરબારના સ્થંભમાં ઘા કર્યો અને સ્થંભ તોડ્યો,
જે હજી સુધી પણ આબાદ ઉભો છે-શાક્ષી પુરે છે—જબરો પુરાવો આપે છે તે—

રૉયલ આર્ટ સ્ટુડીયોમાં તૈયાર થયેલ—

બનાવનાર—એલેકઝાન્ડ્રા ફીલમ કંપનીના માલેક

મી. દી. શા જમશેદજી ઝવેરીએ ખાસ જાતી દેખરેખ નીચે તૈયાર કીધેલી

# અમરસિંહની કટાર યાને



# મારવાડનું મોતી

આ ફીલમમાં પંજાબની પદમણીઓ—કાશ્મીરની કામિનીઓ, મહારાષ્ટ્રની
માનિનીઓ—નવી નવી નજરે જોશો

સેટીંગ, ડ્રેસીઝ વિગેરે પાછળ લખલુટ ખર્ચ કર્યો છે

ટુંક વખતમાં—**સીનેમા મેજેસ્ટીકમાં** રજુ થશે

તારીખ માટે તપાસતા રહેશો

"શું ?" તેણે જરા કુતુહલથી પૂછ્યું.

"આપના સુંદર જુલ્ફની એક છોટીસી લટ!"

થોડીવાર એ મારી સામું જોઇ રહી. પછી એ ઝંપથી અંદરના ઓરડામાં ચાલી ગઇ. બે ત્રણ મિનીટમાંજ પાછી આવી અને જે ઘરું મેં તેને બતાવ્યું એ ઘરું મારા હાથમાં મૂકી બોલી:—"હવે તમે જાવ-જલ્દી અહિંથી જાવ-તમે હવે જાવ."

હું દાદર પર પહોંચ્યો હોઇશ, ત્યાં એ દોડતી પાછળ આવી, અને બોલી કે, "તમારી નાની વિનંતિ મેં કબૂલ રાખી. તો મ્હારી એક નાની વિનંતિ તમે કબૂલ રાખો."

"શું !" મેં પૂછ્યું.

"મને સદંતર ભૂલી જાવ."

"એ મારા હાથમાં નથી." મેં કહ્યું.

"તો આ બાજુથી ન નીકળો એટલું તો કરી શકો."

"કેમ !"

"તમારે નીકળવાને ટાઇમે મારાથી બારી ઉઘડી જાય છે. લોકોને ખબર પડી જાય છે. કોઇને ખબર પડી જાય તો મારા દામનને કલંક લાગે અને મનથી પણ પતિ તરફ બેવફા બનું છું એ ખ્યાલથી મને ખેદ થાય છે. માટે ભૂલી જાવ: મહેરબાની કરી ભૂલી જાવ."

મેં કચવાતે દિલે કહ્યું:—"ભૂલી તો નહિ શકું. તમારી છબી મારા જીગરમાં ચોંટેલી નથી ઉખડતી. પણ વચન આપું છું કે, આજથી આ ઘર આગળથી પસાર નહિ થાઉં."

બીજે દિવસે એ ગલી આગળ હું ગયો, પણ તેમાં પેઠો નહિ. વચન આપ્યું હતું એ પાળવા ખાતરજ. પણ ગલી આગળ ચોક્કસ કુતુહલથી ગયો હતો. ગલીને નાકે એક કાવાખાનામાં બેઠો અને થોડે દુર દેખાતા એક ઘર તરફ નજર માંડી. ઘડીયાળમાં સાડા ત્રણ થયા હતા. મારી નજર થોડીવાર ઘડીયાળ તરફ ને થોડીવાર પેલી બારી તરફ જતી. બરોબર ચાર ને પાંચ મીનીટે બારી ઉઘડી. થોડીવાર ઉઘાડી રહી. પછી બંધ થઇ ગઇ. પેલીની વાત ખરી કે, "હું જ્યારે એ રસ્તેથી પસાર થઇ જાઉં છું ત્યારે તેનાથી એ બારી ઉઘડી જાય છે."

એ પછીના બીજે દિવસે બારી ઉઘડીજ ન હોતી. પેલીને મારા વચન ઉપર વિશ્વાસ આવ્યો હશે, એમ મને લાગ્યું. એ ઘર આગળથી પસાર થવાનું મેં માંડી વાળ્યું હતું છતાં સંબંધ ન હોતો તોડી નાખ્યો. એ ગલીના કાવાખાનામાં દરરોજ સાંજે હું જતો, એ બાઇનો માણસ મને મળતો અને તેની મારફત હમેશાં હું તેની ખબર મેળવતો. તેની જોડના પહેલીજ વારના અને છેલ્લી વારના મેળાપ પછી મને એ નાઝનીન તરફ માન થયું હતું. અને ત્યાર પછી એને મેળવવાની ઇચ્છા કરતાં તે સુખી રહે તે સારું એ ઇચ્છા પ્રબળ થઇ હતી. અને કોઇ દિવસ એ માંદી છે, એ ખબર મળતા તો હું દિલગીર થતો ને આનંદમાં છે, એ ખબર સાંભળતાં હું રાજી થતો. બીજાઓ જ્યારે બારમાં જઇ દારુની બાટલીઓ ઉડાવતા અને નાચગાન ને ગમતમાં ગુલતાન રહેતા ત્યારે મારો આનંદ-મારું સર્વસ્વ એની ખબરની પડપૂછમાંજ સમાઇ જતો.

**માઠા સમાચાર**

મહિના બે મહિના આમ ગયા હશે. એક દિવસે તેના નોકર રૂસ્તમે મને ખબર આપી કે, શેઠ બાઇ અને બરખાલો હવા ફેર કરવા માટે શિરાઝથી પંદર વીસ માઇલ દુર આવેલા એક ગામડામાં જવાનાં છે. રૂસ્તમ પણ સાથેજ જવાનો હતો. પણ શેઠ શેઠાણીને ત્યાં મૂકી પંદરેક દિવસમાં શિરાઝમાંનું ઘર સાચવવા પાછો આવવાનો હતો. પંદરમે દિવસે મળવાનું નક્કી કરી ખિન્ન હૃદયે હું ચાલી નીકળ્યો. એ પંદર દિવસો મને પંદર વરસ જેટલા લાગ્યા. પંદરમે દિવસે હું પેલા કાવાખાનામાં ગયો, પણ રૂસ્તમ આવેલો લાગ્યો નહિ.

સોળમો દિવસ થયો. સત્તરમો થયો. મહિનો પસાર થયો ને મારી ચિંતા વધવા લાગી. શું થયું હશે! એ લોકને માર્ગમાં અકસ્માત તો નડ્યો નહિ હોય! બધા સારી પેઠે તો હશેને? સવા મહિનો થયો હશે ત્યાં એક સવારે પરેડમાંથી પાછો ફરી બરાકમાં જાઉં છું ત્યાં રૂસ્તમ ગભરાયેલો અકળાયેલો અને રોવા જેવો મારી રાહ જોતો ઉભો હતો. "નામવર, ઘણા માઠા સમાચાર!"

"હેં!!" મારો સાદ ફાટી ગયો.

"જે ગામડામાં અમે રહેતા હતા, તે નરી (ઇરાની અને તુરકીની મિશ્રજાત) તાયફાવાળાઓએ દરોડો પાડ્યો અને તેનો સરદાર શાહબાદ શેઠને મારી નાખી શીરીન બાઇને ઉઠાવી ગયો. એ ગામડામાં બીજાં પણ કુટુંબો રહેતાં હતાં. એ બધાને લૂંટી પુરૂષ વર્ગને મારી નાખી લુંટારાઓ જુવાન છોકરીઓ અને સ્ત્રીઓને ઉઠાવી ગયેલા."

આ ખબર સાંભળી હું હાડોહાડ ધ્રુજી ઉઠ્યો. સમશેર પર હાથ પડ્યો. બસ ચાલ રૂસ્તમ, રસ્તો બતાવ. હું તેની પાછળ પડું છું, આકાશ પાતાળ એક કરીશ પણ શીરીનને પાછી મેળવીશ.

આજુબાજુ એકઠા થઇ ગયેલા દોસ્તોએ આ ખબર સાંભળી હતી. એ મને દિલાસો દેવા લાગ્યા, પણ મને ઉશ્કેરાયેલો જોઇ તેઓએ ચેતવણી આપી કે, લશ્કરમાંથી એમને એમ વગર રજાએ ન નીકળી શકાય.

શું કરવું? જે વખત જતો હતો તે ઘણો કીમતી હતો. કેપ્તન બે ચાર દિવસની રજા આપે તો પણ હું જઈ આવું. શું બ્હાનું કહાડી રજા લેવી? વળી ટુકડીમાં જોખમદાર અમલદાર બન્યો હતો. રિસાલદાર બન્યો હતો. રજા મળે કે ન મળે, થોડીવાર મુંઝવાઇ આખરે કેપ્ટન આગળ જઈ દિલ ખોલી બધી વાત કહી રજા માગવાનો મેં કસદ લીધો. એ મર્દ હશે—એ પણ કોઇ વખત આશક બન્યો હશે, તો જરૂર રજા આપશે. રૂસ્તમને સાથે લઇ દોસ્તોએ સમજાવ્યા છતાં પણ હું કેપ્ટનના ક્વૉર્ટર્સ તરફ ધાશી ગયો. કેપ્ટન સુલીવાનના રૂમ આગળ તો પહોંચ્યો, પણ એકદમ અંદર જવાની હિંમત ચાલી

નહિ. એટલામાં અંદર કોઇ બીજું માણસ એમના સાથે વાત કરતું હોય, તેમ લાગ્યું. એ બલુચી પલટનવાળો મેજર બિલ્બી હતો અને કંઇક બહુજ અગત્યના મુદ્દાની વાત કરતો હોય તેમ કેપટન સુલીવાનના કાનપર પડી વાત કરતો હતો.

"કોઇ નુરી લુટારા સરદારનું એ મથક છે. ત્યાં પહાડોની ગુફામાં જરમનોએ પુષ્કળ દારૂગોળો અને લશ્કરી અસબાબ ભેગો કર્યો છે. જરમન જાસુસોએ હવે ઇરાનના તાયફાવાળા લૂંટારાઓને હાથમાં લેવા માંડયા છે. તે વિષે તેહરાનથી સર પરસી સાઇકસનો મારા પર કાગળ છે, તેમાં આ ખબર છે. બીજા એક બે લૂંટારાઓને તો સર પરસીએ કુનેહથી પોતાના પક્ષમાં લઇ લીધા છે. આ નૂરી સરદાર મચક નથી આપતો. આઠેક દિવસ પહેલાંજ તેણે અહિંથી પંદર માઇલ દુર આવેલા એક ગામડા ઉપર દરોડો પાડયો હતો. એ લૂંટારાના મથકનો ઓચિંતો કબજો મેળવાય તોજ એ માલ આપણા હાથમાં આવે. મેં સાંભળ્યું છે કે, તાયફાવાળા તરફોની એક ટુકડી શિરાઝ ઉપર બે ચાર દિવસમાંજ ધસારો લાવશે-એ ટુકડી આવ્યા પહેલાંજ આપણે કામ કરવાનું છે. પણ બહુજ ચુપકીદી અને સિફતથી."

"આપણે આપણી બેઉ ટુકડીઓ લઇ ધસારો કરીએ," કેપટન સુલીવાને કહ્યું.

"નહિ, તો આપણી બાજી ફળાઇ જાય અને ત્યાંથી તે લોકો અસબાબ ઉઠાવી લેઃ ચુનંદા બસો ત્રણસો માણસોની ટુકડી ઓચિંતી લૂટારાના મથકપર જઈ છાપો મારે તોજ કામ થાય એમ છે. પણ જનાર માણસ બહુજ બહાદુર જોઇએ. કારણ કે, પ્રદેશ પહાડી છે અને દુશ્મનોનું એક સૈન્ય આપણી તરફ નીકળી ગયું છે એમ મેં ખબર સાંભળ્યા છે. સૈન્ય આવી પહોંચે એ પહેલાંજ આ કામ કરવાનું છે."

"ખુદાએજ મને મદદ કરી." હું મનમાં બોલ્યો. અને હિંમતથી અંદર ધસી ગયો અને સેલ્યૂટ કરી સાહેબને કહ્યું, "બેઅદબી માફ! પણ બંદા એ કામ કરવા તૈયાર છે."

"શું ત્યારે તમે બધી વાત સાંભળી?"

"હુજૂર! આપની પાસે હું બીજા એક કામ માટે આવ્યો હતો. ત્યાં થોડાક શબ્દો કાને પડી ગયા. એ કસૂર હોય તો હું માફી ચાહું છું. પણ આવી જાતનું કાંઇક કરી બતાવવાની તક હું ઘણા વખતથી શોધતો હતો તો તે ખુદાએ મને આપી તો તેનો લાભ મને લેવા દેશો."

"સાબાસ રિસાલદાર! મને તારા જેવાજ હિંમતવાન માણસની જરૂર છે." મારા કેપટને જરા મગરૂર થતાં કહ્યું.

પછી એ બે જણાએ મને પાસે બેસાડી ક્યાં જવું, કેવી રીતે જવું, શું કરવું, માણસો કેટલાં લઇ જવાં, હથિયારો કેટલાં લઈ જવાં, એ બધું નકશાની મદદથી મને સવિસ્તર સમજાવ્યું.

બલુચી અને મારી ટુકડીમાંથી લગભગ બસો જેટલાં ચુનંદાં માણસો ચુંટી કહાડી રૂસ્તમને પણ સાથે લઇ એજ રાતે લૂંટારાની ભાળ કઢાડવા હું નીકળી પડયો. રૂસ્તમ અમને ઘણો મદદરૂપ થઇ પડયો. કારણ કે, એ બધો રસ્તો જાણતો હતો. રાતના બાર વાગે ગાઢ અંધકાર થતાં અમે પગપાળાજ કુચ શરૂ કરેલી. એ પહાડી મુલકમાં અમારા ઘોડા કદાચ કામ ન આવે એ ભયથી સાથે ન લીધેલા. સવારે પહો ફાટતાં એક ઠેકાણે વાસો કરી અડધાએક કલાકમાં ઉપડવાનો વિચાર કરીએ છીએ ત્યાં દુરથી ધૂળ ઉડતી દેખાઇ. અમે દુરબીનથી જોતાં જણાયું કે, મેજર બિલ્બી જે લશ્કરનો ભય રાખતા હતા એજ લશ્કર કાં તો આવી પહોંચ્યુ. આ નવી આફત. એક બાજુ શીરીનનો વિચાર, બીજી બાજુ સોંપેલું કામ પાર પાડવાની તત્પરતા. ચારે બાજુ મેં નજર કરી જોઈ. જ્યાં મેં વાસો કર્યો હતો તે ગીચ ઝાડીવાળો પ્રદેશ હતો. બધાઓને નજીક બોલાવી મેં ટુંકમાંજ મામલો સમજાવી દીધો. "આપણા કરતાં ચાર-પાંચ ગણું લશ્કર ધસી આવે છે. દરેકે જાન જતાં સુધી લડવાનું છે. ઢીલા પડયા તો હિન્દુસ્તાનનું નાક જશે. ખબર ન પડે તેમ કારતુસો હોય ત્યાં સુધી ગોળીબાર ચલાવજો. પછી અલ્લાનું નામ લઇ શમશેર હાથમાં લઈ ધસારો કરજો. બીવાની જરૂર નથી. ગમે તેવું તો પણ આવતું લશ્કર લૂટારૂ તાયફાવાળાઓનું હશે. તમે મક્કમ રહેશો, તો દુશ્મનને જરૂર શિકસ્ત આપશો."

પાએક કલાકમાં તો અમે ચારે બાજુની ઝાડીમાં છુપાઈ રહ્યા અને દુશ્મનને આવવાની વાટ જોતા બેઠા. લશ્કર પાસે આવતું ગયું એટલે ટુકડીને મેં પસાર થવા દીધી. એ લોક બેફિકરા ઘોડાપર ધસ્યા આવતા હતા. ઓચિંતો ચારે બાજુએથી ઝાડીમાંથી ગોળીઓનો વરસાદ વરસ્યો. દુશ્મનને તૈયાર થવાનો વખત મળે તે પહેલાં તો નળીયેરીપરથી જેમ નાળીયેરો, તાડ પરથી જેમ તાડફળ તૂટે તેમ ઘોડા પરથી સ્વારો ગબડવા લાગ્યા. પાછળ આવતી એક ટુકડી આગળ ધસી આવી. એણે ગોળીબાર શરૂ કર્યો. એક બે બાર થયા. એક પળમાંજ હું પામી ગયો કે તેમની પાસે કારતુસો ઓછી હતી. ફરી તૈયારી થાય એ પહેલાંજ તક સાધી લેવી એમ ધારી મેં સીટી મારી એટલે અમારાં માણસો ચારે બાજુથી દુશ્મન પર તૂટી પડયા. એ સૈન્ય અમારી સંખ્યા કરતાં ચાર ગણું મોટું હતું. પણ અમારા ઓચિંતા ધસારાથી ને પહેલીજ ઝપાઝપીમાં તેમનો સરદાર ખપી જવાથી દુશ્મન સૈન્યમાં ભંગાણ પડયું અને વેર વીખેર નાઠું. કેટલાક માણસોને હાથ આવેલો અસબાબ પાછો શિરાઝ મોકલવાનો હુકમ કરી બાકીના સિપાહીઓ સાથે દુશ્મનનાજ પકડેલા ઘોડા પર સ્વાર થઇ લૂંટારાના મથક તરફ મેં ચાલુ મૂક્યું. શિરાઝથી પચ્ચીસ માઇલ દુર એક ન્હાનકડા પહાડમાં એ મથક આવેલું. એક મધરાતે ઓચિંતો અમે છાપો માર્યો અને એ ન્હાની ટેકડીને ચારે બાજુથી અમે ઘેરી લીધી પણ ખબર પડી કે તેનો ચબરાક સરદાર શાહબાદ અમારા આવવાની અગાઉ વંજો માપી ગયો હતો. ગુફા ને ભોંયરામાં તપાસ કરી પણ મેજર બિલ્બીએ કહેલા લશ્કરી અસબાબનો કાંઇ પણ પત્તો મળ્યો નહિ. શાહબાદ અને તેનાં માણસો ક્યાં ગયાં હશે? તે હું વિચાર કરવા લાગ્યો. ત્યાં રૂસ્તમે મારી આગળ

આવી કહ્યું:—"અહિંથી પાંચ માઇલ દુર આવેલાં એક નાનાં ગામડામાં શાહબાદ ગયો હોય એમ મને વહેમ છે. પણ સૌ દસેક માણસોની ટુકડી તેની પાછળ પડશે, તો ચબરાક લૂંટારો પામી જશે. તેના છુપા જાસૂસો હમેશાં ફર્યાં કરે છે અને દસને ફરતાં વધારે માણસોની ટુકડી નજરે પડતાંજ તેની ખબર તેને પડી જાય છે.

મધરાતે

એ મધરાતે હું રૂસ્તમ અને દસેક માણસ પગપાળાજ રૂસ્તમની પાછળ પાછળ તેણે જણાવેલા ગામડા તરફ ગયા. ગામમાં પેસતાંજ બે ચાર કુતરાઓને ચુપકી રાખવા ઠાર કરી નાખવા પડ્યા. ગામમાં આશરે પચાસેક ઘરો હશે. તેમાંથી શાહબાદ શેમાં હશે? એ શોધી કહાડવું મુશ્કેલ હતું. છતાં જે ઘરમાં વધારે માણસો હશે, ત્યાં એ લૂંટારા સરદારનો ધામો હશે એમ માની લઇ અમે દરેક ઘર આગળથી ધીમે ધીમે પસાર થયા અને અંદર કેટલાં માણસો હશે, શું થાય છે? એ માટે કાન માંડી સાંભળતા. ગામને છેવાડે પહોંચ્યા, ત્યાં દૂર એક ખેતરમાં આવેલા એક મકાનમાં દીવા સળગતા જોયા. એ લૂંટારાનું મથક હશે કે બીજા કોઇનું? એ હજી વિચાર કરીએ છીએ ત્યાં કોઇ સ્ત્રીની ચીસ સંભળાઇ. હા, એજ મથક, મારી શીરીન ત્યાંજ હોવી જોઇએ એમ મારા દિલે સાક્ષી પૂરી. અને ઝનુની ચિંતાઓની અદાએ અમે છુપાતા-લપાતા પણ ઝપાટાબંધ એ મકાનની નજીક પહોંચી ગયા. રૂસ્તમને પહેલે માળની એક બારીમાંથી પેસવાનો અમે હુકમ કર્યો. બીજાઓને આજુ બાજુ મોકલી દીધા ને સીટી મારૂં તો ધસી આવવું એમ આજ્ઞા કરી. મકાનના છાપરા ઉપર હું ચડી ગયો. કમરે બરાબર રિવોલ્વર ગોઠવી ખંજર હાથમાં લઇ બહુજ સંભાળથી બિલાડાની માફક હું છાપરાની ટોચ ઉપર પહોંચ્યો અને એ છાપરા નીચેના હોલમાંથી ચીસ આવી હતી, એમ મને વહેમ હતો. એક નળીયું ધીમેથી ખસેડી મેં અંદર નજર કરી તો મારી કલ્પના ખરી પડી. ત્યાં શીરીન એક બાજુ ઉભેલી અને તેની સામે ૭ ફીટ ઉંચો બીહામણા ચ્હેરાનો, હાથમાં ચાબૂક સાથે એક કદાવર રાક્ષસ ઉભેલો. પેલી તેનાથી દુર ખસતી હતી. પેલો પાસે જતો હતો. એક મોટા ઢોલીયાની આજુબાજુ ફેર ફુદડીની રમત રમાતી હતી. ઉપર છાપરા પર પવન પડી ગયેલો હોવાથી અંદરની વાતચીત સાફ સમજાતી હતી. પેલાએ કહ્યું:—"અય તુમાખી ઔરત! મારૂં કહ્યું માન. તામે થઇને મારી મરજી પ્રમાણે કરીશ તો શાહની બેગમ જેવી લહેર કરાવીશ. નહિતર તેહરાનના બજારમાં ગુલામડી તરીકે વેચાવું પડશે."

"શયતાન ચૂપ." શિરીને રાડ પાડી. "મરવી હોઉં તો આજ મરૂં—પણ તારા જેવા નીચ હેવાનને તો હું પાસે પણ નહિ આવવા દઉં."

"તો લે આ," એમ કહી પેલાએ ચાબૂક ફટકાર્યો અને ફરી પાછી વાતાવરણમાં ચીસ ગાજી રહી.

એ પુરૂષ ઘુરાયા ગોધા જેવો બન્યો હતો. ચાબુક ફેંકી દઇ ઢોલીયા પરથી છલંગ મારી તે શીરીન તરફ કુદી પડ્યો અને જેવો ધસી તેને બાથમાં પકડવા જાય છે, તેવીજ પેલીએ જોરથી છાતીમાં લાત મારી. લૂંટારો જમીનદોસ્ત થઇ ચત્તોપાટ પડ્યો. એ તરતજ ઉભો થયો, પેલી તરફ ધસ્યો. પેલીએ એક તમાચો ચોડી કહાડ્યો. એની પરવા કર્યાં વગર તે વિકાળ વરૂની માફક તેને વળગ્યો. તેને ચોટલામાંથી પકડી નીચે પાડી નાખી છાતી ઉપર ચડી બેઠો. લુગડાં ચીરી નાંખ્યાં. પેલીની છેલ્લી ચીસ પડી ત્યાં તો ઉપરથી હું અને બારી આગળના પડદા પાછળથી રૂસ્તમ ધસી આવી શીકારી કુતરાની માફક જ પેલા નીચને વળગી પડ્યા. એ જબરદસ્ત અંગવાળો આદમી હતો. પાછલા હાથની એકજ લપડાકથી તેણે રૂસ્તમને ગુલાંટ ખવાડી દીધી. મેં મારૂં ખંજર તેની છાતીમાં ભોંકી દીધું, અને કમરમાંથી રિવોલ્વર કહાડું તે પહેલાં તો તે મને ઝોડની માફક વળગ્યો. અમારી બાથંબાથ શરૂ થઇ. ક્યાં એ જબરદસ્ત અંગ અને સવાસો રતલનું ક્યાં મારૂં બદન! જીવ સટોસટની એ લડાઇ હતી. લોહી લુહાણ થવા છતાં એ ભારી ઝનૂનથી લડતો હતો. તેનો મજબુત પંજો મારા ગળાની આજુબાજુ હતો. ગળું ધીમે ધીમે દબાતું હતું. આંખો બ્હાર નીકળી આવતી હતી. અંધારૂં અંધારૂં થઇ ગયું એટલામાં ફાટેલાં કપડાંવાળી ગભરાયેલી બેબાકળી બની ગયેલી શીરીન વાઘણની માફક આગળ ધસી આવી અને મારા પટામાંથી રીવોલ્વર ખેંચી લઇ લૂંટારાને ગોળીઓથી વીંધી નાખ્યો. રીવોલ્વરના બાર સાંભળી મારા સિપાહીઓ અંદર દોડી આવ્યા. ઢોલીયા પરથી ચાદર લઇ શીરીનને મેં ઓઢાડી દીધી. અહીં થોભવામાં માલ નથી. જલ્દી ચાલો. મને તેહરાન ઉપાડી જવા એનાં માણસો આવવાનાં છે. લૂંટારાને એમનો એમ પડતો મૂકી અમે બહાર નીકળી આવ્યા અને શીરીને બતાવેલા ઘોડાઓ પર શાહબાદના મૂળ મથક તરફ ઘોડા મારી મૂક્યા.

મને ચેન ન પડ્યું. શીરીનને રૂસ્તમ અને બીજા બે ત્રણ સિપાહીઓના કબજામાં સોંપી, મારાં બાકીનાં માણસોને તુર્તજ એકઠા કરી હું એ ગામડા તરફ પાછો ધસી ગયો. લૂંટારાના પચાસેક માણસો આવી પહોંચ્યા હતા. તેમની જોડે આખી રાત સખત ઝનૂની ઝપાઝપી થયા પછી સવારે પાંચ વાગે દુશ્મનનો એકેએક માણસ ખપી ગયા પછી એ મકાન અમારા હાથમાં આવ્યું અને ત્યાં તપાસ કરતાં તેનાં ભોંયરાંમાંથી ફ્રાંસ બિલ્લીએ કહેલો દારૂગોળો અને અસબાબ જેમનો તેમ મળી આવ્યો.

"દીકરા! આ તો એક કાંકરે બે પક્ષી!"

"હા કલેજાં! ખુદા પાધરો હોય તો."

વસ્લની રાત

કહેવાને જરૂર નથી કે, જરમન દારૂગોળો લુટારા શાહબાદ પાસેથી મેળવવા માટે મને શાબાશી મળી. હીરપેચોમાં મારી તારીફ થઇ.

શીરીન શિરાઝ આવી. ધામધૂમથી અમારાં લગ્ન થયાં. શહાદીની મિજલસમાં કેપ્ટન સુલીવાન અને મેજર બિલબી પણ પધાર્યા હતા. થોડી રાત સુધી ખાન-પાન અને નાચ-ગુલતાન થયાં હતાં. જે ઘર આગળથી હું હમેશાં પસાર થતો એ શીરીનનું ઘર પરોણાઓથી ગાજી-વાજી રહ્યું હતું. મોડી રાતે સઘળા વિખરાયા પછી જે દિવાનખાનામાં હું પહેલ વહેલો શીરીનને બંગડી આપવા મળ્યો હતો અને જેને એ વખતે શયનમંદિરમાં ફેરવી નાખવામાં આવ્યું હતું, ત્યાં ધડકતા જીગરે દાખલ થયો. એ પલંગ પાસેજ ઉભી હતી. બારીમાંથી ચાંદનીનો આછો પ્રકાશ અને ઝુમરોમાં બળતી સંખ્યાબંધ મીણબત્તિઓના મિશ્ર પ્રકાશમાં એ અત્યંત શોભતી હતી. જરીયન બુરખાની એજ કાળી આંખો-મારી સામે જોઇ રહી હતી. હું નજીક ગયો. તે જરા દુર હટી. તેના હાથને મેં પકડી લીધો. ધીમે ખસેડ્યો. તે શરમાઇ ગઇ. નીચી નજર ઢળી ગઇ. મને કાંઇક નવો તુક્કો સુઝ્યો. હું પાછો બે ચાર ડગલાં દુર હટી ગયો. તેણે અજાયબીથી ઉંચું જોયું. મેં ઝુકી સલામ કરી કહ્યું—"ઠીક બાનુ હવે હું જઇશ. આ ગલી આગળથી પસાર થવાની પણ તમે મને મના કરી છે તો તમારી આગળ ઉભો તો હું કયાંથી રહી શકું? જબાન-વચન આપું છું કે હું તમને ભૂલી જઇશ."

"હા. ખુશીથી સીધાવો. તમે મારી આજ્ઞાનું વફાદારીથી પાલન કર્યું હતું. તે માટે હું ખુશી છું." મેં ખરેખર જવાનો ઢોંગ કર્યો. બારણા સુધી હું ગયો અને બારણું ઉઘાડવા જતો હતો ત્યાં તેણે કહ્યું—"મારે તમને એક વસ્તુ આપવાની છે."

"શા માટે?"

"પેલા દુષ્ટ લુંટારાના પંજામાંથી મને બચાવવા માટે પણ એ વસ્તુ તમે સાચવશોને?"

"અરે! દિલ સાથે જડી દઇશ."

"ત્યારે લ્યો—"

એમ કહી એ પાસે આવી અને અમારાં બન્નેનાં દિલ એક બીજાં જોડે જોસથી ચંપાયા!

અહિં રહેમુએ સીગરેટ ફેંકી દીધી અને ઉભો થઇ ગયો. "ચાલ દીકરા, મારી ટ્રેન જશે. હું જાઉં છું."

"પણ પછી?"

"પછી પડદો નાખ. ડ્રોપસીન નાખ."

"પણ તું અહિં પાછો કેમ ખંડાણો?"

"એ ધાંખરાનાં કાવતરાં ટુંકમાં જ લે તને કહી દઉં. બંદાના પરાક્રમના ખબર વર્તમાનપત્ર મારફતે આઠ દસ મહિને ડોસાજીને મુબાઇમાં પડયા. એમણે મને પાછા બોલાવવાની તૈયારી કરવા માંડી. દહોઢ વરસ તો નવી માશુક જોડે ભારે આનંદમાં નીકળી ગયું. એક દિવસ સવારે કેપ્ટન સાહેબે ઓચિંતો ઓર્ડર કર્યો કે, તમે મુંબાઇ જલ્દી જાઓ, તમારા બાપ બહુ બીમાર છે. મુંબાઇ આવ્યો અને પછી શું થયું તે હું તને આગળ જણાવી ગયો છું."

"પણ પેલીનું શું?"

"એજ મને દુઃખ થાય છે." ઉંડો નિશ્વાસ નાખી રહીમે કહ્યું. "એકજ આશા છે. મારા એક વિશ્વાસુ નોકરને મેં શિરાઝ મોકલ્યો છે. મહિનો થઈ ગયો છે. પેલીની મીલકતની બધી વ્યવસ્થા કરી તેને મુંબાઇ તેડી આવવાનું મેં કહ્યું છે. છેલ્લો કાગળ તેનો આઠ દિવસ પહેલાં હતો તેમાં મારી પાછળ એ બિચારી ઝુરી ઝુરીને દુબળી પડી ગયેલી અને ખાતી પણ ન હોતી એમ લખેલું. શીરાઝથી ઉપડી શકે એવી હાલતમાં હોય તો તેઓ એકાદ મહિનામાં આવી પહોંચે. મેં એને માટે એક બંગલો તૈયાર રાખ્યો છે. એકાદ મહિના પછી મને દોસ્ત તું અહિં મળજે. આવી હશે, તો તને જરૂર હું શુભ સમાચાર આપીશ. ને દીકરા, એના હાથની કાશી પણ પીવરાવીશ. અને નહિ આવી હોય તો આ આપણો છેલ્લો મેળાપ. આ મ્હારા રોમાન્સની વાત તારા જીગરમાંજ દાટી દેજે."

"એટલે?"

"શીરીન ન મળે તો જીવતર નકામું." એમ કહી ચાલતી વિક્ટોરીયામાં રહીમ કુદી પડયો. વિક્ટોરિયા સડસડાટ ચર્ચગેટ તરફ હંકારી ગઇ.

* * *

વાંચકો! ખુશ ખબર. એક મહિના પછી રહીમને રેસ્ટોરામાં હું મળ્યો ત્યારે એ વરરાજા જેવો વરણાગી બનીને આવ્યો હતો. રોજ મોડો આવનારો તે મારી પહેલાંનો આવી-મારી વાટ જોઇ બેઠેલો. મને જોતાં મને વળગી પડી તેણે કહ્યું:-"દોસ્ત! ફત્તેહ આવી પહોંચી છે. વાટ જોતી હશે. મારે જલ્દી જવું જોઇએ."

"પણ કયાં?"

"બંગલો વાંદરામાં મસીદની પાછળ છે. બે ચાર દહાડા પછી પાછો મળજે-ડોસાને સમજાવી બધી વાત કરવાની છે. એક મુરબ્બીએ મદદ કરવા હા પાડી છે. બધું પતી ગયા પછી તને ઘેર લઈ જઇશ."





ચદ્રાવતીમા તેરમા સૈકામા જૈન મદિરના સ્થભો



મનાસામા એક રોમંને બાધેલી કબર



આબુજી ઉપર વિમનશાનુ દહેરૂ



સાદરીના મંદિરનો અંદરનો દેખાવ



પવિત્ર શત્રુંજયનો ડુંગર



હઠીસંગ શેઠનું દહેરૂં—અમદાવાદ



અજંટા પાસેનું જૈન દહેરાસર

# જૈનો અને શિલ્પકલા

લખનાર—રા. ચંદ્રકુમાર.

ભારત ભૂમિનો ગૌરવવંતો ઇતિહાસ સાચવી રાખવાનું આજથી માન જૈનોને અપાય છે, કારણ કે જૈન મુનિરાજોએ લખેલા અપૂર્વ ગ્રંથો અને રાસાઓ તેમજ જૈન ધર્માવલંબી રાજાઓએ અને પોતાને મળેલી સંપત્તિનો સદુપયોગ કરી જૈન શ્રીમંતોએ બંધાવેલા સુંદર અને ભવ્ય દહેરાસરોએ આપણા ભૂતકાળના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડવામાં અમૂલ્ય મદદ કરી છે.

શત્રુંજય-ગીરનાર-આબુજી કે ચમારડી ઉપર તેમજ ચાંપાનેર અથવા મોઢેરામાં બંધાવેલા દહેરાસરોનું વૃત્તાંત એ પણ તે તે કાળનો ઇતિહાસજ છે. પોતાનું સામ્રાજ્ય સ્થાપનાર મહાન્ સમ્રાટોની મદદથી અથવા તો સહાનુભૂતિથી તેમના જૈન મંત્રીશ્વરોએ બંધાવેલા આ દહેરાંઓએ પવિત્ર પર્વતોના શિખરો ઉપર ધર્મને સદા વિજયવંતો ફરકાવતો રાખ્યો છે, જ્યારે સલ્તનતો તેની દફ્તરીમાં દટાઇને નામોનિશાન વગરની સંતાઇ ગઇ છે.

આ દહેરાસરોના બાંધકામની વિગતવાર-એટલે કે તેની અંદરના કુંભો-સ્થંભો-કમાનો-ઘુમટો-શીખરો વિગેરેની નકશી-કોતર કામ કે શિલ્પકળા ઉપર વિવેચન કરવું એ તો આ વિષયમાં કોઇ કુશળ અને પ્રવીણ થયેલ હોય તેનું કામ છે. જૈન દહેરાંઓનું કદ કે ઉંચાઇ ખાસ ધ્યાન નથી ખેંચતા, પણ પણ સૌની લોકોની કારીગરીની જેટલી સંસ્કૃત કુશળતા અંદરના નકશી કામમાં વાપરવામાં આવી છે. દેરાસરમાં ભગવાનની મૂર્તિને બેસવાના ગંભારની આગળ સભા મંડપ હોય છે, અને તેના ઉપર અષ્ટકોણ ઘુમટ હોય છે, અને કેટલીક જગ્યાએ આસપાસ સ્થંભ પંક્તિ ઉપર વિશેષ ઘુમટો પણ હોય છે. આરસપાણના ઘુમટો અને સ્થંભો ઉપરની કોરણી એવી બારીકીથી કરેલી હોય છે કે તે મીણનાં બીબામાં ઉતારી હોય નહિ એવો ભાસ કરાવે છે. બહુજ વખણાતી અતિ અલંકૃત પધ્ધતિની ગૉથીક ઇમારતનો કોઇ પણ શણગાર આની શોભાની સાથે મુકાબલો કરી શકતો નથી. એટલું તો ચોક્કસ કે જૈનોએ પોતાના દહેરાસરોમાં બાંધકામની જે શૈલી દાખલ કરેલી છે—તેની અંદર ચૌદમા પંદરમાં સૈકામાં મુસલમાનોના રાજ્યમાં સહેજ થોડો ફેરફાર થવા સિવાય ખાસ જાણવા જોગ કાંઇ વિશેષ સુધારો વધારો થયો નથી.

નાજુક અને બારીક કોતર કામ અને નકશીથી અલંકૃત થયેલા આવા સ્થંભોવાળા (જુઓ ચંદ્રાવતીના મંદિરના સ્થંભોનું ચિત્ર) મ્હોટા હોલનું મુસલમાનોએ પોતાની મસજીદો અને મકબરાઓ બાંધવામાં અનુકરણ કર્યું છે. એટલુંજ નહિ પણ કેટલીક જગ્યાએ તો એમને એમ લિંડું કે જૈન મંદિરો તોડીને ઉપાડી લાવેલા સ્થંભો ઉભા કરી દીધા છે જેના ઉપર આજ દિવસ સુધી કોતરેલી મૂર્તિઓ જેમની તેમ આબાદ છે.

મુસલમાનોના આવ્યા પછી જૈન શૈલીમાં કેટલુંક મિશ્રણ પણ થયું છે. તેમજ મુસલમાનોએ પોતા માટે પોતાને અનુકુળ સ્વરૂપ આપવા થોડાક ઘટતા ફેરફારો પણ કર્યાં છે. મંદિરોના શિખરોને બદલે તેઓએ મિનારા દાખલ કર્યા અને અંદરના બાંધકામમાં અણીદાર કમાનોની નવી પ્રથા દાખલ કરી, જેથી તેઓ સ્થંભો વચ્ચેનું અંતર—(કે જે જૈનોના દહેરામાં વધારેમાં વધારે ૧૦ ફીટ જેટલું જ છે કારણ કે કમાનો બાંધી ઘુમટને ટેકો આપવાની પ્રથા ન હોતી)—વધારી શક્યા છે. તેમજ હિંદુ અથવા જૈનોને મૂર્તિની પૂજા કરવાની હોવાથી—અને મુસલમાનોને સમુદાયમાં મળી બંદગી કરવાની હોવાથી—તે તે ક્રિયાઓને અનુકુળ ફેરફાર કર્યા

જૈન પધ્ધતિમાં ખાસ અનુકરણીય બાંધકામ ઘુમટનું છે. દશ સ્થંભ ઉપર લાંબી શીલાઓ પાથરી ચોખંડ જોડી લીધા પછી અષ્ટાકારનો ઘુમટ બાંધવાની કળાનું મુસલમાન-રોમન-દરેકે અનુકરણ કર્યું છે. અહિંયા આવી ગયેલા કોઇ રોમન કારીગરે મલાસામા બાંધેલી એક કબરના સ્થંભોમાં આ શૈલીનું ચોકખું અનુકરણ દેખાય છે. (જુઓ મલાસામાં બાંધેલી એક કબરનું ચિત્ર).

ગુજરાતમાં બૌધ્ધોએ જે વિહારો અને મઠો બાંધ્યા હતાં તેમાંના હાલ એક પણ અસ્તિત્વમાં નથી તેથી ઘુમટ કામનું અનુકરણ થયેલું કે નહિ એ કહી શકાય નહિ, જ્યારે ગુફાઓમાં બુધ્ધની જે મૂર્તિઓ છે, ત્યાં આવું બાંધકામ કરવાની જરૂર નહોતી. બુધ્ધ અને જૈન ધર્મ જુદાં હતા તે મૂર્તિ સ્થાપનની આ ન્યારી પ્રથા પણ એક પ્રમાણ છે.

આ ઘુમટ તેમજ તેની આસપાસ ચારે તરફથી હવા અને પ્રકાશ સુગમતાથી આવવા માટે જે શૈલી યોજાયેલી છે, (જુઓ આબુજી ઉપર વિમલશાના દહેરાનું ચિત્ર) તેના જેવી કરામત હજુ સુધી બીજે ક્યાંય જોવામાં નથી આવી અને ચોતરફથી આંખને આકર્ષક લાગે એવું આના જેવું સુંદર સ્વરૂપ-હજુ ક્યાંઇ નજરે નથી ચડ્યું (જુઓ અજંટા પાસેના જૈન દહેરાસરનું ચિત્ર) આબુજી ઉપરનું વિમલશાનું દહેરું ઇ. સ. ૧૦૩૨ માં પુરૂં બંધાયું. આખું દહેરું સફેદ આરસપાણનું બાંધેલું છે અને હિંદુસ્થાનમાં જૈન બાંધકામની શૈલીના પ્રથમ દરજ્જાના નમુના તરીકે ગણાય છે.

અજંટા પાસેના જૈન મંદિરના સ્થંભોનું જે ચિત્ર આપ્યું છે તે તેરમા સૈકામાં બંધાયેલું. હાલ તો તે નાશ પામ્યું છે અને ફક્ત સ્થંભોજ ઉભા છે. આવાં કેટલાંય સુંદર બાંધકામનો નાશ કરી અહમદશાહે અહમદાવાદની મસીદો બાંધી. તેમાં કણુંવની

અને અણહિલપુર નજીક હોવાથી ત્યાંનાં મંદિરોનો નાશ થયો પણ દુરના આબુજી-શત્રુંજય-ગિરનાર-ઉપરનાં મંદિરો બચી ગયાં. જામનગરમાં રાયશીશા અને તેજશીશાએ બંધાવેલાં દેરાસરોનું બાંધકામ પણ ઘણું વખણાય છે.

સૌથી પ્રાચીન દહેરાસરોના મથક તરીકે શત્રુંજયનું અને અર્વાચીન સમયમાં બંધાયેલું અમદાવાદના હઠીસંગ શેઠના દહેરાસરનું થોડું વર્ણન આપી લેખ પુરો કરીશું.

પાંચમાં સૈકામાં મહારાજા શીલાદિત્યે જૈન ધર્મ અંગીકાર કર્યો ત્યારથી જૈનોનો પ્રભાવ વધતો ચાલ્યો. શત્રુંજય ઉપરનાં દહેરાંઓનો શિલાદિત્યે જીર્ણોધ્ધાર કર્યો અને સુંદરતામાં પણ વધારો કર્યો. શત્રુંજય મહાન પવિત્ર તીર્થસ્થળ ગણાય છે. કારણ કે પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ સ્વામીએ આ પર્વત ઉપર તપશ્ચર્યા કરી હતી. ત્યારથી તે મુમુક્ષુઓનું મહામંદિર ગણાય છે. અંહિયાં કેટલા તપસ્વીઓ અને રાજર્ષિઓએ મહાન તપ આદરી પોતાના પાપ કર્મનો ક્ષય કરી મુક્તિ મેળવી છે.

શત્રુંજય પર્વત દરીયાની સપાટીથી ૧૯૭૭ ફીટ ઉંચો છે. પાલીતાણા શહેરમાં થઈ પર્વતની ટલાટી પાસે આવતાં બન્ને બાજુએ વડના ઝાડની હારો છે અને તેની ઘટાઓથી સૂર્યનો તાપ લાગતો નથી. પર્વતના સ્કંધ ઉપર ચડતાં એ ત્રણ માઇલ સુધી તો જરા શ્રમ લાગે તેવો રસ્તો છે. પણ વિસામો લેવાની ઘણી જગ્યાઓ તેમજ પાણીનાં તળાવ તથા કુવાઓ આવે છે. આ ડુંગર બે શિખરોનો બનેલો છે પણ વચ્ચેની ખીણ ઘણી ખરી પુરાયેલી છે, અને દેવાલય અગાસીયો તથા વાડીઓથી છવાઇ ગઇ છે. બધાયની આસપાસ ફરતા કોટ છે. દક્ષિણ શિખર ઉપર કુમારપાળ અને વિમલશાહના બંધાવેલા દેરાસર છે. વારંવાર જીર્ણોધ્ધાર થતો હોવાથી આજુબાજુનાં હાલમાં બંધાવેલાં દેરાસરોમાંથી અસલને જુદા પાડવાનું કામ મુશ્કેલ થઇ પડે છે.

દહેરાસરના ગંભારમાં આરસપાણમાંથી કોતરેલી, ઉદાસીન વૃત્તિ ધારણ કરેલી, પરમ શાંતિ વર્ષાવતી શ્રી તીર્થંકરોની મૂર્તિ સમક્ષ રૂપેરી દિવિયોના આછા પ્રકાશમાં, અગરબત્તીથી સુગંધિત થયેલ હવામાં ચકચકિત ફરસબંદી ઉપર ભાવિક સ્ત્રીઓ એક સ્વરે મધુર સ્તવન ગાતી હોય છે અથવા તો વિવિધ અલંકારો અને શૃંગારોથી સજ્જિત સુંદરીઓ મંદમંદ ગતિએ ધીમે ધીમે પ્રદક્ષિણા ફરતી હોય છે, એ વખતના દેખાવથી શત્રુંજય ખરેખર અદ્ભુત કથામાંના એક કલ્પિત ડુંગરના જેવો જણાય છે કે જ્યાંના રહેવાસીઓ જાણે એકાએક આરસની પ્રતિમાઓ બની ગયેલા હોય, અને અપ્સરાઓ આવીને હરહમેશ તેમનું વિધિપૂર્વક પૂજન અર્ચન કરી સુસ્વર કંઠથી મધુર સ્તવનો ગાઇને સ્વર્ગપુરીનો ભાસ કરાવે છે.

શત્રુંજય-આબુજી વિગેરે પવિત્ર તીર્થસ્થળોમાં લાખો રૂપીઆ ખર્ચનારા શ્રીમંત જૈન શેઠીઆઓના ઘણા દાખલા છે પણ ચાલુ કાળમાં પોતાનીજ જન્મભૂમિમાં લાખો રૂપીઆ ખરચી પ્રાચીન પધ્ધતિ અનુસાર એક સુંદર ભવ્ય દહેરાસર જો કોઇએ બંધાવ્યું હોય તો પહેલ વહેલું અમદાવાદના શેઠ હઠીસીંગ કેસરીસંગે તેમની બહારની વાડીમાં બંધાવ્યું છે. ઈ૦ સ૦ ૧૮૪૬ માં ધર્મનાથ સ્વામીના આ દહેરાસરનું બાંધકામ પ્રેમચંદ નામના એક હુશીયાર સલાટની દેખરેખ નીચે પુરૂં થયું. અગીઆરમાં સૈકામાં આબુજી ઉપરના દહેરાંઓમાં પોતાના પૂર્વજ શિલ્પકારોએ કરેલા સુંદર કામનું આબાદ અનુકરણ કરીને એવી સરસ કારીગરી કરી બતાવી છે કે આગળની કળા હજી ભુંસાઇ નથી એવું આપણને ભાન થાય છે. અંતર્ગત કાળની અંદર કંઇક ફેરફારો થઇ ગયા છતાં આ દહેરાસરની બાંધણી અગાઉના કોઇપણ દહેરાંના જેવીજ છે. જોકે આ વિષયના ખાસ અભ્યાસકોનો એવો અભિપ્રાય છે કે અગાઉના જેવી ભવ્યતા છે પણ તેની કોમળતા અને સુંદરતાની ચોખવટમાં સહેજ ઉતરતી છે.

---

આવે છે—સીનેમા તથા તારીખ તપાસતા રહેજો.

મુંબઇના સાક્ષર વર્ગમાં પ્રશંસા પામેલી-હાઈ કલાસ લોકોમાં વખણાયેલી.

જાણીતા સાક્ષર એડવોકેટ મી૦ કનૈયાલાલ મુનશીની માનીતી નોવેલ ઉપરથી ઉપજાવેલી.

મહાન ફિલ્મ—

જેમાં—વડોદરા રાજ્યના લશ્કર-હાથી-ઘોડા તથા મહેલોના મહાન સીનસીનરીની મદદ તથા માનીતા પ્ર્યો મીસ ઝુબેદા, મીસ સુલતાના મીસ ફાતમાના

ઉત્તમ અભિનયથી શણગારેલા ફિલ્મ




# પૃથ્વી વલ્લભ

ડાયરેકટર—મી૦ મણીલાલ કે. જોશી.    ફોટોગ્રાફર—મી૦ વી. બી. જોશી

બનાવનાર—અશોક પીકચર્સ

બુકીંગ માટે લખો—કોહીનૂર હાયરીંગ સરવીસ, દાદર મુંબઈ

શ્રી મન્છત્રપતી રાજારામ મહારાજ જી. સી. આઇ. ઈ. કોલ્હાપુર સરકારના
ઉદાર આશ્રય નીચે તૈયાર થયેલું ચિત્રપટ

"સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ" એ રાજયોગી શ્રી કૃષ્ણ ભગવાનનાં વિશ્વવિજયી
ગીતા વાકયની સાથકતા કલિયુગમાં કયા ક્ષાત્રિય રાજાએ કરી?

મુંબાઇમાં એકે અવાજે વખણાયેલ ચંદ્રરાવ મોરેની ફિલ્મ તૈયાર કરનાર

યુનાઇટેડ પાકચર સીન્ડીકેટ

મહાન જહેમત અને જરના ભોગે તૈયાર કરેલ

શ્રીયુત સર પોતદાર કૃત

# છત્રપતી સંભાજી



એ નામની ઐતિહાસિક ફિલ્મ જુઓ, એટલે ખાત્રી થશે

આ ચિત્રપટ **સીનેમા મેજેસ્ટીકમાં** થોડા વખતમાંજ
બતાવવામાં આવનાર છે

# ગુજરાતી રંગભૂમિ

લખનારઃ—રા. ગુપ્તદૂત.

ગુપ્તદૂતની ગુપ્ત વિદ્યાના બળથી હું ધારૂં છું કે મોજ-મજાહના તંત્રી સાહેબે આ વખતે આ વિષયના લેખ માટે બીજા કોઇ આડા ચોડા મોટા પહોળા લેખક તરફની આશા રાખેલી તેથી મને જણાવેલું કે ભાઇ ગુપ્તદૂત તને તો હું બાર મહિનાનાં બાવન અઠવાડીયાં (શેહાઇની સીસ્ટમ પ્રમાણે તેમાં પણ ચાલાક અધિપતિ છુપી પોલીસનાં અઠવાડીયાં તો ચાંઉંજ કરી જાય છે) તરફી આપું છું માટે જો આ વખતે દિવાળીના અંકમાંથી તને "રાજા રાઇનો ઘોડો ખાંડ ખાઇ, પાણી પી, છૂટો મૂકયો છે" આપણે પણ માન્યું કે ચાલ ભાઇ "ઘણે દિવસે સોમવતી અમાસ અને શુક્રવાર"નો તહેવાર આવ્યો છે તો જરા દિવાળીનો આનંદ લેશું પણ એટલામાં તો છેલ્લી ઘડીએ હુકમ છૂટયો કે રંગભૂમિપર નાચો, તેથી જેમ કેટલાક ભાષણ કર્તાઓ કહે છે કે—"મને છેક છેલ્લી ઘડીએ કહેવામાં આવ્યાથી હું આ વિષયનો અભ્યાસ કરી તૈયાર થઇ શકયો નથી" તેમ હું પણ પહેલેથીજ જણાવી દઉં છું કે:—"થોડું લખ્યું ઝાઝું કરી વાંચજો."

ગયા દિવાળી અંકમાંનાં "ગુજરાતી રંગભૂમિ" શિર્ષક લેખમાં મેં માત્ર ગુર્જર રંગભૂમિની ઉત્પત્તિથી લઇ વર્તમાન સમય સુધીની નાટક મંડળીનુંજ ટૂંકામાં વર્ણન આપ્યું હતું અને તેને અંગે બીજી વાતો ટુંકામાં જણાવી હતી તો આ વખતે હું ગુજરાતી કંપનીના નાટકકારોનોજ ટૂંકો ઇતિહાસ આપીસ.

દિવાન બહાદુર રણછોડભાઇ ઉદેરામ વિ. ને બાદ મૂકતાં જ્યારથી નાટક કંપનીઓએ ધંધાદારીનું રૂપ પકડયું ત્યારથી પોતાની ભાત પાડનારો અને પ્રજાની નજર પોતા તરફ ખેંચી પ્રજાને ચકિત કરનારો પહેલો નાટકકાર કોઇ બાહાર આવ્યો હોય તો તે સ્વ. વાઘજી આશારામ ઓઝા. વસ્તુસંકલનાં અને પાત્રાલેખન એ તો વાઘજીના બાપનાં, એટલું જ નહિ પણ જ્યાંસુધી ડાહ્યાભાઇ ધોળશાજીએ બાહર પડી પોતાની નવી ભાત પાડી ત્યાં સુધી દરેક કંપની પોતાના લેખકોને વાઘજીભાઇનું અનુકરણ કરવાનુંજ કહે અને લેખકો પણ તેનું અનુકરણ એટલે નાટકનો છેડો એમ માનતા. હા, એજ જમાનામાં એક બીજા લેખકે પોતાની બીજી ભાત પાડી હતી પરંતુ તે પરતંત્રતાની બેડીમાં જકડાએલો હોઇ તેનો ચહેરો કેદખાનાની દિવાલની આડમાં છૂપાયેલો હતો જે દિવાલ તોડી બહાર પડતાં કૃષ્ણ ચરિત્ર અને દેવકન્યા રૂપે દેખાયો તે લેખક મૂળશંકર હરિનંદ કે જેણે પોતાની સુશીલપણાની તથા રિયાલીસ્ટીકપણાની જૂદી જ છાપ પાડી હતી. અને આજે સુધી જોશું તો વિજયશંકર કાળીદાસ, મહારાણીશંકર, વિભાકર, જામન વિ૰ તેની નિશાળનાજ આગળ પડેલા નિશાળીયાઓ છે. જેમ વાઘજીભાઇની સંકલના, મૂળશંકરભાઇનું તાદશ્યપણું, તેમજ ડાહ્યાભાઇનો જન સ્વભાવ ઉપરનો કાબુ, એ નવું વ્યક્તિત્વ થયું. જો કે ડાહ્યાભાઇમાં વાઘજીભાઇનું પાત્રાલેખન નહીં દેખાય, મૂળશંકરનું સાહિત્ય નહીં દેખાય, પરંતુ હીરાની પારખ અને હેમમાં કરેલી જડતરનું ઝવેરીપણું એ તો ઝવેરી ડાહ્યાભાઇનુંજ. જન સાધારણને ઘરે ઘરે ગવાતાં ગાયનો એ તો ડાહ્યાભાઇનાંજ. જો કે મૂળશંકરભાઇનાં પણ કેટલાંક ગાયનો ગવાતાં પણ તે દરેક ગાઇ ન શકે. સાદા સીધા રાગ એ વળી ડાહ્યાભાઇની વિશેષ વિશિષ્ટતા અને એ સ્ટાઇલનીજ નકલ કરવામાં ત્યારપછી કોઇ નીકળ્યા હોય તો તે કવિ ચિત્રકાર ફૂલચંદભાઇ અને કવિ ન્હાનાલાલનાં કાવ્યની ભાવના તથા ડાહ્યાભાઇની રાગ પસંદગીની વિશિષ્ટતા એ બન્નેને સંભૂમેળો ગણો તો તે બહલભટ્ટ—રઘુનાથ.

આવી રીતે ડાહ્યાભાઇના અવસાન સુધી ગુજરાતી રંગભૂમિ ઉપર આ ત્રણ ભાત દેખાતી, વાઘજીભાઇની સ્કુલનું કામ કવિ દુર્લભ શ્યામજી ધ્રુવ વિગેરે રગશીયાં ગાડાં માફક નીભાવતા. મૂળશંકરભાઇ તો વાડામાં પૂરાએલાજ પડયા હતા ત્યાં ડાહ્યાભાઇને અવસાન થતાં તેમની સ્કુલ સંભાળે એવો માસ્તર ગોતાવા લાગ્યો અને થીગડાં મરાવા લાગ્યાં. પરંતુ ડાહ્યાભાઇને કોઇ પણ પૂરે સમજેલો ન હોવાથી તેની થીએટર ઉપર ઉર્દુ રંગભૂમિની અસર ધીમે ધીમે થવા લાગી, ત્યારથી ગુજરાતી રંગભૂમિ ઉર્દુ તરફ અંજાઇ. રજપુતોની સુરવાલ અંગરખાંને બદલે ઇંગ્લીશ ટાઇટ પાટલૂન અને ઇટાલીયન કટ પહેરવા મંડયા. સાથે પાત્રો શેરશાયરમાં વાત કરવા લાગ્યાં. જો કે તેમાં પણ હજુ કોઇ ભાત પાડે એવો લેખક તો નજ થઇ શકયો. કવિ છોટાલાલે દ્રોપદીમાં તેની બરાબર નકલ કરવાની કોશીશ કરી, પરંતુ ઉર્દુ ભાષા અને ઉર્દુ છંદોના નિયમથી અજાણ હોવાથી બરાબર ભાત ન પાડી શકયા તેઓએ તે રસ્તો સાફ કરવાનું કામ કર્યું એમ તો કહેવાયજ ખરૂં.

ત્યારપછી એજ જાતની કોશિશ રા. દિવાના, મૂળચંદ મામા અને ગોવિંદ મોતી નાયક એ ત્રણની ભાગીદારીવાળી નાયક નાટક મંડળીમાં ઠકકુર નારાયણ વીસનજીના 'માલવકેતુના અભિનયથી કરવામાં આવી પણ તે માળવાના અમલના ઓકાંગમાં અંધારની ફની ગરમીમાંજ કરમાઇ ગઇ. ગુર્જર રંગભૂમિના પાટનગર મુંબઇનું તો તે મોઢું પણ જોઇ ન શકી.

જે નવી જાતની કોશીશ દેશી કંપનીની દ્રૌપદીથી શરૂ થયેલ તે દેશીમાંથી જૂદા પડેલા દેશીના સ્ટાફે "આર્ય નીતિદર્શક" નામ સાથે ચાલુ રાખેલી અને અંતે આ ત્રણે ભાતથી જૂદી ભાત રા. દિવાનાના "બોલતો કાગળ" સાથે જ શરૂ થઇ અને વાઘજીશાહી, ગેઇટીશાહી, ડાહ્યાભાઇશાહીની સાથેજ દિવાનશાહીની ચોથી ભાતે ગુજરાતની રંગભૂમિ ઉપર પોતાનો પગડો જમાવ્યો કે જે સ્ટાઇલ ઉપર જ ત્યાર પછીના લગભગ દરેક લેખકો શું પાગલ કે શું શયદા ? શું અમૃતલાલ કે શું વૈરાટી એજ પ્રાસની પડાપડી અને કાફિયાની કડાકડી સાથે આ

દિવસ સુધી રંગભૂમિ ધમધમાવી રહ્યા છે અને હવે પછી કોઇ બીજો નવો ભાન પાડનારો ઉભો થાય ત્યાં સુધી હુલની ઉજ્જ્વલી ભાન એજ છે.

જો ગયા વર્ષનું સરવાયું તપાસીશું તો જણાશે કે જરૂર રંગભૂમિ હવે કંઇ નવો ફેરફાર માગે છે. પ્રજાની રહામે જે કંઇ છે તેથી પ્રજાને ઉબ ચડેલી હોય તેમ જણાય છે. એના ઉદાહરણમાં શું આ પ્રમાણ પૂરતાં નથી કે આર્ય નાટકમંડળી ઉભી થઈ કે બેઠી—ન્યુ પારસી ઇંપિરિયલ જન્મી કે નાશ પામી—યુનિવર્સલ મોતીથી ચમકી કે તુરાનની ચપટીમાં ચોળાઇ ગઇ—મુંબઇ ગુજરાતી હજુ તો દુખાશના દરવાજામાં પેઠી ત્યાં ગાંસડા પોટલાં બાંધી વડોદરાની વાટે પડી.

આ બધું શું બનાવે છે? શું એમાં એ જાતનું સુચન નથી કે રંગભૂમિમાં કોઇક જાતનો ફેરફાર થવાની જરૂર છે?

ઉપર બતાવેલા ચાર ભાત પાડનારાઓમાંના હજૂ બે જીવે છે. ત્યાં રંગભૂમિ નીસ્તેજ કેમ? આ બાબતનો કોઇએ ખાસ અભ્યાસ કર્યો છે? માનીલો કે દિવાના તો ખૂણે સંતાઇને બેસી ગયા છે પરંતુ મૂળશંકરભાઇ તો હાલ મેદાનમાં છે અને તેનો એક ચાહનારો વર્ગ સૂધ્ધાં મોજુદ છે, ત્યારે આમાં શું રહસ્ય હોવું જોઇએ?

વ્હાલા પાઠક! એ રહસ્ય વળી કોઇ બીજી વખતે ઉકેલીશું કારણ કે તું જાણે છે અને મેં શરૂઆતમાં જણાવ્યું છે તેમ આ તો મારે અનરધારથી લખીનંગ કરવું પડ્યું છે. પણ હું વચન આપું છું કે એનો બદલો જરૂર બીજી વખતે વ્યાજ સાથે વાળી આપીશ. હમણાં તો તું પણ મ્હારી સાથે મળી પ્રભુની પ્રાર્થના કર કે પ્રભૂ હમારી ગુજરાતી રંગભૂમિનું કલ્યાણ કરે અને તેને નાશને પથે જતી બચાવે.

---






આ અમારા દીવાળીના ખાસ અંકના મુખપૃષ્ઠ ઉપરનું "બુધ્ધ વર્ણીપ"નું અજંટા સ્ટાઇલનું ચિત્ર ભાઇ હરિલાલ પી. ત્રિવેદીની સુરેખ કલાથી ચીતરાએલું હોઇ તેમાં હજારો વર્ષ પૂર્વે બુધ્ધ પ્રત્યેની પૂજ્ય ભાવનાઓ ઓતપ્રોત જણાઇ આવે છે. ભાઇ ત્રિવેદી મુંબઇ સર જે. જે. આર્ટ સ્કુલની એક્સકરશન પારટીમાં અજંટા કેવ્ઝ લેન્ડ સ્કેપ માટે જઇ આવ્યા છે ને ઉપરના ચિત્રમાં આઉન્ડ ઉત્પન્ન થએલી અજંટા ટેક્નીક મુકેલી છે. તે ભાઇએ મુંબઇ સર જે. જે. આર્ટ સ્કુલમાં અપાતી ગવર્નમેન્ટ ડીપ્લોમા પેઇન્ટીંગની પરીક્ષામાં પાસ થઇ મેડલ મેળવેલો છે. આ ડીરીકટ ડીપ્લોમા પેઇન્ટીંગની પરીક્ષા પાસ કરનાર આપણા ગુજરાતી ભાઇઓમાં ભાઇ ત્રિવેદીનો પહેલો નંબર આવેલો છે.

મહારાજાધિરાજ જામ સાહેબના ખાસ ફોટોગ્રાફર મેસર્સ જોશી એન્ડ વારા તરફથી 'પનિયારીનું' ચિત્ર તેમજ બીજાં જે જે ચિત્રો કાઠિયાવાડના ઇતિહાસને લગતાં તથા બીજાં ભાવવાહક પીકચરો મળ્યાં છે, તેને માટે તેઓનો ઉપકાર માનીએ છીએ.

દીપોત્સવી અંકનું ચિત્ર રા. તનસુખે ઘણા મહેનતે બનાવ્યું છે જે ટાઇટલપર મુકવાનું હતું પરંતુ અવકાશના અભાવે મુકી શક્યા નથી. ભાઇ તનસુખની પીંછી દિવસે દિવસે સુધરતી જાય છે, અને અવારનવાર મોજ-મજાહને યાદ કરે છે, તે માટે અમો તેમનો આભાર માનીએ છીએ.

મહારાષ્ટ્રીય રંગભૂમિ—અને તેનાં ચિત્રો પૂરાં પાડી અંકને દીપાવવાનું માન અમારા સહયોગી બંધુ "મૌજ" પત્રના તંત્રી રા. અનંત હરી ગદ્રે, તથા 'કરમણુક'ના અધિપતિ રા. નરહર રામચંદ્ર જોશીને ઘટે છે. પત્રકાર તરીકે ઉદાર દિલ રાખી તેમણે જે મદદ કરી છે, તે માટે અમો અંતઃકરણ પૂર્વક તેમનો આભાર માનીએ છીએ.

મિસ મેરી ફેન્ટન—હિન્દુસ્થાનની સૌથી પહેલ વહેલી નટી—કે જેના નામ અને કામથી આજકાલના નાટકકારો કેટલેક અંશે માહિતગાર પણ નથી—તેવી નટીનો ફોટોગ્રાફ પોતાના જૂના સંગ્રહસ્થાનમાંથી શોધી આપી રા. દેલવાડકરે નાટ્યકળા પરનો પોતાનો પ્રેમ અને ગુણી જનની કદર પૂરવાર કરી આપી છે.

મોતી હંમેશાં સાગરમાં પાકે છે

પણ આ તો મારવાડમાં પાકેલું છે માટે તે કાંઈ અજબ કૃતિ કરી બતાવશે જે જોવા

જરૂર આવો—જરૂર પધારો

ખાસ દીવાળીના તહેવારો માટે. મોટે ખર્ચેલ તૈયાર કરેલા ફીલ્મ.

# અમરસિંહની કટાર યાને

# મારવાડનું મોતી

જેમાં પંજાબની કાશ્મીરની—અને યુરોપીઅન પરીઓનું પ્રદર્શન—મોગલ
શહેનશાહતની જાહેજલાલી બતાવનાર સીનો વિગેરે—વિગેરે

## સીનેમા મેજેસ્ટીક ગોરગામ

આવે છે—મહારાષ્ટ્ર ફીલમ કંપનીની નવી ફીલમ—આવે છે—

# માયા બજાર યાને વત્સલા હરણ

---

## અલેકઝાન્ડ્રા સીનેમા બેલાસીસ રોડ—ભાયખલા

યુનીવરસલની જોરાવર સીરીયલના છેલ્લા ભાગો—છેલ્લો હફ્તો—છેવટ—

# દરીયાઇ દોલત

જરૂર જોવા જેવી ચીજ છે.

## જસમા ઓડણ અને જયસિંહ સોલંકી

(વીસમી સદીમાં મુંબાઇ શહેરમાં.)

(લેખકઃ—મુસાફર બી. એ.)

આપ તમારા સેવકને જરાતરા ખાટી મીઠી થીયોસોફીક સોસાયટીની, કેટી પેલી સ્પીરીચ્યુઅલ વિદ્યાનો શોખ છે અને તેપરથી તમારા કમતરીન સેવકને કંઇક આવરેછબી ખરૂં. (હવે પારસી ગુજરાતી છોડીને હિંદુ—ગુજરાતી ભસીમરની ? અ૦ મો૦ મ૦ વારૂજી શેઠ અધિપતિ પન તમારા હિંદુઓ પેલી જાડ્યાં વોડ કહેવાતી ઉંચી હિંદુ ગુજરાતી લખે છે તેથી તો તોબા-પન કંઈ નહિ હું તમારા હુકમ અનુસાર હિંદુ-ગુજરાતીમાં કેશીશ-લેખક)

ઠં-ત્યારે-વાંચક જીગર મને કંઇક આધ્યાત્મિક વિદ્યાનો શોખ છે તેની નોંધે લેજો.

મારી પડોશમાં એક ચશ્માધારી-નિર્બલ શરિર વિદ્વાન, અને તેથી હયરાન પરેશાન, ગ્રેજ્યુએટ રહે છે જેને ઘડિ ઘડિમાં પ્રેમમાં પડી જવાનો શોખ છે એમ સૌ કોઇ માને છે. નળ પર ઉલેકો ભરતાં કોઈ બાઈ જરા હસિને બોલાવે કે ત્રામમાં કોઈ બાઈ તેના નબળા શરિર સામું જોઈ પોતાથી પણ નપાવટ છે એમ ધારી મલકાય, કે જ્ઞાતિ ભોજન પ્રસગે કોઇ જ્ઞાતિ સ્ત્રી રંભેને ચશ્મેધમ લપસી પડે એ બીકથી ચકિત નયના થઇ જોઈ રહે, કે કોઇ શ્રીમંત બાઇ પડોશમાંથી કામ ચીંધતાં હસિને કહે કે "જોજો વાતમાં રોકાતા" કે છેલ્લે અને છેવટે કોઇ સાહેબની મડમ આ હિંદિઓ ક્યારે અમારા હાથમાંથી સત્તા લેશે તે વિચારથી જરા નજર ફેંકે, તો મજકુર મારા પડોશી શ્રીયુત દીલગીરરામ હસતારામ હાસહુસ જરૂર સમજે કે નળપરની ઉલેકો ભરતી બાઈ કે કામવાળી સશક્ત બાઇ કે જ્ઞાતિમાંની મીઠીબોલી ધનકુબાઇ કે ગરજવંતી શ્રીમત પડોશણ કે બલગર્વિતા યુરોપીયન બાનુ તેની સાથે પ્રેમમાં પડી છે. તે પરથી મી. હાસહુસ ઉંચા નીચા વાંકાટીકા—લાંબા—પહોળા અને ચોડા થઈ મનમાં મલકાય કે "હું પણ કંઈક છું" વળી તે ઉપરાંત તેઓ હૃદયપર હાથ મુકી કંઇક બબડે બી ખરા અને તેમના સગા મિત્રો, સ્નેહીઓ વગેરે સૌ તરફથી કહેવામાં આવેલું કે ગયે ભવ આ તે કોણ હશે, તે તમારે તપાસ કરી શું પગલાં લેવાં તે જણાવવું હું તેથી ઘણીવાર તેમની સાથે જતો અને તેમને જોતો-અવલોકતો-નીરખતો-તથા તે ઉપરથી મારાં અનુમાન ખેંચતો એક દિવસ મને મનોવાંછિત મળ્યું.

કહેતાં ભૂલી ગયો છું કે તેઓ સાહિત્યના શોખીન હતા અને કંઠસ્થ સાહિત્ય તથા તે ઉપરથી લખાતા કાલ્પનિક હૃદયંગમ-ઉચ્ચ ભાવપૂર્ણ-ઉર્ધ્વગામી વગેરે સંવાદો વાંચતા. દષ્ટાંત તરીકે જેમને ગુજરાતના એકાદ બે જાણીતા સાક્ષરોએ લખેલો સંવાદ "જસમા તથા જયસિંહ" નો બહુ પસંદ હતો. તેનો તેમણે ખાસ અભ્યાસ કર્યો હતો અને વળી કંઇક તેમના સાક્ષર મિત્રે ત્રીજો અણછપાયલો વંચાવ્યો હશે ત્યારથી તો તેમણે હદ મુકી હતી. મને કંઈ અભ્યાસ પણ નહોતો અને કંઇ સમજણ પણ ન હોતી પણ એક દિવસ ઉપર કહ્યું તેમ બધો પડદો ફુટી ગયો !

એક દિવસ રવિવારે લૉજમાં જમીને ગાયવાડીના નાકા ઉપર પાનવાળાની દુકાને હું પાન ખાવાના ઇરાદા વગર ઉભો હતો, ત્યાં મજકુર મહાશય મી. હાસહુસ પાન ખાવાના ઇરાદાથી આવ્યા-મને પાન આપી હજુ પોતે તો પોતાનું એબલગામણું ડાચું ઉઘાડે છે એટલામાં છેટેથી કોઈ લીંમડી કે મહુવા કે પોરબંદર કે સોરઠની ગામડીયણ શાકવાળીને તેમણે જોઇ અને નાટકના તખ્તાપર કોઇ આશક કેમ માશુકની પછવાડે લાંબા હાથ કરી ડાચું વકાસી જોઈ રહે એ તેમ મારા સાથી મી. હાસહુસ તેની સાથે જોઇ રહ્યા અને પછી બોલ્યા—

"ઓ મારી જસમા-મારી આંખોના ચશ્મા-મારી નજરથી તું દુર ખસ માં" શાકવાળી તો જોઈ રહી-હું ચાલ્યો કે ભાઇના ભેજામાં તરેલ પડેલી છે અને તેથી શાકવાળીને કહ્યું કે "બાઇ સામેની ઓરડીમાંજ હું કુટુંબ સથે રહું છું. ગૃહસ્થીનો મામો છે તું ચાલ મારા મિત્રના દર્દનો આજે હું તારા મારફત ઉપાય ગોતવા માંગું છું ને મારી સ્ત્રી હાજર રહેશે અને તું તેમાં મને મદદ રૂપ થા—" ટુંકમાં અમે મારી ઓરડીએ આવ્યાં અને મારી સ્ત્રી મારા મિત્રના માબાપ-એક લેખક મિત્ર. મારા મિત્ર પોતે શાકવાળી અને હું પોતે એટલાં જણ ત્યાં હાજર રહ્યાં-મારા મિત્ર તો ચસકતા જતા હતા.

"ઓ જસમા-રઢીયાળી-તુજ અંગુલી કડીયાળી,
તું છો મુજ નખરાળી, માં દેજે મુને ટાળી."

મને વિચાર સુઝ્યો અને મેં બન્ને જણને મેસ્મેરીક "પાસીસ" માર્જન-દીધાં અને તેઓના મનમાં મેં નાખવાની કોશીષ કરી તો તેમાં હું સફળતા પામ્યો અને મને માલમ પડયું જે નીચે મુજબ છે;—

"ઓહો જસમાં-તું અહિં શાકવાળીને વેશે-અને હું જયસિંહ સોલંકી ગુજરાતનો નાથ રાજાધિરાજ માત્ર મુંબઇ યુનવરસિટિનો એક ગ્રેજ્યુએટ તે દિવસ પછી આપણે ઘણીવાર મળ્યાં. બોલ મારી હૃદય દેવી-હવે તુ શું કહે છે ! તું એક શાકવાળી છે હું મુંબઇ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ છું. મને આગળ વધવાની હોંસ છે. મારી તેમજ તારીજ બાબદો ઉપર આડું અવળું હાંકવાની બહુજ મરજી છે બોલ-જીગરની ટુંકડી-દીલના આરામ-હૈયાની ટાઢક, કહે, મારી જસમા—

જારણી જુની છું લાખો યાર તો ફરિયાદ શી?

એ ખરૂં છે કે જારણીનો આશક તો જાણે છે કે તેની માશુકના લાખો યાર છે તો પછી વૃથા ફરીયાદ શાની છે. પણ એમ થવાનું કારણ તો શા. બુલબુલજ દર્શાવી શકે કે—

પ્યાર ખેંચે જો ન તારો પ્યાર, તો ફરિયાદ શી?

માટેજ કહે છે કે મ્હને (માશુકને)

તું નહીં છે લાખ ચ્હાનારા ઉભા ઉંબર ઉપર,
સંતોષ જો સહુને મળે, હરવાર તો ફરિયાદ શી!

દિવાનો— 'જાણુંછુ-તારી કસોટીને સીતમ આવા સહી' એ લીટીમાં માશુકની ઝાંખી થતા સુધીના દુઃખો વર્ણવે છે ત્યારે આરાધ્ય દેવ તો યોગ્ય ઉત્તર આપેજ પણ તેથી આગળ વધીને કટુ પણ સત્ય સ્થિતિ દર્શાવે છે:

તું સીતમ શું સ્હેય મ્હારા ખાકના એ પૂતળા.

અર્થાત્ જેમાંથી તારી-જગતની ઉત્તપત્તી છે સવોઽएव पुरुषोऽक्षरसमयः हंससोऽहम् એ શ્રુતિવાકય, પ્રમાણે.

ખાકમાં દિલ આખરે મળનાર તો ફરિયાદ શી?

ત્યારે દિવાનો પણ એ જ ભાવ

હું એ છો જા તું. રહે તું ને જગત્ તું માં ડુબે.

અન્યત્ર વ્યકત કરે છે.

દિવાનો બુઢ્ઢીનો આશક થવામાં કલેશ માને છે ત્યારે તેનુંજ ઉત્તર

બુઢ્ઢી તેં દીઠી એ ત્હારી આંખના દોષો થકી

છતાં પણ એ દષ્ટિ દોષને વાસ્તવિક માનતાં પણ તે ખરૂં છે તો

ગઈ જુવાની જે નહીં ફરનાર તો ફરીયાદ શી!

જા દિવાના હું કહુંછું ગાંડો તે ગાંડો રહ્યો

આજ છે બુલબુલને તેની બહાર તો ફરીયાદ શી!

આથીજ ઇશ્વર સ્વરૂપના નિરૂપણમાં, દિવાનો ખરૂંજ કહે છે કે

કરી દે બંધ આંખ્યો, કાન બ્હેરા જગત્ ભુલી જા,
હૃદય પર હાથ રાખી જો હૃદયમાં કોણુ માણું છે
પ્રભુ જો હોય તે તો તું ધર્યો આકાર તુજ રુપે
બીજો ઇશ્વર નથી જોયો જગત જેને વખાણે છે.
કહે પંડિત-ઇશ્વરા છે રહ્યો ઘટઘટ મહીં વ્યાપી
તને મુજ ઘટમહીં દેખું તું ઇશ્વર એ પ્રમાણે છે.

ગીતામાં શ્રીકૃષ્ણ પણ ઇશ્વરની વ્યાપકતા તો ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति કહી છે. આટલા ઉદાહરણો હકીકીના જોયા હવે આપણે સુફીવાદનું ત્રીજું પગથીયું તરીકત છે તે અવસ્થામાંના કવિના ઉદ્‌ગાર જોઇએ. તરીકતની અવસ્થા એ છે જે જ્યારે હકીકીદ્વારા જ્યોતિદર્શન થતાં અને તેના વિયોગથી ઝંખના કરતાં હૃદયને ચિતશકિતનો સાક્ષાત્કાર થાય છે તે અવસ્થા છે અર્થાત આત્મવંચના થતાં થતાં હું તેનું પરબ્રહ્મનું સ્વરૂપ છઉં એ સ્થિતિ છે. આ સ્થિતિમાં "હું" પણું તો રહે છે પણ તું પણાનો લય થતાં સાધક અને સાધ્ય બહુજ સમીપ આવી છે. તરીકતની સ્થિતિમાં પોતાને સર્વત્ર પોતાનાં સ્વરુપનોજ ભાસ થાય છે. एको हं बहुस्याम અર્થાત્ એકનાંજ અનેક રૂપ દેખાય છે.

નેત્રની ઝોળી લઇ જગવું સદા અલ્લેક હું.
છો તું ધુત્કારે છતાં છોડું ન મારો ટેક હું

હકિથીજ સમસ્ત જગત્માં સદા સર્વદા અહલેક જગાવું, અને તારો અનેક પ્રકારે તિરસ્કાર છતાં હું તારો અને તું મારી એ ટેક તો નજ છોડું કારણ કે મારૂં ધ્યેય તું છે. મારે સાધના તારી છે. તે સાધ્ય થએ કેની પરવા હોય!

જો મળે તું એક તો પરવા નથી કુલ ખલકની
એક બાજુ છે જગત, ને એક બાજુ એક હું.

સાધના સાધ્ય થયે આજ ઉદ્‌ગાર નીકળે. સાંસારીક સામાન્ય બાબતોમાં હેતુ પૂર્ણ થતાં જ્યાં માણસ બેદરકાર બને, છે તો પછી ઇશ્વરનો પૂર્ણ સાક્ષાત્કાર તો જગતથી બેદરકારજ બનાવે અને મસ્તાનના ઉસ્તાદનો દરબાર જુદો જ થાય. પાછું કવિહૃદય આગળના કાઢેલા ચિત્કારથી કલુષિત બને છે અને ક્ષુબ્ધ થઇ બોલે છે,

જારીણી કહેતામાં ચમકી તો સતી તું મહાસતી,

જારીણી શબ્દ પ્રયોગજ ક્ષુભિત બનાવે પણ વ્યથા અસહ્ય થતાં બોલાયું-સ્થિતિનું ભાન થયું અને આગળ વધ્યે પશ્ચાતાપ થયો અને ભૂલ સુધારી પણ અવસ્થા તરીકતની થઈ છે. એટલે

શબ્દ ત્હારો ભાવ મ્હારો કેમ ભૂલું છેક હું!

તરીકતના અધિકારે સ્વસ્વરૂપનું જ્ઞાન થતાં હું પણુનો લોપ ન થયો તેથી શબ્દ ત્હારો, અને ભાવ મ્હારો એ ન ભુલાયું. હજુ પણ થોડે અંશે માયા રહી અર્થાત્ પુરુષ અને પ્રકૃતિમાં પુરુષરૂપી ભાવદ્વારાજ સર્વ યોજના છે, વળી શાંકર તત્વજ્ઞાન તો એમજ માને છે કે જગત્ પરબ્રહ્મની માયા એ માયાનો નાશ તેજ સચ્ચિદાનંદની પ્રાપ્તિ ત્યારેપોતે-આત્મા પરબ્રહ્મ માનતાં તેનું આ જગત્ તેથી જગત્ ઉત્પત્તિ-સ્થિતિ અને લય પરબ્રહ્મ આથી આત્માના ભાવથીજ આ સર્વ વહાય. વળી બુઢ્ઢી કહી છે. તે બુઢ્ઢી શબ્દ વયદર્શક છે. આ વૃદ્ધાવસ્થા દેખાવી એ દષ્ટિદોષ કહ્યો. અર્થાત્ निजबोध रूपः પરમબ્રહ્મમાં અવસ્થાનું આરોપણ થતાં બાલ, યુવા વૃધ્ધાવસ્થાદિ દ્રષ્યમાન થાય એ વિકાર છે અને વિકાર થતાં તે પ્રમાણે તે સ્થિતિનું દર્શન થયું તે દર્શન અંતઃચક્ષુદ્વારા થયું તે અંતઃચક્ષુના વિકારી પણાનું કારણ પણ તુંજ અર્થાત્ સનમ છે.

દોષવાળી આંખ દેખે. તેજ તે કીધી સનમ!

પોતે આત્મા અવિકારી તે પ્રકૃતિના સંયોગથી વિકાર.

ઉદ્ભવ્યો અને સ્વભાવની વિસ્મૃતિ થઇ અને ખરૂં બોલાયું,

દીઠી તુજને તે દિવસથી હું ભૂલ્યો છું વિવેક હું

આગળ ઉત્તરમાં કહ્યું કે,

તું નહીં છે બાખ- મ્હાનારા ઉભા ઉંબર ઉપરૂ તેના ઉત્તરમાં કવીકહૃદયને. સ્વભાવનું જ્ઞાન થવાથી તેને સર્વત્ર સ્વરૂપ દેખાય છે તેથી

જોય તું બીજા ઝૂરે ઉભા ઉંબર દ્હારા ઉપર
પણ દિવાનો તો કહેછું એક તેજ અનેક હું.

આ કવિતાના મર્મ મર્મજ્ઞ બુલબુલ યોગ્ય ઉત્તર આપે છે

"હું અને તું" ને પૂછી જો એક કે એ અનેક છે !.
ભેદ વાત અભેદમાં. એ કઇ તરેહનો ટેક છે!

હું અને તેનું જ્ઞાન एकोऽहं बहुस्याम्। થતાં છતાં પણ "તું" બાખ તો અવશિષ્ટ છે તેથી પ્રશ્ન સહજ છે "હું" અનેક છઉં તો તું અનેક કે એક ? વાસ્તવિક "હું" અને "તું" તે "तत्त्वमसि" હું તે તું છે અર્થાત્ ઉભય એક છે અભેદ છે તેથી એકનાં બહુ સ્વરૂપ તો "તું" નાં પણ બહુ સ્વરૂપજ હોય કારણ કે "હું" અને "તું" એક અભેદ છઉં તેથી આ અભેદ ભાવમાં "તું" પણનો ભેદ એ ટેક કમાનો ? માટેજ

ભાન ભૂલો ભાન ભૂલી તેજમાં અંજાઇને–

માશુકના તેજમાં-પ્રભામાં અંજાન જતાં તુ સ્વ સ્વરૂપનું જ્ઞાન થતાં છતાં માશુકની અભેદતાની સ્થિતિ ભૂલી ગયો તેથી

ઈશ્કની મકતબ મહીં ભૂલે વચન એ ઉક્ક છે.

વળી આશક એ શબ્દોચ્ચાર સ્વસ્વરૂપનું જ્ઞાન થતાં કહ્યા છે.

શબ્દ ત્હારો ભાવ મ્હારો કેમ ભુલું ઉક હું !

જ્યારે શબ્દ-વાક્ય તેની યોજનાનો હેતુ-ભાવ જેનો છે તેજ તેના પ્રાણ છે તો જો ભાવ છે એજ સ્વરૂપાનુરૂપ હોય તો પછી શબ્દ અર્થાત્ માયા મિથ્યા છે. તે જાણ્યાં છતાં પણ શબ્દ ત્હારો ભાવ મ્હારો એ ભેદભાવ જણાય એટલી અપૂર્ણતા છે. તેથી હું એક તેજ અનેક છું, ત્યાં અપૂર્ણતા દર્શાવી તેથી.

ભાવને શબ્દો જુદા કહે તુંજ તે ભૂલી ન જા
ભાવમાં ડૂબી તરીજા તો પછી સહુ એક છે.

આ જ્ઞાનની પ્રાપ્તિ થતાં પછી "તું" એનું અસ્તિત્વજ નષ્ટ થાય. આમ ભાવમાં ડુબતાં સનમની શોધ પૂર્ણ થાય તેમ થતાં અંતઃચક્ષુની દષ્ટિ રૂપી ઝોળી,

દેખી ઝોળી, ફાડ કફની, દે સદાની અલ-વિદા,
એમ એ દષ્ટિ ભેદ નષ્ટ થતાં.

દેખશે ત્યારે સહુ ભાષા તણો અતિરેક છે.

માટેજ મોંઘા પ્રમણા ત્યજી
પ્રેમ હોયે શીખવો શીખી લે "બુલબુલ" પાસ તું
સો પર પીધા, ઠોકરનહીં; પણ જગત કહેશે નેક છે.

આ સ્થિતિના અનુભવ પશ્ચાત્ કવિને ભાવજ્ઞાન પ્રાપ્ત થતં "હું" અને "તું" નું ઐક્ય દઢ માને છે પરંતુ એ ઐક્યનો અનુભવ ન થવાથી પોકારે છે

કરીને વાયદો મળવામાં રૂકાવટ શાને !
ઉભો દરવાનરો ને બારણાનો પટ શાને !

આગળ વધુંવાયું છે જે તરીકતની અવસ્થામાં સચ્ચિદાનંદ સ્વરૂપની સંપૂર્ણ ઝાંખી થયા છતાં પણ વચ્ચે સૂક્ષ્મભેદ રહે છે. જે ભેદને પરીણામે એ ઝાંખીનો અનુભવ મળતો નથી. તેથી "હું અને તું"નું કેવળ જ્ઞાન થાય છે અને અને કવિ તેથી તે ભેદની સમીપ ઉભો છે અને બોલે છે,

હવી "હું" "તું" નથી જુદા ખુશીથી ઘ્યાર ધરે
બોલાવી ઘેરને આ સ્નેહિથી કપટ શાને !

આવી સ્થિતિ પ્રાપ્ત થતાં માશુકનું સ્થાન પાસેજ સમીપ છે તેમાંજ તે જ્ઞાન થતાં તે રોશનીથી ન અંજાતાં જ્યોતિ असतोमा ज्योतिर्गमयः તે સત્ય જ્યોતિમાં તદ્રુપ થવામાંજ ગુરૂની પરમ આવશ્યકતા છે.

\+ \+ \+ \+

આગળ આપેલાં કાવ્યો અને તેનાં વિવેચન ઉપરથી એટલું તો અવશ્ય જણાશે કે સ્વ. નરસિંહરાવ ભાઇની માન્યતા પ્રમાણે ગુજરાતી ભાષામાં સૂફીવાદનું પ્રતિપાદન કરતાં કાવ્યો પ્રકટ થયાં છે તે આભાસ સૂફીવાદ છે કે યથાતથ્ય સૂફીવાદનાં છે, તે વાચક પોતેજ સમજી શકશે. દિવાનાનાં કાવ્યોમાંના ઉપર લખેલા નમુના છે તેથી સિદ્ધ થાય છે કે સૂફીવાદ પ્રતિપાદિત કાવ્યોનાં સર્વ લક્ષણો તેમાં સંપૂર્ણતઃ છે એટલુંજ નહીં કિંતુ સૂફીવાદની ક્રમશઃ ઉન્નત સ્થિતિમાંના ઉદ્ગાર સ્વ. દિવાનામાં પણ તેજ ક્રમાનુસાર પ્રાપ્ત થાય છે. એટલુંજ નહીં કિંતુ સૂફિવાદ એ ઇસ્લામ મતનું અંગ હોવાથી તે દ્વારા તે મતની થોડી ઘણી અસર સૂફીવાદ પ્રતિપાદિત કાવ્યોમાં પ્રાપ્ત થાય તે ન થતાં સ્વ. દિવાનાના કાવ્યોમાં શબ્દનાં પરિવર્તને શુદ્ધાદ્વૈતવાદ પ્રાપ્ત થાય છે. અર્થાત્ માશુક એટલે મોહનની પ્રાપ્તિની આસક્તિ માટે જે પ્રયત્નો ભક્તકવિ મીરાંબાઇ અને રસિક કવિ દયારામનાં થયા છે તે આનંદ વર્તમાનમાં આપણને સ્વ. દિવાનાનાં કાવ્યમાં પ્રાપ્ત થાય છે. ઉપર જે ઉતારાઓ આપવામાં આવ્યા છે તે તો ઉદાહરણ છે. સમસ્ત સમુહ તો મોટો છે.

આપણે સ્વ. દિવાનાનાં કાવ્યોમાંનો સૂફીવાદ કિંમત જાણ્યો. હવે તદુપરાંત અન્ય વિષય પરત્વેના તેના કાવ્યોદ્ગાર જાણી આ લંબાએલ લેખ પૂર્ણ કરીશું. સ્વ. દિવાનાના કોઇપણ કાવ્યને વાંચતાં તેમાં પ્રકૃતિવર્ણન




કારતક શુદ ૧] રવિવાર તારીખ ૧૮ મી અકટોબર ૧૯૨૫. [પુ. ૨ જું. અંક ૨૯ મો.



# ભજન.

કામબાણ વાગ્યાં હોય તે જાણે
ઓલ્યા બોલકણા સભ્ય શું પીછાને—હો કામ૦

જહાંગીરને વાગ્યાં, શેરઅફગનને વાગ્યાં,
બેઉ નુરજહાંનને ખેંચતાં પરાણે,
નુરજહાંનની આગમાંહી અફઘન હોમાય,
ત્યારે નુરજહાંન સલીમ મોજ માણે—હો કામ૦

ગયા તે તો ગયા એને જાવા દયો ભાઇ,
હવે બેસે કોણ મુવાની મોકાણે
આંખોની સામે લાગી આગ એજ જુઓ,
અને રાખો રુદા હૈડાને ઠેકાણે.—હો કામ૦

હવા ફેર કરતાં હરીસીંહને વાગ્યાં,
ગોરી ગોરડી જોઇને રાળા તાણે
ઉસો તો શિકારી જોઇ વાટ ત્યાં ફસાયો કે
લુંટાયો લખ્યો ચેકને લખાણે—હો કામ૦

ઇંદોરવાલો પેલો તુકાજી ગવાણો,
મમતાજ નાયકાણીના નેન બાણે,
મુંબઇમાં બેઠે બાંણ બાવલાને વાગ્યાં
એતો ચડી ગયો ગોળીને નીશાને—હો કામ૦

જાત છે એવી કે ભાઈ
બચે નહીં કોઇ ઉપદેશથી છાપામાં છપાણે
એક જો બચાવે મારો વાલોજી તો બચીએ
એવું છોલણ ભગત ઉર આણે—હો કામ૦.

છોલણ ભગત.




લખનાર—રા. પ્રમોદચંદ્ર ત્ર્યંબકલાલ મ્હેતા.

અલંકારોની નિંદા કરવાનો મ્હારો કાંઇ ઉદ્દેશ નથી. હું અસહયોગનું દુઃખ સહન કરી શકું છું. પરંતુ મોહમયી લલનાઓનાં નિર્દય વાગ્બાણો સહન થઇ શકતાં નથી. તો પણ એટલું તો અવશ્ય કહીશ કે તૃષ્ણાને સંતુષ્ટ કરવા, જેટલાનો ત્યાગ કરવામાં આવે છે તેટલાનેજ સદુપયોગ કરવામાં આવે તો મહાન્ પદની પ્રાપ્તિ અવશ્ય થાયજ.

અદ્યાપિ પર્યંત કોઇ રૂપહીણ મહિલાને આભુષણોના શણગારથી રૂપવતી થએલી મ્હેં જોઇ નથી, છતાં પણ હું એટલું માની લઉં છું કે રૂપને માટે અલંકાર યા આભુષણની જરૂર છે—જેવી રીતે ઘરને માટે દીપકની જરૂર છે. કિંતુ શારીરિક શોભાને માટે હું મ્હારા મનને કેટલું મલિન, ચિત્તને કેટલું અશાંત અને આત્માને કેટલો કલુષિત બનવું છું ત્હેનું મ્હને કદી ભાન રહેતું નથી. દીપકની જ્યોતિમાં આંખો અંજાઇ જાય છે.

એ ચમક-દમક-ઝમક, કેટલી ઇર્ષ્યા, કેટલો દ્વેષ, કેટલી પ્રતિસ્પર્ધા, કેટલી દુરાશા અને કેટલીય દુશ્ચિંતાનું કારણ છે, કેવળ ત્હેની કલ્પનાથીજ શરીરનાં રૂંવાંટાં ઉભાં થાય છે. એને અલંકાર યા ભૂષણ નહિં પણ દૂષણ કહેવું ઉચિત છે. નહિ તો એવું ક્યારે થઇ શકતું હતું કે કોઇ નવવધુ પતિને ઘેર આવ્યાને ચાર દિવસ પણ ન થયા હોય અને, પોતાના સ્વામીને કહે કે "મ્હારા પિતાએ તમારા પાલવે બાંધી મ્હને કુવામાં ઢોળી દીધી."

શીતળા આજ પોતાના ગામના તાલુકદારના કુંવર સુરેન્દ્ર-

સિંહની નવવધૂને મળવા ગઇ હતી. તેની પાસે જતાં વ્હેંતજ તે દીગમૂઢ થઇ ગઇ. વધૂના રૂપ લાવણ્ય પર નહિ પરંતુ ત્હેના આભૂષણોના ઝગમગાટ ઉપર તે એકીટસે જોઇ રહી અને જ્યારે તે પાછી ઘેર આવી ત્યારે તે અનેક ચિંતાઓમાં નિમગ્ન થઇ ગઇ. અંતમાં જ્યારે ત્હેનો પતિ ઘેર આવ્યો કે તુરત ત્હેની ઉપર સરસ્વતીનો વરસાદ વરસાવવા માંડ્યો અને દિલમાં ભરેલો સર્વ રોષ પુર્વોક્ત શબ્દો વડે બ્હાર પાડ્યો.

શીતળાના પતિનું નામ વિમળસિંહ હતું. ત્હેના પૂર્વજો કોઇ જમીનામાં ઇલાકેદાર હતા. આ ગામ પર પણ ત્હેનો પૂરેપૂરો અધિકાર હતો. પરંતુ હવે ત્હેની દશા ખરાબ થઇ ગઇ છે. સુરેશસિંહના પિતા જમીનદારી કાર્યોમાં કાબેલ હતા. વિમલસિંહનો બધો ધંધો કોઇને કોઇ પ્રકારે એના હાથમાં આવી ગયો, વિમલની પાસે સવારી માટે એક ટટ્ટુ પણ રહ્યું નહિ, દિવસમાં બે ટંક ભોજન પણ મળવું મુશ્કેલ હતું. ત્યાં સુરેશની પાસે હાથી, મોટર અને કેટલાય ઘોડા હતા. પાંચ-દસ બ્હારનાં માણસો હંમેશ પડ્યા પાથર્યા રહેતા. આટલી વિષમતા હોવા છતાં પણ બંન્નેમાં ભાઇચારો હંમેશ જેટલોજ હતો. સારા કે નરસા ટાણે પરસ્પર આવતા જતા. સુરેશ વિદ્યા પ્રેમી હતો, હિન્દુસ્તાનમાં ઉંચી જાતનું શિક્ષણ સમાપ્ત કરી તે યુરોપ ગયો અને સર્વ લોકોની શંકાઓથી વિપરિત, ત્યાંથી આર્ય-સભ્યતાનો પરમ ભક્ત બની પાછો ફર્યો. ત્યાંના જડ-વાદ કૃત્રિમ-ભોગ-લિપ્સા અને અમાનુષિક મદાંધતાએ ત્હેની આંખો ઉઘાડી નાખી હતી. પ્રથમ તે સંબંધીઓનું ઘણું દબાણ હોવા છતાં પણ લગ્ન કરવાને રાજી ન્હોતો. બાળાના પૂર્વ પરિચય વિના પ્રણય મંત્ર શિખી શકતા નહિ. પરંતુ યુરોપની મુસાફરી કરી આવ્યા બાદ ત્હેમના વિવાહિક વિચારોમાં ઘણો તફાવત થયો હતો. તેણે પહેલાની કન્યા સાથે, આચાર વિચાર જાણ્યા વિના, લગ્ન કીધું. એજ સૌભાગ્યવતી વધૂને જોવાને આજ શીતળા પોતાની સાસુ સાથે સુરેશને ઘેર ગઇ હતી. તેણીનાં આભૂષણોની છટા જોઇને એ ઘણી અજાયબ થઇ હતી. વિમલે દુઃખી થતાં કહ્યું:-"તો માત પિતાને કહેવું હતું કે જેથી તે સુરેશની સાથે ત્હારું લગ્ન કરત. તે તને સુવર્ણથી મઢાવતે."

શીતળા—"ત્યારે ગાળ શા માટે ભાંડો છો?"

વિમલ—"ગાળ નથી ભાંડતો, વાત કરું છું. ત્હારા જેવી સુંદરીનું લગ્ન નાહક તેમણે મ્હારી સાથે કર્યું."

શીતળા—"લાજ તો જરી આવતી નથી, અને ઉલટા ચઢી જાઓ છો."

વિમલ—"ભાગ્ય મ્હારે વશ નથી, એટલું ભણ્યો પણ નથી કે જેથી કોઈ મ્હોટી નોકરી કરી રૂપીઆ કમાઉં"

શીતળા—"એવું કેમ નથી કહેતા કે પ્રેમજ નથી. પ્રેમ હોય તો કંચનનો વરસાદ વરસે."

વિમલ—"ત્હને કંચનનો પ્રેમ ઘણો છે."

શીતળા—"સર્વને હોય છે તો મ્હને પણ છે."

વિમલ—"પોતાને તું ભાગ્યશાળી સમજે છે?"

શીતળા—"છું જ, સમજવાનું શું! નહિં તો શું બીજાનાં ઘરેણાં જોઇ બેસી રહેવું પડ્યું હશે કે!"

વિમલ—"ઘરેણાં લાવી આપું તો તું પોતાને ભાગ્યવાન સમજીશ?"

શીતળા—(ચીઢાઇ જઇને) "ત્હમે તો આ પ્રમાણે હંમેશ પુછ્યા કરો છો."

વિમલ—"નહિં, સાચું કહું છું, લાવી આપીશ. પરંતુ થોડા દિવસ સબુર થવું પડશે."

(૨)

સમર્થ પુરુષો ધારે તો પ્રાણ પણ લઇ લે છે. સામર્થ્યહીન પુરુષો પોતાની જાત પર પણ સંકટ લાવી મુકે છે. વિમલસિંહે ઘરમાંથી નીકળી જવાનો નિશ્ચય કર્યો. પ્રતિજ્ઞા કરી કે પોતાની પત્નિને ઘરેણાંથી ઢાંકી દેશી અગર તો વૈધવ્ય-શોકમાં ડુબાડી દેશી. આભૂષણો પહેરશે અગર તો સીંદુર માટે પણ વલખાં મારશે.

આમ ચિંતામાં ને ચિંતામાં આખો દિવસ ગયો. શીતળાને પ્રેમથી સંતુષ્ઠ કરવા વિમલ ચાહતો હતો. આજે અનુભવ થયો કે સ્ત્રીનું હૃદય પ્રેમ પાશથી બંધાતું નથી, પરંતુ સુવર્ણના પાશથી તે બંધાય છે.

પહોર રાત ગઇ હશે તે વખતે ઘેરથી ચાલી નીકળ્યો. પાછું ફરી પણ જોયું નહિ. જ્ઞાનથી જાગ્રત વૈરાગ્યમાં ચાલતે મોહનો સંસ્કાર હોય, પરંતુ નિરાશામાંથી જન્મેલો વૈરાગ્ય અચળ હોય છે. પ્રકાશમાં આહીં તહીંની વસ્તુઓ જોવાથી મન વિચલિત થઇ શકે છે, પરંતુ અંધારામાં જ્યાં લીખ (માથાના વાળની) થી જવ ભાર પણ નથી ખસી શકાતું ત્યાં બીજા કોઇથી તે શું સાહસ થઇ શકે!

વિમલની પાસે વિદ્યાધન ન્હોતું. કળા કૌશલ્ય પણ ન્હોતું. ત્હેને તો કેવળ પોતાના સખ્ત પરિશ્રમ અને આત્મ ત્યાગનોજ આધાર હતો. તે પહેલાં કલકત્તે ગયો. ત્યાં કેટલાક દિવસ એક શેઠની નોકરી કરી. સાંભળવામાં આવ્યું કે રંગુનમાં મજુરી સારી મળે છે, તેથી તે રંગુન ગયો. અને બંદર પર માલ ઉતારવા ચઢાવવાનું કામ કરવા લાગ્યો.

ખાવા પીવામાં અસંયમ, સખત મજુરી, અને હવા પાણી માફક ન આવવાથી તે બિમાર થઇ ગયો. શરીર દુર્બલ થઇ ગયું. મુખની કાંતિમાં ફેરફાર પણ ઘણો થયો. તેનાથી વધુ મહેનતી મજુર બંદર ઉપર બીજો કોઈ ન્હોતો. બીજા બધા મજુર તો મજુર હતા પરંતુ આ તો તપસ્વી પણ હતો. મનમાં જે કાંઇ નિશ્ચય કર્યો હતો તે નિશ્ચય પાર લાવવો એજ આનો તો જીવનનો એક માત્ર ઉદ્દેશ હતો.

તેણે પોતાને ઘેર પોતાના સમાચાર પણ ન મોકલ્યા. તેણે મનમાં વિચાર કર્યો, ઘરમાં કોણ મ્હારું હિતેચ્છુ છે? ઘરેણાની સામે કોણ મ્હારો ભાવ પુછે છે? તેની બુધ્ધિ આ રહસ્ય સમ-

જવાને પણ અસમર્થ હતી કે આભૂષણોની લાલસા વડે પણ મનુષ્યનું પાલન થઈ શકે છે. બીજા સર્વે મજુરો પ્રાતઃકાળમાં મિઠાઈ ખાઈ જળપાન કરતા. આખો દિવસ ગાંજો પીતા, અને અવકાશ મળે તો બજારની સહેલ કરતા. કેટલાકને તો શરાબનોજ શોખ હતો. તે પૈસાની જગ્યાએ રૂપીઆ કમાતા તો પૈસાની જગ્યાએ રૂપીઆ ખર્ચી પણ નાંખતા હતા. કેટલાકના શરીર ઉપર કપડાં પણ પૂરાં ન્હોતાં. પરંતુ વિમલ બે ચાર મજુરોની એક ટુકડીમાં હતો કે જે સંયમથી રહેતા હતા, જેમના જીવનનો ઉદ્દેશ ફક્ત ખાઈ પી મરી જવાનો ન્હોતો પરંતુ કંઈ કાર્ય કરી મરી જવાનો હતો. થોડા દિવસમાં વિમલની પાસે થોડી મૂડી થઇ. જેમ મૂડી વધતી ગઇ તેમ બીજા મજુરો ઉપર પોતાનો રુવાબ પણ વધતો ગયો. સર્વે એટલું તો જાણતા હતા કે વિમલ જાતનો કોઇ કુળવાન ઠાકોર છે. સર્વે તેને ઠાકોર કહીનેજ બોલાવતા. સંયમ અને આચાર સન્માન-સિદ્ધિનો મંત્ર છે. વિમલ મજુરોનો નેતા થયો.

વિમલને રંગુનમાં કામ કરતાં આજ કાંઇ ત્રણ વર્ષ પૂર્ણ થયાં હતાં. સંધ્યા થઇ ગઇ હતી. તે કેટલાક મજુરોની સાથે સમુદ્ર કિનારે બેસી વાત કરી રહ્યો હતો.

એક મજુરે કહ્યું—અત્રેની સર્વે સ્ત્રીઓ નિષ્ઠુર હોય છે. બિચારો જીંગુર દસ વર્ષથી એક બર્મી સ્ત્રીની સાથે રહેતો હતો. કોઈ પોતાની પરણીત સ્ત્રી સાથે પણ તેના જેટલો પ્રેમ નહિ કરતો હોય. તેણીની ઉપર ત્હેનો એટલો તો વિશ્વાસ હતો કે જે કંઇ પોતે કમાતો તે પેલી સ્ત્રીના હાથમાં આપી દેતો. ત્રણ બાળકો હતાં. કાલ રાત સુધી તો બંન્ને આનંદમાં જમી પરવારી સુઈ રહ્યાં. ન કંઇ ઝગડો, ન લડાઇ, ન વાત ન ચીત, રાત્રે સ્ત્રી કોણ જાણે ક્યારે ઉઠી, અને કોણ જાણે ક્યાં ચાલી ગઈ. બિચારો જીંગુર બેઠો બેઠો રડે છે. ન્હાનાં બાળકોની મુશ્કેલી મ્હોટામાં મ્હોટી છે: તેમાં વળી એક તો છ માસનુંજ છે. કેવી રીતે જીવશે. પ્રભુ જાણે!

વિમલસિંહે ગંભીર સ્વરે કહ્યું—"ઘરેણાં લાવી આપ્યાંતાં કે નહિ?"

મજુર—"પૈસા-ટકા તો સ્ત્રીની પાસે હતા. ઘરેણાં લાવી હોત તો કોણ હાથ પકડતું હતું?"

બીજા મજુરે કહ્યું—"ઘરેણાં તો ઘણાં હતાં, જ્યારે તે કોઈ ઠેકાણે જતી ત્યારે તેનાં ઘરેણાંના છમ્ છમ્ અવાજથી તરત તે ઓળખાઇ આવતી."

વિમલ—"જ્યારે ઘરેણાં હોવા છતાં પણ તેણીએ નિષ્ઠુરતા બતાવી તો પછી એજ કહેવું પડશે કે એ જાતજ હરામી હોય છે."

એટલામાં એક પુરુષ વિમલસિંહ પાસે આવી બોલ્યો, "ઠાકોર! હમણાં મને એક સિપાઇ મળ્યો હતો. તે આપનું નામ ઠામ અને બાપનું નામ પુછતો હતો. કોઇ બાબુ સુરેશસિંહ કરીને છે?"

વિમલે શંકાપૂર્વક કહ્યું—"હા, છે. મારા ગામના ઇલાકેદાર અને મ્હારા ભાઈ છે."

પુરુષ—"તેમણે કોઇ પત્રમાં જાહેર ખબર છપાવી છે કે જે વિમલસિંહનો પત્તો મેળવી આપશે તેને રૂા. ૧૦૦૦) નું ઇનામ આપવામાં આવશે."

વિમલ—"તો શું ત્હમે સર્વ વાત કહી છે!"

પુરુષ—"ઠાકોર, શું હું કંઇ ગમાર છું કે? હું સમજી ગયો કે કંઇ દાળમાં કાળુ છે; નહિં તો કોઇ આટલા રૂપીઆ ખરચ ન કરે. મ્હેં કહ્યું છે કે અત્રેના અમ્હારા નેતાનું નામ જશવંતરાવ પડે છે. ત્હેમના પિતાનું નામ શંકરરાવ છે. અને ઘર ઝાંસી જીલ્લામાં છે. ત્યારે તેણે પુછ્યું—"અહીં તે કેટલા વખતથી રહે છે?" મેં કહ્યું કે આશરે દસ વર્ષથી. ત્યાર પછી કંઇ વિચાર કરતો કરતો તે સિપાઇ ચાલ્યો ગયો. સુરેશસિંહની સાથે શું ત્હમારે કંઈ અદાવત છે?"

વિમલ—"અદાવત તો ન્હોતી પરંતુ કોણ જાણે ત્હેની નજર બગડી પણ હોય અને મ્હારી ઉપર ગુન્હો ઠરાવી મારી જમીન સ્વહસ્તે કરી લેવા ઇરાદો રાખતો હોય. ત્હમે ઠીક કર્યું કે સિપાઇને ઉંધુંચત્તું બતાવ્યું."

પુરુષ—"મ્હને કહેતો હતો કે જો તું સત્ય વાત કહે તો ૫૦) રૂ. ત્હને પણ અપાવીશ. મેં વિચાર કર્યો. પોતે તો હજાર રૂપીઆની થેલી લેશે, અને મ્હને ફક્ત રૂ. ૫૦) અપાવવાનું કહે છે. તેથી કહેવુંજ નહિ."

એક મજુર—"પરંતુ જો રૂ. ૨૦૦) આપવાનું કહ્યું હોત તો તું નક્કી સર્વ ભિના કહેતને? ધીક્કાર છે ત્હારી લાલચને!"

પુરુષ—"(શરમ પામીને) ૨૦૦) નહીં, બે હજાર આપતે તો પણ બતાવત નહીં. મને એવો વિશ્વાસઘાતી ન સમજો. જો એમ હોય તો પરીક્ષા કરો." મજુરોમાં આ વાદ-વિવાદ ચાલુજ રહ્યો. વિમલ પોતાની કોટડીમાં આવી સુઇ ગયો. તે વિચાર કરવા લાગ્યોઃ—

હવે શું કરું? જ્યાં સુરેશ જેવાનીજ નજર બગડી ત્યાં કોનો ભરોસો કરું! નહિ, હવે ઘેર ગયા વિના પત્તો નથી. થોડા દિવસમાં સ્વગૃહે પાછો ન ફરું તો કંઇનું કંઇ થઇ જશે. બે સાલ વધુ રહ્યો હોત તો પુરા રૂ. ૫૦૦૦) મ્હારી પાસે થઇ જાત. શીતળાની ઇચ્છા પુરી પડત. હાલમાં તો સર્વ મળી રૂ. ૩૦૦૦) થયા છે. એટલામાં તે શી રીતે ઇચ્છા પૂર્ણ થશે? ખેર, હાલમાં તો જાઉં, છ માસ પછી ફરી પાછો ચાલી આવીશ. ઘરમાં ૧૫ દીવસથી વધુ નહિં રહું. ત્યાં કોણ જુવે છે કે જાઉં કે રહું, મરું કે જીવું, ત્યાં તો ઘરેણાંનો પ્રેમ છે.

આમ તરેહ તરેહના વિચાર કરતાં તે બીજે દિવસે રંગુનથી ચાલી નીકળ્યો.

(૩)

દુનીઆ કહે છે કે ગુણની પાસે રૂપનો કંઇ હીસાબ નથી.

નીતિશાસ્ત્રવેત્તાઓનાનું પણ તેમજ કહેવું છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં આ પ્રશ્ન ઘણો ગંભીર છે.

કુંવર સુરેશસિંહની નવવધૂ મંગળા કુમારી ગૃહ કાર્યમાં નિપુણ, પતિના ઇશારા માત્રથી મંત્રણ આપવા વાળી, અત્યંત વિચારશીલ, મિષ્ટ વાણીવાળી, અને ધર્મભીરૂ હતી. પરંતુ સૌંદર્યવિહીન હોવાથી પતિની આંખોમાં કાંટા સમાન ખટકતી હતી. સુરેશસિંહ વાત કરતાં પણ ત્હેની સાથે ચીડાઇ જતો. પરંતુ ઘડી ભરમાં પશ્ચાતાપને તાબે થઇ તેની ક્ષમા માગતો. કિંતુ બીજે દિવસે પાછું એનું એ. પરંતુ વિપત્તિ એ હતી કે બીજી સ્ત્રીઓની જેમ ત્હેના આચરણમાં કંઇ ફેર ન્હોતો પડ્યો. સુરેશસિંહ દંપતિ જીવનમાં આનંદ, સુખ, શાંતિ, વિશ્વાસ અને સર્વ ઐહિક અને પરમાર્થિક ઉદ્દેશ પુરો પાડવા ચાહતો હતો. દંપતિ સુખથી વિમુક્ત થવાથી ત્હેને પોતાનું સમસ્ત જીવન નીરસ, અને સ્વાદહીન લાગતું હતું. ફળ એ થયું કે મંગળાનો વિશ્વાસ પોતે ખોયો. મંગલા મન ઇચ્છિત કાર્ય કરતાં ડરતી કે સ્વામી નારાજ થશે. સ્વામીને ખુશ કરવા માટે પોતાની ભૂલો છુપાવતી, બ્હાનાં કાઢતી, જુઠું બોલતી, નોકરોનો અપરાધ બતાવી આત્મરક્ષા કરવા ચ્હાતી, પતિને ખુશ રાખવા માટે નિત્ય નવાં આભૂષણ ધારણ કરતી; પરંતુ પતિ તો ત્હેના તરફ લક્ષજ ન આપતા. પતિના એક મિષ્ટ વચનને માટે ત્હેનું મન તલપી રહ્યું હતું. લાવણ્યવિહીન સ્ત્રી એક ભિક્ષુક નથી કે જે મુઠ્ઠી ભર લોટથી સંતુષ્ટ થઇ જાય. તે તો પતિનો સંપૂર્ણ, અખંડ પ્રેમ ચાહે છે. તે માટે અસાધારણ પ્રયત્ન અને કાર્યો તે કરે છે. મંગલા આ સર્વ પ્રયત્નોમાં નિષ્ફળ નીવડી. તોપણ ત્હેની સેવામાં સદા તત્પર રહેતી.

ધીરે ધીરે પતિ પરની મંગલાની શ્રધ્ધા ઉઠવા લાગી. મંગલાએ વિચાર્યું કે આવા ક્રૂર, હૃદયશૂન્ય, કલ્પનાહીન મનુષ્ય સાથે હું શી રીતે વ્યવહાર ચલાવીશ. જે પુરૂષ કેવળ રૂપનો ભક્ત છે તે પ્રેમભક્તિને યોગ્ય નથી. એ વિચારે ત્હેની સ્થીતિ ખરાબ બનાવી.

પરંતુ મંગળાને કેવળ પોતાની રૂપહીનતા માટે ચિંતા ન્હોતી. શીતળાનું અનુપમ રૂપ લાલિત્ય પણ તેની કામનાઓમાં આઘાત કરતું હતું. બલ્કે તેજ ત્હેની આશા લતાઓપર પડતા હીમ સમાન હતું. મંગળા સુંદરી ન્હોતી એ વાત ચોક્કસ, પરંતુ પતિને માટે પ્રાણ આપવાવાળી હતી. જે, પોતાને ચાહે છે ત્હેનાથી વિમુખ થઇ શકાતું નથી. પ્રેમની શક્તિ અપાર છે. પરંતુ શીતળાની મૂર્તિ સુરેશના હૃદયદ્વારપર બેસી મંગળાને અંદર જવા ન્હોતી દેતી. સુરેશ આ મૂર્તિને દૂર કરવા પ્રયત્નો કરતો હતો, બળાત્કારથી કાઢી મુકવા પ્રયત્ન કરતો હતો. પરંતુ સૌંદર્યનું અધિપતિપણું ધનના અધિપતિપણા કરતાં વધું હોય છે. જે દિવસે શીતળા મંગળાનું મુખ જોવા આવી હતી તેજ દિવસે સુરેશના હૃદયમાં તેની છબી કોતરાઇ ગઇ હતી.

સુરેશ એકાંતમાં બેસી શીતળા અને મંગળાની સરખામણી કરતો હતો. તે બેમાં શું અંતર છે? એક કેમ મનને-ખેંચે છે, બીજી કેમ ત્હેને ખસેડી મૂકે છે? પરંતુ એના મનનું આ ખેંચાણ કેવળ એક ચિત્રકાર અમર કવિનું રસાસ્વાદ ન હતું. એ પવિત્ર બીજી વાસનાઓથી રહિત હતો. એ મૂર્તિ કેવળ ત્હેના મનોરંજનની માત્ર સામગ્રી હતી, હવે તે પોતાના મનને ઘણું સમજાવતો કે હવે હું મંગળાને ખુશ રાખીશ. ત્હેને પ્રભુએ સુંદર, રતા બક્ષી નથી તેમાં ત્હેનો શો વાંક? પરંતુ ત્હેના આ સર્વ પ્રયાસ મંગળાની સન્મુખ જતાં વ્હેંતજ વિફળ થતા હતા. તે ઘણી સુક્ષ્મ દૃષ્ટિથી મંગળાના મનના બદલાતા ભાવો જોતો હતો. પરંતુ જ્યારે મંગળાએ વાત વાતમાં તીવ્ર આલોચના કરવી શરૂ કરી ત્યારે ત્હેની તરફ જે કંઇ પ્રેમ હતો તે પણ નષ્ટ થઇ ગયો. અંતે ઘરમાં આવવા જવાનું પણ બંધ કર્યું.

એક દિવસ સંધ્યા સમયે ઘણી ગરમી હતી, પંખાના કૃત્રિમ પવનથી વધુ આગ બળતી હતી. કોઇ સહેલ કરવા બગીચામાં પણ જતું ન્હોતું. પરસેવાને લીધે શરીરની સર્વ સ્ફૂર્તિ નષ્ટ થઇ જતી હતી લોકો જ્યાં હતાં ત્યાંનિ ત્યાં મુડદા માફક પડ્યાં હતાં. આગના સખ્ત તાપથી મૃદંગનો અને લોકોનો સ્વર કર્કશ થઇ ગયો હતો. સાધારણ વાતચીતમાં પણ લોકો ગુસ્સે થઇ જતા હતા. સાધારણ સંઘર્ષથી વનનાં વૃક્ષ બળી ઉઠતાં હતાં. સુરેશસીંહ ચાર પગલાં આઘો પાછો ફરતો હતો. વળી પાછો હારી બેસી જતો. નોકરો ઉપર ક્રોધ કરતો કે કેમ જલદી છંટકાવ નથી કરતા. સહસા તેણે અંદરથી ગાયનનો અવાજ સાંભળ્યો. મધુર ગાન કાનોને અપ્રિય થઇ પડ્યું. તે ચોંક્યો, અને ક્રોધ સહ બોલ્યો શું અહીં ગરમીને લીધે દમ નીકળી જાય છે ત્યારે ત્યાં સર્વને ગાયન ગાવાનું સુઝ્યું છે. લોક નાહક કહે છે કે સ્ત્રીઓના જીવનનો આધાર પ્રેમ છે. એમના જીવનનો આધાર સમસ્ત પ્રાણીઓની જેમ, ભોજન, નિદ્રા, રાગરંગ, અને આમોદ પ્રમોદ ઉપર છે. એક કલાક તો સાંભળ્યું. એ ગીત કોઇ દિવસ પણ બંધ થશે કે નહિં! નકામી સાદ ખેંચી ખેંચી ગળું બેસાડે છે.

અંતમાં ન રહેવાયું ત્યારે જનાનખાનામાં આવી બોલ્યો—"આ શું તમો લોકોએ મચાવી મુક્યું છે. શું આ ગાવા બજાવવાનો સમય છે? બ્હાર બેસવું પણ મુશ્કેલ છે!" જેમ ગરબડ મચાવી રહેલાં બાળકો પાસે માસ્તર જઇ પહોંચે અને શાંત થઇ જાય તેમ સુરેશના જતાં વ્હેંતજ બીલકુલ શાન્તિ પથરી ગઇ.

મંગળા તુરત ઉભી થઇ અને સામ્હેના ઓરડામાં ચાલી ગઇ. પતિને બોલાવી ધીમે સ્વરે ડરતાં ડરતાં કહ્યું—"કેમ, આજે આટલો બધો ગુસ્સો કરો છો?"

"હું આ વખતે ગાયન સાંભળવા ઇચ્છતો નથી."

"ત્હમને સંભળાવે છે પણ કોણ? શું મ્હારા કાન ઉપર પણ ત્હમારો અધિકાર છે?"

"નકામી ગરબડ—"

"ત્હેની મતલબ?"



શ્રી શારદા ફિલ્મ કું. ની નવી આવનારી ફિલ્મ 'બાજીરાવ મસ્તાની'નું એક દૃશ્ય.

# પ્રભુ બચાવે તોજ બચીએ—

આફતના વરસાદ વરસે ત્યારે તેના શિવાય કોનો આશ્રય ખરો કહેવાય—

તો તેજ પ્રભુએ બચાવ્યા—

**આખી દુનીયાને તારા—ઉગારા**

તે જુઓ

હિંદુસ્તાન સીનેમા ફીલમ કંપનીની ધાર્મિક ફીલમ

# ગોવર્ધન ધારી

**જેમાં**

શ્રી કૃષ્ણ પરમાત્માએ ગોવરધન જેવા મોટા પર્વતને ટચલી આંગલીપર કેમ તોલ્યો

અને બધાને કેમ ઉગાર્યા તે તાદશ દ્રશ્ય

# હિંદુસ્તાન સીનેમા

ઓપેરા હાઉસ ટ્રામ ટરમીનસ

ખાસ નવા વર્ષના શુભ ટાંકણે આવી ચુંટી કાઢેલી ફીલમ તમારાજ માટે રાખી છે.

ભાવ તથા વખત હમેશ મુજબ

"હું મ્હારા ઘરમાં એવો કોલાહલ મચાવવા નહિ દઉં!"

"તો મ્હારૂં ઘર શું બીજું છે?"

સુરેશસિંહ આ પ્રશ્નનો ઉત્તર ન આપતાં બોલ્યો–"એ સૌને કહી દો કે ફરી બીજી કોઇ વખત આવે."

મંગળાઃ—"એટલા માટે કે તમને એમનું અત્રે આવવું ઠીક નથી લાગતું?"

"હા એટલા માટે!"

"અને જે ઠીક લાગે તેજ તમને ન ગમે. તમારે ત્યાં મિત્ર આવે છે, હુક્કા મશ્કરીનો અવાજ અંદર આવે છે. હું કહી નથી કહેતી કે આ લોકોનું આવવું બંધ કરો. તમે મ્હારા કામમાં શા માટે અડચણ કરો છો?"

સુરેશ વધુ ગુસ્સે થઇ બોલ્યોઃ—"એટલા માટે કે હું ઘરનો માલીક છું."

મંગળા—"તમે બ્હારના સ્વામી છો; અહીં મ્હારો અધિકાર છે."

સુરેશ—"કેમ, નકામી બકબક કરે છે? મને ચીઢાવવાથી ત્હેને શું મળશે?"

મંગળા કેટલીકવાર ચુપ–ચાપ ઉભી રહી. તે પતિના મનના ભાવોની મીમાંસા કરતી હતી. પછી બોલી–"ઠીક છે, હવે આ ઘરમાં મ્હારો બીલકુલ અધિકાર નથી તો હું નહીં રહું. આજ સુધી હું ભ્રમમાં હતી. આજ તમે તે ભ્રમ દૂર કર્યો છે. મ્હારો આ ઘર ઉપર અધિકાર કદી પણ ન્હોતો. જે સ્ત્રીનો પતિના હૃદય ઉપર અધિકાર નથી ત્હેનો પતિની સંપત્તિ ઉપર પણ અધિકાર નથી હોઇ શકતો.

સુરેશે શરમ પામી કહ્યું–વાતને વધુ શું ચુંથે છે, મ્હારી એવી મતલબ નથી. કહેવું કંઇ સમજી ગઇ."

મંગળાઃ—"પુરૂષના મુખથીજ અનાયાસે મનની વાત નીકળી જાય છે, સાવધાનતાથી હું મ્હારા ભાવોને છુપાવું છું."

સુરેશને પોતાની અસજ્જનતાને લીધે દુઃખ તો થયું, અને ધીમે ધીમે ડગલે તે ઓરડાની બ્હાર ચાલી આવ્યો.

પ્રાતઃકાળમાં ઠંડી અને મંદમંદ પવનની લહરીઓ આવતી હતી. સુરેશ તો નિદ્રાવસ્થામાં સ્વપ્ન અનુભવી રહ્યો હતો જાણે મંગળા પોતાની આગળ થઇ ચાલી જાય છે. પોતે ચોંક્યો. જોયું તો દ્વાર પાસે મંગળા સન્મુખ ઉભી છે. નોકરડીઓ તથા નોકરો આસપાસ ઉભા રહ્યા છે. સર્વની આંખોમાં આંસુ છે અને સર્વના મુખ ઉદાસ છે.

સુરેશ સમજી ગયો કે મંગળાને ગઇ કાલની વાતથી ખોટું લાગ્યું હશે. પરંતુ તેણે ઉઠીને કંઇ પુછવાની, મનાવવાની અગર તો સમજાવવાની કંઇ કોશીષ ન કરી. એ મ્હારૂં અપમાન કરે છે. મ્હારૂં મસ્તક નીચું નમાવી રહી છે. જ્યાં જવું હોય ત્યાં જાય. મ્હારે તે બાબત માટે કંઇ ચિંતા કરવાની જરૂર નથી. પુછ્યા કર્યા વિના તે ચાલી જાય છે તેનો અર્થ એજ કે હું તેની સાથે કોઇપણ જાતનો સંબંધ ધરાવતો નથી. તો પછી મ્હારે રોકવાનું પ્રયોજન શું?

સુરેશ તો ત્યાંનો ત્યાંજ પડી રહ્યો. અને મંગળા તો ચાલી ગઇ. મોઢું ફેરવી ત્હેની તરફ પણ તેણે જોવાની તસ્દી ન લીધી.

## (૪)

મંગળા પગે ચાલી રહી હતી. એક મ્હોટા તાલુકદારની સ્ત્રી માટે આ વાત કંઇ ન્હાનીસુની નથી. ત્હેને કંઇ પણ કહેવાની કોઇની હિંમત ચાલતી ન્હોતી. સર્વ પુરૂષો ત્હેને જોઇને આશ્ચર્યચકિત થતા. સ્ત્રીઓ દ્વાર પાસે ઉભી રહી કરૂણ–કૌતૂહલથી જોઇ રહી હતી. અને આંખના ઇશારે કહેતી હતી—"હા નિર્દય પુરૂષ! એક પાલખી પણ ત્હને ન જડી."

આ ગામમાંથી નીકળી શીતળા જે ગામમાં રહેતી હતી ત્યાં ગઇ. શીતળા મંગળાનું નામ સાંભળતાંજ બ્હાર આવી અને બોલી; "બ્હેન, જરા આવી આરામ તો લ્યો!"

મંગળાએ અંદર આવી જોયું તો મકાનની ભીંતો કેટલીક નમી પડી હતી, છાપરા ઉપર પુરાં નળીઆં ન હોતાં. એક તુટેલા ખાટલા ઉપર એક ડોસી સુઇ રહી હતી. દરિદ્રતાનાં ચિન્હ માલુમ પડતાં હતાં.

શીતળાએ પુછ્યુંઃ—"આમ શાથી?"

મંગળાઃ—"જેમ ભાગ્યમાં લખ્યું હોય તેમ થાય."

શીતળાઃ—"કુંવરજીએ કંઇ કહ્યું કારવ્યું?"

મંગળાઃ—"મોઢેથી કંઇ ન કહે પરંતુ મનની વાત છુપી નથી રહેતી."

શીતળાઃ—અરે, તો શું અહીં સુધી વાત આવી ગઇ?"

દુઃખની અંતિમ દશા સંકોચહીન થાય છે. મંગળાએ કહ્યું–"ઇચ્છા હોત તો હજી પણ પડી રહત. એ ઘરમાં જીવનના ટુકડે ટુકડા થઇ જાય છે. પણ જ્યાં પ્રેમ નહિં, આદર નહિ ત્યાં હું નથી રહી શકતી."

શીતળાઃ—"તો ક્યાં જશો?"

મંગળાઃ—"ઇશ્વરના દરબારમાં. પૂછીશ કે તમે મ્હને સુંદરતા કેમ ન આપી? બ્હેન, સ્ત્રીઓને રૂપહીનતા સિવાય બીજું વધારે કંઇ દુર્ભાગ્ય હોતું નથી. ભિખારિણીઓજ સુંદરતા વિનાની હોય છે. રૂપથી પ્રેમ મળે છે અને પ્રેમથી દુર્લભ કોઇ વસ્તુ નથી."

એટલું કહી મંગળા ઉભી થઇ. શીતળાએ ત્હેને રોકી નહિ. વિચાર્યું કે હું રોકીને શું કરીશ? શું ખવરાવીશ? આજ તો ચુલો સળગાવવાની કંઇ આશા નથી.

મંગળાના ગયા બાદ તે ઘણીવાર સુધી વિચાર કરતી બેઠી—હું કેવી અભાગિણી છું, જે પ્રેમની ખાતર આ ભિખારી જીવનનો ત્યાગ કરવા બેઠી છે તેજ પ્રેમને મેં પગથી ઠોકર મારી. શું ઘરેણાંની એને ખોટ હતી? શું એ ઘર સર્વ અંદર એને સુખી રાખી શકે? એ સર્વને એણે પગથી ઠોકર મારી. ત્યારે મ્હેં આભૂષણોને માટે મ્હારૂં સર્વસ્વ ગુમાવી દીધું. હા! કોણ જાણે એ (વિમલસિંહ) ક્યાં હશે! શી દશામાં હશે!

છુપી પોલીસ
વાર્ષિક લવાજમ-રૂ. ૩) વી. પી. સાથે રૂ. ૩-૪-૦
હિંદ બહાર રૂ. ૫
લખો—મોજમજાહ કાર્યાલય, ખટાઉ બીલ્ડીંગ, ગીરગામમુંબઈ ૪

પોતાની બાલ્યાને કેટલીયેવાર તેણીએ ધીક્કારી હતી. મંગળાની દશા જોઇને આજ આભૂષણો ઉપર તેણીને તિરસ્કાર ઉપજ્યો..

વિમલને ઘર છોડે આજ બે વર્ષ થઇ ગયા છે. શિતળાના મનમાં હવે જાત જાતની શંકાઓ ઉભી થવા માંડી, આઠે પહોર તેણીના ચિત્તમાં ગ્લાનિ અને ક્ષોભની આગ સળગ્યા કરતી હતી.

એ જીલ્લાના ન્હાના-મોટા જમીનદારોનાં કાર્યો ડોદાઈ, અને કપટથી ફરાય છે. વિમલની ખેતી બગડી ગઇ. ખેડુતોએ સાંતપણ ન આપી. સાક્ષીઓએ કંઇ ધ્યાનમાં ન લીધું. પ્રથમ વર્ષે તો શીતળાએ મહાજન પાસેથી ઉછીના રૂપીઆ લઇ પોતાનું ભરણ પોષણ કર્યું. બીજે વર્ષે પણ તેવુંજ રહ્યું. હવે મહાજને કંઇ રૂપીઆ ઉછીના ન આપ્યા. બીજા વર્ષમાં મહા દુઃખ આવી પડ્યું. "વૃધ્ધ સાસુ, ન્હાનો દિયર, નણંદ, અને પોતે એમ ચાર જણનું ખર્ચ હતું. ન્યાત જાતનો વહેવાર પણ કરવો પડતો. વળી દુઃખમાં બીજું એક દુઃખ વધુ આવી પડ્યું કે પોતાના પિયરમાં ફોજદારી થઈ હતી. પિતા અને મ્હોટો ભાઇ ત્હેમાં ફસાયા હતા. બે ન્હાના ભાઇ, એક બ્હેન, એક માતા, એમ ચાર જણનું પોષણ કરવાનું કાર્ય પણ માથે આવી પડ્યું. આજ સુધી તો ગાડી મુશ્કેલીથી પણ ચાલતી હતી; પરંતુ હવે તો જમીનમાંજ પેસી ગઇ.

પ્રાતઃકાળમાંથીજ કલહનો આરંભ થતો. સર્વે એક બીજા સાથે લડી મરતા. કોઈ વખત તો અન્નના અભાવથી ભોજનનું પણ ન્હોતું બનતું. કોઇ વખત ભોજન થતું તો લડાઇને લીધે જમતી વખતે પણ કંઇ આનંદ ન મળતો, છોકરાં બીજાનાં ખેતરોમાં ચુપકીથી જઇ જે કંઇ ખાવાની ચીજ મળે તે ખાતાં. વૃધ્ધ સ્ત્રીઓ પારકે ઘેર જઈ પોતાના દુઃખ ઉપર રોતી, પુરૂષની ગેરહાજરીમાં સ્ત્રીનાં પિયરવાળાં જેમ ચાહે તેમ કરે છે. આ સંગ્રામમાં ઘણીખરી વખત વિજય-પતાકા પિયરવાળાંના હાથમાં રહે છે. કદી ઘરમાં અનાજ આવે તો તે દળે કોણ? શીતળાની મા કહેતી "હું ચાર દિવસ માટે આવી છું તો શું ઘંટી માંડું?" સાસુ કહેતી કે ખાતી વખતે તો જાણે બિલાડીની માફક ખાવાજ કરે છે, અને દળતાં શું થાય છે? છેવટે શીતળા એકલીને દળવું પડતું. ભોજન સમયે મહાભારત યુધ્ધ મચાતું. પાડોશમાંથી સર્વે ગડબડાટ સાંભળી દોડી આવતાં. શીતળા કદી માના પગે પડતી કોઇ વખત સાસુને. પગે પડતી. પરંતુ બન્ને તેણીને ઝાડકી નાખતાં. મા કહેતી, મને તેં અહીં બોલાવી મ્હારૂં પાણી ઉતારી નાખ્યું. સાસુ કહેતી, મ્હારી છાતીમાં હજાર જાતની ચિંતાઓ ભરી અને હવે મ્હોટી મ્હોટી વાતો કરે છે. આવા ઘોર વિવાદમાં શીતળા પોતાનો વિરહ શોક પણ ભૂલી ગઇ. બધી અમંગળ શંકાઓ આ વિરોધાગ્નિમાં શાંત થઈ ગઈ. બસ, હવે તો એજ ચિંતા હતી કે આ દશામાંથી છુટકારો શી રીતે થાય? મા અને સાસુનો તો યમરાજના શિવાય કેઇ પણ જગ્યાએ વિસામો ન્હોતો. પરંતુ યમરાજ ત્હેમના સન્માનને માટે વધુ ઉત્સુક ન્હોતા જણાતા. સેંકડો ઉપાય શોધતી ચારે તરફ નજર દોડાવતી કે કંઇ શરણનું સ્થાન મળે છે? પરંતુ કોઇ પણ ઠેકાણે નજર ન પહોંચતી.

એક દિવસ એ બારણા આગળ નિરાશામાં ઉભી હતી. મુશીબતમાં ચિન્તની ઉદાસીનતામાં તે ઉભી હતી તેવામાં તેણીએ સુરેશસિંહને ઘોડા ઉપર જતો જોયો. તેણીની આંખો તેની તરફ ફરી. બંન્નેની નજર મળી. તે એકદમ પાછી જતી રહી અને બારણાં બંધ કર્યાં. શીતળાને ખેદ થયો કે સુરેશે પોતાને જોઇ લીધી. માથા ઉપરની સાડી ફાટી ગઈ હતી, ચારે તરફ થીંગડાં મારેલાં હતાં. કોણ જાણે સુરેશસિંહ શીતળા વિષે શું વિચાર કરશે!

કુંવર સાહેબને ગામવાળાઓ તરફથી વિમલસિંહના પરિવારનાં કષ્ટોની ખબર મળી હતી. તે ગુપ્તપણે તેમોને કંઈ સહાય કરવા ચાહતો હતો. પરંતુ શીતળાને જોતાં જ સંકોચને પામી તે એક ઘડી પણ દ્વાર પાસે ઉભો રહી શક્યો નહિ. મંગળાના ગૃહત્યાગને ત્રણ માસ થયા પછી આજ તે પહેલીવાર ઘરની બ્હાર નીકળ્યો હતો. શરમને લીધે બહાર બેસવું પણ તેણે છોડી દીધું હતું.

એમાં તો સંદેહ નહિ કે કુંવર સાહેબ મનમાં શીતળાના રૂપ-રસનું આસ્વાદન કરતા હતા. મંગળાના ગયા બાદ ત્હેના હૃદયમાં એક વિચિત્ર દુષ્કામનાએ સ્થાન લીધું હતું. શું કોઇ ઉપાય એવો નથી કે જેથી આ સુંદરી મ્હારી થઈ શકે! વિમલનો ઘણા વખતથી કંઇ પત્તોજ નથી. સંભવ છે કે તે આ દુનીઆ છોડી ચાલ્યો પણ ગયો હોય. કિંતુ આ દુષ્કલ્પનાના વિચારથી તે મુંઝાતો હતો. શીતળાની વિપત્તિ વિષે વાત સાંભળી સહાય કરવા વિચાર થયો. પરંતુ ડરતો હતો. કોણ જાણે વાસના મ્હારા વિચાર અને વિવેક પર ઘા કરવા ચાહતી હશે. અંતમાં લાલસા કપટ-લીલા ત્હેને ભૂલવામાં પાડી ગઇ. તે શીતળાને ઘેર તેના હાલ-હવાલ પુછવા ગયો. મનમાં વિચાર કર્યો.—આ કેટલો બધો અન્યાય છે કે એક અબળા આવા સંકટમાં છે, અને હું એની તપાસ પણ ન કરૂં! પરંતુ ત્યાંથી પાછો ફર્યો તે વખતે બુધ્ધિ અને વિવેકની દોરી તુટી ગઇ હતી અને નૌકા મોહના અપાર સાગરમાં ડુબકીઓ ખાતી હતી. આહ! શું મનોહર છબી. શું અનુપમ સૌંદર્ય!

એક પળમાં ઉન્મત્ત બનેલો સુરેશ બબડવા માંડ્યો. આ પ્રાણ અને શરીર ત્હેને ભેટ કરૂં છું. દુનિઆ હસશે, હસવા દો. મહા પાપ છે, ભલે રહ્યું. કંઇ ચિંતા નહિ. એ સ્વર્ગીય આનંદ તો લઇશજ. એ મ્હારાથી દૂર નહિં જાય. આ હૃદયને છાતીમાંથી કાઢી ત્હેના ચરણમાં ધરીશ. વિમલ? મરી ગયો. નહિં મર્યો હોય તો હવે મરશે. પાપ શું છે? જો કોઇની સ્ત્રી સાથે પ્રેમ કરવો એ પાપ હોય તો પાપ દેવતાઓએ પણ કર્યું છે, વિષ્ણુ અને ઇંદ્રની કક્ષામાં આવવું એ સ્હેલી વાત નથી. કમળ કેટલું કોમળ, કેટલું પ્રફુલ્લ, કેટલું લલિત છે પરંતુ વ્યભિચારી છે. શું ત્હેના અધરો—"

અકસ્માત તે ચમકી ઉઠ્યો. જાણે કોઇ ભૂલેલી વાત યાદ

આવી ગઈ; મનુષ્ય બુધ્ધિમાં અંતર્ગત એક અજ્ઞાત બુદ્ધિ હોય છે. જેમ રણક્ષેત્રમાં હિંમત હારી ન્હાસી જવાવાળા સૈનિકોને કોઇ ગુપ્ત સ્થાનમાં સંતાડેલું ખંજર બચાવી લે છે, તેમ આ અજ્ઞાત બુધ્ધિએ સુરેશને ચેતવ્યો. આનીથી તેની આંખો ભરાઇ ગઇ. તે કેટલીક મીનીટ સુધી એક કેદીની જેમ ક્ષુબ્ધ બની ઉભો રહ્યો. ફરી વિજય-ધ્વનિથી બોલી ઉઠયો—"કેટલું સરળ છે. આ વિકારને મારવાને અસ્ત્ર-શસ્ત્રની જરૂર નથી. એક ચીમટી (મુઠી) ભરીશ એટલે બેડો પાર. શીતળાને એક વખત 'બ્હેન' કહેવાથીજ આ સર્વ વિકાર શાંત થઇ જશે. શીતળા! બ્હેન! હું ત્હારો ભાઈ છું!"

એજ ઘડીએ તેણે શીતળાને એક પત્ર લખ્યો:-બ્હેન, તમને આટલું બધું કષ્ટ પડે છે; પરંતુ મને ત્હેની ખબર પણ ન આપી! હું કોઇ પારકો નથી-તેમ દુશ્મન પણ નથી. મને એનું દુઃખ થાય છે. ખેર, ઇશ્વરની ઇચ્છા હશે તો ત્હને હવે વધુ કષ્ટ નહિ પડે." આ પત્રની સાથે તેણે અન્ન અને રૂપીઆ મોકલ્યા.

શીતળાએ ઉત્તર આપ્યો—"ભાઇ! ક્ષમા કરો. જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી ત્હમારા ગુણ ગાઇશ, ત્હમે મ્હારી ડુબતી નૌકા ઉગારી."

(૫)

કેટલાય મહીના થઇ ગયા. સંધ્યાનો સમય હતો. શીતળા પોતાની મેનાને ચારો ચરાવતી હતી. તે મેના સુરેશ નેપાળથી ટપીને માટે લાવ્યો હતો. એટલામાં સુરેશ આવી આંગણામાં બેઠા.

શીતળાએ પુછ્યું—"ક્યાંથી આવ્યા ભાઇ?"

સુરેશ—"એક ઠેકાણે જરા ગયો હતો. કંઇ પત્તો મળતો નથી. રંગુનમાં પહેલાં પત્તો મળ્યો હતો. પરંતુ પછી માલુમ પડ્યું કે એ તો કોઇ બીજો પુરૂષ છે. શું કરૂં! ઇનામ વધારૂં?"

શીતળા—"તમારી પાસે રૂપીઆ ઘણા છે. તે શું ફુંકી મારશો! તેમની ઇચ્છા હશે તો જાતેજ આવશે."

સુરેશ—"એક વાત પુછું. કહેશો? શી બાબત માટે તે ત્હમારી ઉપર ક્રોધી થયા હતા?"

શીતળા—"કંઇ નહિ, મેં એટલુંજ કહ્યું હતું કે મ્હને ઘરેણાં કરાવી આપો. ત્હેમણે કહ્યું કે મ્હારી પાસે પૈસા ક્યાં છે? મેં કહ્યું (લજ્જા પામતાં) તો લગ્ન શા માટે કર્યું? બસ, આટલીજ વાતમાં તકરાર થઇ ગઇ."

એટલામાં શીતળાની સાસુ આવી પહોંચી. સુરેશે શીતળાની માને અને ભાઈઓને તેમને ઘેર પહોંચાડી દીધા હતાં એટલે હવે શાંતિ હતી. સાસુએ વહુની વાત સાંભળી લીધી હતી. કર્કશ સ્વરે તે બોલી—"બેટા, ત્હારાથી શું છાનું રાખવું. આ મહારાણી જોતાં તો ગુલાબના ફુલ સમાં છે પરંતુ અંદર સર્વ કાંટા છે. બિચારો બિમલ બિચારો એના માટે પ્રાણ પાથરતો. પરંતુ એને તો કંઇ હિસાબમાંજ નહિ. અંતે દેશમાંથી પરદેશ મોકલ્યો. અરે! તેથી પણ સંતુષ્ટ ન થતાં ત્હેનો જીવ લીધો."

શીતળાએ રોષપૂર્વક કહ્યું—"શું એ એકલાજ ધન કમાવા પરદેશ ગયા છે! દેશ-વિદેશ જવું એ તો પુરૂષોનુંજ કામ છે."

સુરેશ—"યુરોપમાં તો ધન-ભોગના સિવાય સ્ત્રી પુરૂષમાં સંબંધ પણ નથી થતો. જો ઘરેણાંએ યુરોપમાં જન્મ લીધો હોત તો હીરા જવાહીર......"

"શીતળા, હવે તું ઇશ્વરને એમજ કહેજે કે જો સુંદરતા આપી છો તો જન્મ પણ યુરોપમાંજ આપજો!"

શીતળાએ દીલગીર થતાં કહ્યું—જેના ભાગ્યમાં લખ્યું છે તેને તો અહીં બેઠાં પણ આભુષણોની ખોટ નથી. મ્હારા જેવી અભાગી સ્ત્રીઓનાં કરમ થોડાં થોડાં તો ફુટી ગયાં છે."

સુરેશસિંહે જાણ્યું કે શિતળાની મુખકાંતિ ઉદાસ થઇ ગઇ છે. પતિ વિયોગમાં પણ ઘરેણાંને માટે આટલી બધી લાલસા છે! તેથી ત્હેણે કહ્યું—"ઠીક, તમને ઘરેણાં કરાવી આપીશ."

એ વાક્ય કંઇ અપમાનસુચક શબ્દમાં કહેવાયું હતું. પરંતુ શીતળાની આંખો આનંદાશ્રુઓથી છલાછલ થઇ ગઇ, કંઠ ગદ્‌ગદિત થઇ ગયો. ત્હેના હૃદયનેત્રો આગળ મંગળાનાં રત્નજડિત આભુષણોનું ચિત્ર ખડું થયું. ત્હેણે કૃતજ્ઞતાપૂર્ણ દ્રષ્ટિથી સુરેશની તરફ જોયું. મોઢેથી કાંઇ ન બોલી પરંતુ ત્હેનું પ્રત્યેક અંગ કહી રહ્યું હતું કે—"હું આપનીજ છું."

(૬)

કેમળને આમ તરની ડાળીઓ પર બેસતાં શીતળ નિર્મળ જળમાં ક્રીડા કરી બીજાં મૃગ બાળોની સાથે લીલાંછમ ખેતરોમાં દોડતાં મૃગબાળને પણ, જેટલો આનંદ મંગળાનાં આભુષણો ધારણ કરતાં શીતળાને થાય છે, તેટલોય ભાગ્યે થતો હશે. ત્હેના પગ જમીન પર પડતા નહિં. એ આકાશમાં વિચરતી જણાય છે. એ આખો દિવસ દર્પણની સામે ઉભી રહે છે. કદી વાળ તે ઠીકઠાક કરતી તો કદી સુરમો આંજતી. વાદળાં ફાટી ગયાં છે અને નિર્મળ સ્વચ્છ ચાંદની નીકળી છે. તે ઘરનું તણખલું સરખું પણ ઉઠાવતી નથી. તેણીના સ્વભાવમાં એક વિચિત્ર ગર્વનો સંચાર થયો છે.

પરંતુ શૃંગાર શું છે? સુતેલી કામ વાસનાને જાગ્રત કરવાનો ઘોર નાદ. ઉદ્દીપનો મંત્ર! જ્યારે શીતળા નખ-શિખ સુધી શણગારી બેસે છે ત્યારે ત્હેને એક પ્રબળ ઇચ્છા થાય છે કે પોતાને કોઇ ક્યારે જુએ! તે બારણાં આગળ આવી ઉભી રહે છે. ગામની સ્ત્રીઓની પ્રસંશાથી તેને સંતોષ થતો નથી. ગામના પુરૂષોને એ શૃંગાર રસ વિહીન સમજે છે. એટલા માટે સુરેશસિંહને બોલાવે છે. પહેલા દિવસમાં એકવાર તે આવી જતો. હવે શીતળાનો અત્યંત આગ્રહ હોવા છતાં પણ નથી આવતો.

પહોર રાત્રિ વિતી હતી. ઘરોમાં દીવા હોલવાઇ ગયા હતા. શીતળાના ઘરમાં દીવો પ્રકાશી રહ્યો હતો. ત્હેણે કુંવર સાહેબના બગીચાની વેલનાં ફુલ મંગાવ્યાં હતાં. ત્હેની માળા ગુંથી રહી

હતી-પોતાને માટે નહિ-સુરેશને માટે. ઉપકારનો બદલો વાળવા માટે પ્રેમ સિવાય ત્હેની પાસે બીજું કંઈ આપવાનું એ શું હતું?

એકાએક કુતરાનું ભસવું સંભળાયું, અને ઘડીક વારમાં વિમલસિંહે મકાનની અંદર પગ મુક્યો. ત્હેના એક હાથમાં રૂપીઆની થેલી અને બીજા હાથમાં ગાંસડી હતી. શરીર દુર્બળ, કપડાં મેલાં, દાઢીના વાળ વધેલા, અને મુખ ફીક્કુ હતું. જાણે કોઈ કેદી જેલમાંથી નીકળી તુરત આવ્યો હોય. દીપકનો પ્રકાશ જોઈ તે શીતળાના ઓરડા તરફ વળ્યો. મેંના પાંજરામાં તડફડાટ કરવા લાગી. શીતળા ઝબકી અને માથું ઉંચું કર્યું. અપરાધ જઈ બોલી—"કોણ?" પછી તુરત ઓળખી ગઈ. એકદમ ફુલોને કપડામાં સંતાડી દઈ ઉભી થઈ અને મસ્તક નીચું નમાવી પૂછ્યું—"ઘણી જલદી સંભાળ લીધી!"

વિમલે કંઈ જવાબ ન આપ્યો. તે વિસ્મય પામી ઘડીક વાર શીતળા તરફ જોતો તો ઘડીક વાર મકાન તરફ જોતો, જાણે કોઈ નવી દુનીઆમાં જઈ પહોંચ્યો છે. એ હવે અર્ધ-ખિલ્યું ફુલ ન્હોતું, કે જેની પાંખડિઓ અનુકુળ હવા પાણી ન મળવાથી ચીમળાઈ ગઈ હોય. આતો પૂર્ણ વિકસેલ કુસુમ હતું. વિમલ એની સુંદરતા ઉપર પહેલાં પણ મોહ પામ્યો હતો. પરંતુ આ જ્યોતિ ન્હોતી, એ તો અગ્નિ જ્વાળા હતી. જેના હૃદયમાં તાપ હતો અને આંખોમાં જ્વાળા બળતી હતી. આજ આભુષણ આજ વસ્ત્ર, આજ શણગાર! તેનું મગજ ભમી ગયું-ચક્કર આવવા લાગ્યાં તે જમીન ઉપર બેસી ગયો. આ સૂર્ય મુખીની સામે બેસવામાં પણ તેને લજ્જા આવતી હતી. શીતળા હજી સુધી સ્થિર ઉભી હતી. તે પાણી લેવા ન દોડી, પતિના ચરણ પણ ન ધોયાં, અરે પંખો પણ ન નાખ્યો. તે નાસીપાસ થઈ ગઈ. ત્હેને કલ્પનાઓની કેવી સુરમ્ય વાટિકા બનાવી હતી, તે ઉપર હીમ પડ્યું!

ફુંકાણમાં આ મલિન મુખડું, અર્ધનગ્ન પુરૂષની સ્થીતિને તિરસ્કારતું હતું. આ ઘરનો જમીનદાર વિમલ ન્હોતો. વિમલ તો મજુર થઈ ગયો હતો. મ્હોટાં કામ મુખાકૃતિ ઉપર અસર કર્યાં વિના નથી રહેતાં. મજૂર સુંદર વસ્ત્રોમાં પણ મજુરજ રહે છે.

સહસા વિમલની મા ઝબકી શીતળાના ઓરડામાં આવી. વિમલને દેખતાં વ્હેંતજ માતૃપ્રેમથી વિહ્વળ બની માએ છાતી સરસો ચાંપ્યો. વિમલે ચરણો આગળ મસ્તક નમાવ્યું. ત્હેની માતાની આંખોમાંથી ગરમ ગરમ અશ્રુબિંદુઓ વહી રહ્યાં હતાં. માતાનું હૃદય પ્રેમથી ઉભરાતું હતું. તે એક પણ શબ્દ બોલી શકતી નહિ.

એક ક્ષણમાં વિમલ બોલ્યો—"બા!" કંઠધ્વનિએ ત્હેનો આશય સ્પષ્ટ કરી દીધો.

માએ પ્રશ્ન સમજી કહ્યું—"ના, બેટા, એમ નથી."

વિમલ—"આ શું જોઈ રહ્યો છું?"

મા—"સ્વભાવજ એવો છે ત્યાં કોઈ શું કરે!"

વિમલ—"સુરેશે મ્હારી જાગીર કેમ આપી હતી?"

મા—"ત્હારી તપાસ કરવાને માટે, જો ત્હેણે દયા ન કરી હોત તો આજ ઘરમાં કોઈ જીવતા ન પામત."

વિમલ—"ઘણુંજ સારૂં માત."

શીતળાએ મ્હોઢું ચઢાવી કહ્યું—"તમારી આશાએ તો સર્વ મરીજ ગયેલાં હતાં. ફુલોની સેજ બીછાવી ગયા હશોને!"

વિમલ—"હવે તો ફુલોની સેજ બીછાવેલીજ દેખું છું."

શીતળા—"તમે કોના ભાગ્યના વિધાતા છો?"

વિમલસિંહ ઉભો થઈ ક્રોધથી કંપતો કંપતો બોલ્યો—

"બા, મ્હને અહીંથી લઈ જાઓ, હું આ પિશાચિનીનું મુખ વધુ વખત જોવા નથી ચ્હાતો. મ્હારી આંખોમાં ખૂન ઉતરી આવે છે. મેં આ કલંકિનીને માટે ત્રણ વર્ષની ઉગ્ર તપશ્ચર્યા કરી છે. જો એટલીજ પ્રભુ માટે કરી હોત તો જરૂર ઈશ્વર સાક્ષાત્ મળત!

એટલું કહી શીતળાના ઓરડામાંથી નીકળી માતાના ઓરડામાં આવી સુઈ રહ્યો. માતાએ ત્હેના હાથ પગ અને મ્હોઢું ધોવડાવ્યું. પછી ચુલો સળગાવી પુરીઓ કરવા લાગી. સાથે સાથે ઘરની વિપત્તિની સર્વ વાત કહેતી જતી. વિમલના હૃદયમાં સુરેશ પ્રતિ વિરોધાગ્નિ સળગી રહ્યો હતો તે શાંત થયો. પરંતુ હૃદય-દાહે રક્ત-દાહનું રૂપ ધારણ કર્યું. જોરથી તાવ ચઢી આવ્યો. લાંબી મુસાફરીનો થાક અને કષ્ટ તો હતુંજ. વરસોની સખત મજૂરી અને ઉગ્ર તપના કરતાં આ માનસિક વેદના ઘણી અસહ્ય થઈ પડી.

આખી રાત તે જડવત્ પડ્યો રહ્યો. મા બેઠી બેઠી પંખો નાખતી હતી અને રોતી હતી. બીજે દિવસે પણ તે બેહોશ પડ્યો રહ્યો. શીતળા એક ક્ષણ માટે પણ ત્હેની પાસે ન આવી. તેણીએ મનમાં વિચાર્યું—"મને શું છપ્પન ટકા કોઠીને એવું આપી દીધા છે! તે હું વળી એની પાસે જઉં. મ્હને તો ફુટી બદામ પણ નથી આપી. ગુસ્સે થઈને ગયા'તા તે શું બાંધી લાવ્યા!"

સંધ્યા સમયે સુરેશને ખબર મળી કે તુરત તે દોડતો મળવા આવ્યો. આજ બે માસ પછી આ મકાનમાં તેણે પગ મુક્યો. વિમલે આંખો ઉઘાડી, ઓળખી ગયો, આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી: સુરેશના મુખ ઉપર દયાની જ્યોતિ પ્રકાશી રહી હતી. વિમલે સુરેશના વિષે અયોગ્ય સંદેહ કર્યો હતો ત્હેને માટે, તે પોતાને ધીક્કારતો હતો.

શીતળાએ જ્યાં સાંભળ્યું કે સુરેશસિંહ આવ્યા છે કે તુરત તે અરીસા પાસે ગઈ. કેશ ઠીક ઠાક કર્યાં અનેક ઉદાસિનતાની સાક્ષાત્ મૂર્તિ બની વિમલવાળા ઓરડામાં આવી. ત્યાં તો વિમલની આંખો બંધ હતી, મૂર્છિતવાન જેવો પડ્યો હતો કે ત્યાં તો શીતળાના આવવાથી આંખો ઉઘડી ગઈ. અગ્નિમય નેત્રોથી શીતળા તરફ જોઈ તે બોલ્યો—"હમણાં કેમ આવી છે? આજથી ત્રીજે દિવસ આવજે. કુંવર સાહેબ તે દીવસે ફરી મળશે."

શીતળા પાછલા પગે ચાલી ગઈ. સુરેશ હોંશિયાર થઈ ગયો. મનમાં વિચાર્યું-કેટલું રૂપ લાવણ્ય છે; પરંતુ વિષમય! હૃદયમાં જાણે ફક્ત શૃંગાર સાલસાને જ!

તાવ વધતો ગયો. સુરેશે ડોકટર બોલાવ્યો. પરંતુ મૃત્યુ દેવે કોઇનું ન માન્યું, કારણ કે તેનું હૃદય પાષાણમય છે. નિર્દયી છે. કોઇની પ્રાર્થના તે નથી સાંભળતો, ભલે પછી તે પોતાનું હૃદય આપે કે આંસુઓની નદી વહેવડાવે; પરંતુ ત્હેને દયા નથી આવતી. વસેલાં ઘરને ખેદાન મેદાન કરવાં, અને લીલીછમ ખેતીને સુકાવી દેવી એ તેનું કામ છે. છતાં ત્હેની નિર્દયતા કેટલી વિનોદમય છે! તે હંમેશ નવાં રૂપ ધારણ કરે છે, કદી દામિની બની જાય છે તો કદી પુષ્પમાળા બને છે. કદી સિંહ તો કદિ શીયાળ બની જાય છે. કદી અગ્નિના રૂપમાં દેખાવ આપે છે તો કદિ જળના રૂપમાં આપે છે.

ત્રીજે દિવસે પાછલી રાત્રે વિમલની માનસિક પીડા અને હૃદય–તાપનો અંત આવ્યો. ચોર દિવસે કદી ચોરી ન કરે. યમના દૂત પણ ખરું રાત્રેજ સર્વની નજર ચુકાવી આવે છે અને પ્રાણ રત્ન ચોરી જાય છે. આકાશમાંના તારલિયા સંતાવા માંડતા હતા. વૃક્ષ સમુહ સ્થિર હતાં. પરંતુ શોકમગ્ન મસ્તક તો નમેલાંજ હતાં. રાત શોકનું બાહ્ય સ્વરૂપ છે. રાત મૃત્યુનું ક્રીડા ક્ષેત્ર છે. એજ સમયે વિમલના ઘરમાંથી કરુણ નાદ સંભળાયો પાસે બેઠેલાં સર્વ કોઈ રોઈ રોઈ કકળી ઉઠયા. મૃત્યુદેવના દૂત પ્રાણ લઇ ચાલતા ગયા.

શીતલા એ નાદ સાંભળી ઝબકી ઉઠી, અને ગભરાયેલી મરણ શય્યા તરફ ચાલી. ત્હેણે મૃતદેહ પર નજર નાંખી અને ભયભીત થઇ એક પગલું પાછળ પડી. તેને હવે બરાબર જણ્યું. વિમલ સિંહ તેની તરફ અત્યંત તીવ્ર દ્રષ્ટિથી જોઇ રહ્યો છે. બુઝાઈ ગએલા દીપકની ભયંકર જ્યોતિ દેખાઇ ગઈ. તે તો ભયને લીધે ત્યાં ન રહી શકી. દ્વારમાંથી નીકળતી હતી તે વખતે સુરેશસિંહ જડ્યો તે વખતે તેને કહ્યું–"મને અહીં બીક લાગે છે."

( ૩ )

જ્યારે કોઇ મુસાફરને ચાલતાં ચાલતાં માલુમ પડે છે કે હું રસ્તો ભુલ્યો છું ત્યારે તે સિધ્ધે રસ્તે આવવાને માટે ઘણો ઉતાવળો ચાલે છે–મુંઝાય છે–કે હું કેમ સાવધ ન રહી શકયો! સુરેશ પણ હવે શાંતિ માર્ગ પર આવવાને આકુળવ્યાકુળ થઇ રહ્યો છે. મંગળાની સ્નેહમયી સેવા હવે યાદ આવવા લાગી. હૃદયમાં વાસ્તવિક સૌંદર્યોપાસનાનો ભાવ ઉદય પામ્યો!

એનામાં કેટલો પ્રેમ, કેટલો ત્યાગ, કેટલી ક્ષમા હતી! એની અતુલ પતિભક્તિ યાદ કરતાં કેટલીયવાર તેની આંખોમાં આંસુ આવતાં. આહ! મેં ઘોર અત્યાચાર કર્યો. હું અહીંજ જડવત્ પડયો રહ્યો. અને મ્હારી આગળ થઇને લક્ષ્મી ઘરની બ્હાર નીકળી ગઇ! મંગળાએ જતાં જતાં જે વાતો શીતળાને કહી હતી તે સર્વ સુરેશ જાણતો હતો. પરંતુ તેની વાતો પર વિશ્વાસ ન્હોતો બેસતો. મંગળા શાંત પ્રકૃતિની હતી. તેનામાં ક્ષમાનો ગુણ હતો. તે વિદ્રેષ ન્હોતી કરી શકતી. એનું મન કહેતું હતું કે દુઃખી છું અને સુખમાં છું. તેના પિયરવાળાને કેટલાય કાગળ લખ્યા પરંતુ ત્યાં કટુ વાક્યો સિવાય શું રહ્યું હતું? અંતમાં સુરેશે લખ્યું, "હવે, એ રત્નની ખાણમાં જાતે જાઉં છું. કયાં તો રત્ન લઇનેજ આવીશ કયાં તો મોમાં ડુબ્યો મારી ડુબી મરીશ."

એ પત્રનો ઉત્તર આવ્યો—"સારી વાત છે, જાઓ; પરંતુ અહીં થઇને જજો. અહીંથી પણ કોઇ તમારી સાથે આવશે."

સુરેશસિંહને આ શબ્દોમાં આશા સ્પષ્ટ જણાતી હતી. તેજ દિવસે પ્રસ્થાન કર્યું કોઇને સાથે ન લીધું સાસરે કોઇએ એનું પ્રેમમય સ્વાગત ન કર્યું. સર્વેના મ્હોઢાં ચઢેલાં હતાં. સસરાજીએ તો પતિ–ધર્મ ઉપર એક લાંબુ ભાષણ કર્યું.

રાત્રે વાળુ કરવા બેઠો ત્યારે ન્હાની સાળી પાસે આવી બેઠી અને મશ્કરીઓ કરતાં બોલી:—"સુરેશસિંહજી જો કોઇ સુંદરી પોતાના રૂપ–હીન પતિને છોડી દે, એનું અપમાન કરે, તો આપ એને શું કહેશો?"

સુરેશ (ગંભીર સ્વરથી)—"કુટિલા!"

સાળી—"અને એવો પુરૂષ પોતાની રૂપ–હીન સ્ત્રીનો ત્યાગ કરે તો?"

સુરેશ—"પશુ?"

સાળી—"અને જો પુરૂષ વિદ્વાન હોય તો!"

સુરેશ—"પિશાચ!"

સાળી—(હસીને)—"તો હું નાસી જાઉં. મને આપનો ડર લાગે છે."

સુરેશ—"પિશાચોનાં પ્રાયશ્ચિત પણ સ્વીકારાય છે."

સાળી—"શરત એજ છે કે પ્રાયશ્ચિત સાચું હોવું જોઇએ."

સુરેશ—"એ તો અંતરયામિજ જાણી જાય છે."

સાળી—"સાચું હશે તો તેનું ફળ નક્કી મળશે. પરંતુ મ્હારી બ્હેનને લઇ વળો ત્યારે આ તરફ થઇને જજો."

સુરેશની આશાનૌકા ફરી ડગમગવા માંડી. ગભરાતાં તે બોલ્યો—"પ્રભા, ઇશ્વરની ખાતર મને દયા કરો: હું ઘણોજ દુઃખી છું. આખા વર્ષમાં મ્હારો એક દિવસ એવો નથી ગયો કે હું રોયા વિના સુતો હું."

પ્રભા ઉઠતાં બોલી—"પરંતુ ઇલાજ શો? જાઉં છું, આરામ લ્યો."

એક ક્ષણમાં મંગળાની માતા આવીને બેઠી. અને બોલી—"બેટા, તમે તો ઘણુંજ ભણ્યા ગણ્યા છો. દેશ વિદેશ પણ ફરી આવ્યા છો; સુંદર બનવાની કંઇ દવા ન જોવામાં આવી?"

સુરેશે વિનયપૂર્વક કહ્યું:–"માતાજી, હવે પ્રભુની ખાતર વધુ ન શરમાવો."

માતા—તમે તો મ્હારી વ્હાલી પુત્રીનો પ્રાણ લીધો. શું હું તમને લજ્જીત કરવામાંથી પણ ગઇ? હું તો એવા શુકનો સંભળાવીશ કે તમે મને પણ યાદ કરો! સાસુના શબ્દો સૌભ-રાજ હોય. પરંતુ નહિ! તમે મ્હારા મ્હેમાનજ છો તમને દુઃખી ન કરૂં, જાવ આરામ કરો."

સુરેશ આશા ને ભયની દશામાં ગોતા ખાતો હતો. તેવામાં એકાએક બારણા આગળ કોઇએ ધીરેથી કહ્યું "જતી કેમ નથી, જાણે છે તો ખરા!" કોઇએ જવાબ આપ્યો "શરમ આવે છે"

સુરેશે અવાજ ઓળખ્યો તૃષિતને પાણી મળ્યું. એક ક્ષણમાં મંગળા તેની સન્મુખ આવી અને મસ્તક નીચું નમાવી ઉભી રહી, રૂપ એજ હતું પરંતુ દૃષ્ટિ અન્ય હતી. (સંપૂર્ણ.)

# સાભાર સ્વીકાર.

"ગુજરાતી"નો ૧૯૨૫ નો દીવાળી પર્વનો અંક અમોને અભિપ્રાયાર્થે મળ્યો છે. ઉપરનું ટાયટલ જાણીતા કળાકાર રા. દીનકર ધારગળકરની જાણીતી પીંછીથી દોરાએલું છે, જાપન બ્લોકમાં પણ લાઇટ શેડ અને બેક ગ્રાઉન્ડની ખુબીથી ચિત્ર ઉડીને આંખે વળગે તેવું છે. ગુજરાતીની સુંદર છપાઇએ એની સુંદરતામાં ઔર વધારો કર્યો છે. બીજાં ચિત્રો ઐતિહાસીક છે અને મોગલ જમાનાની જાહોજલાલી અને હીંદી શિલ્પકળાનો તે વખતનો હુન્નર આબાદ બતાવી આપે છે.

ઇતિહાસ, તથા ઐતિહાસીક ચર્ચાના લેખો ખાસ મનન કરી વાંચવા જેવા છે. ષડ્દર્શન જેવાં કાવ્યો અને ચાલુ જમાનાની "ભુતકાળની ઝાંખી" જેવી ગઝલો સુંદર છે. બાગનું કાવ્ય "ઓ ગુજરાત! ઓ ગુજરાત!ની બીજી આવૃતિ છે પણ રા. ખબરદારની કલમની જે ઝમક છે તે આમાં અમોને જણાતી નથી.

તત્વજ્ઞાનના અને ધર્મના લેખો વેદાંતમાં રસ લેનારા માટે ઘણાંજ ઉત્તમ છે. પ્રાચીન શોધખોળના લેખો વાંચવાથી કેટલુંક જુનું જાણવાનું આપણને મળી શકે છે. આ ઉપરાંત વિજ્ઞાન સાહિત્ય, અને હાસ્ય રસના લેખો સારા છે. વાર્તા સાહિત્ય ઠીક છે. "વાલીયો મોર" આ વાર્તા સાથે કેટલોક વિષય ઘર મેળે દાખલ કર્યો છે અને વાલીયાની જ્ઞાતિ લેખક જાણતા હોવા છતાં, સુધરેલ ભાષા વાપરી જુની કાઠીઆવાડી વાર્તાને મારી મચરડી સારી ગણાવવી એનો અર્થ શું! 'વાલીયો મોર'ની વાત જો રા૦ મેઘાણી જેવાએ લખી હોત તો એની મજા ઔર દીપી નીકળત.

નવચેતન—દીવાળીનો ખાસ અંક. પુ: ૮ અંક: ૧ ઓકટોબર ૧૯૨૫ નો અમોને અભિપ્રાય માટે મળ્યો છે. કવર ઉપરનું ચિત્ર આ વખતે ફેરવેલું છે. રા. ધુરંધરની જાણીતી પીંછીથી ચીત્રાએલું "પનીહારી"નું ચિત્ર ઘણુંજ સારૂં છે. લેખોની અંદર પણ રા. રાવળે આપેલો શ્રી૦ ધુરંધરનો પરિચય વાંચવા લાયક છે. આ ઉપરાંત બીજા લેખો, રા૦ ધુમકેતુની ન્હાની વાર્તા, ગુજરાતના જાણીતા કવિ ન્હાનાલાલની ભાવવાહી કવિતા ખરેખર આનંદ આપનાર છે. રા૦ ઓલીયા—જોશીનો કોરો કાગળ જુની વાર્તાને આધારે લખાએલો છે છતાં ભાષાના પ્રભાવથી વાંચનારને આનંદ આપે છે. રા. કનુ દેશાઇની કલમથી લખાએલો "સીનેમાની ફીલ્મનો પહેરવેશ" આ નામનો લેખ વાંચવાની અમો દરેક હીંદી ફીલ્મ કંપનીના માલેકોને ભલામણ કરીએ છીએ. એકંદર દીવાળીના પ્રસંગને આનંદ આપનારૂં સાહિત્ય છે.

ચાંદની—આ માસિકનો પહેલો અંક અમોને મળ્યો છે હાની વાર્તાઓની ખોટ પૂરી પાડવા જન્મેલું આ માસિક વાર્તા વાંચનારાઓ માટે સારૂં છે. વાર્તાઓની ચુંટણી પણ સારી કરવામાં આવી છે. માસિકનો દેખાવ અને કદ સાધારણ હોય તે સુંદર કરવા અમારી ભલામણ છે. તે વર્ધમાન એન્ડ સન્સ. પાયધુની. મુંબઇથી પ્રગટ થયું છે.

રસજ્ઞ-રંજન—આ અમદાવાદથી પ્રગટ થતા અઠવાડીકનો જન્માષ્ટમીનો ખાસ અંક અમોને અભિપ્રાય અર્થે મલ્યો છે. તેનું કવર પેજ જોતાં આંખોને આનંદ લાગે છે અંદર આપેલા ફોટાઓ અને રાજાના ટુંક જીવનો વાંચવા જેવા છે. રા૦ ઠકુરનો "નારી"નો લેખ અને રા૦ શુકલના લેખ ખાસ વાંચવા જેવા છે. કવિતા, સંવાદો, અને અપ્રસિધ્ધ નાટકોના કેટલાક પ્રવેશો આકર્ષક છે. ગ્રાહકને વિના મુલ્યે આપવામાં આ અઠવાડીકના કાર્યવાહકોએ જે સાહસ કર્યું છે, તેને માટે અમો તેમની ફતેહ ઇચ્છીએ છીએ.

શ્રી કુચ્છી દશા ઓશવાળ પ્રેસનું કેલેન્ડર—થ્રી કલર પીકચર્સ ૦-૧૦-૦ એક કલરના ૦-૮-૦ કે. ખાક માંડવી. પાયધુની રોડ મુંબાઇ. આ કેલેન્ડર સુંદર હોવા ઉપરાંત તીથી. વાર, માસ, તારીખ વગેરે દરેક કોમને લગનાં દિવસો દર્શાવ્યા છે. દરેક વેપારી ઓફીસ અને કુટુંબમાં રાખવા લાયક છે. થ્રી કલરની છપાઇ સુંદર છે.

# નોછાવર

લખનાર—રા. મિસ્કીન.

કાંતા ઘરનું બાર ઉઘાડી ઉંબરમાં ઉભી રહી રસ્તા તરફ જોતી હતી. સાંજ પડી ગઇ હતી. આકાશ વાદળોથી ઘેરાએલું હતું. શેરીઓમાં બે ચાર ગાયો ને વાછડાં વાગોળતાં ઉભાં હતાં. એક બાઇ લાકડાંનો ભારો ઉપાડી ચાલી આવતી હતી. કાંતાએ પોતાની નજર બીજી તરફ વાળી. રસ્તા ઉપર સાવ સોપો પડી ગયો હતો. છતાં કાંતા આંખો ખેંચી છેટે સુધી જોતી ઉભી હતી. એ અત્યારે કોના આવવાની રાહ જોતી હતી? એનો ધણી—ના; એનો ધણી નથી. એ સધવા છતાં વિધવા છે. જેણે એને છેતરી, જીવન ઝેર કર્યું, એ શું એનો પતિ? કાંતાએ પ્રતિજ્ઞા કરી છે કે એ પોતે, પોતાના પતિનું મુખ નહીં જોઇ, એ સધવા છતાં વિધવા જેમજ રહેશે.

એના જીવનમાં પણ એવા દિવસો હતા કે, આજની જેમ, પતિ ઘરે ન આવ્યો હોય તો અધિર અને મોડી રાત સુધી રાહ જોતી બારણામાં ઉભી રહેતી. ને જ્યારે પતિ દેવ આવતા ત્યારે બહુ મમતાથી એનો સત્કાર કરતી. આજ એજ કાંતા પતિ પ્રેમથી વંચીત છે. કારણ? પતિએ કોઈ બીજીની સાથે લગ્ન કર્યાં છે? હા એમજ છે. છતાં વખત આવે પતિ ઉપર પોતાનો પ્રાણ નોછાવર કરવા કાંતા તૈયાર છે.

બારણાં વચ્ચે ઉભેલી કાંતાની નજર દૂરથી ઉતાવળે પગલે આવતા એક માણસ ઉપર પડી. માણસ હજુ છેટે હતો તોપણ કાંતાની આંખે તેને ઓળખી લીધો. એક પળ એના મુખ ઉપર લાલી પથરાય રહી. પણ પાછી તરતજ પીળાશ છવાય ગઈ. એનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. એણે તરતજ ઘરમાં જવા ઇચ્છયું છતાં એનાં પગ ન ઉપડયા. પથ્થરની પ્રતિમા જેમ એ ચુપચુપ ઉભી રહી.

એ માણસ પાસે આવ્યો. એના પગ લથડતા હતા. મુખ ઉપર નિરાશા હતી. એણે પહેલાં તો કાંતાને દીઠી નહીં. પણ જ્યારે કાંતા ઉપર એની નજર પડી ત્યારે એ ચાર ડગલાં પાછળ હઠી બોલ્યો, "કોણ કાંતા? હા, આ તારૂંજ ઘર છે. હું ઉતાવળમાં ભૂલી ગયો." આમ બોલી એ પાછો વળ્યો. બે ચાર પગલાં ચાલી ઉભો રહ્યો. વળી ચાલ્યો. વળી પાછો વળી કાંતા પાસે આવી બોલ્યો, "કાંતા, કોઇ આવી તને પુછે કે હું ક્યાં ગયો તો તું કાંઇ ન કહેતી."

"કેમ?"

"જો, હું તારો પતિ છું—તું મારા પ્રાણની રક્ષા નહીં કરે?"

"વાત શું છે એ સમજાવીને કહે તો ખબર પડે ના?"

"તારા પિતા ઘરમાં છે?"

"ના, એ બહાર ગામ ગયા છે."

"કાંતા, મારે ખાતર તારા નસિબે દુઃખજ આવ્યું. તું મારી સાથે રહી ત્યાં સુધી તારે લલાટે એક ઘડી પણ સુખ ન આવ્યું. હું આજ તારી પાસે એક ભીખ માગું છું. આપીશ?"

"ભીખ શાની?"

"હું અત્યારે ગુનેહગાર છું. મને પકડવા પોલિસ મારી પાછળ ફરે છે. મને એક રાત અહીં છુપાવી રાખ. સવારે વ્હેલો ઉઠી ચાલ્યો જઇશ."

કાંતા વણ બોલે પતિ સામું જોઇ ઉભી રહી.

કાંતાને ચુપચુપ ઉભેલી જોઇ ગળગળે સાદે એનો પતિ બોલ્યો. "કાંતા મને બચાવ. આજની રાત મને અહીં છુપાવ. અહીં મને શોધવા કોઇ નહીં આવે. કારણ કે, તારા પિતા મારાથી નારાજ છે."

"ઠીક. અંદર ચાલો."

એ ધીમે પગલે કાંતાની પાછળ ઘરમાં ગયો. અત્યારે ટાઢથી અને બ્હીકથી એ ધ્રુજતો હતો. કાંતાએ તરતજ સગડી સળગાવી તેની સામે મુકી, એ ધીમી અગ્નિ તાપવા લાગ્યો.

કાંતા રાંધણીમાં જઈ રસોઈ કરવા લાગી. થોડીજ વારમાં રસોઈ તૈયાર કરી પતિને લઈ આવી રાંધણી પાસે બેસાર્યો. બહુ ભાવથી કાંતાએ પતિની થાળીમાં જે બે, ત્રણ વસ્તુઓ રાંધી હતી તે એણે પીરસી. પતિ બેચાર કોળીઆ ભરી બોલ્યો, "તું બહુ સારી રસોઇ રાંધી જાણે છે. આ તને હું રૂડું મનવવા નથી કહેતો."

કાંતા ધીમું હસી.

થોડીજ વારમાં એ બન્ને બહુ પ્રેમથી વાતો કરવા લાગ્યાં. વર્તમાન સ્થિતિને સાવ વિસારીજ ગયાં.

બહુ મોડી રાતે કાંતાનો પતિ ઉંઘી ગયો. આજ કાંતાને કેમે કરતાં ઉંઘ ન આવી. એની નજર પતિના ખીંટીએ ટાંગેલા કોટ ઉપર પડી. કોટનું એક બટન તુટી ગયું હતું. એક બે, ઠેકાણેથી જરા તરા ફાટયો પણ હતો. કાંતા ઉઠી સોઇ-દોરો લઈ કોટ સાંધવા બેઠી.

છેટે પોલિસ થાણામાં બેના ટકોરા વાગ્યા એ કાંતાએ સાંભળ્યા. અત્યારે એની છાતીમાં બહુ દુઃખતું હતું. આવો દુઃખાવો એને બબે ચાર ચાર દિવસ રહેતો. કોટ સાંધી જરા આડે પડખે પડી.

થાણામાં ચારના ડંકા વાગ્યા કે તરતજ એ બેબાકળી ઉઠી. એણે તરતજ પોતાના પતિને ઉઠાડયો. ફાનસ કરી રાતનું ઢાંકી રાખેલું શિરામણ ચીરાવી એ નાસવાની તૈયારી કરવા લાગ્યો.

બન્ને જણાં ઘરને પાછલે બારણેથી બહાર નીકળ્યાં. હજુ અંધારૂં ઘણું હતું. એ બન્ને ગામ બહાર આવ્યાં. ગામને પાદર

બુધ્ધિ અને સારી મેનેજમેન્ટનાં ગુણગાન સાથ તેમનું શુભ ઇચ્છી સેતા સાત વાગ્યા બાદ રિફ્રેશમેન્ટ લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

કૃષ્ણ—મી. શયદાની છાપ ક્રમાઇ પછી મી. મહેતા એક સદને નવીન—મી. દવેની લખાયેલી વસ્તુની શરૂઆત કરશે.

રોયલ—મી. અરદેશર ઇરાની દેવગઢ બારીયા જઇ એ ત્રણ ફિલ્મના આઉટડોર સીન લઇ આવ્યા છે. અને આશા રખાય છે કે, ટુંક વખતમાંજ ત્રણ ચાર ફિલ્મો ઉપરા ઉપરી બહાર પડશે.

મહારાષ્ટ્ર—માયા બજારે મેજેસ્ટીકમાં દેખાવ દીધો છે. નવીનમાં મી. બાબુરાવ શિવાજીની શરૂઆતની જીંદગીનો વૃતાંત હાથમાં લેવા ઇચ્છા રાખે છે.

અશોક—પૃથ્વી વલ્લભની નવી કોપી તૈયાર થઇ ગઇ છે. ઓહાદ સીનેમામાં બતાવવાની તજવીજ ચાલી રહી છે.

ઉડતી ખબર—સાંભળવા પ્રમાણે કોહિનૂર ફિલ્મ કું. જાણીતા લેખક મી. દવેની સાથે એક વર્ષનું વાર્તાઓ માટે એગ્રીમેન્ટ કરનાર છે. મી. દવે કોહિનૂરને વીસ વાર્તાઓ એક વર્ષમાં પૂરી પાડે અને તેના બદલામાં કોહિનૂર કું.ની તેમને એક બાદશાહી રકમ આપવા તૈયાર થઇ છે. ખરો આંકડો આવ્યો નથી, પણ સાંભળવા પ્રમાણે ૩૦,૦૦૦ ત્રીસ હજારની રકમ નક્કી થવાનો સંભવ છે. મી. દવેને આવી બાદશાહી રકમ મેળવવા માટે અમો નસીબદાર સમજી ધન્યવાદ આપીએ છીએ અને કોહિનૂર ફિલ્મ કું. પ્રજાને રીઝવવાને જે સાહસ કરી-મોટી રકમો ખરચી-સારા આદમીઓ રાખી-સારી વસ્તુઓ માટે બાદશાહી રકમનો ભોગ આપી જે જહેમત ઉઠાવે છે તેને માટે મી. દ્વારકાદાસને અમો ધન્યવાદ આપીએ છીએ અને તેમના આ સાહસમાં, સફળતા પ્રાપ્ત થાય એમ ઇચ્છીએ છીએ. આવી મોટી રકમ સિનેમાના ઉદ્યોગમાં અપાયાનો દાખલો હિન્દમાં આ પહેલ વહેલોજ છે.

લક્ષ્મી અને કૃષ્ણ સીનેમા—અમારા જાણવા મુજબ આજ દીન સુધી લક્ષ્મી પિક્ચર્સનાં ચિત્રો કૃષ્ણ સિનેમાને મળતાં હતાં, કાળો ચોર ઇંપીરીયલમાં જવાથી કૃષ્ણ સિનેમાના માલેકોને ખોટું લાગ્યું છે. સાંભળવા પ્રમાણે તેમાં કોઇનો દોષ નથી. સલાહ સંપથી થયેલા એગ્રીમેન્ટની રૂએ આ પીક્ચર ઇંપીરીયલમાં ગયું છે. હવે સતી સિમંતિની કૃષ્ણમાં આવવું જોઇએ. જોઇએ છીએ શું થાય છે.

કોહિનૂર—હીરજી કામદાર પાસ થઇ ગઇ છે. બાળ વિધવા ધમધોકાર ચાલુ છે. નવા આદમીઓ દાખલ થવાથી કેટલાક જૂના આદમીઓ ચમક્યા છે.







# શું મોહીનીનું કોઇ ખાસ સ્થાન છે ?

એટલે કે તમે કહી શકો છો કે તે મહેલોમાંજ હોય છે અને ઝુંપડીઓમાં હોતી નથી અથવા શહેરોમાં હોય છે અને જંગલમાં મળતી નથી ? કઇ એવી વાત તો નથી મહેરબાન ! ખાત્રી નહિ હોય તો અમારી સીરિયલ

## શાહે જંગલ એટલે વનરાજ

જે આ અઠવાડીઆથી શરૂઆતના નવ ગજાવર ભાગો સાથ ચાલુ થઇ છે તે જોઇ જવાની મહેરબાની કરશો.

જેમાં એલમો લીંકન અને તેની પ્રીય લુઇસ લોરેનના કામો જોઈ તમોને મોજ મજાહમાં ઉતરવુ પડશે.

વિકાળ પ્રાણીઓ ! આકર્ષક સોનેરી

બહાદુરીભર્યા પ્રયોગો. પ્રેમના બનાવો. અદેખાઓના કૌતકો.

એટલા તો સંખ્યાબંધ જોવા લાયક દેખાવો કે

તમે ગણીએ ન શકો.

એમતા સાલમાં કઇ નવું જોઈ તમારા મગજને તરો ત . . દાખલ કરો.

## ગ્લોબ સીનેમા સેન્ડ . . . ગેડ

રોજ ચાર ખેલ ! રોજ ચાર ખેલ ! રોજ

વખત ૫ાા, ૭, ૮ાા, ૧૦ાા શની રવિ ખાસ ખેલ

ભાવ રૂા ૨ ૧ ૦ાા, ૦ાા ૦ ૦/૭ ટેકસ

# એક વર્ષથી પણ લાંબા ગાળા પછી

લોકોમાં અસાધારણ ધમાલ મચાવનારો—લાગઠ ત્રણ ત્રણ અઠવાડીયાં
ચાલો ટાકોટો બંધ થયેલો છતાં કેટલાક તો જોતાં
રહી ગયલા—તે જાણીતી

## સરસ્વતિ ફીલમ કંપનીની ફીલમ

# સતિ સરદારબા

જેમાં જાણીતા એકટર અને એકટ્રેસીઝનું સુંદર કામ, મીસ મવાલી મોહન-લાલાજી
બેગમ ફાતમા મીસ-જુબેદા મીસ સુલતાના-વિગેરે વિગેરે.

**જોઈ લ્યો ધરાઈ ધરાઈને જોઈ લ્યો**

મીસ સુલતાના કે જેનાં વિલાયતમાં વખાણ થયાં છે-જેને ઇન્ડીયન
મેરી પીકફર્ડની ઉપમાદી દીધો છે.

**હજાર ઘોડેસ્વારનું ખરૂં લશ્કર**

જે હજી કોઈપણ દેશી ફીલમમાં બતાવ્યું નથી અને બતાવશે કે નહીં તે પણ શંકા છે.—

**શનીવાર તારીખ ૩૧ માર્ચ શરૂ છે.**

# સીનેમા મેજેસ્ટીક ગારગામ

વખત દરરોજ ૫-૭-૯-૧૧ શનિ રવી તહેવાર ૩-૫-૭-૯-૧૧



[કારતક વદ ૧] રવિવાર તારીખ ૧લી નવેમ્બર ૧૯૨૫. [પુ. ૨જું. અંક ૩૦ મો



## ભક્તિરસ.

મોરલી મધુરી હસ્તે ધરીને
કાનુડે કીધો સુરનાદ
વ્રજની ગોપી ટોળે મળી ત્યાં
નીરખવા ત્રિભુવન નાથ.

શામળો સોહામણો લાગે વીરલો
થનથન નાચતો દેતાં તાલ
પાદ, કમલવત્ શોભી રહ્યા છે
સહુ પ્રણમે છે શ્રીગોપાલ.

બ્રહ્મનાદ કે સુરનાદ કે
ગાનનાદમાં થઈ ગુલ્તાન
ગોપી વ્રજની મધુરી બંસરી
સુણીને થઈ ગઈ મસ્તાન.

દેહભાન ત્યાં ભૂલી જવાયું
આત્મ ભાનમાં લીન થઈ
નીરખ્યું અનુપમ બ્રહ્મરૂપ, તે
કપટી કાનુડાની માંહી.

યોગેશ્વરો ના પામે યોગથી
નીરખવા એ તેજ નિરાધાર
લબ્ધ થયું તે ગોપીજનને
જોઈ લીલા એ અપરંપાર

આનંદે રોમાંચિત થઈને
ડોલે ત્યાં ગોપિકા સંગ
પુષ્પલતા જ્યમ વાયુ સ્પર્શે
મરડે સહુ પોતાના અંગ.

સત્ ચિત્નો વાદ વદાવી
તટસ્થરૂપે રહી ભગવાન
શુષ્ક શૂન્યતા હરી લઈને
અર્પ્યો શુદ્ધ આનંદ પ્રકાશ:

જ્ઞાની જનોને અગમ્ય એવું
યોગી જેવું કલ્પે ધ્યાન
યાગી યજ્ઞે અર્પી આહુતિ
સામવેદે ગાયે ગાન

પ્રાપ્ત થયું તે તત્વ અનુપમ,
અનંત, સનાતનરૂપ, અપાર
પ્રેમ-ભક્તિથી ગોપીજનને,
રણક્યો ઉરનો વીણાતાર.

સુમતિ તમ હૃદયે ધારી
ષટ્ રિપુનો ધ્વંસ કરી
કૃષ્ણ કહે, હો, કૃષ્ણ ભજનથી
વશ કરી લ્યો શ્રી ભગવાન.

કૃષ્ણલાલ.

"ખોટું નામ શા માટે લખાવું? સાચને શી આંચ છે! મ્હને કયાં કોઇનો ડર છે?", ધાણી ફુટે એમ તડાકાબંધ રામમણિએ કહ્યું.

"બોલો, તમારૂં નામ શું?" નુરમહમ્મદે એક ન્હાની ડાયરી તથા પેન્સીલ કાઢી પૂછ્યું.

"મ્હારૂં નામ મનોરમા છે."

"કયાં રહો છો?"

"મદન ગોપાળની હવેલી પાસે. ધાંચીની પોળ સ્હામે.

"તમો પરણેલાં છો કે?"

"ના, હું વિધવા છું."

"તમારૂં બીજું કોઇ સગું વ્હાલું તમારી સાથે રહે છે?"

"ના. મ્હારો બાવીસેક વર્ષનો દીકરો છે; તે વકીલની ગુમાસ્તી કરે છે."

"તેનું નામ?"

"કાશીનાથ."

"તેના બાપનું નામ?"

"મ્હારાથી નહિ કહી શકાય. તમે હિંદુ હોત તો સમજી શકત કે, મલાજાવાળી હિંદુ સધવા કે વિધવા ધણીના નામનો ઉચ્ચાર કરી શકતી નથી. જરૂર હોય તો મ્હારા દીકરા પાસે આવી પૂછી જજો."

"ઠીક છે." આ તેજસ્વિની રમણી પાસે લાચાર બની નુરમહમ્મદે કહ્યું

"ત્યારે હું પણ જાઉં છું. કામ પડે તો ખુશીથી આવજો." કહી તરતજ રામમણિ ઝડપથી નીચે ઉતરી. નુરમહમ્મદ પણ વીલે મોઢે મેડા ઉપર ચઢયો.

(અપૂર્ણ)

---



# શું મારી મધુરી ગઇ!

લખનારઃ—વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ.

મધુરી એક સુખી કુટુમ્બમાં જન્મી હતી અને ઉછરી હતી. તેણી તેણીનાં માબાપની એક લાડકવાઇ પુત્રી હતી. હજી મધુરીનો જન્મ નહોતો થયો તે પહેલાં મધુરીના બાપે વ્યાપાર ધંધામાં કેટલુંક ધન ગુમાવ્યું હતું; પણ મધુરીના જન્મ પછી તેનો દિવસ પાછો ચતેજ થયો હતો. આ સબબથી મધુરીના બાપે મધુરીનું હુલામણું નામ કુમકુમ પાડયું હતું. કુમકુમ એટલે કંકુ. વિસ્તારીને કહેવા જઇએ તો કુમકુમનાં પગલાંવાળી એવો તેનો અર્થ માનવામાં આવતો હતો. અગાઉ કહેવાતા કુળ ઉપર મોટી પડવાનો રવેશ વિશેષ હતો. હજી પણ અમારા વર્ગમાં આ રવેશ હસ્તીમાં છે. આ પ્રથાને અનુસરી મધુરીનું સગપણ કહેવાતા કુળમાંજ કરવામાં આવ્યું હતું. મધુરીનું સાસરૂં આબરૂદાર ગણાતું; પણ અંદરથી ખાલી ખંમ હતું. જેઓ પોતાનાં કુળનું અભિમાન રાખે છે તેઓ પોતાના પુત્રોને ભાગ્યેજ ભણાવી ગણાવી તૈયાર કરે છે. મધુરીનો વર નિશાળે ભણવા જતો ખરો, પણ તેનું ભણવામાં મન લાગતુંજ નહિ. ટણક ટોળીમાં રમવું અને રખડવું, એ તેનો પેશો હતો. બેઉ વહેવાઇઓ એકજ ગામમાં રહેનારા એટલે મધુરીને ટાણે ટચોકે સાસરે જવું પડતું.

મધુરી પ્રથમથીજ અત્યંત શરમાળ હતી. તેણીની આંખો મારકણી હતી પણ તેણી કોઇની સામે મીટ માંડીને જોતીજ નહિ. તેણીના નેત્રો નીચાંજ ઢળેલાં રહેતાં. તેણી સોહામણી હતી. મર્યાદશીલ હતી અને જ્યાં દશ શબ્દ બોલવાના હોય ત્યાં પાંચજ શબ્દો ઉચ્ચારતી. મધુરીની સાસુ પ્રથમથીજ સત્તા લોભી હતી. તેણીએ પોતાના ધણી પતિ ઉપર કાબુ મેળવ્યો હતો. ઘરનું દરેક માણસ તેણીનાથી થરથરતું. ફક્ત મધુરીનો વર રતનલાલ તેણીને કશામાં લેખવતોજ નહિ. મધુરી કોઇવાર સાસરે આવી હોય ત્યારે પણ તેણીની હાજરીમાં મધુરીની સાસુ રતનલાલને ટોકતી. જે છોકરો ટણક થઇ ગયો તેને પછી ટોકણી પણ શી અસર કરે? પથ્થર ઉપર પાણી! નામ તો રતનલાલ હતું પણ હતો પથ્થરલાલ! જે છોકરો નઠારા છોકરાઓની સોબતમાં બચપણથી રહેતો હોય તે મહોટપણે શી સુધરે! રતનલાલ જેમ જેમ મહોટો થતો ગયો તેમ તેમ વધારેને વધારે ટણક થતો ગયો. તે ટોળીઆઓની જોડે નદી કિનારે જતો. આ સૌ ટોળીઆ નદી કિનારે એક શિવની દેરી હતી તેના ઓટલા ઉપર બેસતા અને લાગ આવે ત્યારે જતી આવતી કોઇ કોઇ યુવાન બાળાની મશ્કરી પણ કરતા. રતનલાલ પોતાના વૃદ્ધ બાપના અંકુશમાંથી પણ નિકળી ગયો હતો. નિશાળનો માસ્તર લાંચીઓ હતો. રતનલાલ માસ્તરને દરરોજ બે ચાર આના આપતો અને પોતાની હાજરી

પુરાવતો. રતનલાલને જો કે આપણે ગમાર તો નજ કહીએ. તે ગમાર નહોતો; પણ સ્વચ્છંદી હતો. નહાનપણથીજ લાડમાં ઉછેરેલો તેથી તેને નિરંકુશ રહેવાની ટેવ પોલી. આ ટેવ કુસંગને લીધે વધતીજ ચાલી તેનો પગ ઘરમાં તો ભાગ્યેજ ટકતો. રતનલાલનો બાપ તો પોતાનો વ્યવહાર કેમ નિભાવવો તેનીજ ચિંતામાં રહેતો હતો. 'રતનલાલની માતાને રતનલાલ ભણવા જાય છે કે શું કરે છે તેની પરવા નહોતી. તેણી તો પોતાના કડક સ્વભાવને લીધે જેમ પોતાના ઘરનાં સઘળાં માણસો ઉપર હુકમ ચલાવતી તેવો હુકમ પોતાના પુત્ર રતનલાલ ઉપર ચલાવવાની પણ પેરવી કરતી. જ્યારે મધુરી સાસરે આવી હોય ત્યારે તે પોતાની આ પ્રકૃતિને બેવડું જોર આપતી. તેણીને 'આવતી વહુ અને બેસતા રાજા'ની કહેવત સૂત્ર જેવીજ જણાઇ હતી. તો જો કે મધુરી હજી પરણી નહોતી તો પણ આ કહેવતને અનુસરતો સ્વભાવ તેણી વહુની હાજરીમાં પણ દેખાડયા વગર રહેતી નહિ. આ ઉપરથી કોઇએ એમ સમજવાનું નથી કે મધુરીની સાસુ મધુરી ઉપર પણ આવો હુકમ ચલાવતી. તેણી તો ઉલટી મધુરી તરફ વહાલ બતાવતી. તેણી એટલું તો સમજતી હતી કે કુંવારે મોઢે હેત પ્રીત રાખવાનોજ ગુણ સારો.

(૨)

મધુરી જેટલી બહાર સૌંદર્યવતી હતી તેટલીજ તેણી ભણવામાં પણ હતી. કોણ જાણે પૂર્વનો સંસ્કાર એવો હોય કે તેણીનું ખમીર એવું હોય; પણ તેણી જેટલું વાંચતી તેટલું લગભગ તેણીને મોઢેજ રહી જતું! સરલ તો તેણી તરતમાંજ સમજી શકતી; પરન્તુ કેટલીક ગુંચવણવાળી મતલબ પણ તે જાતેજ ઉકેલી શકતી. તેણી કોઇકજવાર મુખ્ય મહેતીજીને પૂછવા જતી મુખ્ય મહેતીજીનો તેણીના ઉપર પ્રેમ હતો; કારણ કે તેણી આખી કન્યાશાળામાં ચાલાકમાં ચાલાક છોકરી હતી. મધુરીની મા કોઇ કોઇવાર મહેતીજીને જાણતી એટલે મહેતીજી પણ મધુરીની વિશેષ કાળજી રાખતી. મધુરીમાં સહનશીલતાનો ગુણ પણ સારો હતો. એટલુંજ નહિ પરન્તુ તેણીનું ગળું મીઠું હતું. તેણી જ્યારે કોઇ કવિતા કે કોઇ સંગીત ગાવા માંડતી ત્યારે સાંભળનારને એમાંથી કોઇ અનવધી મીઠાશ આવતી. તેણી શરમાળ હતી પણ તેણીનામાં નીચું જોવાની ટેવ હોવાથી ગાતી વખતે શરમ બહુ જણાતી નહિ. અત્યારે તેણી પાંચમા ધોરણમાં હતી અને ઉપરાંત તેણીએ અંગ્રેજી ભણવાની શરૂઆત કરી હતી. ઘરમાં તો તેણીને ઘડીવાર પણ ગમતું નહિ. નિશાળજ તેણીનું વહાલામાં વહાલું સ્થાન હતું. જ્યારે ઇનામ આપવાનો મેળાવડો હોય ત્યારે મધુરીનું ઇનામ પહેલુંજ હોય. જેટલો વખત તેણી ઘરમાં હોય તેટલો વખત પણ ચોપડીમાં મ્હોડું ઘાલીને પોતાનો પાઠ તૈયાર કરતી હોય. તેણીની મા કોઇવાર મધુરીને ઘર કામમાં ઘાલતી પણ મધુરી તે બહુ ભાવે પરાણેજ કરતી.

(૩)

મધુરી જો કે મધુરીના મા બાપને આંખની કીકી જેવીજ હતી, પણ પરાયું ધન એટલે તેણીને પરણાવ્યા વગર છૂટકો ન હોતો. મધુરી હવે ઉંમર લાયક થઇ હતી અને કુલીન ઘર જોઇને આપેલી હોવાથી વેહવાઇઓની વચ્ચે કશી તકરાર ન હોતી. લગ્નનો અવસર પાસે આવેલો જાણીને બન્ને પક્ષો તૈયારીમાં હતાં. મધુરીની નણંદ પણ બહાર ગામથી પોતાનાં બાલ બચ્ચાં લઇને પોતાનાં મા બાપને ઘેર આવી પહોંચી હતી. મધુરી જેવું મધુરું પુષ્પ હવે વધારે ને વધારે ખીલતું જતું હતું. તેણીનામાં ચંચલતા વધી હતી. તેણી હવે કોઇની મદદ વગર ડાબ ડમકો શીખી ગઇ હતી. તેણીને પોતાના પગનો ઝાંઝરીનો ઝમકારો હવે ગમતો. તેણીનામાં હાથે પગે મેંદી લગાડવાનો શોખ પણ તાજો થઇ આવ્યો હતો. તેણી પરણવાની છે એવો રણકો તેણીને કાને ક્યારનો પહોંચી ગયો હતો. આથી તેણીના ચાલવાનો મરોડ તેણીનામાં હવે તરૂણતા આવી છે એવો ભાવ પ્રકટ કરતો. તેણીના બોલવાની છટામાં પણ હમણાં નૂતન ફેરફાર થયો હતો. તેણીની શરમ પણ હવે ધીમે ધીમે તૂટવા માંડી હતી. તેણી રસ્તા ઉપર પણ હવે બેફામપણે ન હોતી ચાલતી. તેણી હવે કાંઇક ઉંચું જોઇને ચાલતી હતી. તેણી હમણાં સર્વ વાતે ખબરદાર બનતી જતી હતી. પ્રથમ કરતાં પણ તેણીનામાં પહેરવા ઓઢવાની લાલસા વધી હતી. હવે તેણીની મા તેણીને કન્યાશાળામાં જવા ન દેતી. તોપણ જેને સાંઆ વખતની આદત પડી હોય તે કેમ જાય? લાગ જોઇને તેણી કન્યાશાળા તરફ પણ કોઇવાર નિકળી જતી.

(૪)

મધુરી પરણીને સાસરે આવી. નવી વહુના નવ દહાડા. સાસુ સસરામાં વહુને સુખડી આપતી. નણંદ પણ નવ દહાડા મીઠું મીઠું બોલી. કેટલીક આપણા બાપદાદાની કહેવતો વેદવાક્ય જેવીજ છે. અહીં વળી નવ ઉપરનો એક દહાડો વધારે શાન્તિમાં વીત્યો. અગિયારમે દહાડે નણંદે પોતાનાં નહાનાં બાળકને હિંચોળવાનું કામ સોંપ્યું. આ દોઢ વર્ષના બાળકને માતાનો પરિચય એટલે મધુરી તો જાણે નવુંજ માણસ. તેણીના હિંચોળવાથી છોકરો ઉંઘે નહિ અને મધુરીની સામે ટગર ટગર જોતો જોતો રોયા કરે!

"કેમ ભાભી! હજી તમારી માએ હિંચકાવવાનું કામ પણ બરાબર નથી શીખવ્યું? આમ શું હિંચકાવાતું હશે! મા! જો તો ખરી! ભાભીનો છેર કર્યા ને આ એળા કર્યા?"

મંગલાચરણ થઇ ગયું. સાસુજી બોલ્યાં તો નહિ; પણ મુગે મ્હોડે અંદરના ભાગમાં ચાલ્યાં ગયાં. મધુરી ગભરાઇ ગઇ પણ ફરિયાદ કરવા ક્યાં જાય? નણંદબાએ દોરી હાથમાં લીધી. છોકરો પણ તરતજ ચૂપ થઇ ગયો!

"જુઓ! આમ હિંચકાવાય! સમજ પડી?"

મધુરી આવો તરતનો ચમત્કાર જોઇ અજબ થઇ. તે બાળકી આનું ઉંડું કારણ શી રીતે જાણે! અંદરથી અવાજ આવ્યો.

અને કહેલું છે કે સાસરિયાનું ગમે તેવું સાલ હેય પણ તે કાંઈ દીકરીએ કહેવું નહિ. મધુરીની માતા આવું સાંભળીને ઉંડા નિસાસા ઉપર નિસાસા નાંખતી. મધુરીનો બાપ તો મનમાંજ સમજી ગયો હતો. તે જાણતો હતો કે બનવા કાળ જેવું બની ગયું છે.

"બા! હવે હું ઘડી બે ઘડી છું હોં! મારે માટે તો તેં ઉતાવળ કરી પણ હવે મારી વહાલી બહેન સરલા માટે એવી ઉતાવળ નહિ કરતી હો! જે કરે તે વિચારીનેજ કરજે. વર ઘર જોઈનેજ આપજે; નહિતર કુંવારી રાખજે." મધુરી માત્ર આટલુંજ બોલી શકી. તેણી હજી ચેતનામાં હતી. ત્યાં ખબર આવ્યા કે રતનલાલ કોઈ ચાકડીને લઈ નાસી ગયો છે!

"હેં બા! મારા એ ગયા! હું-પણ-જાઉં છું હો! બા!" મધુરીનો જીવ તેણીના ખોળીઆમાંથી ઉડી ગયો!

"શું મારી મધુરી ગઈ?"

મધુરીની મા પૃથ્વી ઉપર ઢળી પડી.

સંપૂર્ણ.

---:o:---







# ખાસ ચુંટી કાઢેલો પ્રોગ્રામ

## હિંદુસ્તાન સીનેમા ફીલમ કંપનીની સારામાં સારી અસાધારણ સરસ ફીલમ




દરેક કુટુંબે ખાસ જોવા લાયક છે માટે જરૂર જુવો

## હિંદુસ્તાન સીનેમા

ગ્રાંટ રોડ ટ્રામ ટરમીનસ

વખત તથા ભાવ હંમેશના નિયમ પ્રમાણે

## કંઈક નવું !

### કુતરા-માટેનો કાયદો

વિલાયતમાં આપણા હિન્દુસ્તાન માફક કુતરાઓને છુટા ફરવા દેવામાં આવતા નથી. દરેક ન ધણીયાતા કુતરાને પોલીસ પકડીને પાંજરાપોળમાં મોકલી આપે છે, અથવા તો મારી નાખે છે.

દરેક કુતરો પાળનારને પોલીસમાંથી જનાવર માટે લાઇસન્સ લેવું પડે છે. જેની ફી લગભગ રૂ. ૫) જેટલી હોય છે. આ લાઇસન્સ જ્યારે પણ કોઈ પોલીસનો માણસ અથવા અમલદારી પોતાનો માણસ જોવા માગે ત્યારે બતલાવવું પડે છે. લાઇસન્સ બતલાવવાની આનાકાની કરનારને અથવા તો વગર લાઇસન્સે કુતરો પાળનારને અથવા એક લાઇસન્સમાં બે કુતરા રાખનારને રૂ. ૭૦ સુધી દંડ કરવામાં આવે છે. દરેક માણસ પોતાના જંગલી કુતરાને પોતાના ઘરમાં તથા વાડીમાં ચોરો સામે રક્ષણ તરીકે છુટો મુકી શકે છે. પણ જો કોઈ નિર્દોષ માણસને એ કુતરો કરડે તો તેમાં કાયદાનો ભંગ થાય છે. જો તે માણસ પાસે પીસ્તોલ હોય, તો કુતરાને મારી નાખવાની, તેને સંપૂર્ણ સત્તા છે. પરંતુ તેણે કોર્ટમાં સાબીત કરવું જોઇએ કે કુતરાએ તેની ઉપર ખરેખર હુમલો કર્યો હતો, અને તેની પાસે પીસ્તોલ વાપરવાનું લાઇસન્સ છે.

રસ્તે ફરતાં કોઇ પણ કુતરાને પછી ભલે તે જંગલી અથવા કરડુ તરીકે જાણીતો હોય, તો પણ મારી નાખવાનો કોઈ પણ માણસને હક નથી. અને કોઇ કુતરાને મારપીટ કરનાર સામે કુતરાનો ધણી ઉમેજાની ફરયાદી માંડી શકે છે. જો કોઇનો કુતરો તમને કરડે તો તમો કાયદાપૂર્વક તે કુતરાના માલીક પાસેથી બદલો માગી શકો પણ તમારે પહેલાં પુરવાર કરવું જોઇએ કે મજકુર કુતરો અગાઉ બીજાને કરડ્યો હતો, અને એ હકીકત તેનો માલીક જાણતો હતો. જેમ પહેલો ગુન્હો માફ કરવો એ સાધારણ રીત છે તેમ પહેલી વખતનું કરડવું એ કુતરાઓનો પણ "જન્મસિદ્ધ" એક હક છે.

કોઇ પણ કુતરો જો લોકોને પીડા કરતો માલમ પડે અને તેનો ધણી તેને બરાબર બાંધીમાં રાખતો ન હોય તો તેવા કુતરાને મારી નાખવાની કોર્ટની સત્તા છે. અને તેના બદલા તરીકે તેના માલીકને કદડ ટીકા સીવાય બીજું કંઈ પણ મળતું નથી. કારણકે કાયદો કહે છે કે પોતાનો કુતરો જો કરડુ હોય તો તેના ધણીએ તેને હંમેશ માટે પૂરી રાખવો જોઇએ અથવા તો મારી નાખવો જોઇએ.

વિલાયતમાં મોટાં ખેતરોમાં વાડ ઉપર નોટીસ મારવામાં આવે છે કે—"દાખલ થતા કુતરાઓને વીંધી નાખવામાં આવશે." પણ કાયદો ખેતરના માલીકને આ સત્તા આપતો નથી. તે કુતરાને પકડી શકે છે. અને જો પૂરવાર કરે કે કુતરાના માલીકે તેને જાણી બુજીને પોતાના ખેતરમાં આવવા દીધો છે, તો કુતરાના માલીક પાસેથી નુકશાનીનો બદલો મેળવી શકે છે.

"કલ્યાણ"

* * *

### નોકર થવાની લાયકાત.

બર્લીનના મેયરને એક એકાકી વિધવાએ રોજ ધણી શોધી આપવાનું કહેલું અને તેથી ત્રણ ઉમેદવારો બહાર આવ્યા હતા. એક તો ટાઉન હોલમાં જાતે હાજર થયો હતો. તેણે વિધવાને ત્યાં રાહ જોતી ધારેલી પણ તેમાં તે નિષ્ફળ ગયો હતો. બે ઉમેદવારોએ કાગળો લખ્યા હતા. એકે લખ્યું હતું કે "હું તેઓની લાયકનો આસામી છું. તેને સારું રાંધતા આવડે છે તો ખાવામાં હું હુશિયાર છું. તેની પાસે થોડી મુડી છે, તો મારી પાસે બિલકુલ નથી, તેને રહેવા ઘર છે તો મારે કાંઈ નથી. એટલે અમે બન્ને સારી રીતે રહી શકીશું. કેટલાક વર્ષ થયાં મેં કામ ધંધો છોડી દીધો છે એટલે હું મારી બૈરીને ઘર કામમાં મદદ કરીશ. વળી મને સંગીતનો શોખ છે અને સંગીતનો જાણકાર પણ છું."

* * *

### ફીલ્મ સ્ટાર અને તેની માશુક

રૂડોલ્ફ વેલેન્ટીનો (જાણીતો સીનેમા એક્ટર) અને મીસ વીનીફ્રેડ હડનટ (નાચા રેમ્બોવા) બન્ને વચ્ચેના પ્રેમમાં ધંધાને લીધે મુશ્કેલી ઉભી થઇ હતી. ત્રણ વર્ષ સુધી ઘર સંસાર ભોગવ્યા પછી હવે તેઓ છુટાં પડવાની અણી ઉપર આવ્યાં છે. મીસીસ વેલેન્ટીનો હાલમાં ન્યુયોર્કમાં છે અને યુરોપ ઉપડી જવાની તૈયારી કરે છે. તે અને તેનો ધણી જણાવે છે કે સ્વભાવની વિરૂધ્ધતાથી તેમની વચ્ચે સારી બનતી નથી. મીસીસ વેલેન્ટીનો જણાવે છે કે ફીલ્મના ધંધામાં તેઓ એટલાં તો રોકાયેલાં રહે છે કે ઘર કામનો વિચાર કરવાનો તેમને અવકાશ રહેતો નથી. મીસીસ વેલેન્ટીનો જણાવે છે કે મારાથી ઘરમાં બેસી મારા ધણીને માટે સર્વ તૈયારી કરી રહિ જોઇ બેસી શકાય નહિ. મારા ધણીને ગૃહ જીવનનો આનંદ ભોગવવાનો ઘણો શોખ છે, પણ જ્યારથી હું સ્વતંત્રપણે ચિત્રપટો તૈયાર કરવામાં રોકાયેલી રહું છું ત્યારથી મારાથી તેમ બની શકતું નથી.

* * *

### લગ્ન ખરાં, પણ પહેલાં કાચાં અને પછી પાકાં!

રશિયામાં લગ્ન સંબંધી તાજેતરમાં એક નવો કાયદો અમલમાં મુકાયો છે. આ કાયદા પ્રમાણે જો કોઇ બે પ્રેમ

# ધમાલ અને ધૂમચકરી ચાલુ!

આજે ત્રણ અઠવાડીઆથી ચાલુ થયલી અમારી સીરીયલ

# શાહે જંગલ ઉરફે વનરાજ

ઉપર લોકોનો દરોડો ચાલુ છે. જેમાં પહેલાથી છેવટ સુધી

## ટારઝન--જેનપોરટર--રોકોફ--ગરનેટ

નાં કામો જોઇને તમે ખચિત્તજ અજબ થઇ જશો

## જેન પોરટરનું જાહેર લીલાઉં!!

રોકોફ અને ગરનેટના હિસાબે અને જોખમે બીચારી જેન પોરટરનું લીલાંઉ કરી બદમાશો તેણીને વેચવા ચાલ્યા છે.

# બેહદ સેન્સેશનલ સીરીયલ

શોખીન પ્રેક્ષકોએ સરટીફીકેટ આપી છે કે આ એક બેહદ દિલને ધ્રુજાવનાર વીકરાલ પ્રાણીઓથી ભરપુર સીરીયલ છે. જરૂરજ આવીને જોઇ જાઓ

સાથે ધુમ હસાવનારી એક ભાગની કોમીડી

વખત ૫॥, ૭, ૮॥।, ૧૦॥ રાની રવિ ખાસ ખેલ ૩॥ કલાકે

ભાવ રૂા. ૨, ૧, ૦॥। ... ૦।= ટેકસ સાથે

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

Reg. No. B.

# મોજ-મજાહ ઇનામમાળા નં. ૧

## રૂપિયા પચ્ચીસનાં બાર ઇનામો

મોજ-મજાહના વાંચકો સિનેમા અને નાટક વિષે જે રસ લે છે, તેને માન આપી તે ધંધાઓમાં શોકીન પ્રજા શું માગે છે, તેની પરીક્ષા થાય એવા ઉદ્દેશથી આ ઇનામમાળાની યોજના બહાર પાડવામાં આવી છે. આશા છે કે, શોકીન સજ્જનો આનો સંપૂર્ણ લાભ લેશે.

નીચે જણાવેલી કુંપનમાં અત્યાર સુધીમાં બહાર પડેલી સારામાં સારી

## દસ દેશી ફિલ્મોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂ. પચ્ચીસનાં બાર ઇનામો વહેંચી આપવામાં આવશે.

**ઇનામોની વાગત**—રૂા. ૧૦, ૫, ૩, ૨, ૧, નાં એક એક મળી કુલે પાંચ—બાર આનાનાં બે— અને આઠ આનાનાં પાંચ મળી કુલે બાર ઇનામો આપવામાં આવશે.

આ બધાં ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતનાં અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે.

પુસ્તકો મોકલવાનો ખર્ચ ઇનામ મેળવનારને શીર છે.

આ ઇનામની હરીફાઇનું પરિણામ તથા દરેક ફિલ્મને કેટલાં મત મળ્યાં તે તા. ૨૯-૧૧-૨૫ ના અંકમાં જાહેર કરવામાં આવશે.

**સૂચના**—કુંપન પોસ્ટ કાર્ડ પર ચ્હોંટાડી મોકલવાથી બે પૈસાની ટીકીટમાં આવશે.

**મોજ-મજાહ ઇનામમાળાની કુંપન**

તા. ૧-૧૧-૨૫

સારામાં સારી દસ દેશી ફિલ્મોનાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ |
| ૧૦ | | |

લી. ____________________

ઠે. ____________________

પો. ____________ મું. ____________

ફકરાનું સાહસ હું કરી શક્યો નહિ—મ્હારૂં હૃદય કંપવા લાગ્યું. એ માણસે મ્હારી સ્થિતિ જોઇ કહ્યું, "તમે બ્હીઓ છો શા માટે? બધાંય તારમાં કાંઇ ખરાબ ખબર હોતી નથી; ઘણા તારમાં સારી ખબર પણ હોય છે."

તેના આ વચન સાંભળી મ્હારા હૃદયમાં હિમ્મત આવી. મ્હેં ઝડપથી કવર ફાડી નાખી તાર ખોલ્યો; પરંતુ એમાંની સઘળી હકીકત હું વાંચી શક્યો નહિ. જે થોડા શબ્દો મ્હારા વાંચવામાં આવ્યા તેથી મ્હારૂં ભેજું ભમી ગયું. મ્હારી આંખોએ હું અંધકાર જોવા લાગ્યો. વિશેષ સમય સુધી ત્યાં ઉભો રહી શક્યો નહિ—એ સ્થળેજ બેસી પડ્યો. મ્હારૂં હૃદય સુકાઇ ગયું હતું. જાણે કે મ્હારામાં બોલવાની શક્તિ પણ ન હોતી. તારમાં લખ્યું હતું કે, 'દીનાનાથ ને વસંત રોગ થયો છે...' મ્હેં કેવળ એટલુંજ વાંચ્યું હતું. બીજું જે કાંઇ લખેલું હતું તે વાંચવાની શક્તિ મ્હારા હૃદય તેમજ મનમાં રહી ન હોતી. આ આઘાત વજ્રઘાત કરતાં પણ વિશેષ ભયંકર હતો. પૃથ્વી જાણે કે મ્હારી દૃષ્ટિ સમક્ષ ફરવા લાગી; મ્હારૂં શરીર અવસન્ન બની ગયું. પગ નીચેની જમીન જાણે કે સરી જતી હોય એવો મ્હને ભાસ થવા લાગ્યો. એ વખતે મ્હારા હૃદયમાં જે ભાવનો ઉદય થયો હતો તેનું વર્ણન હું કરી શકતો નથી. એ વખતે મ્હારી બુદ્ધિનો લોપ થયો હોય એમજ મ્હને લાગ્યું.

મ્હારી એવી સ્થિતિ જોઇ રેલ્વેમના પિયોને મૃદુ સ્વરે પૂછ્યું, "ભાઇ! ખરાબ સમાચાર છે કે?"

આ સહાનુભૂતિપૂર્ણ શબ્દો સાંભળી મ્હારી વાક્શક્તિ પુનઃ પાછી આવી. મ્હેં કહ્યું, "ભાઇ! ઘણા અશુભ સમાચાર છે. મ્હારા ન્હાના ભાઇને માતા નીકળ્યાં છે."

પિયોને કહ્યું, "બ્હીઓ નહિ. મા શીતળાનું સ્મરણ કરો. માની કૃપાથી સઘળું દુઃખ દૂર થઇ જશે. મ્હારા ન્હાના ભાઇ [illegible] ને માતાની કૃપા થઇ હતી. અમે ગરીબ માણસ, તેથી વૈદ્ય ડૉક્ટરને બોલાવી શક્યાં નહોતાં. હું અને મ્હારૂં કુટુંબ રાત દિવસ શીતળા માનું એકાન્ત ચિત્તે સ્મરણ કર્યાં કરતાં હતાં. માની કૃપાથી સઘળું સારૂં થાય છે! મ્હારા ન્હાના ભાઇને માની કૃપાથીજ આરામ થઇ ગયો."

મ્હેં પિયોનના મુખ તરફ જોઇ કહ્યું, "દીનાનાથ આ સંસારમાં મ્હારૂં સર્વસ્વ છે. અરેરે! મુંબાઇમાં એને કેટલું બધું દુઃખ પડતું હશે એ કોણ જાણે છે! ત્યાં કોણ તેની સંભાળ લેતું હશે!"

આમ કહી ખીસ્સામાંથી પાકીટ બ્હાર કાઢી હું તેને એક પાવલી આપવા લાગ્યો એટલે તેણે કહ્યું, "મ્હને કાંઇ જોઇતું નથી. આપના ઉપર સંકટ આવી પડ્યું છે. ન્હાનાભાઇને આરામ થતાં આપ તેમને લઇ ઘેર આવશો એટલે એક વખત હું ઘેર આવી પ્રસાદ લઇ જઇશ. આપ લેશ માત્ર ભય રાખશો નહિ. મા શીતળાનું સ્મરણ કરો. હે મા શીતળા! દીનુભાઇને આરામ કરો મ્હારી મા."

એ પ્રાર્થનામાં કેટલી બધી સમવેદના હતી! ખીલાને આવી રીતે પ્રાર્થના કરનાર માણસ મ્હેં જોયું નહોતું! આંખમાં જળ આવ્યું. મ્હેં પણ કહ્યું, 'હે મા શીતળા! દીનુંને સાજો કરો. હું ષોડશોપચારથી તમારી પૂજા કરીશ."

પછી એ વૃધ્ધ પિયોન તરફ જોઇ મ્હેં કહ્યું, "તમે પણ મ્હારા દિનુને આરામ થાય એ માટે માને પ્રાર્થના કરજો. તમારી પ્રાર્થના મા અવશ્ય સાંભળશે."

પિયોને કહ્યું, "અવશ્ય પ્રાર્થના કરીશ. રાત દિવસ કરીશ. ભાઇ શી વસ્તુ છે એ હું સારી રીતે જાણું છું."

કડવા હોયે લીમડા, શીતળ હોયે છાંય,
અબોલડા હોય બંધવા, તોય પોતાની બ્હાંય.

મ્હારા ન્હાનાભાઇ રસિકને હું કેટલો ચાહું છું એ મ્હારૂંજ મન જાણે છે. મ્હારી સ્ત્રી તો રસિકને જોઇ ઘેલી બની જાય છે. આપ કોઇ પણ પ્રકારનો ભય ન રાખો. હું વૃધ્ધ માણસ કહું છું કે, આપના ભાઇને આરામ થઇ જશે."

આ શું ભવિષ્ય વાણી હતી! મ્હારા મનમાં એવો વિચાર ઉપજ્યો કે, ભગવાન પોતેજ એ વૃધ્ધનું રૂપ ધારણ કરી આવા સંકટના સમયમાં મ્હને આશ્વાસન આપે છે! હું ભક્તિપૂર્ણ દૃષ્ટિથી એ વૃધ્ધ પિયોનના મુખ તરફ જોઇ રહ્યો. હું બ્રાહ્મણ સંતાન છું, શિક્ષિત ઉચ્ચ કુળોત્પન્ન છું તથા એ એક સાધારણ પિયોન છે એ વાત હું તદ્દન ભૂલી ગયો. અંતરના આવેગથી મ્હેં તેને દૃઢ આલિંગન કર્યું. પછી કહ્યું, "ભાઇ! તમારી વાણી ખરી ઠરશે. મ્હારૂં મન કહે છે કે, મ્હારા ભાઇને આરામ થઇ જશે."

હું વિશેષ કાંઇ બોલી શક્યો નહિ. પિયોને કહ્યું, "મહાશય! ધીમે ધીમે આપ ઘર તરફ જાઓ. હું શહેરમાં જાઉં છું."

મ્હેં કહ્યું, "ના—ના, એમ ન બને. આવો તાપ હોવા છતાં ભુખ્યા તરસ્યા તમે શહેરમાં જાઓ એ ઠીક નથી. મ્હારે ઘેર ચાલો. મ્હારે પણ સાંજની ટ્રેઇનમાં મુંબાઇ જવા માટે શહેરમાં આવવું પડશે. એ વખતે તમે પણ મ્હારી સાથે શહેરમાં આવજો."

પિયોને કહ્યું, "મહાશય! હું એક નોકર માણસ છું. હમણાં ન જાઉં તો મ્હારૂં કામ કોણ કરે! સાહેબ મ્હારા ઉપર ગુસ્સે થાય. મ્હારા ધારવા પ્રમાણે આપ સાંજના સાડા સાત વાગ્યાની ગાડીમાં મુંબાઇ જશો. એ વખતે હું સ્ટેશન ઉપર આપને મળીશ. તાપ તડકામાં ચાલવાની મ્હને ટેવ છે. આપ ઘર તરફ જાઓ." આમ કહી એ વૃધ્ધ મ્હારી સરકારને અગ્રેસર થયો. મ્હેં તેના બન્ને હાથ પકડી લઇ કહ્યું, "તમે માત્ર શિવરૂપ છો. સરકારજ સેવાની કાંઇ જરૂર નથી. ત્યાં આપણે મળીશું."

આમ કહી મ્હેં તેને આલિંગન કર્યું. પછી મ્હેં તેને કહ્યું "હું તમારૂં નામ પૂછવું તો તદ્દન ભૂલી ગયો; શું નામ છે!

તમારી સાથે જરૂર આવીશ. હું ન આવું તો ભાઈની સારવાર કોણ કરે? અરેરે! એ બીચારા આવા દુઃખના વખતમાં ભાભી–ભાભી' કરી ગાંડા થઈ જતા હશે. ઉઠો, તમે એક કામ કરો. કાળીઆને મળો. તે ઘરની સંભાળ રાખશે. આજે એક મિનીટ નકામી ન ગૂમાવશો. રસોઇ તૈયાર છે. કાળીઆ પાસે જઇ આવી, સ્નાન કરી જે ભાવે તે બે કોળીઆ ખાંઇ લ્યો. ત્યાં સુધીમાં હું બધી તૈયારી કરું છું."

મ્હેં કહ્યું, "એ તો બધું ઠીક, પરંતુ મ્હારા હાથમાં પૈસા નથી તેનું શું?"

સુધાએ કહ્યું, "તમે પૈસાની ચિંતા કરશો નહિ. હું પૈસાની સગવડ કરું છું."

મ્હેં પૂછ્યું, "સુધા! તને પૈસા ક્યાંથી મળશે?"

સુધાએ કહ્યું, "હું ગમે તે રીતે મેળવીશ. તમે કાળીઆને સાથે તેડતા આવજો, વળી એક ટમ્પ્યુંઉ ભાડે કરતા આવજો. આવા તાપમાં કોઇ ઓળખીતાને શરમાવવાની જરૂર નથી. વિલંબ કરશો નહિ. ત્રણ ચાર માઇલ જવાનું હોવાથી વેળાસર સ્ટેશને જઈને બેસવું સારું."

બીજું હું શું કહું? સુધા એકલી ઘેર રહે એ અશક્ય [illegible]; કેમકે દીનુ ઉપર તેનો પુત્ર કરતાં પણ વિશેષ પ્રેમ હતો. [illegible]ની ઉમ્મર જ્યારે દશ વર્ષની હતી ત્યારે ત્રણ ત્રણ દિવસને [illegible]તરે માતા પિતા મૃત્યુ પામ્યાં હતાં. એ વખતે મ્હારી સહધર્મિણી સુધાની ઉમ્મર પંદર વર્ષની હતી. માતાનું મૃત્યુ [illegible]યું તે દિવસથીજ દીનુને સુધાએ પોતાના ખોળામાં લીધો હતો. [illegible]નુ પણ તેની ભાભી સિવાય બીજા કોઇને ઓળખતો નહિ. મ્હારી સ્ત્રીને ઘણા કાળ સુધી સંતાન થયું ન હોતું. દીનુનેજ તેણે પેટના દીકરાની માફક ઉછેરી મ્હોટો કર્યો હતો. એ જ દીનુ સંજોગોમાં બીમાર પડ્યો હતો એટલે પછી સુધા કેવી રીતે ઘેર [illegible] નહિ ગૂમાવતાં હું કાળીઆને ઘેર ગયો તેને સાથે લઈ [illegible] એક ઘોડો ભાડે કર્યો. પછી જેટલા દિવસ સુધી અમે ઘેર ન આવીએ તેટલા દિવસ સુધી ઘરની સંભાળ રાખવાનું કામ કાળીઆને સોંપવામાં આવ્યું. કેવળ કહેવાનું જ ખાઇ લીધું. મ્હારી સ્ત્રીએ અન્નનો એક દાણો પણ મુખમાં મૂક્યો નહિ. મ્હેં તેને ઘણું કહ્યું, પરંતુ 'ભાઇને જોયા સિવાય મ્હારે ગળે કોઇ ઉતરશે નહિ.' એમજ તેણે કહ્યું.

સ્ટેશને જઇને જોયું તો રામજી ત્યાં રાહ જોતો ઉભો હતો. અમને જોઇ તેણે કહ્યું, "આપ આવ્યા કે? બ્હેન પણ આવ્યાં છે ને?" આમ કહી નજીક પાણીની ઓરડી હતી ત્યાં તે અમને લઈ ગયો. પછી તેણે કહ્યું, "આપ પરવારી આવ્યા છો ને? કીકી માટે દૂધ લીધું છે ને!"

રામજીની આ પ્રશ્નાવલિથી મ્હારા મનમાં જે ભાવનો ઉદય થયો તે ભાવનું શબ્દોદ્વારા હું વર્ણન કરી શકું તેમ નથી. મ્હેં કહ્યું, "રામજી, ભાવે અભાવે મ્હેં થોડું ખાધું છે; પરંતુ તમારા બ્હેને કાંઇ ખાધું નથી. કીકી માટે દૂધની કાંઇ જરૂર નથી. તે મારકુટ ખાશે. ભાઈ! અમે પણ તમારી માફક ગરીબ છીએ. રોજ અચ્છેર દૂધ કીકી માટે લઇએ છીએ તે એ રહીજ સહવર પીએ છે. તમારી બ્હેન પોતાની બંગડીઓ ઉપર પચાસ રૂપિયા લાવી છે. એ રકમ લઇ અમે મુંબાઇ જઇએ છીએ."

મ્હારા આ વચન સાંભળી રામજી સ્તંભિત બની ગયો. તેની બન્ને આંખોમાં અશ્રુબિંદુ તરી આવેલાં મ્હારી નજરે પડ્યાં. તેણે જમણા હાથથી આંખો લુંછી નાખી. વિશ્વ સંસારમાં દરિદ્રનું દુઃખ દરિદ્રજ સમજી શકે છે. આટલી બધી સહાનુભૂતિ આ જીવનમાં ઘણાં થોડાં માણસો પાસેથી મ્હને મળી હતી. થોડા વખત ચુપ રહ્યા પછી રામજીએ કહ્યું, "હજી ગાડીને અરધા કલાકની વાર છે. આપ આ ઓરડીમાં બેસો. કોઇ પુછે તો મ્હારું નામ લેજો. હમણાં હું ઠામે જાઉં છું. પા એક કલાકમાં પાછો આવી ટિકીટ વગેરે લાવી આપી હું તમને ગાડીમાં બેસાડી જઈશ."

આમ કહી રામજી ચાલ્યો ગયો. તેના કહેવા પ્રમાણે પા કલાક પછી તે પાછો આવ્યો. તેના એક હાથમાં એક પોટલી અને બીજા હાથમાં એક લોટો હતો એ જોઇ મ્હેં તેને પૂછ્યું, "રામજીભાઇ! તમે પણ બ્હાર ગામ જાઓ છો કે શું?"

"ના." આમ કહી પોટલી તથા લોટો નીચે મૂકી તે બોલ્યો, "અમે સ્ટેશનની નજીકજ રહીએ છીએ. મ્હોટાભાઈ! હું આપના કરતાં પણ વિશેષ ગરીબ છું. આપની હું કાંઇ સેવા કરી શક્યો નથી. કીકી માટે હું આ લઇ આવ્યો છું." આમ કહી તેણે પોટલી છોડી તેમાંથી પાંચ સાત પોલ રેરી અને રાયણાં બ્હાર કાઢ્યાં. લોટામાં લગભગ એક શેર દૂધ હતું.

મ્હેં કહ્યું, "રામજીભાઈ! આ તમે શું કર્યું! આટલા બધા પૈસા શા માટે ખરચ્યા!"

રામજીએ કહ્યું, "ભાઈ! પૈસા ક્યાંથી લાવીને ખરચી શકું? આ જે કાંઇ લાવ્યો છું તે ઘરમાં તૈયાર હતું. આપની કૃપાથી ઘેર બે ગાયો છે. આ એનુંજ દૂધ છે. રેરીઓ પણ ઘરમાં તૈયાર હતી. આજે મ્હારું સદ્ભાગ્ય હોવાથી એ આપના ઉપયોગમાં આવે છે. (સુધા તરફ જોઇને) બ્હેન! તમે ભુખ્યાં હોવાથી જો થોડું દૂધ પીશો તો મ્હને પરમ સંતોષ થશે. દૂધ ભરી લેવા માટે લોટો છે કે? ન હોય તો આ લોટો લઇ જાઓ. બ્હેન! કીકીને પણ દૂધ પાઓ. વધે એટલું સાથે લઈ જજો. ગાડી આવવાને હવે વાર નથી. હવે ટિકીટ લઈ આવવી જોઇએ."

મ્હેં કહ્યું, "તમારી આ સઘળી વસ્તુઓ હું માથે ચડાવી લઉં છું." વિશેષ કાંઇ હું બોલી શક્યો નહિ. કૃતજ્ઞતાથી મ્હારું હૃદય ભરાઇ આવ્યું હતું. રામજીનું હૃદય ઇશ્વરે કેવું દયામય બનાવ્યું હતું! પછી હું પોતેજ ઉઠીને ટિકીટ લઇ આવ્યો. પછી રામજી અને અમે પ્લેટફોર્મ ઉપર ગયાં. ગાડી આવી પહોંચી. અમે ગાડીમાં બેઠાં એટલે રામજીએ મ્હને પ્રણામ કર્યા તથા સુધા તરફ જોઇ તેણે કહ્યું, "બ્હેન! ભય રાખશો નહિ. આપ મુંબાઇથી ન્હાના ભાઇને લઈ ઘેર આવો એટલે અમારાથી મ્હને ખબર આપજો. ટેલિગ્રાફ પિયૂન રામજીના નામથી પત્ર લખશો એટલે મ્હને બરાબર મળી જશે."

મ્હેં કહ્યું, "રામજીભાઇ! અમે ત્યાં જઈ પહોંચીને તમને ભાઈની ખબર લખી જણાવીશું." (આ વાત આવતા અંકમાં પૂરી થશે)



**યૌવનનો ઉન્માદ**

યુવાવસ્થાના ઉન્માદ વખતે સ્ત્રી પોતાનાં ભાવિ ભાગ્યને માટે કેટલી બેદરકાર રહે છે, એ આ ચિત્રમાં દર્શાવ્યું છે.

ચિત્રકાર મી. મેનસેલ

# બૈરીની જાત બિચારી ભોળી તે ભોળી!

પુરૂષોજ ઝાઝે ભાગે કાવત્રાં કરે છે. ઈંદ્ર જેવા

પણ આવાં કામ કરે તે જુવો.

અહલ્યાપર આશક પડેલા ઇંદ્રે રૂષિ ગૌતમનુ સ્વરૂપ લઇ તેને, છેતરી–અહલ્યાને
શાપ–અને પાછળથી તેનો ઉધ્ધાર

## હિંદુસ્તાન સીનેમા ફીલમ કંપનીની ધાર્મિક વસ્તુ




શનીવાર તારીખ ૭ મીથી શરૂ.

જેમાં આ દ્દશ્ય બરાબર જોઈ લેશો–જરૂર જુવો ધાર્મિક ફીલમો બતાવવાનો ઇજારો
રાખનાર, કુટુંબોની થોડે ખર્ચે સગવડ જાળવનાર

# હિંદુસ્તાન સીનેમા

ગ્રાંટ રોડ ટ્રામ ટરમીનસ

વખત તથા ભાવ હંમેશના નિયમ પ્રમાણે




લખનાર—શ્રી ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

(૨૦)

ઇંગ્લૅન્ડના મુખ્ય નગર લંડનમાં જઇ રંભા, મદનચંદ્ર અને ઇન્દિરાએ એક એમ્પાયર હૉટેલ નામની બાદશાહી હૉટેલમાં મુકામ કર્યો હતો. ભારતીય પ્રજા અને પશ્ચાત્ય પ્રજાના જીવન ક્રમમાં આસમાન જમીન જેટલુ પરિવર્તન જોવામાં આવે છે. પાશ્ચાત્ય પ્રજા ભારતીય પ્રજાની માફક ગૃહસંસારનાં બંધનો વધરવા કરતાં જીવન સ્વતન્ત્રતામાં પસાર કરવાનુ વિશેષ પસંદ કરે છે. ભલભલા ધનવાન ગૃહસ્થો આખી ઉમ્મર કુંવારા રહી હૉટેલમાં ખાવાપીવાનું રાખી મરજી થતાં જૂદે જૂદે સ્થળે જઇ પોતાના હવસની તૃપ્તિ કરી આવે છે એ હૉટેલને જ હમેશાંને માટે તેઓ પોતાનું ઘર બ્હાર સમજે છે. વળી પાશ્ચાત્ય દેશના નગરમાં હૉટેલોની અંદર નોકર ચાકરોનું કામ મુખ્યત્વે કરીને સ્ત્રીઓજ બજાવતી હોવાથી તથા પૈસો એજ પરમેશ્વર એવું એ સ્ત્રીઓનું સૂત્ર હોવાથી મોજીલી જીંદગી ભોગવનારા રંગીલા પુરૂષો પૈસાના જોરથી કોઇ ખુબસુરત નવજુવાન સ્ત્રીને સહેલાઇથી આકર્ષી શકે છે. તે ઉપરાંત હૉટેલોમાં, દરજીની દુકાનોમાં, ટેલિગ્રાફ ઑફિસોમાં, હૉસ્પીટલોમાં, નાટકોમાં અને બીજાં જૂદાં જૂદાં સ્થળોએ નોકરી કરતી નારીઓ હમેશાં અનેકવિધ પુરૂષોના પરિચયમાં આવતી હોવાથી તેમની સ્ત્રી સ્વભાવ સુલભ લજ્જાશીલતા દૂર થઇ ગયેલી હોય છે તથા તેમના હાસ્ય પરિહાસ અને વાચાળતાથી તેઓ ભલભલા પુરૂષોને દીવાનાગર કરી નાખે છે. પાશ્ચાત્ય કુંવારાં સ્ત્રી પુરૂષોની વાત બાજુએ રાખીએ અને સંસારી સ્ત્રીપુરૂષોનો જીવન ક્રમ જોવા જઇએ તો અમુક અલ્પ સંખ્યક માણસો બાદ કરતાં તેમનો જીવન કલહ પણ ઘણો આશ્ચર્યજનક જોવામાં આવે છે. પુરૂષ અને સ્ત્રી જૂદા જૂદા સ્થળે નોકરી કરતાં હોય છે, સવારે નોકરી ઉપર જઇ બપોરનું ભોજન તેઓ નજીક આવેલી ગમે તે હૉટેલમાં કરી લે છે. નોકરીનો વખત પૂરો થતાં કોઇ કોઇ દિવસે ધણીધણીઆણી રહીજે અમુક ચોક્કસ સ્થળે સાથે જમે છે અને કોઇ કોઇ દિવસે અમુક સ્થળે સાથે નિમંત્રણ હોવાનુ નિમિત્ત દર્શાવી મરજી આવે ત્યાં ચરી આવે છે. તેમનો જીવનક્રમ એટલો બધો ખરચાળ હોય છે કે, કોમળ પ્રકૃતિની નારીજાતિને પણ પરિશ્રમશીલ પુરૂષ જાતિના જેવી જહેમત ઉઠાવી પૈસા કમાવા પડે છે.

પાશ્ચાત્ય ધનવાનોજ કેવળ બાદશાહી ખરચો ઉઠાવી આલિશાન અટ્ટાલિકાઓમાં પોતાના કુટુંબ પરિવાર અને દાસદાસીઓ સહિત રહે છે. દિવસમાં પાંચ છ વખત તેમને સભ્યતાને કારણે કપડાં બદલવાં પડે છે. તેમનાં ચારિત્ર્ય પણ બહુ વખાણવા લાયક એવાં હોતાં નથી. સ્ત્રી પુરૂષ હમેશાં સંદિગ્ધ ચિત્તે એક બીજાનાં છિદ્રો જોવામાં મશગુલ હોય છે તથા એક બીજાના સ્વચ્છંદી વર્તનનું કોઇ પ્રમાણ મળી આવતાં તેમનાં દિલ ઉંચાં થાય છે અને ત્યાંના કાયદાની રૂએ તેઓ અદાલતે ચઢી એક બીજાથી છુટાછેડા મેળવી શકે છે *

એમ્પાયર હૉટેલનું મકાન મુંબાઇના તાજમહેલ હૉટેલથી પણ ચઢી જાય એવું હતું. રંભાએ એ હૉટેલમાં બે શયનગૃહ સાથે જોડાયલું એક બેઠકખાનું અઠવાડીઆના વીસ પાઉંડથી ભાડે લીધું હતું. લંડનની આબોહવાથી રંભા અને ઇંદિરાનું શારીરિક સૌંદર્ય વિશેષ આકર્ષક બનેલું લાગતું હતું. મદનચંદ્ર દરરોજ સંધ્યાકાળે તેમની બન્નેની સાથે ભાડાની ટેક્ષીમાં બેસી ફરવા નીકળી પડતો હતો તથા પ્રણયિનીને પૈસે પરમાનંદ અનુભવતો હતો હવે રંભા, મદનચંદ્ર અને ઇંદિરાના હાથનું રમકડું બની ગઇ હતી એ બન્ને સ્વાર્થી શયતાનોની દરેક ઇચ્છાને તેણે સંતોષવી પડતી હતી. રંભા, ઇંદિરા અને મદનચંદ્ર ત્રણેને અંગ્રેજી ભાષાનુ જ્ઞાન હોવાથી તેમને લંડન નિવાસમાં વિશેષ અગવડ વેઠવી પડતી નહોતી. હૉટેલમાં તેમણે ત્રણેએ પોતાનાં ખરાં નામ ઠામ નહિ લખાવતાં ખોટાં નામ ઠામ લખાવ્યાં હતાં તથા રંભા અને ઇંદિરાએ મુંબાઇથી વિદાય થતી વખતેજ પારસી ફૅશનનો પોષાક ધારણ કર્યો હતો. મદનચંદ્ર હમેશાં આંગ્લવેશમાં સુસજ્જિત રહેતો હતો. હૉટેલમાં રંભાની ઓળખાણ તેણે પોતાની પરિણીતા સ્ત્રી તરીકે આપી હતી અને ઇંદિરા રંભાની કમ્પેનીઅન લૅડી તરીકે ઓળખાવતી હતી. હૉટેલમાં તેઓ ત્રણે જ્યારે એકાંતમાં હોય ત્યારે ગુજરાતમાં વાત કરતાં હતાં. મદનચંદ્ર અને રંભા લંડન ગયા પછી જૂદાં જૂદાં માણસો સાથે પતિપત્ની તરીકે પરિચિત થયેલાં હોઇ કોઇ કોઇ વખતે તેમને એવાં માણસ તરફથી ક્લબમાં અગર તો પોતાને બંગલે આહાર વિહારનું આમંત્રણ સુદ્ધાં મળતું હતું. પાશ્ચાત્ય લોકોને પોતાની ગોરી ચામડીનું ઘણું અભિમાન હોવા છતાં શ્રીમંત શ્યામ વર્ણનાં માણસો તરફ તેઓ શ્રદ્ધાની નજરથી જુએ છે. એ શ્રદ્ધાનું કારણ શ્રીમંતાઇ છે ગોરી ચામડીની પ્રજા પોતાના ગરીબ દેશવાસીઓ તરફ પણ તિરસ્કારની નજરથી જુએ છે. ગરીબીને તેઓ માણસ જાતનો ગુન્હો સમજે છે. છળ પ્રપંચો રચો, માન ઇજ્જતને વેચો, રૂપના બાજારમાં પોતાની

* પાશ્ચાત્ય નર નારીઓની જીંદગીના સાચા દૃષ્ટાંત જાણવા માટે 'મોજ-મજાહ' કાર્યાલય તરફથી દર શનિવારે પ્રસિદ્ધ થતા અઠવાડિક 'છુપી પોલીસમાં ન્યાયનો દરબાર' મરાઠી નવો પ્રસિદ્ધ થતા દૃષ્ટાંત ... [illegible]

જાત વેચીં પણ કોઈ રીતે પૈસો મેળવો; પૈસોજ મનુષ્યત્વની શોભા છે એમજ તેમની ધારણા હોય એમ લાગે છે. જો કે લક્ષ્મીપૂજક એ પ્રજામાં કેટલાક ઉદારચિત્તનાં, બહુતા તરફ સમભાવથી જોનારાં માણસો પણ છે; છતાં એમની સંખ્યા ઘણી જુજ છે.

સ્હાંજના ચારેક વાગ્યા હતા. રંભા હૉટેલની આસપાસ આવેલા ચિત્તરંજક ઉદ્યાનમાં ફરવા ગઇ હતી. ઇંદિરા બેઠકખાનામાં એક આરામ ખુરસીમાં આડી પડી પડી 'લંડનનું રાત્રિ–રહસ્ય' નામની અંગ્રેજી ચોપડી વાંચતી હતી. તેની બન્ને આંખોમાં એક પ્રકારની વિકારવશતા સાફ દેખાતી હતી. તેનો ઉન્નત હૃદય દેશ લાલસા અને વાસનાનું રણક્ષેત્ર હોઇ તેના અંતરમાં કેવાં તુમુલ તૂફાન ચાલતાં હતાં એ તો કોઇ મર્મજ્ઞજ કહી શકે તેમ હતું. ક્ષણે ક્ષણે તીરછી થતી કાળી ભમરો તેના ચિત્તની વિહ્વળતાનો પરિચય કરાવતી હતી. બન્ને પુષ્ટ સ્તનો ઉપરનો ગળા સુધીનો ભાગ હેતુપૂર્વક ઉઘાડો રાખવામાં આવ્યો હોય એમ લાગતું હતું તથા એ સ્થળે એક સુવર્ણહાર જોવામાં આવતો હતો.

આરામ ખુરસીની નજીક એક રાઉન્ડ ટેબલ પડેલું હોઇ તે સ્હામેની બાજૂએ એક રૉકીંગ ચેર ઉપર મદનચંદ્ર વિચાર તો ચિંતાતુર ચિત્તે બેઠો હતો. તેનાં કપડામાંથી સુગંધિત અત્તરની તીવ્ર સુવાસ આવતી હતી. માથા ઉપરના વાળ તેણે વ્યવસ્થિત રીતે ઓળ્યા હતા.

ઇંદિરાને વાંચનના કાર્યમાં લીન બની ગયેલી જોઇ મદનચંદ્રે કહ્યું, "ઇંદિરા! આજે હું ત્હારી સાથે કેટલીક અત્યંત મહત્વની વાતચિત કરવા ઇચ્છું છું."

ઇંદિરાએ તરતજ હાથમાંની ચોપડી ટેબલ ઉપર મૂકી દઈ મદનચંદ્રની નયન સાથે નયનાનું સંધાન કરતાં કહ્યું, "તમારે જે વાત કહેવી હોય તે બેલાશક કહો."

"પરંતુ એ વાત ત્હારે જીવના જોખમે પણ છુપી રાખવી પડશે. હું સારી રીતે જાણું છું કે, ત્હારી મદદથીજ આજે મ્હારો આવો ભાગ્યોદય થયો છે. ત્હારા એ ઉપકારનો બની શકતો બદલો વાળવા હું ચુકયો નથી; છતાં ભવિષ્યમાં હમ્મેશને માટે આપણે બન્ને જણાં સુખ ચેનમાં રહી શકીએ એવી વ્યવસ્થા કરવા હું અત્યંત ઉત્સુક છું." મદનચંદ્રે પોતાની ગુપ્ત વાતનો સ્ફોટ કરતાં પૂર્વે ઇંદિરાને લલચાવે એવી ભુમિકા રજુ કરી.

"મદનચંદ્ર! આ સંસારમાં કોઇ પણ મનુષ્ય સ્વાર્થ સિવાય એકકે કાર્ય કરતું નથી. નિષ્કામ ભાવથી કર્મ કરનાર માણસ આ કળિકાળમાં ભાગ્યે જ જોવામાં આવે તેમ છે. હું જાણતી હતી કે, રંભા દેવીના હૃદયના હું તમને અધીશ્વર બનાવી શકીશ તો તેથી મ્હને પણ સારો લાભ થશે. મ્હારી એ આશા ઘણા અંશે સફળ થઈ છે. તમારી મદદથી હું આજે દરેક પ્રકારે સુખી છું. તમારી પ્રથમની પરિસ્થિતિનું પરિવર્તન થવા છતાં તમે મ્હારા જેવી એક સામાન્ય સ્ત્રી તરફ કૃતજ્ઞ રહ્યા છો એ મ્હારે માટે અત્યંત સંતોષ પામવા જેવી વાત છે. હવે આપણાં ભાવી સુખ સ્વાતંત્ર્ય માટે તમે શી વ્યવસ્થા કરવા ધારો છો એ મ્હને જણાવશો કે?" ઇંદિરાએ મદનચંદ્રના કથનને સમર્પક ઉત્તમ ઉત્તર આપતાં કહ્યું.

"પ્રિયતમા! જો તું ખરૂં પૂછે તો હવે શેઠાણી ઉપરથી મ્હારૂં દિલ ઉઠી ગયું છે. ત્હારા રૂપ સૌંદર્યનોજ હું પ્રથમથી ઉપાસક છું. કેવળ ત્હારો અને મ્હારો સ્વાર્થ સાધી લેવાના ઉદ્દેશથી જ મ્હારે નિરૂપાયે રંભાદેવીના જનોજીગર આશક તરીકેની કૃત્રિમ ભૂમિકા આજ સુધી ભજવવી પડી છે. હવે આપણે બન્ને જણાંએ રંભાને પુરેપુરી ચુસી લઇ તેને છોડી દેવી જોઇએ. હમણાં તે દરેક રીતે આપણા કબ્જામાં છે તેથી આપણે ધારીએ તે કરી શકીએ તેમ છીએ." મદનચંદ્રે કહ્યું.

"તમે શું કરવા ઇચ્છો છો એ હું હજી સમજી શકતી નથી." સાશંક દૃષ્ટિથી મદનચંદ્રના મુખ તરફ જોઇ ઇંદિરાએ કહ્યું.

"જો સાંભળ. હરિપ્રસાદ શેઠની મિલકતમાંથી મ્હેં જૂદી જૂદી કંપનીઓના જે શેરો ખરીદ્યા છે તેમાંના કેટલાક શેરો મ્હારા નામ ઉપર છે. તે ઉપરાંત કાંકરીઆના રસ્તા ઉપર આવેલો એક બંગલો શેઠની જ મિલકતમાંથી મ્હેં મ્હારે નામે ખરીદ્યો છે. વળી મ્હારી ઇચ્છા એવી છે કે યથા સમયે રંભાદેવીને જે સંતાન થાય તેને ઉછેરવાનું કાર્ય ત્હારે જ ઉપાડી લેવું. એમ કરવાથી હું અને તું ગુપ્ત વાત ખુલ્લી કરવાનો વારંવાર ભય દર્શાવી રંભા પસેથી પુષ્કળ રકમ પડાવી શકીશું. એ સંતાનને તું તારા સંતાન તરીકે ઓળખાવીશ તો પણ કાંઈ હરકત નથી; કેમકે ત્હારા ભૂતકાળના જીવનથી આખું રાજનગર અને ત્હારાં ઓળખીતાં માણસો અજાણ છે. મ્હારો આ વિચાર તને ગમે છે કે?" મદનચંદ્રે તીક્ષ્ણ દૃષ્ટિથી ઇંદિરાના મુખ તરફ જોઇ કહ્યું.

થોડો સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી ઇંદિરાએ કહ્યું, "તમારો વિચાર ઉત્તમ છે. તમારી સલાહ પ્રમાણે જ હું હમ્મેશાં વર્તીશ; પરંતુ એકલા પૈસાથી મ્હને સંતોષ મળશે તેમ નથી. ખરી રીતે જુઓ તો હું કેવળ તમારા પ્રેમામૃતની પ્યાસી છું. જીવન પર્યંત તમારો મ્હારા તરફનો પ્રેમ કાયમ રહેવો જોઇએ."

મદનચંદ્રે ખુરસી ઉપરથી ઉઠી ઇંદિરા પાસે જઇ તેના અધરોષ્ઠ ઉપર ચુંબન કરી કહ્યું, "તું મ્હારા હૃદયની આરાધ્ય દેવી છે. આ જીવનમાં હું તને ભુલી શકું તેમ નથી."

એવામાં બ્હારથી કોઇનાં પગલાંનો અવાજ સાંભળવામાં આવતાં મદનચંદ્ર ઇંદિરા પાસેથી ખસી ગયો તથા થોડા સમય પછી રંભાએ એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો.

(અપૂર્ણ.)




# ઢીંગલી.

લખનાર—રા. મિરઝીન.

જીવનનો હેતુ જાણવો એ બહુ કઠણ છે. વિધાતાએ જગતમાં અસ્થિરતાને સ્થાન કાં આપ્યું હશે? વિજળીના ઝબકારાની જેમ જીવન ઘડીભર ઝળકી, પાછું અંધકારમય કાં થઇ જતું હશે? આકાશ, પાતાળ અનેક કાળથી સ્થિર છે. પણ એ બે વચ્ચે માણસજ અસ્થિર છે. એને થોડી પણ શાંતિ નથી. એ જીવન પ્રવાહમાં તણાતોજ જાય છે. કોને ખબર કે એ ક્યાં અટકશે.

સાંજનો વખત હતો. હું નિશાળની પાછળ છોકરાઓ જ્યાં રમતા હતા ત્યાં એક બાજુ બેઠો હતો. છોકરાઓ રમતો રમી ઘેર ભણી ગયા. ધીમે ધીમે અંધારું વધવા લાગ્યું. હું એ અંધારામાં બેસી મારા જીવનની અનેક વાતો ઉપર વિચાર કરતો હતો. બાળપણની અનેક વાતો આકાશના તારાની જેમ મારા હૃદય આકાશમાં એક પછી એક તરવરવા લાગી. મારી એ આશા—એ સુખ સ્વપ્નો ક્યાં ખોવાઇ ગયાં? જીવનના પ્રભાતમાં મેં જે જ્યોતિનાં દર્શન કર્યાં એ અત્યારે અંધકારમાં ક્યાંક છુપાઇ ગઇ.

બધુંએ એનું એજ, ગામ પણ એજ, નદી પણ એજ, નિશાળ પણ એજ, માત્ર હુંજ બદલાઇ ગયો. હવે એ ભાવો નથી, એ આશા નથી. જે મેં અનુભવ્યું એજ અત્યારે સ્મૃતિમાં છે.

અંધારું વધારે થયું એટલે ઉઠી હું ઘર તરફ ચાલ્યો. રસ્તામાં પંડિત દેવદત્તનું ઘર આવ્યું. બારી બાજુ જોયું તો પંડિત લખવામાં તલ્લીન હતા. આગળ ચાલ્યો તો માનુશંકરના ઘરમાંથી ગાવાનો અવાજ આવ્યો. હું ઘરના ઓટા પાસે ઉભો રહી સાંભળવા લાગ્યો. કોઇ ગાતું હતું—'કહું કોને હું મનની વાત?' ત્યાંથી આગળ વધ્યો તો બીજા ઘરમાંથી રડવાનો અવાજ આવ્યો. વળી કોઇ હસતું હોય એમ પણ જણાયું. રુદન અને હાસ્યનો મેળાપ જોઇ હું મારા મનમાં વિચારવા લાગ્યો "આજ સંસાર, એક હાયકારો, અને બીજી તરફ હાસ્ય, એક તરફ વિયોગ તે એક તરફ સંયોગ." પછી—

પછી વિચારવાનો વખત ન મળ્યો. ઇંદુના 'માસ્તર' શબ્દથી મારી જે ભાવના હતી તે ભાંગી ભૂકો થઇ ગઇ. ઇંદુને ડેલી ઘરમાં પગ મૂક્યો ત્યાં કુસુમે કહ્યું, "ઘરમાં ક્યાં જાવ છો? આજ મારી ઢીંગલીના વિવાહ છે. માટે ત્યાં ચાલો." કુસુમના બોલને ઉથાપી ન શક્યો. હું એની સાથે ગયો.

મેં ઘરમાં જઇ જોયું તો કુસુમે પોતાની ઢીંગલીના વિવાહની મોટી ધામ-ધુમ કરી હતી. આંગણા વચ્ચોવચ એક માંડવો બાંધ્યો હતો. એને અનેક જાતનાં ફૂલોથી શણગાર્યો હતો. શેરીની છોકરીઓને ગીત ગાવા નોતરી હતી. છોકરીઓને જોતાં હું મારા મનમાં બોલ્યો—

"નેહડે નાનાં બાળ, કુંપળી જોડી કૂદતાં,
વેરાઇ ઉડતા વાળ, પંચિકડાંને પૂજતાં;
નેણ હતાં નિર્દોષ, કપટમાં ન્હોતાં કાળજાં,
હોડ ન્હોતી હોંશ, છમછમતાં છાનાં માનાં

(સ્વ૦ દિલગીર.)

મને કુસુમે સારે સ્થળે બેસાડ્યો. મારા બેઠા પછી વિવાહનો વિધી શરૂ થયો. વર-વહુનો માંડવામાં પ્રવેશ થતાંજ મેં કુસુમને કહ્યું. "કુસુમ, તેં બધું તો ઠીક કર્યું પણ એક વાત ભૂલી ગઇ." એણે આગ્રહથી મને પૂછ્યું. "એ શું?" મેં કહ્યું "ગોર તો નથી. ગોર વિના વિવાહ-વિધી કોણ કરાવશે?" કુસુમે પોતાની ભૂલ તો કબુલી પણ મારે ગળે પડી એ બોલી, "ત્યારે તો એ વિધી તમેજ ઉકેલો." મેં એને બહુએ સમજાવી કે એ કામ મારાથી—મારી બુદ્ધિથી ન થાય છતાં એણે એની વાત જતી ન કરી ને મારે વિવાહનો વિધી કરવો પડ્યો. વિધી પુરો કર્યા પછી કુસુમ વર-વહુને ઘરમાં લઇ જવા લાગી એટલે હું બોલ્યો, 'આ શું કરે છે? ગોરની દક્ષિણા દીધા વગરજ વર-વહુને ઘરમાં લઇ જાય છે?' 'હમણાં તો મને લઇ જવા દો. આવતી કાલે હું એક રૂમાલ ગુંથી તમને આપીશ." બીજે દિવસે કુસુમે ઘણી ભાતેવાળો રૂમાલ મને આપ્યો. એ રૂમાલ મેં મારી પેટીમાં મૂકી રાખ્યો.

આ વાતને આજ અઢાર વર્ષ થયાં છું. ત્યારે એ અવસ્થામાં હતો કે જ્યારે માણસ પોતાની ચિંતા છોડી બીજાની ચિંતામાં જીવન ગાળે છે. હવે મને મારા પરિવારનીજ ચિંતા રહે છે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતાં અને પોતાને ઠેકાણે—તેવા વળી મારી બદલી બીજા ગામની નિશાળમાં થઇ. આ ગામ મારા ગામથી દસ ગાઉ દૂર હતું. ત્યાં એક મારો સ્નેહી રહેતો હતો. હમણાં તો મારે એકલાએજ જવું એવો વિચાર કરી એક નોકરને સાથે લઇ જે ગામ મારી બદલી થઇ હતી ત્યાં ગયો. મારો મિત્ર મને સામો તેડવા આવ્યો હતો. અમો બન્ને મિત્રો નોકરને સામાન સોંપી ઘર તરફ ચાલ્યા.

સાંજ પડી હતી નિશાળના છોકરાઓ, રમી-કુદી ઘર તરફ જતા હતા. હું પણ ચાળીસ વર્ષનો જીવનભાર લઇ મારા સ્નેહીની સાથે ચાલ્યો જતો હતો. જ્યારે અમો ઘરે આવ્યા ત્યારે બહુજ અંધારું થયું હતું. થોડીવાર થાક ખાવા, ઘરની બહાર ઓટલા ઉપર અમે બન્ને બેઠા. પછી જ્યારે અમે ઘરમાં ગયા તો ત્યાં મેં નાની નાની છોકરીઓને ભેગી થએલી જોઇ. પુછવાથી સમજાયું કે, આજ ઢીંગલીનાં લગ્ન છે. મને મારી

નજર સામે, અઢાર વર્ષ પહેલાનું ચિત્ર દેખાયું. બધુંએ બરાબર હતું; પણ ભેદ એટલોજ હતો કે, કુસુમને ઠેકાણે અત્યારે એની દીકરી પ્રભા પોતાની ઢીંગલીના લગ્ન કરતી હતી. હું જમવા ન બેઠો પણ પ્રભાની ઢીંગલીના વિધીપૂર્વક લગ્ન કરવા બેઠો. લગ્ન કાર્ય આટોપી મેં વર-વહુને આશીર્વાદ આપ્યો. પ્રભાએ મને પોતે ગુંથેલો એક રૂમાલ આપ્યો. મેં અઢાર વર્ષથી સાચવી રાખેલો રૂમાલ મારી પેટીમાંથી કાઢ્યો. ભુત અને વર્તમાનને એકજ તાંતણે બાંધ્યા! હર્ષથી મેં ઉંચે જોયું તો આકાશમાં બીજનો આડો ચંદ્રમા ધીમું ધીમું હસતો હતો.

---



---





---



---




લેખક—શ્રી. મુસાફર બી. એ.

નિશાનાથ શર્મા આદર્શ ગૃહસ્થ હતા. એક પત્નિવ્રત તેમનું જીવન વ્રત હતું. ઘેર સેવા હતી. ભક્તજનોના ટોળાં દર્શને આવતાં. તેમના અને તેમનાથી સેવાયેલા ઠાકોરજીના, રૂપ રૂપના અવતાર અને તેજના અંબાર સમા નિશાનાથ જ્યારે ઠાકોરજીને પંખો વિંજતા ત્યારે ભક્તજનો તેમનું તેજ જોઈ ચકિત થતા. સંસ્કાર અને સદ્બોધ તેમનાં જીવન સૂત્રો હતાં. તેમના જેવા અન્ય સેવા કરતા બ્રાહ્મણોની નિંદા થતી. તેમનાં કર્મ તેવાં હતી. નિશાનાથને તેમ નહોતું. બ્રાહ્મણ કાર્યમાં જાગુક, સ્વધર્મનિષ્ટ ઇત્યાદિક અનેક ગુણો તેમનામાં હતા.

એક દિવસ તે બપોરના આરામમાં હતા. ઉત્થાપનના દર્શનને થોડી વાર હતી. પરિચારકો તેની ગોઠવણમાં હતા. પોતે સેવામાં જવાનો વિચાર કરતા હતા એટલામાં એક બાઇ તેમના ઓરડામાં આવી. સ્વરૂપવાન્, સશક્ત કુલીન લાગતી ૨૦–૨૫ વર્ષની તે બાઇને જોઇ નિશાનાથ શરમાયા. આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કારણ કે તેમને ત્યાં કોઇ આવી રીતે આવે તે રીવાજ ન્હોતો. નિશાનાથ પોતાની પત્નિને બોલાવવા ઉઠવા ગયા પરંતુ તે સ્ત્રીએ તેને અટકાવ્યા અને કહ્યું "તમારાં પત્નિને બોલાવવાની જરૂર નથી. હું તેમને પ્રથમ મળીનેજ અત્રે આવું છું."

"તમને મારી શું જરૂર છે?" નિશાનાથે પ્રશ્ન કર્યો.

"બરાબર અર્ધો કલાક જો સાંભળો તો કહું, અને સાંભળીને તત્કાળ વિચાર પર આવી જવાબ આપો એ બીજી શરત, નહિતર બીજી વખત આવીશ. પણ વિચાર કરવાના બ્હાના નીચે વખત કાઢવાની કોશેષ કરશો નહિ. જો તેમ હશે તો હું જવાબજ માંગતી નથી તેમ અત્રે બોલવા પણ ઇચ્છતી નથી."

નિશાનાથ શેતરંજના શોખીન હતા. ગુણ કહો કે દુર્ગુણ રંજુ રમનાર તરિકે તેમની વિશિષ્ટતા એ હતી કે તે વિચાર કરવા થોભતાજ નહિ. પ્રતિસ્પર્ધી મ્હોરૂં ચાલે કે તે હંમેશા તુરતજ ચાલતા. એ સ્વભાવ તેમનો વ્યવહારમાં દૃઢ થયો હતો. તેણે કહ્યું "તમે કહ્યું તેમ થશે. બોલો."

બાઇએ વાત કહેવા માંડી.

(૨)

"હું આજ શહેરની ગાંદાવાડીમાં રહેતી એનકા બાઇ રણધાની પુત્રી છું. મારૂં નામ ઉર્વશી છે. મારી માએ મને જૂની ગરૂની પ્રાચીન તથા અર્વાચીન સંસ્કૃતિના જ્ઞાન સાથે અન્ય દરેક રાજદ્વારી સામાજીક ધાર્મિક ચળવળનો અભ્યાસ કરાવી તેના ઉપર સ્વતંત્ર વિચાર બાંધવાની તાકાત સુધી મને કેળવી છે. મેં ફર્ગ્યુસન-કોલેજમાં ઇન્ટર આર્ટ્સ સુધી અભ્યાસ કર્યો છે. માતાની ઇચ્છા મને પોતાના ધંધામાં નાખવાની હતી; પરંતુ મારી તે બાબતમાં વિરોધતાને લીધે તેણે મને રખાત થવાની પણ સલાહ આપી. મેં તેમ થવા પહેલાં વિચાર્યું કે કન્યાથી કંટાળેલો કોઇ મળે તો હું તેની સહચારિણી થાઉં. પરંતુ હજુ સુધીમાં જોયેલા–પ્રસંગમાં આવી ગયેલામાંથી કોઇ તેવો મને મળ્યો નથી. જો કદાચ મળ્યા તે બીરૂ મળ્યા. જે મારા મત મુજબના અને નિડર મળ્યા ટેઓ નિર્ધન મળ્યા. ત્યારે મારી મા પણ હવે મુંઝાય છે. તેના સંસ્કાર જુદા છે. એ તો મોડે સમજી છે, ભણાવતાં તેનાથી હું ભણાવાઇ ગઇ છું. પણ હવે તે પસ્તાય છે. ત્યારે મેં વિચાર કર્યો કે કોઇ ગૃહસ્થને પરણું. બીજી પત્ની તરીકે પરણું. ઘણાને પુછ્યું. ઘણા લોકોમાં પણ ગુપ્ત સડો વધારવાના સાધન તરિકે, સુધારકો તથા સરકાર મારી માતા જેવીઓનો સડો સમાજ તથા દેશમાંથી દૂર કરવા ઇચ્છે છે પરંતુ મદદ કરનારા કયાં છે? સુધારકો તથા સરકારથી નિમાયલા અમારા ગુલામ છે કારણ કે તે બધા ઇંદ્રિયલોલુપ છે. તમારા જેવા ધર્માત્માઓને પૂછ્યું. જેઓ ગુપ્ત સડો વધારવાની તો મીલો જેવા છે પણ નકાર અને નિરાશા. આજે હું તમને પુછું છું:—

કે હું હજી સુધી અક્ષતયોનિ છું. વૈદકીય તપાસ કરો. શુધ્ધ મનવાળી છું. મારા સંબંધમાં આવનારાઓમાંથી ખાત્રી કરો. શિક્ષીત છું, ઉધ્ધાર થાય એમ ઇચ્છું છું. તમને ચાહતી નથી. તમારા ઉપર મોહી નથી. પરણીશ તો ચાહવાની કોશેષ કરીશ. સફળ થઇશ તો તમને સ્વર્ગમાં લઇ જઇશ અને નિષ્ફળ થઇશ તો નિમકહરામ નહિ નીવડું. પણ તમારા મુવા પછી હિંદુ વિધવા થઇશ અને તે પછી જો ઇચ્છા થશે, પરણવાનું સ્થાન તથા પાત્ર મળશે, તો પરણીશ ત્યારે તમારૂં નામ અને કામ લાગશે. અત્યારે દાસી થઈ રહીશ. તમારી પત્નિની બ્હેન થઇશ. આવા વિચાર હું ધરાવું છું. તો સમાજમાં ઉચ્ચ સ્થાન ભોગવતા આદર્શ ગૃહસ્થ ગણાતા, હિંદુ ધર્મના સ્તંભરૂપ તમે, તમારા એવા બધા સર્વસ્વના ભોગે મને–સમાજની સેવું થવા ઇચ્છતી માટીને–પરણશો? તમારી પત્નિ રજા આપશે? બહુ બોલવાની મને ટેવ નથી. લંબાણ કહે તમે વધુ સમજશો તે હું માનતી નથી. કહો આદર્શ ગૃહસ્થ નિશાનાથ શર્મા-બોલો-તમે મને પરણશો? કૃતાર્થ કરશો–નર્કમાંના હજારો જીવડાઓથી મારો ઉધ્ધાર કરશો?"

નિશાનાથ દિંગમૂઢ થઇ સાંભળી રહ્યા હતા.

(૩)

નિશાનાથે શું વિચાર કર્યો? સનાતન ધર્મ, તેની સ્મૃતિઓ,

શ્રુતિઓનાં વચન યાદ કર્યાં, ઋષિ મુનિઓના દ્રષ્ટાંતો કેમ આંખ આગળ આણ્યાં, હમણાંની સ્થિતિ, ભવિષ્યની ભયંકરતા–જુનું–નવું સમાજ–નિંદા–નિર્વાહ–સતીતિની ભાલણા–આ લોક પરલોક ઇત્યાદિનો કેમ વિચાર કર્યો–વાદ પ્રતિવાદ કરી મનને કેમ ચોકકસ નિર્ણય પર આણ્યું તે ઉપર લંબાણુ કરી વાચકને સમજાવવા શ્રી સ્વ૦ ગોવર્ધનરામભાઈની ધીરજ અન્ય લેખક ભાઈઓની પંક્તિનાઇ, શ્રી૦ નારાયણજી ઠકકુરની સંસ્કૃતમય આવડત–શ્રી મુનશીની ટુંકી–મુદ્દાસરની સચોટ શૈલી–મારામાં નથી! તેથી વાંચકને પેલા પારસી બીરાદરો કહે તેમ આડા અવળા–એવા તેવા–લાંબા પહોળા અને ચોડા પીંજન પાટલાથી દુર રાખી એટલુંજ કહી જઉંછું કે શ્રીયુત નિશાનાથ શર્મા–દશ મીનીટ બેસી રહ્યા. દશેક મીનીટ પછી બોલ્યા, "મારી પત્નિને પુછી આવું" પરંતુ એટલામાં તો તેમનાં પત્નિ અંદર આવ્યાં અને બોલ્યાઃ—

"ઉર્વશી બ્હેને અંદર દાખલ થતાં પહેલાંજ મને બધી વાત કરી છે. તમારી અર્ધાંગના તરીકે–આદર્શ હિંદુ પત્નિ થવા માટે તમારો વિચાર તે મારો વિચાર. નથી હું વકિલાત કરવા માંગતી આ બ્હેનની. કે નથી હું વિરૂધ્ધ પડવા માંગતી આ કહેવાતા સમલીન પગલાં સામે. માટે તેને જવાબ આપી દ્યો."

નીશાનાથ ઉભા થયા, બહાર જવા સારૂ. ઉર્વશી તથા નીશાનાથનાં પત્નિ જોઇ રહ્યાં તેમનાં તરફ તેમના જવાબ સારૂ. નીશાનાથ બોલ્યા, "શાસ્ત્રોકત અગ્નિ સુર્ય અને સમાજ સાનિધ્યે સંપ્તપદીના અર્થ સાથે થશે." મારા "આદર્શ સ્વામી" કહેતી નિશાનાથની પત્નિ બ્હેબ્ય થઇ ગઈ. નિશાનાથના પ્રસારેલા બાહુમાં અને "મારા પ્રભુ–મારી દેવી જેવી બ્હેન" કહેતી ઉર્વશી પડી ગઇ તે બન્નેના પગમાં. અશ્રુ ત્રણેની આંખમાંથી વહેતાં હતાં અમારી સુક્ષ્મ દ્રષ્ટિ કહે છે કે પુષ્પવૃષ્ટિ ત્રણે ઉપર અદ્રશ્ય રહેલાં દેવો તરફથી "ધન્ય અને સાધુ–સાધુ"ના ઉદ્‌ગારો અમારા દિવ્ય કાનોએ સાંભળ્યા. પ્રાચીન ઋષિમુનીઓથી માંડીને અર્વાચિન સ્વર્ગવાસી થયેલા હિંદના મુખમાંથી.

સમાજે આ વાત કેમ સાંભળી હશે તે વાંચક તું સમજે છે અને નિશાનાથનું આ પગલું કેવું હતું તે વળી તને બીજીવાર મળીશ તો જરૂર કહીશ.

## સૌરાષ્ટ્રે કરેલું દીપોત્સવીના પૂજન થાળનું સ્વાગત !

### બીમાર ભક્ત—સમાલોચક કે તેના પોતાનાજ શબ્દોમાં

### Jack of all and master of none.

લખનાર—રા. વાંસલો .

સભ્ય: છાસલુ મંડળ.

કેવળ મનુષ્યાકાર જાળવી મુંબઇમાં જીવન ગુજારનાર અને અત્યંત નિર્બળ બની ગયેલા મનુષ્યાકારને પોતાની નિર્બળ હાલત પણ ટકાવવા હવાફેર કરવા માટે ભાવનગર ગયેલા એક ગૃહસ્થને સૌરાષ્ટ્રે સકળ ગુજરાતી સામયિક પત્રોના દીપોત્સવી અંકો, પોતાના પત્રમાં સમાલોચના લખી મોકલવા માટે મોકલી આપ્યા. સુદામાજી જેવા ક્ષીણકાય એ સમાલોચક મહાશયે પોતાને મળેલા 'જબરા પારસલ'ને 'ધર્મ સંકટ' સમજી ગુજરાતી પત્રકારોના પરિશ્રમની જે અદ્ભુત અવહેલના કરી છે અને એ અવહેલનાપૂર્ણ લખાણને સૌરાષ્ટ્ર જેવા લોકપ્રિય લેખાતા પત્રે પોતાના પત્રમાં સ્થાન આપી પોતાની નિષ્પક્ષપાત નીતિનું જે ખૂન કર્યું છે, તેનો ગુજરાતી વાચક વર્ગને સહજ સાક્ષાત્કાર થાય એ સદુદ્દેશથી જ આ લખાણ લખવાની પ્રેરણા થઇ છે. —

### સ્વાસ્થ્ય અને મન શક્તિનો સંબંધ

શરીરતત્વવેત્તાઓ અને અન્ય વિદ્વાનો સારી રીતે જાણે છે કે, શરીરનો મન સાથે અતિ નિકટનો સંબંધ છે. શારીરિક સ્થિતિ સારી હોય છે તેજ સુંદર કાર્ય કરી શકે છે એવો પણ નિસર્ગનો નિયમ છે. ઉપરોક્ત સમાલોચક મહાશયે સર્વદર્શી સર્વજ્ઞાતી સમાલોચક હોવાનો ડોળ કરતાં પહેલાં પોતાની ભૂમિકા, અર્થાત્ જે પત્ર તેમણે તા૦ ૨૨-૧૦-૨૫ એ સૌરાષ્ટ્ર કાર્યાલય ઉપર લખ્યો છે, તે લખવામાંજ પોતાની નિર્બળતા સ્પષ્ટ શબ્દોમાં રજૂ કરી છે. તેઓ લખે છે કે, "મુંબઇનાં જીવનશોષક પાણી પીઇ પીઇને માત્ર મનુષ્યાકાર જાળવી રહેલો હું હવા ફેર સાથે નિવૃત્તિની મીઠી આશાએ ભાવનગર આવ્યો તો અહીં પણ મ્હારે તો 'ઇના ઇ દી' રહ્યા.... પરમ રોજ એક જબરું પાર્સલ આવી પડ્યું અને હું ચોંક્યો. રખેને કંઇ ધર્મ સંકટ આવી પડ્યું હોય ! અને પાર્સલ ખોલતાં વેંત હું તો લેવાઇ જ ગયો, આ વખતે સમાલોચક પાસે તેમના એક ભાઇ બેઠા હતા તેમની રસવૃત્તિ સતેજ થઇ જવાથી સમાલોચક લખે છે કે, 'તેમને રસવૃત્તિ ઉપર એકાદ ભાષણ સંભળાવવા ઉમળકો આવ્યો; પણ સદ્‌ભાગ્યે તેઓ 'બે ઘડી મોજ' (જેને સમાલોચકે પાયધુની અને ભીંડી બજારનું સાહિત્ય પીરસનાર ગણ્યું છે) ના દીપોત્સવી અંક સાથે મ્હારે ત્યાંથી એક દિવસની રજાએ એ હડોજ ઉપડી ગયા. અસ્તુ.

### સમાલોચકને સમાલોચના માટે મળેલો વખત

આ વર્ષે દીપોત્સવીના અંકોમાં સાપ્તાહિકોમાં સહુથી પ્રથમ 'મોજ-મજાહ' અને 'ગુજરાતી'ના અંક પ્રસિધ્ધ થયા હતા. દૈનિક 'મુંબઇ સમાચાર' અને 'હિંદુસ્થાન'ના અંકો તે પછી પ્રસિધ્ધ થયા હતા. 'બે ઘડી મોજ'નો અંક તા૦ ૧૮-૧૦-૨૫ ના રોજ મુંબાઇ પ્રસિધ્ધ થયો હતો. હવે કદાચ આપણે એમ માની લઇએ કે, સમાલોચક મહાશયે મુંબાઇ અને અન્ય સ્થળોએથી તા૦ ૧૮ મી સુધી સૌરાષ્ટ્ર ઑફિસ તરફ રવાના થયેલા ખાસ અંકોના પારસલનેજ જબરૂં પારસલ માની લીધું હશે. વળી પારસલ સૌરાષ્ટ્રની રાણપુરની ઑફિસેથી ભાવનગર ગયેલું હોવાથી અને છેલ્લામાં છેલ્લા તા૦ ૧૮ મી સુધી પ્રસિધ્ધ થયેલ અંક તેમાં હોવાથી તે ૨૧ મી તારીખે સમાલોચક મહાશયને કદાચ મળ્યું હોય એમ આપણે માની લઇ-એ પૂજન થાળના સ્વાગતનો અત્રે સમર્પક ઉત્તર લખવો ઉચિત ધારવામાં આવે છે.

તા૦ ૨૨ મીએ તો સમાલોચક એકંદરે અઢાર દીપોત્સવીના અંકોની સમાલોચના સૌરાષ્ટ્ર ઑફિસ તરફ લખી મોકલે છે. અર્થાત્ ચોવીસ કલાક જેટલા (અમને તો તેથી પણ ઓછો વખત લાગે છે; ખરું ખોટું સમાલોચકનો અંતરાત્મા જાણે) વખતમાં અઢાર પત્રકારોનાં પત્રોના ગુણદોષની સમીક્ષા કરવાનું આપદ્ધર્મ (!) જેવું કર્તવ્ય બજાવે છે. એ અઢાર દીપોત્સવી અંકોના દરેક અંકનું લખાણ સરેરાશ બાર ફોર્મ્સ (અમારી ધારણા પ્રમાણે આ ગણત્રી ઘણી ઓછી છે) ગણીએ તો અઢાર અંકના કુલ ૨૧૬ ફોર્મ્સ થાય તથા તેનાં દીવાળી અંકનાં મ્હોટાં પૃષ્ઠ ગણીએ તો ૮૬૪ પૃષ્ઠ થાય. એમાં પણ લેખોની વિવિધતા જોતાં અમુક ગહન અને મનન કરવા યોગ્ય વિષયો વાંચતાં અધિક કાળક્ષેપ અવશ્ય થાય. આવી સ્થિતિમાં, સમાલોચકે પોતાની ત્વરિત ગતિથી કેવો અજબ ભાંગરો વાટ્યો છે તે આપણે યથાક્રમે જોઇએ.

### ભાઇબંધ 'ગુજરાતી'

ક્રમનસીબે સહુથી પહેલો અંક 'ગુજરાતી'નો સમાલોચકના હાથમાં આવ્યો તથા એ કમનસીબીનો તેમણે ખુલ્લા શબ્દોમાં એકરાર કરેલો હોવાથી અમારે એ સંબંધી કાંઇ લખવાની જરૂર નથી. તેઓ લખે છે,કે, 'બ્રહ્મ' 'જીવાત્મા,' 'વેદાન્ત' વગેરેનાં ભરચક પાનાં જોઇ મ્હને સુસ્તી આવવા લાગી.' તેમને એ અંકમાં 'સ્થિતિચુસ્તતા અને પ્રગતિશૂન્યતા' દેખાઇ. છેલ્લાં પાંચ સાત વર્ષથી ભિન્નભિન્ન સ્થળોએ ફરી 'શારદા' માટે આપકમાઇ કરતા રા૦ રાયચુરા અને જાણીતા પ્રો૦ ઠાકરના લેખો અને કવિતાથી ગુજરાતીએ વિવિધતા દર્શાવવા પ્રયત્ન કર્યો છે એમ સમાલોચક લખે છે. આ અભિપ્રાય તેમણે સ્વસ્થતાને બદલે સુસ્તીમાં અને શરીરની નિર્બળ હાલતમાં લખ્યો છે; જ્યાં પણ જ્ઞાનગર્ભ ગંભીર વિષયો તરફની

મની અરૂચિ એ અભિપ્રાયમાં સ્પષ્ટતાથી વ્યક્ત થાય છે. ાપત્ય અને શિલ્પનાં ચિત્રો વખાણવાનું કામ બુધ્ધિને બાજૂએ ખી દૃષ્ટિથી પણ થઇ શકે ખરૂં. શિષ્ટ પત્રોમાં ખપતાં સૌરાષ્ટ્ર' ત્ર જેવાના સમાલોચક પણ 'ગુજરાતી'ના ખાસ અંકના દ્ધતાપૂર્ણ લેખોનું વિસ્મરણ કરી કેવળ પ્રાંતિકતાના ધર્મને શ થઇ રાયચુરાની વિવિધતા તરફ અંગુલિ નિર્દેશ કરે એ શું ચવે છે? જે સમાલોચક આ કાળને સાહિત્ય તથા કળાનો ધનકાળ સમજે છે તેજ સમાલોચકે કયી દૃષ્ટિથી સાહિત્યનું થન કર્યું છે એ તો ઉપર દર્શાવેલા તેમને મળેલા કાળ ઉપ- ી સહુ કોઈ કલ્પી શકે તેમ છે.

### નવયુગ

'સૌરાષ્ટ્ર' જેવા વિચારો ધરાવનાર 'નવયુગ'ને સમાલો- ક ઘણું વખાણ્યું છે; પરંતુ એ વખાણમાં અહોરૂપં અહોધ્વ- નો સ્પષ્ટ ભાસ થાય છે. હરેક રીતે દીકરાના લગનનાં ગીત યા પછી માડી જેમ મીઠી શીખામણ આપે તેમ ઉપદેશ ાપતાં સમાલોચક લખે છે કે, 'અપાયેલ છે એ વાર્તાઓ તાં સારી, કલાયુક્ત ને રાષ્ટ્ર ભાવના ભરી એકાદ બે નવલિ- ઓથી આ દીપોત્સવી અંક સપૂર્ણ બની શક્યો હોત.' અર્થાત જરાતીનાં સંગીન લેખોને વાંચતા કંટાળી ગયેલા સમાલોચકે ર્તાઓ વાંચવાના શૉખથી નવયુગની વાર્તાઓ વાંચી આ અભિ- ાય દર્શાવ્યો હોય એમ અમે માનીએ છીએ.

### ?ર ઘર ફરતા મસ્ત ફકીર અને જ્યોતિહીન જાગીરદાર

ત્રીજે આંકડે મુંબાઇ સમાચારની સમાલોચનામાં સમાલોચકે ભ્યત્વે ચિત્રોની પ્રશંસા કર્યાં પછી બે ઘડી મોજમાં ધાધરાનું મસાણ ઘાલી ઘેરેલા પેલા મસ્ત ફકીર અને જાગીરદારને તમાચો ાવવાની શુરૂઆત કરી છે! એ બન્ને લેખકોનાં લખાણોની ાલોચના કરવી એ અમારૂં આ સ્થળે કામ નહિ હોવાથી અમે ટલું લખવું પ્રાસંગિક ધારીએ છીએ કે, સ્વદેશની વાર્તાઓ ચવાનો મોહ નહિ છોડી શકનાર સમાલોચકે સુરતી ઉડી જતાં પૂર્ણ સ્ફુર્તિથી મસ્ત ફકીર અને જાગીરદારના લેખ વાંચ્યા છે. ાલોચક લખે છે કે, "......એ બન્ને લેખકોના લેખોમાંથી ર અને હીર ભાગ્યેજ મળે. નામોનો મોહ પત્રકારો છોડતા ય તો સાહિત્યનો ઉધ્ધાર વહેલો થાય ખરો.' પ્રજામિત્રના ધિપતિ બાકી રહી ગયા હતા તેમને માટે સમાલોચક ગોળ ા લખે છે કે, 'રા૦ ઉછરંગરાય માટે કાંઇક એવુંજ લાગે . Jack of all and master of none રા. ઉછરંગરાય માટે ાયલા આ અભિપ્રાયને બાજૂએ રાખી વિચાર કરીએ તો જ અભિપ્રાય આબાદ સમાલોચકને લાગૂ પડે છે.

### સા૦ નરસિંહરાવ સાચા કવિ નથી!

આગળ વધતાં 'સ્વદેશ'ના ખાસ અંકની ઉપલક પ્રશંસા ા સમાલોચક 'ગુણસુંદરી'ના અંકની સમાલોચના કરતાં ત્રવર્ય અને કવિવર શ્રી૦ નરસિંહરાવના એક કાવ્ય સંબંધી લખે છે કે, 'અમુક પંક્તિઓમાં આ શાસ્ત્રીય કવિ કીટ્સના ભાવ અને શબ્દો ઉતારવાની લાલસાથી દૂર રહ્યા હોત તો કદાચ આ કાવ્ય તેમને સાચા કવિ કહેવડાવત.' અર્થાત્ સમાલોચકની નજરે વયોવૃધ્ધ કવિવર નરસિંહરાવ સાચા કવિ નથી! તે સાથે સાચા કવિનાં લક્ષણો દર્શાવ્યાં હોત તો સા૦ નરસિંહરાવને પોતાની આ ઉત્તરાવસ્થામાં સાચા કવિ થઇ 'સૌરાષ્ટ્ર'માં પ્રશંસા પ્રાપ્ત કરવાનો કદાચ માર્ગ સૂઝત. રા૦ વર્માની 'અહિંસા'ની વાર્તાને સમાલોચકે પ્રથમ સ્થાન (વાર્તાઓમાં) આપ્યું છે; અર્થાત્ તેમણે આ ખાસ અંકમાં પણ કેવળ કવિતાઓ અને વાર્તાઓ વાંચી જ્યોતિહીન થના જાગીરદારના લેખ માટે લખ્યું છે કે, 'જાગીરદારનો હાસ્યરસ એટલે કર્કશતા, અસભ્યતા અને લગભગ જંગલીપણું.' જાગીરદાર પછી પાછા મસ્ત ફકીર સમા- લોચકના વાક્પ્રહારોનો ભોગ થઇ પડી એવી ઉપમા મેળવે છે કે, 'મસ્ત ફકીર તો હાસ્યમાં, કટાક્ષમાં, મર્મમાં, વ્યાખ્યામાં- જેમાં કહો તેમાં ઓસરતાજ જાય છે. એટલે એમનો 'તમાચો' તમાચા જેવોજ અણગમતો લાગે છે! ધાધરાનું ઘમસાણ દીવાળી ટાંકણે પ્રસિધ્ધ કરી રા૦ મસ્ત ફકીર 'તમાચો' ખાઇ બેઠા છે; પરંતુ અજાયબીની વાત એ છે કે, બીજા ઉત્તમ લેખોનો ઉલ્લેખ કરવાની વાત બાજૂએ રાખી સમાલોચક જ્યાં જ્યાં મસ્ત ફકીર અને જાગીરદાર જોવામાં આવ્યા ત્યાં ત્યાં તેમને તમાચો લગાવવા ભૂલ્યા નથી. રા. મુનિકુમાર 'સૌરાષ્ટ્ર' પત્રના 'નવા ફાલ'ના અવલોકન કર્તા હોઇ 'સૌરાષ્ટ્ર'ના આ કેતુ નામધારી સમાલોચકે તેમની વાર્તા કોઇ પણ રીતે સહકારના સંબંધને અંગે વખાણવીજ જોઇએ તથા તેઓ પોતાનું એ કર્તવ્ય બજાવવા ભૂલ્યા નથી. એ ખરેખર એમને તેમજ 'સૌરાષ્ટ્ર'ને માટે સંતોષની વાત છે.

સમાલોચકનો ભાંઈ રાયચુરા તરફની વિવિધતાનો મોહ અને એમના રાસડાઓની માયા 'શારદા'ની સમાલોચનામાં સાફ દેખાઇ આવે છે. 'શારદા,' 'નવચેતન,' 'ગુણસુંદરી' જેવાં માસિકો પ્રત્યે મ્હને પણ પક્ષપાત છે; પરંતુ અમુક પક્ષપાતને વશ થઇ કેવળ એકજ અસ્ત્રે બધાને મુંડવા બેસવું એ દીર્ઘદૃષ્ટિની હીનતા છે.

### ગુજરાતી સાહિત્યમાં સીનેમા સંબંધીની વિશેષ માહિતી કોણે પ્રસિધ્ધ કરવા માંડી છે?

'નવચેતન' માટે સમાલોચક લખે છે કે, "એને સીનેમાની ઘેલછા લાગી છે." આ વાર્તા ક્યાં સૂધી સત્ય છે તે તો શ્રી- ચાંપસી જાણે! બાકી ખરી રીતે જોવા જતાં ગુજરાતીમાં સીનેમા સંબંધી અને તેમાં પણ દેશી ચિત્રપટો સંબંધી જન સમાજને માહિતી આપવાની શુરૂઆત કરવાનું માન તો 'મોજ-મજાહ' ખાટી ગયું છે. એના સીનેમા સંબંધીનાં લખાણોએ દેશી સીનેમા સૃષ્ટિમાં કેવો પ્રામાણિક ખળભળાટ ઉઠાવ્યો છે, તેનું જ્ઞાન રા. કેતુને હોય એમ લાગતું નથી. સીનેમા સંબંધીનું લખાણ દર અઠવાડીએ પ્રસિધ્ધ કરવા ઉપરાંત પોતાના વર્ષના પ્રથમ અંક તરીકે 'મોજ-મજાહ'ના તંત્રી કેવળ સીનેમા

સંબંધીનો જે ખાસ અંક પ્રસિધ્ધ કરે છે. અને કે, હજી તેમણે સ્વદેશી સીનેમા તરફ વિશેષ ધ્યાન આપ્યું નથી; પરંતુ દેશી સીનેમા જેવા દિવસે દિવસે બહોળો ફેલાવો પામતા ધંધાનો અભ્યુદય થાય એ હેતુથી જ તેમના ચિત્રપટ નામ ધારી લેખકે દેશી ફિલમો અને સીનેમા કંપનીઓ સંબંધીનાં લખાણો પ્રસિધ્ધ કરવાની આવશ્યક્તા સ્વીકારી હશે.

### મોજ-મજાહ અને બે ઘડી મોજ

પાયધુની અને ભીંડી બજારને લાયક સાહિત્ય પીરસવાનો માન ભરેલો ઇલકાબ 'નિર્દોષ અને નીતિ ધર્મનું સાહિત્ય' પ્રકટ કરવાનો મુખપૃષ્ઠ ઉપર મુદ્રાલેખ પ્રસિધ્ધ કરનાર, પ્રતિષ્ઠા ભંગના ભયથી ડામીજ માલને અધવચ ઉડાવી દેનાર 'બે ઘડી મોજ'ને પણ સમાલોચક તરફથી મળી ચુકયો છે. 'નવચેતન'માંથી 'બે ઘડી મોજે' કરેલી તફડંચી સમાલોચકે દર્શાવી આપી છે અને 'બે ઘડી મોજ'નાં લખાણો કરતાં મોજ-મજાહનાં લખાણો તેમને વિશેષ ઠીક લાગ્યાં છે એ મોજ-મજાહે પોતાનું મહાભાગ્ય સમજવાનું છે ! એકંદરે કવિતા અને વાર્ત્તા સાહિત્ય વાંચવાની પ્રબળ લાલસાને લીધેજ પાયધુની અને ભીંડી બજારના અણગમતા રસ્તામાં સમાલોચકને ભટકવું પડયું હશે ! શિષ્ટ કહેવડાવતા આવા સમાલોચકો ભીંડી બજારના લીલા વાવટાને જોઇ ભડકી ઉઠતા નથી; પરંતુ અશિષ્ટ બની જવાની આશંકાથી લીલા વાવટાને ફાડી તોડી લાઇન કિલયર કરી આગળ વધી શકે છે એ ખરેખર નવાઇ જેવું છે.

### ઉપસંહાર

છેવટ એ સમાલોચક લખે છે કે, 'આ સિવાય બાકી રહ્યાં તેનો માત્ર સ્વીકાર લખીને સંતોષ માનું છું. લાંબી સમાલોચનાની તેમને ઇંતેજારી હશે, પણ એમણે અગાઉથી કરેલી જાહેરાતો એ એમની સમાલોચનાજ છે એવું આશ્વાસન તેઓ ખુશીથી નહિ સ્વીકારી લે?' આ વાકયોના ઉત્તરમાં લખવું જોઇએ કે, જે પત્રકારો અને લેખકો આવા 'સબમેં મેરે લગતા હય' એવું ભયંકર જ્ઞાન ધરાવનાર સમાલોચકની આંધળી સમાલોચનામાંથી બચી ગયા છે તેઓ પોતાના બચાવ માટે જરૂર આશ્વાસન સ્વીકારી લેશે. જાહેરાતોને જ જયારે સમાલોચના તરીકે સમાલોચકે ઓળખાવી છે ત્યારે પછી તેમણે નિર્બળ શરીરે શા માટે આટલી તકલીફ ઉઠાવી હશે એ સમજી શકાતું નથી. ગમે તેમ હો, પરંતુ એટલું તો સત્ય છે કે, ચોવીસ કલાક જેટલા ટૂંક વખતમાં જેવી સમાલોચના થવાની આશા રાખી શકાય તેવી સમાલોચના સમાલોચક તરફથી થઇ છે. યથાર્થ કામ કરનારા પ્રશંસા કે નિંદાની પરવાહ રાખ્યા સિવાય પોતાના ધ્યેય તરફ આગળ વધે છે અને એજ ખરા કર્મકર્ત્તાને ઇષ્ટ છે.

# સીનેમાના સમાચાર

લખનારઃ—રા. ચિત્રપટ.

નવી ફિલ્મો—

બાળ વિધવાઃ—કોહિનૂર ફિલ્મ કું. નું સાન ભગનું સામાજિક ચિત્રપટ. ડાયરેક્ટરઃ મી. બહેરામશાહ. ફોટોગ્રાફરઃ મી૦ વી. બી. જોશી.

વસ્તુઃ—સાંભળવા મુજબ ઘણા લાંબા કાળથી મી૦ દવે આવી એક સામાજિક વસ્તુ લખવા વિચાર કરતા હતા; પરંતુ અંદર અમુક વસ્તુઓ લાવવાની હોવાથી અને તે મી૦ સેન્સરની વિરૂધ્ધ હોવાથી લાવી શકયા નહોતા; પણ હાલનું વાતાવરણ જોઇ મી૦ દવેએ પુનઃ લખવાની કોશીશ કરી છે અને ખરેખરો સામાજિક ડ્રામા બનાવવા જતાં-અમોને દિલગીરી સાથે કહેવું પડે છે કે, પ્રજામાં સેનસેશન થાય એવું, જરા પણ ધ્યાન રાખવામાં આવ્યું નથી. પરંતુ એકાદ વર્તમાન બનાવનું છમકલું આપી સાંસારિક સવાલોથી ઠીક ભરેલી દેખાય છે.

ફોટોગ્રાફી-કોહિનૂર ફિલ્મ કું. માં કુશળ ફોટોગ્રાફરોનો સ્ટાફ હોવા છતાં દીન પ્રતિદીન ફોટોગ્રાફી સુધરવાને બદલે કેમ નબળી પડતી જાય છે, તે એક ગંભીર સવાલ છે. શું માલેક આ બાબતમાં તપાસ કરતા નથી? મી જોશી જેવા જાણીતા ફોટોગ્રાફરની ફોટોગ્રાફી આવી નબળી નીકળે તે અમો માની શકતા નથી. ત્યારે વાંક કોનો? કાં તો લેબોરેટરીની બેદરકારી કિંવા બીજું કોઇ કારણ હોવું જોઇએ. આ બાબતમાં થતા નુકસાન માટે અમો માલેકને ચેતાવીએ છીએ કે આમાં ખાસ જાતી દેખરેખ રાખવાની જરૂર છે.

એક્ટીંગ—મી૦ બહેરામશાહ નવા ડાયરેક્ટર થયા હોવાથી કચાઈક ખામી જોવામાં આવે છે, મિસ વેલીનકર તથા કેટલાક બીજા પાત્રોનું કામ નબળું જોવામાં આવે છે. મી૦ ખલીલે પણ આ ફિલ્મમાં જોઇએ તેવું કામ કરી દેખાડયું નથી. મિસ ઉમનાના શરૂઆતના સીનોમાં જેમાં મી૦ દવેની અંગુલી સ્પર્શિત ખાસ 'ભાવના' સાચવેલી છે, તેમાં મોઢા ઉપરના ભાવો દેખાતા નથી. એકંદરે જાણે કે થર્ડ કલાસ સ્ટાફનો ઉપયોગ કર્યો હોય એવું જણાઈ આવે છે. જો કે, અમોને રા. દિવાનજી તરફ માન છે, છતાં માત્ર મોઢું બતાવી આમાં શા માટે દેખાઈ પોતાની જુની કીર્તિને ફિલ્મની ઝાંખપની માફક ઝાંખ લગાડતા હશે? બાકી નાની મંગળા-મિસ શાહજાદી-પરાગ કેળવાય તો ભવિષ્યમાં એક સારી નટી થવાની આશા આપે છે.

ધારવા મુજબ 'મંગળા'ના નામે સેનસેશન કરતા છે, જેવી આશા રાખવામાં આવી હતી, તેવી સફળ નીવડી નથી.

**સતી સિમંતિની**—લક્ષ્મી પિકચર્સનું કહેવાતું ધાર્મિક ચિત્રપટ, લેખક-મી૦ દવે, ડાયરેક્ટર મી૦ જોશી ફોટોગ્રાફર મેસર્સ દાબકે, દેવારે, જોશી અને પાંડુ

વસ્તુ—ધાર્મિક હોઇ સોમ પ્રદોષનું-અને શંકરની ભક્તિનું મહાત્મ્ય સમજાવ્યું છે, પરંતુ કહેવાને દિલગીર છીએ કે, મૂળ વસ્તુનું ખોખું લઇ તેમાં અમેરીકન ડ્રામા તથા સીરીયલો-પંચીસ તથા સ્ટન્ટસ લઇ મી૦ દવેએ તે વસ્તુ ઉત્તમ કરવા જતાં-સ્નેહ મળી રહ્યું સમજાતું નથી. દાખલા તરીકે મુર લોકોને મી૦ દવેએ બતાવ્યા છે, તેઓની હસ્તી તે વખત હિન્દુસ્થાનમાં હતી? મુર લોકો ધર્મે ઇસ્લામી છે. તેઓ હિન્દુસ્થાનમાં અનાર્ય તરીકે કયારે દાખલ થયા, તે તેઓ સમજાવશે કે અમેરીકન રેડ ઇન્ડીયનની કોપી કરવા જતાં રેડ ઇન્ડીયનને બદલે મુર લોકોને ગોઠવી દીધા છે?

ફોટોગ્રાફી—ચાર ચાર કેમેરામેનોએ હેન્ડલ કરેલા છતાં ફોટોગ્રાફી ઘણીજ સુંદર છે અને કેટલાક પીસો તો ઘડી જોવા લાયક છે. કેટલા આપેલા પોઝ માટે મી૦ જોશીને અમો મુબારકબાદ આપીએ છીએ.

એક્ટીંગ—મિસ જુબેદા અને મિસ પુતળીનું કામ સારૂં છે, જ્યારે મી૦ તકલે, અને ધનેશ્વરનું કામ મોળું માલુમ પડે છે. અંગ્રેજી એક્ટ્રેસ મિસ ઇરમનનું કામ આ લાઇનમાં પ્રથમ હોવાથી ઠીક છે, પરંતુ તેને નાચ જોતાં ચંદ્રકાન્તની સેધવ કન્યા કે સિમંતિનીમાંની નાગ કન્યા-એકજ કલ્પનાનું કિંવા મગજમાં 'રહેલી ભમરાનું' ફળ હોવાથી કોપી ટુ કોપી જણાઈ આવે છે. આવા નાચો ન મુકાય તો વધારે સારૂં.

કેળવાતો લોકમત—કોઇ એક સિનેમામાં ફિલ્મ ચાલતી હોય તે ફિલ્મને માટે તેજ સિનેમાને લગતી વ્યક્તિઓ તરફથી ફિલ્મ સરી ગઇ છે—સારી નાખી છે—ખરાબ કરી નાખી છે— આવી રીતે લોકમત કેળવી-પોતાને ઉતરી પાડવાના હેતુથી એ પ્રયત્નો ઘણા જોવામાં આવે છે, તેનું કારણ કોઇ સમજાવશે?

Reg. No. B.

# મોજ-મજાહ ઇનામમાળા નં. ૧

## રૂપિયા પચ્ચીસનાં બાર ઈનામો

મોજ-મજાહના વાંચકો સિનેમા અને નાટક વિષે જે રસ લે છે, તેને માન આપી તે ધંધાઓમાં શોખીન પ્રજા શું માગે છે, તેની પરીક્ષા થાય એવા ઉદ્દેશથી આ ઇનામમાળાની યોજના બહાર પાડવામાં આવી છે. આશા છે કે, શોખીન સજ્જનો આનો સંપૂર્ણ લાભ લેશે.

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં બહાર પડેલી સારામાં સારી

## દસ દેશી ફિલ્મોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂ. પચ્ચીસનાં બાર ઇનામો વહેંચી આપવામાં આવશે.

**ઈનામોની વીગત**—રૂા. ૧૦, ૫, ૩, ૨, ૧, નાં એક એક મળી કુલે પાંચ—બાર આનાનાં બે— અને આઠ આનાનાં પાંચ મળી કુલે બાર ઇનામો આપવામાં આવશે.

આ બધાં ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતનાં અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે.

પુસ્તકો મોકલવાનો ખર્ચ ઇનામ મેળવનારને શીર છે.

આ ઇનામની હરીફાઇનું પરિણામ તથા દરેક ફિલ્મને કેટલાં મત મળ્યાં તે તા. ૨૯-૧૧-૨૫ ના અંકમાં જાહેર કરવામાં આવશે.

**સૂચના**—કુપન પોસ્ટ કાર્ડ પર ચોંટાડી મોકલવાથી બે પૈસાની ટીકીટમાં આવશે.

**મોજ-મજાહ ઈનામમાળાની કુપન**

તા ૧-૧૧-૨૫

સારામાં સારી દસ દેશી ફિલ્મોનાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ |
| ૧૦ | | |

લી ____________

ઠે. ____________

પો. ____________ મુ. ____________

તમારા જેવા વણુકરો અમારા જેવા બ્રાહ્મણો કરતાં ઉચ્ચ છે."

રામજીએ કહ્યું, "દેવતા ! એવું બોલી આ અધમને પાપમાં ન નાંખો."

આમ કહી તેણે મ્હારી ચરણરજ લીધી પછી બ્હાર જઇને અમે પાંચ ઘોડા ગાડીઓ ભાડે કરી. રામજીએ કહ્યું, "આજે મ્હેં રજા લીધી છે. હું પણ આપની સાથે આવીશ આપણો રસ્તો મ્હારા ઘર આગળથીજ છે. ત્યાંથી થોડો સરસામાન સાથે લેવાનો છે."

મ્હેં પૂછ્યું, "શું સાથે લેવું છે?"

રામજીએ સરળ પરંતુ હર્ષથી ઉભરાતા હૃદયે કહ્યું, "મુંબાઇથી બધા ભાઇઓ આવનાર છે જાણી અધમણ કેરીઓ લઇ રાખી છે. તે ઉપરાંત અધમણ જેટલું દહીં કરી રાખ્યું છે. બધા ભાઇઓને રસ પુરી તથા શીખંડ પુરી જમાડીશું."

મ્હેં કહ્યું, "ભાઇ! એવું ખરચ કરવાની શી જરૂર હતી?"

રામજીએ કહ્યું, "એમાં શું થઇ ગયું? હવે વિલંબ ન કરો."

મ્હેં રામજીને ગાડીમાં બેસવા કહ્યું, પરંતુ તે નજ બેઠા. તેના ઘર આગળથી તેણે દહીંની ગોરસી અને કેરીઓનું પોટલું ગાડીમાં મૂકી દીધું. રામજીએ મ્હારૂં કહેવું માન્યું નહિ તેથી હું પણ તેની સાથે ચાલી ઘર તરફ જવા લાગ્યો તથા તાપી નદી ઉતરાવી ગયા પછી અંતરના આનંદથી, ભાવના આવેગથી તેણે મ્હને કહ્યું, "મ્હોટાભાઇ! મ્હેં તે દિવસે કહ્યું હતુંને કે, ઇશ્વરજ કર્તા હર્તા છે. એ અનાથનો નાથ છે."

મ્હેં કહ્યું, "ખરૂં છે." રામજીની ઇશ્વરભક્તિ જોઇ મ્હારૂં હૃદય ભરાઇ આવ્યું હતુ.

રસ્તે જતાં જતાં એકાએક રામજી મધુર કંઠે ગાવા લાગ્યો કે,

"વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણેરે."

(સંપૂર્ણ.)

---

કામરૂદેશની કામિનીમાં



મીસ જીલુ—ગુલે અંદાઝના પાઠમાં

# ઘેર ઘેર પુજાતાં મહાત્મા

કે જેણે દારૂ નિષેધ–ચરગંતુ હુન્નર રેંટીયો–સેવાભાવ માટે અથાગ પરિશ્રમ લીધો
છે–જેના હૃદયમાંથી ઝરતી ઇશ્વર પ્રાર્થનાની કવિતાઓનું દિવ્ય પુસ્તક બીન
હરીફ છે તે સંત પુરૂષની જીવન કથાનું

## હિંદુસ્તાન ફીલમ કંપનીનું ઉત્તમ ચિત્રપટ




કે જેણે ફસાવવા આવેલી વેશ્યાને પણ બોધ આપી ઇશ્વરની ભકિતમાં
લીન બનાવી--તે મહાત્માની જીવનકથા

શરૂ છે શનીવાર તારીખ ૧૪ મીથી

# હિંદુસ્તાન સીનેમા

ગ્રાંટ રોડ ટ્રામ ટરમીનસ

વખત તથા ભાવ હંમેશના નિયમ પ્રમાણે

# હું હજી કુંવારી છઉં.

જે વાત મારે ન કહેવી જોઇએ એજ વાત મારે આજ કહેવી પડે છે. મારે મારાં મોટેરાઓના માથા ઉપરવટ થઇને કહેવું પડે છે. પણ શું કરૂં?! જ્યાં સુધી હૈયામાં સમાયું ત્યાં સુધી તો સમાવ્યું. પણ હવે હૈયા હેઠે નથી ઉતરતું. કહ્યા વિના નથી રહેવાતું - ત્યારેજ હું કહું છઉં.

વાંચનાર! તું મારા ગામનો હો કે પરગામનો, મારી જ્ઞાતિનો હો કે અન્ય જ્ઞાતિનો પણ મને દોષ માં દેતો. દેષ કોનો એ તું તારા મનને પુછી તેનો તોલ કરજે.

હું અને મારી માતા મારા મામાના ઘરે રહીએ છીએ. મારા મામાનું ઘર હવેલીની સામે છે. હું સવારે ઉઠી ઘરના ઓટલા ઉપર બેસી દાતણ કરતી હેઉં ત્યારે મને જોઇ દરશન કરવા આવેલાં બાઇઓ એક બીજામાં વાતો કરતાં કે 'બાઇ, આ તો કુંવારી છે. માની આંખ નહીં ઉઘડતી હોય? એને તે શું કોઈ ઉમરાવજાદો જમાઇ ગોતવો છે, કે આ નાતીવેતી દીકરીને કયાંઇ દેતી નથી.

વળી ગામ ઝાંપે મીઠી વાવે (કુવાનું નામ છે) હું પાણી ભરવા જાઉં ત્યારે પણ ગામની બાઇઓ મને પુછતી કે, "કાં બેન, તારૂં વેશવાળ કયાંઇ કર્યું?" હું શરમાઇ નીચું જોઇ જતી.

ગામનાં, પરગામનાં, ઘણાએ માગાં મારે માટે મારી મા પાસે આવતાં પણ મારી મા બધાંયને નાજ પાડતી. મારા મામા કે, મારા નાના પણ કોઈ મુરતીઓ શોધી લાવે તો તેમાં કાંઇને કાંઇ દોષ કાઢી મારી મા મારા વેશવાળની વાતને ઉડાવી નાખતી.

આમ ચાર વર્ષથી મારા વેશવાળની વાતો ચરચાય છે, પણ હજી સુધી મારી માએ મારે માટે વર નથી શોધ્યો.

મુંબઇમાં મારા મામાનો ધીકતો ધંધો ચાલે છે, એટલે એ તો વધારે વખત ત્યાંજ રહે. નાના, પણ બે ચાર માસ રહી પાછા મુંબઈ જતા. ઘરમાં અમે મા, દીકરી એકલાંજ રહેતાં.

બપોર પછી પરવારી મુખીઆજીની વહુ મારે ત્યાં બેસવા આવતી. કોઇ કોઇ દિવસ મુખીઆજી પણ આવતા. અમને જોઇતી જર, જંજુસ પણ એ બજારમાંથી લવી આપતા. શાક વિગેરે તો મારી માજ જઇને લઇ આવતી. કોઇ વખત મુખીઆજી કામમાં હોય કે, મહાજનની પેઠીએ ગયા હોય તો એનો દિકરો જે ત્રણથી વીસ, બાવીસ વર્ષનો છે, એ અમને જોઇતી જણસો લાવી આપતો.

બપોરે અમે મા દીકરી જમી, પરવારી બેઠાં હોઇએ કે, દાણા વિગેરે ઝાટકતાં હોઇએ ત્યારે એ છોકરો અમારી પાસે આવી બેસતો, કોઇ દિવસ મારી માને કાગળ લખાવવો હોય તો તે એની પાસે લખાવતી. આમ મુખીઆજીના દીકરાની આવ જાવ અમારે ત્યાં વધવા લાગી.

એક દિવસ બપોરે મારી મા, ગામમાં અમારી જ્ઞાતિમાં મરણ થયેલું ત્યાં કાણે ગઇ હતી. હું ચોખા વીણતી બહારની પરસાળમાં બેઠી હતી ત્યાં મુખીઆજીનો છોકરો આવ્યો ને પુછ્યું કે 'કાં, મા, નથી?' મેં કહ્યું, 'એ તો કાણે ગઇ છે.'

"ઠીક, ત્યારે હું જાઉં છું."

"કાં, બેની, રાજબેન તો ક્યારનાએ થઇ ગયા છે. હવે તારે શું કામ છે?"

"મારે કાગળ લખવો છે."

"તારે કોની ઉપર કાગળ લખવો છે?"

"કેમ અમારે કાગળ લખવાને કોઇ ઠેકાણું નહિ હોય"

"હવે એમ શું કરતો હશે. કહે તો ખરો કે, કોને, કયે ઠેકાણે કાગળ લખે છે?"

"તું કોઇને વાત ને કહે તો કહું."

"મારી સમ, હું કોઇને વાત નહીં કહું."

"જોતી પેલી..........તારી પછવાડના ઘરમાં રહે છે ના! એણે મને એ. દિવસ પાછળને કુવે હું પાણી ભરતો હતો ત્યાં આવી એક કાગળ આપ્યો ને ચુપચુપ ચાલી ગઇ."

"એ કાગળમાં શું લખ્યું હતું?"

"ના, એ તો હું નહીં કહું"

"ત્યારે આજ તારે એને કાગળ લખવો છે. એમજ ના?"

"હા એણે મને, અમુક ઠેકાણે મળવાનું લખ્યું છે. પણ ત્યાં હું જઇ શકું તેમ નથી એટલે મારે કોઈ બીજા સ્થળે મળે એમ લખી જણાવવું છે."

"કયે સ્થળે તું એને બોલાવવાનો છે?"

"એ બધું તારે જાણી શું કરવું છે?"

"મારે કરવું શું હોય! એ તો હું........" આટલું બોલી ત્યાં તો મારી મા આવી એટલે વાત અધવચ રહી.

× × ×

વાત કરી મુખીઆજીનો છોકરો ગયો. પણ એની વાતે મારા હ્રદયમાં ઘારૂં પાડ્યું. એ ઘરૂં દિવસો દિવસ વધવા લાગ્યું. એક દિવસે બપોરે મારી મા સુતી હતી એટલે હું મેડીએ ચઢી કાગળ લખવા બેઠી. કાગળમાં શું લખવું, કેમ લખવું. એ બધુંએ હું સમજતી હતી એટલે તરતજ મેં કાગળ લખી કાઢ્યો કાગળમાં મેં શું લખ્યું એ તો હું નહીં લખું. પણ કાગળ લખી તેની બરાબર ઘડી કરી મેં મારી ચોળીના ખીસામાં મૂક્યો.

સાંજે જ્યારે, હું ઉથાપનનાં દર્શન કરવા હવેલીમાં ગઇ ત્યારે મુખીઆજીનો છોકરો બહાર ચોકમાં ઉભો હતો. એને મે




લખનારઃ—રા. ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

(૨૧)

ઘણા વખતથી અમે પાર્વતીશંકરનું વિસ્મરણ કરેલું હોઈ હવે તેના સંબંધી કેટલીક પ્રાસંગિક હકીકત અત્રે લખવી ઉચિત જણાય છે.

સ્વતંત્ર ધંધો શુરૂ કરવા છતાં કાળ પ્રભાવને લીધે એમાં જોઇતી સફળતા નહિ મળવાથી પાર્વતીશંકરે સો રૂપિયાના સિક પગારથી એક મિલ માલેકના સેક્રેટરી તરીકેની નોકરી ધી હતી. પાર્વતીશંકરની પત્ની રેણુકાના પિયરમાં હવે કોઇ ાત નહિ હોવાથી તે પોતાની ચૌદ વર્ષની એક વિધવા ભગિની ાથે અમદાવાદમાં પતિના આશ્રયમાં રહેતી હતી. પાર્વતીશંકર ાશ્ચાત્ય શિક્ષણ પામેલો હોવા છતાં તેને કેવળ વાંચન સિવાય ીજું કોઈ પણ પ્રકારનું વ્યસન નહોતું. તેને ગુજરાતી નાટક સીનેમા જોવા જવાનો શોખ નહોતો. ઈંગ્રેજી તેમજ ગુજરાતી સ્તકોથી ભરેલાં ત્રણ ચાર કબાટો જોતાં પાર્વતીશંકરની ાંચનપ્રિયતાનો સ્પષ્ટ પરિચય થતો હતો. ગુજરાતી અને ગ્રેજી ભાષામાં પ્રસિધ્ધ થતાં ઘણાં માસિક પત્રો અને વર્તમાન ત્રોનો તે ગ્રાહક હતો. આમ હોવાથી પાર્વતીશંકરનું બેઠકખાનું મે આડોશી પાડોશીઓનું વાંચનગૃહ થઇ પડ્યું હતું. સ્હવારથી માંડી અગીઆર વાગ્યા સુધી બે ચાર પાડોશીઓ એ બેઠકખા- ામાં બેસી વર્તમાનપત્રો વાંચતા હતા. પછી પાર્વતીશંકર નાન તેમજ આહાર કરી ઓફિસે જતો એટલે તેનું ઘર પણ શાન્ત ભાવ ધારણ કરતું હતું. રેણુકા ગુણિયલ હોવા છતાં ભણેલી નહોતી એ બદલ પાર્વતીશંકરને વારંવાર ઘણું કષ્ટ ાતું હતું. રેણુકાને લખતાં વાંચતાં શીખવવાનો તેણે ઘણો પ્રયત્ન ર્યો; પરંતુ રેણુકા ગૃહ કાર્યમાંજ ગુંથાઇ રહેતી હોવાથી તેનો ્રયત્ન સફળ થયો નહિ. વળી લખતાં વાંચતાં આવડતું નહિ ાવાથી રેણુકાનું કોઇ કામ અટકી પડતું નહોતું. તે દૂધવાળાનો હેસાબ ચોખ્ખો રાખતી હતી, ઘાંચીના હિસાબમાંનો ઘોટાળો એક બે વખત તેણે પકડેલો હોવાથી હવે તે ફરીથી ઘોટાળો કરવાની હિમ્મત કરતો નહિ. ભરત ગુંથણના કામમાં રેણુકા ઘણી ચાલાક હતી. તે રસોઇ પણ ઘણી ઉત્તમ બનાવતી હતી. આખું ઘર તે સ્વચ્છ રાખતી હતી. તેણે યત્નપૂર્વક પોતાની ન્હાની વિધવા બ્હેનને પણ સકળ ગૃહ કાર્યમાં હોશિયાર બનાવી હતી. રેણુકાની અજ્ઞાનતા સંબંધી પાર્વતીશંકર જો કોઈ વખતે ટીકા કરતો તો તે કહેતી કે, 'હું અજ્ઞાની છું તેથી તમારા ઘરનું કોઇ કામ અટકી રહે છે કે? મ્હારે કયાં સરોજિની નાયડુ, એની બીસેંટ કે બીજી એવી સ્ત્રીઓની માફક ઘર સંસાર છોડી સ્વદેશ સેવાનાં ભાષણો કરવા દેશ વિદેશમાં જવું પડે તેમ છે? મ્હારે કયાં શ્રીમતી લીલાવતી, વિદ્યાગવરી કે બીજી સ્ત્રીઓની માફક સાક્ષર મંડળમાં ઉભાં થઇ ગુજરાતી સાહિત્યના ઉધ્ધારના પોકાર કરવા છે? સ્ત્રી જાતને ઘર કામ આવડ્યું એટલે બસ છે.' આ વાક્યોના ઉત્તરમાં કાંઈ નહિ બોલતાં પાર્વતીશંકર ચુપ રહેતો; પરંતુ તેથી તેના અંતરનો ખેદ દૂર થતો નહિ. રાત્રે વાંચતાં વાંચતાં કોઇ ઉત્તમ પ્રસંગ નજરે પડતાં તેનું રહસ્ય કોઇને સમ- જાવવાની તીવ્ર ઇચ્છા તેના અંતરમાં ઉપજતી હતી; પરંતુ એ ઇચ્છા તેને પોતાના મનમાંજ દબાવી દેવી પડતી હતી.

આમ છતાં રેણુકાની ન્હાની બ્હેન રમાની સ્થિતિ ઉલટીજ હતી. તેણે ન્હાનપણમાં મા બાપના આશ્રયમાં રહી કન્યાશાળામાં જઇ લખવા વાંચવાનું જ્ઞાન મેળવ્યું હતું. પછી ધીમે ધીમે તેને વાંચવાનો ઘણો નાદ લાગ્યો હતો. વિધવા થયા પછી અમુક કાળ સુધી તેણે પોતાના એ નાદ ઉપર અંકુશ રાખ્યો હતો; પરંતુ ભગિની પતિના આશ્રયમાં આવી ત્યાં વાંચનપ્રીતિ પૂર્ણ કરવાનાં સઘળાં સાધનો જોવામાં આવતાં તે પોતાનો ઘણો ખરો વખત વાંચવામાંજ પસાર કરતી હતી. કોઇ પણ પુસ્તક હાથમાં આવતાં તે મુખ પૃષ્ઠથી ઉપસંહાર સુધી વાંચી જતી હતી. ભગિનીના વિશેષ પ્રેમને કારણે રમા સહજ ઉચ્છૃંખલ બની હતી. ગમે તેવી નવલકથાઓ અને નાટકોનાં પુસ્તકો વાંચવા એ નવ યુવતી વિધવા માટે હિતકારક નથી એ સૂત્ર અજ્ઞાનતાને લીધે રેણુકાના ધ્યાનમાં આવ્યું નહિ.

સુખ કિંવા દુઃખના દિવસ ચિરંકાળ કાયમ રહેતા નથી. ઉદયાસ્તના ક્રમ પ્રમાણે સુખ અને દુઃખના દિવસોનો પણ ક્રમ હોય છે. દુર્દૈવયોગથી પાર્વતીશંકરના સુખના દિવસો પણ વીતી ગયા તથા તેને સંધિવાનું દરદ લાગુ પડ્યું તે કામમાં હોંશિયાર હોવાથી મીલમાંથી શેઠ તરફથી ચઢતા પગારે તેણે ૭ માસની રજા માગી. શેઠ એક બે વખત તેની તબિયત જોવા તેને ઘેર સુધાં આવ્યા; પરંતુ પાર્વતીશંકરની તબિયત સત્વર સુધરે એવાં ચિહ્ન દેખાયાં નહિં, છેવટે શેઠે તેની જગ્યાએ બીજા માણસને રાખ્યો. પાર્વતીશંકરનાં દવાદારૂમાં પુષ્કળ પૈસા ખરચાવા લાગ્યા. બીમારી વરસ દોઢ સુધી લંબાવાથી તેની પાસે જે કાંઇ બે પૈસા- નો જીવ હતો તે ઉડી ગયો; છતાં તેને આરામ થયો નહિ. હકીમી, ડાકટરી તથા દેશી વૈદકના સઘળા ઉપાય વૃથા થઇ પડ્યા. મંત્ર તંત્ર અને ધુપ ધાગાનું પણ કાંઇ સુફળ દેખાયું નહિ. અંતે એક દિવસે આ ભવસંસારમાં રેણુકાને રખડતી મૂકી પાર્વતી- શંકરે આ માયાવી મૃત્યુ લોકનો ત્યાગ કર્યો. રેણુકા અને રમાના દુઃખનો પાર રહ્યો નહિ દૈવ કોપથી પિયરમાં પણ તેમનું કોઇ અંગત સ્વજન રહ્યું નહોતું. પતિના મૃત્યુ પછી નવયુવતી વિધવા બ્હેનને લઇ ક્યાં જવું એ ગંભીર પ્રશ્નનો તે કાંઇ [illegible]

શકી નહિ. આ પ્રસગે નવલશા નાણાવટી પરદુઃખભંજન રૂપે તેની પાસે ઉપસ્થીત થયો. પ્રથમથીજ નવલશાનો પાર્વતીશંકરને ત્યાં અવરજવર હતો તથા પાર્વતીશંકર નવલશાના ચારિત્ર્ય ભેદથી અજ્ઞાત હતો. નવલશા રેણુકાને બ્હેન કહી બોલાવતો હતો. આવા દુઃખદ પ્રસગે નવલશાને પોતાની નજીક આવેલો જોઇ રેણુકાને ધીરજ આવી; છતાં પોતાની ભાવી સ્થિતિનો વિચાર આવતાં તેનાથી રડી દેવાયું. તેને રૂદન કરતી જોઇ નવલશાએ નજીક બેસીને કહ્યું, "બ્હેન ! હવે વિલાપ કરવાથી શું વળે તેમ છે. ઇશ્વરેચ્છા આગળ આપણું કાંઇ ચાલતું નથી. ધીરજ રાખો."

"ભાઇ ! ભવિષ્યનો વિચાર આવતાં મ્હારો આત્મા કપી ઉઠે છે. હવે અમારૂં બને બ્હેનોનું શું થશે ?" અત્યંત કરૂણા-જનક કંઠે અને સજળ નયને રેણુકાએ કહ્યું.

"જગતમાં જેનું કોઇ નથી તેનો ઇશ્વર છે, તમે એ ઇશ્વર ઉપર ભરોસો રાખો." નવલશા બોલ્યો.

"પણ થોડા વખત પછી મ્હને સુવાવડ આવવાની છે." કરૂણા તથા લજ્જામિશ્રિત કંઠે રેણુકાએ કહ્યું.

"એમાં અડચણ જેવું શું છે? એકાદ બાઇ રાખજો એટલે કામ પતી જશે !"

"ઘરમાં પુરૂષ માણસ હોય એની વાત જુદી છે. પગારદાર બાઇ માણસથી શું થઇ શકે તેમ છે ? ઘરમાં જોઇતી ચીજો કે દવાદારૂ લાવવાનું તેનાથી બની શકે ખરૂં કે ? વળી હવે ખર્ચ કરતાં પહેલાં બહુ વિચાર કરવો પડે તેમ છે."

"એ એક અડચણ ખરી !" વિચારમાં પડી જઇ નવલશાએ કહ્યુ. રેણુકાને મુખે 'મ્હને તમારા ઘેરમાં આશ્રય આપો' એમ કહેવડાવવાની તેની ઇચ્છા હતી ત્યારે નવલશા પોતે આશ્રય આપવાની વાત પ્રથમ કાઢે એવી રેણુકાની ઇચ્છા હતી.

"તમારા પિયરમાં કોઇ નજીકનું સગું નથી કે ?" નવલશાએ

[illegible] ...રે આવેલી મોતીબાઇની હોસ્પીટલમાં ...ગમાં આવે છે, પરંતુ તમે ત્યાં ...પ્રશ્ન ખડો થાય છે."

"ત્યારે તમારા બંગલામાં અમે બન્ને એટલી જગ્યા અમને મળશે કે ?"

"શા માટે ન મળે ? હું તમને વિશેષ ચાહું છું. આમ છતાં આજકાલના બ્હેનને એકાંતમાં બેઠેલાં જોઇ તેમની નિંદા કરશે. તમે શહેરમાં મ્હારો જે બંગલો છે તેમાં રહેવા આવેલા મ્હારા એક નવા બંધાવેલા મકાનમાં રહો ઇષ્ટ છે. તમારી સુવાવડ પ્રસંગે તમને કોઇ પણ ન વેઠવી પડે એ સંબંધીનો સઘળો બંદોબસ્ત હું ...લશાએ પોતાનો ગુપ્ત સંકલ્પ સફળ કરવાના હેતુથી

"તમારા આ ઉપકાર બદલ હું હમેશાં ... રહીશ. ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે." કૃતજ્ઞતાની રેણુકાની આંખોમાં પાણી ભરાઇ આવ્યું હતું.

"આવતી કાલેજ હું એ સંબંધીની સઘળી આપીશ." આમ કહી નવલશા તે દિવસે વિદાય થયો.

---

## વાંચકોની વાતચીત

### પ્રશ્ન ૧ નો ઉત્તર

તુળસીના ગુણ

૧ સૌભાગ્ય અખંડ રહે તેથી તુલસી વૃક્ષનું સ્ત્રીઓ પુજન કરે છે.

૨ તુલસી વૃક્ષ ઘરમાં રાખવાથી ગૃહ વાયુ શુધ્ધ થાય છે.

૩ તુલસી વૃક્ષના સામે સવારમાં બે ઘડી બેસવાથી રક્ત શુધ્ધ થાય છે.

૪ તુલસી ઉષ્ણ તીક્ષણ તથા અગ્નિ દીપક છે

૫ ઉદરી, વાયુ, શ્વાસ, ખાંસી, કૃમી; તાવ, અરૂચી, મુત્રબાધા વિસર્જનુઓ, એ સર્વ રોગને તુલસી વૃક્ષ મટાડે છે.

૬ તુલસી પત્રની ચા. એક તોલો તુલસી અને ૨૦ તોલા પાણી તેને ઉકાળી ચોથા ભાગ જેટલું બાકી રહે ત્યારે પીઇ જવું તેથી તાવ, અરૂચી, સુસ્તી, વાયુ, દાહ, પિત્ત, એ રોગોની નિવૃત્તિ થય છે, અને શરીર નિરોગી રહે છે.

તુલસીમાં અનેક ગુણ છે તેથી તુલસીને ઘેરઘેર રાખવામાં આવે છે.

લી. જેહાનંદ નરસિંગદાસ શર્મા.
મુ. હૈદ્રાબાદ.

પ્રશ્ન ૨—આંખમાંથી આંસુ વહે છે તે પાણી કયાંથી આવે છે ? અને તેમાંથી ફાયદો કે નુકશાન તે કોઈ સમજાવશે ?

લી. જેહાનંદ નરસિંગદાસ શર્મા.

---

# સીનેમાના સમાચાર

લખનારઃ—રા. ચિત્રપટ.

વાતાવરણ—ઠંડીના દિવસો શરૂ થઈ ગયા છે, અને તે ઓ પવન ગોળ જાણે પ્રેક્ષકોના ખીસાને પણ લાગ્યો હોય, તો કોઈ નવાઈ પામવા જેવું નથી. ગયા અઠવાડીયામાં બે નવી આવી હતી. એક શ્રીકૃષ્ણ સિનેમામાં કૃષ્ણ ફિલ્મ ની "સ્વપ્ન સુંદરી", જ્યારે બીજી મેજેસ્ટીકમાં રોયલ આર્ટ ની "અહલ્યાબાઈ" અહલ્યાબાઈની ઐતિહાસિક વસ્તુને ઢબે રજુ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, જ્યારે ન સુંદરીમાં' કથા નામા તથા ગુણુઃએ ન્યાયે બધું સ્વપ્નમય ની કલ્પનાની સૃષ્ટિમાં જેમ ઉડ્ડાણ મરાય તેમ મારવામાં આ છે પરંતુ ધારવા મુજબ ફતેહમંદ થયેલી પાંચમાંથી પ્રાપ્ત થઈ એમ જણાતું નથી. દરોગો સાધારણ હતો.

તડુંચીનું બાજાર—આજકાલ તડુંચીનું બાજાર તેજ હોય જણાય છે. બે મિત્રોની ખાનગી વાતચિતનું કિંવા ગપ્પા ગોષ્ઠીનું મ બીજેજ અઠવાડીએ સ્ક્રીન પર જોતાં "હમ ! મારાજ ઘીયા ! મારીજ ચોરી !" આ ઉદ્દગારો સંભળાયા કરે છે, કેટલેક સ્થળે તો તડુંચીનું બાજાર એટલી હલકી પતિએ ગયું છે અને ધૃષ્ટતા ઉપર કળશ ચડી રહ્યો છે કે ખુદા રે. આવા તડુંચીઆઓની નીતિ ધંધાને કઈ દિશા તરફ જશે ? ભવિષ્ય નજીકમાંજ છે.

કોહિનૂર—વીરબાળા સંપૂર્ણ થઈ ગઈ છે અને ગઈ કાલથી માં દેખાવ દીધો છે. જ્યારે કંઝાની કાડી અને પોષાના મેળ મેળવી આપવા પ્રયત્નો ચાલી રહ્યા છે.

લક્ષ્મી—મી. જોષી માંદગીને સબબે હાજર થઈ શકતા વિમળા.વધુની તૈયારીઓ ચાલી રહી છે. નવા ડીરેક્ટર- ટૂંકની ભરતી કરી કંપની સારા પાયા ઉપર મૂકવાની કોશિશ રહી છે. એક વખતના પ્રેક્ષકોના જાણીતા અને માનીતા—નટ- ડિરેક્ટર અને માલેક અને હિન્દુસ્થાનના પુસ્તકોની પદ્ધિ ધરાવ- ર મી. વલ્લભ કેશવ નાયક પણ જોડાઈ ગયા છે. આવા ણી નટને મેળવવા માટે અમો કંપનીને મુબારકબાદી એ છીએ, અને ઇચ્છીએ છીએ કે, મી. વલ્લભ કેશવ ક પોતાની જૂની કીર્તિને યાદ કરી નાટકોની માફક સિનેમામાં કોઈક નામના કરી બતાવશે.

રોયલ—મિસ ઝુબેદા અને બેગમ ફાતમા રોયલ આર્ટ ડીઓમાં જોડાઈ ગયેલ છે. નવાં પિક્ચર અલ્લાઉદ્દીન અને ફાતમામાં ઉક્ત નટીઓ કામ કરશે એમ સંભળાય છે સ્ટાફ તો સારો ગોઠવાયો હવે માસ્ટર પીસ પિક્ચરો બહાર આવશે !

કૃષ્ણ—સિનેમા લાઇનમાં કાંઈક ક્રાંતિ કરી નવીન ધડાકો કરવાના પ્રયત્નો થવાની વાતો સંભળાય છે.

શ્રી શારદા—બાજીરાવ મસ્તાની પૂર્ણ થઈ છે. એકેક અઠવાડીયા બાદ રજુ થશે; પરંતુ શારદા દેવીની પ્રતિષ્ઠા કયા દેવ મંદિરમાં કરવી એ નિશ્ચિત નહિ થયેલું હોવાથી બાકતોમાં હરીફાઈ ચાલી રહી છે. મી. પેંઢારકર-બાજીરાવ મસ્તાનીના ડાયરેક્ટર-કંપનીથી છુટા થયા છે.

દુરબીનમાંથી—

આગળ વધે છે કે......? દિવસે દિવસે આ દેશી ફિલ્મની વધે છે કે કેમ તે તો હમણાં હમણાંમાં સ્ક્રીનપર આવતાં ચિત્રો- મોટી મોટી લખાતી જાહેર-ખબરોપરથી-આપો આપ કહી આપે છે. વિશેષમાં થીએટરમાં અવારનવાર જઈ બેસનાર આગળ પાછળ જરા નજર ફેરવી જવા તસ્દી લે તો પોતે પણ નજરો નજર—કાને સાંભળીને નહિ—તેનો પ્રમાણ સહિત પ્રત્યક્ષ પુરાવો જોઇ શકશે.

બોક્સ ઓફિસ—ની ગરમી પર એકની એક ફીલ્મ ત્રણ ત્રણ અઠવાડીયાં ચલાવવાનું જે જોમ હતું તે નબળું પડતું જાય છે અને હવે ત્રણ દિવસોની મજલ પર આવતું જાય છે. અને કવચિત્ કવચિત્ તો "નામ રાખવા" ખાતરજ પરાણે પરાણે લંબાવવાના પ્રયોગો પણ ચાલુ છે.

પ્રોડ્યુસરો—તેઓને શું વીટંબણા આવી પડે છે તે તો તેમનું અને બીજું સર્વ જાણનાર પરમાત્માનું મન જાણે છે. આવક ઘટી—ખર્ચ વધ્યા. માથુસોનું દબાણ વધ્યું. ક્યાંક ક્યાંક તો આગળ પાછળના બંધનો પણ મુશ્કેલીવાળાં થયાં જેમાં તેમની સ્થિતિનો ખરો ખ્યાલ તો તેમની જગાપર બેસે તેને આવી શકે.

એક્ટર્સ એક્ટ્રેસીઝ—જુનાં જેમ દિવસે દિવસે ફ્રામના ઉતરેલા ઘોડા જેવાં થતાં જાય્યાં તેમ નવામાં કોઈ દમ- બહારનો તો પલ્લો પણ ખરા કામનું (૦)—દેખાતો નથી. નવા નવા સ્ટાર્સ સીનેમા આકાશમાં ઝળકવા બહાર આવતા જાય છે પણ તેમને કંઈ પુરતુ લાઇટ મળતું નથી અથવા તો ઝવેરીનું દુરબીન ઝાંખું છે. બાકી તો ચીંથરે વીંટાયેલાં રતન ખરા પરીક્ષક પાસે જતાં બરાબર ઓપ ચડવાથી ઝળહળી નીકળે છે ત્યારે જુના એઈજ રહે છે.

કેમેરામેન—અપવાદ હશે કે કેમ ? પણ ઘણા ખરા પોતા- નીજ બુદ્ધિથી તૈયાર થયેલા. વાંચી આગળ વધવાના પણ વાંધા. કારણ કોઈ વાંચવાની શક્તિ વગરના તો કોઈક તેવી ફુરસદ વગ- રના. બાકી તો "જલ્દી કરો જલ્દી તૈયાર કરોના" માલેકોના હુકમને તાબે થઈ કામ કરવાનું એટલે પછી પોતાનો પ્રકાશ ક્યાં ? કેમ ? અને કેવી રીતે ? ક્યા લેન્સથી બહાર લાવે ? અથવા

શ્રી ભાગવત પ્રકાશ—તંત્રી તથા પ્રકાશક, વકીલ વિનાયકરાવ સખારામ દેવસ્થળીકર, વાર્ષિક લવાજમ રૂ. ૩) કૃષ્ણ ભુવન-કેલ્હોલ. ઉક્ત માસીકના અત્યાર સુધીમાં દશ અંક બહાર પડી ગયા છે આ માસિક મુમુક્ષુઓને માટે અત્યુત્તમ છે; મહાકાળના નિસ્તેજ થઈ જવાથી ગુજરાતને એક આધ્યાત્મિક દી અને જીવનને ઉચ્ચ કક્ષામાં લઈ જનાર માસિકની ખોટ હતી, તે રા. દેવસ્થળીકરે પૂરી પાડી છે; એ અભિનંદનીય છે, પરંતુ વિશેષ અભિનંદનીય તો એટલા માટે છે કે, તેમની પોતાની માતૃભાષા મરાઠી હોવા છતાં ગુજરાતી ભાષામાં માસિક કહાડી જ્ઞાનપિપાસુઓની જે તૃપ્તિ કરે છે, તે અવર્ણનીય છે માસિકના લેખો ગંભીર, ઉચ્ચ કોટીના અને મનન કરવા જેવા છે. અમો આશા રાખીએ છીએ તેમના આ પ્રયત્નને ગુજરાતી વાંચક વર્ગ વધાવી લઇ રા. દેવસ્થળીકર તથા તેમના ગુરૂબંધુ રા. નર્મદાશંકર બાલાશંકર રેવાવાળાના પ્રયત્નને ફળીભૂત થવા સહાયકર્તા થઈ પડશે. દરેક ધર્મ જીજ્ઞાસુને આ માસિક ખરીદવાની અમો ખાસ ભલામણ કરીએ છીએ.

—o—

## ચર્ચાપત્ર

### કેમ સીટ આપું કે ?—નાટકોમાં ચાલતી પોલ

"મોજ-મજાહ"ના તંત્રી સાહેબ જોગ,

જત આજે દીલના બળ્યા થોડુંક આપ વીતી લખવાનો પ્રસંગ આવી ગયો છે જે કીમતી જગ્યાના તો કૃપા કરી જરા છાપી મારશો એવી આશા છે.

મુંબઈમાં હવે ગુજરાતી નાટક કંપનીઓ ગણી ગાંઠીજ રહી. બાકીની ક્યાં ગઈ તે ખુદા જાણે પણ લોકો કહે છે કે પડી ભાંગી પડી. ભાંગવાના કારણો પણ ખુદા જાણે પણ મને તો જણાય છે કે નીચે જણાવ્યું છે તે પણ કદાચ એક કારણ હોય તો જરા માલેક ચેતશો કે ?

જુવો ભાઈ હું તો બહાર ગામ રહેનારો એટલે મુંબાઈથી અજાણ્યા જેવોજ છતાં નસીબ જોગે હાલ મુંબાઈ જવાનું કામ પડી ગયું. શનીવારે બપોરે ઉતર્યો. દેશાવરમાં નાટકો ન હોવાથી નાટક જોવાનું મન થયું અને અમુક થીએટરના રસ્તે. પેટમાં રંધવા માટે ગામમાં બેઠો. થીએટર પાસે ઉતર્યો અને જોયું તો એક ભાઇ ચાર સેકન્ડ કલાસની ટીકીટો ત્રણ રૂપીએ વેચતા હતા. અર્થાત્ સેકન્ડના દર વાર૩-૬-૦. છે. પણ બારીમાં ટીકીટ ખલાસ થયેલી તે ભાઇ કમાણી કરતા હતા. મેં ટીકીટ બારીમાં જઇ મુજબ પતીકા જેવા રૂા ૩ જ આપી ફરસ્ટની ટીકીટ લીધી અને ગેટ પાસે ગયો, ત્યાં એક ભાઇ (ડોરકીપર) મારા હાથમાંથી ટીકીટ લેતાં બોલ્યા "કેમ શેઠ, જગ્યા આપું કે ?" મેં કહ્યું, ત્યારે ઉભા રાખશો ?

ડોરકીપરે જવાબ વાળ્યો:—"ના, આઠ આના આપો તો સારી ચેર આપું. મને અજાયબી ઉપજી કે ત્યારે શું રૂા. ૩-૬-૦ નમાલી ચેરના છે ? મેં કહ્યું, "ના ભાઈ હવે ખર્ચ ઘણું થયું." તે સાંભળી મને ઠેક ઉલ્ટી બાંકડામાં ઉલટી ખુરશી આપી. ગૃહસ્થ રીતે મેં કંઠા કર્યો નહિ કારણ કે પરદેશી માણસ હોવાથી અજાણ્યા પણ મહેરબાન તે નાટક તો મારા જીવ ઉપર આવ્યું—ખુરશીમાં બંધાઇ ગયા અને કાંઇ જોવા પણ ન મળ્યું ત્યારથી એમજ થઈ ગયું કે સોગન લેવા જોઈએ કે નાટકમાં જવા કરતાં સીનેમા સારા કે જ્યાં ટીકીટ ઉપરાંત (લાંચ) જગ્યા માટે તો ફરી પૈસા ન આપવા પડે.

ત્યાર બાદ બીજે દીવસેજ મારા એક મીત્રે કહ્યું કે અહિ તો એમજ ચલે છે.

કેમ નાટક કંપનીના માલેકો જરા ડોરકીપર ઉપર નજર રાખી જોનારાને "કેમ સીટ આપું કે" "સારી ખુરશી આપું કે" વગેરે મુશ્કેલીથી બચાવશો કે?

જ્યારે ફરસ્ટ કલાસમાં આમ પોલ છે, ત્યારે બીચારા પીટ વાળાની શું દશા હશે ?

ખુદાતાલા બહુનું કલ્યાણ કરે અને શેઠને પણ બુદ્ધી આપે કે જરી સીટ લેતા હા પાડે નહિતર ડોરકીપરની કમાણી કદાચ મારી જશે.

તા. ૬-૧-૨૫

લાતુર લી. "ધરરર"

### પત્રોનો સારાંશ

મી૦ દારાબજી ધનજીશાહ—એક પત્રદ્વારા કરાંચીથી લખી જણાવે છે કે, અમારા ગઇ તા. ૧-૧૧-૨૫ના અંકમાં જણાવ્યા મુજબથી આનંદલિંક નાટક સમાજ તેમણે વેચાતી લીધાની અફવામાં કાંઇ વજુદ નથી માત્ર તેઓશ્રી તેના મેનેજર છે. માલેક તો મી૦ નકુભાઈ કલુભાઇ સાહેબ છે.

× × +

મી૦ મનહર વરનેજવાળા—જણાવે છે કે, તેઓશ્રી કલમ ચલાવતા નથી; પરંતુ તેમના એક સ્નેહી કલમ ચલાવે છે અને તેમનો લખેલો પેહ પત્રર પામનાર છે.

છુટી ફીલીંગ
વાર્ષિક લવાજમ-રૂ. ૩) ટ. પો. સાથે રૂ. ૩-૪-૦
છુટક નકલ રૂ ૦-૫
તંત્રી—મોજમજાહ, કાર્યાલય; આર બીલ્ડીંગ ગીરગામ મુંબઈ

# મોજ-મજાહ ઇનામમાળા નં. ૧

## રૂપિયા પચ્ચીસનાં બાર ઈનામો

મોજ-મજાહના વાંચકો સિનેમા અને નાટક વિષે જે રસ લે છે, તેને માન આપી તે ધંધાઓમાં શોકીન પ્રજા શું માગે છે, તેની પરીક્ષા થાય એવા ઉદ્દેશથી આ ઇનામમાળાની યોજના બહાર પાડવામાં આવી છે. આશા છે કે, શોકીન સજ્જનો આનો સંપૂર્ણ લાભ લેશે.

નીચે જણાવેલી કુંપનમાં અત્યાર સૂધીમાં બહાર પડેલી સારામાં સારી

## દસ દેશી ફિલ્મોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂ. પચ્ચીસનાં બાર ઇનામો વહેંચી આપવામાં આવશે. કુંપન સિવાય ઇનામની હરીફાઇમાં નામ દાખલ થઈ શકશે નહિ.

**ઈનામોની વીગત**—રૂા. ૧૦, ૫, ૩, ૨, ૧, નાં એક એક મળી કુલે **પાંચ**—બાર આનાનાં બે—અને આઠ આનાનાં **પાંચ** મળી કુલે બાર ઇનામો આપવામાં આવશે.

આ બધાં ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતનાં અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે.

પુસ્તકો મોકલવાનો ખર્ચ ઇનામ મેળવનારને શીર છે.

આ ઇનામની હરીફાઇનું પરિણામ તથા દરેક ફિલ્મને કેટલાં મત મળ્યાં તે તા. ૨૯-૧૧-૨૫ ના અંકમાં જાહેર કરવામાં આવશે.

**સૂચના**—કુંપન પોસ્ટ કાર્ડ પર ચ્હોંટાડી મોકલવાથી બે પૈસાની ટીકીટમાં આવશે.

### મોજ-મજાહ ઈનામમાળાની કુંપન

તા ૧૫-૧૧-૨૫

સારામાં સારી દસ દેશી ફિલ્મોનાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ |
| ૧૦ | | |

લી ______________________

ઠે. ______________________

પો. ____________ ગાં. ____________

# ઉડતી સુલેમાની શેત્રંજીના

વખાણ તો હવે તમે સાંભળ્યા હશે. દેશી ફીલમમાં આવા સીન આબાદ રીતે ઉતારનાર આ પહેલીજ ફીલમ છે.

## પ્રેક્ષકોની અસાધારણ પસંદગી પામેલ

લોકોનો ચાલુ ધસારો રહેવાથી બીજું વીક ચાલુ છે, બોલતું હાડપીંજર—અદ્દશ્ય તાવીજ—આગાહી કરતો કાચનો ગોળો—વિગેરે દેખાવો અદ્ભુત રીતે લેવાયા છે.

## રોયલ આર્ટ સ્ટુડીઓનું-સુપર પ્રોડકશન

# કામરૂ દેશની કામીની

યાને

# ગૌડબંગાલ

રૂથી ચીત્રોમાં બીન હરીફ ગણાઈ ચુકયું છે. આ ફીલમ પાછળ પૈસા અને મહેનત ખરચવામાં કમાલ કીધી છે

શનો--રવો તહેવારે ત્રણ વાગાથી શરૂ

દરોજના ચાર ખેલ પાંચ વાગાથી શરૂ

—કેટલાક તો ફરી ફરી જોઈ ગયા છે—

# સીનેમા મેજેસ્ટીક

ગીરગામ ટ્રામ ટરમીસ



માગસર સુદ ૭ ]  રવિવાર તારીખ ૨૨ મી નવેમ્બર ૧૯૨૫  [ પુ. ૨ જું. અંક ૩૩

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતા વાર્તાઓના પાત્રો કલ્પિતજ હોય છે. કોઈ જીવંત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલાં નથી. એ. મો. મ.

## સોરઠા.

### ઇશ્વરની કૃપા તે કૃપા.

ઇશ્વરની કૃપા, ભાગ્યવંતને સાંપડે.
કૃપા કરે નૃપા, તે ક્ષણિક સુખની સમજ

### મતલબીયા કેવા ?

મીઠી મીઠી વાત, મતલબીયા કરશે બહુ,
લાલચની જે બાત, દુર કરીને ચાલવું.

### પુણ્યમાં સુખ છે

મળે આથી સુખ, પુણ્યનું ફળ જાણવું
થશે જ્યારે દુઃખ, પાપ થયું જાણો નક્કી.

### સ્વર્ગ ક્યારે પામે ?

સુત દારા પરિવાર, માંહે મન નહિ રાખવું,
પ્રભુ ભજન નિરધાર, તોજ સ્વર્ગ પામવું,

### ગુપ્ત શું કરવું ?

જપ તપ ને જોગ, ગુપ્ત પણ કરવાં સહી
વળી નવ નવા ભોગ, મર્યાદામાં માણવા.

કાનજી કાલીદાસ જોષી




લેખાંક ૧

લેખક—પ્રમોદચંદ્ર ત્ર્યંબકલાલ મ્હેતા

(૧)

જગત્ મ્હને વિધવા કહે છે. કારણ કે મ્હારો પતિ મરી ગયો છે. 'પતિ' એટલે શું તે મ્હને કોઈ સમજાવતું નથી. કોઇ કહે છે કે સૌભાગ્ય ચિહ્ન એટલે જેનાથી સ્ત્રી સૌભાગ્યવતી કહેવાય તે પુરૂષ, યા તો સ્ત્રીનો ભાગ્ય વિધાતા, જેને લીધે સ્ત્રી ઉપર એ નામની નારી જાતિ વ્યક્તિ કપાળમાં ટપકી લઈને ફરે યા તો હાથ જોટલો ચાંદલો કરે તે, કરેમાં કંકણ ધરી ફરે તે, મસ્તક પર કેશ કલાપ રાખી શકે તે, અને ભાત ભાતનાં વસ્ત્ર, ઘરેણાં પહેરી શકે તે, પતિ ન હોતાં સ્ત્રીનું વ્યક્તિત્વ કહો કે નાશ થાય છે એટલુંજ હું સમજી શકું, જગતમાં સ્ત્રી નિર્માલ્યજ લેખાય છે. જગતમાં પતિ એટલે સ્ત્રીનો માલીક અગર તો સ્ત્રી એની ગુલામ ફક્ત એક બોજારૂપ વસ્તુ.

આ બધું હું પાછળથી જાણવા પામી. પુરૂષોની સ્વાર્થ મમતા મ્હને પાછળથી જણાઈ. અને તે ઘણીજ મોડી.

* * *

હું ચોટલો રાખું છું, વેણી બાંધું છું, ગુંથું છું, મ્હારા કેશ ઘુંટણે પ્હોંચે છે. વેણી સજીને બાંધું છું તો મ્હારા કાકી વઢે છે. હું કંકણો પહેરું છું પણ કાકી કહે કે તે તો ફક્ત શોભાના. મ્હારા બાપોકાર પુરવા માટેજ. કાકી નહિં પણ સારા લોક એમ કહે છે. હું કાળાં વસ્ત્ર પ્હેરતી નથી. મ્હને તે ગમતાંજ નથી. હું તરેહ તરેહના સુશોભિત વસ્ત્ર પહેરું છું. મ્હને

તેજ પસંદ છે. ચાંદલો કે ટીપકી મ્હારી કાકી મ્હને કરવા દેતાંજ નથી. તે બીકે ઘરમાં કંકુજ રાખતા નથી. કોઇ પુછશે કે શું હું નાદાન છું! મ્હારી કાકી તેમજ કહે છે. મ્હારી કાકી એમના જેવો વેષ રાખવા કોઇ વાર મ્હને સમજાવે છે. મ્હારી કાકી કાળો સાડલો, કાળી ચોળી, જતિ જેવું માથું, ઓરસિયા જેવું કપાળ, અડવા હાથ ને પગો એ અલંકારોમાંજ વિભૂષિત રહે છે. બીજા તો ભલાને સાદા કહે છે મ્હને તો કાંઇ વિચિત્ર ને તરંગી લાગે છે. અસ્તુ.

મ્હારી વય વર્ષ ૧૫ની છે. મ્હારી સખી શાંતા મ્હારાથી બે મહિના ન્હાની છે પણ ત્હેને મ્હારી કાકીને ફળીઆના લોકો ઠરેલ ને સુશીલ કહે છે. એને એક બાળક પણ છે, કે જેને ઘણીવાર મ્હારી જોડે સરખાવવામાં આવે છે.

(૨)

મ્હારી સખી શાંતાનો ભાઈ રસિક વારંવાર એને મળવા આવે છે. લગભગ ૨૦ વર્ષનો છે. દઢ બાંધાનો, ગૌર વર્ણનો ને ભવ્ય લાગે છે. એના દેખાવમાં ચમક છે, મોહ છે, પ્રેમ છે ને આનંદ છે. સ્વભાવ હસમુખો છે એટલે હું પણ એની જોડે શાંતા હોય કે ન હોય છતાં વાતો કરતી બેસું છું. શાંતાના ઘરમાં શાંતા ત્હેનો પતિ ને એક બાળક સિવાય કોઈ નથી. વખત જતાં મ્હારો ને રસિકનો જીવ મળ્યો. બોલવા ચાલવાનો વ્યાપાર વધ્યો.

મ્હને હવે રસિક વિના ચૈન પડતું નથી. એના આવવાની રોજ રાહ જોઉં છું ને રસિક જે પહેલાં બે કે ત્રણ દિવસે આવતો તે હવે રોજ આવે છે એ પણ કહે છે કે 'મ્હને ગમતું નથી. આ વાક્યમાં તે વખતે ખરો અર્થ હું ન સમજી. અમે ઘણીવાર હીંચકે બેસી ઝુલતાં. શાંતા કોઇ મિષે મ્હને એની પાસે બેસવા બોલાવતી પણ હું ન ગણતી, વખત જતાં મ્હને માલમ પડ્યું કે રસિકની વાતોમાં નવીનતા છે. કોઈ બેમાલુમ ગુપ્ત ભાવ છે, કોઇક હૃદયના ઉદ્ગાર છે, કોઇ મધુરતા છે, કોઇક સ્નેહ છે. હું અણજાણી, ભોળી બાળા આ ન સમજી શકી. મ્હને તો આ શા ભાવ! આ કેવો અનુભવ! આને હું સાધારણ સમજવા જતી પરંતુ તે કરતાં કાંઇ વધુ માલમ પડતું પરંતુ શી વિશેષતા છે તે કાંઇ માલમ પડતી નહિં.

કોઈવાર વાતો કરતાં એ (રસિક) કાંઇ વિચારમાં મગ્ન થઇ જાય છે, મ્હારી સ્હામું જુવે છે, નિસાસો નાખે છે, કોઇવાર એના નેત્રમાં અશ્રુનો પણ આવિર્ભાવ થાય છે હું એમ સમજું છું કે એને કાંઇ દુઃખ હશે. એના માતા પિતાથી કાંઇ ખોટું લાગ્યું હશે. હું એને બહુ પુછતી પણ એ કાંઇ ન બોલતો. હું બહુ કાલાવાલા કરતી ત્યારે કહેતો, "ત્હારે જાણીને શું કામ છે! તું સમજતી નથી તેજ સારૂં છે. દુનીઆ ત્હારાથી વિરક્ત હોય તેજ ઇચ્છવા જોગ છે. ત્હારી-અજ્ઞાનતા અભિનંદવા જોગ છે, તું એમજ રહે એમ હું ઇચ્છું છું." પણ હું શેનાથી અજાણ છું! એ મ્હને સમજ પડતી નથી. શાંતાને હું એકલા બેઠા હોઇએ ત્યારે હું કહેતી કે ત્હારો ભાઇ આમ કરે છે. અણું શું? તે કાંઇ કહેતી નથી પણ કાંઇ બીજીજ વાતો કરે.

હવે શાંતા રસિક આવે ને બ્હાર હોય છે તે પણ પડતું મુકીને અંદર આવે છે. એ શાથી આવે છે તે સમજાતું નથી. એને ભાઇ પર અવિશ્વાસ થયો! તે શેનો!

શાંતા આવે છે એટલે રસિકની વાતો રસ વગરની છે. થોડું બોલે છે ને થોડી વારમાં ચાલ્યો જાય છે.

* * *

(૩)

છ મહિના બાદ

મ્હારા સ્વભાવમાં હવે મ્હને કાંઈ ફેરફાર માલમ પડે છે મ્હારા શરીરમાં ચંચળતા વધી છે. મ્હને ચેન પડતું નથી શરીરમાં ઝણઝણાટ થાય છે. મ્હારા નેત્રોમાં કાંઈક અવનવું તોફાન માલમ પડે છે. શરીરમાં દીવસે દીવસે તનમનાટ વધે છે. રસિકની વાતોમાં હવે કોઇ અનેરો રસ ને રંગ મ્હને માલમ પડે છે. ત્હેની વાતો સાંભળવાની, ત્હેનું મુખ જોવાની-તાલાવેલી થાય છે. તે કોઇ દિવસ નથી આવતો તો મ્હને ચેન પડતું નથી હું એની બ્હેનને પુછું છું. એની ખબર અંતર પુછાવું છું કોઈવાર એને ઘેર પણ જાવું છું. વધું સહાનુભૂતિ એના ભાઇ તરફ બતાવતાં શાંતા કાંઈ તીક્ષ્ણ દૃષ્ટિથી મ્હારા તરફ જુવે છે એમાં વ્હેમ મ્હને માલમ પડે છે. રસિક જોડે બેસવા ઉઠવાનું મન થય છે. ભૂલેચુકે હવે એના અંગને મ્હારૂં અંગ અડત મ્હારા શરીરમાં ઝણઝણાટ થાય છે. કોઇવાર નિસાસો નાખી એ કહે છે કે "તું બદલાઇ ગઇ પણ હવે વધુ ત્હારાથી નહિં બદલાવાય" આનો અર્થ ખાસ મ્હારા ધ્યાનમાં ન આવે એનો ભેદ મ્હારાથી ન સમજાયો હું વ્હાલ ભરી એને પુછું છું પરંતુ એ જવાબ નથી આપતો.

બીજા ત્રણ મહિના બાદ

વિધવા એટલે શું તે હું બરાબર સમજણ પામી છું. વિધવા એટલે દુનીઆના સઘળા સુખોથી દુર રહેવા સરજેલી, જગતની નજરે અપશુકનીઆળ ગણાયેલ જગન્નિયંતા-બ્રહ્મા-એ ભૂલથી સરજેલી પુતળી. જગતને જાણવાને અધિકાર નહિં તે પુરૂષોની જોડે કાંઈપણ સંબંધ રાખતાં-બોલતાં ચાલતાં-ઉઠતાં-જગતનો ભય-નિરાશય-હોય તેવી સ્ત્રી, કિં સંસારમાં વિધવાઓએ પોતાની ઇચ્છા પોતામાંજ સમાવી દેવી છે. પરણેલીઓના અભિલાષો ને અધિકારો, સુખ ને સ્નેહ સ્વાદ? પતિ સ્નેહ, ને પત્ની લાડ વિ. જાણવાનો બીલકુલ અધિકાર નથી.

\+ + ×

મ્હારી નજરે રસિક હવે ખડો થાય છે. જીવનની દરે પળે-ઉઠતાં, બેસતાં, સુતાં-ત્હેને મ્હારી નજીકને નજીકજ દેખું છું. રાત્રે નિદ્રામાં મ્હારી સ્હામે આવી ખડો રહે છે, મ્હારં

# જીવ બચાવનાર ચોર.

લખનાર—રા. ઉલશંકર ગોવિંદજી

જયસુખ જીંદગીથી કંટાળી ગયો હતો. કંટાળો આવવાનાં કારણ જોડે આપણને કંઇ સંબંધ નથી. એટલું જાણવું બસ થશે કે તેણે પેપરવેટ પર દસ પાનાંનો એક કાગળ લખી રાખ્યો હતો એમાં તે કારણો વર્ણવ્યાં હતાં.

કઇ રીતે આપઘાત કરવો એનો એણે વિચાર કરવા માંડ્યો. ઇઈરાના લિન રિવોલ્વર તો મેળવાય નહિ, એટલે એ વિચાર પડતો મૂક્યો. અસ્ત્રાથી ગળું કાપવાનો વિચાર તો "સેફ્ટી" વાપરતો હોવાથી જતો કર્યો. ચાકુ સુધારવાની પણ બુઠ્ઠી હોવાને લીધે નકામી રહી. ઝેર ખાવાનો ઇરાદો કર્યો, ઘરમાં 'સ્પીરીટ ઓફ સૉલ્ટસ' હતું, પણ વાણિયાના દીકરાથી દારૂ તો કેમ લેવાય? વળી મ્યુનિસિપાલિટીએ પાણી એવું વાપરવાની કરામણ કરી હતી તેથી પીપમાં પાણી ભરી ડૂબી મરવાનો વિચાર પણ માંડી વાળવો પડ્યો.

છેવટે ફાંસો ખાવાનું એણે નક્કી કર્યું. કપડાં સૂકવવા માટે આગલા દિવસેજ ઘાટીએ કમ્પાઉન્ડમાં એક દોરડું બાંધ્યું હતું. દિવાનખાનાના ટેબલ પર પેપરવેટ પરનો કાગળ મૂકી ઘરનાં બારી બારણાં બંધ કરી જયસુખ બગીચામાં ગયો.

પછી ઝાડ પાસે જઈ દોરડાનો ગાળો કરવા લાગ્યો. દોરડું જાડું ને ખરબચડું હતું. ગળા પર નાજુક ગુમડું થયું હતું ત્યાં કેટલી પીડા થશે તેનો એ વિચાર કરવા લાગ્યો.

એવામાં કમ્પાઉન્ડની દિવાલ પર કોઇ ચઢતું હોય એવો અવાજ તેના કાને પડ્યો. અધરાત થઇ હતી. બધા ઉંઘતા હતા. આવે વખતે દિવાલ પર ચઢનાર માણસ ચોરજ હોવો જોઇએ એવી જયસુખને ખાત્રી થઇ. અંધારામાં જોવા એની આંખો ટેવાઇ ગઇ હતી. થોડી વારે દિવાલ પર કોઇનું માથું ને ખભા દેખાયા, અને ક્ષણે ધબ દઇ કોઇ વંડીમાં પડ્યું. પોતાના અંતના અવસરનો કાર્યક્રમ બગાડવા માટે ચોર પર જયસુખને ગુસ્સો આવ્યો. "એ-ઇ, અહિં શું કરે છે?" એકાએક જયસુખે પૂછ્યું.

કપડાંના સળવળાટ પરથી ચોર ચમક્યો હોય એમ લાગ્યું. થોડી પળ શાંતિ રહી. "એ-ઇ, કેમ આવ્યો છે?" જયસુખે ફરીથી પૂછ્યું.

"કંઇ નહિ, સાહેબ, એ તો અમસ્તોજ." ધીમા અવાજે ગભરાઇને જવાબ આપ્યો.

"અરે, કંઇ નહિ કેમ? અર્ધી રાતે મારા બગીચામાં કેમ આવ્યો છે? તું કોણ છે?"

"સાહેબ, ખરું પૂછો તો હું ચોર છું."

"શરમ નથી આવતી? કઠોરતાથી જયસુખે પૂછ્યું.

"આવે છે, સાહેબ. પણ ધંધો પડ્યો એટલે લાચાર છું."

"કંઇ પ્રમાણિક ધંધો કરે તો!" જયસુખે સલાહ આપી

"મારા સ્વભાવને અનુકુળ થાય જ નહિ." જવાબ મળ્યો.

ધંધો સ્વભાવને અનુકુળ ન આવવાના કારણને લીધે જ જયસુખ આપઘાત કરવાનો હતો તેથી આ જવાબમાં રહેલું સત્ય તે સમજ્યો.

"ક્યાં ચોરી કરવાનો હતો?" થોડીવાર પછી જયસુખે પૂછ્યું.

"તમારા ઘરમાં." જયસુખ ચમક્યો.

"મારી સામે ઉભો રહી તું એમ કહેવા માગે છે કે મારા ઘરમાં ઘુસી, તારી ન હોય એવી વસ્તુઓ ઇરાદાપૂર્વક તું લઇ જવાનો હતો?"

"મારો એવો વિચાર હતો."

"ધાર કે હું અત્યારે મારી પથારીમાં ઉંઘતો હોત તો તું શું કરત?

"જાગત નહિ તો નિરાંતે ઉંઘવા દેત"

"ને હું જાગી ગયો હોત તો."

"તો મારો દંડો તમારી ખોપરીમાં અજમાવત બસ."

પોતાની શ્વાન નિદ્રા યાદ આવતાં જયસુખ ધ્રુજી ઉઠ્યો.

"ત્યારે ઠીક થયું કે હું બગીચામાં હતો!"

"હા, સાહેબ. પણ આવી રાત્રે તમે અહિં શા માટે આવ્યા છો?"

થોડીવાર વિચાર કરી જયસુખે જવાબ આપ્યો. "ફાંસો ખાવા."

"ઓ સારી," ચોરે જવાબ આપ્યો." તમારો વખત બગાડવા માટે હું દિલગીર છું."

"મારે કંઇ ઉતાવળ નથી." જયસુખે કહ્યું: "તારા ગયા પછી હું ફાંસો ખાઇ શકીશ."

"ના રે સાહેબ.- તમે તમારે ચલાવોને. હું પાછળથી ઘર ફાડીશ."

ચોરમાં મૃદુ લાગણીનો અભાવ જોઇ જયસુખને ખોટું લાગ્યું.

"શું તું અહિં ઉભો રહી મને આપઘાત કરતો જોયા કરશે?" ગુસ્સાથી જયસુખે પૂછ્યું.

"શા વાસ્તે નહિ? તમારા કામમાં આડે આવવાનો મને શો હક્ક છે."

"એક મનુષ્યને કંઇ પણ મદદ કર્યા વિના તું આપઘાત કરવા દેશે?"

"શી મદદ કરું, સાહેબ. તમે કહો તો તમે ફાંસો ખાઇ રહો પછી મડદા પર દંડો મારી બાકી રહેલું કામ પૂરું કરી આપું."

એ ઘણા ખેદની વાત છે મ્હેં તો એમ ધાર્યું હતું કે, તેમની પાસે પાંચ પૈસાનો જીવ હશે.'' નવલશાએ કહ્યું.

''અમારી પાસે જે કાંઇ હતું તે એમના મંદવાડમાં ખરચાઇ ગયું છે, મ્હારી પાસે હજારેક રૂપિયાની કિંમતના દાગીના સિવાય બીજું કાંઈ નથી.'', રેણુકાએ પોતાની ખરી સ્થિતિ દર્શાવી.

''જુઓ, તમારું ગુજરાન ચાલી શકે એવી કાંઇ કાયમની વ્યવસ્થા કરવી જોઇએ. જે ઘરેણાંની વાત તમે કરી છે તે હવે તમે આવી વૈધવ્યની સ્થિતિમાં પહેરી શકો તેમ નથી તેથી અમુક બે ત્રણ ઉપયોગી ચીજો રાખી બીજી વસ્તુઓ વેચી દેવા તમે રાજી થતાં હો તો જે રકમ ઉપજે તેમાંથી તમને દર વર્ષે ખરચ જેટલી રકમ મળ્યા કરે અને મૂળ રકમ કાયમ રહે એવી ગોઠવણ કરવાની મ્હારી ઇચ્છા છે. આજ કાલ શેર બજાર ઘણું તેજ છે. તેથી તમારા દાગીનાઓની જે સાતસો આઠસો રૂપિયાની રકમ આવે તેમાં હું મદદ તરીકે બીજી એટલીજ રકમ ઉમેરી લગભગ પંદરસો રૂપિયાના તમારા નામ ઉપર શેરો ખરીદવા ઇચ્છું છું. શેરબજારની તેજીનો વિચાર કરતાં તમને દર વર્ષે બસો રૂપિયા જેટલી વ્યાજની રકમ મળવાનો સંભવ છે.'' રેણુકાને દરેક રીતે કબજામાં રાખવાના હેતુથી નવલશાએ કહ્યું. તે જાણતો હતો કે, તેનો દુષ્ટ હેતુ જાણવામાં આવતાં રેણુકા તેને છોડી જઇ અમુક વખત સુધી પોતાનું ગુજરાન ચલાવી શકે તેમ છે એથી રેણુકાના દરદાગીના હાથમાં આવતાં તે હમેશાં ઇચ્છાથી કે અનિચ્છાથી પોતાના કબજામાં રહેશે એમ ધારી નવલશાએ આવી રીતે પ્રપંચનો પાસો ફેંક્યો.

રેણુકા નવલશાનો દુષ્ટ ઉદ્દેશ સમજી શકી નહિ, સરળ ભાવથી તેણે કહ્યું, ''મ્હોટાભાઇ ! હું જાણું છું કે તમે મ્હારા પરમ શુભેચ્છક છો. દેવતાની કૃપાથીજ હું તમારા જેવા દેવચરિત્ર ભાઇ મેળવી શકી છું. તમે જે કાંઇ કરશો તેમા મ્હારૂં હિતજ સમાયલું હશે એમ હું ધારૂં છું.'' આમ કહિ ટૂંક ઉઘાડી એક બે રોજના ઉપયોગના દાગીના રાખી બીજા દાગીના રેણુકાએ નવલશાના હાથમાં આપ્યા તથા તેણે કહ્યું, ''જે ઘરવાખરો વેચી નાખવામાં આવ્યો છે તેની અઢીસો રૂપિયા જેટલી રકમ આવેલી હોઇ તે પણ હું તમને આપું છું. એ રકમની તમને ઠીક લાગે એવી વ્યવસ્થા કરજો. ટૂંકની એક ખુણામાં પડેલી અઢીસો રૂપિયાની રકમ પણ રેણુકાએ નવલશાને આપી દેતાં કહ્યું.

થોડા સમય સુધી વિચાર મગ્નરહ્યા પછી કહ્યું, ''હવે એક વિષયમાં હું તમારો વિચાર જાણવા ઇચ્છું છું. તમારે અને રમાને ભવિષ્યમાં પરાધીન જીંદગી ન ગુજારવી પડે એવી મ્હારી ઇચ્છા છે. કર્તવ્ય કર્મ બજાવતી વખતે માણસે ખોટી લોક લજ્જાને બાજુએ રાખવી જોઇએ રમા ગુજરાતી પાંચ છ ચોપડી ભણેલી છે. હજી તેની ઉમ્મર પણ ન્હાની છે. તે એવી ચાલાક છે કે, જો હજી તેને ત્રણ ચાર વર્ષ ભણાવવામાં આવશે તો સરેલાઇથી ફિમેલ ટ્રેનીંગ કોલેજના ઉત્તરપદમાં પસાર થઇ શકશે અને પછી કોઇ કન્યાશાળામાં મહિને સો-સવાસોથી એંશી રૂપિયા સુધીના પગારની નોકરી મેળવી શકશે.''

આ વાત સાંભળી રેણુકા પાંચેક મિનીટ સુધી વિચારમગ્ન રહી. પછી તેણે કહ્યું, ''તમે કહો છો એ વાત ખરી છે; પરંતુ તેના જેવી અલેતી ન્હાની બ્હેનને હું એટલી બધી સ્વતંત્ર બનાવવાનું પસંદ કરતી નથી. સ્ત્રીના સકળ સુખનો સમાવેશ તેના પતિમાં થયેલો છે. હવે જ્યારે દૈવે મ્હારા અને રમાના એ સુખને ચિરકાળ માટે હરી લીધું છે, ત્યારે પછી 'જે જુવાર બાજરીનો રોટલો મળે તે ખાઇ ઇશ્વર સ્મરણમાં આયુષ્યના અવશિષ્ટ દિવસો પસાર કરવાનું મ્હને ઉત્તમ લાગે છે.''

'' અહીં તમારી ભૂલ થાય છે. સ્ત્રી હોય અગર પુરૂષ હોય તેણે પોતાના પગ ઉપર ઉભા રહેતાં શીખવું જોઇએ. રમા ન્હાની ઉમ્મરની છે એ ખરૂં છે; પરંતુ વિશેષ જ્ઞાન મળતાં તે ભવિષ્યમાં વૈધવ્યનું દારૂણ દુ:ખ ભુલી જઇ સુખમાં પોતાનો કાળ પસાર કરી શકે તેમ છે. કોલેજની બોર્ડિંગમાં રહેતી છોકરીઓ સાથેજ તે રહી અભ્યાસ કરી શકે એવી ગોઠવણ કરવાનો મ્હારો વિચાર છે.'' નવલશાએ કહ્યું.

''પરંતુ તેના અભ્યાસનું ખર્ચ ઉઠાવી શકાય એવી મ્હારી સ્થિતિ ક્યાં છે?' રેણુકાએ અડચણ દર્શાવી.

''એ માટે તમારે ચિંતા કરવાની જરૂર નથી. તમે મ્હને ભાઇ ગણ્યો છે તો આવા આફતના પ્રસંગે મ્હારાથી બનતી દરેક મદદ મ્હારે તમને કરવી એ મ્હારી ફરજ છે. રમાને ભણાવવાનું જે ખરચ થશે એ સઘળું હું વેઠી લઇશ'' નવલશાએ કૃત્રિમ ઉદારતા દર્શાવતાં કહ્યું.

આ વખતે રમા બ્હારથી ઘરમાં આવી તથા વિશેષ અભ્યાસ કરવાની તેની ઇચ્છા છે કે કેમ એ સંબંધી પૂછતાં તેણે સંમતિ દર્શાવી. ભાવી સુખની કલ્પના ઉપજતાં ક્ષણકાળ માટે તેનું મુખ લાલચોળ બની ગયું, મનમાં ને મનમાં તે નવલશાને ધન્યવાદ આપવા લાગી; પરંતુ ભવિષ્યનો ભયંકર ભેદ જો તે જાણતી હોત તો નવલશા જેવા વિષયલંપટ નર પશુથી દૂર રહેવાનુંજ પસંદ કરત. વિધાતાના વિધાનને અગાઉથી કોણ કળી શકે છે? રેણુકા અને રમા ભવિષ્યમાં થનાર પોતાની ભયંકર દુર્દશાથી અજ્ઞાત હોવાથીજ તેઓ બન્ને નવલશાની પ્રપંચ જાળનો શિકાર થઇ પડી.

અપૂર્ણ

## જેન્ટલમેન સ્તોત્રનો પૂર્તિ

લેખક—શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર.

રેસીસે યેચ ગચ્છન્તિ બેટિંગાન્યનિ કુર્વતે
વીન પ્લેસ શબ્દો ચ્ચારેણ (સંપૂર્ણ) જેન્ટલમેના ભવન્તિ હિ ૧

ઘોડાની શરતમાં જેઓ જાય છે. બેટીંગ પણ બહુ કરે છે. અને જેવો વીન પ્લેસ-શબ્દોના ઉચ્ચારો કરે છે. તેઓ સંપૂર્ણ જેન્ટલમેન કહેવાય છે.

વેશ્યાનાં નાદ લુબ્ધો યો વૃથ પત્નીવ્રતં બુધેદુ
સટ્ટા બજાર (માત્ર) ધનિકો જેન્ટલમેનઃ સ ઉચ્યતે ૨

નગરનાયિકાઓના નાદમાં (ગાયનમાં) લુબ્ધ બની. ત્યાં જવામાં મહત્ત્વાઇ મોટાઈ સમજે છે. અને પત્ની વ્રતને ફોગટ સમજે છે. અને જેઓ સટ્ટા બજારથીજ માત્ર ધનવાન થવાની આશા રાખે છે આંક ફરક શેર-રૂ-ટા-અળસીન-ત્રીજાનથી લખપતી થવાની (મેહનત કર્યા વગર પરસેવાના રેલા ઉતર્યા વગર) સોદટીમાંથી કલો લેવાની ફોગટ આશા રાખનાર અથવા નિર્વંશોના દલા ઉપર તાગડ ધિન્ના કરનાર બાપ કમાઈ ઉપર અને સસરાની રૂડી મિલ્કતની મીલ્કત ઉપર મોજ-મજાહ કરનારા બધા જેન્ટલમેનોજ કહેવાય છે.

ધર્મ સ્યાંડબરે (કુશળ) સન્તિ હેમપાત્રેણ મદ્યપાઃ
સચ મુંબાપરે (સંપૂર્ણ) જેન્ટલમેન નામ્ના તુ જ્ઞાયતે ૩

જેઓ ધર્મ ધ્યાનમાં આડંબરમાં (કુશળ) છે, અને અંદર ખાનેથી તો સોનાના પાત્રમાં દરૂ નં. ૧ મોંઘટ્ટા પીએ છે. તેઓજ મુંબઈ નગરીમાં (સંપૂર્ણ જેન્ટલમેન) નામથી ઓળખાય છે. આવાઓનો કોઈ તોટો નથી.

વાર્તાયાં વદતે શબ્દાન આંગ્લ ભાષા વિમિશ્રિતાનુ
જાત્યા ન જ્ઞાયતે યસ્તુ જેન્ટલમેનઃ સવૈ સ્મૃતઃ ૪

દરેક વાત ચિતમાં કરતાં કરતાં ઈંગ્લીશ શબ્દોવાળી ભાષા (ઢેડ ગુજરાતી) બોલવામાં પંડીતાઈ અને વકેથી પણું બતાવતા, આરામ ચેર ઉપર લાંબા થઇ મીલના ભૂંગળાની માફક મોંઢામાંથી સીગરેટ સીગારના ધુંવાડા કાઢતા અને હીંદુ હોવા છતાં વિદેશી સ્વાંગ ધારેલ હોવાથી પોતે જાતે કઇ જાતિના છે તે પણ ઓળખવાનું મુશ્કેલ થઇ પડે છે. તેઓ મોટા જેન્ટલમેન કહેવાય છે.

શ્વાન મુક્તો કરો યસ્ય સ્ત્રી વેષો સ્મશ્રુ વર્જિતઃ
સ્વહસ્તેન ક્ષૌર કર્તા જેન્ટલમેનઃ સ ઉચ્યતે ૫

જેના એક હાથમાં કુતરાની દોરી રહેલી છે. અર્થાત ફરવા ફરવાનો જેના હાથી દોરી કુતરા હોય છે. અને જેઓ મુછોના ચિહ્ન કાઢી મુછોને બોડાવી. સ્ત્રીનાં જેવા દેખાય છે. અથવા તો નાટકના એકટરો કે બાઇ ભવાયા જેવા દેખાય છે. અને પોતાના હાથે જેઓ હજામત કરનારા છે જે. બાકી મૂછો વાળા હોય. તે જેન્ટલમેન કહેવાય છે.

ફીરંગીને સદૃશો યોવૈ દૃશ્યન્તે વસ્ત્ર વેષતઃ
હિન્દુ આચારતો ભ્રષ્ટો જેન્ટલમેનઃ સ કથ્યતે ૬

જેઓ બુટ સ્ટાકીંગ નેકટાઇન-કોલર-હેટ-પાટલુન વિગેરે (હીન્દુ જાતીના વસ્ત્રો પહેરેલાં ન હોવાથી.) ઉપરના વેશથી ફીરંગી-અંગ્રેજ જેવા દેખાતા હોય જેની શાખા (ચોટલી) હેર કટીંગમાં કપાઇ લલાટ ઉપર હીન્દુ પણાને દાંડી દેતી. ઉગી નીકળી હોય જેઓ ઇરાનીના હોટલમાં જઇ જમે તેવા સાથે એકવડો નહી પણ બેવડો ઢીચતા હોય. હિન્દુઓ કહેવરાવતા જેઓ શરમાતા હોય. અને હિન્દુ આચાર વીચારોથી ભ્રષ્ટ થઈ ધર્મ ધ્યાન સંધ્યા પૂજાને ઢોંગ ધતીંગ માનતા હોય જેઓ હીંદુઓ સાથે હરવા ફરવામાં પણ હલકાઈ સમજતા હોય જેઓની તરભાણી-પંચપાત્ર-આચમનીથી થતી સંધ્યા પૂજા. હોટલોમાં કપ-રકાબી-ચમચાથી પાણીને બદલે ચાહ બીસ્કીટથી ત્રીકાળે, થતી હોય એઓ બધા સ્પેશ્યલ જેન્ટલમેનો કહેવાય છે.

હુગીંગ ગાર્ડનુ વિહારી યઃ કક્ષે પત્ની કરસ્તથા
રેલ્વે હોટલગામી ચ જેન્ટલમેનઃ પ્રગાસ્થલે ૭

જેઓ હંમેશાં મોટરમાં બેસી. બાઈરીનો હાથ બગલમાં ઘાલી. ઉઘાડે માથે હીંગીંગ ગાર્ડન ફરવા જતા હોય ત્યાંથી ફરી પરબારા રેલ્વે હોટલની મુલાકાત લઇ બટલરના હાથની વિદેશી-અભક્ષ્ય-અપેય ચીજો ખાતા પીતા હોય. ત્યાંથી ફરી બીલીમાર્ડ સેલુન અથવા કલબમાં અથવા રેન્સમાં જતા હોય. તેઓ બધા મોટા જેન્ટલમેનો કહેવાય છે.

જેન્ટલ મેનાષ્ટકં વર્ણ ધર્મનાશ કરં મયા
યાદૃશં દૃશ્યતે લોકે તાદૃશં લિખિતં ખલુ ૮

વર્ણ ધર્મથી ભ્રષ્ટ થયેલા અને વર્ણ ધર્મના દુશ્મનોના હીતને માટે હાલમાં ચાલી રહેલા વર્ણ ધર્મના નાશ કરનાર આચાર વિચારનો દિગ્દર્શન કરાવતું આ જેન્ટલમેનોનું સ્તોત્ર આ દુનીયામાં મને જેવું જોવામાં આવ્યું તેવુંજ મેં લખી માર્યું છે. માટે ભાઇઓ મને દોષ ન દીયતામ॥ મને કોઈ દોષ કે ગાળો ન દેતા એ તો એમજ ચાલે કારણ કે.

યથા દેશસ્તથા વેશો યથા રાજા તથા પ્રજા

ભાઈઓ એમાં તમારો દોષ નથી. જેની નોકરી કરવી તેનો વેશ. જેવા રાજા તેવી પ્રજા. તેમ નહી રાખશો તો તમોને નોકર ફેકટરીમાંથી ગડગડીયું મળશે. પણ જો હીંદુ પણાનું અભિમાન રાખતા હો તો વિલાયતી અનુકરણ ન કરો હું તમોને પુછું છું કે વિદેશીઓ પોતાના દેશ-વેશનું અભીમાન જેવું રાખે છે તેવું રાખો તો શું હરકત આવે છે બાકી તો બધું ઠીકજ છે.

# મોજ-મજાહ ઈનામમાળા નં. ૧

## રૂપિયા પચ્ચીસનાં બાર ઈનામો

મોજ-મજાહના વાંચકો સિનેમા અને નાટક વિષે જે રસ લે છે, તેને માન આપી તે ધંધાઓમાં શોકીન પ્રજા શું માગે છે, તેની પરીક્ષા થાય એવા ઉદ્દેશથી આ ઈનામમાળાની યોજના બહાર પાડવામાં આવી છે. આશા છે કે, શોકીન સજ્જનો આનો સંપૂર્ણ લાભ લેશે.

નીચે જણાવેલી કુંપનમાં અત્યાર સુધીમાં બહાર પડેલી સારામાં સારી

## દસ દેશી ફિલ્મોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂ. પચ્ચીસનાં બાર ઇનામો વહેંચી આપવામાં આવશે. કુંપન સિવાય ઇનામની હરીફાઇમાં નામ દાખલ થઈ શકશે નહિ.

**ઈનામોની વિગત**—રૂા. ૧૦, ૫, ૩, ૨, ૧, નાં એક એક મળી કુલે પાંચ—બાર આનાનાં બે— અને આઠ આનાનાં પાંચ મળી કુલે બાર ઇનામો આપવામાં આવશે.

આ બધાં ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતનાં અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે.

પુસ્તકો મોકલવાનો ખર્ચ ઇનામ મેળવનારને શીર છે.

આ ઇનામની હરીફાઇનું પરિણામ તથા દરેક ફિલ્મને કેટલાં મત મળ્યાં તે તા. ૨૯-૧૧-૨૫ ના અંકમાં જાહેર કરવામાં આવશે.

**સૂચના**—કુંપન પોસ્ટ કાર્ડ પર ચ્હોંટાડી મોકલવાથી બે પૈસાની ટીકીટમાં આવશે.

### મોજ—મજાહ ઈનામમાળાની કુંપન

તા ૨૨-૧૧-૨૫

સારામાં સારી દસ દેશી ફિલ્મોનાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ |
| ૧૦ | | |

લી ______

ઠે. ______

પો. ______ મું. ______

## ખરો મૂર્ખ કોણ!

એક બાદશાહ દરબાર ભરી બેઠો હતો, એ વખતે બહારગામથી એક સોદાગર આવ્યો અને પોતાની પાસે ઉમદા પાણીદાર ઘોડા છે, એમ જણાવ્યું બાદશાહે કેટલા સારા ઘોડા તેની પાસેથી ખરીદ્યા અને ખુશ થઈ એક લાખ રૂપિયા આપતાં કહ્યું:—"આવા બીજા સારા ઘોડા હોય તો લઈ આવજે." સોદાગર હા કહી કુર્નિસ બજાવી ચાલ્યો ગયો. પછી બીજે દિવસે બાદશાહે પોતાના વજીરને બોલાવી પોતાના મુલક મહિના મૂર્ખ લોકોના નામની નોંધણી કરવાનું કહ્યું. બાદશાહના હુકમ, વજીરે મૂર્ખ લોકોની નોંધ કરવા માંડી, તેમાં સૌથી આગે તેણે બાદશાહનું નામ મૂક્યું. તે જોઈ બાદશાહે આશ્ચર્યચકિત થઈ પૂછતાં "વજીરે જવાબ આપ્યો:—" ખુદાવંદ! પેલા વેપારીના નામ-ગામ-ઠામની આપને ખબર નથી, છતાં એક લાખ રૂપિયાની રકમ આપે તેને બહાલ કરી! હવે તે વેપારી પાછો મ્હોડું બતાવશે!"

બાદશાહે કહ્યું:—"પણ તે પાછો આવે તો!"

"તમારું નામ કહાડી, તેનું મૂકીશ."

× × ×






લેખક રમણલાલ ડી. ચાંપાનેરીયા.

બરાબર સવારના સાત કલાક પાંચ મીનીટે ફાસ્ટ ટ્રેન કોલાબાથી ઉપડી. મારા ડબ્બામાં હું કોલાબાથી એકલોજ બેઠેલો. ટ્રેન વખતસર ગ્રાંટરોડ આવી પહોંચી મારા ડબ્બાની ચાવી ઉઘાડી ત્રણ ચાર સદ્‌ગૃહસ્થો મારા ડબ્બામાં ઘુસી ગયા. દરેક જણે પોતપોતાની જગ્યા બરાબર સંભાળી લીધી. રવિવારનો દિવસ હતો એટલે ટ્રેનમાં વખત પસાર કરવાને માટે ફેરીવાળા પાસેથી પેલું બહોળો પ્રચાર પામેલું લીલા રંગરાગનું "મોજ મજાહ"નું છાપું લઈ લીધું હતું. કોલાબાથી ગ્રાંટરોડ સુધી તો તેના પાનાં વાંચ્યાં. પછી ગ્રાંટરોડથી તો ડબ્બામાં ઘોંઘાટ શરૂ થયો. એટલે વાંચવામાં ચિત્ત ન લાગ્યું છાપું બાજુ પર મુકી પેલા ગૃહસ્થોની વાતો સાંભળવા તરફ ચિત્ત પ્રેર્યું.

ગ્રાંટરોડથી ટ્રેન ઉપડી. પેલા ગૃહસ્થોમાં એક મહાશય વકીલ સાહેબ હતા, એક ડાક્ટર હતા અને બીજા બે વેપારી વર્ગના હતા. વકીલ સાહેબ બારીની મોખરેજ બેઠા હતા અને તેમની સામે ડાક્ટર સાહેબ બેઠેલા હતા. મારી પડખે પડેલું "મોજ મજાહ"નું છાપું જોઈ વકીલ સાહેબે હાથ લાંબો કરી કહ્યું, "મી. જરા...મેં તરતજ મોજ મજાહ"નો અંક વકીલ સાહેબને આપ્યો. સ્પ્રીંગવાળાં ચશ્માં ચઢાવી આમતેમ પાનાં ફેરવવા લાગ્યા; એટલામાં સામેની સીટ પરથી ડાક્ટર સાહેબ બોલ્યા—"મી. કાન્તીલાલ, આ છાપું હમણાં જ્યાં ત્યાં વંચાતું માલમ પડે છે. રવિવારે તો નાના મોટા ઘણાખરાના હાથમાં આ લીલા રંગનું ફરફરીયું માલમ પડવાનુંજ." એટલું સાંભળી વકીલ સાહેબ કાન્તીલાલે "મોજ મજાહ"માંથી નજર બહાર કાઢી ડાક્ટર પ્રત્યે બોલ્યા—"ખરી વાત છે, ટુંક સમયમાં આ પત્ર ઘણો સારો ફેલાવો પામ્યું છે. એજ એની પ્રગતિ સિદ્ધ કરી આપે છે." એટલું બોલી વકીલ સાહેબે મને 'મોજ મજાહ' પાછું આપ્યું અને આપતાં આપતાં Thankyou શબ્દનો વિવેક પણ કર્યો.

વખત જતાં વાર નથી લાગતી. લોકલ ટ્રેનની માફક આ ટ્રેનમાં કંટાળો નથી આવતો. જોતજોતામાં પાલઘર સ્ટેશન આવ્યું. સઘળાઓએ નીચે ઉતરી રીફ્રેશમેન્ટ લીધી. આખરે પણ સવારના ચા પીવાને નીકળેલા એટલે પાશેર ગરમાગરમ દુધ અને તાજો માવો ઉડાવી ડબ્બામાં બેઠા ચેન ઉડાવી વકીલ સાહેબે વાત ઉપાડી. ડાક્ટર પ્રત્યે બોલ્યા—"મી. ત્રિવેદી આ દુનીયામાં સની ઓ કોઈજ નથી, કોઈ થઈ નથી, કે નહિ જનેતાની જણું

# નોટીસ

From.

## મિસ કરવત

છો. લે. લ. બી. વકીલ વ્યંગ કોર્ટ
વસંતકની વાડી સામે આવેલા વિદુષકના
વરંડામાં-ડાગળાની ડેલીએ.

To,

## એડીટર "મોજ-મજાહ"

અમ અક્કલની પાછળ હાથપગ ધોઈને વળગેલા તંત્રી મંત્રી અને જંત્રી, મને મારા કુળ ચિત્રપટેશ્વર ગ્રુપ્તદૂતેશ્વર શર્મા કે જેને જીવનના આળસુઓ સી. જી. શર્માના ટુંકા નામથી ઓળખે છે. તેના તરફથી ચોખ્ખે ચોખ્ખું એક ગગની બે ફાટ જેવું સાફ સાફ જણાવી દેવાની રજા આપવામાં આવી છે કે, તમે તમારી ખોડીની ચાલથી તેના તરફથી તમારા છાપામાં આપવામાં આવેલી જાહેર ખબર Wanted ને લેખના રૂપમાં છાપી મારી આદાની ઘૂંઠ કરી જે નુકશાન કર્યું છે; તે માટે પૂરેપૂરા બે ગજ ને સાત વાંભ એટલે કે સોળ આના ને એક પાઉરી જેટલા જવાબદાર ગણવામાં આવે છે. એટલુંજ નહિ, પણ સિનેમા લાઈનમાં જેને માથે બંધ બેસતી ટોપી બેસી ગઈ હોય તેઓ તરફના સ્વસ્તીવાચન ઉર્ફે સરસ્વતીના વર્ષાદથી અર્થાત્ કે જેને તમે સાહિત્ય કલાવિદિનો ગાળના ગંદા નામથી ઓળખો છો, તેના વરસાદથી મારા કુળના શરીરમાં ગોબા પડી તેઓના ફફડાટથી જે તેઓને ફોલ્લા ઉઠયા છે, તેમજ તેમની "કામ ચલાઉ પતિ"ના મેણા ટોણાથી મગજનું દહીં થઈ બાકી સાકી રહેલી અક્કલને મારવાડીને ત્યાં મૂકી અમારી રી ભરી બિલકુલ ફુલ્લુ સાફી થવું પડયું છે એ માટેના પણ જવાબદાર તમેજ છો.

(૧)—તમે તેની જાહેર ખબરને લેખના રૂપમાં છાપી તેઓની આઈતી નોકરીના ભોગે મફતની વાહ વાહ ખાટી ગયા છો.

(૨)—તમારી ભૂલના જવાબને દબાવામાંજ બીજા લેખ તરીકે છાપી મારી તેની વાતને પાંખ વીનાજ અધ્ધર ઉડાવી છે.

(૩)—જ્યારે તેણે સીરીયસલી જવાબ લખ્યો, ત્યારે તમે વ્યંગમાંજ ને નોટથી છટકી જવાની બહાની સાથે લેખના રૂપમાં ફેરવી નાખ્યો છે.

ઉપર જણાવેલા મુદ્દા પછી જેની પાસેથી નોકરી લેવાની તેને ખરાબ લગાડી મારા કુળની લાગતી નોકરી તોડાવી તે થયેલી આર્થિક નુકશાની માટે-તેઓ તરફના ગાળથી પડેલા ગોબા અને ફફડાટથી થયેલા ફોલ્લાને લીધે-શારીરિક નુકશાની માટે-કામ ચલાઉ-પતિના મેણા ટોણાથી બે ભેજું-દહીં થઈ જતાં માનસિક નુકશાની માટે અને છેલ્લી કડકાબાલુસ થતાં મારા કુળને તેની કામચલાઉ પતિને તલાક નામું આપી ફોલનેદ બંધ કરવો પડશે તે ધાર્મિક નુકશાની માટે-ઓલણૂ કોર્ટ તરફથી પીનલ કોડની ૧૪૭ જ્ઞા મી કલમ પ્રમાણે તમને શા માટે જવાબદાર ન ગણવામાં આવે તેનું કારણ બતાવવા સોમવતી અમાસ ને શુક્રવારના દિવસે હાજર થવાનું તમારા પર ફરમાન કાઢવામાં આવે છે. તો તમારે લેખના બદલામાં-કાપેલા કપડાના સીવડાવેલા કોટ સાથે-કિંવા એમદાને વેના નામે લેખ યા કવિતા લખી આપી તમારા છાપામાં છાપી મોટાભા બનાવીને પણ કોર્ટ ફીનાં ભરવાના રૂપિયા સાથે-હાજર થવું નહિ તો તમારી પાછળ વારંટ કાઢીને પણ કોર્ટમાં હાજર કરવા પડશે.

સાહેબ હું છું,
ચિત્રપટેશ્વર ગ્રુપ્તદૂતેશ્વર શર્માવતી,
મિસ કરવત
છો. લે. લ. બી.
વકીલ વ્યંગ કોર્ટ
સભ્યાઃ—ઓલણુ મંડળ

---

# અમારી ઈનામમાળા

## છેલ્લા તક! છેલ્લા તક!

બુધવાર તા૦ ૨૫-૧૧-૨૫ સુધીમાં જે કુપનો આવશે, તેનેજ ઇનામની હરીફાઈમાં દાખલ કરવામાં આવશે.

## આવતા અંકમાં પરિણામ જાહેર કરવામાં આવશે.

# "ફિલ્મ પ્લોટ અને મેડિકલ બાબતોનું અજ્ઞાન."

લેખક—રા. શ્યામ. મેડીકલ સ્ટુડંટ

કોહિનૂર કંપનીની બનાવેલી "પ્રેમ નિરાશા" નામની ફિલ્મ વિષે બે શબ્દ લખું છું. ફિલ્મ-પ્લોટ લખતાં જાણે અજાણે કેટલીક હસવા જેવી ભુલો થઇ જાય છે પણ તેથી ફિલ્મનીવસ્તુ સંકલના ન જળવાતાં પ્લોટ બગડી જાય છે એ લેખકના ધ્યાનમાં આવતું નથી.

'પ્રેમ નિરાશા' એ ફિલ્મ સાઈ પેસ્ટુ કરાણીની જમેલી છે, ફિલ્મના ગુણદોષનું વિવેચન કરતાં મ્હારે બીજો લેખ લખવો પડે માટે અહિં હું મેડીકલ પોઇન્ટથીજ તેનું વિવેચન કરીશ.

આ વિવેચન કરતાં ફિલ્મનું વધુ સૂચન અહિં કરવું પડે તો તે અપરિહાર્ય છે. મોહનલાલ એ આ ફિલ્મનો નાયક છે અને તે પિતાની ઇચ્છા વિરૂધ્ધ ઇન્દિરા નામની એક ગરીબ છોકરી સાથે લગ્ન કરે છે. મંજુલાની સાથે લગ્ન કરવાનો તેના પિતાનો આગ્રહ હતો. મંજુલા પ્હેલાં તો મોહનને ચાહે છે પણ પાછળથી એ પ્યાર વેરના રૂપમાં ફેરવાઇ જાય છે.

રસિક એ ઉપનાયક છે અને તે પ્હેલાં તો ડૉ. કાન્તિલાલની પુત્રી સાથે પ્યારમાં પડેલો હોય છે, પણ મોહનને તેના પિતા વારસામાંથી બાદ કરી રસિકને પોતાનો વારસ ઠરાવે છે. મંજુલાને તે તેના વારસા માટે ચાહવાનો ઢોંગ કરે છે. તે ઇન્દિરા પાસે તેના પતિ મોહન માટે કાન ફૂંકી મોહન જો મંજુલાને તેના પિતા ઘરમાં પાછો લે તે માટે મળવા જાય છે ત્યાં લાવે છે. અને ઇન્દિરા ગેરસમજુતીથી માંદી પડે છે.

મંજુલાના કહેવા ઉપરથી ઇન્દિરાનું ખુન કરી તેનો આરોપ મોહન ઉપર ઢોળી પાડવાની બાજી ડૉ. કાન્તિલાલની મદદથી રચે છે.

આપણા પ્રસ્તુત લેખ માટે આટલું વસ્તુ સૂચન ચાલશે. ડૉ. કાન્તિલાલની ઇન્દિરા એ દરદી છે. રસિક કાન્તિલાલને લાંચ આપી ઇન્દિરાને 'ઝેર' આપી ત્હેનો આરોપ મોહન ઉપર ઢોળી પાડવાનું નક્કી કરે છે. 'ઝેર' એ જાણે કેવી સર્વ સામાન્ય 'પેટન્ટ' દવા હોય કે બાટલી સુંઘી જોઈ અને ખીસાં તપાસી પડીકી જોઇ 'ઝેર' છે એમ ત્યાંને ત્યાં પુરવાર થઇ જાય! પ્લોટની સંકલના જાળવવા માટે લેખકે અહિં જોઇએ તેટલી સાવચેતી વાપરી નથી.

ઝેર આપવું એમ નક્કી થયા બાદ 'યુનીટી' જાળવવા માટે તે એવું ઝેર જોઇએ કે તે સ્હેલાઇથી અપાય શકે. પછી તે ભલે ઘન કે દ્રવ્ય રૂપમાં હોય પણ તે એટલું બધું કાતીલ ન જોઇએ કે તાત્કાલિક થોડા વખતમાં મરણ આવે. બીજી ડૉક્ટરી મદદ આવી પેશન્ટ બચી જાય છે એમ બતાવવા તે હલકું ઝેર જોઇએ, અને તે કોઇપણ ડૉક્ટર સ્હેજે આગળ આપી ઓળખી કઢી શકે એવું જોઇએ. આ સર્વ વસ્તુનો મેળ સાથે માટે ખાઇ કરાવીએ ને 'ઝેર' જેવો અર્થહીન શબ્દ વાપરે છે તે ખરેખર અર્થહીન છે.

મેટીરીઆ મેડીકામાં જે દવાઓ 'ઝ્હેર' નામે ઓળખાય છે તેમાંની જુજનીજ ખાસ જરૂરી છે. પારો અને તેની બનાવટ, સોમલ, અફીણ; હાઇડ્રોસીનીક એસીડ, સલફ્યુરીક એસીડ, ફોસફરસ અને તેની બનાવટો. હાઇડ્રોસીનીક એસીડ અથવા જેને 'કડવી બદામનું તેલ' કહેવામાં આવે છે તે આ ઝેરમાં ભયંકર 'ઝેર' છે. તેનું એકજ ટીપું બાટલી નીચે મુકતાં સ્હેલાઇજ મૃત્યુ આવે છે. માટે તે આ પ્લોટ માટે નકામું. તે વાસ ઉપરથી તો તે ઝટ તે ઓળખી કઢાડે. અફીણની બનાવટ કોડેન અથવા સલ્ફ્યુરીક એસીડ—ગંધકનો તેજાબ, એ આ પ્લે માટે ઉત્તમ.

ઇન્દિરાને આંચકી આવે છે માટે ડૉ. કાન્તિલાલને બોલાવવામાં આવે છે તે આવી બાટલી સુંઘી, જરા ચાખી 'ઝેર' એમ એકદમ કહિ આપે છે. ગમે તેવા બાહોશ ડૉક્ટરમે એમ 'ઝેર' છે એમ સાબીત કરવું તે જરા મુશ્કેલ પડે. અહિં કોડેન અથવા ગંધકનો તેજાબ છે એમ બતાવ્યું હતે તો જે હાલ જેવો 'સીન' થાય છે તે ટળત. પાછળથી મોહનના ખીસાં તપાસતાં અંદરથી "ઝેરની પડિકીઓ મળે છે" પડિકીઓ જોઇને 'ઝેર' છે એમ જાહેર કરનાર ડૉક્ટર તો સ્વર્ગમાંજ શોભે. અહિં 'કોડેન' બતાવ્યું હતે તો જરા સીનની યુનીટી જળવાત કારણ કોડેન એ ટેસ્ટમાં જરા આકરૂં અને જીભમાં બહેર મારી જાય તેવું છે. અથવા તો તેજાબની ન્હાની બાટલી બતાવે હત તો વાસ ઉપરથી ગંધક છે એમ કહિ દેવાય.

લેખ લખાયો હોય એમ લાગે છે માટે બસ. ભવિષ્યમાં લેખકો મેડીકલ બાબતોમાં માથું મારતાં પ્હેલાં જાણીતા થઇ ફિલ્મો લખે એવું ઇચ્છું છું.

## અમે જણાવવાને બેહદ ખુશ છીએ કે

પાથેના ગંજાવર સારીચલ **ઇન્તકામે પિદર** પ્રેક્ષકોને પસંદ પડી છે.

અને એકજ અવાજે શોખીન પ્રજાએ, તેના વખાણ કર્યા છે!

આ અઠવાડીઆમાં સારિયલના **૧૦ ભાગ વધુ** દેખાડવામાં આવશે.

## આ સીરીયલનો ખરો શણગાર તો, સુંદર

# મિસ રૂથ રોલાન્ડ

છે. જેણીના સાહસો મરદોને પણ અજાયબીમાં નાખે છે

## રૂથનો આશક! વફાદાર ચાકર

આ બન્ને રૂથના સાહસોમાં તેની થોડી સહાયતા કરતા નથી!

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

વખત ૫ાા, ૭, ૮ાા, ૧૦ાા શની રવિ ૩ાા વાગે ખાસ વધારાનો ખેલ

ભાવ રૂા. રૂ. ૧, ાાા, ાા, ા ૦)ા ટેક્ષ સાથે



માગસર સુદ ૧૪ ] રવિવાર તારીખ ૨૯ મી નવેમ્બર ૧૯૨૫ [ પુ. ૧ લું. અંક ૩૪

આ અઠવાડીઆમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે. કોઈ જીવંત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલાં નથી. ત્ર્ય. મો. મ.

## "અકબરી મલીક!"

(હવેથી આ પ્રકારના મ્હારાં જેટલાં જોડકણાં પ્રગટ થશે તે "અકબરી મલીક"ના નામેજ પ્રગટ થશે. કારણ કે આ જોડકણાંમાં સર્વશ્રેષ્ઠ કવિ અકબર હુસેન "અકબર" મર્હુમનો રંગ લેવામાં આવ્યો છે, અને તેમના શેરોનો પણ ક્યાંક ક્યાંક અનુવાદ વા ભાવાર્થ ઉધૃત કરવામાં આવ્યો છે. બીજું ઉંડુ ટર "હાજાલ" જેવા અકબરી રંગ લઇ પોતાના કાવ્યેનું નામ "અકબરી ઇકબાલ" રાખે તો હું ક્ષુદ્રની શી શક્તિ કે તેમનો રંગ લઉં, તેમના ભાવની ચોરી કરું, તેમના શેરોના અનુવાદ પ્રવિષ્ટ કરું અને તેમનું અમર નામ ગુજરાતીઓથી અજ્ઞાત રાખું ? "મલીક")

૧

ફીદા છે શેખ સાહેબ મીસની બાંકી અદા ઉપર !
કરે છે ઉન્સ મરજીદમાં તે દેવળની* સદા ઉપર !
મરે છે કેટલા કેવા મીસની ઉઠતી જવાની પર?
ફીદા છે નાઝ પર મુલ્લાં અને પંડિતો અદા ઉપર !

* * *

મુંડાવી માથું, દાઢી મુલ્લાં સાહેબ રાખે છે નીચે,
મુંડાવી દાઢી, પંડિત ચોટી રાખે છે માથા ઉપર;
કહો એ બન્નેમાં મૈત્રિના ભાવો પ્રગટે શી રીતે?
છે પંડિતજી અને મુલ્લાં જુદા નીચે જુદા ઉપર.

\+ \+ \+

જુવો કુચાયને ઉપમા અનુપમ આજ આપું છું,
ચઢી બેઠા છે જાપાની* બિચારા રૂશીઆ ઉપર.
તોડીને લંગરો સર્વે વહાવી દીધી છે કીશ્તી,
ભરોસો છે અમોને તો મલીક સાહેબ ખુદા ઉપર.

\+ \+ \+

આવ્યો છું દરેક મીસના [illegible] લલાટમાં!
બંદુક છુપાવી રાખું છું નિશદિન કબાટમાં!
આયુ તમામ વીતી ગયું જેનું રાટમાં!
શંકાય છે હવે તે કાયન કરતાં ખાટમાં!
હું માટે છે થયા જુદા આદમ બહીશ્તથી,
મરજીથી નીકળ્યા [illegible] બીસ્કુટની ચાટમાં.
કીર્તન અને કથાના ગયા દિવસો વહિ,
લીડરના લેક્ચર હવે ગુંજે છે હાટમાં.
સેંથામાં મીસ તણા નથી શ્યામ તીલ "મલીક"
હીંદુસ્તાની [illegible] છે લંડનની વાટમાં.

"મલીક"

* દેવળની સદાથી મતલબ છે દેવળના ઘંટની સદા. 'મલીક'

* જાપાનીઓ રંગે [illegible] ઉજળા છે પરંતુ તે એશીઆના હોવાથી તેમને કાળા [illegible] સાથે સરખાવવામાં આવ્યા છે. "મલીક"

આવ્યા તેમ જવું નથી કારણ કે જેને માટે હું આટલું સાહસ ખેડીને આવ્યો છું તેનો તો સદાને માટે વિયોગ થવાનો છે તો પછી શા માટે સર્વનાં મ્હો આગળથી વીરની માફક ન જવું? તુર્તજ તેણે કુંવરબાઈની છેલ્લી રજા લીધી અને એકદમ ઓરડાનું દ્વાર ઉઘાડ્યું. બહાર ટાંપી રહેલા સર્વે જણા તેના ઉપર તૂટી પડ્યા પણ લાખણસી ચતુર લડવૈયો હતો તેણે ઢાલ પર સર્વ ઘા ઝીલી લીધા અને પછી તરવાર ફેરવી. બે ત્રણ જણાને ઘાયલ કરી તે એકદમ માળ ઉપરથી નીચે ઉતર્યો! અને ચાલ્યો ગયો.

લાખણસીને એમ કણીરૂપ છટકી ગયેલો જોઈને કુંવરબાઈનો પિતા, તેનો ભાઈ વગેરે તેની પુઠ પકડવા તૈયાર થયા. એવો દેખાવ જોઈને કુંવરબાઈ જે માળ ઉપરથી ધીમે ધીમે નીચે ઉતરી હતી તેણે કહ્યું:—

"દાદા મ કર લાખડો, વિરા મ કર વહાર,"
"જે નર ન મુઓ ઘર આંગણે તે નહીં મરે ઝાંપાની બહાર."

(અર્થ: હે દાદા! તું ગુસ્સે ન થા. અને હે ભાઈ, તું એકદમ બહારે ન ચઢી જા કારણ કે જે પુરુષે તમારાં ઘરને આંગણે ન મુઓ તે ગામના ઝાંપાની બહાર મરવાનો નથી.)

કુંવરબાઈનું કહેવું ન ગણકારતાં તેનો બાપ અને તેનો ભાઈ બન્ને લાખણસીની પૂંઠે પડ્યા અને લાખણસીએ જ્યાં ઘોડો બાંધ્યો હતો ત્યાં તેઓ વચ્ચે ઝપાઝપી થઈ! લાખણસી ઘોડા ઉપર બેઠો બેઠો લડતો હતો બે એક આદમીને ઘાયલ કરી તેણે ઘોડો મારી મૂક્યો.

પેલા લોકો ઘેર આવ્યા એટલે કુંવરબાઈ મરણ પામી હતી. સર્વ અત્યંત દિલગીર થયા. તેઓ તો એમજ ધારવા લાગ્યા કુંવરબાઈએ પોતાને હાથેજ પેટમાં કટાર મારી જીવનનો અન્ત આણ્યો!

કુંવરબાઈને ગામથી થોડે દૂરનાં સ્મશાનમાં ચિતા ખડકી અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો.

(૩)

લાખણસી પોતાને ઘેર ગયો પણ તેને ચેન પડ્યું નહીં. તેના મનમાં એમ થયા કરતું હતું કે કુંવરબાઈ મરણ પામી હશે કે જીવતી હશે! જરૂર તેના બાપે તો તેને નહીં મારી નાખી હોય! એવા અનેક તર્ક વિતર્ક કરતાં તેણે પોતાના ઘોડાનું જીન કસ્યું અને તેના ઉપર સ્વાર થઈ તે કુંવરબાઈને ઘેર જવા નીકળ્યો. કુંવરબાઈને ગામે જતાં ગામનાં સ્મશાનમાંથી જવાતું હતું. જ્યારે સ્મશાનમાં લાખણસી આવ્યો ત્યારે દુરથી તેણે કુંવરબાઈની બળતી ચિતા જોઈ. આજુ બાજુ સ્મશાન યાત્રીઓ બેઠા હતા. એ કોનું શબ બળતું હશે એને માટે લાખણસી વિચાર કરવા લાગ્યો પણ તે દુરથી સ્મશાન યાત્રીઓને ઓળખી શક્યો નહીં! ત્યાં પાસેજ કેટલાક ગોવાળીઆ ગાયો ચારતા હતા તેને લાખણસીએ પુછ્યું:—

"સોનાવરણી ચેહ બળે, રૂપા વરણો ધુંહ.
"કહેને રણ ગોવાળીઆ, કયે ઘેર માઠું મુવું!"

(અર્થ સોનાના મહોરા જેવી ચિતા બળે છે અને જેનો ઉજ્વળ ચળકતો શ્વેત ધુમાડો જેમાંથી નીકળે છે; ગોવાળીઆ! એ કયા ભાગ્યવાન ઘરનું માણસ મરણ પામ્યું?

લાખણસીનું કથન સાંભળીને ગોવાળીઆઓમાંના એકે ક[હ્યું]

"સોના જેવી ચે, રુપા જેવો ધું;
"જે ઘેર લાખણસી આવતો, એ માઠું મુવું!"

(અર્થ: સોના જેવી તેં ચિ[તા] બળે છે અને જેમાંથી જેવો ધુમાડો નીકળે છે. તેમાં બા[ઈ] અન્ય કોઈ નહીં જેની સાથે લાખણસી પ્રેમાનંદ કર[તો] તેના ઘરનું એ મા[ણસ] (કુંવરબાઈ) મરણ પામ્યું છે.)

ગોવાળીઆનું કહેવું સાંભળીને લાખણસી એકદમ ઉપરથી નીચે ઉતરી પડ્યો અને આવેશયુક્ત સ્વરે બોલ્યો.

"લીલી ધરનાં લાકડ મંગાવું, પહોળી કરાવું ચેહ;
"આજ લોકની પરઠરી, બળાએ સાથે બે!"

(અર્થ: લીલી (ઘાર) જંગલનાં લાકડાં મંગાવું તેની મોટી પહોળી ચિતા કરાવી લોકની લજ્જાને ત્યાગી એ ચિતામાં આપણે બે સાથે બળીએ.)

તુર્તજ તે ઘોડા ઉપર બેસી જંગલમાં ચાલ્યો ગયો ઘોડા ક્ષણમાં ઘોડા ઉપર લાદીને કેટલાક કાષ્ટો તે લાવ્યો જ્યાં કુંવરબાઈ બળતી હતી ત્યાં આવ્યો. સર્વ લાકડાં ચિતામાં નાખ્યાં અને પછી એકદમ ઇશ્વર સ્મરણ ક[રી] ચિતામાં પડ્યો!

ચિતાથી થોડી દુર કુંવરબાઈને બાળવા આવેલા મા[ણસો] ઉપરનો સર્વ પ્રકાર નિહાળી રહ્યા હતા. પ્રથમ તો તેમ[ણે] જાણ્યું કે કોઈ ચિતામાં લાકડાં નાખતું હશે. પણ જ્યારે લા[ખણ]સી અંદર પડ્યો, ત્યારે તેઓ એકદમ ચિતા પાસે દોડી [ગયા] લાખણસીને બહાર કાઢી બચાવવાનો તેઓએ વિચાર [કર્યો] પણ ધગધગતી ચિતામાં લાખણસી એટલો બધો દાઝી ગયો [હતો] કે તેનો પ્રાણ બચી શકે તેમ ન હોતું!

કુંવરબાઈને બાળવા આવનાર સર્વ લાખણસીના દુશ્[મન] હતા, પણ લાખણસીને એક પ્રેમને ખાતર બળી મરતો [જોઈ] તેને માટે ધન્યવાદના શબ્દો તેઓનાં મુખમાંથી નીકળ્યા વિ[ના] રહ્યા નહીં.

કુંવરબાઈના પિતા તથા તેના ભાઈને લાખણસીના [બળી] મરવાના સમાચાર મળ્યા ત્યારે તેઓની આંખમાં અશ્રુ [આવી] આવ્યાં અને તેઓને પુષ્કળ પશ્ચાતાપ થવા લાગ્યો. કુંવરબાઈ[ના] પિતાએ તેના પુત્રને કહ્યું, "જો હું આવું પ્રથમથીજ જા[ણતો] હોત તો કુંવરબાઈને લખાણસી સાથે પરણાવી તેનેસુખી કરત[] પણ હવે એ બધું રાંડ્યા પછીનું ડહાપણ હતું! સમ[ાપ્ત]

અરવિંદલાલ સવરામભાઈ દેસા[ઈ]

# રાજનગર રહસ્ય

લખનાર:—રા. ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

(૨૩)

લંડનના એક સુવિખ્યાત પ્રસુતિગૃહમાં રંભા પ્રસવવેદના સહન કરતી એક પલંગમાં સૂતી હતી. લેડી ડૉક્ટરના મત પ્રમાણે કલાકેકમાં તેને પ્રસવ થવાનો સંભવ હતો. પ્રસુતિગૃહની બે પરિચારિકાઓ રંભા પાસે હાજર હતી. ઇન્દિરા પણ રંભાના પલંગ નજીક બેઠી હતી. મદનચંદ્ર ઑફિસ રૂમમાં પોતાના કુકાર્યનું કેવું ફળ આવે છે એ જાણવાના હેતુથી અધીર ચિત્તે બેઠો હતો.

ચાંપતી સારવાર થતી હોવાથી રંભાને વિશેષ સમય સુધી પ્રસવ વેદના વેઠવી પડી નહિ કલાકેક પછી તેણે એક પુત્રને જન્મ આપ્યો. વિના વિલંબે એ ખબર ઑફિસમાં બેઠેલા મદનચંદ્રને ઇન્દિરા જાતે જઇ પહોંચાડી આવી. એ ખબર જાણી મદનચંદ્રે એક સાથે હર્ષ અને વિષાદનો મિશ્ર ભાવ અનુભવ્યો. ઇન્દિરા મનમાં મલકાતી હતી; છતાં તેણે પોતાની ખુશાલી કાબુમાં રાખવાનું ઉચિત ધાર્યું હતું. પુત્રનો પ્રસવ થયેલો જાણવામાં આવ્યા છતાં રંભાના મુખ ઉપર વિશેષ પ્રસન્નતા જણાતી નહોતી. આ પ્રસંગે તેના અંતરમાં અનેક પ્રકારની ચિંતા ઉત્પન્ન થઇ હતી. પોતાને પેટે જન્મ પામેલા છોકરાનો થોડા દિવસમાંજ ચિરકાળ માટે પોતાને ત્યાગ કરવો પડશે, એ હતભાગી બાળક મ્હોટો થતાં છતાં પોતાના માબાપને ઓળખી શકશે નહિ, એ વિચાર તેના અંતરને દુઃખી કરતા હતા. ગમે એવા પાપી માણસના અંતરમાં પણ પોતાનાં સંતાનો માટે ઇશ્વરે માયા મુકેલી હોય છે. કુકર્મ કરતી વખતે ભવિષ્યનો વિચાર એવા માણસને વિશેષ દુઃખી કરતો નથી; પરંતુ પોતાના કુકર્મનું ફળ-એક નિર્દોષ શિશુ-પોતાનાજ દોષથી જીવન પર્યંત દુઃખી થશે, સમાજમાં અપમાનિત થશે એવું જાણવામાં આવે છે ત્યારે પાપી માણસનો અંતરાત્મા પણ કંપી ઉઠે છે.

ઇન્દિરા પ્રસુતિગૃહમાં રંભાની સારવાર કરવા રોકાઇ. મદનચંદ્ર દરરોજ બે વખત ખબર જોવા આવવાનું કહી હૉટેલમાં ચાલ્યો ગયો.

હવે રંભા પ્રસુતિગૃહમાંથી ઇન્દિરા સાથે પાછી ફરે તે પૂર્વે અર્થાત્ વચ્ચેના એક મહિનામાં મદનચંદ્રે હૉટેલમાં રહી જાણી જોઇ પોતાની પાયમાલી કેવી રીતે કરી, તે જણાવવાની જરૂર છે.

મદનચંદ્ર દરરોજ સાંજના લંડનના "હાઇડ પાર્ક" નામક બગીચામાં ફરવા જતો હતો. લંડનમાં જે વીસ પચીસ બગીચાઓ છે તેમાં આ 'હાઇડ પાર્ક' મુખ્ય છે. લંડનના બગીચાઓની લંબાઇ પહોળાઇનો વિચાર કરતાં તેનો બીજો નંબર છે. ૧૨૦૦ વીઘાં જેટલી જમીનમાં એ બગીચો આવેલો છે. રાજા આઠમા હેન્રીએ એ બગીચાની સ્થાપના કરેલી હોવા છતાં તેની વિશેષ ઉન્નતિ ઇ. સ. ૧૮૩૦ માં થઇ છે. એ બગીચાને નવ દ્વાર છે. ઉત્તર પૂર્વ તરફનો દરવાજો બીજા દરવાજાઓ કરતાં વિશેષ સુંદર છે. જ્યોર્જ રાજાએ લગભગ લાખ પાઉંડ જેટલી રકમ ખરચી એ દરવાજો તૈયાર કરાવ્યો છે. એ બગીચામાં સાપના જેવી વાંકીચુંકી એક કૃત્રિમ નદી છે. કેટલાંક સ્થળોએ બસો ત્રણસો વર્ષ ઉપરનાં જરાજીર્ણ વૃક્ષ જોવામાં આવે છે. બગીચામાં કેટલાંક દેશપ્રસિદ્ધ સ્વર્ગવાસી માણસોનાં પુતળાં છે.

મદનચંદ્ર ઘણી વખત સંધ્યાકાળ થતાં પૂર્વે એ બગીચામાં જઇ થોડા વખત સુધી ફરી ફરી છેવટે એક ચોક્કસ સ્થળે બેસી વિશ્રાંતિ લેતો હતો. તે જે બેંચ ઉપર બેસતો તેનાથી ચાર હાથને અંતરે આવેલી એક બીજી બેંચ ઉપર એકવીસ વર્ષની ઉમ્મરની નવયુવતી એક પ્રૌઢા સ્ત્રીની સાથે બેસતી હતી. બે ત્રણ વખત એ નવયુવતી નજરે પડયા પછી મદનચંદ્ર આત્મભાન ભૂલી ગયો હતો; પરંતુ પ્રયોજન ઉપસ્થિત થયા સિવાય એક વિદેશી યુવતી સાથે વાત કરવી એ તેને ઠીક લાગતું ન હોતું. એવામાં એક દિવસે એ નવયુવતી અને પ્રૌઢા સાથે વાતચિત કરવાનો પ્રસંગ મળી આવ્યો.

એ દિવસે બગીચામાં વિશ્રાંતિ લીધા પછી પ્રૌઢા અને નવયુવતી બેંચ ઉપરથી ઉઠી વિદાય થવા લાગ્યાં. પ્રૌઢા આગળ ચાલતી હતી અને યુવતી તેની પાછળ જતી હતી. એવામાં નવયુવતીનો રેશમી રૂમાલ પડી ગયો. એ પ્રકાર જાણવામાં આવતાં મદનચંદ્રે ઉઠી ઉભો થઇ રૂમાલ પડયો હતો તે સ્થળે જઇ રૂમાલ ઉંચકી લઇ ઝડપથી નવયુવતી નજીક જઇ અંગ્રેજીમાં કહ્યું, "સુંદરિ ! મ્હને ક્ષમા આપજો. આપનો રૂમાલ પડી ગયેલો હોઇ તે મ્હારા જોવામાં આવ્યાથી હું લઇ આવ્યો છું." આમ કહી એ રૂમાલ મદનચંદ્રે નવયુવતીના હાથમાં આપ્યો. નવયુવતીએ તેનો આભાર માન્યો.

આ પ્રકાર તરફ પ્રૌઢાનું લક્ષ ખેંચાવાથી તેણે મદનચંદ્ર નજીક ઉપસ્થિત થઇ કહ્યું, "આપ ભારતવાસી હો એમ લાગે છે!"

"બાનુ ! આપની ધારણા ખરી છે. હું હિંદુસ્તાનના એક મ્હોટા રાજાનો પ્રાઇવેટ સેક્રેટરી છું." મદનચંદ્રે તદ્દન ખોટી વાત કહી.

"મ્હારી આ કન્યા એલિસનો જન્મ પણ મુંબાઇમાં થયેલો છે. એના સ્વર્ગસ્થ પિતા મિ૦ વૉટ્સન મુંબાઇમાં લશ્કરી ખાતામાં નોકર હતા. હું હિંદુસ્તાનમાં દશ વર્ષ સુધી રહી છું." મિસિસ વૉટ્સને કહ્યું.

"આપની આ વાત સાંભળી હું આનંદિત તેમજ દુઃખિત થાઉં છું; આપને મ્હારા દેશનો અનુભવ છે એ જાણી મ્હને આનંદ થાય છે તથા આપની વૈધવ્ય સ્થિતિ માટે દુઃખ થાય છે." મદનચંદ્રે ડોસીનું મન પીગળાવવાના હેતુથી કહ્યું.

આપની લાગણી માટે હું આભારી છું. જો આપને અડચણ ન હોય તો અમારી સાથે ચાલો. ચ્હા પીધા પછી આપને ખોટી નહિ કરવામાં આવે. મ્હારી એલિસને હિંદુસ્તાનની વાતો સાંભળવી બહુ ગમે છે." સરળ ભાવથી મિસિસ વૉટ્સને નિમન્ત્રણ કર્યું.

"ભલે, ચાલો." અત્યંત પ્રસન્નતાથી મદનચંદ્રે નિમંત્રણ સ્વીકર્યું.

બગીચાની બ્હાર નીકળી તેમણે એક ટૅક્ષી ભાડે લીધી તથા લંડનના જે મહોલ્લામાં શ્રમજીવી માણસો રહેતાં હતા તે મહોલ્લામાં તેઓ ગયાં. મિસિસ વૉટ્સન અને મિસ વૉટ્સન સાથે મદનચંદ્રે તેમના ન્હાના પરંતુ સુસજ્જિત ગૃહમાં પ્રવેશ કર્યો.

હવે આપણે મિસિસ વૉટ્સન અને મિસ વૉટસનના જીવન ક્રમને કાંઇક અંશે જાણી લેવાની જરૂર છે.

મિસિસ વૉટ્સન ગરીબ માબાપની છોકરી હતી તથા તેની અઢાર વર્ષની ઉમ્મરે તે મિ૦ વૉટસન નામના સાધારણ સ્થિતિના યુવક સાથે પરણી હતી. મિ૦ વૉટ્સનનું વર્તન તેની યુવાવસ્થાના આરંભકાળથીજ ઘણું સ્વેચ્છાચારી હતું. રાત્રિ દિવસ તે શરાબના નશામાં ચકચુર રહેતો હતો. મિસિસ વૉટ્સન લગ્ન થતાં પૂર્વે એક હૉટલમાં નોકરી કરતી હતી તથા તેનુ વર્તન પણ વખાણવા લાયક તો નહોતુંજ. આમ હોવાથીજ તેણે વૉટ્સનની પત્ની થવાનું પસંદ કર્યું હતુ. પોતાની પચીસ વર્ષની લશ્કરી નોકરીમાં જોડાઇ વૉટ્સન પત્ની સાથે મુંબાઇ આવ્યો હતો. મુંબાઇમાં તેને બસો રૂપિયાનો માસિક પગાર મળતો હોવા છતાં પગારની બધી રકમ તે મોજશોખ ભોગવવામાં ઉડાવી દેતો હતો. મિસિસ વૉટ્સને મુંબાઇ આવ્યા પછી બે વર્ષે એલિસને જન્મ આપ્યો હતો. મિસિસ વૉટ્સન અત્યંત કષ્ટ વેઠી કટાળી ગઈ હતી. સાંસારિક ખરચ ચલાવવા જેટલી રકમ પણ તેને પતિ પાસેથી મળતી નહોતી. વળી પ્રથમથીજ તેનુ ચરિત્ર કલુષિત હતું. આમ હોવાથી મિસિસ વૉટ્સન આડો માર્ગ સ્વીકારી પોતાની આજીવિકા ચલાવતી હતી.

મિસ્ટર વૉટ્સન દિવસે દિવસે વિશેષ સ્વચ્છંદી થતો હતો. ઘરની કે કુટુંબ પરિવારની તેને ચિંતા નહોતી. તેના નશાનું પ્રમાણ દિવસે દિવસે વધતું ગયું તથા પોતાની એકત્રીસ વર્ષની ભર જુવાન ઉમ્મરે લીવરના દર્દથી તે અકાળ મૃત્યુ પામ્યો. એ વખતે એલિસની ઉમ્મર ચાર વર્ષની હતી પતિના મૃત્યુ પછી મિસિસ વૉટ્સન પાછી મુંબાઇ છોડી સ્વદેશ ચાલી ગઇ. તે ઘ[ણી] રૂપવતી હોવાથી અને લંડન જેવા શહેરમાં રૂપની કિમ્મત કરનારા ઘણા ઝવેરીઓ હોવાથી તેને અન્ન કષ્ટ તથા વસ્ત્ર કષ્ટ વેઠવું પડ્યું નહિ. એલિસની ઉમ્મર મ્હોટી થયા પછી તે દીકરી કમાઇથી પોતાની આજીવિકા ચલાવવાની અભિલાષા રાખ[તી] હતી. બે વર્ષથી એલિસ એક મ્હોટી કંપનીમાં "ટાઇપીસ્ટ" નોકરી કરતી હતી. સંધ્યાકાળે હાઇડ પાર્કમાં જઇ શિકાર શો[ધ]વાનો માતા પુત્રીનો ઘણા વખતથી વ્યવસાય હતો. મદનચંદ્ર મુખે તે એક રાજાનો પ્રાઇવેટ સેક્રેટરી છે એવું જાણી તે પોતાની જાળમાં ફસાવી નીચોવી નાખવાનો નિશ્ચય કરીને મિસિસ વૉટ્સને તેને નિમંત્રણ કર્યું હતું. વાર્તા પ્રવાહમાં આગળ વધવા માટે આટલો ટૂંક પરિચય બસ થઇ પડે તેમ છે.

જે મકાનમાં મદનચંદ્રે મિસિસ અને મિસ વૉટ્સન સાથે પ્રવેશ કર્યો તે સામાન્ય વર્ગનું હતુ. એ ગૃહની સાજસજ[ની] ઉપરથી તે સાધારણ સ્થિતિનાં માણસોનું નિવાસસ્થાન હો[ય] એમ લાગતું હતું. બેઠકખાનામાં એક રાઉંડ ટેબલ, થોડી ખુરસીઓ, એક કોચ અને એક ખુણામાં એક પિયાનો હતો. દિવાલ ઉપર શિષ્ટ માણસોને આંખો મીચી દેવી પડે એવ[ાં] શ્રૃંગારિક ચિત્રો ટાંગવામાં આવેલાં હતાં, છતાં એ ચિત્રોમાં પ[ણ] કળાને સ્થાન તો હતુંજ.

બેઠકખાનામાં જઇ બેઠા પછી મિસિસ વૉટ્સને મદનચં[દ્ર] જોઇ ન શકે એવી સાવધાનતાથી પુત્રીને અર્થ સૂચક સંકેત કર્યો પછી તેણે મદનચંદ્ર તરફ જોઇ હાવકું હાસ્ય કરી કહ્યુ "અમારા નામ આપના જાણવામાં આવ્યાં છે; હવે આપ[નું] નામ જણાવી અમને આનંદિત કરશો કે?"

"ઘણીજ ખુશીથી મ્હારૂં નામ રતિપતિરામ શર્મા છે આપ મ્હને 'શર્મા'ના ટૂંક નામથી બોલાવી શકશો. મદનચં[દ્રે] બનાવટી નામ કહ્યુ.

"આપ શા હેતુથી લંડન પધાર્યાં છો?" મિસિ[સ] વૉટસને પૂછ્યું.

"અમારા રાજા સાહેબે અહીંની એક વિખ્યાત ઝવેરી કંપનીમાં અલંકારો બનાવવાનું જોખમ ભરેલું કામ સોંપવા મ્હને મોકલ્યો છે. અલંકારો તૈયાર થતા એક મહિના જેટલો વખત લાગે તેમ છે ત્યાં સુધી મ્હારે અત્રે રોકાવાનું છે. વળી સ્ટેટ સેક્રેટરીને મળી અમારા રાજ્ય સંબંધી કેટલીક અગત્યની વાતચિત પણ કરવાની છે" પંદરેક દિવસથી અત્રે આવેલો હોવા છતાં હજી હુ સ્ટેટ સેક્રેટરીને મળી શક્યો નથી, કેમકે હમણાં તેઓ રાજકીય કાર્ય પ્રસંગે અમેરિકા ગયા છે." મદનચંદ્રે હડહડતો જુઠ્ઠો ઉત્તર આપ્યો.

"આપના જેવા એક મહાપુરૂષનું અમારા ગરીબ ઘરમાં આગમન થયેલું હોવાથી અમે અમને પોતાને ઘણાં ભાગ્યશાળી સમજીએ છીએ. મહાશય! અમારી સ્થિતિ સાધારણ છે, આપનો યથોચિત સત્કાર કરતા જતા કોઇ ત્રુટી થાય તો ક્ષમા આપજો"

મિસિસ વૉટ્સને કહ્યું.

"આપ સહજ પણ સંકોચ રાખશો નહિ. વિલાયતનાં શુકલવર્ણનાં માણસો ભારતવાસીઓ તરફ માન તેમજ શ્રધ્ધાની દૃષ્ટિથી ભાગ્યેજ જુએ છે એ નિયમમાં આપ અપવાદ રૂપ હોવાથી મ્હને સંતોષ થાય છે. ગરીબ તેમજ તવંગર સહુને એકજ પ્રભુએ ઉત્પન્ન કર્યાં છે. સંકુચિત મનનાં માણસોજ ભેદબુધ્ધિ રાખે છે. ખરી રીતે જોવા જતાં સમસ્ત માનવ જાતિ એ મહાપ્રભુનો એક બૃહદ્ પરિવાર છે." મદનચંદ્રે કહ્યું.

"આપ એલિસ સાથે બે ઘડી વાતચિત કરો હું નાસ્તા તેમજ ન્હાનો બંદોબસ્ત કરીને આવું છું. જો ભોજન લેવા રોકાશો તો અમને ઘણો આનંદ થશે." મિસિસ વૉટ્સને શિકારને વિશેષ કાળ સુધી રોકી રાખવાના હેતુથી કહ્યું.

"પ્રથમ પરિચયેજ આપે મ્હારા તરફ જે માયા દર્શાવી છે તેનો ઉપકાર કયા શબ્દોમાં દર્શાવવો એ મ્હને સુઝતું નથી. આપની ઇચ્છાનો અસ્વીકાર કરી હું આપને દુ:ખિત કરવા ઇચ્છતો નથી" મદનચંદ્રે સંમતિ દર્શાવી.

પુનઃ પુત્રીને અર્થસૂચક સંકેત કરી મિસિસ વૉટ્સન એ બેઠકખાનામાંથી ચાલી ગઈ. જતી વખતે મદનચંદ્રે દર્શાવેલી સંમતિ બદલ તે તેને ધન્યવાદ આપવાનું ભૂલી નહિ.

એ બેઠકખાનામાં એલિસ અને મદનચંદ્ર એકલાં પડયાં. એલિસ મદનચંદ્ર સાથે વાત કરતાં શરમાતી હતી. તેનો લજ્જાભાવ જાણવામાં આવતાં મદનચંદ્રે કહ્યું "મિસ વૉટ્સન! મ્હારી લજ્જા રાખવાની જરૂર નથી. આજથી તમે મ્હને તમારા ઘરના માણસ જેવો જાણજો."

"આપની આવી સહૃદયતા માટે ધન્યવાદ આપું છું." લજ્જાવતી એલિસે ટૂંક ઉત્તર આપ્યો.

"અહીં પિયાનો પડેલો હોઇ તમને સંગીતનો ઘણો શૉખ હોય એમ લાગે છે. કૃપા કરી મ્હને એકાદ ગાન સંભળાવશો કે?" વિહ્વળ દૃષ્ટિથી એલિસના રૂપમદિરાનું પાન કરતાં મદનચંદ્રે કહ્યું.

"પરંતુ આપે પણ મ્હને એકાદ ગાન સંભળાવવું પડશે. મ્હારી આ શરત કબૂલ છે?" સ્મિત મુખે એલિસે કહ્યું.

"તમારી હરેક ઇચ્છા પૂર્ણ કરવા હું તૈયાર છું." મદનચંદ્રે કહ્યું.

વિના વિલંબે રૂપસુંદરી એલિસ પિયાના પાસે ગઇ તથા તે કવિવર શેલીનું નિમ્ન લિખિત ગાન અત્યંત મધુર કંઠે ગાવા લાગી.

"The fountains mingle with the river
And the rivers with the ocean,
The winds of heaven mix for ever
With a sweet emotion.
Nothing in the world is single,
All things by a law divine
In one anotherms being mingle
Why not I with thine?"

અંગ્રેજી ભાષાથી અનભિજ્ઞ પાઠક પાઠિકાઓ આ ગાનનો આશય સમજી શકે એ હેતુથી અમે તેનો ગુર્જર અનુવાદ અત્ર રજૂ કરીએ છીએ.

**"ઝરણાં ભળે નદીમાં જઇ, નદીઓ તથૈવ સમુદ્રમાં સમીરો ભળતા સ્વર્ગના, કૈં મીઠી ઉર્મિંથી સદા ના એકલું કો સૃષ્ટિમાં, સ્વર્ગિય કો કાનૂનથી સૌ એક બીજામાં ભળે-તો કેમ હું તુંમાં નહીં ગિરિઓ ચુમે ઉંચું વ્યોમ જો! મોજાં પરસ્પર ભેટતાં માફી મળે ના પુષ્પને, જો બંધુને તરછોડતાં સૂર્યકર ભેટે ભૂમિ, ચન્દ્રપ્રભા ઉદધિ ચુમે શા કામનાં આ ચુંબનો સૌ જો મ્હને તું ના ચુમે?"***

રમણીય કંઠોચ્ચારિત એ ગીતનું પ્રત્યેક તાન જાણે વાયુ તરંગ સાથે નૃત્ય કરવા લાગ્યું. ગીત સાંભળી મદનચંદ્રે એલિસની સંગીત કુશળતાની અતિશય પ્રશંસા કરી. પછી એલિસના આગ્રહથી તેણે કવિ બર્ન્સરચિત 'My love is like a red-red rose' નામક વિખ્યાત ગાન ગાયું. અત્રે અમે એ ગાનનો કેવળ ગુર્જર અનુવાદ પ્રસિધ્ધ કરીએ છીએ.

**પ્રાણવિક પ્રિયતમા, જાણે ગુલાબ પુષ્પ,**
**નવીન વસન્તે વિકસિત;**
**મ્હારી છે એ પ્રાણપ્રિયા—મધુર રાગણી જેવી,**
**સુધા સ્વરે તાન લયે ગીત.**
**અપૂર્વ તું સુંદરી છે, મ્હારી ઓ પ્રેયસી બાલા,**
**પ્રેમ મ્હારો ઉંડો ગંભીર!**
**સકળ સિંધુનું જળ, જ્યાં સુધી સુકાશે નહિ,**
**રૌદ્ર તાપે ગળે ના ગિરિ;**
**ત્યાં સુધી પ્રણય મ્હારો, સદૈવ રહેશે સ્થિર**
**સેંકડો જન્માંતર ફરી.**
**વિદાય હું આપ હવે, સખિ! માત્ર થોડા દિન,**
**અંતરને દૃઢ કરીને;**
**સહસ્ર યોજનપથ દૂર હું જો ચાલ્યો જઇશ**
**તોય પણ આવીશ ફરીને.'૧**

એક બીજાએ ગાયેલાં આવાં પ્રેમ સંગીતથી લજ્જા અનેક અંશે ઓછી થઇ ગઇ. તેઓ પાસાં ટેબલ ના પડેલી ખુરશીઓ ઉપર જઈ બેઠાં. મદનચંદ્રના અંતરમાં રૂપોન્માદ ઉપજ્યો હતો, એલિસના રૂપમદિરાનું પાન કરી તે પ્રત્યેક ક્ષણે વિશેષ વિભોર બની જતો હતો. તેણે મૃદુસ્વરે પુછ્યું, "મિસ વૉટ્સન! તમારૂં લગ્ન થયું છે કે?"

---

* રા૦ અંદરશંકર નર્મદાશંકર કૃત અનુવાદ.
૧ રા૦ વ્રજલાલ ભાઇશંકર ઠક્કર કૃત અનુવાદ.

"ના" લજ્જાથી લાલચોળ બની જઈ સફેદ બંગાલીએ ઉત્તર આપ્યો.

"કોઈ ભાગ્યશાળી યુવકને તમે તમારા પતિ તરીકે પસંદ કર્યો છે કે?" મદનચંદ્રે પૂછ્યું.

આવા પ્રશ્નો પૂછવા એ સભ્યતાથી વિરૂદ્ધ છે પરંતુ મિસિસ વૉટ્સનનો હેતુ ઍલિસ જાણતી હોવાથી સભ્યતા તરફ દુર્લક્ષ કરી મદનચંદ્રના આવા અસભ્ય પ્રશ્નોના ઉત્તરો તે આપવા લાગી, તેણે કહ્યું, "ના",

'તમને હિંદુસ્તાનમાં રહેવું ગમે છે કે?"

"હા"

"હિંદી લોક તરફ તમે કયી દૃષ્ટિથી જુઓ છો? તેમને માટે તમારો કેવો મત છે?"

'ન્હાની ઉમ્મરે જ હું હિંદુસ્તાનથી, અહીં આવેલી હોવાથી મ્હને એ સંબંધીનો વિશેષ અનુભવ નથી પરંતુ મ્હારા માતુશ્રી હિંદુસ્તાન તેમજ હિંદુઓના વારંવાર ઘણા વખાણ કરે છે."

બરાબર આ વખતે મિસિસ વૉટ્સન નાસ્તો તથા ચાનો બંદોબસ્ત કરી બેઠકખાનામાં આવી તેના બેઠકખાનામાં આવ્યા પછી મદનચંદ્રે વાતચિતનો વિષય બદલી નાખ્યો કેટલીક આડી અવળી વાતચિતમાં સહુએ નાસ્તો તેમજ ચ્હાને ઇન્સાફ આપી દીધો પછી મિસિસ વૉટ્સને મદનચંદ્ર તરફ જોઇ કહ્યું, 'આપને નાટક જોવાનો શોખ છે કે?"

હા, હું પ્રત્યેક શનિવારે નાટક જોવા જાઉં છું

ત્યારે અહીં આવું પડ્યું હોવાથી આજે આપના કાર્યક્રમનો ભંગ થયો છે, પરંતુ આપ ગુજારો તકલીફ આપની ઇચ્છા હશે તો આપ અહીંથી નાટક જોવા જઇ શકશો મ્હારી ઍલિસને પણ નાટક જોવાનો ઘણો શોખ છે

આ વખતે ઍલિસે કહ્યું, 'આજે ગેઇટી થીએટરમાં એક નવું નાટક અભિનીત થનાર છે. મ્હેં સાંભળ્યું છે કે, એ નાટક ઘણું ઉત્તમ છે."

'જો તમે મ્હારી સાથે આવતા હો તો આપણે આજે એ નવીન નાટક જોવા જઈએ જતા જતા કોઈ સારી હૉટલમાં આપણે ભોજન કરી લઇશું, નાટક પૂર્ણ થયે હું, તમને અહીં મૂકી જઇશ તમે સાથે હશો તો મ્હને વિશેષ આનંદ મળશે" મદનચંદ્રે ઍલિસ તરફ જોઇ કહ્યું

'માતાની રજા હોય તો મ્હને આપની સાથે આવવામાં કાંઇ હરકત નથી' ઍલિસે લજ્જિત ભાવથી કહ્યું

મિસિસ વૉટ્સનને એટલું જ જોઇતું હતું તેણે તત્કાળ સંમતિ દર્શાવી મદનચંદ્રે મિસિસ વૉટ્સનનો ઉપકાર માન્યો અને ટેલિફોનથી 'ગેઇટી' થીએટરની એક બોક્સ રિઝર્વ કરાવી

મિસિસ વૉટ્સનના કહેવાથી ઍલિસ ઘરમાં જઇ સુંદર પોશાક પહેરી આવી. મદનચંદ્ર ઍલિસની સાથે બહાર નીકળી પડ્યો.

અપૂર્ણ




લખનાર—રા. ચંદુલાલ છોટાલાલ મહેતા.

વિજયનગરના વૃદ્ધ રાજા વિજયસિંહને પરિવારમાં બે પુત્રો અને એક પુત્રિ હતા. પાટવી કુમાર અભયસિંહ બાલ્ય વયથીજ ધર્મ ધુરંધર પંડિતોના સહવાસમાં ઉછરેલા હતા. પૂર્વ ભવના સંચીતથી અને આ ભવે બાલ્યવયથી ધર્મગુરૂએ આપેલ શિક્ષણના પ્રભાવે, સાહિત્ય પ્રેમી અભયસિંહની ધાર્મિક લાગણીઓના અંકુરો વૃક્ષ રૂપે ફાલી રહ્યા હતા. સત્યપ્રિય, નીતિનીપુણ અભયસિંહ ઇંદ્રિયદમનમાં એક્કો હતો. અને તેની સાખીતીમાં અવિવાહીત અવસ્થાનીએ રાજ્યપાટ અને સંસાર વહેવારની જંજાળ છોડી સંન્યસ્ત ગ્રહણ કર્યું હતું, કંઇ દૂર દૂર હિમાલયની તળેટીએ જઇ યોગ સિધ્ધિ પ્રાપ્ત કરી હતી.

કેટલાએ વર્ષો બાદ પોતે મેળવેલ જ્ઞાનનો લાભ સારી જનતાને આપવા, બની શકે તેટલો પરોપકાર કરી યોગ સિદ્ધિ સફળ કરવા, તે દેશમાં પર્યટન કરવા નીકળી પડ્યો.

ફરતાં ફરતાં, સુભાગ્યે કહો કે કમ ભાગ્યે—પોતાનાજ પિતાના શહેરમાં આવી ચઢ્યો. જન્મભૂમિ!! અહા! જનની જન્મભૂમિ તરફ ઘણે વર્ષે પગલા મુકતાં કોને હર્ષની ઉર્મિઓ નહીં ઉછળી હોય?! પણ આપણા અભયસિંહને હર્ષશોક સમાન હતા.

એજ શહેર, એજ રસ્તાઓ, એજ વસ્તી. પણ પંદર વર્ષના કાળ ચક્રે કેટલું બધું પરિવર્તન!! ગાડાં અને ઘોડાગાડીને બદલે મોટરલોરી અને મોટરો દોડાદોડ કરી રહ્યા હતા. ટ્રામ, ટ્રેન, વિજળી, ટેલીફોન વિગેરે દરેક પાશ્ચાત્ય સુધારાઓએ શહેરને ઘેરી લીધું હતું!! હૃષ્ટપુષ્ટ શાંતિપ્રિય વેપારી વાણીઆઓની જગાએ માઇકાંગલા ધાધલીયા સટોરીઆઓ દોડાદોડ કરી રહ્યા હતા!!

પિતા પાસે જતાં ફરી સગાંવહાલાંઓના સ્નેહબંધનમાં જકડાવા કરતાં અજાણ્યા થઇ ધર્મશાળામાં વાસ કરવો હિતકર લાગ્યો.

રસ્તે ચાલતાં એક બારીમાં, યુવાવસ્થાને અંગે ઉભેલી વિલાસી લલના પર નજર પડી. દ્રષ્ટે દ્રષ્ટ મળતાં...થઇ ચુક્યું.

ચંદ્રિકા, સંયુક્ત કુટુંબે તરછોડેલી એક બ્રાહ્મણ બાળવિધવા, ઉદર નિર્વાહના અન્ય સાધનના અભાવે, ગાનારી બની હતી! ફક્ત ગાનારીજ. હજુ સુધી તેનું બ્રહ્મચર્ય અખંડ હતું. અને આખી જીંદગી અખંડીત રાખવાનું તેનામાં મનોબળ હતું. અન્ય ધાર્મિક પ્રવૃત્તિઓમાં તેની એક એવી પ્રતિજ્ઞા હતી કે પ્રતિદિન એક સંત સાધુ જમાડ્યા પછીજ પોતે જમવું. કંઇએક દિવસો સુપાત્ર સાધુ નહીં મળતાં તેણે ઉપવાસ પણ કરેલા.

નિત્યનિયમ મુજબ [illegible] તે [illegible] બારીમાં

ઉભી હતી ત્યાં તેની નજર અભયાનંદ (અભયસિંહ) ઉપર પડી.

તેના અખંડ બ્રહ્મચર્ય અને તપોબળના તેજમાં અંજાઇ જઇ, દાસીને તેને બોલાવવા મોકલી. અભયાનંદને આટલુંજ જોઇતું હતું. તે તુરત ઉપર આવ્યો.

ચંદ્રિકાએ માનપૂર્વક નમન કરી બેસાડ્યો. પછી સ્નાનાદિ કરાવી, બ્રાહ્મણ પાસે બનાવેલ રાજવંશી રસોઇનો થાળ તેને માટે પીરસાવ્યો, અને પોતે હાસ્યયુક્ત મીઠી વાતો કરતી સામે બેસી આગ્રહથી ખુબ ભોજન કરાવ્યું.

અભયાનંદ, આવો રાજવંશી ઠાઠ, આવી સુંદર રસોઇ અને તે આગ્રહથી જમાડનાર લાવણ્યરૂપી લલનાને જોઇ ભાન ભૂલ્યો. તેણે તો માની લીધું કે આ ચતુરા વિષય વાસનાની અભીલાષિણી અને તે માટેજ તે મારો આટલો સત્કાર કરે છે. અને મારા પણ સુભાગ્ય (?!) કે હુંજ નજરે ચડ્યો.

ચંદ્રિકા તેના હૃદયની ભાવના જાણી ગઇ પણ તે અડગ હતી. સાધુના વેશમાં ફરનાર સ્વતાનોની સાથે તેને કામ પડેલું પણ પોતાના સતિત્વના પ્રતાપે તે અત્યાર સુધી અપીચલિત રહેલી.

ભોજન સમાપ્ત થયે અભયાનંદને વિવિધ શણગારોથી અલંકૃત એક શયનગૃહ સોંપવામાં આવ્યું. અને કંઇ હુકમ હોય તો ફરમાવી નિરાંતે આરામ લેવાનું સુચવવા ચંદ્રિકા આવી ઉભી;

હુકમ બીજો શું હોય? અઘટિત માગણી!!

ચંદ્રિકા અડગ હતી. પણ બળે ન લાગે તે લાકડી કળે ભાંગવા, તેને રાત્રિનું વચન આપી હાથ તાલી આપી જતી રહી. તેને ઇશ્વરપર સંપૂર્ણ ભરોસો હતો કે તે અનાથોનો નાથ હરેક પ્રકારે તેની લજ્જા રાખશે.

રાત્રિ ભોજનથી પરવારી અહીં તહીંની વાતો કરતા બેઠા હતા, અભયાનંદ ઘણો અધીરો થતો હતો કે ક્યારે વખત થાય અને જલ્દી પોતાની મનઃકામના પરી પૂર્ણ થાય. જ્યારે ચંદ્રિકા જાણી બુઝીને વખત વીતાવતી હતી.

એકાએક રાજદૂતે આવી રાજઆજ્ઞા સંભળાવી કે વૃધ્ધ રાજાજીનું મન ઉદ્વેગમાં હોઇ તેના રંજનાર્થે ઉસ્તાદને સાથે લઇ રાજ્ય મહેલ પર બોલાવે છે.

ચંદ્રિકાએ અભયાનંદને દિલગીરી સાથે રાજ આજ્ઞાનું ગાંભિર્ય સમજાવ્યું અને તેને એકલા છોડી જવું પડે છે તે માટે ક્ષમા ચાહી, બે ત્રણ કલાકમાં પાછા આવવાનું વચન આપી સાજ તથા ઉસ્તાદ વિગેરેને સાથે લઇ રાજમહેલ પ્રતિ પ્રયાણ કર્યું.

વૃધ્ધ રાજા વિજયસિંહની શિથિલ ઇંદ્રિઓએ પોતાનું કાર્ય બજાવવાનું છોડ્યું હતું. તેને નિયમસર ભુખ કે નિંદ્રા ન હતી. વધારામાં સ્ત્રી અને વડીલ પુત્રના વિયોગે તેના મનને ઉદ્વિગ્ન બનાવ્યું હતું. જ્યારે જ્યારે મન વિચાર વમળમાં અટવાતું નિંદ્રા દેવીના આગમનમાં ખલેલ કરે ત્યારે તે ચંદ્રિકાને બોલાવી બે ગાયનો સાંભળી રાહત મેળવતો અને તે બદલ ચંદ્રિકાને

[illegible]

તે ક્યારે બોલાવતો અને કેટલું બોલતો તેનો કંઈ નિયમ નહોતો. કોઈ વખત મધ્ય રાત્રિએ બે કે ચાર વાગે બોલાવતો, કોઈ વખત આખી રાત્રિ સાંભળતો બેસી રહેતો.

આજે પણ ગાયન ચાલી રહ્યું છે. રાજા ચિંતાગ્રસ્ત નેરાશ વદને સામું જોઈ બેસી રહ્યો છે. લઘુ પુત્ર તથા પુત્રી પણ એક ચિત્તે સાંભળતા બેઠા છે. ચંદ્રિકા મધુર કંઠે સમય સમયના રાગ રાગણી છેડી રહી છે. ઉસ્તાદજી તાન-પલટા અને આલાપ આપતા સિતાર પર આંગળીઓ નચાવી રહ્યા છે. તબલચી નંરધા પર તાલનો ઠેકો મારતો શરીરના સાંધેસાંધાને એવા આંચકા મારે છે કે જાણે હીસ્ટીરીયા થયો હોય.

ચંદ્રિકાએ કલાક બે કલાક કરતાં બાર વાગ્યા સુધી ફેરવી ફેરવીને ગાયું. પોતાની બની શકતી બધી કળાઓ વાપરી નાખી પણ રાજાની મુખમુદ્રામાં કંઈ ફેરફાર ન થયો. ન તો તેને નિંદ્રા આવવાની કંઈ નિશાની દેખાઈ કે નહીં તેની ગમગીની ખુશાલીમાં ફરવાઈ. એજ બસ ચિત્તે તે સામેની દીવાલપર જોતો બેસી રહ્યો.

કુમાર અને કુમારીકા પણ પિતાજીના નિંદ્રાધીન થવાની રાહ જોતા બેસી રહ્યા. દરરોજ તો એક બે ગાયનો સાંભળી પોતાના શયનગૃહોમાં ચાલ્યા જતા પણ આજે તો કંઈ ખાસ કારણ હોય તેમ વ્યાકુળ ચિત્તે બેસી રહ્યા. તેમને પણ ગાયનમાં રંગ નહોતો. ચંદ્રિકા ગમે તેટલી કુશળતાથી આલાપ આપે પણ આજે તેને 'વાહવાહ' જેટલો શબ્દ ઉચ્ચારી કોઈ પ્રોત્સાહન આપે તેમ નહતું.

આખરે ચંદ્રિકા કંટાળી. અથાગ પરીશ્રમથી પ્રત્યેક અંગ ... દથી આર્દ્રહિત થઈ ગયું. કંઠમાં શિથિળતા આવી. વળી મકાનપર સંન્યાસીને એક બે કલાકમાં પાછા આવવા વચન આપેલું તેને બદલે અહીં તો બાર—એક—બે વગ્યા, અને હજુ ક્યારે રજા મળશે તે નક્કી નહીં ! !

અહીં સન્યાસી રાહ જોઈ રહ્યા છે. એક બે કલાકને બદલે મધ્ય-રાત્રિ વીતવા આવી છતાં ચંદ્રિકા હજુ પાછી ન આવી એટલે પોતાની અધીરાઈની સાથે રાજવંશીઓને માટે શંસય ઉત્પન્ન થયો. રાજ્ય મહેલનું રાત્રિરહસ્ય નિહાળવાની ઇચ્છા થતાં તે તુરત બહાર નીકળ્યો. રાજ્યમહેલના છુપા રસ્તાઓથી સંપૂર્ણ માહીતગાર હોવાથી નિર્વિઘ્ને જ્યાં ગાનતાન ચાલી રહ્યું હતું તે રૂમની બારી બહાર ડોકીઉં કરી ઉભો રહ્યો.

મધ્યરાત્રિના શાંત વાતાવરણમાં ગાયનની મીઠાવટ જામી છે ત્યાં એકાએક ચંદ્રિકાની નજર બહાર બારીમાંથી ડોકીઉં કરતા સન્યાસી પર પડી...થઈ ચુક્યું ! !

ગાયનની આમીઠાવટમાં આખા શરીરમાં રોમાંચ સાથે એક કંપારી છુટી—કંપારી સાથે આલાપનો તાલ ચુકી ! ! તુરતજ આંખ ફેરવી લઈ ઉસ્તાદ સામે જોયું. ઉસ્તાદે કરડી નજરે સંજ્ઞા કરી. તુરત આત્મસંવરણ કરી તાલ મેળવી લીધો.

ઉસ્તાદને આખી રાત્રિની મહેનત થોડા વખત માટે બાજુ જતી જણાઈ. ચંદ્રિકાને સમશ્યામાં સમજાવવાનું ઉચિત ધારી ગાનની એક તરજને છેડે પોતાના બુલંદ અવાજે એક બયત્ ઉપાડી લીધી.

> બહેત ગઈ થોડી રહી, વા–મેં ધરિયડી જાય;
> મનકી સો મનમેં રખો, નહીં તો ફીર પસ્તાય.

આની આ બયત ઉલટપાલટ પલટા સાથે ફેરવી ફેરવી એકેક અક્ષરપર વારા ફરતી ભાર દઈ ત્રણ ચાર વખત ગાઈ.

બયતે જાદુઈ અસર કરી ! ! એકાએક રાજા વિજયસિંહની બધી ગમગીની ઉડી ગઈ. ખુશાલીથી 'વાહ વાહ !' પોકારી ઉઠ્યો. અને બદલામાં કંઠમાંથી મુલ્યવાન મોતીની માળા કાઢી ઉસ્તાદના ચરણે ધરી.

રાજા કંઈ ખુલાસો કરે તે પહેલાં બહાર ઉભેલ સંન્યાસી તુરત અંદર દોડી આવી ઉસ્તાદના ચરણોમાં ઢળી પડ્યો !

*બધા આશ્ચર્યમાં ગરકાવ થયા કે આ સંન્યાસી કોણ ? અત્યારે મધ્ય રાત્રે અહીં મહેલમાં આવવા શી રીતે પામ્યો ?* અને વળી આવા વખતે રંગમાં ભંગ પાડવાનું–શું કારણ ? કંઈ દીવાનો તો નહીં હોય ? રાજા જરૂર તેને કંઈ ભારે શિક્ષા કરશે !

રાજા કંઈ પણ સવાલ પુછે તે પહેલાંજ અભયાનંદ બોલી ઉઠ્યો "પિતાજી યાદ કરો ! વરસો પહેલાં આપનો પ્રથમ પુત્ર અભયસિંહ સંન્યાસી થઈ યોગ સિધ્ધિ કરવા ચાલ્યો ગયો છે. તેજ અભયસિંહને આત્મ સંયમના ઉચ્ચ શિખરેથી અધોગતિની ઉંડી ગર્તામાં પડી જતાં આ ઉસ્તાદજીની એક બયતે બચાવ્યો છે ! !" કહી પોતાનો સર્વ વૃતાંત કહી સંભળાવ્યો.

રાજાએ પોતેજ આ બયતનું ગાંભીર્ય સમજી રાજ્ય રૂપી જંજાળ છોડી, રહી સહી જીંદગીનું ઇશ્વર સ્મરણ કરી સાર્થક કરવા નિશ્ચય કર્યો હતો. તેમાં વિયોગી પુત્રનું મીલન, અને તેના અધઃપતનનો અટકાવ જાણી ઉસ્તાદ પર વધારે ખુશી થયો અને તેને આ બયત-ગાવાનું કારણ પુછ્યું.

કારણમાં ઉસ્તાદે જણાવ્યું કે તે બયત મેં ચંદ્રિકાને અનુલક્ષીને ગાઈ હતી. તેણે અને અમો બધાએ આપનું દિલ બહેલાવવા પાંચ કલાક સુધી અથાગ પરિશ્રમ ઉઠાવ્યો, બની શકે તેટલી બધી કળાઓ વાપરી છતાં આપની ગમગીની ઓછી નહીં થતી જોઈ ચંદ્રિકા સ્હેજ કંટાળી તેમાં આ મહાત્માને જોઈ તાલ ચુકી. એટલે મારે તેને બયતદ્વારા એમ જણાવવું પડ્યું કે ઘડી બે ઘડી માટે આખી રાત્રિની મહેનત પર પાણી ન ફેરવ. રાત્રિ બહુ વખ સુધી બેઠા છે અને હવે બહુ તો પા અરધી કલાકમાં ઉઠશે જોઈએ. તો ધ્યાન નહીં ચુકતાં મનની જે કંઈ અભિલાષાઓ હોય તે મનમાં રહેવા દે નહીંતર જો જરા પણ ચુકી તો રાજાજી સારા કામને માટે જે કંઈ ધનાદ્ય આપવાના હશે તે ગુમાવીશ અને વધારામાં મહારાજ ગુસ્સે થશે તો નોકરીમાંથી રૂખસદ મળશે અને પાછળથી નાહક પસ્તાવું પડશે !

આ ખુલાસો સાંભળી રાજાજી વધારે ખુશી થયા. અને કંઈ વધારે ઇનામ આપવાની વાત ઉચ્ચારે ત્યાંજ લઘુ કુમાર વચ્ચે આવી એકદમ ઉસ્તાદજીને ચરણે નમી પડ્યો.

બધા આ જોઇ વધારે આશ્ચર્યમાં પડી ગયા. રાજાએ કુમારને ઉભો કરી આમ કરવાનું કારણ પુછ્યું તેના જવાબમાં કુમારે કહ્યું. "પિતાજી ! આ ઉસ્તાદજીનો જેટલો ઉપકાર માનું, તેટલો ઓછો છે. તેણે આજ મને એક અઘોર કર્મ કરી રૌ રૌ નર્કનો અધિકારી થતો બચાવ્યો છે !"

"તે શી રીતે !"

"માફ કરો પિતાજી ! મારા વડીલ બંધુએ તો સંન્યાસ્ત ગ્રહણ કરી યોગસિદ્ધિ પ્રાપ્ત કરી પોતાની જીંદગીનું સાર્થક કર્યું છે. પણ હું તદન જુદાજ વાતાવરણમાં ઉછરેલ છું. હલકી વર્ણના ખુશામતિયા પાસવાનોની સોબતમાં ઉછરી, હું દરેક કુટેવોનો ગુલામ બન્યો છું ! અને તે તે કુટેવોને પોષવાને આપના તરફથી મળતું વેતન ઘણું ઓછું પડતું. વધારે પૈસા જોઈએ અને તે આપના હુકમ સીવાય ન મળે.

વળી મારી કુટેવોની આપને ખબર પડે તો આપ મને ચડીના છુટા ભાગમાં ઉરાડી મુકો. આવાં બધાં કારણોથી હું આપના શીઘ્ર અવસાનની રાહ જોતો હતો પણ જેમ જેમ હું અધીરો થતો તેમ તેમ આપનું આયુષ્ય લંબાતું. આવા સંજોગોમાં નીચ મિત્રો તરફથી આપનું ખૂન કરવાની મને હીચકારી સલાહ મળી !! અને ઓહ ! પિતા !! સત્તાના લોભે તેને પ્રોત્સાહન આપ્યું !!

તે મુજબ, આજે રાત્રિના આપના નિંદ્રાધીન થાઓ તે વખતે આપનું ખૂન કરવાના આશયથીજ હું અહીં રાહ જોતો બેઠો હતો. અને આટલા મોડે સુધી આપને નિંદ્રા નહીં આવવાથી હું બહુજ અધીરો થતો હતો ત્યાં આ ઉસ્તાદજીએ બયત ગાઈ અને તેથી હું સંપૂર્ણ શુદ્ધિમાં આવ્યો કે આપ હવે જીવ્યા તેટલું થોડુંજ જીવવાના છો ? તો પછી આટલા વરસ સબુરી પકડી તેમ એક બે વરસ વધારે, વળી પિતૃ હત્યા રૂપી જીંદગી ભરની કાળી ટીલી લઈ ઘોર નર્કમાં જવું તેના કરતાં સત્ય હકીકત આપને કહી આપના હાથે સ્વર્ગમાં જવું તે વધારે ઉચિત લાગવાથી આ બીના આપને કહી છે માટે યોગ્ય શિક્ષા ફરમાવો !!"

આમ કહી કુમારે માથું ઝુકાવ્યું.

રાજાએ તેને ઉભો કરી છાતી સરસો ચાંપ્યો અને માફ કરતાં કહ્યું. "કંઈ ફીકર નહીં. તું પોતેજ તારી ભૂલને સમજી જઈ પશ્ચાતાપ કરતાં માફી માગે છે એટલે તું ક્ષમાને પાત્રજ છે. વળી આજથી આ રાજ્ય અને અને સત્તા તારી છે. હું આ ઉસ્તાદના સુવાક્યથીજ આવતી કાલથી વાનપ્રસ્થ થવાનો છું. માટે નીતિથી રાજ્ય ચલાવી પ્રજાને પ્રેમથી સંભાળજે." કહી તેને બાજુમાં બેસાડ્યો.

તે બેઠો કે તુરતજ, કુમારી અત્યાર સુધી જ્યાં બધો તાલ ચુપચુપ બેસી જોઈ રહી હતી, તે ઉભી થઈ અને પોતાના શરીરપરના જર જવાહીર કાઢી ઉસ્તાદજીના ચરણોમાં ધરી દઈ ચરણે નમી પડી !

આ વળી નવું નાટક જોઈ સૌ વધારે અજાયબ થયા. ઉસ્તાદે તેને તેમ કરતાં અટકાવી એટલે તે પોતાનો વૃત્તાંત જણાવવા લાગી.

"પિતાજી ! અત્યંત વાત્સલ્ય પ્રેમને વશ થઈ આપ અત્યાર સુધી મારા વિવાહનો બંદોબસ્ત કરતા ન હતા. મને પરણાવી સાસરે વળાવો તો મારો મતૃ માતુશ્રીનો વિયોગ આપને વધારે સાલે તે વાસ્તવિક છે. પરંતુ તેની સાથે મારી ઉભરતી જુવાનીનો આપે વિચાર કરવો જોઇતો હતો. યથાસમયે કુદરતે કુદરતનું કામ કર્યું. હાથે હાથનો સાક્ષી શોધી કાઢ્યો અને હું સરદાર પુત્ર રાયમલ્લ સાથે પ્યારમાં પડી. સરદાર પુત્ર સાથે મારાં લગ્નને આપ હરગીઝ અનુમોદન ન આપો એ સ્પષ્ટ હતું છતાં હું ભાન ભૂલી અને અધોગતિનું બીજ વવાયું બીજ વૃક્ષરૂપે ફેલવાની તૈયારી થતાં અમો બેઉ ચેત્યા અને મળી શકે તેટલું જરજવાહીર હાથ કરી નાસી જવા સંકેત કર્યો.

સંકેત મુજબ નાસી જવા માટે આજે રાત્રેજ હું આપના નિદ્રાધીન થવાની રાહ જોતી અહીં બેઠી હતી. પરંતુ જેમ જેમ હું અધીરી થતી હતી. તેમ તેમ આપને નિંદ્રાના કોઈ ચીન્હ દેખાતાં ન હતાં. તેવામાં આ ઉસ્તાદજીએ બયત ગાઈ.

બહોત ગઈ થોડી રહી, વા-મેં પલ્ટિ જાય;
મતાકી સો મનમેં રખો, નહીં તો ફીર પસ્તાય.

હવેજ હું સમજું છું કે મેં ઉતાવળા થઈ કંઈ પગલું ભર્યું હોત તો આપને અને મને બેઉને નામોશી લાગત અને કુદરતે જે નિર્માણ કર્યું છે તે તો બન્યા વિના ન રહેત. હું ખરેખર ગુન્હેગાર છું માટે મને યોગ્ય શિક્ષા ફરમાવો."

વિજયસિંહ આ સાંભળી ગળગળો થઈ ગયો અને પુત્રીને છાતી સરસી ચાંપી કહે." પુત્રી મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. વળી આ બાબતમાં તારા કરતાં હું વિશેષ દોષને પાત્ર છું. કારણ કે તારી યુવાવસ્થા તરફ બીલકુલ લક્ષ નહીં આપતાં તારા વિવાહ માટે અત્યાર સુધી કંઈ બંદોબસ્ત ન કર્યો તેનું આ પરિણામ છે. માટે શાંત થા ! થોડા દિવસમાંજ રાયમલ્લ સાથે તારાં લગ્ન થશે."

આમ કહી ઉસ્તાદને યોગ્ય પારીતોષક આપી વિદાય કર્યો.

બીજે દિવસે નાના પુત્રને રાજ્ય સોંપી કુમારીના વિવાહનો યોગ્ય બંદોબસ્ત કરી, વિજયસિંહ વાનપ્રસ્થ થઈ આત્મઆનંદને સાથે લઈ ચાલી નીકળ્યો.

એક સુવાક્યનો કેટલો પ્રતાપ !! એકી સાથે પાંચ જણ સુધરી ગયા !!!

સંપૂર્ણ

સે મોકલવાનો વિચાર કર્યો છે. અને તેથીજ હું તે એકાએક આમંત્રણ કરૂં છું કે માઇ મત આપવા પહેલાં જરાં મારી વળચંડીની સલાહ લેજો જા નહીં તો તારી સલાહ કોડી કીમતી પણ રહેવાની નથી.

ડવાડીઆંની ફીલમો.

ઇમ્પીરિયલઃ—નીરબાળાનું બીજુ અઠવાડીયું પૂરૂં થયું ગઇ અથી લક્ષ્મી પીકચર્સની વીમળાવહુ શરૂ થઇ કેમ સાહેબો જાગ્યોરથી. કાઢે ચરો લાગ્યો કે શું?

મેજેસ્ટીકઃ—પંદર પંદર અઠવાડિયાં ચાલેલી ફિલમ "થીફ ઓફ બગદાદ"ની નકલ ગૌડ બંગાલ બીજું અઠવાડીયું લઇ ક્યારે શાંત થતાં. ચંદ્રરાવ મોરેના ચપકાટ પછી યુનાઇટેડ કચર્સ સીન્ડીકેટ નવી ભેટ છત્રપતિ સંભાજી લઈ ગઇ કાળથી જુ થઈ છે.

કુહ્નારાઃ—"ભાઇ કંઇ કહે" તો કેઃ—"તેનું તે" ખરેખર કેવત ખોટી નથી કે "ધણી વીનાનાં ઢોર સૂનાં."

ગ્લોબઃ—ખોટી હરિફાઈને દૂર મૂકી જ્યારે બીજી બધી ટરો દેશી ફીલ્મો પાછળ પડી છે ત્યારે આ ભાઈ અંગ્રેજી રિયલો પર સીરિયલો લાવતો જોનારા વર્ગને પોતા તરફ ખેંચતોજ રહ્યો છે. તેનો પ્રિન્સેસ ફીરોઝનો બીજો હપ્તો શુક્રવારે રો થઇ શનીવારથી ત્રીજો હપ્તો શરૂ થયો છે. એટલામાં તો ણી આગળથી પાથેની નવી સીરિયલ માટે નક્કી પણ કરી મૂક્યાનું જણાવે છે. એટલું તો કહેવાય કે સીરિયલ ચૂંટી પસંદ કરવાની શક્તિ તે ભાઇમાં ગજબની છે. જો જો ક્યાંક વખાણ સાંભળીને બહેકતા. માથે બરફ રાખી "કરતા હોય સોઇજી મે, મોર ન કીજે કગ્ગ, (નહિતો) માથું રહી જાય શેવાળમાં, ને ચે રહી જાય પગ."

## નાટકના સમાચાર

થોડા વખતની વિશ્રાંતિ લઇ કુમ્ભાશ્રણીઓટરમાં ડૂબકી મારી બેઠેલી આર્ય નાટક મંડળી અમદાવાદમાં ફરી ફરી નીકળેલી સંભળાય છે.

મુંબાઇની હવા માફક ન આવવાથી પારશી ઇમ્પીરિયલ સુરત હવા ફેર કરવા ગઇ છે.

આર્ય નૈતિક કરાંચીનો કાંઠો મૂકી થોડાક વખતમાં વડોદરાને વાસે દેખા દેશે એમ સંભળાય છે વળી ત્યાંથી નવો ખેલ લઈ મુંબઈમાં દેખાવ દેશે એમ પણ આ ખબર આપનાર જણાવે છે.

શ્રી આર્ય સુબોધ નાટક મંડળી મુંબઇનું સ્થાણી પણું મૂકી અમદાવાદની ઉડતી તપાસ લેવા જાય છે એમ જાહેર ખબરો કહે છે.

દેશી નાટક મંડળી વીરપૂજન કરી હવે સમાજસેવાનો ઝુંડો ઉડાવવા લાગી છે.

---

સાહિત્ય પરિષદના સમાચાર-ઉપરોક્ત પરિષદની સ્ત્રીઓની સભા "ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળ"ના હોલમાં સૌ. તાપીબેઈ શીવ ર મોતીવાળાના પ્રમુખપણે તા. ૨૭ મીએ ભરાઈ હતી—

# ચર્ચાપત્ર

## વિદેશી ફિલ્મો.

વિદેશી ફિલ્મોની અપૂર્વ ફતેહ, અને તેઓની ઉત્તમતાનાં ઘણાં કારણોમાંનું એક તો એ છે કે એ કંપનીઓ પુષ્કળ દ્રવ્ય ખર્ચી શકવાની સ્થિતિમાં હોય છે. તેમની પાસે પુષ્કળ મુડી વિપુલ સાધનો, અને સારા લેખકો હોય છે. અનેક પ્રસંગોએ તેમને સરકારની મદદ પણ મળે છે. તેમની ફિલ્મો એક વાર તૈયાર થયા પછી પૃથ્વીના ઘણાં ભાગોમાં સ્ક્રીન થાય છે, અને તેથી, ફિલ્મ ઉતારતી વેળાએ થયેલ અનહદ ખર્ચનો પણ બદલો મળી જાય છે. એ પ્રમાણે પૈસાની છુટ, એ વિદેશી કંપનીઓની ઉત્તમતાનું મુખ્ય કારણ છે.

આ ઉપરાંત, પરદેશીઓની સાહસિક વૃત્તિ, તેમની મહત્વકાંક્ષા, તથા ઉત્તરોત્તર સરસ ચિત્રો તૈયાર કરવાની તેમની ઉત્કંઠા,—આ સર્વ પણ તેમનાં ચિત્રોને એક એકથી અધિક સરસ બનાવે છે.

તેમની સાહસિક વૃત્તિ, તથા આબેહુબ દેખાવોની પ્રકૃતિ લેવાની તેમની ઉત્કંઠા નીચે ન્હાનો લેખ લખ્યો છે. તેની કેટલીક વિગતો જાણવા જેવી છે.

"પેમ્પર્ડ યુથ" નામની ફિલ્મમાં એક ઘરમાં આગ લાગવાનો સીન આવે છે. પ્રેક્ષકોને આબેહુબ ચિતાર—શોક—આપવા માટે, કંપનીએ પાંચ માળનું એક મકાન ખાસ ખરીદ કર્યું, અને ત્યાર પછી તેને આગ લગાડવામાં આવી, અને તેની ફિલ્મ ઉતારવામાં આવી. એ જબરજસ્ત મકાન ઘડીવારમાં બળીને રાખ થઈ ગયું, અને સીનેમા પ્રેક્ષકોની દૃષ્ટિ સમક્ષ એ સીન માત્ર ત્રણ કે ચાર મિનિટ રહ્યો!!

આબેહુબ વાતાવરણ અને સંયોગો ઉપસ્થિત કરવા માટે "રોબીન હુડ"માંનો કિલ્લો, "હંચબેક"માંનું નૉટ્રી ડેમ કેથેડ્રલ," "ફુલીશ વાઇવ્સ"માં મોન્ટીકાર્લોનું કેસિનો, અને "થીફ ઓફ બગદાદ"નાં અદ્ભુત મહાલો અને અત્યંત રમણીય સ્થળો—એ દૃષ્ટાંતો પૂરતાં છે.

"જગરનોટ" નામની ફિલ્મમાં એક ટ્રેનને નદીમાં પડી જઈ ડુબી જવાનો સીન દેખાડવાનો હતો. તેને માટે એક ખાસ ટ્રેન ખરીદવામાં આવી, નવી લાઇનો નાખવામાં આવી, અને એક નદીપર એક પૂલ જેને માટે ઇજનેરોએ ખાત્રી આપી હતી કે ટ્રેનનો ભાર આવતાં તે પૂલ જરૂર તુટી પડશે—બાંધવામાં આવ્યો. ત્યાર પછી ટ્રેન ગતિમાં મુકાઈ, અને પૂલ આવતાં પહેલાં ડ્રાઇવર પોતાની જીંદગી બચાવવા જમીનપર કુદી પડ્યો, આખી ટ્રેન જેવી પૂલ પર આવી, કે એક ક્ષણમાં તે જંગી પૂલ તુટી પડ્યો. અને તે એંજિન, ડબ્બા, સર્વ એક પળમાં નદીના પાણીમાં અંતર્ધાન થઇ ગયાં—અને પ્રેક્ષકોની દૃષ્ટિ સમક્ષ તો આ સીન માત્ર બે કે ત્રણ મિનિટજ રહ્યો!!

"ધી ઍન્ડ ધી મેન્ડેમ ઑફ વાગાસ" નામની એક ફિલ્મમાં એક સ્થળે, નદીનો 'ડૅમ્પ' તૂટી જવાથી, એક આખું શહેર તણાઈ જાય છે. એવો સીન બતાવવામાં આવે છે. અત્યંત મુશ્કેલ એવા આ સીનની આબેહૂબ પ્રતિકૃતિ લેવા માટે નીચે પ્રમાણેની એક પ્રચંડ આહ્લાદિક યોજના કરવામાં આવી 'મેન્ટા-સેટ' અખાતમાં જ્યારે ઓટ હોય છે, ત્યારે પાણી ઘણે દૂર ચાલ્યું જાય છે. જ્યારે ભરતી આવે છે, ત્યારે પુનઃ એ વિશાળ પ્રદેશ પર સર્વ ઠેકાણે પાણી ફરી વળે છે. ફીલ્મ બહાર પાડનાર સ્ટુઅર્ટ બ્લેકટને આ સ્થળ પસંદ કર્યું.

તેણે લોકોના પૈસા પર હરી ફરી શકે તેવાં, પુષ્કળ ઘરો, દેવળો, સ્ટેશન, હૉસ્પિટલો વગેરે આબેહૂબ બનાવ્યાં. એક દિવસ જ્યારે ઓટ આવ્યો, ત્યારે અત્યંત ઝડપથી આખું—શહેર પ્રથમ જમીન પર કરેલ રીહર્સલ પ્રમાણે ગોઠવી દેવામાં આવ્યું. શહેરનું કદ, એક શેરી લગભગ ૯૦૦ ફીટથી પણ વધુ. લાંબીહતી તેના પરથી કેટલું હશે તેનું અનુમાન થઈ શકે. ત્યારપછી તે ઘરો, જંગલો, વગેરેમાં એક્ટરો ગોઠવાઈ ગયા, અને દૂર ઉંચી જગ્યાપર ઉભેલા કેમેરામેનોએ ભરતી, અને અકસ્માત પહેલાંના શહેરના જે સીનો લેવા જોઇએ તે અત્યંત ત્વરાથી લઈ લીધા, અને પછી અકસ્માત પછીના સીન લેવા તૈયાર થઈ રહ્યા.

એટલામાં પૂર વેગથી ભરતી આવી. સમુદ્રના એ જળ પ્રવાહ આગળ એ ગૃહો સ્વભાવિક રીતેજ તૂટી પડ્યાં. ઘરની અંદર ગોઠવાઈ રહેલા એક્ટરોએ, જાણે પોતાની જીંદગી બચાવવાનાર કામ કરતા હોય તેમ પાણીમાં ભૂસકા મારવા માંડ્યા. એક બોટ અત્યંત ઝડપથી ત્હેમને બચાવવાનું કામ કરવા લાગી, અને કિનારા પર દૂર ખડકપર ઉભેલા અસંખ્ય કેમેરામેન અકલ્પિત ત્વરાથી તે સીનની ફોટોગ્રાફી લેવા માંડ્યા કારણ કે એ સીન ફરીથી ઉપસ્થિત થઇ શકે તે અશક્ય હતું. ખરે ખરૂં સાહસ, અને ખરી હીકમતા! આ એક સીન લેતાં કંપનીને રૂા. ૭૫૦૦૦) ખર્ચ થયો હતો!!!

"કેપ્ટન બ્લડ" નામની ફીલ્મમાં સત્તરમા સૈકાની આર્મ-બોટ 'એલીઝાબેથ' ડૂબવાનો સીન આવે છે. આ દૃશ્ય લેવા માટે કંપનીના માલિક સ્મીથે, અનહદ ખર્ચ વેઠી, સત્તરમા સૈકામાં ડૂબેલી 'એલીઝાબેથ' તાદૃશ સ્ટીમર તૈયાર કરાવી અને સમુદ્રમાં ઉતારી. ત્યાર પછી તેમણે એક 'ડાઇનેમાઇટ' કંપનીના માલિક સાથે, સ્ટીમરમાં 'ડાઈનેમાઈટ' મૂકી તેને તોડાવી નાખવાની ગોઠવણ કરી. 'ડાઇનેમાઇટ' કંપનીએ, પોતાની કંપનીની પ્રસિદ્ધિ વધારવા ૪૫૦૦૦ રતલ 'ડાઇનેમાઇટ' સ્ટીમરમાં મૂક્યો. પછી દૂર એક ખડકપર કેમેરામેન ગોઠવાયા. વીજળીના તારથી સ્ટીમરમાં રાખેલા 'ડાઇનેમાઇટ'માં વીજળીનો પ્રવાહ મોકલવામાં આવ્યો, અને એક સેકન્ડના દશમા ભાગમાં, તે પ્રચંડ સ્ટીમરના લાખો કકડા થઈ ગયા, અને અનંત વેગવન્ત કેમેરાની મદદથી કેમેરામેનોએ તે સીનો લીધા!' એ ફિલ્મનો કુલ ખર્ચ, બીજા કામની ખર્ચો બાદ કરતાં પણ રૂ. ૧૫, લાખથી વધુ હતો!!!

આવા દૃષ્ટાંતો ઘણાં આપી શકાય. તે બતાવે છે કે પાશ્ચાત્ય લોકો, કેટલી ધીરજ, ખંત, દીર્ઘ દૃષ્ટિ અને હરિફાઇની દૃષ્ટિથી પોતાનું કામ કરી રહ્યા છે.

આ પ્રમાણે અનુકૂળ સીનો લેવા માટે વેઠેલો અનહદ ખર્ચ નકામો જતો નથી. એ ફીલ્મો, યુરોપના સર્વ દેશો, અમેરિકા કેનેડા, ઑસ્ટ્રેલીઆ વગેરે સ્થળે ફરી, હિંદુસ્તાન જેવા દૂર દેશમાં પણ આવી, પુષ્કળ પૈસા 'રળી ફીલ્મ કંપનીના માલેકોનાં ગજવાં ભરે છે-સાહસે શ્રી. પ્રતિવસતિ (સાહસમાં જ લક્ષ્મી રહેલી છે.)

દેશી ફીલ્મ કંપનીઓએ પાશ્ચાત્ય ફીલ્મ કંપનીઓ પાસેથી ઘણું શીખવાનું છે. પરદેશીઓની સાહસ વૃત્તિ, ખંત, ધીરજ, દીર્ઘ દૃષ્ટિ, અને પ્રમાણિક હરિફાઈ, તથા ઉદાર દૃષ્ટિ અને ઉત્કર્ષની ઉત્સુકતા આ સર્વ ગુણો અનુકરણીય છે. આ તત્વોને પોષણ આપીને જો દેશી કંપનીઓમાં કામ થવા માંડે, તો મૂડીનો પ્રશ્ન ગૌણ બની રહે.

અરવિન્દ લલ્લુભાઇ મુન્શી. બી. એ.

જવાબઃ—

મોકલો માસ્તરઃ—તમારૂં ચર્ચાપત્ર "બેદરકારી કોની?" મળ્યું જગાની તંગાશને લીધે મુલતવી.

---

# મોજ મજાહનું

# ઇનામ કોને મળ્યું?

છેલ્લામાં છેલ્લી તારીખ સુધી જવાબો મળતા રહ્યાથી હમે આ વખતે ઇનામ જાહેર કરી શક્યા નથી માટે હમારાં ઇનામનું પરિણામ વાંચવા

## મોજ-મજાહનો

આવતો અંક જુઓ.

## સર્વ જાતનો સાઈકલો

તથા છુટક સામાન મળવાનું ૪૫ વરસનું જુનું અને ભરોસાદાર ઠેકાણું

## થાણાવાલા એન્ડ કું.

(સ્થાપના ૧૮૮૦)

૪૩૨-૪૩૪, કાલબાદેવી રોડ, મુંબઈ.

(કેટલૉગ મગાવવાથી મફત મોકલાવવામાં આવશે)

---

**જરમન રિવૉલ્વર** લખ્યા મુજબ ન થાય તો પૈસા પાછા મોકલવામાં આવશે આ પીસ્તોલની લાયસન્સ લેવાની જરૂરત નથી એક વખતમાં ૧૦૦ ફાયરનો મશાલો મુકી જેમ જેમ ઘોડો દબાવશો તેમ તે બરોબર ૧૦૦ ફાયર થશે ૬૦૦ ફાયરનો મશાલો મફત કીં ટ પ સાથે રૂ ૩ ત્રણ

પત્તો-મિત્ર કંપની (મોજ) પોષ્ટ દયાબન આંત અલીગઢ

---

**વેચવાનાંછે** હૅન્ડ ઑઈલ અને સ્ટીમ એનજીન ઑઈલર્સ, ૧૫૦ પ્રેસર્સ, ડફી, પપ જીન વગેરે

લખો — **N.** C/o મોજ-મજાહ

---

સચિત્ર સ્તવન સમરશોકી

## શ્રી સરળ ભગવદ્ ગીતા

લેખક —કાનજી કાલીદાસ જોશી તમાકુવાળાનો માળો

૮૪-૯૨ કાંદાવાડી મુંબઈ.

આવૃત્તિ ૪ થી કિ. આઠ આના,

પ્રાતસ્મરણીય દેવોના દર્શન અર્થે-સ્તવન કરાવતી આ ગીતા પહેલ વહેલીજ ને સરળ તથા ચિત્રવાળી હોવાથી લોકોને બહુ ઉપયોગી થઇ પડી છે અને તેની પાંચ હજાર નકલો ખલાસ થવા આવી છે આવતી દીવાળી ઉપર દશ હજાર નકલ બહાર પડશે

સચિત્ર સ્તવન સમરશોકી

શ્રી સરળ ભગવદ્ ગીતા પટ્ટ

કિં આઠ આના માધવબાગમાં બુકસેલર પાસેથી મળશે

---

**વશીકરણ યંત્ર** આ અમારી યંત્ર સાથે બાંધ જેને તરફ નજર મેલવશો તે તમારા ઇચ્છાનુસાર કર્મ કરશે આ "યંત્ર" મનોકામના પુર્ણ મગાવનારને ઉલટ મળશે કિ રૂ ૧[illegible] પ્રાચીન ઇન્દ્રજાળ-પૃષ્ઠ ૫૪૦ કિ રૂ ૩ચિત્રવિદ્યા રૂ ૧

પત્તો —રાજેશ્વરી બુક ડીપો નં ૧૬ પોષ્ટ-દયાબન (અલીગઢ)

---

ટુંક મુદતમાં બહાર પડશે

(શ્રી મોહનલાલ યુવાનની)

## શ્રી આર્યોદય નાટય સંસ્થાનો

## નવો ખેલ

સુનંદા એકટરો તથા એકટ્રેસોના એકત્ર અભિનયથી-નવીન સીનેરી-ઉત્તમ પોષાક સહીત ઘણીજ ટુંક મુદતમાં બહાર પડશે ઉમેદવાર એકટરો તથા એકટ્રેસો મળો

ગોળ પીઠા કુપર મેનશન નં. ૧ બીજે માળે ટાઈમ સવારના ૯ થી ૧૧

---

## લંડન રાજ-રહસ્ય

અથવા

## માસ્ટરાઝ ઑફ ધી કોર્ટ ઑફ લંડન

ઈંગ્લાંડના સતરમી સદીના રાજા પ્રીન્સ ઑફ વેલ્સ અમીરો તથા ઉમરાવ જાદીઓના ચિત્રવિચિત્ર ભોપાળા પ્રાચ ચિત્રો સાથે દરેક ભાગના ૧૪ આના આ જા લાનનારને ૧૦ આના

મોજ-મજાહ કાર્યાલય મુંબાઇ ૪

---

તૈયાર છે. સુંદર ચિત્રોથી સુશોભિત

યુવાન સ્ત્રી પુરૂષોને સંસારલીલાનું રહસ્ય સમજાવનાર અપૂર્વ પુસ્તક

## અસલી સચિત્ર કોકશાસ્ત્ર

આ વિષયનાં આજ સુધીમાં પ્રસિધ્ધ થયેલાં સર્વ પુસ્તકોમાં આ પુસ્તક સર્વોત્તમ હોઈ ખરેખર શારીરિક રોગો અને તેના ઉપાય, ચેપી રોગો અને દેશી ઔષધીથી ભરપુર ડૉક્ટરો અને વૈદ્યોને સેંકડો રૂપિયા ખવડાવી કંટાળ્યા હો—તો—આ પુસ્તક તમને એક સાચા સલાહકારની ગરજ સારશે

કિમ્મત રૂ ૧-૮-૦ પોષ્ટેજ સાથે રૂ ૧-૧૨-૦

લુહાણા-બંધુ કાર્યાલય-અમદાવાદ

# મોજ કહો કે મજા બધું સરખું છે

તમારે પણ મોજ અથવા મજાહ કરવી હોય તો ભલે પધારો.

જરૂર જુવો પાથેના ગંજાવર ૩૧ ભાગનો સારીયલ

# ઇન્તેકામે પિદર

યાને

# બાપનો કીનો

છેલ્લું અઠવાડયું છેલ્લા ૧૦ ભાગ.

રૂથના લગનનો જબરો ધમાલ તમારે લગનમાં જરૂરજ પધારવું

પડશે રૂથ રોલાંડનું આખેરી કામ જરૂર જુવો

વખત પા।, ૭, ૮॥, ૧૦॥ શની રવિ ૩॥ વાગે ખાસ વધારાનો ખેલ

ભાવ રૂા. ૨. ૧. ૦॥।. ૦॥. ૦ ૦)॥ ટેક્ષ સાથે

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

---

આવે છે. પાથેનો તદન નવો જંગી સીરીયલ

Reg. No. B.



આ પત્ર તંત્રી અંબાશંકર એ દીવાસ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાઉ બિલ્ડીંગમાં મોજ મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી,
તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે



માગસર સુદ ૧૪ ] રવિવાર તારીખ ૨૯ મી નવેમ્બર ૧૯૨૫ [ પુ. ૨ જું. અંક

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે. કોઈ જીવંત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલાં નથી. એ. મો. મ.

## પહેલી રાત?

(ગઝલ)

પહેલીજ રાતે સનમ શરમાઇને બેઠા.
હું ગયો પાસતો રિસાઇ ને બેઠા.
ઘડી પછી પૂછ્યું બોલો કંઇ દિલબર,
જવાબના બદલે તેઓ નીચું જોઇને બેઠા.

કાં સામે નથી જોતા ખફા થયા કે શું!
નયનો છે નીચા અધર કરમાઇ ને બેઠા.
આસ્તે આસ્તે ઘુંઘટ પટ ખોલ્યો જ્યાં,
હાસ્યના બદલે લજ્જાઇને બેઠા.

વારત લગારો માની જાઓ ઓ દિલબર
હવે તો નિશારવી પણ કરમાઇને બેઠા.
રજકમાં અરૂણોદય થઇ જાશે,
અહિ દુશ્.નો 'મુન્શી' હરખાઇને બેઠા.

ઉમર એ. કરીમ મુન્શી

## લખાએલું જે કપાળે છે.

સભ્ય, મુસ્લિમ સાહિત્ય મંડળ.

મ્હને ભરી ભરી આંખે'તું શા માટે નિહાળે છે.
બળેલા મુજ હૃદયને કાં અરે, ઝાલિમ તું બાળે છે

સનમ તુજ બે વફાઇનો ન આપું દોષ હું તુજને
મ્હને એ ભોગવે છુટકો' લખેલું જે કપાળે છે.

બતાવી દર્શ પ્યારા પાત્ર અમૃત હર્પે પ્રેમીને
અમે મરશું, અમારૂં મોત રહ્યું વિરહે અકાળે છે.

સિતમગર હોય જો ઉમ્મીદ તો શમશીર લે હાથે,
આ આશિકનું જિગર છે ના કદી મૃત્યુને ભાળે છે.

ગઝલની તારી આ આતિશ બયાની હા! રહી "આતિશ
કે એક એક શબ્દ દુશમનના કલેજાં હર્પે બાળે છે

"આતિશ" ઉર્દૂ સાયાણી




લખનારઃ—રા. ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

(૨૬)

નાટક શુરૂ થવાને બે કલાક જેટલો વિલંબ હતો. એલિસ સાથે બ્હાર નીકળ્યા પછી મદનચંદ્રે કહ્યું, Let's go and have some supper at the Troc"

Troc એટલે Trocodero લંડનનું એક ઉત્તમ વર્ગનું ભોજનાલય છે. એ ભોજનાલયમાં કેવળ ધનવાન વિલાસી માણસો જ ભોજન કરી શકે છે.

એલિસે સંમતિ દર્શાવી. બન્ને જણાં ભાડુતી ટેક્ષીમાં બેસી ટ્રોકાડેરો' ભોજનાલયમા ગયાં. કિમતી ચાંદીની પ્લેટોમા વિવિધ પ્રકારની સ્વાદિષ્ટ ભોજન સામગ્રી આવી. બરફની બાલ્ડીમાં રાખેલી શેમ્પેનની બોટલ આવી. વેટરો ચુપકીદીથી જ ભોક્તાઓની સેવા બજાવતા હતા. રૂપાળી સુંદરીઓના પોષાકની શોભાથી ભોજનશાળા ઝગઝગી રહી હતી. પુરૂષો અને રમણીઓનો અવિશ્રાન્ત મૃદુ ગુંજનધ્વનિ સંભળાતો હતો વચ્ચે વચ્ચે હાસ્ય પરિહાસથી ભોજનશાળા ગાજી ઉઠતી હતી. ભોજનાલયમાં જાણે કે ઉત્સવ ચાલતો હોય એમજ લાગતું હતુ.

મદનચંદ્રે ખાસ હેતુપૂર્વક એલિસને ઉપરાઉપરી શેમ્પેન પાયો. બન્ને જણાં પાન ભોજનથી સંતુષ્ટ થઇ ભોજનાલયની બ્હાર નીકળ્યાં. એ વખતે એલિસનું મ્હોં રાતુચોળ થઇ ગયું હતું. તેની મદીલી આંખોમા વિહ્વળતા દેખાતી હતી. હજી નાટકને કલાક જેટલો વિલંબ હોવાથી મદનચંદ્ર એલિસને સાથે લઇ નજીક આવેલા એક પબ્લીક ગાર્ડનમા લઇ ગયો. એ વખતે બગીચામા વિશેષ માણસોની અવરજવર ન હોતી. મદનચંદ્ર અને એલિસ એક અંધકારમય સ્થળે જઇ લીલી હરિયાળી ઉપર બેઠાં. વિશેષ પ્રમાણમાં શેમ્પેન પીવેલો હોવાથી એલિસ વિવશ બની ગઇ હતી. વારંવાર તેના અંગનો મદનચંદ્રના અંગ સાથે સ્પર્શ થતો હોઇ એ સ્પર્શથી તેઓ બન્ને એક પ્રકારનો અભૂત પૂર્વ આનંદ અનુભવતાં હતાં.

એલિસના સુકોમળ હસ્ત ઉપર આવેગને વશ થઇ ચુંબન કરી મદનચંદ્રે કહ્યું, "ડિયર એલિસ! હું તમને એક વાત કહું તમે માઠું નહિ લગાડોને?"

એલિસ ચુપ રહી. એક પ્રકારની કલ્પના ઉપજતાં તેના ચિત્તની વિહ્વળતા વધી ગઇ. એ સ્થળે અંધકાર હોવાથી મદનચંદ્ર એલિસના મુખભાવને જોઇ શકયો નહિ. અંતરના આવેગથી મદનચંદ્ર કહેવા લાગ્યો, "આજે તમારી ઓળખાણ થવાથી મ્હને કેટલો બધો આનંદ થયો છે એ હું શબ્દોદ્વારા સમજાવી શકું તેમ નથી. સમસ્ત જગતમાં ઇશ્વરે આંગ્લ સુંદરીઓને રૂપ અર્પવામાં ઘણી ઉદારતા દર્શાવી છે. તમારૂં આ દેવદુર્લભ રૂપ ભલભલા યોગીઓના ચિત્તને ચકડોળે ચઢાવે એવું જાદુ ભરેલું છે. પ્રથમ દર્શને જ હું તમારા પ્રેમમાં પડયો છું. હું તમને મ્હારાં જીવન સહચરી બનાવવા ઇચ્છું છું. તમને મેળવવા માટે હું હિંદુ સમાજનો ત્યાગ કરવા તૈયાર છું. તમને ચાહવાં એજ મ્હારો ધર્મ છે.

I am all yours--I kneel, I burn,
Feel every naked rushing nerve
And tendril of my being yearn
For you; for you I starve*

એલિસ ચુપકીદીથી મદનચંદ્રનાં વચન સાંભળતી હતી તથા મનમાં ને મનમાં મલકાતી હતી. તેણે મદનચંદ્રનો જમણો હાથ પકડી, મુખ પાસે લઇ જઇ તેના ઉપર ચુંબન કર્યું. તેના અંગે અંગમાં તનમનાટ વ્યાપ્યો. મદનચંદ્ર કહેવા લાગ્યો, "મ્હારૂં આ પગલું ઘણી ઉતાવળ ભરેલું છે એ હું જાણું છું; પરંતુ તમારો એક ક્ષણનો પણ વિયોગ વેઠી શકવાની શકિત નહિ હોવાથી સરળ હૃદયે મ્હે તમારા પ્રેમની યાચના કરી છે. એલિસ! પ્રિયતમા! તમે મ્હારાં આરાધ્યા દેવી થશો કે? મ્હારી માગણી તમે સ્વીકારશો કે?

As rivers seek ths ocean,
Tired things their nest
As storm worm ships their heaven,
Seek I thy breast†

આમ કહી મદનચંદ્રે એલિસની દેહલતાને ગાઢ આલિંગન કર્યું એલિસે એ આલીંગન પાશમાંથી છુટવાનો સહજ પણ પ્રયત્ન કર્યો નહિ. બન્ને કામોન્મત્ત નર નારીના ઓષ્ઠોનું સમ્મિલન થયું. બન્ને એક બીજાને ઉપરાઉપરી ચુંબનો કરવા લાગ્યાં.

એ રાત્રે નાટકમાં જઈ ત્યાંથી છુટયા પછી મદનચંદ્ર એલિસને તેને ઘેર લઇ ગયો. મિસિસ વૉટ્સનના આગ્રહથી અવશિષ્ટ રાત્રિ મદનચંદ્રે ત્યાંજ પસાર કરી. બીજે દિવસે લગ્ન કરવાની

*હું તમારો છું, મ્હારૂં જે કાંઈ હોય તે સઘળું તમારૂં છે. હું ધુંટણીએ પડું છું બળું છું, મ્હારા શરીરની બ્હારની પ્રત્યેક શિરા તમને-મ્હારી જીવન લતિકાને આલિંગવા ઉત્સુક છે. તમારે માટે હું સુકાઈ જાઉં છું.

†નદી જેવી રીતે સાગર તરફ દોડી જાય છે, થાકી ગયેલાં પ્રાણીઓ જેવી રીતે પોતાનું રહેઠાણ શોધે છે, વંટોળીઆના તોફાનથી છિન્ન થયેલી નૌકા જેવી રીતે બંદર શોધે છે તેવીજ રીતે હું તમારૂં હૃદય શોધું છું.

કબૂલાતના ચિહ્‌ન તરીકે એક કિંમતી વીંટી બજારમાંથી ખરીદ કરી તે એલિસની આંગળીએ પહેરાવી મદનચંદ્ર કૉર્ટમાં પાછો ફર્યો; પરંતુ તેના એ પગલાનું કેવું દુઃખદાયક પરિણામ આવ્યું એ હવે પછી આપણે જોઇશું.

( ૨૫ )

હવે મદનચંદ્ર પોતાનો ઘણો ખરો વખત એલિસ સાથે રસાલાપ કરવામાં તથા હરવા ફરવામાં પસાર કરવા લાગ્યો. તે દરરોજ બે વખત પ્રસૂતિગૃહમાં જઇ રંભાની પ્રકૃતિ જોઇ આવતો હતો. દિવસે દિવસે રંભાને સ્વાસ્થ્ય સંશોધિત થતું જોવામાં આવતું હતું.

બીજી તરફથી શેરબજાર, ચાંદી બજાર, સોના બજાર વગેરેના ભાવમાં અસાધારણ મંદી આવી હતી. ભલભલી જાણીતી પેઢીઓ અને લીમીટેડ કંપનીઓએ દીવાળાં ફુંકવા માંડયાં હતાં. વર્તમાન પત્રો દ્વારા એ સઘળી હકીકત મદનચંદ્રના જાણવામાં આવતી હતી.

આખા રાજનગરમાં રંભા અને મદનચંદ્ર સંબંધી વિવિધ પ્રકારની અફવાઓ ઉડવા માંડી હતી. બન્નેના વિશુધ્ધ ચારિત્ર્ય માટે સહુના મનમાં પ્રબળ સંદેહ ઉપજ્યો હતો. રંભાનો પુત્ર પણ હવે સમજણો થયેલો હોઇ પોતાની જન્મદાયિની માતા સંબંધી જે હકીકત તેના જાણવામાં આવી હતી તેથી તેને પોતાના જીવ ઉપર ઘણો કંટાળો ઉપજ્યો હતો. તેણે કૉલેજનો ત્યાગ કરી પોતાની ઑફિસમાં જઇ કામકાજમાં ધ્યાન આપવા માંડ્યું હતું. મદનચંદ્રે હરિપ્રસાદની ઘણીખરી રોકડ મિલકત શેરો ખરીદવામાં રોકેલી હોઇ તથા શેરોના ભાવ ઘણા બેસી જતા હોવાથી રંભાનો પુત્ર રામપ્રસાદ ઘણી ચિંતામાં પડયો હતો. જે ઑફિસમાં પહેલાં દરરોજ હજારો રૂપિયાની રોકડ સિલક રહેતી હતી તેજ ઑફિસને હવે આબરૂ જાળવવા માટે શરાફોને ત્યાંથી વારંવાર ન્હાની મ્હોટી રકમો મંગાવવી પડતી હતી.

રામપ્રસાદ અઢાર ઓગણીસ વર્ષની ઉમ્મરનો થયેલો હોઇ પ્રિવિયસની પરીક્ષા પસાર કરી તેણે વિદ્યાભ્યાસનો ત્યાગ કર્યો હતો. તે સમજુ અને વિચારશીલ હોવાથી અભ્યાસ વધારવા કરતાં પિતાના ધંધાના વહિવટથી માહિતગાર થવાનું તેને વિશેષ ઉત્તમ લાગ્યું હતું. જો કે તેના પિતાએ કરેલા મૃત્યુપત્ર પ્રમાણે તેની પચીસ વર્ષની ઉમ્મર ન થાય ત્યાં સુધી પિતાના કારભારનો વહિવટ તેના હાથમાં આવવાનો સંભવ નહોતો; પરંતુ મદનચંદ્ર જેવા બદમાશ ટ્રસ્ટીદ્વારા વડિલોપાર્જિત મિલકતનો દુરૂપયોગ થતો તે જોઇ શકતો નહોતો. તેણે કોઇ પણ પ્રકારના જોગે મદનચંદ્રને પોતાના ધંધામાંથી અલગ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો.

રંભાની પુત્રી લલિતા તેના સદ્‌ભાગ્યેજ તે દિવસે ગોપીલાલ જેવા વિષયલંપટ નરપશુની જાળમાં સપડાવા છતાં નિષ્કલંક રહી શકી હતી; કેમકે ગોપીલાલ તેને પોતાની અંકશાયિની કરે તે પૂર્વેજ તેની પત્ની સુખાવતી ઘટના સ્થળે ઉપસ્થિત થઇ હતી. જો તે યથા:સમયે ત્યાં હાજર ન થઈ હોત તો સરળ હૃદયની લલિતાના શીયળ ધર્મનો તે દિવસે અવશ્ય ભંગ થાત. તે દિવસનો બનાવ બન્યા પછી લલિતા તેની શિક્ષિકા અંબિકાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતી હતી. તેણે અંબિકા પાસે ઘેર ભણવાનું પણ છોડી દીધું હતું. છઠ્ઠા ધોરણની પરીક્ષા પસાર કરી તે અંગ્રેજી સ્કૂલમાં જતી હોવાથી લલિતાને ફસાવી કૃતાર્થ થઈ લેવાની અંબિકાની ઇચ્છા પણ અપૂર્ણ રહી ગઇ હતી.

રેણુકાની વિધવા ભગિની રમા સાથે લલિતાનો સારો સંબંધ હતો. કોઇ કોઇ વખતે અવકાશ મળતાં રમા લલિતા પાસે જઇ સુખ દુઃખની વાતો કરી આવતી હતી. રમા વિધવા હોવા છતાં તેનું રૂપ અત્યંત મનોહર હતું. ઘણી ન્હાની ઉમ્મરે વિધવા થયેલી હોવાથી સામાજિક નિયમાનુસાર તેના કેશકલાપને મુંડાવી નાખવામાં આવ્યો નહોતો. તેની દૃષ્ટિમાંની કરૂણા દરકોઇના હૃદયમાં સહાનુભૂતિ ઉપજાવી શકે તેમ હતી. આજે રવિવાર હોવાથી રમા લલિતાને મળવા આવી હતી; પરંતુ લલિતા ઘરમાં હાજર નહિ હોવાથી તે રામપ્રસાદ સાથે વાતચિત કરતી બેઠી હતી. વિશેષ પરિચયને પરિણામે હવે રમા રામપ્રસાદથી શરમાતી નહોતી.

અપૂર્ણ.

---

શરીરના ભાગને ત્રીસેક સેંકડ સુધી આમ તેમ હલાવ્યું. પછીથી ત્હેણે ધીમે ધીમે બહાર આવવા માંડયું. તેણી બહાર આવી ત્યારે ત્હેના દાંતમાં ત્હેના સુંદર વાળની લટ શોભી રહી હતી.

કિનારા ઉપર એક ખરા ઝીઝરની હાથ દેતી છોકરી ઉભી હતી. એક દયાની ભીક્ષા માગતી આંખ મ્હારા તરફ જોતી હતી.

મ્હેં પેલા બદમાશ બુઢા તરફ જોયું અને પુછ્યું "આ ત્હમારી દિકરી છે?" તેણે કાંઇ જવાબ આપ્યો નહિ. પણ તે ખુશ થતો જણાયો અને તબલાં બક્ષીસની માંગણી કરવા લાગ્યો. ક્ષણભર મ્હને એમ લાગ્યું કે મ્હારી સોટીથી તે બુઢાને ઠીક પાંસરો કરૂં પણ મ્હારા બુઢા ખાનસામાએ મ્હને સમજાવ્યો. "ગુસ્સે ન થાઓ સાહેબ! એ તો બહુ ખરાબ છોકરી છે. ત્હેને નથી ન્યાત કે નથી જાત. ત્હમારે એમાં શું છે."

છોકરીએ પોતાની શાલ ઓઢી અને બુઢીએ લોકોએ નાખેલા પૈસા એકઠા કરવા માંડ્યા. મ્હને એમ લાગ્યું કે મ્હેં એ આખો નાચ ન જોયો હોત તો કેવું સારૂં! હં! પણ મ્હારે ને ત્હેને શું લાગે વળગે. મ્હેં છોકરીની શાલમાં ત્રણ રૂપીઆ નાખ્યા અને મ્હારા બંગલા તરફ પ્રયાણ કર્યું. મ્હને આખો વખત તે છોકરીનાજ વિચાર આવવા લાગ્યા. ત્હેનું દયા ભર્યું મુખ મ્હારી આંખો આગળ તરવરવા લાગ્યું. મ્હારા બંગલામાં આવી હું એક ખુરશીમાં બેઠો.

થોડીવારે મ્હને તેજ પરિચીત બંગડીઓનો ખણખણાટ સંભળાયો. મ્હેં પુછ્યું "કોણ છે?" હું ઉભો થઈ ગયો.

મ્હારો નોકર આવ્યો અને બંગલાની બહાર તપાસ કરી આવ્યો. તે વખતે સઘળે પૂર્ણ અંધકાર વ્યાપી ગયો હતો. "સાહેબ પેલો તમાશાવાળો અહિં આવ્યો છે. તે કહે છે કે પેલી છોકરીનું સાહેબ શું આપશો? આપને તે છોકરી રાખવી છે સાહેબ? મ્હારા ખાનસામાએ મ્હને પુછ્યું.

આ વસ્તુસ્થિતિ મ્હારે માટે તદ્દન અણચિંતવીજ હતી. મ્હારે એ છોકરીની શી જરૂર હતી? હું આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો એટલામાં તો પેલો બુઢો વિગેરે અંદર આવ્યા. છોકરી પણ સાથે હતી અને બીકથી ધ્રુજતી લાગતી હતી.

"ચાલ્યા જાઓ. મ્હારે ત્હમારી કાંઈપણ જરૂર નથી." મ્હેં કહ્યું. કે તરતજ છોકરી મ્હારા પગે વળગી પડી મ્હને વિનવવા મંડી. મ્હને એ ભય થયો કે કદાચ મ્હારા હાથ નિચેનો કોઇ માણસ આવે અને જુએ તો મ્હારા વિષે તે શું ધારે! તે બુઢો બોલ્યો, "સાહેબ વધારે નહિ. ફક્ત ૧૦૦) રૂપીઆજ તેની કિંમત છે."

મ્હેં કહ્યું "અત્યારે ચાલ્યા જાઓ. સવારે આવજો. પણ યાદ રાખજો જો છોકરીને સતાવી તો ત્હમારા બધાની હું ખબર લઇ નાખીશ."

આખરે ઘણી સમજાવટ પછી છોકરીએ મ્હારા પગ છોડ્યા અને બધાં ચાલતાં થયાં. મ્હને તે છોકરી તરફ ...પા ઉપજી. મ્હેં નક્કી કર્યું કે તે છોકરી માટે મ્હારે કાંઇક કરવું તો જોઇએ.

મ્હારી જોડેનાજ બંગલામાં મ્હારો એક મીત્ર રહેતો હતો અને ત્હેને ગુન્હા કરતી ટોળીઓનું જ્ઞાન હતું. હું તરતજ ત્યાં ગયો અને બધી વાત વિગતથી કહી સંભળાવી. છેવટે જણાવ્યું કે તે છોકરીને છોડાવવાનો મ્હેં નિશ્ચય કર્યો છે અને તેમ કરવામાં કાંઇ પણ ખર્ચ થશે તો તેનો વાંધો નથી.

મ્હારા મિત્રે શાંતિથી સાંભળ્યા કર્યું પછીથી ત્હેણે ગંભીર મુખે જણાવ્યું. "ઠીક જ્યારે ત્હમે મ્હને પુછવા આવ્યા છો તો જણાવું છું કે અહિંની મુક્તિ ફોજની છાવણીમાં મી. અને મીસીસ ફ્લેસ્ટર નામે એક દંપતિને હું ઓળખું છું. ત્હમે જાણો છો કે સરકાર પણ કેટલીક ગુન્હા કરતી ટોળીઓને આ મુક્તિ ફોજના હાથમાં સોંપવાની છે. મી. ફ્લેસ્ટર પોતે અહિં નથી. હું કાલે સવારે મીસીસ ફ્લેસ્ટરને બોલાવીશ અને તે આ છોકરીને પોતાને ત્યાં રાખવા જરૂર હા પાડશે. પણ મ્હને લાગે છે કે આ લોકોની વાતમાં માથું ન મારવામાં મઝા છે.

બીજે દિવસે સવારે તે બુઢો છોકરીને લઇને હાજર થયો. મીસીસ ફ્લેસ્ટર પણ આવ્યાં ત્હેમને મ્હેં બધી વાત કરી. મીસીસ ફ્લેસ્ટરે તેણીને રાખવા હા પાડી. આખરે ઘણી રકઝક પછી મ્હેં છોકરીના છુટકારાના સીત્તેર રૂપીઆ આપ્યા. તે છોકરી અને મીસીસ ફ્લેસ્ટર ગાડીમાં બેસી પોતાને સ્થાને વિદાય થયાં.

થોડા દિવસ પછી હું મુક્તિ ફોજની છાવણીમાં ખબર કઢાવવા ગયો તો માલુમ પડ્યું કે તે છોકરીની સુંદરતામાં કાંઇ ઓરજ વધારો થયો હતો. ત્યાં તે સંપૂર્ણ સુખી હતી.

કેટલોક સમય પછી મ્હારે દક્ષિણ આફ્રિકામાં બોઅર યુધ્ધમાં જવું પડ્યું, ત્યાં મ્હને મીસીસ ફ્લેસ્ટર તરફથી એક કાગળ મળ્યો ત્હેમાં જણાવ્યું હતું કે ચાર પાંચ મહિનાની સારી વર્તણુંક પછી તે છોકરી એક રાત્રે અચાનક અદ્રશ્ય થઈ ગઈ હતી. ઘણી શોધખોળ કરવા છતાં ત્હેનો કાંઇ પણ પત્તો લાગ્યો નહતો. તે પોતે જે કપડામાં આવી હતી તેજ કપડાંમાં ચાલી ગઇ હતી.

મ્હને લાગ્યું કે આ બાબતનો અહિંજ અંત આવ્યો.

* * *

ઉપરની વાત બન્યે થોડાં વર્ષો વહી ગયાં. હું હિંદુસ્થાનમાં પાછો આવ્યો હતો અને સારા ઓધ્ધા ઉપર હતો. મ્હારે એક દેશી રજવાડામાં ત્યાંનું લશ્કર તપાસવા એક વખત જવું પડ્યું. તે રાજ્ય બાવા આદમના વખતના જુના પુરાણા રીત રીવાજો સાચવી રાખનારૂં હતું. ટ્રેનમાંથી ઉતર્યા પછી જ્યાં મ્હારે જવું પડતું ત્યાં મ્હારે હાથી ઉપર બેસીને જવું પડતું. બે નોકરો હંમેશાં મ્હારી આગળ દોડતા અને આવતા જતા લોકોને હડસેલી રસ્તો સાફ રાખતા.

એક દિવસ હું મહારાજાને મળવા ગયો. એક મ્હોટા દરવાજામાં થઇને મ્હારો હાથી મહેલમાં દાખલ થયો. અહિં આખુંય લશ્કર મ્હને સલામી આપવા હાજર થયું હતું. અહિંથી હું હેઠો ઉતરી મહેલમાં દાખલ થયો અને થોડીવારમાં મ્હને હજુરમાં લઈ જવામાં આવ્યો. મ્હારી સાથે એક દુભાષીઓ

હતો. મ્હેં જોયું તો મહારાજા અફીણના પુર ઘેનમાં હતા. ત્હેમનું મુખ પણ ફિક્કું હતું. અને કહેવાતું કે ત્હેમણે કદી પણ મોગલોને નમતું આપ્યું ન હતું. પણ આ ઉપરાંત એક નવી વાત મ્હારે કાને આવી હતી અને તે હતી કે એક સુંદર નાચનારી મહારાજાને પોતાની હથેળીમાં રમાડતી હતી. મહારાજાના આ કાર્યથી પ્રજા તથા અધીકારીઓ ઘણા નાખુશ હતા.

મહારાજાને મ્હારે થોડી આડી અવળી વાતચીત થઇ. પછીથી મ્હને ચહાપાણી અને પાન બીડાં આપી વિદાય કરવામાં આવ્યો કારણ કે બધી વાતચીત તો મુખ્ય પ્રધાન સાથે કરવાની હતી.

હું મ્હારા રહેઠાણે પાછો આવ્યો. બપોરના કેટલાક રાજ્યના અમલદારો મ્હને મળવા આવ્યા. ત્હેમાં મ્હારો એક જુનો ઓળખાણવાળો નિકળ્યો, કારણ કે મ્હેં અને ત્હેણે દક્ષિણ આફ્રિકામાં સાથે કામ કર્યું હતું. બધા ગયા પછી તે મ્હારી સાથે વાત કરવા રોકાયો. વાતમાં ત્હેણે સાંજે દરબારમાં નાચ જોવાનું આમંત્રણ આપ્યું અને કહ્યું કે અઝીઝન નામની પ્રખ્યાત નાચનારીનો નાચ થવાનો છે. મ્હને રાજ્ય તરફથી આમંત્રણ ન હતું તેથી ત્હેણે કહ્યું કે હું ત્હમને એક છુપી જગ્યાએ ગોઠવી દઇશ કે જ્યાંથી ત્હમે સરસ રીતે નાચ જોઇ શકો.

મ્હેં આ અઝીઝન વિષે ઘણું સાંભળ્યું હતું તેથી મ્હેં પૂછ્યું કે આ અઝીઝન કોણ હતી?

ત્હેણે કહ્યું "અઝીઝન ખરેખર એક સુંદર નાચનારી છે. ત્હેના હાથ નીચેની છોકરીઓ પણ સુંદર છે. તેને અહિંઆ આવ્યે ચાર વર્ષ થયાં. અને ત્યારથી રાજાને પોતાના હાથમાં રાખ્યો છે. રાજા એના નાચ પછવાડે ઘેલા થયા છે. અઝીઝને પૈસો પણ પુષ્કળ એકઠો કર્યો છે. કારણ કે રાજાએ ત્હેને ૧૮ સોમાસમાં લાખો રૂપીઆ આપ્યા છે. લોકો એક નાચનારીના પછવાડે આટલા બધા પૈસા ખરચાતા જોઇ ઘણા કચવાય છે. ગમે તે હોય પણ તે એક અનુપમ સુંદરી છે ત્હેનો રીસો અવાજ અને ત્હેનો નાચ તો હદજ છે."

આ બધી વાતોથી મ્હારૂં મન ત્હેને મળવા અધીરૂં બની ગયું.

બપોરના હું હાથી ઉપર સ્વાર થઇ શહેર જોવા ગયો. સાંજના મ્હારો મિત્ર મ્હને તેડવા આવ્યો અને અમે બંન્ને મહેલમાં હાજર થયા. જે હોલમાં નાચ થવાનો હતો તેના પછવાડેના એક ઓરડામાં મ્હને બેસાડ્યો. અહિંથી મ્હેં જોયું તો નાચ જોનારા બધા ગોઠવાઇ ગયા હતા. સારંગી તબલાંવાળા પોતાનો સાજ તૈયાર કરતા હતા. ત્હેમની આગળ નાચનારીઓનું ટોળું બેઠું હતું. બધાએ સુંદર વસ્ત્રાલંકાર ધારણ કર્યા હતાં. એક સ્ત્રી તે બધામાં જુદી પડતી હતી. તે બધા કરતાં જરા ઉંચી હતી. ત્હેણે વાદળી રંગની જરીથી ભરેલી ઓઢણી ઓઢી હતી. આજ છોકરી અઝીઝન હતી. ત્હેના ગળામાં એક બહુ કિંમતી હાર હતો. તે હારમાં સોનાની સાંકળી વચ્ચે એક સુંદર લાલ દિપતું હતું.

નાચ શરૂ થયો. હું આવેજ રોકાને કારણે મ્હને તે નાચ ગમ્યો નહિ પણ ત્યાં જોનારા બધા તેનાથી ખુશ થતા જણાયા. આ નાચમાં એક વાત આવતી હતી. વાતમાં એમ હતું કે એક સરકારી અમલદારને એક એકાંત ડિસ્ખાનીમાં મુકવામાં આવ્યો હતો. ત્હેને શહેરમાં રહી ત્યાંની મોજ-મજાહ ઉડાવવાનું બહુ દિલ હતું. ત્હેની આ ઇચ્છા દિન પ્રતિ દિન વધતીજ ચાલી. આખરે ત્હેને શહેરમાં જવાનું થયું, ત્યાં તે એક સ્ત્રીને ચાહવા લાગ્યો પણ પેલી સ્ત્રીએ ત્હેને ધુત્કારી કાઢ્યો. આખરે તે અમલદાર એક બીજી સ્ત્રીને પરણી સુખી થયો.

નાચ ઉત્તમ પ્રકારનો હતો તેમ જોનારના ઉદ્ગારો ઉપરથી લાગતું હતું, 'વાહ વાહ' અને 'શાબ્બાશ'ના ઉદ્ગારો વચ્ચે વચ્ચે થતા હતા. અને એ તો નક્કી હતું કે અઝીઝન એક ઉત્તમ પ્રકારની નાચનારી હતી અને સૌંદર્યની પુતળી હતી.

નાચ પુરો થયો. મહારાજા અંતઃપુરમાં ચાલ્યા ગયા. મીજલસ પુરી થઇ. હું મ્હારા મિત્રની વાટ જોવા લાગ્યો, એટલામાં તે આવ્યો, અને મ્હને કહ્યું "સાહેબ, આપના નસીબ બહુ મોટાં છે. અઝીઝન આપને મળવા ચાહે છે."

"ખરેખર હું મ્હારૂં અહોભાગ્ય માનું છું" મ્હેં જવાબ આપ્યો."

"પણ તે મ્હને શા માટે બોલાવતી હશે?"

"સ્ત્રી ચરિત્રથી કોણ જ્ઞાત છે? ત્હેને એવી ધુન આવી હશે કે ત્હમને મળવું અથવા તો મહારાજાને માટે રેસીડન્ટને કાંઇ કહેવરાવવું હશે."

"આપણે હમણાંજ જવાનું છે?"

"હા અત્યારેજ. ત્હેણે ત્હમારા માટે નાસ્તો તૈયાર રાખ્યો છે."

અમે એક અજાણ્યે રસ્તે થઇ અંતઃપુરના દરવાજા આગળ આવ્યા. અહિં બે નોકરો ઉભા હતા ત્હેમણે અમને સલામ કરી. અમે અંદરના દિવાનખાનામાં જઇને બેઠા. એક દાસી અઝીઝનને ખબર આપવા અંદર ચાલી ગઇ. થોડીવારે એક દાસી અંદરથી આવી અને મ્હને બે હાથે સલામ કરી પછી મ્હને અંદર આવવા સુચના કરી. મ્હારો મિત્ર ત્યાંજ રહ્યો. હું એકલોજ તે દાસી પછવાડે ચાલ્યો. એક અંધારે રસ્તે થઇ મ્હને એક સુંદર દિવાનખાનામાં લઇ જવામાં આવ્યો. ત્યાં મ્હેં જોયું તો અઝીઝન એક સુંદર ગાલીચા ઉપર પડી હતી. મ્હને આવકાર આપતાં કહ્યું, "હું આપનું સ્વાગત આંગ્લ ફેશનથી કરીશ. ત્હેનો અવાજ ઘણોજ મધુર હતો. પછી તરતજ ત્હેણે પછવાડે ફરી તાળી વગાડી. બધી દાસીઓ ચાલી ગઇ. અમે બંન્ને એક સોફા ઉપર બેઠાં.

"આપના આમંત્રણથી હું મ્હારી જાતને ભાગ્યશાળી માનું છું" મ્હેં કહ્યું.

"મ્હેં આપને મ્હારી મદદ માટે બોલાવ્યા છે. સાહેબ, અહિં મ્હારી વિરૂધ્ધ ઘણા છે." આમ કહેતાં ત્હેના સુંદર ચ્હેરા ઉપર છાયા ઉતરી ગઇ.

"ના જી, મ્હારે આ બાબત સાથે સંબંધ ન હોવાથી મ્હને આ બાબતોની બહુ ઓછી માહિતી છે."

"આપ બહુ સારા ગણાઓ છો તો મ્હને સાચું કહો કે લોકો મ્હારે માટે શું કહે છે?" હેણે પૂછ્યું.

"મહારાજા ત્હમારે માટે જે પૈસા ખરચે છે તેની વિરૂધ્ધ લોકો બબડે છે."

"હા, તે ખરૂં છે કે હું બહુ ખરચું છું. પણ આના જેવી સુંદર નાચનારીઓ આખાય રજપુતાનામાં નહિ મળે. તમે તેમનો નાચ જોયો? કેમ સુંદર હતો કે નહિ? મહારાજાઓને ખુશ રાખવાની આજ રીત છે. હું મહારાજા સિવાય બીજા કોઇ પાસેથી પૈસા લેતી નથી. બાકી ઘણાય મ્હને પૈસા આપવા તૈયાર છે, ઘણાય પોતાના કામ કઢાવી લેવા મ્હારી પાસે અરજીઓ લઇ આવે છે અને પૈસાના ઢગલા કરે છે. પણ હું તેમાંની કોઇ પણ ચીજને અડકતી નથી. મહારાજા જે મ્હને આપે છે તેમાંથી હું ઘડપણ માટે થોડું બચાવું છું. હું સંન્યાસિની થાઉં તો કશાયની જરૂર ન પડે પણ કદાચ તેમ ન થાઉં તો પૈસાની જરૂર પડે તેથી બચાવું છું. હું જાણું છું અહિં થોડોક વખત છું. પણ તેટલા સમય દરમ્યાન હું સત્તા મ્હારા હાથમાં રાખવા માગું છું અને તે કેવી રીતે રાખું છું તે જણાવીશ."

પછી તે સૌંદર્યની પુતળીએ પોતાની વાત શરૂ કરી. હેણે કહ્યું કે ત્હેને લીધે મહારાજા ને મોટા છોકરા સાથે લઢાઇ થતી અટકી, એક રાણીને ઝેરથી બચાવી, કોઇને અન્યાય થતો હોય તો તેમાંથી બચાવ્યો. હોસ્પીટલો ખોલી એવાં ઘણાં કામો થયાં છે.

"આ બધું રેસીડેન્ટ સાહેબને આપ કહેજો. કેમ કહેશોને" ત્હેણે પુછ્યું. પછી ત્હેણે મ્હને એકદમ કહ્યું.

"આ ધંધામાં ત્હમે મ્હને નાખી છે!"

"મ્હેં!"–હું આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો.

"હા! ત્હમે મ્હારી સાથે આવો હું બતાવું." અમે એક બીજા ઓરડામાં ગયા. આ ઓરડાની વચ્ચે એક સુંદર હોજ હતો. હેણે પોતાની ઉપરની ઓઢણી કહાડી નાખી. અને પેલો 'દેડકાનો નાચ' કરી બતાવ્યો. તરત મ્હને ખ્યાલ આવ્યો. આ તો પેલી તે દિવસે જોયેલી છોકરી હતી. તે હસ્તી હસતી મ્હારી સામે આવી ઉભી રહી.

"કોણ તું" મ્હેં પુછ્યું.

"હા સાહેબ હું તેજ છોકરી. મ્હારાથી મુફત ફોજમાં રહેવાય એમ હતું નહિ અને ત્હમે ચાલ્યા ગયા હતા. મીસીસ એવેરટરે ટુંક વખતમાં મ્હને ઘણું શીખવ્યું. સાહેબ! મ્હેં ખરૂં કર્યું હને?"

ત્હેના અવાજમાં એક કરૂણ આજીજી હતી. અમ્હે પાછા પહેલાના ઓરડમાં આવ્યા.

"કેમ 'સાહેબ બોલો. દુનિયા મ્હારે માટે સારી છે કે ખરાબ?"

"અઝીઝન તુંજ તે દિવસવાળી છોકરી છે જાણી મ્હને ઘણુંજ આશ્ચર્ય થયું છે."

"હા સાહેબ. જો કે હું એક પતંગીઆ કરતાં વધારે નથી તથાપી હું મહારાજાને સરકાર સાથે તકરાર અટકાવું છું. ત્હેમની રાણીઓ આ જાણે છે અને તેથી મ્હારી સાથે સારી રીતે વર્તે છે. હવે હું મહારાજા પાસે જઇશ તેથી આપ જુદા થશો. સાહેબ કોઇ કોઇ દિવસ આ કમતરીનને યાદ કરશો."

અમ્હે જુદા પડયા, મ્હારા હાથ ઉપર સ્વાર થઇ હું પાછો આવ્યો. મ્હારા મનમાં વિચારો ઉભરાવા માંડયા. મ્હેં આ કર્યું હતું કે ખરાબ? શું ત્હેની આવી સારી જગ્યા માટે જોખમદાર છું! જો મ્હેં ત્હેને બચાવી ન હોત તો ત્હેનું થાત? પ્રિય વાંચક આનો જવાબ તું આપી શકે છે?

સંપૂર્ણ.

ચાલુ છે.　　　　બીજું અઠવાડીયું　　　　ચાલુ છે.

શનીવાર તા. ૨૮ મીથી

યુનાઇટેડ પીકચર્સ સીંડીકેટનું ઐતીહાસીક ચીત્ર

"ચંદ્રરાવ મોરે"નો ખ્યાતિ પામેલા-સ્ટાફના એકટીંગ

અને મા૦ સરપોતદારનો ડાયરકેટીંગ નીચે તૈયાર

થયેલ મહાન ઐતીહાસીક ચીત્ર




આ પીકચર પાછળ કલ્પનાનો અખુટ ખજાનો ખાલી કરી ઈતિહાસને

રસપુર્વક રજુ કરવામાં આવેલ છે. એક વખત જોઈ

લેવાનો અત્યારથીજ નિશ્ચય કરી રાખો.

જે દીવસે રમા બહુ થાકી ગઈ હતી, તેજ દિવસે મોડી રાત્રે સુન્દરલાલ રખડતા રખડતા ઘેર આવ્યા હતા. બીજે દિવસે સવારે અમો ચા પીતા બેઠા હતા તેવામાં મને ઉદાસ જોઇ સુન્દરલાલે હસતાં હસતાં પૂછ્યું.

"કેમ નામદાર! કંઈ બહુ ઉંડા વિચારમાં છો? દીકીને પરણાવવાની ફીકરમાં છો કે શું? હજી તો બીચારી નાની છે!" મેં તેને રાતની બીના સમજાવી એટલામાં દાદીમા શ્યામ વસ્ત્રમાં સજ્જ થઈને આવ્યાં.

"સાહેબ, મેં બીચડી ઓરી છે તે અબોટીયું પહેરીને જોજે. અમો હમણાં આવીએ છીએ."

ક્યાં જાવ છો એમ પૂછવાની જરૂરજ નહી હતી, કારણ ખુલ્લુંજ હતું. અત્યારે આનાકાની કરવામાં સાર નથી જાણી મેં કહ્યું:

"વારૂં."

આશરે પાએક કલાક થયો હશે, ત્યાં અમારા ઘરની પાછળથી કુટવાનો અવાજ સંભળાયો. અચાનક મને વિચાર સુઝી આવ્યો.

"સુન્દરલાલ! જલ્દી કેમેરા લઈને ચાલો. જલ્દી!"

"પણ શું છે?"

"એ બધું પછી. જલ્દી કરો નહીં તો તાલ બગડી જશે."

સુમનલાલ તેમનો કેમેરા વિગેરે લઇ આવ્યા. હું પણ મારી પોતાની શોધ મુજબ બનાવેલું મશીન લઇ આવ્યો, અને અમો બન્ને ઘરની પાછલી બારીએ ગયા અને ઉઘાડી નાખી. નાથાલાલ મહાશયનાં પાના ગુજરી ગએલા, તેમનું મકાન અમારા મકાનની પાછળજ, જેથી અમારી પાછલી બારી ઉઘાડીએ, એટલે તેમના વિશાળ આંગણાનું દર્શન થાય. અત્યારે આંગણામાં કાળાં વસ્ત્રો સજીને શૂરી રજપુતાણીઓને પણ લજાવે તેવી ઢબથી સ્ત્રીઓનું ટોળું રાજ્યોઆવું હતું. પ્રમુખ પદે મારાં દાદીમા હતાં. જમણો હાથ પાલવમાંથી બહાર કાઢી સાલ્લાનો છેડો ગળા નીચે કાપડામાં ખોસી છાતી ઉપર પોતના પાતળા સોટી જેવા હાથ તાલબધ્ધ ઠોકતાં હતાં. તેમના જોડીદાર પારવતી ડોસી, અને બાળસ્નેહી રેવાકાકી અને જમનામા પણ તેમને પડખે રહીનેજ આંગણું ગજવતાં હતાં. તાલ પ્રમાણે હાથ એવી રીતે પડતા હતા, અને રાજીઓ પણ શ્વાસ લેવા વગર એવી અસ્ખલિત ધારે ગવાતો હતો તે આ પડીલા મંડળે સંગીત વિદ્યાલયમાં તાલીમ લીધે હશે તેના ઉંડા વિચારમાંજ આંખો અગડી પડતા. સુમનલાલે તો ક્યારનોય કેમેરા ફેરવવા માંડ્યો હતો અને હું પણ મારૂ કામ કર્યે જતો હતો રાજીઓ પુરે બહારમાં ગવાતો હતો. ફીલ્મની સાથે અવાજ પણ આબેહુબ ઉતરતો હતો બરાબર પા કલાક રાજીઓ ચાલ્યો હશે, પછી એક-એક દાદીમાએ પારવતી ડોસી સામે મોઢું કરી દોઢ દોઢ ફુટ ઉંચા કુદી છાતી ઉપર ધીમા-ધીમા હાથ ઠોકી છાજીઆં લેવા માંડ્યાં.

"હાય રણી વહુ હાય હાય!
રંગીલ મરડી હાય હાય!
હાય પીએરીયાં હાય હાય!
માંદી પડી હાય હાય!

તેડા ના આવ્યા હાય હાય!
જોવા હરખાય હાય હાય!"

આ પ્રમાણે સામાસામી થોડીવાર મહેલાં દીધા, ત્યારબાદ અચાનક દાદીમાએ ટોળામાંથી રમાને ખેંચી મધ્યમાં લાવી ઉભી રાખી. બીચારીને રડવા કહ્યું. રમાને પણ શૂર ચઢ્યું. તેના પગ આગળજ નાની કીકી તેનું અનુકરણ કરતી હતી—કુટે અને કંઇ બોલતા ન આવડે તો ફક્ત "હાય હાય" બોલે -અને બીજાં બૈરાં કુટતાં હોય તેમની સામે જોતી જાય. રમાનો સુર જરા મન્દ થવા આવ્યો કે ગટ્ટી અને જાડા રેવામાએ પહાડી સુરથી ઉપાડી લીધું. આખરે બધાં બેઠાં અને નીચે બેઠાં "હે હે હે હે હે"ની રસધાર છુટી. પરાણે ડુસકાં ખવાયાં. આ કળામાંય પ્રવીણતા જોઇએ, પણ વડોદરાની મહંમદવાડી એટલે એકાદ નાનું ગામડું તેથી ત્યાંની સ્ત્રીઓમાં ગ્રામ્યસંસ્કારનો અંશ હોયજ. બધાં રહી રહે પણ જે ઘણુંજ વૃધ્ધ અને ખારેખમ હોય તે લાંબો રાગડો ખેંચીને રડયાજ કરે. દાદીમાએ રાગડો ખેંચ્યો. ફીલ્મ સાથે અવાજ ઉતર્યે જતો હતો. આખરે પારવતી ડોશીએ અને જમનાં માએ દાદીને છાનાં રાખ્યાં, અને ધીરે ધીરે એક પછી એક બધાંએ જવા માંડ્યું. ટોળું વિખરાયું. અમે પણ બારી બંધ કરી અને મલકાતા દીવાનખાનામાં આવીને બેઠા. ફીલ્મ ડેવલપ કરી મુંબાઇમાં બતાવવાનું નક્કી કર્યું.

\+ \+ \+

આજે મુંબાઈમાં ક્રાઉન સીનેમા પાસે ધમાલ હતી. ઘોડાગાડી, મોટરો અને સાઇકલોનો દરોરો ચાલુ હતો. ફીલ્મની વસ્તુ શું છે તે બહાર પાડ્યું નહતું, પણ ફીલ્મમાંથી અવાજ ઉત્પન્ન થાય છે, એ સાંભળીનેજ આખું મુંબાઇ જોવા ઉલટ્યું હતું. થીએટરમાં મેં પંદર સીટો જુદી રખાવી હતી. દાદીમા તથા તેમનાં જોડીદાર પારવતી ડોશી, રેવાકાકી, જમનામા વિગેરેને સમજાવીને હું "બેમ્બઈ" બતાવવા મુંબાઇ લાવ્યો હતો. પારવતીડોશીના પતીદેવ છગન કાકા, તેમના બાળસ્નેહી ચુનીલાલ કાકા, તથા ન્યાતના પટેલ જેવા ગણાતા દાજી ડોસાને પણ સાથે લાવ્યો હતો પહેલો ખેલ આઠ વાગે શરૂ થવાનો હોવાથી બરોબર સાડા સાતે હું બધું "લશ્કર" લઇને થીએટરમાં દાખલ થયો, અને બધાને પોતાની જગ્યાએ બેસાડી પ્રોજેક્ટર પાસે આવ્યો. સુમનલાલ મારી રાહ જોતા હતા. પ્રોજેક્ટર સાથેજ મશીન ગોઠવી, પીન પણ રાખીને બધી તૈયારી કરી હતી અને અવાજ લઇ જનાર ભુંગળું ઓડીઅન્સ તરફ રાખ્યું હતું. હું અને સુમનલાલ ઓપરેટર પાસે ખુરશી નાખીને બેઠા, અને બરાબર આઠ વાગે ફીલ્મ શરૂ કરી.

શરૂઆતમાં થોડા કુદરતના સીનો બતાવ્યા પછી વિધુર શ્રી નાથાલાલના આલીશાન આંગણનો દેખાવ નજ

## મોજ--મજાહનો મુરબ્બો

### મહાદજી શીંદે.

પેશ્વાઈમાં નાના ફડનવીસના વખતમાં મહાદજી શિંદે એક વખત પુનામાં આવ્યો હતો. તે ઘણો હોશિયાર અને ચતુર હતો. તેનામાં કેટલી અક્કલ છે, તેની પરીક્ષા કરવા માટે નાના ફડનવીસ અને બીજા કારભારીઓએ મસલત કરી કે, કોઈપણ યુક્તિ કરી તેની ફજેતી તો કરવીજ. તેઓએ એવો નિશ્ચય કર્યો કે, બીજે દિવસે જ્યારે શ્રિમંતની સ્વારી હાથી પર બેસીને પર્વતી જવા નીકળે, ત્યારે દરેકે પગે ચાલીનેજ જવું. અર્થાત્ તેમ કરવાથી શિંદે લંગડો હોવાને લીધે એટલે તેનાથી સ્વારીની સાથે ચાલી શકાશે નહિં, તેને પછવાડેજ રહેવું પડશે એટલે ફજેતી થયા સિવાય રહેશે નહિ. આ મસલતની મહાદજીને ખબર પડી ગઈ એટલે તે વિશેષ ચિંતામાં પડ્યો, કારણકે, બધા પગે ચાલીને જાય અને તે ઘોડે બેસે તો અનુચિત ગણાય, અને સ્વારી તો સપાટાથી જાય તો તેની સાથે તેનાથી ચાલી પણ શકાય નહિ. વળી પછવાડે રહે તો અપમાન થાય, એવી ધાસ્તીની વિવંચનામાં તે ચિંતા કર્યા કરતો હતો એટલામાં તેનો નોકર જીવબા નામનો સારસ્વત બ્રાહ્મણ ત્યાં આવ્યો, શિંદેની ચિંતા તે સમજી ગયો હતો એટલે તેણે કહ્યું:–"મહારાજ! આપ આટલી બધી ફિકર કેમ કરો છો?" એટલે શિંદેએ બધી હકીકત કહી સંભળાવી. હકીકત સાંભળતાંજ તેણે બેફિકરાઈથી કહ્યું:—"આહ! તેમાં વિચારવા જેવું શું છે? હું કહું તેમ કરો. શ્રીમંતની સ્વારી અંબાડી પર બેસી પર્વતી જાય ત્યારે તેમના જોડા ઉંચકી લઈ તમે પણ અંબાડીમાં બેસી જજો એટલે થયું. કારણ કે, તમે તો શ્રીમંતના હજુરીયાજ છો. એટલે આમ કરવામાં કોઈ જાતની હરકત નથી! જીવબાની યુક્તિ શિંદેને પસંદ પડી અને બીજા દિવસે તેણે તેમ કર્યું અને અડચણમાંથી પાર પડી ગયો. કારભારીઓ અને નાના ફડનવીસે તેની આ યુક્તિ જોઈ આશ્ચર્ય પામી તેની ઘણી તારીફ કરવા લાગ્યા.

### પારકા દુઃખે દુઃખી

એક બાઈની પાસે એક ન્હાનું કુતરું હતું. તે તેનું બહુ લાડકું હતું, એક દિવસ એમ બન્યું કે એક માણસ બાઈની સાથે વાતચિત કરતો હતો, એવામાં પેલા કુતરાએ પેલા માણસને બચકું ભરી લચકો તોડી લીધો. પેલા માણસની આવી દુઃખદ સ્થિતિ જોઈ બાઈ બોલી ઉઠી:–"અરેં! મારો લાડકો ટાઈગર આ લચકાથી બીમાર તો નહિ થઈ જાય!"

સુધારો—પેજ શીઅર નવને બદલે આઠ વાંચવો.

---

Reg. No. B. 2007



આ પત્ર તંત્રી જયશંકર ભોળીદાસ દ્વિવેદીએ મુંબઇ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં એજ યજ્ઞ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

# આ અઠવાડીઆનું ભરચક પ્રોગ્રામ !

અરધા ભાવમાંજ બમણું ખેંચાણ--ખાસ તમારે માટે

# બહાદુર જંગ અને તાસીર કિસ્માત

અક આકર્ષક ચિત્ર છે જેમાં પ્રસિધ્ધ અમેરીકન એકટર ટોમ મિકસના ઘોડે સવારીના અદ્‌ભુત કામો જોઇ તમે દંગજ થઈ જવાના—૫ પાર્ટ

એમાં પ્રસિધ્ધ જોની હિન્સ અને પ્રખ્યાત ડોરિસ કેનીઅનના કામો ખરેખર અરંભથી સમાપ્ત સુધી જોવા લાયક છે—૬ પાર્ટ

## એક ગરીબ બહાદુર જવાનીઆના સાહસો

આ કહેતો તમે સાંભળી છે કે

**Faint hearts never win Fair Ladies**

જરૂર જોઇ જાઓ આ ખેલ—ઉપલી કહેતી પુરવાર થઇ જશે.

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

વખત —૫॥, ૭, ૮॥, ૧૦॥ શની રવિ ખાસ ખેલ ૩॥ વાગે

ભાવ —રૂ. ૨, ૧, ૦॥, ૦। ૦)૭ ટેક્ષ સાથે

અમારા બીજાં ખેંચાણો માટે હમણાંથી તૈયાર થાઓ !

# રાજનગર રહસ્ય

લખનાર—શ્રી. ગુપ્તદૂત

ગુજરાતની પાટનગર ગણાતા અમદાવાદ ઉર્ફે રાજનગરના ગુપ્ત ભેદો, શ્રીમતોની વિલાસ લીલાઓ, સફેદ બગલી જેવી ખાલી નર્સો ઉર્ફે કુટણીઓનાં કારસ્તાન, ફૅશનમાં દીવાની બનેલી એક શેઠાણીના જીવનનો કરૂણારસિક આબેહુબ ચિતાર, ઢોંગી ધર્મગુરૂઓને ત્યાંના અનાચારના અખાડા વગેરેથી માહિતગાર થવું હોય તો

આજને આજ આ પુસ્તક મંગાવો

કિંમત બાર આના પો. જુદું.

---

# યમરાજનો દરબાર

જગતના છળ પ્રપંચોથી આફતમાં આવી પડેલા માનવીઓની આત્મહત્યાનું રહસ્ય સમજાવતી નવલકથા એક વખત વાંચ્યા પછી પડતી મુકવી ગમશે નહિ એવી તેમાં એક પછી એક ઘુંચા-ની‌ઓ આવેલી છે

કિ. રૂ. ૧-૮-૦

---

# શિયળની કસોટી

યાને

## બેવફા દુનિયા

દગાબાજ દોસ્ત તથા પતિવ્રતા સતિની કસોટીનો આબેહુબ ચિતાર

કિ. રૂ. ૧-૮-૦

---

મુંબઈમાં બનેલો ભયંકર બ

# એકજ રાતમાં બે ખૂન!

આ ખુનામરકીનો ભેદ જાણવો હોય તો

# ઈશ્કનો અંજામ

અથવા

## પ્યારનું પરિણા

નામની રસિક ડીટેકટીવ નવલકથા વાંચો એકજ રાતે મુ એક રાવ બહાદુરનું અને ફ્રેંચપુલ પર આવેલા વિમળા નામની સ્ત્રીનું કેવું ભેદભરી રીતે ખૂન થાય છે, ખૂની શોધવા જતા બનેલા બનાવોમાંથી કેવી ભયાનક પરા બહાર આવે છે, એ વાંચી છેવટ સુધી તમે પણ કલ્પી શકો કે ખૂની કોણ છે? પ્રકરણે પ્રકરણે રહસ્ય ભેદનો ખજાનો ભરેલો છે પૃષ્ઠ ૨૭૫ ઉપરા

કિંમત રૂા ૧-૦-૦ પો. જુદું.

રશીયન શહેનશાહના જનાનખાનાની પોલ મોક્ષને માટે પાપ કરો—પાપ કરો નો પોકાર કરતા ધર્મગુરૂનું ચરિત્ર જાણવું હોય તો વાંચો

# દુરાત્માનો દોરદમામ

કિંવા

## રાસ્કલ રાસપુટીન

રશિયાના આ અદ્ભુત નરનું જીવન વાંચતા તમોને ખાત્રી થશે કે, સુધરેલા દેશોમાં પણ ધર્મને નામે કેવા અનાચારો થાય છે રાજા, મહારાજા, મહારાણીઓ વધારે શું પણ ખુદ રશિયાના મહારાણી ઝારીનાએ પોતાના જીવનમાં કેવો ભાગ ભજવ્યો છે, તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે

ચાર ચિત્રો-પૃષ્ઠ ૧૬૨

છતાં કિંમત છ આના

---

દરેક પુસ્તકનું વી. પી. ખર્ચ જુદું પડશે.

લખો—છુપી પોલીસ કાર્યાલય ગીરગામ ચર્ચ સામે મુંબઈ નં. ૪.



ાગસર વદ ૧૩ ]  રવિવાર તારીખ ૧૩ મી ડીસેમ્બર ૧૯૨૫  [ પુ. ૨ જું. અંક ૩૬



## ગરબે ગોરી.

મીંડો મીટમીઠી ચટની મધ્ય, ગરબે નિરખ્યાં ગોરી;
પદ ચંપક વરણા રહોય, ખેલે જવ રાત્રિ મોરીઃ
મોહક મુખડું રસ ભર્યું, ઉલ્લાસે ઉરહામ ?
ઓઅનીયું લચકી જતું, લીજે ના આરામ
ઘમકે ઝાંઝરનો ઝણકાર, પીયુ કેરી મદઘેલી,
રસ ચેતન ઝલકે નૂર, અમુ દીઠી દીઠી હેલીઃ
રેન રહી થોડી છતાં, રાસ રમ્યે નહિ નીંદ,
વ્યથા ના અંતર કશી જળમાં જેવું મીન !
'રસિયાજી રસ વાટે હો ! અનેરાં તેજ મર્યાં.'
દિલહરણીએ દિલવારે હો ! વશીકરણે જાદુ ભર્યાં !
આંજે અંજન અલખનાં, ભેદ હવે ભવનાં,
રસાભાસ દૂર દૂર ખસી, રસ તરબોળ થયાં !
પ્રીતમ પુણ્ય પનોતા પ્રાણ, રસિલી રસદા બોલે,
એની આંખમાં જાગી ભાણ, વેરારો અમ્મર રોલે
ઉર જાગતી અતિરાદૂને, પ્રેમજલદ શાન્ત,
ઉભય નેણના તારથી, ભાન ભૂલાયે જ્યાં !
દિવ્ય તેજ તણો અંબાર, અંતર પ્રગટ્યો હાવે,
બ્રાહ્મ બ્રહ્માંડ ચૈતન્યનાં દ્વાર, ઘણા હું બેઠો ભાગે.

અંબાલાલ નૂ. શાહ.

## રાજનગર રહસ્ય

લખનાર:—રા. ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

સુસજ્જિત દિવાનખાનામાં એક રાઉન્ડ ટેબલની આસપાસ પડેલી ખુરશીઓ ઉપર રમા અને રામપ્રસાદ બેઠાં હતાં. ટેબલ ઉપર ચ્હાના બે કપ પડ્યા હતા. ચ્હા પીતાં પીતાં રામપ્રસાદે કહ્યું, "તમારા કુટુંબ ઉપર તમારા બનેવીના અકાળ મૃત્યુથી જે આફત આવી પડી છે તે માટે હું ઘણો દિલગીર છું. મ્હેં એમ સાંભળ્યું છે કે, તમારા આવા સંકટના સમયે નવલશાએ તમને જોઇતી મદદ આપી છે."

"હા, એ વાત ખરી છે. નવલશા ઘણા સજ્જન પુરૂષ છે. અમે તેમના ઉપકારના ઋણમાંથી છૂટી શકીએ તેમ નથી." રમાએ ભોળા ભાવથી કહ્યું.

"પરંતુ મ્હારો મત તમારાથી ઉલટો છે." રામપ્રસાદે ગંભીરતાથી કહ્યું.

"એટલે ?"

"એટલે એજ કે, નવલશા માટે લોકવાયકા સારી નથી. જો કે, હું તેમના સ્વભાવ અને ચારિત્ર્યથી અપરિચિત છું; છતાં એ લોકવાયકામાં કાંઇક સત્યનો અંશ હોય એમ મ્હને લાગે છે." રામપ્રસાદે સદેહ દર્શાવ્યો.

"નિંદા કરવી એ તો જન સ્વભાવ છે. જો તેઓ સજ્જન પુરૂષ ન હોત તો આપના પિતા મૃત્યુ પત્રમાં એમને ટ્રસ્ટી તરીકે નિયુક્ત કરત ખરા કે ?"

"પિતાએ કરેલા કાર્યની યોગ્યાયોગ્યતા વિચારવી એ મ્હારા ધર્મ વિરૂધ્ધ છે. વળી પિતાએ ટ્રસ્ટીઓમાં તેમને નીમેલા હોવા છતાં તેમણે કદાપિ અમારી કે અમારા ધંધાની સંભાળ લીધી નથી. મ્હેં સાંભળેલી હકીકત જો ખરી હોય તો તેમના ચારિત્ર્ય ઉપર પણ વિશ્વાસ મૂકી શકાય તેમ નથી. તમે જ વિચાર કરી જુઓ કે, આ કળિયુગમાં બદલાની આશા રાખ્યા સિવાય પરોપકાર કરે એવા માણસો કેટલા છે? અમને મદદ કરવામાં પણ નવલશાનો કાંઇ અંગત સ્વાર્થ સમાયલો હોય એમજ મ્હને લાગે છે."

"પરંતુ અત્યારે વખત એવો છે કે, જો અમને તેમની મદદ ન મળી હોત તો અમારૂં શું થાત એ સમજી શકાતું નથી. હું વિશેષ અભ્યાસ કરી ભવિષ્યમાં મ્હારૂં તથા મ્હારાં મ્હોટાં બ્હેનનું ગુજરાન ચલાવી શકું એવી વ્યવસ્થા પણ નવલશા શેઠે કરી છે. તેમણે મ્હને ફીમેઇલ ટ્રેનિંગ કૉલેજની બોર્ડિંગમાં દાખલ કરવાનો વિચાર દર્શાવ્યો છે તથા મ્હારા અભ્યાસનું સઘળું ખરચ ઉપાડી લેવાનું કબૂલ કર્યું છે."

"વાત આટલી હદે પહોંચી હશે એમ હું ધારતો નહોતો. હશે, હવે હું તમને એક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું. સહજ પણ શરમાયા સિવાય તમે મ્હને મ્હારા પ્રશ્નનો ઉત્તર આપશો કે?" તીક્ષ્ણ દૃષ્ટિથી રમાના મુખ તરફ જોઇ રહી રામપ્રસાદે કહ્યું.

એકાદ મિનીટ સુધી ચુપ રહ્યા પછી રમાએ કહ્યું "તમે મ્હને શું પૂછવા ઇચ્છો છો?"

"તમને કયું જીવન પસંદ છે? સાધુ જીવન કે સંસારી જીવન?"

આ પ્રશ્ન સાંભળી રમા શરમાઇ ગઈ. થોડા સમય સુધી ચુપ રહ્યા પછી, રામપ્રસાદના મુખ તરફ જોઇ તેણે પૂછ્યું, "શા હેતુથી તમે મ્હને આવો પ્રશ્ન પુછો છો?"

"જુઓ સાંભળો. સામાજિક દૃષ્ટિએ તમે બાળવિધવા છો; પરંતુ વાસ્તવિક રીતે જોતા જતા તમે કુમારિકા જ છો. પતિ તથા સંસારનો અર્થ સમજતા પૂર્વે જ તમે વૈધવ્ય દશા પામ્યાં છો. તમારા જીવનના સઘળા અભિલાષ અપૂર્ણ રહ્યા છે. જેવી રીતે એક હાથે તાલી પડી શકતી નથી તેવીજ રીતે પુરૂષ અને પ્રકૃતિનો યોગ થયા સિવાય કાંઇ બની શકતું નથી.

'એકલે હાથે? નહિ જ, જયા!
કો જીત્યું નથી, કો જીતશે નહીં.
પુરૂષ પ્રકૃતિની બેલડી જ.
નવ બ્રહ્માંડ સરજે છે.
મંગલાત્ર, ઓ ગિરિકુમારિકા!
એ પરમ ચેતનાની ચીનગારી.
ત્હેં ગૂંથી છે પણછ આ ધનુષ્યની,
ત્હારાં જ બાંધેલાં છે
આ બાણનાં પીંછ
હજ પુષ્પ સરે છે.
દાનવજેતા એ ધનુષ્યબાણ
જયા! ગૂંથીશું એવાં જીવન?
તું મ્હારૂં ધનુષ્ય,
ને હું ત્હારૂં બાણ.'*

આ વાક્યો શું સૂચવે છે?" રામપ્રસાદે કહ્યું.

"પરંતુ મ્હારા જેવી એક વિધવા નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળે એ શું ઇષ્ટ નથી!" રમાએ પૂછ્યું.

"બ્રહ્મચર્યના મહિમાનો હું અસ્વીકાર કરી શકતો નથી પરંતુ વાસનાઓને જીતી સંયમમાં રાખવાનું કાર્ય ઘણું કઠિન છે માટેજ કવિએ લખ્યું છે કે,

'પુણ્ય? નીતિ સદાચાર?
છે કોઇ માનવી માનવ લોકમાં
મનમાં યે ન ઇચ્છયાં હોય
પાપ કે અનાચાર જેણે?

જન્મ્યો છે કો સદાચરણી સર્વ કાલમાં.
ફરક્યા યે ન હોય જેના આત્માની પાંદડી
કદી યે અનીતિના અનિલથી?

શીલનાં તો વસ્ત્રો જ છે સૌનાં,
શયતાનનાં છે શરીર.'*

આવી પરિસ્થિતિમાં સંસારમાં રહી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવું એ અગ્નિ પરીક્ષા આપવા જેવું છે. વળી સામાજિક બંધનોના ભયથી ચિત્ત વૃત્તિઓને મારી નાખવી એ આત્મઘાત કરવા જેવું છે. સમાજનાં બંધનો માનવજાતિનું શ્રેય કરે એવાં હોવાં જોઇએ કોઇ પણ વ્યક્તિ ઉપર અયોગ્ય જુલ્મ ગુજારનાર સમાજને સમાજ કહી શકાય જ નહિ. સમાજ કહો, જ્ઞાતિ કહો કે સહકારી સંસ્થા કહો તેનો હેતુ તો હોવો જોઇએ?

'વધારી સ્નેહ ઉત્પન્ન ભાવના કરવા હમેશાની,
કરી સદ્દાર એક જ ધ્યેયવાળા સમુદ્ર સારાની;
તફાને ગામ પરથી નામ આપી જે સભા બાંધી,
રહી એ જ્ઞાતિ શબ્દ ભાવના પુરાણુ વારાની.'[૧]

આજે જ્ઞાતિ કિંવા સમાજ કોનો ભાવ પૂછે છે? કુસંપ તારવા ઉત્પન્ન થયેલો સમાજ આજે પોતાના ઉપર પાટુ મારે છે

'ગઇ એ ભાવના, એ ધ્યેયને શાહુકારની વાતો.
રહી છે ભાવના આજે પરસ્પર મારવી લાતો.
સુખી જ્ઞાતિ બને શી રીતથી એ કંઇ નથી જોવું;
ફેકત કરવી પટેલાઇ અને કરવી છે પંચાતો;
નથી ઇચ્છા સુધારાની, નથી ઇચ્છા પ્રચારની,
છે ઇચ્છા એક કે પદરાવવી ભેગી બધારાની.'[૧]

---

* કવિ શ્રી૰ ન્હાનાલાલ
૧ ભરત કવિ કિશાર

એવા નિષ્ઠુર સમાજની નજરે તમે વિધવા હો તેથી શું? જે લગ્નને તમે લગ્ન માની આજે વિધવા તરીકે ઓળખાઓ છો એ લગ્નને હું રમત જ કહી શકું છું. એ એક જાતની ઢીંગલા ઢીંગલીની રમત હતી. એ લગ્નને સ્નેહ લગ્ન કહી શકાય તેમ નથી તેમજ દેહ લગ્ન પણ ગણી શકાય તેમ નથી. જો એ દેહ લગ્ન જ હોય તો તમારા દેહને તમારાથી અજાણતાં બીજા માણસના હાથમાં સોંપી દેવાનો તમારા વડિલોને શો અધિકાર હતો?" રામપ્રસાદે સામાજિક જુલમનું વિવેચન કર્યું.

"તમારૂં કહેવું ખરૂં છે; કેમ કે,

'બલી માની મ્હુને જ્ઞાતિએ હોમી વેદી સ્હામે લઇ,
હણી શત્રુ વિધિ એ હાથ વિધવાનો કપાળે દઇ,
રમત ! મ્હેં કર્યાં વિવાહ, રમત રમતાં જ રાંડી ગઇ,
નથી એ યાદ કે હું ક્યારે પરણી? ક્યારે વિધવા થઇ?"

"પરંતુ એ ગઇ ગુજરી સંભારવાથી હવે શો લાભ છે? હવે એ ગઇ ગુજરીના વિચારો કરવામાં પણ પાપ છે." રમાએ અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મૂકતાં કહ્યું.

"એ પાપ નહિ; પરંતુ માનવ હૃદયની સ્વાભાવિક કલ્પના છે. સમાજના-માબાપના જુલમનો ભોગ થઇ પડેલી બાળ વિધવાઓ માટે પુનર્લગ્નનો પ્રચાર આશીર્વાદ સમાન છે. હિંદુ સમાજ રૂઢીને વશ થઈ ગયેલો હોવાથી આજકાલ એમાં કેટલો બધો સડો પેઠો છે? બાળવિધવાઓ ગુપ્ત રીતે અનાચાર આચરી બાળહત્યાનું મહા પાપ કરે તો તે તરફ સમાજ આંખ આડા કાન કરે છે, પરંતુ અકાળે રૂઢી તથા દૈવકોપનો ભોગ થઇ પડેલી બાળવિધવા પુનર્લગ્ન કરે તો એ સમાજથી જોઇ શકાતું નથી. આવી આવી જાલિમ રૂઢીથી હિંદુ સમાજનો વિનાશ થવા લાગ્યો છે. ઇ. સ. ૧૯૧૧ ની આખા હિંદુસ્તાનની વસ્તીની ગણત્રી તપાસતાં આ દુર્ભાગી દેશમાં એક કરોડ કરતાં વધારે બાળ-પત્નીઓ હોઇ તેમાંની કેટલીક તો માતાને ધાવતી હતી! તે ઉપરાંત આ દેશમાં બધી મળીને અઢી કરોડ ઉપરાંત વિધવાઓ છે! એ બધું શું સૂચવે છે?"

"તમારાં આ વચનો સાંભળી તમે પુનર્લગ્નના પક્ષપાતી હો એમ લાગે છે." રમાએ કહ્યું.

બાળવિધવાનું પુનર્લગ્ન થાય એ હરેક રીતે ઇષ્ટ છે. જે વિધવા સ્વામી શું છે એ સમજતી હોય છે, જે એકાદ સંતાનની માતા હોય છે તે અંતઃકરણપૂર્વક બ્રહ્મચર્ય પાળે એ ઉત્તમ છે. આપણા દેશનો એ ઉચ્ચતમ આદર્શ છે.

'પાપની હાકલોથી ન હેરાય,
મોહને સ્નેહના લેહ પાગે,
કામ ને રસાનન્દને ભિન્ન સ્હમજે,
તે માનવ દેશની સર્વ સુંદરીઓ
બ્રહ્મચારિણીઓ જ છે અખંડવ્રતિની'*

હું કબૂલ કરૂં છું કે, પ્રેમ હોય ત્યાં કામવાસના નજ સંભવે? એ હેતુને અનુલક્ષીને કવિ લખે છે કે,

'જયાઃ! પશુથીયે માનવી પામર!
મોરે જીત્યો, ને દેસે જીત્યો,
તે કામને નહીં જીતે માનવી?
પ્રેમ ત્યાં ન હોય કામ વાસના;
પ્રેમમાં નથી દેહની વાંછના.

'જ્યાં જ્યાં આત્મા, ત્યાં ત્યાં શરીર,'
નથી એવું કાંઇ બ્રહ્માંડમીમાંસાનું ન્યાયસૂત્ર.

આગ્રહ છે, ઉદ્યમ છે, ઉત્સાહ છે,
ત્યાં શું છે અજીત અવનીમાં?'*

એવા ઉચ્ચતમ પ્રેમનું રહસ્ય સમજાવનાર કવિ પણ કવિ શેખરના મુખે બોલાવે છે કે,

'રસ મંજરીનો મુગટ શ્રંગાર રસ,
ને શ્રંગારનો આત્મા કામ;
અર્થાત્ કવિતાનો આત્મા કામ.
મહા કામીને જ હોય મહા કલ્પના.'

યૌવન એ જ છે જીવનનો દિવસ,
ને કામદેવ એજ છે
તે દિવસનો ભાસ્કર.*

દેવાધિદેવો સુધ્ધાં એ પ્રબળ પરાક્રમી કામને જીતી શક્યા નથી પુરાણોમાં એનાં સેંકડો ઉદાહરણો મોજુદ છે. માટે જ મ્હારૂં એમ કહેવું છે કે, જ્યાં સુધી હિંદુ સમાજમાંથી બાળ લગ્નની બદી સદંતર દૂર ન થાય ત્યાંસુધી વિધવાઓના પુનર્વિવાહમાં અટકાવ કરવો જોઇએ નહિ. ! રમા સુંદરિ! એકાંતમાં તમારી પાસે બેસી આ વિષયની ચર્ચા કરવામાં મ્હારો હેતુ છે અને તેથી જ તમે કેવું જીવન પસંદ કરો છો એ હું જાણવા માગું છું. હજી સુધી તમને સાંસારિક પ્રલોભનોનો અનુભવ થયો નથી. એ પ્રલોભનોનો ભોગ થવા કરતાં પુનર્લગ્ન કરી પુનઃ સંસારી થવું એ વિશેષ ઉત્તમ છે. જો તમારી પુનર્લગ્ન કરવાની ઇચ્છા હોય તો હું તમારાં મ્હોટાં બ્હેનને એ વિષયમાં જરૂર સંમત કરીશ. વળી તમારે માટે મ્હેં એક યુવક પસંદ પણ કરી રાખ્યો છે. હું તમારો શુભેચ્છક હોવાથી જ આટલી સ્પષ્ટતાથી વાત કરૂં છું. એમ સમજી મ્હારા કથનમાં અવિનય છે એમ ધારશો નહિ."

રમા શરમાઇ ગઇ. તે કાંઇ ઉત્તર આપી શકી નહિ. એવામાં લલિતા બ્હારથી આવી પહોંચી તેથી ઉપરોક્ત વાત અટકી ગઇ. લલિતા રમાને પોતાના ખંડમાં લઇ ગઇ રામપ્રસાદ

વિચારમગ્ન ચિન્તે જ્યાં બેઠો હતો ત્યાંજ બેસી રહ્યો. અડધા કલાક પછી લલિતાના ખંડમાંથી આવતા સંગીત ધ્વનિએ તેના ચિત્તને આકર્ષ્યું. હાર્મોનિયમના કોમળ સુરસાથે રમા મધુર સુર મેળવી ગાતી હતી કે,

'ગોરસ લેઇ લેઇ પીજો,
હો ! ગોપિકાની ગોરસી ભરેલી.
વદને છે હેમ જ્યોત,
નયને છે પ્રેમ જ્યોત;
આત્મામાં અમૃતની હેલી.
હો ! ગોપિકાની ગોરસી ભરેલી.
હૃદયાની આશા એક,
રસિયાના રાસ એક,
પ્રેમીની પ્યાસના છીપેલી;
હો ! ગોપિકાની ગોરસી ભરેલી.'*

એ સંગીતના સુર તરંગો વાયુલહરી સાથે નૃત્ય કરવા લાગ્યા. ગીત સમાપ્ત થવા છતાં જાણે કે તેના ભણકાર કાને અથડાવા લાગ્યા. રામપ્રસાદે પોતાના મન સાથે કહ્યું, "સંસાર વાટિકાનું કેવું મનોહર પુષ્પ ! રમા ! મ્હારી નજરે તું નિર્દોષ નિષ્કલંક કુમારિકાજ છે. મ્હારા મનથી મ્હેં તને જ મ્હારી જીવનસહચરી બનાવવાનો દૃઢ સંકલ્પ કરેલો છે.

'દિલ દોડી ગયું, ને દેહ રહી;
આવશે તે પળ જ પૂજનાર્થે. સુંદરી ?
ઝગઝગે છે ત્હારી સૌન્દર્ય જ્યોતિ,
ઉડે છે ત્યાં આ પ્રાણનું પતંગ.
ધીરી થાવ, પાંખો ! ધીરી:
દાઝશો કે દઝાડશો શા ?"

સ્વગત આમ કહી પોતાના મન સાથે અમુક નિશ્ચય કરી વિના વિલંબે રામપ્રસાદે એક પત્ર લખી નાખ્યો. પત્રને કવરમાં બંધ કરી, રમા પાસે જઇ તેણે કહ્યું, "મ્હારો આ પત્ર તમે હાથોહાથ તમારાં વડિલ ભગિનીને પહોંચાડજો."

રમાએ પત્ર હાથમાં લઇ કહ્યું, "પરંતુ પત્ર વાંચશે કોણ ? બ્હેન ભણેલાં નથી."

"જો હરકત ન હોય તો પત્રની હકીકત તમેજ તેમને વાંચી સંભળાવજો હું પણ બે ત્રણ દિવસમાં તેમને મળવા આવવાનો છું. મ્હારા આવતા સુધી તમે કે ! પણ કાર્યમાં ગભરાવજો નહિ." રામપ્રસાદે કહ્યું.

# —ખોઈ વેરીએ જાત—

લેખક—રા મીસ્કીન

આ ડોસીમાની વાત છે. પાટણ જેવા મોટા શહેરમાં એક વાણીઓ રહેતો હતો વાણીઓ વેપાર ધંધામા બહુ કાબેલ હતો. વહેવારમાં એની આંટ બહુ ઉંચી ગણાતી વહાણના વહિવટમ એ એક્કો હતો. વખતના વારા ફેરમા એનો વખત ફર્યો. વેપા- બહુ મોટી ખોટ ગઇ. દૂર દેશાવર ફરતાં વહાણો વમાયાના ખબ- આવ્યા જોત જોતામાં વાણીઓ કરજદાર થઇ ગયો આંટ જવાની અણી ઉપર આવી વાણીએ વિચાર કર્યો કે 'હવે ગામ મૂક્યા વિના છુટકો નથી એક રાતે ધણી-ધણીઆણી ભાતુ બાંધી ગામ મૂકી ચાલી નીકળ્યાં. ક્યાં જવુ ? શું કરવું ? એ વિચાર ગામ છોડતી વખતે વાણીએ ન હોતો કર્યો. આખી રાત ચાલ્યા પછી સવારમાં એક નાના ગામને પાદરે ધણીધણીઆણીએ વિસામો લીધો.

થોડીવારે વાણીઓ વિચાર કરી બોલ્યો "રસ્તામા તારા બાપનું ગામ આવે છે માટે તું ત્યાં જા અને હું કોઇ મોટા શહેરમાં જઇ નોકરી ધંધો શોધુ "

"આવે વેશે મને મારા મા, બાપ જાણશે ખરા ?"

"સાચા સગપણની આવે વખતે જ ખબર પડે છે" એક બીજાં એક બીજાના મોઢા સામું જોઇ વણ બોલ્યા રસ્તે પડયા.

વૈશાખનો મહિનો હતો સુરજ માથે આવ્યો હતો. ધોમ ધખ ધખી રહી હતી. ગળે પાણી મીના શેરડા પડતા હતા. ભૂખે પેટમા વળ પડતા હતા. ખેતરને શેઢે કૂવો હતો. એટલે ધણી ધણીઆણી વિસામો લેવા ત્યા બેઠા.

થોડીવારે, ઢેબરાં છોડયાં, વાણીઓ પાણી લેવા કૂવા પાસે આવ્યો. સીંચણીયુ ન હોવાથી પાઘડીને છેડે લોટો બાંધી નીચો વળી પાણી સીંચવા લાગ્યો કોણ જાણે કેવાયે વીચારોથી વાંકો વળી, પાણી સીંચતા વાણીઆને વાણીઆણીએ પાછળથી ધક્કો મારી કૂવામા હડસેલી મૂક્યો

થયુ ! વાણીઓ કૂવામાં તરફડવા લાગ્યો. બાંબરડાં પાડવા લાગ્યો પણ તે બાબરડાં સાભળે કોણ વાણીઆણી તો વણીઆને કૂવામા નાખી ક્યારનીએ બાપના ગામ ભણી ચાલી નીકળી. સાંજે બાપને ત્યાં આવી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. ઘરડાં મા, બાપ દીકરીની આવી દશા જોઇ વિચારમાં પડયા. માએ દીકરીને હૈયા સરસી ચાંપી પૂછ્યું. "બેન ! કોઇની સાથે સંદેસો કહેવરાવ્યા વગરજ આમ અચાનક ક્યાથી આવી ? !"

"મા ! સંદેશો કોની સાથે કહેરાવું. કહેવરાવા વખત જ ક્યાં હતો ! ?"

"એવું શું થયું ? તારો વર ક્યાં છે ?"

"મને ઉંઘતી મૂકી અંધારી રાતે ગામ મૂકી નાસી ગયા."

"શા માટે ?"

"વેપારમાં મોટી ખોટ ગઇ વહાણો વમાઇ ગયાં. માથે મોટું દેવું થયું લેણદારોએ ઘર બાર હરાજ કરાવ્યાં."

"દીકરી ! વખતના વારાફેરા છે. કાલ સવારે દિનોનાથ સૌ સારાવાના કરશે તારો વર વિવેકી છે. માટે એ ગમે ત્યા ગયો હશે તો પણ પાંચ પનર દિવસે બે મહીને જરૂર ખબર કહેવરાવશે. ધીંગા ધણીએ ધાન ઘણુંએ આપ્યું છે માટે હૈડે હૈયે તું તારે આનંદમા રહે"

રોંઢો થવા આવ્યો હતો ભરવાડો પોતાનાં છોકરાંઓને લઇ રોટલા ખાવા કૂવા કાંઠે આવ્યા. પણ કૂવામાં પડેલા વાણીઆને જોઇ ભૂત થયું જાણી ભાગવા લાગ્યા.

વાણીઓ દીન ભાવે બોલ્યો "ભાઇઓ. ભાગોમાં હું ભૂત નથી પાણી ભરતાં પગ લપસી ગયો, એટલે હું કૂવામાં પડી ગયો છું. તો દયા કરી મને બહાર કાઢો."

ભાગતા ભરવાડો, હાશ કરી હેઠા બેઠા. વાણીઆને કૂવામાથી કાઢવા પોતાના સીંચણીઆ કૂવામાં નાખ્યાં, વાણીઓ સીંચણીયાના આધારે કૂવા બહાર આવ્યો. ભોળા ભરવાડોનો આભાર માની વિચાર કરતો ચાલી નીકળ્યો.

* * *

ઘણા દિવસો પછી વાણીઓ ધોળા જેવા મોટા શહેરમા આવ્યો કોઇ મોટા વેપારીને ત્યા નોકરી રહ્યો. વરસ બે વરસ નોકરી કરી થોડી ઘણી ગાંઠે મુડી કરી, પછી જુદો ધંધો કરવા લાગ્યો. ધંધાનો જાણકાર હોવાથી બે ચાર વર્ષમાં મોટા વેપારીની હારમાં આવ્યો ગાંઠે મુડી પણ થઇ. વ્હાલું વતન સાંભર્યું.

ધણીને ધકેલી દઇ વાણીઆણી બાપને ત્યાં આનંદમા રહેતી હતી એક દિવસ સાંજે એ નદીએ પાણી ભરવા ગઇ બેડું માથે લઇ જતા એની નજર સામે ઘાટ બેઠેલા એક પુરૂષ ઉપર પડી. એ બૂમ પાડી નાઠી "ઓમા ! ભૂત !"

નદી ઘાટે બેઠેલો પુરુષ તરતજ બોલ્યો. "ભાગે શું કરવા ? હું ભૂત નથી. હું તો તારો ધણી છું. ઇશ્વરે પાછો સારો વખત આપ્યો એટલે હું તને તેડવા આવ્યો છું."

વાણીઆણી નીચું જોઇ ઉભી રહી ને કંપતી સાદે બોલી: "તમે ખરૂં કહો છો ? તમને કૂવામાથી કોણે કાઢ્યા ? મેં તો તે વખતે બહુએ બાબરડાં પાડ્યા. પણ ત્યાં સાંભળે કોણ ? !"

"ગઇ તીથી ભામણ પણ નથી સંભારતો તો તુ હવે ઘરે જઇ તારા બાપને ખબર આપ કે હું આવ્યો છું."

વાણીઆણી એઠું ભરી ઉતાવળી ચાલે ઘરે પહોંચી. બાપને કહ્યું કે "ઝાંપે જાવ, તમારા જમાઇ આવ્યા છે."

ઘરડો વાણીઓ ઝાંપે જઇ બહુ જ હેતથી જમાઇને ભેટયો. બન્નેની આંખમાં હરખનાં આંસુઓ આવ્યાં.

બે ચાર દિવસ વાણીઓ સસરાને ત્યાં રહ્યો. પછી વહેલ વહુને લઇ પોતાના વ્હાલા વતનમાં આવ્યો.'

પોતાનાં બાપુકાં ઘર પાછાં વેચાતાં લીધાં ને ધંધો પણ ધીકતો કરવા લાગ્યો. બેચાર વર્ષ પછી એને ત્યાં એક દીકરો રમવા લાગ્યો.

વાત કરતાં વર્ષો વહી ગયાં. દીકરો મોટો થયો. ગામમાં ન્યાતમાં, સારી રૂપાળી કન્યા જોઇ છોકરાનાં લગ્ન કર્યાં.

હવે વાણીઓ વૃધ્ધ થયો હતો, એટલે ધંધાનો બધો કારભાર દીકરાને સોંપ્યો હતો.

ઘરમાં સાસુ-વહુ વચ્ચે અઠવાડીયામાં બે ચાર વખત ધીંગાણાં જામતાં હતાં. સાસુ એક કહે તો વહુ એકવીસ સંભળાવતી: સસરાની પણ શરમ એણે મૂકી હતી.

* * *

એક દિવસ વાણીઓ બપોરે જમવા બેઠો હતો. વહુ રોટલા ઘડતી હતી. વાણીઆણી, પાસે બેસી પીરસતી હતી. રાંધણીમાં મરજના તડકાનાં ચાંદરડાં પડતાં હતાં. એક ચાંદરડું જમવા બેઠેલા વાણીઆના વાંસા ઉપર પડતું હતું. વાણીઆણીએ એ ચાંદરડાં આડો પોતાના સાડલાનો છેડો ધર્યો જમતાં જમતાં વાણીઓ મુછમાં હસ્યો. રોટલા ઘડતી વહુએ લાજમાંથી આ જોયું, ને મનમાં વિચાર્યું કે 'આમાં કાંઇ ભેદ છે.'

જમીપરવારી વાણીઓ હાટે ગયો એટલે છોકરો રોટલા ખાવા ઘરે આવ્યો. વહુને પીરસવાનું કહી વાણીઆણી દાણો કાઢવા કોઠારમાં ગઇ

વહુએ પીરસતાં, પીરસતાં, આજની બધીએ વાત વરને કહી, 'ને એ વાતનો ભેદ શું છે' એમ કહી હઠ લઇ બેઠી.

હા હા, કહેતાં બે ચાર મહિના વહી ગયા. છોકરો શરીરે સુકાવા લાગ્યો એટલે એક દિવસ વાણીએ પુછ્યું, "ભાઇ, હમણાં તારા શરીરે ઠીક નથી રહેતું? જો એમ હોય તો વૈદની દવા લે."

"ના બાપુ, વૈદની દવા લેવા જેવું મને કાંઇ થતું નથી. હમણાં મહિના બે મહિનાથી ધંધો મઠાર ચાલે છે એટલે જરા વિચાર જેવું છે."

"એ તો હોય, બધાયે દિવસો કાંઇ સરખા નથી જતા."

આમ વાત કરતાં વળી બીજા બે મહિના વહી ગયા. છોકરો મરણ પથારીએ પડવા જેવો થઇ ગયો. વાણીએ વિવેકથી મૂળ વાત જાણી લીધી. ભુંડું ભવિષ્ય આંખ આગળ તરવા લાગ્યું. દવાસો પ્રભુને સોંપી, દીકરા પાસે બધીએ વાત કરી, ને હું હસ્યો પણ એથીજ કે, જ્યારે મને કૂવામાં ફેંકી દીધો ત્યારે પણ હું એજ હતો ને અત્યારે પણ હું એનો એજ છું. છતાં મારા વાંસા ઉપર તડકાનું ચાંદરડું પડ્યું એ પણ એનાથી સ[illegible] ન શકાયું ને પોતાના સાડલાના છેડાનો છાંયો કર્યો.

કુભારજાનાં કંકાસથી કંટાળી, છોકરે, પોતાની પત્ની[illegible] બધીએ વાત કહી.

એક તો કુભારજા, તેમાં આવી વાતસાંભળી. પ[illegible] પુછવુંજ શું?!

એક દિવસ સાસુ વહુને કજીઓ થયો. વહુએ સાસુને રો[illegible] કહી દીધું કે 'હવે રાખોની, હું તો છુંજ ઉતરેલ કુળની [illegible] તમારી જેમ ધણીને કુવામાં નથી નાખી દીધો.'

થયું! જાત તેવી ભાત પડી! નીચું મોઢું કરી વાણ[illegible] આણી મેડીએ ચઢી. પ્રભુનું નામ લઇ, દોરડું બાંધી [illegible] ફાંસો ખાધો!?

રોટલા ખાવાનો વખત થયો એટલે વાણીઓ હાટેથી [illegible] આવ્યો. વાણીઆણીને ન જોઇ એટલે વહુને પૂછયું: "વ[illegible] દીકરા! તમારાં સાસુ ક્યાં છે?"

"એ તો ક્યારનાંએ મેડીએ ગયાં છે તે હજી સુધી ની[illegible] નથી ઉતર્યાં,"

વાણીઓ મનમાં તરતજ સમજી ગયો કે 'ભુંડું' થયું ધીરજથી મેડીએ ચઢ્યો તો વાણીઆણીને ગળા ફાંસામાં લટક[illegible] જોઇ. તરતજ વાણીઆએ ફાંસો ઢીલો કરી વાણીઆણીને બ[illegible] ઉપર સુવાડી ને મનથી પ્રભુની પ્રાર્થના કરી એજ ફાંસા[illegible] પોતાનું ડોકું નાખી લટકી ગયો.

રોંઢા વખત થવા આવ્યો પણ વાણીઓ દુકાને ન આ[illegible] એટલે છોકરો દુકાન બંધ કરી ઘરે આવ્યો ને વહુને પુછ[illegible] "મારાં મા, બાપુ, ક્યાં ગયાં?"

"એ તો બંન્ને બપોર દિના મેડીએ ચડયાં છે તે હજી ઉત[illegible] નથી. કોણ જાણે શું એ વાતો કરતાં હશે?!"

છોકરો ઉતાવળો ઉતાવળો મેડીએ ચડયો તો બાપને ફાંસા[illegible] લટકતો જોયો. છોકરે હાથ નાખી. વાણીઆના ગળામાંથી. ફાં[illegible] કાઢી, શબને ધરતી ઉપર નાખી પોતે પણ બાપની જેમજ ગળે ફાં[illegible] ઘાલી લટકી-ગયો.

સાંજ પડવા આવી-પણ, મા, બાપ, ને દીકરો એ ત્રણે માંથી એક પણ નીચે નથી આવતાં એટલે છે શું! એ જાણ[illegible] વહુ પણ મેડીએ ચડીને જોયું તો આંખે ચીતરી ચડી ને એ ચીચીઆરી પાડી બેસી ગઇ. 'આ બધુંએ મારે લીધે.' એટ[illegible] બોલી ધણીના ગળામાંથી ફાંસો કાઢી મા, બાપ પાસે એને સુવા[illegible] પોતે પણ એજ ફાંસો ગળે નાખી લટકી ગઇ! થયું! એક વે[illegible] ચારે જણ ફાંસો ખાઇ મરી ગયાં!!

સંપૂર્ણ.

# પાલીસનો પ્રભાવ !

( એક હાસ્યરસીક સ્કેચ. )

લખનારઃ—રા. ભમતો ભૂત

બેસતા વર્ષના દહાડે, અરે નૂતન વર્ષના નૂતન દહાડે, વસ્ત્રો ધારણ કરી, એકદમ અપ ટુ ડેટ બની સગા સબંધીઓ, મીત્રો, સ્નેહીઓ વિગેરેને મળવા માટે હું ઘરેથી બહાર નીકળ્યો. ઓટલાના ત્રણ પગથીયાં ઉતરી જેવો જમીન ઉપર પગ મુકવા જાઉં છું, ત્યાં તો એક મોચીના પોરીયાએ મારી સામે આવતાં બુમ પાડી. "શેઠ પાલીસ! શેઠ આ ટાઈ સુઝને પાલીસ બનાવરાવોને ગ!" પાલીસ શબ્દ સાંભળતાંજ હું ઓટલા ઉપર બેસી ગયો અને તે પાલીસવાળા પોરીઆને ચાર, છ, પ્રભાતીયાં સંભળાવી દીધાં. તે બિચારો છ પાશ ગણી ગયો! ઓટલા ઉપર બેઠો બેઠો હું વિચારવા લાગ્યો "હે રણછોડ રાય! આ શું થયું! નૂતન વર્ષના નૂતન દહાડે આ પાલીસવાળાના શકન અને ઉપરથી મારો દીકરો કહે છે શેઠ પાલીસ! જરૂર આજે પાલીસ થવાનું છે." પાંચ એક મિનિટ પછી હુ ઉઠ્યો અને આશરે પચાસેક કદમ ગયો હોઇશ ત્યાં તો એક જમનાની ખાધેલ સ્ત્રી જે રસ્તા ઉપર ઉભી હતી તેના ઉપર મારી નજર પડી. જેવો હું તેની પાસેથી પસાર થવા ગયો કે તરતજ તે ડોશીએ હા...આ...આ...છી કરી, એવા જોરથી છીંક ખાધી કે મારા માથા ઉપરની ટોપી પણ જમીન ઉપર પડી ગઇ! મારાથી બોલી જવાયું "ઓ તારા નાકમાં કીડા પડે." તે જમાનાની ખાધેલ બોલી "મુઆ છપ્પનનીઆ તારા નાકમાં ન પડે!" પછી તે પાકીટમાંના બત્રીસ દાંત બતાવી હાસ્ય કરતી બોલી "જા હવે જા! આ તારી ટોપી ઉપાડીને રસ્તે પડ!" આ સાંભળી હુ તો એકદમ આઇસક્રીમ થઇ ગયો. ટોપી હાથમાં લઇ રસ્તે પડ્યો. પણ વાચકો! નસીબ બે ડગલાં આગળનું આગળ! એક કાળી બિલાડી આડે ઉતરી. હું મનમાં બબડ્યો 'ઉફ! કમબખ્ત બિલાડી જનમતાની સાથે કાં ન મરી ગઇ કે આજે આડી ઉતરી!" હું બીજા શુભ શુકન લેવા માટે એક ઓટલા ઉપર બેસવા જતો હતો ત્યાં મારી નજર પાછી પેલી જમાનાની ખાધેલ ઉપર પડી તેનું પાકીટ હજુ ઉઘાડુંજ હતું! મારા મગજમાં વિચાર આવ્યો કે બચ્ચા યાદ રાખજે જો ખડી બેઠો તો રેવડી થશે. અને લેવાના દેવા પડશે. મટે નાકની દાંડીની સીધાણમાં ચાલ્યો જા. મેં ચાલની પકડી! એક ટ્રામ હાથ કરવાના વિચારથી રસ્તા ઉપર હું જઇ ઉભો રહ્યો. એટલામાં એક ટ્રામ આવી. ત્યાં સૌની જરા ભીડ હતી બધા ચઢી ગયા. છેલ્લો નંબર મારો હતો. જેવો પગથીઆ ઉપર પગ મુકવા જાઉં છુ ત્યાં તો ટ્રામ પસાર! મેં જમીન માપી! ધોતીયુ કાદવવાળું થયું. લોકો મારા તરફ આંગળી કરી હસવા લાગ્યા શું કરું? મનમા ને મનમા બબડતો પાંચ પાંચ મણની એક એક ગાળ તોળવા લાગ્યો. નીચું માથુ રાખી પાસે આવેલી એક હિંદુ હોટલમાં પ્રવેશ કર્યો અને એક કપ ચાહનો ઓર્ડર આપ્યો. ચાહ આવી. કપ મોઢા સુધી લાવ્યો ત્યાં તો એક માખે તેમાં ભોગ આપ્યો! ચાહ પાછી ગઇ. બીજીનો ઓર્ડર કર્યો એટલામાં તો મારો એક દોસ્ત ત્યાં આવ્યો તેના માટે પણ ચાહનો ઓર્ડર કર્યો છોકરો બે કપ ટેબલ ઉપર મુકી ગયો હું મારા મિત્ર જોડે વાતોમાં એવો લીન થયો હતો કે ચાહ આવ્યાનું મને ભાન રહ્યું નહિ! અચાનક મારા મિત્રની દ્રષ્ટી મારા ધોતીઆ તરફ ગઇ ને બોલ્યો "કેમ દોસ્ત! ક્યાંઇ નશો બશો કરી ગયો હતો કે શું?!" મેં આવેશથી કહ્યું નહિ નહિ આ બધી ટ્રામવાળાઓની મહેરબાની છે હું તેઓની વિરૂધ એક જડબાતોડ લેખ લખવાનો છું!"

"અરે પણ હતું શું!!" મારા મિત્રે સવાલ કર્યો. અરે બીજું શું હોય? બેંસના ભાઇ જેવો છે ને! એટલું સમજતો નથી. જો સાંભળ! જેવો હું ટ્રામના પગથીઆ ઉપર પગ મુકવા ગયો ત્યાં તો ટ્રામ પસાર થઇ ગઇ! હું નીચે પડ્યો, મેં તે ટ્રામનો નંબર લખી લીધો છે. અને તે ટ્રામના માલીક કંડક્ટરો વિગેરેની બરોબર ખબર લઇશ!" લઇશ શબ્દની સાથે મેં ટેબલ ઉપર જોરથી મુઠીનો પ્રહાર કર્યો. તે ટેબલ ઉપર થવાના બદલે આબાદ મારા કપ ઉપર થયો! કપના ચૂરે ચૂરા થયા અને ચિનીખાનાના કટકા પણ હાથમાં પેસી ગયા. ગરમા ગરમ ચાહથી હાથ દાઝ્યા પણ ખરા અને છાંટા ઉડવાથી કોટની પણ સત્યાનાશી થઇ! મનમા ને મનમાં હું બબડવા લાગ્યો. ઓ પાલીસવાળા કંબખ્ત પાલીસવાળા! આ બધો તારી પાલીસનો પ્રભાવ છે! તું જો આજ ન મળ્યો હોત તો આ ભયંકર અકસ્માત થાત એ શંકા ભરેલી વાત છે!"

મેં મારા મિત્રને અકળાઇને કહ્યું. "ચાલ યાર, ઉઠ યાર, મારે તો ચા નથી પીવી!" મારા મિત્રે કહ્યું "ઉભો રે, ઉભો રે. તારે નથી પીવી તો શું મારે નથી પીવી!" ને ચા પી રહ્યા બાદ હું બીલ ચુકવવા ગયો ત્યાં બારમા નવ આનાના થયા. મેં હોટેલવાળાને સવાલ કર્યો "ત્રણ કપ ચાના નવ આના કેવી રીતે થયા!" હોટલવાળાએ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો, "જુઓ સાહેબ, ત્રણ કપ ચાના ત્રણ આના, અને કપ રકાબી ફોડી તેના છ આના, કહો નવ, આના......" તે વધારે બોલે તે પહેલાં તો નવ આનાના પૈસા ટેબલ ઉપર મુકી મારા મિત્રનો હાથ ઝાલી બહાર નીકળી ગયો. મારો મિત્ર સાહેબજી કહી રસ્તે પડ્યો; મેં મારા મન સાથે આજ પછી હોટેલમાં નહિ જવાની પ્રતિજ્ઞા કરી!

મારા મગજમાં આ વખતે અનેક વિચારો ઈલેકટ્રીક કરંન્ટની માફક આવવા લાગ્યા. વિચારોની ધુનમાં ને ધુનમાં હું જે બેન્કમાં નોકરી કરતો હતો, ત્યાં આવી લાગ્યો. બેન્કના બિલડીંગ ઉપર નજર પડી. હું નાસી જવાનો વિચાર કરૂં તે પહેલાં તો બેન્કના નોકરો પટાવાળા વિગેરે વિગેરે મારી આસપાસ ફરી વળ્યા; અને બોલ્યા. "શેઠ સાહેબ બહોણી દો." બોણી આપ્યા વગર છુટકો જ કયાં હતો!

રૂપીઆ પાંચ સાફ થઈ ગયા. મારી પાસે કુલ્લે રૂપીઆ વીશ હતા. હવે બાકી રહ્યા માત્ર ચૌદ રૂપીઆ અને સાત આના!

બાર વાગે એક મિત્રને ત્યાં જમવાનું આમંત્રણ હતું. હું ત્યાં પહોંચ્યો મારા મિત્રને નુતન વર્ષાભિનંદન આપ્યું. પછી દિવાનખાનામાં જઈ બેઠો. અને અહીં તહીંના ગપ્પાં સપ્પાં ચલાવ્યાં. મારૂં ધ્યાન વાતોમાં ન હતું ઘેરથી સવારનો ભુખ્યો નીકળ્યો હતો. આ સમયે પેટમાં કુરકુરીયાં બોલી રહ્યાં હતાં. કહો, મારૂં ધ્યાન કયાં હતું?! કયાંય નહિ! ફક્ત જમવામાંજ! એટલામાં મારા મિત્રનો પંચ વરસનો છોકરો દાખલ થયો. બે ચાટલાના તેને પણ આપ્યા. હવે બાકી રહ્યા બાર રૂપીઆ અને સાત આના. થોડીક વારે નોકરે દાખલ થઈ ખબર આપી કે ભોજન તૈયાર છે. હું ને મારો મિત્ર, અને તેનો છોકરો ત્રણે જણા રસોડા પોષમાં દાખલ થયા. પાટલા ઉપર સ્થાન લીધું. સરલા ભાભીએ ભોજન પીરસ્યું. મારા મોંઢે તો પાણી છુટયું. મિષ્ટાન્ન પાણી જોઈ તબીયત ખુશ ખુશ થઈ ગઈ! મેં મલકાતા મોઢે મારા મિત્રને કહ્યું:—"યાર! આ બધી તસદી નકામી લીધી હો!" મારા મિત્રે જવાબ આપ્યો "બેસ બેસ તસદીવાળા, મનમાં મલીદા અને બગલમાં ઈટા, એવો ઘાટ કરે છેને! લે ચાલ ચાલ હવે જમવાનું શરૂ કર." મેં એક કોળીઓ લીધો અને જેવો મોઢામાં મુકવા જાઉં છું ત્યાં તો સરલા ભાભી એક ચીસ નાખી જમીન ઉપર પડી ગઈ! મારા હાથમાનો કોળીઓ પાછો થાળીમાં જઈ બેઠો. ત્યા તો મારા મિત્રે કહ્યું "ઉઠ ઉઠ, ભાઈ તું જરા દાકતરને બોલાવી લાવ. આને હિસ્ટીરીઆ થઈ ગયો છે!" જમવાનું તો રહ્યું ઠેકાણે અને કોટ ટોપી પહેરી ડોકટરને બોલાવવા ગયો. એક ડોકટરને પકડી લાવ્યો. તેણે, સરલા ભાભીની સારવાર કરી સરલા ભાભીને આરામ થયો. ડાકટરે ફી માંગી ત્યાં મારા મિત્રે મારા કાન પાસે આવી કહ્યું "દોસ્ત તું જરા ફી આપી દે. મારી પાસે હમણા રૂપીઆ છુટા નથી. હું તને હમણા આપું છું." ડોકટરે પાંચ રૂપીઆ ઉડાવી લીધા. ગાડી ભાડાના પણ બારસા રૂપીઆ બે થયા. કુલ્લે રૂપીઆ સાતનું ખુન થયું. હવે બાકી રહ્યા માત્ર પાંચ અને સાત આના! મેં ધાર્યું કે ચાલો, નવેન્ન કરી છે તે દોસ્ત માટેજ કરી છે કે હવે જે ટાઢું વાસું ભોજન મળશે તે ખાઈને રસ્તે પડીશું. ડાકતરને ત્યાંથી રજા લઈ હું મારા મિત્રને ત્યાં આવ્યો. આ વખતે ઘડીઆળમાં ત્રણના ટકોરા થયા. મારો મિત્ર મને દરવાજામાં મળ્યો. રજા લેતાં તેણે કહ્યું. "દોસ્ત આજે તને બહુજ તકલીફ પડી હો! ઘરે જવા પણ મોડું થયું હશે. હવે તારે જવું હોય તો જા! હં...હં પણ પેલા ડાકટરની ફીના અને ગાડી ભાડાના પૈસા હું તને બે ત્રણ દિવસ પછી આપીશ, સમજ્યો ને!" હું તેને સાહેબજી કહેવા પણ ઉભો ન રહ્યો! જમવાનું તો રહ્યું ઠેકાણે પણ બારસા રૂપીઆ નવનું ધોળે દહાડે ખૂન થયું! હું મનમાં ને મનમાં બબડયો, "બસ પાલીસ! એકદમ પાલીસ! એ કમબખ્ત પાલીસવાળા! હવેથી મારા ઘર આગળ આવતો કાળીઓ કુતરો નહિ કરડાવું તો મારૂં નામ નહિ! અને એ સરલા ભાભી તને ફાગણીયું, ફડફડયું આવે અને તને જમ રાજા વહેલી વહેલી તેડી જાય! તે વખતે હીસ્ટીરીઆ બોલાવવાનું તને કયાંથી સુઝી આવ્યું!"

(વધુ આવતા અંકમાં)

# પરિવર્તન

લેખકઃ—શ્રી. "ચંદ્ર"

"ભયંકર અકસ્માત! સવારની પુના એક્સપ્રેસને ભયંકર અકસ્માત!!"

રસ્તા પર વર્તમાન પત્ર વેચનારા છોકરાઓ મોટેથી બુમો પાડી રહ્યાં હતા. આ વાક્ય કર્ણગોચર થતાંજ મિસીસ શિવકામિની મુઝુમદાર ધબરાયા. તેમના પતિ તેજ પ્રાતઃકાળની એક્સપ્રેસથી પુને ગયા હતા! અને તેજ ટ્રેનને અકસ્માત! તે શ્રીમતીએ શિઘ્ર પ્રસ્તુત છાપાની એક નકલ મંગાવી. તેમાં આ પ્રમાણે લખ્યું હતું:—

"આજ સવારે અહીંથી રવાના થયેલી એક્સપ્રેસ ટ્રેનને કર્જતના સ્ટેશન પર એકાએક એન્જીનના અથડાવવાથી સખ્ત અકસ્માત થયું. તેથી એક ડબ્બાના ચૂરેચૂરા થયા અને બે ડબ્બા પાટા પરથી ઉતરી પડ્યા, પ્રાણહાની કેટલી થઈ તેની સત્તાવાર ખબર નથી, પણ તે બહુજ થોડી હોવી જોઈએ એમ કલ્પના કરી શકાય છે."

પ્રસ્તુત વર્તમાન વાંચતાની સાથેજ શિવ કામિનીના હોશ ઉડી ગયા. તેઓ તે વખતે "શ્રી સ્વાતંત્ર્ય પ્રચારક મંડળ"ની મીટીંગમાં જવાને ભાષણ લખીને તૈયાર કરતાં હતાં. પરંતુ ત્યાં જવાનું માંડીવાળી શિઘ્ર પોતાના સહોદરને ટેલીફોન કરીને બોલાવ્યો અને સંક્ષિપ્તમાં અકસ્માત વિષયક વાત સમજાવી તેને કર્જત તરફ રવાના કર્યો અને બોલ્યા, "ભાઈ! તું કર્જત જઈ એકંદર હકિકત શું બની તેની સર્વ તપાસ કરી મને શિઘ્ર તાર કરજે. જા જલદી જા! નકામો સમયને નહિ ગુમાવ!"

સહોદરના જવા પછી તેઓ પોતાની લાયબ્રેરીમાં ગયા. સવારે જલદી જવાનું હોવાથી તેમનાં પતિ મિ. ઉમાકાંત મુઝુમદાર તે દિવસે વહેલા ઉઠયા હતા અને પોતાની પત્નિની પ્રાતઃકાળની સુખાળી નિંદ્રામાં ખલલ નહિં પોંહચાડતાં તેમના પલંગના ગજવામાં પચીસ રૂપીઆની નોટો મૂકી બોલ્યા, હું આવતી કાલેજ આવીશ. શું આટલા રૂપીઆ બસ થશે?" શિવ કામિનીએ નિંદ્રામાંજ "હા" કહ્યું.

ઉમાકાંતે તે પછી સર્વ તૈયારી કરી. વિદ્યુતનો ચુલો સળગાવી ચહા તૈયાર કરી અને પોતે પીધા પછી નિંદ્રાવશ શિવ કામિનીને પણ તેમના પલંગ પાસે જઈ એક કપ આપ્યો. જતી વખતે તેઓએ, "પુનાથી કંઈ લાવવાનું છે?" એવો પ્રશ્ન કર્યો અને શિવકામીનીએ સુતા સુતા કહેલી વસ્તુઓની નોંધ કરી પ્રસ્થાન કર્યું.

લાયબ્રેરીમાં આવ્યા પછી પ્રાતઃકાળની આ સર્વ વાતો તેમની દ્રષ્ટિ સમક્ષ આવીને ખડી થઈ." મારી ખાતર મારા પ્રાણેશ્વર કેટલી તસ્દી લે છે અને મારા પ્રત્યે કેટલો પ્રેમ રાખે છે." એ તેમના લક્ષમાં ત્યારેજ આવ્યું. "તેઓ મારા સુખ માટે જેટલા પ્રમાણમાં પોતાના જીવન સર્વસ્વનો ભોગ આપે છે તેટલું હું તેમના માટે ભાગ્યેજ કરૂં છું." એ વિચારો પણ આજેજ તેમના લક્ષમાં આવ્યાં.

ઉમાકાંત જ્યારે શિવકામિનીને તેમની સાથે ફરવા જવાને કહેતા ત્યારે તે શ્રીમતી કોંગ્રેસ કમીટીની મીટીંગમાં જવાનું છે કે "શ્રી સ્વાતંત્ર્ય પ્રચારક મંડળ" તરફથી મારવાડી વિદ્યાલયમાં જાહેર વ્યાખ્યાન આપવાનું છે અથવા તો મૌલાના મન્સુરની સાથે "હિન્દુ-મુસ્લીમ એકતા"ના પ્રશ્નપર વાદવિવાદ કરવાનુ છે. આવા પ્રકારના જવાબથી પોતના પતિને નિરાશ કરતા. એક રવિવારે ઉમાકાંતે પોતાની સહધર્મિણીને તેમની સાથે નાટક જોવા જવાને કહ્યું હતું. પરંતુ હજી તો તે દંપતી વાત કરી રહ્યા છે તેટલામાં "ક્રોનીકલ" પત્રના પ્રતિનિધિ મહાશય ત્યાં આવી ચડયા અને "દેશની વર્તમાન દશાને જોતા ભવિષ્યમાં મહાસભાએ કઈ દિશામાં પ્રયાણ કરવું આવશ્યક છે?" એ પ્રશ્નપર તે શ્રીમતીનો અંગત અભિપ્રાય નોંધી લેવાની અભિલાષા દર્શાવી. આથી બીચારા ઉમાકાંતને અત્યંત નિરાશ થવું પડ્યું હતું.

આ સર્વ દ્રશ્યો એક પછી એક શિવકામિનીની દ્રષ્ટિ સમક્ષ ઉભા થયા. અને તેમને પોતાની વર્તણુંકને માટે અત્યંત દુઃખ થવા લાગ્યું "પતિને સુખી રાખવા એ પત્નીનું કર્તવ્ય છે. પણ તેમ કરવામાં મે ગંભીર ભૂલ કરી" એ તેમને સ્પષ્ટ જણાયું અને હવે પછી ભવિષ્યમાં માત્ર પતિની સેવામાંજ પોતાના જીવન સર્વસ્વને અર્પી દેવાનો તે શ્રીમતીએ નિશ્ચય કરી આત્મગત કહ્યું. "હે પરમાત્મન! મારા જીવન સર્વસ્વના આધાર આ અકસ્માતના ભયંકર પ્રસંગમાંથી મુક્ત થઈ સુખરૂપ પાછો ઘેર આવે એવી આ દીન દાસીપર દયા કર! હે સર્જનહાર પ્રભુ! મને મારી થયેલી ભૂલોનો અત્યંત પશ્ચાતાપ થાય છે. હવેથી હું મારા પતિની આજ્ઞા બહાર નહિ જતાં માત્ર તેમની સેવામાંજ મારા જીવન સર્વસ્વને અર્પણ કરીશ."

આ પ્રમાણે શિવકામીની વિચાર કરી રહ્યાં છે તેટલામાં તેમની દ્રષ્ટિ સમક્ષ આવીને ઉભા રહ્યા. તેમને જોઈ શિવકામિનીને માત્ર આશ્ચર્ય થયું એટલુંજ નહિ, કિન્તુ હર્ષના આવેશમાં તેઓ એકદમ પોતાના જીવિતેશને ભેટી પડ્યા. અને બોલ્યા "ઓ પ્રભુ! તારી દયા."

આ આશ્ચર્યજનક દ્રશ્ય નિહાળી ઉમાકાંતે પ્રશ્ન કર્યો. "કેમ શું થયું!"

પરંતુ તેમના પ્રશ્નની પૂર્તિ કરતા શિવકામિનીએ પાછો પ્રશ્ન કર્યો, "શું મારો ભાઈ નહિ મળ્યો? મેં તેને અકસ્માતની ખબર સાંભળીતાંજ ફર્જંત મોકલ્યો." આ સાંભળી ઉમાકાંત બોલ્યા, "મેં સવારે પુને જવાનો વિચાર માંડી વાળ્યો હતો. કારણ કે ઑફીસમાં ઘણું કામ હોવાથી તે પૂર્ણ કરી બપોરની ટ્રેનમાં જવાનો મેં વિચાર કર્યો હતો. પણ આ અકસ્માતની ખબર મળતા કદાચ તમે ધભરાઇ નહિં જાવો તે માટે બપોરે પણ જવાનું મુલતવી રાખી મારું કામ પૂર્ણ થવાની સાથેજ આ તરફ આવ્યો."

પોતાના પતિનો આ શબ્દો સાંભળી શિવકામિની બોલ્યા, "સારૂં થયું કે પ્રભુએ તમને પુને નહિ જવાનું સુબુધ્ધિ આપી. પણ આ તમારા હાથમાં શું છે?"

"કાંઇ નહિં. ઘેર આવતા રસ્તામાં આ સુંદર ગજરો દેખાયો તે તમારા માટે લઇ આવ્યો." એમ કહી ઉમાકાંતે શિવકામિનીના અંબોડામાં તે ગજરો પહેરાવ્યો અને વગર અટકાવે તેમને પોતાના હૃદય સાથે લગાડી અધરામૃતનું પાન કર્યું.

આ જોઇ શિવકામિની સ્મિત કરતા બોલ્યા "બજ્યું આશું? હવે આપણને આવી રમતો નહિં શોભે."

"અરે એ રમત તો સાક્ષાત બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ રમવાને ચૂકયા નથી" એમ કહી ઉમાકાંતે નિમ્ન લિખિત શબ્દો ઉચ્ચાર્યાઃ—

"જુદી હૈ ન્યામતે દુનિયા એ લજ્જત બોસ એક્ષમકી;
વહ જોગી હો ગયા જીસને, યહ મોહન ભોગ ચખ્ખા હૈ."*

સંપૂર્ણ.

* મરાઠી પરથી કંઇક ફેરફાર સાથે.





# બોધ વચનો અને આનંદની લહેરીઓ

લી. શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર,

उपकारान्स्मरेन्नित्यमपकारांश्च विस्मरेत् ॥
शुभस्य शीघ्रकारित्वमशुभे दीर्घसूत्रता ॥

કોઇએ આપણા ઉપર કરેલા ઉપકારો યાદ રાખવા પણ ભૂલવા નહી. અપકારો ને ભુલી જવાં. શુભ કામ જલદી કરવું તેમાં ઢીલ ન કરવી પણ અશુભ (ભુંડું) કરવામાં આળસ કરવું.

दुष्टा भार्या शठं मित्रं भृत्याश्चोत्तरदायकाः ॥
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥

ઘરમાં દુષ્ટ સ્વભાવની સામા તડાકા ભડાકા કરનારી સ્ત્રી હોય શઠ મિત્ર હોય સામા જવાબ દેનારા નોકરો કહ્યું ન માનતાં હોય અને જે ઘરમાં સર્પ હોય તે ધણીનું અવશ્ય મૃત્યુ થાય છે.

ગમે તેટલું ભરો પણ ધરાતા જ નથી. તેઓ કોણ તે જાણો છો. (૧) જમાઇ, (૨) જઠર, (પેટ) (૩) જાયા, (બાયડી) (૪) જાતવેદ (અગ્ની) અને (૫) જમ આ પાંચ જજ્જા કોઇ દિવસ ધરાતા નથી.

को न याति वशं लोके मुखे पिंडेन पूरितः ॥
मृदंगो मुखलेपेन करोति मधुरध्वनिम् ॥

આ લાંચ લેતી દુનીયામાં મોઢામાં લાંચ રૂપી પાન સોપારી ને દક્ષિણા પાન્નુથી કોણ વશ નથી-થતો. અર્થાત્ એ સ્વાદ જ એવો છે કે જેમાંથી કોઇકજ બચી શકે છે. મૃદંગ-ઢોલકને પણ લોટનો પીંડો મોંઢા ઉપર ચોપડવાથી મીઠું અને મધુરૂં કેવું સરસ વગડે છે તેમ આ દુનીયામાં પણ વેરા રાજ્યાં ખાનારો હાજી-કાજી-ને પાજીનો તોટો નથી હો.

असती भवति सलज्जा क्षारं नीरं च शीतलं भवति ॥
दंभी भवति विवेकी प्रियवक्ता धूर्तजनो भवति ॥

જે કુલટા રાંડ હોય તે લાજ શરમ બહુ બતાવે છે અને ખારૂં પાણી બહુ ટાઢું હોય છે તેમ દંભી માણસ વિવેક-નમ્રતા બતાવે છે તેમ મીઠું બોલનારા ધૂતારા જરૂર હોય છે.

॥ શીયાળામાં ૭ તતા સુખ આપે છે ॥

तैलं तापं च तांबूलं तौलिका तप्तभोजनम् ॥
तप्तोदकं तारुणीच सप्त शीते सुखावहाः ॥

તેલ ચોળવું, તાપવું, ગરમ મસાલાનું પાન બીડું રૂની ડગલી-ગોદડી-ગાદલું, ગરમ ભોજન, ગરમ પાણીથી નાહવું. અને નવોઢા નવલી તરૂણી (સ્ત્રી) શરીરને પુષ્ટી દેનારી છે.

સંપૂર્ણ.

# સીનેમાના સમાચાર

લખનારઃ—રા. ચિત્રપટ

## નટ-સંઘની આવશ્યકતા

લગભગ પચાસેક વર્ષ પહેલાં આ દેશમાં આનંદ લેવાનું સ્થાન ભવાઈ સિવાય કાંઈ પણ નહોતું. તે ભવાઈની ઉત્ક્રાંતિ થઈ. તેની જગા નાટકોએ લીધી અને એ નાટકોનો પણ જમાનો જેમ જાણે વહી ગયો હોય, તેમ તેને દેશપાર કરી સિનેમાએ પોતાનો અડ્ડો જમાવ્યો. આ પચાસ વર્ષના અરસામાં અનેક નટ-નટીઓ ઉત્પન્ન થયાં અને રંગભૂમિના તખ્તાને પોતાની કળાથી ચમકાવી તારાગણની માફક અદૃશ્ય થઈ ગયાં. છતાં નથી તે લોકોનાં ગુણોનું કીર્તન કે યાદગીરીની એક પણ વસ્તુ કે જેથી ભવિષ્યના અભિનેતૃ વર્ગને જાણવાનું-શિક્ષણ લેવાનું સાધન થઈ શકે. જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ પાશ્ચાત્ય નટ-નટીઓની માફક આ દેશનો અભિનેતૃ વર્ગ પણ સાધારણ રીતે ઠીક કેળવાતો જાય છે, પરંતુ તેઓમાં એકસંપી કિંવા સંઘશકિત નહિ હોવાથી, તે દેશોની માફક આ દેશની અભિનયકળા તેટલા પ્રમાણમાં ખીલી શકી નથી. ઉચ્ચ અને કેળવાયેલા વર્ગે હજી સુધી આ ધંધામાં ભાગ લીધો નથી, તેનું કારણ પણ એજ છે. કારણ કે આજકાલ આ ધંધામાં લગભગ નેવું ટકા ભાગ હલકી વૃત્તિનો દાખલ થવાથી કળાને જે પ્રમાણમાં ખીલવવી જોઈએ તે પ્રમાણે બન્યું નથી. ઉચ્ચ અને કેળવાયેલા વર્ગને જો આ ધંધા તરફ ખેંચી લાવવો હોય તો તેવા એક 'અભિનેતૃ સંઘ'ની અમો આવશ્યકતા વિચારીયે છીએ. આવા સંઘદ્વારા નટ-નટીઓ એકત્રિત થઈ પાશ્ચાત્ય અને પૌર્વાત્ય નટ-નટીઓનાં જીવનનો અભ્યાસ કરી શકે છે. નાટ્યકળા-અભિનયકળા-નૃત્યકળાનું શિક્ષણ લઈ શકે છે. વળી સંઘ માટે ખાસ એક મકાન લઈ ત્યાં દર મહિને સારા વિદ્વાનો અને અનુભવીઓનાં લેકચરો તથા ઉપરોકત કલાનાં શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવે, તો આ દેશની લલિતકળા પણ યુરોપની બરોબરી કરે, એમાં કોઈ પ્રકારનો શક નથી. આવા મકાનની અંદર એક સારી લાઈબ્રેરીની તથા મ્યુઝીયમની પણ આવશ્યકતા છે. જૂદી જૂદી ભાષાના ગ્રંથોનું અધ્યયન તથા જૂદા જૂદા દેશના રીત-રીવાજ પહેરવેશનું જ્ઞાન બરાબર મેળવવા માટે મ્યુઝીયમ ઉપયોગ થઈ પડે અને મેકઅપની અંદર જે ખામીઓ ઘણે સ્થળે જોવામાં આવે છે, તે દુર થઈ જાય. પાશ્ચાત્ય દેશોમાં આવા સંઘો ઘણા અસ્તિત્વ ધરાવે છે અને તેઓ પોત પોતાનાં સમેલનો પણ કરે છે. હમણાંજ ખબર આવ્યા છે કે, પ્રખ્યાત "ઓડેન નેશનલ થિયેટર" ના અધ્યક્ષ મોંસ્યો ફ્રામિંન ગેમીયાર કે જેઓ ફ્રાન્સના એક અગ્રગણ્ય અભિનેતા ગણાય છે, તેમણે લીગ ઑફ નેશન્સની માફક 'નિખિલ અભિનેતૃસંઘ સ્થાપન કરવાનું બીડું ઝડપ્યું છે. આગામી ગ્રિષ્મ ઋતુમાં તેમણે પેરીસની અંદર ઉકત સંઘનું સમેલન કરવાનો નિશ્ચય કર્યો છે. અને તે માટે 'જર્મન અભિનેતૃ સમિતિને' આમંત્રણ આપવા હાલમાં જર્મની ગયા છે. યુરોપ અમેરીકાનાં પ્રમુખ નટ-નટીઓ આ સંમેલનમાં ભાગ લેવાનાં છે, જ્યારે એશિયા જાણે ઉકત કળામાં સમજતુંજ ન હોય તેમ તેને બાતલ રાખવામાં આવ્યું છે. અને તેનું મુખ્ય કારણ એટલુંજ છે કે, આ દેશમાં તેવા સંઘ કિંવા સમિતિના અભાવે પરદેશની અંદર અહિંના કળાકારો પ્રસિધ્ધમાં આવ્યા નથી, કિંવા તેવું કોઈ તેમને સાધન મળ્યું નથી. તેથી અમો આશા રાખીએ છીએ કે કાલ વિલંબ નહિ કરતાં નાટક અને સિનેમાની ઉન્નતિ ઇચ્છનારાઓ અગ્રેસર થઈ 'અભિનેતૃ સંઘની' સ્થાપના કરે તો નાટ્યકળા-સિનેમા-નટ-નટી વગેરેને લાભ દાયકથયા સિવાય રહેશે નહિ.

* * *

## નવી ફિલ્મો—

**લંકાની લાડી અને ઘોઘાનો વર**—કોહિનૂર કંપનીનું સુપર પ્રોડકશનઃ રજુ કરનાર મેસર્સ દેવારે બ્રધર્સ: લેખક મી. દવે. ફોટોગ્રાફર મી. દેવારે ડાયરેકટર મી. હોમી માસ્તર.

ઘણા લાંબા કાળે દેશી સિનેમામાં જો કોઈ ફિલ્મે વિશેષ ધ્યાન ખેંચ્યું હોય તો લંકાની લાડીજ છે. અમો અનેક વખત કહી ગયા છીએ તેમ મૂળ વસ્તુને-તેના ઉદ્દેશને વળગી રહી-ફુલ ગુંથણીની માફક તેને પોશક દશ્યો રજુ કરી-લીંક તૂટવા નહિ દેતાં વાર્તાના પ્રવાહને સરળતાથી રજુ કરવામાં મી૦ દવેનો હાથ અત્યારે તો કોઈ પકડે એમ નથી. લંકાની લાડીથી તેમણે દેશી ફિલ્મોમાં ક્રાંતિ કરી છે, અને જે જે દશ્યો રજુ કર્યાં છે, તે સાબીત કરી આપે છે કે, ધીરજ અને ખંતથી જો કામ કરવામાં આવે તો યુરોપિયન ફિલ્મોને પણ ટક્કર મારે તેવું કામ કરી શકાય.

ઍકટીંગ—કલુ—મી૦ ખલીલનું કામ સારૂં છે, તેમનાં સાહસ અને ધૈર્ય વખાણને પાત્ર છે. હંસાવતી-મિસ ગૌહર નવીન એક્ટ્રેસ હોવા છતાં સાધારણ ઠીક ગણાય. પરંતુ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે, શરૂઆતમાંથીજ જો નાટકી એકટીંગની ટેવ પડી જશે તો પછી કહાડવી મુશ્કેલ થઈ પડશે!

ફોટોગ્રાફી—આઉટડોર લોકેશન સારાં લેવાયાં છે.

દરોરો—અસાધારણ.

ગ્લોબ—બહાદુર જંગ ઉર્ફે તારીખે કિસ્મતનો નવો ડ્રામા શરૂ થયો છે. જાણીતા અમેરીકન સીનેમા સ્ટારોએ આમાં મુખ્ય કામ કર્યું છે. સાહસિક કામોની સીરીયલોની માફક આ ડ્રામા પણ હૃદયને હચમચાવી નાખે તેવા બનાવોથી પૂર્ણ છે.

**કામલતા**—કૃષ્ણ ફિલ્મ કું. નું સાત ભાગનું ચિત્રપટ. લેખક મી૰ કૃષ્ણકુમાર. ડાયરેકટર મી૰ રાઠોડ. ફોટોગ્રાફર. મી૰ લુહાર.

**વસ્તુ**—શૃંગાર રસથી છલોછલ ઉભરાતું આ 'સ્ટીરાયો ટાઇપ' પીકચર છે. એક દંડનો પ્રતાપ અને ટ્રીક સિનોથી ફિલ્મ ભરપુર છે. વસ્તુને જોરદાર કરવા નવાં એકશનો ઉમેર્યાં હોત તો ઠીક થાત. એકંદરે ફિલ્મનો 'પ્લોટ, જોતાં સારી લેવાઇ છે. અમો આશા રાખીએ છીએ કે મી૰ કૃષ્ણકુમાર હવે કોઇ નવી જોરદ ર સ્ટોરી રજુ કરી નામનામાં વધારો કરશે.

. એકટીંગ-મી૰ ગંગારામ તથા એમીલીનું કામ ઠીક છે. ગુલામનું કામ પણ વખાણને પાત્ર છે, છતાં ગંભીરપણામાં પણ મ્હોડાના પલકારા જતા નથી!

**ફોટોગ્રાફી**—સારી. મી૰ લુહારને સાબાશી ઘટે છે.

**દરોરો**—સાધારણ.

* * *

**નવી ખબરો—**

**કોહિનૂર**—સિનેમાની રાણી તૈયાર થવા આવી છે. લંકાની લાડી પછી આવશે.

**કૃષ્ણ**— ઐતિહાસિક વસ્તુ પન્નાની તૈયારીઓ ચાલી રહી છે.

**લક્ષ્મી**—પંચદંડના આઉટડોર સિનો માટે કંપની વડોદરા ઉપડી ગઇ છે. સાંભળવા મુજબ પંચદંડની વસ્તુ અત્રેના એક પ્રખ્યાત ધારાશાસ્ત્રીએ લખી છે, વળી એવા પણ ખબર સાંભળવામાં આવ્યા છે કે, પંચદંડ પછી જાણીતા નવલકથાકાર રા. મુન્શીની એક સામાજિક કૃતિ કંપની બહાર પાડનાર છે. આવા સારા અને કેળવાયેલા સાક્ષરોની મદદ મેળવવા માટે કંપનીને મુબારકબાદી ઘટે છે.

**રોયલ**—બે ગોખાની લડાઇ દર્શાવતું રા' નવઘણનું પોસ્ટર મેજેસ્ટીક ઉપર લટકાવી દીધું છે. રોયલના આ નવી તરેહના પોસ્ટરમાં કાંઇ ગૂઢ રહસ્ય સમાયેલું છે શું? એક ગોખા પર મચ્છર ઉડતું હોય તેમ જણાય છે, જ્યારે બીજા પર શું છે તેનો ભેદ કોઇ ઉકેલશે?

**મહારાષ્ટ્ર**—ઐતિહાસિક વસ્તુને બદલે મી૰ બાબુરાવે આ વખતે પૌરાણીક વસ્તુ પસંદ કરી છે. 'ગજગૌરી' થોડા વખતમાં રજુ થશે.

**શારદા**—બાજીરાવ મસ્તાની ગઇ કાલથી મેજેસ્ટીકમાં રજુ થઇ ગઇ છે. સૌરાષ્ટ્ર વીર તૈયાર છે, જ્યારે વીર બાળાની તૈયારીઓ ચાલી રહી છે.



# મોજ—મજાહ ઇનામમાળા નં. ૨

## રૂપિયા પચ્ચાસનાં સોળ ઇનામો

નીચે જણાવેલી કુંપનમાં અત્યાર સુધીમાં પ્રખ્યાતિ પામેલ સારામાં સારી

## પાંચ સિનેમા નટીઓનાં નામ

લખી મોકલનારાઓમાં રૂ. પચ્ચીસનાં સોળ ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામોની વીગત-રૂા. ૭, ૫, ૩, ૨, ૧, નાં એક એક મળી કુલે પાંચ—બાર આનાનાં છ— અને આઠ આનાનાં-પાંચ મળી કુલે સોળ ઇનામો આપવામાં આવશે.

આ બધાં ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતનાં અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે.

પુસ્તકો મોકલવાનો ખર્ચ ઇનામ મેળવનારને શીર છે.

આ ઇનામની હરીફાઇનું પરિણામ તથા દરેક નટીને કેટલાં મત મળ્યાં તે તા. ૨૭-૧૨-૨૫ ના અંકમાં જાહેર કરવામાં આવશે.

કુંપન સિવાય ઇનામની હરીફાઇમાં નામ દાખલ થઇ શકશે નહિ.

## મોજ—મજાહ ઇનામમાળાની કુંપન

તા. ૧૩-૧૨-૨૫

પ્રખ્યાત સારામાં સારી પાંચ નટીનાં નામ

૧ ૨ ૩
૪ ૫

લી. ____________

ઠે. ____________

પો. ________ મું. ________

# ચર્ચાપત્ર

(ચર્ચાપત્રો સાથે તંત્રી બધી રીતે સહમત છે, એમ સમજવું નહિ. અ. મો. મ.)

## બેદરકારી કોની?

મોજ-મજાહના અધિપતિ જોગ,

સીનેમા અને નાટકના શોખીનો માટે અને ત્હેમાં રસ લેતી વ્યક્તિઓને ચર્ચા કરવા સારૂ "મોજ-મજાહના" કોલમો ઉઘાડાં હોવાથી નીચેનું ચર્ચાપત્ર આપને મોકલવામાં આવ્યું છે યથા સ્થળે પ્રસિધ્ધ કરવાની કૃપા કરશો.

સીનેમાનો ઉદ્યોગ પાશ્ચીમાત્ય દેશોમાં આગળ પડતો ધીકતી હાલતમાં ચાલે છે ત્યારે હીન્દુસ્તાન દેશની અંદર આંગળીના વેઢા ઉપર ગણાય તેટલીજ સીનેમા ફીલમ ઉતારનારી કંપનીઓ છે, જેમાં પણ એકાદ બે કંપનીઓ આગળ પડતી તરી આવે છે, અને જેમણે આજ સુધીમાં સંખ્યાબંધ ફીલમો બહાર પાડી છે. જન સમુહને તે પસંદ પડી કે કેમ? એ પ્રશ્ન બાજુ ઉપર મુકતાં, લાંબો વખત કામ કરવા છતાં સારા નટ, નટીઓનો સમુહ હોવા છતાં વખતો વખત ડાયરેકટરો બદલાવા છતાં, કેમેરામેનો બદલાવા છતાં, મી૰ દવે જેવા સાક્ષરના હાથથી લખાએલી વાર્તાઓને અગ્રસ્થાન મળવા છતાં, દર વખતે મોજ-મજાહ અને તેવાંજ બીજા સાહવાડીક વર્તમાન પત્રોમાં અનેક પ્રકારની [illegible] છતાં, [illegible] સુધારા વધારા કરવામાં બેદરકારી જોવામાં આવે છે એટલુંજ નહી પરંતુ દીવસે દીવસે આગળ વધતા ઉદ્યોગમાં સુધારા વધારા કરીને આગળ વધારવાને બદલે બેદરકારીથી સુધરી શકે તેવી ખામીઓ સામે પણ આંખમીંચામણા કરવામાં આવે છે, ત્હેમાં "બેદરકારી કોની?" આ એકજ પ્રશ્ન ઉપસ્થીત થાય છે. સીનેમાની ફીલમો ઉતારવાનું કાર્ય ખામીઓ કદાચ સમજી શકે છે કે કાર્ય કરનારાઓને કેટલી મુશ્કેલી વચ્ચે પોતાની કંપનીઓ ચલાવવી પડે છે! અને અગવડો વેઠવી પડે છે! છતાં! નહી જેવી ખામીઓ માટે થતી ફરીયાદો ઉપર લક્ષ આપવામાં આવતું નથી ત્હેને માટે "બેદરકારી કોની!"

દેશી ફીલ્મોની અંદર અનેક પ્રકારની ખામીઓ થતી હોય તે જોનારાઓ સમજી શકે નહી, પરંતુ ટાયટલોની અંદર એક ઠેકાણે કહેલું કે "હું જીવનભર કુંવારી રહીશ" કાઠીયાવાડી વણીકની જાત બતાવવામાં આવતી હોય અને સામ સામા લગ્ન કરનાર વહેવારીયાઓમાં એકને માથે ગુજરાતી પાઘડી હોય તો બીજાને માથે [illegible] પાઘડી હોય કદાપી તે પણ બનવા જોગ છે છતાં એકજ ગામનો માન હોય અને પાઘડીઓ જુદી જુદી [illegible] વહેવારીયાઓના ઘરની [illegible] પણ એકજ જાતના સીન [illegible]"

વાણીયાઓ કપાળમાં કેસરના ચાંલ્લા કરે અને મુખથી બોલે અરે શીવ! શીવ!! બળવાન રાજા વિક્રમ અને વૈતાલ જેવાઓ અનેક રાક્ષસોને મારી કુટી ખુંદીને પોતાનો રસ્તો કરે છે તેમનેજ એક સાધારણ દોરડાવતી બાંધીને, ઉપર ખેંચવામાં આવે છે, દોરડું ખેંચાય છે, વૈતાળ અને વિક્રમ દોરડું કાપીને છુટવાને બદલે ઉપર ખેંચાય છે, એટલુંજ નહી, પરંતુ ઉપરથી દોરડું ઉકલવાને સામું વધારે લપેટાય છે, કોઇ જવાબ આપશો કે? "બેદરકારી કોની?"

"સ્વપ્ન સુંદરી"ને જગતના અનેક વૈભવ શાળી રાજાઓમાંથી કોઇ પસંદ નહી આવ્યો તે ગરીબ ભિક્ષુક બ્રાહ્મણ જેને ગામમાં ઘર નથી, શીમમાં ખેતર નથી, પહેરવા વસ્ત્ર નથી, ખાવા બાજરી નથી, તેહની ઉપર ત્હેનું મન પ્રસન્ન થયું અને તેવા એક બ્રાહ્મણને પણ સ્વપ્નમાં કામરૂદેશની કામીનીએ વરમાળા આરોપી અને તે ત્હેની પાછળ દીવાનો થઇ આપઘાત કરવા તૈયાર થયો, અને રાજા વિક્રમે પણ ત્હેને માટે મહેનત ઉપાડી "સ્વપ્ન સુંદરી" લાવી આપી તો ખરી પરંતુ ઉપરથી ત્રણ ખૂણાના ત્રાંબાના પત્રા ઉપર પાંચ ગામ નિર્વાહ માટે આપ્યાં હાવા પ્રકારની અનેક જાતની ફીલમોની વાર્તાઓ લખાય છે સીનેમા ફીલમ કંપનીઓ ત્હેની ફીલમો ઉતારે છે જોનારા જોઇને "મોજ-મજાહ" કરી લે છે, વર્તમાન પત્રો ટીકાઓ કરે છે છતાં "સીન ઝાંખો દેખાય છે" તે તરફ પણ લક્ષ આપવામાં આવતું નથી. માત્ર દરેક કાર્ય જુદી જુદી જાતના કોંટ્રાકટથીજ ચાલી જાય એટલેથીજ બસ છે!

પાશ્ચીમાત્ય દેશોમાં કાંઈ ભુલ ચુક થતી નથી એમ સેવકનું કહેવું નથી ખામીઓ તો દરેક સ્થળે થાય પરંતુ નેચર વિરૂધ, સ્થળ વિરૂધ્ધ, કાર્ય થતું હોય સહેજમાં સુધરી શકે તેવી ખામીઓ થતી હોય છતાં ત્હેમાં સુધારા કરવામાં નહી આવે તેમાં "બેદરકારી કોની.?"

લી. મોજીલો માસ્તર
મુંબઇ નં. ૨.

Reg. No. B.

# રાજાની (વૃધ્ધ) અને રાજ્યની આબરૂ કોણે જાળવી ?

હજારો સૈનિકો સામે ટક્કર કોણે ઝીલી

એ તો મસ્ત-મસ્તાનીએ અને મહારાષ્ટ્ર-વીર નર બાજીરાવે—
પ્રેમમાં નીરાશા પણ તે મસ્તાનીને મલી-પરિણામે શું થયું ?? તે જાણવા-જુવો

શનીવાર તારીખ ૧૨ મીથી શરૂ થયેલ

## શ્રી શારદા ફીલ્મ કંપનીનું પ્હેલું ચિત્ર

# બાજીરાવ મસ્તાની

જેમાં કાર્યવાહકોએ જર અને જહેમતનો કેટલો ભોગ આપ્યો છે, અને વસ્તુ દરેક રીતે લોકપ્રિય થાય તેના માટે કેવી મહેનત લીધી છે તે કહેવા ગાઇ બતાવવાની જરૂર નથી.

## મેજેસ્ટીક સીનેમા ગીરગામ

---

આવે છે **"સૌરાષ્ટ્ર વીર"** કૃષ્ણ સીનેમા
દુબાશ થીએટરમાં

આ પત્ર તંત્રી જયશંકર મોતીદાસ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાઉ બિલ્ડીંગમાં મોજ મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી
તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

વીર નર અને બહાદુર બાળા બેએ કમાલ કરી.

આખું અઠવાડીઉ લોકોને અસાધારણ ખેંચી રહ્યા—જેથી

શારદા ફીલમ કંપનીનું ઐતિહાસિક ચિત્ર

# બાંજીરાવ મસ્તાની

બીજું અઠવાડીઉ

રાતના વખતના લડાઈના સીનો ખરેખર કમાલ કરે છે એક સરખો રસ જામતો જાય છે—વધતો જાય છે—જરૂર જુવો.

# સીનેમા મેજેસ્ટીક ગીરગામ

આવે છે!

મોટા ખર્ચે તૈયાર કરેલ રૉયલઆર્ટ સ્ટુડીઓનું ખેંચાણ કારક ચિત્ર

## રા ન વ ઘ ણ

આવતા



આવે છે!

જેમા મીસ જુબેદા મુખ્ય કામ કરે છે તે

## વી ર પ સ લી

શનીવારથી




પોષ સુદ ૫] રવિવાર તારીખ ૨૦ મી ડીસેમ્બર ૧૯૨૫ [પુ ૨ જું. અંક ૬



# દરિયાવ દિલના દોસ્ત!

કવ્વાલિ.

જુદાઈ જરી નહિ ધારો, અમારૂ તે તમારૂ છે,
કબુલ છે દોસ્તીને નાતે, તમારૂ તે અમારૂ છે—

દિયો જો મિષ્ટ મેવા તો, તમારા તે અમારા છે,
લિયો ધાણી અને ફુગાવા, અમારા તે તમારા છે—

ચુચવતા ઘૃતભર્યાં લાડુ, તમે લો તે અમારા છે,
મુળા લ્યો માગણીના તો અમારા તે તમારા છે—

દુઝણી ભેંશ છા કાળી! તમારી તે અમારી છે,
બિલાડી લ્યો ભલે ધોળી! અમારી તે તમારી છે—

દિયો કિંમતી દુશાલાઓ, તમારા તે અમારા છે;
કદી લ્યો ફાટલા ગાભા, અમારા તે તમારા છે—

હજારોના દિયો કડકા, તોડના તો અમારા છે,
લિયો આની નિકલની એ, અમારી ને તમારી છે—

*દિયો મોટર કે બગીયો, તમારી તે અમારી છે
ભલે ગાડું રગસિયું લ્યો અમારૂં તે તમારૂં છે—

દિયો કુલ—બાગ મઘમઘતી, તમારી તે અમારી છે;
ધાર કે કેરડાની લ્યો, સુકી વાડી તમારી છે—

તમારા મહેલ ને માળા, ભલે હો તે અમારા છે
લિયો ખંડેર અમંદરનાં, સુખેથી તે તમારાં છે—

લિયો મુજ વંશવાદાની, શેષ આયુ તમારી છે;
મરથી દો જીવાની તો, તમારી તે અમારી છે—

અરે! હો સર્વસિદ્ધિ તો તમારી તે અમારી છે.
સુખે દારિદ્રય સભાળો, અમારૂં તે તમારૂં છે—

ભલે હો સ્વાર્થી તમ સરખા, 'બાલ' મિત્રો અમારા છે
અહા! નિસ્વાર્થી અમ સરખા, સરલ મિત્રો તમારા છે—

ફરક નહિ જાણવો જરિએ 'બાલ' અમ કે મા ...
જુજવા દેહ પણ આત્મા, એક તમ કે અમારાનાં

* * *

જમાનાની બલીહારી, મુકિ ગાગર લિયે ગોળા,
વિમચતા વાણિઆં હેવી! કવીના મિત્ર વા! ભોળા
દોસ્ત-દરિયાન આવાથી, વિચારી વર્તવાનુ છે.
ઠગાયો પોતસાદ તો, 'બાલ' બહુ યે જવાનું છે—

'બાલકવિ

*'અમારૂં કે તમારૂં એજ છે ને!' આમ કહે તાલિમિત્રોના જમાનાના પરિચયથી રહસ્યભેદ વિનાં સગાન-લેખક

# રાજનગર રહસ્ય

લખનાર—શ્રી. ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

(૨૧)

રમા અને રામપ્રસાદની મુલાકાત થયાને બે દિવસ વીતી ગયા હતા સંધ્યાકાળ વીતી ગયો હતો વસુંધરા ઉપર ધીમે ધીમે અંધકારનો વિસ્તાર થતો હતો. એકાદશીનો દિવસ હોવાથી રેણુકાએ ઉપવાસ કર્યો હતો. હમણાં તે નવલશા નાણાવટીના મણિપુરવાળા મકાનમાં જ હતી અને રમા તેની એક બ્હેનપણીનું લગ્ન હોવાથી શ્હેરમાં ગઇ હતી. આજે રાત્રે રમા શહેરમાંજ રોકાવાની હતી.

રેણુકા જે ખંડમા બેઠી હતી તે ખંડમા ઝાંખા પ્રકાશવાળી એક બતી સળગતી હોવા છતા એ ઝાંખો પ્રકાશ જાણે કે એ સ્થળની નિર્જનતાને વિશેષ ભયંકર રૂપ આપતો હતો રેણુકાની શિશુકન્યા નિદ્રાધીન થઇ ગઇ હતી

એ નિર્જન સ્થળે વિધવા રેણુકા ચિંતાતુર ચિત્તે બેસી રહી હતી તેના મુખમંડળ ઉપર ઉદ્વિગ્નતાની છાયા છવાઇ ગઇ ની. તે વિધવા હોવા છતાં તેનું શારીરિક સૌન્દર્ય સહજ પણ ઓછું થયું ન હોતું. તેની એ રૂપજ્યોતિ સૂર્યના પ્રકાશ જેવી પ્રખર નહિ પરંતુ પૂર્ણિમાની ચંદ્રજ્યોતિ જેવી શીતળ તેમજ નિર્મળ લાગતી હતી. એ રૂપમા લાલસાના તરંગો નૃત્ય કરતા ન હોતા, પણ પવિત્રતાનો શાન્ત સૌમ્ય ભાવ એમાં સ્પષ્ટ ભાતો હતો. એ રૂપ જોતા અંતર ભકિતથી ઉભરાઇ જાય એવો સંભવ હતો. રેણુકાના પ્રશસ્ત નયનોની દૃષ્ટિમા સહજ પણ ચંચળતા કે વિહ્વળતા ન હોતી

અડધો કલાક વિચારોમા વીતી ગયો રેણુકાએ શય્યાવશ થવાના વિચારથી બિછાનું તથા કાંચળી કાઢી નાખી તે સૂઇ જવાની તૈયારી કરતી હતી એવામા નવલશા નાણાવટી તેની પાસે હાજર થયો. કાળા રંગના ઝીણા મલમલના પોતમાંથી રેણુકાનું સ્વાભાવિક અંગ છાયા રૂપે પ્રકાશતું હતું

નવલશાની ચિત્તવૃત્તિ આજે વિશેષ ચપળ બની ગઇ હતી. માં વિશેષ વાયુ પાણી પડેલું હોવાથી તેનો લાલસાગ્નિ ણ ભાવથી સળગી ઉઠ્યો હતો. પોતાના મન સાથે તે આજે મુક નિશ્ચયનો દૃઢ સંકલ્પ કરીનેજ આવ્યો હતો. તેની દૃષ્ટિમાં એક પ્રકારની અસ્વાભાવિક તેજસ્વિતા દેખાતી હતી. તેનાં કપડાંમાંથી અત્તરની તીવ્ર સુવાસ આવતી હતી

નવલશાને આવા કવખતે ઉપસ્થિત થયેલો જોઇ રેણુકા સંકુચિત થઇ. પોતે એકલી તેમજ અસહાય હોવાથી એક પ્રકારની આશંકાથી ક્ષણકાળ માટે તેનો અંતરાત્મા કંપી ઉઠ્યો; છતાં પોતાના આશ્રયદાતા ઉપર સંશય લાવવામાં પણ પાપ છે, એમ સમજી તત્કાળ તેણે પોતાના મનનું સમાધાન કર્યું. પહેરેલા વસ્ત્રને તેણે યથાસ્થિત કર્યું તથા સરળ ભાવથી તેણે નવલશા તરફ જોઈ કહ્યું, "તમે અત્યારે આવશો એમ મ્હને લાગતું ન હોતું તેથી હું સુઇ જવાની તૈયારી કરતી હતી; બેસો. હું ચ્હા તૈયાર કરૂં છું."

નવલશાએ ચિત્તની ઉત્તેજનાને કાંઇક અંશે દબાવીને કહ્યું, "હજી રમા એની બ્હેનપણીને ત્યાંથી નથી આવી કે?"

"ના. કાલે સ્હાંજે આવવાનું કહી ગઇ છે."

"ઠીક ઠીક. આજે રસોઇ પણ નથી બનાવી કે?"

"મ્હેં એકાદશી કરી છે. થોડું દૂધ વધ્યું છે તેની ચ્હા બનાવું છું."

"હું જમીનેજ આવ્યો છું તેથી મ્હારે માટે તમારે કાંઇ તકલીફ લેવાની જરૂર નથી. વળી હજી ફીકી ધાવે છે છતાં તમે અપવાસ કરો એ વ્યાજબી નથી."

"એને મ્હેં દૂધ પીવાની ટેવ પાડેલી છે. વળી વ્રત તેમજ અપવાસ કરવા એ વિધવાનો ધર્મ છે. ગયા જન્મનાં પાપોની શિક્ષા આ જન્મમાં ભોગવું છું. હવે આવતા જન્મે શાન્તિ મેળવવા માટે મ્હારે શાસ્ત્રોનાં વિધિવિધાન પાળવાંજ જોઇએ." રેણુકાએ એક સાધ્વી સ્ત્રીના મુખમાં શોભે એવાં વચન ઉચ્ચાર્યાં.

અલ્પકાળ સુધી ચુપ રહ્યા પછી નવલશાએ કહ્યું, "તમારૂં કહેવું ખરૂં છે, પરંતુ આપણાં શાસ્ત્રોનાં વિધિવિધાન કાળ પ્રસંગને લક્ષ્યમાં રાખી રચવામાં આવ્યાં હતાં. પ્રાચીન કાળ અને અર્વાચીન કાળમા ઘણો ફેરફાર છે. એ પ્રાચીનકાળમાં અસ્પૃશ્યને સ્પર્શ કરવામાં પાપ ગણાતું હતું, ત્યારે ચાલુ જમાનામા અસ્પૃશ્યથી અલગ રહેવામાં પાપ ગણાય છે. અસલના વખતમાં સ્ત્રી પુરૂષો પચીસ ત્રીસ વર્ષની ઉમ્મર થતાં સુધી બ્રહ્મચર્ય પાળી અરસપરસની પસંદગીથી લગ્ન બંધનથી જોડાતાં હતા ત્યારે આજકાલ માતાને ધાવતાં બાળક બાળિકાઓને લગ્ન બંધનથી બાંધવામા આવે છે. એ વખતની કેળવણીમાં ધર્મને અગ્રસ્થાન હતું, ત્યારે આજકાલની કેળવણીમાં સ્વચ્છંદતા અગ્રસ્થાને બિરાજે છે. આ બધો કાળધર્મનો મહિમા છે. ધર્મ કાળને અનુસરીને હોવો જોઇએ" નવલશાએ શુષ્ક પંડિતાઈ દર્શાવતાં કહ્યું.

"ભાઈ! હું અભણ સ્ત્રી જાત છું. મ્હારામાં સહજ પણ જ્ઞાન નથી, છતાં વિધવા માટે દૈહિક કષ્ટની આવશ્યકતા છે એ હું જાણું છું અને તેથીજ વ્રતોપવાસ કરૂં છું. ભોગ વિલાસથી ચિત્ત ચંચળ બને છે અને પરિણામે વિશેષ ભોગ ભોગવવા માણસ લલચાય છે. ત્યાગમાંજ જીવનનું મહત્વ છે, કષ્ટ વેઠયા સિવાય ત્યાગી થઇ શકાતું નથી. જો દૈહિક કષ્ટ વેઠયા વિના મુકિત મળી શકતી હોત તો યોગીઓ, જ્ઞાનિઓ અને મહાત્માઓ

એકાંત સ્થળે વાસ કરી, વિશ્વના પ્રપંચોથી અલગ રહી યોગ સાધના અને જ્ઞાનાનુશીલન શા માટે કરત?" રેણુકાએ કહ્યું.

"તમે કહો છો એ પરજન્મ વગેરેને હું માનતો નથી. વળી હિંદુ સમાજમાં વિધવાઓની દયાજનક દુર્દશા જોતાં હર કોઈનું હૃદય કંપી ઉઠે તેમ છે. ઇશ્વરના સઘળા કાયદા કાનુનોનો ઉપયોગ કેવળ હતભાગિની હિંદુ વિધવાઓ માટેજ કરવામાં આવે છે. સમાજના સ્વચ્છંદી શાસનથી હિંદુ વિધવાઓને નિરૂપાયે બ્રહ્મચર્ય પાળવું પડે છે. પરિણામે ઘણી ગુપ્ત બાળહત્યાઓ થાય છે અને માબાપ વગરનાં બાળકોથી અનાથાશ્રમોનાં બાળકોની સંખ્યામાં વધારો થતો જાય છે." નવલશાએ કહ્યું.

"ભાઈ! અહીં તમારી ભૂલ થાય છે. સુધારક સમાજમાં અથવા તો આજકાલ સુધરેલી ગણાતી જ્ઞાતિઓમાં કન્યાની ઉમ્મર પચીસ ત્રીસ વર્ષની થવા છતાં તેનો વિવાહ થતો નથી તારૂણ્યાવસ્થા સુધી કુંવારી રહેતી એવી કન્યાઓના શરીરમાં લોહી માંસ નથી હોતાં કે? તેમનાં જીવન કષ્ટમય નથી હોતા કે? તમે તો સઘળા દુઃખનો સમાવેશ હિંદુ વિધવામાં થયેલો જ જુઓ છો એ નવાઈ જેવું છે!"

"પરંતુ સુધારક સમાજમાં કન્યાઓ મુખ્યત્વે કરીને પોતાની ઇચ્છાથી કુંવારી રહે છે."

"ત્યારે હિંદુ વિધવાઓ તેમની ઇચ્છા હોય તો વૈધવ્ય ન પાળી શકે કે? બીજા સમાજની કન્યાઓ કરતાં હિંદુ વિધવાઓ તરફ તમારી શ્રધ્ધા કેમ ઓછી દેખાય છે? હિંદુ વિધવાઓમાં ચારિત્ર્યબળ ઓછું છે એમ માનવાનું શું કારણ છે? જો વ્યભિચારનો ભય હોય તો તે સઘળા સમાજમાં સરખો છે. ઉલટું હું તો એમ ધારૂં છું કે, હિંદુ વિધવાઓ કઠોર આચાર નિયમમાં રહે છે તેથી તેમને માટે વ્યભિચારનો ભય રાખવો વૃથા છે."

"એ કઠોર આચાર નિયમના બંધનમાં બંધાઈ રહેવાથી મનુષ્યના મનની વૃત્તિઓ સંકોચાઈ જાય છે. મનુષ્યત્વ શું છે એ તેનાથી સમજી શકાતું નથી"

"હું અભણ માણસ તમારી આવી મ્હોટી વાતો સમજી શકું તેમ નથી છતાં મારી સામાન્ય બુધ્ધિથી હું એટલું સમજી શકું છું કે, આચાર નિયમમાં રહ્યા સિવાય મનના ખરાબ ભાવોનું દમન થતું નથી જેમનો સ્વભાવજ ખરાબ માર્ગે જવાનો હોય છે, ઘોડો રસ્તાની બ્હાર દોડી જવા ચ્હાય એવી રીતે જેમનો સ્વભાવજ ખરાબ રસ્તે જવાનો હોય છે તેમને એવી તાણી લગામમાં અથવા અંકુશમાં રાખવાની અગત્ય છે. આરંભમાં ઘણા ઘોડાઓ ઉચ્છૃંખલ હોય છે. પરંતુ સવાર તેમને બરાબર પલેટી અંકુશમાં લાવે છે, એટલે તેઓ સીધે રસ્તે ચાલે છે. એવીજ રીતે મનના ખરાબ ભાવોનું આચાર નિયમના બંધનથી દમન કરવું જોઈએ. એમ કરવાથી મનની ઉન્મત્ત વૃત્તિઓ ખીલી શકે છે. પુષ્પોના ઉદ્યાનમાંથી ઘાસ નિંદી નાખવાથી પુષ્પોના છોડ વધે છે તેવીજ આ વાત છે. વિધવાઓ વ્રતનિયમાદિ પાળે છે તેથી તેમનાં મનમાં સહિષ્ણુતા, દયા, ક્ષમા, ભક્તિ, પ્રેમ અને બીજા સારા ભાવોનો વિકાસ થાય છે. સૌંદર્ય શીલથી શોભે છે અને યૌવન સંયમથી શોભે છે."

આ વિષયની ચર્ચામાં વિશેષ ઉંડા ઉતરવાની રેણુકાની ઇચ્છા નહોતી, પરંતુ નવલશાના ચારિત્ર્ય માટે તેના મનમાં સહજ પણ સંદેહ નહિ હોવાથી સરળ ભાવથી તે તેનાં વચનોનું ખંડન કરતી હતી. બીજી તરફથી નવલશા આ વિષયમાં ઉંડા ઉતરી રેણુકાના ચિત્તને ચલિત થયેલું જોવા ઇચ્છતો હતો. પરંતુ તેની એ ઇચ્છા વિફળ થતી જોઈ તેણે કહ્યું, "સુખ એજ મોક્ષ છે અને મન્મથ એજ મહા પ્રભુ છે. ત્યાગ અને વૈરાગ્યની વાતો કરવી સહેલી છે. ત્યાગ વૈરાગ્યનો ઉપદેશ આપનારા ઋષિ મહર્ષિઓ અને યોગીઓ સુધાં મન્મથની સત્તા આગળ લાચાર બની ગયાના ઘણા ઉદાહરણો હું દર્શાવી શકું તેમ છું. જ્યાં સૌંદર્યને યૌવન છે, ત્યાં પુષ્પધન્વાનું પ્રાબલ્ય અવશ્ય હોય છે. ચંદ્રે ગુરૂપત્ની સાથે કરેલો વ્યભિચાર કોઈથી અજાણ્યો નથી. ઇન્દ્રે ગુપ્તવેશથી ગૌતમપત્ની અહલ્યા સાથે કરેલો રતિવિલાસ સુપ્રસિધ્ધ છે. કેવળ પુરૂષ જાતિજ નહિ, પરંતુ અનેક સધવા વિધવાઓએ સત્યુગમાં પણ જારકર્મ કર્યાના સેંકડો ઉદાહરણો છે."

"હવે આ વિષયની વાતચિત આપણી વચ્ચે લંબાય એ મ્હને ઠીક લાગતું નથી." સંદેહને વશ થઈ રેણુકાએ કહ્યું.

બન્ને જણા થોડો વખત ચુપ રહ્યાં. પોતાનો સંકલ્પ કેવી રીતે પાર પાડવો એ વિષયના વિચારો જ નવલશાના મનમાં ઘોળાવા લાગ્યા. સીધી રીતે કામ પાર પડે ત્યાં સુધી બળાત્કાર નહિ કરવાનો તેનો વિચાર હતો. તેણે વાતચિતનો પ્રવાહ ફેરવી કહ્યું, "ગઈ કાલે મ્હેં તમારા નામ ઉપર અઢી હજાર રૂપિયાના શેર ખરીદ કર્યાં છે. હવે તમારે તમારી આજીવિકા માટે ચિંતા રાખવાની જરૂર નથી."

"તમારી ભલી લાગણી માટે હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે." રેણુકાએ ટૂંકમાં કૃતજ્ઞતા દર્શાવી.

"રેણુકાદેવિ! તમને આવા એકાંત વાસનો કંટાળો નથી આવતો?" ભેદક દ્રષ્ટિથી રેણુકાના મુખ તરફ જોઈ નવલશાએ કહ્યું.

"ઇશ્વર જે સ્થિતિમાં રાખે એ સ્થિતિમાં સંતોષી રહેવું એ માનવની ફરજ છે."

"મ્હને તમારે માટે ઘણું લાગી આવે છે. આવી યુવાવસ્થામાં—"

નવલશાનું કથન પૂર્ણ થતાં પહેલાંજ રેણુકા બોલી ઉઠી, "મ્હારી ના મરજી હોવા છતાં પણ તમે પાછા મૂળ વાત ઉપર જાઓ છો"

"હજી તમે મ્હારા હૃદયને ઓળખી શક્યાં હો એમ લાગતું નથી". આ શબ્દો ઉચ્ચારતાં નવલશાની દ્રષ્ટિમાં તે ભિક્ષા યાચતો હોય એવો ભાવ દેખાતો હતો.

"એટલે?" વિશેષ સંદેહશીલ બની રેણુકાએ કહ્યું.

"હું તમને ખરા અંતઃકરણથી ચાહું છું." બ્હીતાં બ્હીતાં જાણે કે નવલશાથી બોલી જવાયું.

"તમે મ્હને માજણી બ્હેન કરતાં વિશેષ ચાહો છો એ હું જાણું છું." ધીમે ધીમે સદેહ વધતો જતો હોવા છતાં રેણુકાએ ચિત્તને કાબૂમા રાખી કહ્યું.

"તમારી સમજફેર થાય છે. તમે મ્હારા હૃદયમંદિરની આરાધ્યા દેવી છો. હું તમને ભાઈ તરીકે નહિ પરંતુ ભક્ત તરીકે ચાહું છું." નવલશાના કંઠસ્વરમાં જાણે કે વેદના ભરેલી હતી.

"ભાઇ! આજે તમારૂં ચિત્ત સ્થિર હોય હોય એમ મ્હને લાગતું નથી. તમારા મુખમાથી જે વાસ આવે છે તે ઉપરથી આજે તમે દારૂ પીધો હોય એમ લાગે છે. એ મદિરા પીવાથી આજે તમે ન બોલવાના શબ્દો બોલો છો. આ ગરીબ બ્હેનનું કહ્યું માની ઘેર જાઓ. હવેથી કદાપિ મદિરાને સ્પર્શ કરશો નહિ મદિરાપાનથી મહાનુભાવ માણસ પણ મર્કટ બની જાય છે. દારૂડીઆ માણસોના વર્તન ઉપર કોઇ વિશ્વાસ મૂકી શકતુ નથી. વળી દારૂ એ ઝેર છે. એ ઝેર પી તમે તમારા તન મનની પાયમાલી ન કરો એજ ઉત્તર છે ભાઇ? હું તમારે પગે પડી પ્રાર્થના કરૂં છું કે, હવેથી કદાપિ આવી હાલતમા અહીં આવશો નહિ" અત્યંત દયાજનક કંઠે રેણુકાએ કહ્યું.

"રેણુકા! મ્હારા આશ્રયમા રહી તુ મ્હારૂંજ અપમાન કરે છે?! આજકાલના બાપકમાઈ વરાવનારા છેલબટાઉ જેવો હું પાગલ નથી. ત્હારી આ ખૂબસૂરતી ઉપર હું શયદા થયો છું. મદિરાના અદ્ભુત માહાત્મ્યથી તું અજ્ઞાત હોવાથી જ આમ બોલે છે. લાખો રૂપિયાની ઉથલપાથલ કરનારા આખા દિવસની દોડધામથી કંટાળી ગયેલા સટોરીઆઓ દારૂ પી રાત્રે બે ઘડી વિશ્રાંતિ મેળવી શકે છે. માફકસર પીવાથી ખોરાક પચે છે, સારી ઉંઘ આવે છે અને અવનવા વિચારો સૂઝે છે રત્ન હાથમા આવતા ઝવેરી જેવી રીતે તેની પરીક્ષા કરી શકે છે તેવી જ રીતે જે માણસે થોડો શરાબ પીધો હોય છે તે રૂપવતી રમણી રત્નની પરીક્ષા કરી શકે છે રેણુકા! સંસાર યાત્રાના પહેલે પગલે જ હું પ્રેમભંગ થયેલો હોવાથી યથાર્થ પ્રેમ સુખ ભોગવવા મ્હારૂં મન અધીર બની ગયું છે તું મ્હારી પ્રણયિની થઇશ તો ત્હારા સકળ કષ્ટનો અંત આવી જશે."

નવલશાનાં આવાં ઉદ્ધત વચન સાભળી રેણુકા આભી બની ગઈ. હવે જ તે પોતાની ભૂલ સમજી શકી તેણે નમ્ર ભાવને બદલે તીવ્ર તિરસ્કારથી કહ્યું, "તમે આપેલા આશ્રયમાં આટલી બધી જાળના હોવાનો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ હોત તો હું તમારા આશ્રયને તુચ્છ ગણી ઠોકરે ઉડાવત. દિવાનાપણામાં તમે તમારો ધર્મ ભૂલી શું બકો છો તેનું તમને ભાન છે કે?"

"મ્હારૂં ભાન ભમી ગયું છે. આજે કોઇ પણ પ્રકારે ત્હારે મ્હારી ઇચ્છા સંતોષવી જ પડશે. ત્હારી આ જાદુ ભરેલી મૂર્તિએ મ્હારા મન ઉપર કેવી અસર કરી છે એ તું કેવી રીતે જાણી શકે?"

**ખિલે ખુલે છે કમલિની નિત દર્શ દિનકરનાં**
**ચાનક વિભોર બની જતું, નિજ ચંદ્ર પ્રતિ દષ્ટિ**
**ફણિધર ભુલે છે ભાન, બંસીનાદ કાને સાંભળ**
**મૃગ અર્પતા નિજ પ્રાણ, વીણાતાનનાં લયમાં ભા**
**તેવી રીતે તુંજ રૂપથી હું ભાન સાન ભુલી ગ**
**ને પાન રતિરસ પામવા, ભોગી ભ્રમર હું છું થ**

રેણુકા! પ્રાણેશ્વરિ! હું મ્હારો પ્રાણ ત્હારા પગોમાં રવા તૈયાર છું."

"અફસોસ! એક વખત જેને તમે બ્હેન કહી છે તરફ કુદષ્ટિ કરી પાપી વચનો ઉચ્ચારતાં તમને શરમ આવતી કે? આશ્રયે આવેલી એક અબળા ઉપર આવો ગુજારવો વ્યાજબી છે કે?

**આ કામને હિંડોળે આવી રીતે ન ઝુલો;**
**આંખોએ બાંધી પાટા કર્તવ્યને ન ભૂલો,**
**બળવાન થઇ અબળને આવો દગો ન આપો,**
**જાલિમ ડરો પ્રભુથી, વચનો નહિ ઉથાપો.**

ઇશ્વરનો ભય રાખો. ઉન્માદ અવસ્થામાં આજે તમે જે ભૂલ કરી છે તેનો કદાચ તમને પાછળથી પશ્ચાતાપ થશે. એ અબળાની આંતરડી કકળાવવાથી ઇશ્વર તમારા ઉપર નારાજ થશે. આજની રાત મ્હારા ઉપર દયા લાવો. આવતી કાલે તમાર આ પાપી આશ્રયસ્થાનનો હું ત્યાગ કરી જઇશ. અમે બને બ્હેનો આપ કમાઇથી અમારાં પેટ ભરીશું.

**ભરશું અમે આ પેટ મહેનતની કમાઇથી,**
**મહેનતની રોટી સારી, આવી ભલાઇથી,**
**રંડી થતી ધનવાન પણ ઇમાનની કંગાલ છે,**
**કંગાલ છુ પણ નીતિ મ્હારી માલામાલ છે.**

પ્રાણાંતે પણ હું મ્હારા ધર્મનો ત્યાગ કરનાર નથી તમારી પાપી ઇચ્છા પાર પડનાર નથી." રેણુકાએ દ્દઢતાથી પોતાનો સંકલ્પ દર્શાવ્યો.

"આ ત્હારો દુરાગ્રહ છે. ત્હારી પાસે હવે ફૂટી બદામ પણ નથી. જો મ્હારી માગણી કબૂલ નહિ કરે તો અનાજના એક એક દાણીઆ માટે ત્હારે ભીખ માગવી પડશે. ત્હારૂં આ મનોહર રૂપ ક્ષુધાની વ્યથાથી દુર થઇ જશે. ગરીબીનો અનુભવ થતાં આજે તું જે ભૂલ કરે છે તે માટે તને પશ્ચાતાપ થશે."

"ના-ના, તમારા આ પાપી આશ્રયસ્થાનનો ત્યાગ કરી જવાથી મ્હારો અંતરાત્મા છુટકારાનો શ્વાસ લેશે. ગરીબીનો મ્હને બિલ્કુલ ભય નથી.

**સુકી રોટી લઇ આ તું ગરીબ આનંદની સાથે,**
**પથારી વિણ સુઇ જા તું ગરીબ આનંદની સાથે,**
**નહિ ડર દ્વેષ કઇ દિલમાં, સદા સંતોષની સાથે,**
**પ્રભુના ગુણ રહેગા તું, ગરીબ આનંદની સાથે,**
**બગીચા મહેલ કરતાં રંકની ઝુંપડી મઝાની છે,**
**ઝુમર હાંડી બન્યા આ ચાંદ તારા આસમાની છે,**

મ્હને પ્રલોભનો બતાવવાથી તમારો હેતુ સફળ થાય તેમ નથી. રેણુકાએ દૃઢતાથી કહ્યું.

"ત્યારે આ ત્હારો છેલ્લો જવાબ છે કે?" કુટિલ નવલશાએ પૂછ્યું.

"હા. સિંહણ ભુખે મરી જશે, પરંતુ તૃણ કદાપિ નહિ ચરે, ચંદનને ગમે એટલું બાળવામાં આવશે તો પણ તે પોતાની સુગંધ કદાપિ નહિ ત્યજે. શીયળ એ સતી સ્ત્રીમાં સળગતો પવિત્ર અગ્નિ છે.

શિયળ છે અગ્નિ નેમાં જોર ત્હારૂં સહુ બળી જાશે,
અને સીણ જેવી સત્તા અગ્નિની પાસે ગળી જાશે;
કોઇ જો હાથ નાખ્યો તે ઉપર તો યાદ રાખી લે,
હળાહળ ઝેર છે આનાં જ અંગોમાં વ્યાપી જાશે,
પ્રભુની પણ નથી સત્તા પછી તો કોણ તુ મચ્છર?
સતીના તેજથી બાળક બન્યા વિધિ વિષ્ણુને શંકર,"

નવલશા વિશેષ ઉશ્કેરાઇ ગયો. રેણુકા ક્યારનીય તેનાથી દુર ખસી ઉભી રહી હતી. નવલશા તેના તરફ આગળ વધ્યો તથા ગર્જના કરી બોલી ઉઠ્યો, જોઉં છું, કે, આજે તને ત્હારો કિરતાર કેવી રીતે બચાવે છે?"

બરાબર આ વખતે હાથમાં રિવોલ્વર લઇ રામપ્રસાદે એ સ્થળે ઉપસ્થિત થઇ રોષાવેશથી કહ્યું, "સતીના સહાયક શ્રી કિરતારે જરૂરી વખતે જ પાપીને તેના પાપનું ફળ આપવા મ્હને મોકલ્યો છે."

એકાએક એ સ્થળે રામપ્રસાદને હાજર થયેલો જોઇ નવલશા સ્તંભિત અને વિસ્મિત બની ગયો. તેણે રામપ્રસાદ તરફ જોઇ ક્રોધથી કંપતા કંઠે કહ્યું, "રામપ્રસાદ! કોની રજાથી ત્હેં મ્હારા મકાનમાં પ્રવેશ કર્યો છે? હું ત્હારો રક્ષક છું. હુ તને આજ્ઞા કરૂં છું કે, તું એકજ ક્ષણમાં અહીંથી ચાલ્યો જા."

"હું તમને મ્હારો રક્ષક નહિ પરંતુ રાક્ષસ સમજુ છું. એક નિરાધાર અબળાને તમારા જેવા વિષયલંપટ પશુના પંઝામાંથી બચાવવાં એ મ્હારો ધર્મ છે. હવે તમે જો લેશ પણ અસભ્યતા દર્શાવશો તો આ રિવૉલ્વરની ગોળીના ભોગ થઇ પડશો."

"એટલે? તું શું કહેવા માગે છે?"

"એજ કે, જો જીવતા રહેવા ઇચ્છતા હો તો હમણાં જ દશ હજાર રૂપિયાનો એક ચેક લખી આપો. એ રકમ તમારા આજના પાપની સજા તરીકે, હું વસુલ કરવા ઇચ્છું છું. ચાલો, જલ્દી કરો. હું અહીં ગાડી લઇ આવ્યો છું. જો વિશેષ રકઝક કરશો તો હું મ્હારા ક્રાયમેનને બોલાવીશ અને તેને તમારૂં આ પાપ નાટક બનાવીશ આબરૂ બચાવવાની મરજી હોય તો વિલંબ ન કરો."

થોડી રકઝક કર્યાં પછી બીજો કોઇ ઉપાય નહિ હોવાથી નવલશાએ રામપ્રસાદને દશ હજાર રૂપિયાનો ચેક લખી આપ્યો. પછી રેણુકાને પોતાની સાથે લઇ રામપ્રસાદ પોતાને બંગલે ચાલ્યો ગયો. બીજે દિવસે રમાને પણ રામપ્રસાદે પોતાને બંગલે તેડાવી લીધી. તેણે નવલશા પાસેથી લીધેલો ચેક બીજે દિવસે વટાવી દશ હજાર રૂપિયાની રકમ મેળવી રેણુકાને સ્વાધીન કરી.

અપૂર્ણ.

---

# પાલીસનો પ્રભાવ !

( એક હાસ્યરસીક સ્કેચ. )

( ગયા અંકથી સંપૂર્ણ. )

લખનારઃ—રા. ભમતો ભૂત

આવા વિચારોની ધુનમાં ને ધુનમાં હું ચાલ્યો જતો હતો, ત્યાં કોઇએક મારી વિચારમાળા તુટી..એક મકાનના બીજા માળેથી કે ગામના ઉતારે એટલે વેશ્યાએ મારા ઉપર પીકદાની ઉંધી ળી. પીકદાનીમાં શું શું તુસકાઓ હોય છે તે સમજુ વાંચકોને મજાવવાની જરૂર હું જોતો નથી! એ કમબખ્ત! મારી માફ ાંગવાને બદલે અટારીમાં ઉભી ઉભી હસી રૂહી હતી! મેં જરા ડક થઇ કહ્યું "આંખે દેખે છે કે નહિ?" તે હાસ્ય કરતી ાલી "જા જા મુઆ નકખોદીઆ, રસ્તે ચાલતાં આવડે છે કે હિ!" આનો હવે શું જવાબ આપવો, કોઇ સમજાવશે?! ાલીસ પ્રભાવના નાટકનો આ પીકદાનીવાળો સિન લોકોએ ગાર પૈસે જોયો. તે પણ અહીં સમજાવવાની જરૂર નથી. ટુંકજ પતાવું છું. હું મારા એક મિત્રના ઘરમાં ગુપચુપ સી ગયો. મારો મિત્ર ખૂબ તબિઅતથી હસ્યો. પછી ોતાના હસવાથી સંતોષ ન પામતાં પોતાની પત્નીને પણ ોલાવી લાવ્યો. 'તે સ્મીત કરતી બોલી. "કાં ભાઇ!" "આ બેસતા વરસના દહાડે હોળી ક્યાં રમી આવ્યા?!" હું તને જવાબ શું આપું મારૂં કપાળ! હું શરમીન્દો થઇ નીચે જોઇ રહ્યો. મારો મિત્ર હસી રહ્યો એટલે મેં તેને કહ્યું કાં ભાઇ હવે હસી રહ્યો ને? "હવે તું મને એક કપડાની જોડ આપ. હું સ્નાન કરી કપડાં બદલી લઉં." મારા મિત્રે કહ્યું. "હા. હા. કપડાં તો આપું પણ આ હોળી ક્યાં રમી આવ્યો તે સમજાવ?" મેં ટુંકમાં જ ઉપર બનેલો બનાવ કહી સંભળાવ્યો. પછી તે કપડાં લઇ આવ્યો. હું નાઇ ધોઇ પુનઃ એકવાર જેન્ટલમેન્ટ બની ગયો. સાંજે હું મારો મિત્ર અને તેની પત્નિ અમે ત્રણે જણા મળી વિક્ટોરીયા ગાર્ડનમાં ફરવા ગયા. સાંજે આઠ વાગે પાછા ફર્યા. મને ભુક એવી સખત લાગી હતી કે ન પુછો વાત! આખો દિવસ ઉપવાસમાં કાઢ્યો હતો! હવે ઘેર જવાની તજવીજ થઇ એટલે સાહેબજી કરી ગરજન્તી કરી ગયો.

રોડ ઉપર જવા માટે એક ગલીનો રસ્તો લીધો. ખીસામાં હાથ નાખી કેટલા રૂપીઆ બાકી રહ્યા છે, તે જોવા માટે બ્હાર કાઢ્યા. કુલે રૂપીઆ વીશમાંથી બાકી રહ્યા હતા પાંચ રૂપીઆ સાત આના. હું હમણું હાથ ભૂંડી અફસોસ કરવા લગ્યો. "ઉફ! પોલીસ! બરાબર પાલી..." આ વાક્ય પુરૂં કરૂં એટલામાં તો એક મીઆં ભાઇએ પાછળથી મારી ગરદન પકડી અને દમ ભરાવતાં કહ્યું, "અમે ઓ બનિએ પૈસે દે દે!" મેં જરા દમથી કહ્યું. "પણ છે શું?!" તે મિઓ બોલ્યો "છે શું કયા કરતા હે? યે સબ રૂપે દે દે, પહેછાનતા નહિ હે મેં યાંકા દાદા હું?!" મેં પૈસા આપવામાં વિલંબ કર્યો એટલે તે દાદાએ બે ચાર દંડા લગાવી દીધા! ચમત્કાર ત્યાં નમસ્કાર! મેં કહ્યું "એ......એ મીઆં ચોથો દંડો મારશો નહિ લો આ પૈસા આટલું કહી મેં બધા પૈસા તેને આપી દીધા. કારણ-કેઃ—

**મુંબઇ વાસી અમો વાણિઆ, કાયર સૌ કજીઆના:**
**લડવાની તો વાત ન કરીએ ખાનારા લાજીઆના**

મેં પૈસા આપી દીધા એટલે મીઆંએ કહ્યું "એ કફ કે સુન્ને કે બટન ભી નીકાલ દે." મેં કફના બટન પણ ઉતારી આપ્યાં! અને કરગરી પગે પડી અનેક ચેનચાળા કરી, તે મીઆં દાદાને કહ્યું, "અરે મીઆં સાબ, ટ્રામનો એક આનો તો આપો?" મીઆં ભાઇએ અમદાવાદી કાયદો બતાવતા કહ્યું જાતા હે કે નીકાલું ચકકુ." મેં પોતીયું હાથમાં પકડી દોટ મેલતાં કહ્યું, "નારે ભાઇ સાબ હું પોતેજ થઇ જાઉં છું રફુ!" નવ વાગે ઘેર આવ્યો. ગૃહપ્રવેશ કરતાંજ ગૃહલક્ષ્મિએ ટકોર કરી. "હજુએ મોડા આવવુંતુને તમે તમારા દોસ્ત બિરાદરો સાથે મિજબાનીઓ કરો. નાટક ચેટ જોવા જાવ! અને હું અંહી નવ વાગ્યા સુધી તમારી રાહ જોઇ બેસી રહું કાં એમજને?!

મારી માનીતી મિસીસનો મિજાજ ગરમા ગરમ હતો. રોજ રસોડા હૉલમાં રાંધવાનું હોય એટલે અગ્નિ સાથે સહવાસ વધારે રહ્યો. વળી જે રૂમમાં અગ્નિ સળગાવવામાં આવે છે તે રૂમનું સાધારણ રીતે અને સાયન્ટિફીક રીતે ટેમ્પ્રેચર વધારે હોય છે! આવા સંજોગોને લીધે મારી મિસીસનું ટેમ્પ્રેચર ગરમા ગરમ હોય એમાં નવાઇ શું છે! મારા ને સરકારની દમ દાટીમાં પહેલાંથીજ આવી ગયો હતો! એટલે હું વધારે અકડી કરી શકતો નહિ! તે મારી ગરમા ગરમ મિસીસને મેં કહ્યું "પ્રાણેશ્વરી આજે બેસતું વર્ષ હતું એટલે જરા વાર થઈ. ચાલ ઉઠ આપણે જમી લઇએ મને પણ ભૂખ સખત લાગી છે!" અમો ભોજન કરવા સીધાવ્યા. વાંચકો! શું તમે એમ સમજો છો કે હું હમણા પણ બરાબર જમ્યો? નહિ! ત્યાં પણ પાલીસ! નસીબ બે ડગલા આગળનું આગળ! મારી મિસીસે અચ્છા અચ્છા મિષ્ટાન પકાવી એક થાળમાં ગોઠવી તે થાળને ઢાંકી ઢુંબી છીંકા ઉપર મુકી રાખ્યું હતું. ઓરડામાં પ્રવેશ કરતાં મેં શું જોયું. થાળ નિચે પડી ગયો હતો. અને એક કાળા રંગની બિલાડી ભોંય પર પડેલી રસોઇનો રેસ કરી રહીહતી! સવારે મેં જે બિલાડી જોઇ હતી તે પણ આવીજ હતી. હું

ડો હાથમાં પક્ષી "તુંજ-તુંજ" કરી તેને મારવા દોડયો. બિલાડી તો નાસી ગઈ પણ મારો પગ દુધપાક ઉપર પડતાં લપસ્યો. હું થાળ ઉપર ચત્તો પાટ પડયો! મારી મિસીસે અગાધ શ્રમ વેઠી જે રસોઇ તૈયાર કરી હતી તે ધુળમાં મળી ગએલી જોઇ તે રડવા લાગી. મેં તેને શાન્ત કરતાં કહ્યું "ઉઠ વહાલી, ઉઠ; આપણું નશીબ. આ બધો પાલીસનો પ્રભાવ!" રડવાનું ઠેકાણું મુકી તે એકદમ ચમકી બોલી "હેં! હેં! પાલીસનો પ્રભાવ એ વળી શું બલા છે?!" મેં અથથી ઇતી સુધી પાલીસના પ્રભાવનું નાટક સમજાવ્યું. અહીં પાલીસે ચમત્કાર કર્યો. મારી ગરમા ગરમ મિસીસ ઠંડી પડી ગઇ અને કોઇ દિવસે નહિ નીકળેલા શબ્દ તેના મૂખ વાટે બહાર નીકળ્યા. તે બોલી "પ્રાણેશ! આજે નુતન વર્ષના દહાડે આપના ઉપર આટલી બધી ભયંકર આફતો આવી." આટલું કહી વહાલથી મને એક કીસ લીધી. જો જો! વાંચો! તે મારી મીસીસની મનોહર કીસની કોઇને વાત કરતાં નહિ! નહિ તો એક ચુંબન પાછળ જે દંડ આપવો પડે છે તે જો ત્યારે આપવાનો વખત આવશે તો ટાલ ઉપરના વાળ પણ નહિ રહે! જો જો ભાઇ સાહેબ! કોઇને વાત કરતા! ભૂખ્યો ભૂખ્યો પાલીસવાળાને લાખો ગાળો દેતો ગોદડામાં માથું મારી સુઇ રહ્યો. પણ ઉંઘ આવે શાની! દિવસે બનેલા બધા સિનો મારા ચિત્તો સમક્ષ એક પછી એક આવવા લાગ્યા! આખરે ઉંઘ ન આવી તે ન આવી.

વાંચકો! આ કોઇ ગપ ગેઝેટ છે, એમ માની ન લેતા. પણ કેટલેક અંશે સત્ય બનેલી ઘટના છે. તમો શુકનમાં માનો યા ન માનો પણ હું તો બરાબર માનું છું અને મને ખાતરી છે કે તે માનનારાઓમાંનો એક જો આવા સંજોગોને ભોગ થઇ પડશે તો જ તેને સમજાશે કે પાલીસ પ્રભાવનું નાટક કેવું હોય છે! ભાઇઓ! મને ત્રણ જણનો જરા ડર રહે છે. નંબર (૧). પાલીસ! નંબર (૨) રા. રા...આ...આ...ચ્છી! અને નંબર (૩) રા. બિલાડી! પણ તેમનાથી ધભરાવવાની જરૂર નથી. મેં ત્રણે માટે ત્રણ અકસીર ઇલાજ તૈયાર કરેલ છે! નંબર (૧) ને જોતાંજ તે પાલીસ શબ્દનો ઉચ્ચાર કરે તે પહેલાં તો જોડા ઉતારી તેની સમક્ષ રજુ કરી દઉં છું! પછી સામાં ભલે પચીસ પાલીસવાળા મળે પણ તે દિવસથી મારા મોઢાની રોનક મારા મોઢા કરતાં કાંઇ વધુ ચઢીઆતી લાગે છે! નંબર (૨) નો માલીક જેવો હા...આ...આ...ચ્છી કરવા જાય છે, કે તરતજ હું આકાશ તરફ હાથ ઉંચો કરી પોકારું છું "આહા! કેવું સુંદર પક્ષી!" તે રા. માલીકની નજર ઉપર જતાં રા. પોતે આકાશ માર્ગે પલાયન થઇ જાય છે. (એટલે છીંક પાછી વળી જાય છે.) આ ઇલાજ વાંચકોને એક વખત અજમાવી જોવાની વિનંતી કરૂં છું! હવે નંબર (૩) માટે કેમ? તેનો અકસીર ઇલાજ એ કર્યો છે કે જે વખતે હું ઘેરથી બહાર જાઉં છું યાતે ઓફીસમાંથી ઘેર આવું છું ત્યારે હંમેશ મારા કોટના ખીસામાં આઠ દશ પથરા રાખું છું! અને જ્યારે તે રા. મારી આગળથી પસાર થવા જાય છે કે તરતજ પથરા પ્રહાર કરૂં છું. જેથી ભાઇ (બીલાડો) અથવા બાઇ (બીલાડી) તે બીજી દીશા તરફ વળ્યા વગર છુટકોજ રહેતોજ નથી!

પ્રભુ નુતન વર્ષના દહાડે, અને જુના વર્ષના જુના દહાડે દુશ્મનને પણ આવા સંજોગોનો ભોગ થતાં બચાવજો.

(સંપૂર્ણ.)

---

# આનંદનો લહેરોએ.

લી. શાસ્ત્રી. રેવાશંકર મેઘજી રેલવાડાકર.

## પૃથ્વી ઉપરનું અમૃત કયું !

घृतं न श्रूयते कर्णे दधि स्वप्ने न द्रश्यते ॥
मुग्धे दुग्धस्य का वार्ता तक्रं शक्रस्य दुर्लभम् ॥

છાશ તો સ્વર્ગમાં ઇન્દ્રને પણ મળવી દુર્લભ છે. ઘી તો ઇન્દ્રરાજાએ કાને પણ સાંભળ્યું નથી. દહી સ્વપ્નમાં પણ જોયું નથી ત્યાં પછી દુધની તો વાત જ કયાં કરવી રહી.

निशान्ते च पिबेद्वारी दिनान्ते च पिबेत्पयः ॥
भोजनान्ते पिबेत्तक्रं किं वैद्यस्य प्रयोजनम् ॥

સંવારે ઉઠતાં સાથે નરણે કોઠે જે પાણી પીયે, રાતના સુતી વખતે અથવા સાંજે દુધ કઢેલું જે પીયે. અને જમી રહ્યા પછી મધુરી અમૃત સમાન ઠંડી છાશ જે પીયે તેને ડોકટર વૈદ્યોને ત્યાં જઇ દવાના ડોઝો પીવા પડતા નથી અને કોઈ દીવસ બારણે પણ ઉભો રહી તેની નાડી તપાસી શકશે નહિ. છાશના ગુણો બરોબર કોઇ ગુણકારી દવાજ નથી.

अनारंभो मनुष्याणां प्रथमं बुद्धिलक्षणम् ॥
आरब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम् ॥

કોઇ પણ કામનો આરંભ-શરૂઆતજ ન કરવી એ પ્રથમ બુધ્ધીમત્તાનું લક્ષણ છે. અને કદાચ હીમતથી કોઇ કાર્યનો આરંભ કર્યો તો તેનો છેડો લેવો પણ ગમે તેટલાં વિઘ્ન આવતાં રસ્તાં અધવચ્ચે પડતું ન મૂકતાં તેનો છેડો લેવો તે બીજું બુધ્ધિમત્તાનું લક્ષણ છે.

उष्ट्राणां च विवाहेषु गीतं गायन्ति गर्दभाः ॥
परस्परं प्रशंसन्ति अहो रूपं अहो ध्वनिः ॥

ઉંટોના વિવાહમાં ગધેડાઓ ગીતો ગાનારા હોય તેમાં પછી શું ખામી આવે અને એક બીજાની તારીફ કરતાં પણ શું કામ અચકાય! ઉંટ કહે કે છે શું સરસ ગધેડાનો કોકીલા જેવો મીઠો મધુરો અવાજ! ત્યારે ગધેડો ભાઈ પણ કયાં ઉણપ. આવવા દેય તેવા હતા. જે દુનીયામાં રૂપાળા કામદેવ તો સાક્ષાત ઉંટ રાજજ છે. આવા ઉંટ અને ગધેડા જેવા માણસોમાં પણ કોઇ ગણત્રી કરે તો ઓછા નહિ નીકળે.

अध्वा जरा मनुष्याणां वाजीनां बंधनं जरा ॥
अमैथुनं जरा स्त्रीणां वस्त्राणां आतपो जरा ॥

બહુ પંથ ચાલવાથી માણસ ઘરડો વહેલો થાય. બાંધ્યો બાંધ્યો ખાતો ઘોડો કામ લાધ્યાં વગરની સ્ત્રી અને વધારે રોજ તડકે મુકાતું લુગડું જલદી ઘરડાં થઇ જાય છે.

બહુ બુધ્ધિશાળી વિદ્વાનમાં. નીચે લખેલા ત્રણમાંથી જરૂર એકની ખામી હોય છે કયાંક બીચારો થોડું જીવે છે કયાંક દરીદ્રી-ફુટી બદામ પણ ન હોય અને કયાંક સંતાન પણ વાડે ન હોય.

## ॥ આયુષ્ય વધારનારી ચીજો ॥

बालार्को यज्ञधूम्रश्च बाला स्त्री निर्झरोदकम् ॥
आयुष्यवर्धकं नित्यं रात्रौ क्षीरान्नभोजनम् ॥

શીયાળાનો તડકો. ૧ યજ્ઞનો ધુંવાડો ૨ બાળ સ્ત્રી-અને કુદરતી ઝરણાનું પાણી. અને રાતના જમણ સાથે દુધ આ બધું આયુષ્ય વધારનારૂં છે.

નીચેની ચીજોનું જેમ સેવન કરો તેમ વધતું જાય છે.

उद्यमः कलहः कंडू द्यूतं मद्यं वरस्त्रियः ॥
आहारो मैथुनं निद्रा सेव्यमानं विवर्धते ॥

મહેનત-કજીઓ-ખુજલી-જુગાર-દારૂ પાન-સુંદર સ્ત્રીઓ-ખોરાક સ્ત્રી સંગ અને નિંદર જેટલી ઘટાડો તેટલી ઘટે બાકી તો સેવનથી વધતી જાય છે.

इक्षुर्दंडास्तिलाः क्षुद्राः कान्ता कांचन मेदिनी ॥
चंदन दधि तांबूलं मर्दनं गुणवर्धनम् ॥

જેમ વધારે ચોળશો તેમ વધારે ગુણ-મજાહ આપશે. તે ચીજો નીચે છે. શેરડી-તલ ગરીબ માણસો-સુંદર-સ્ત્રી સોનું પૃથ્વી ચંદન-દહીં પાનનું બીડું.॥

## નવ ચીજો બહુ ગુપ્ત રાખવી

आयुर्वित्तं गृहच्छिद्रं मंत्र मैथुनमौषधम् ॥
दानं मानापमानौच नव गोप्यानि रक्षयेत् ॥

૧ આવરદા ૨ પૈસો ૩ ઘરનું છીદ્ર ૪ ગુરૂનો આપેલો મંત્ર ક્લાપ ૫ સ્ત્રી સંગતી વાતો ૬ કોઇને દાન આપ્યું હોય તે ૭ દવાની બનાવટ ૮ માનપાન મળ્યું હોય તે ૯ અને કયાંક એ ધોલ ખાઈ અપમાન પામી આવ્યા હોય તે. કોઇને કહેવું નહિ.

एकस्तपो द्विरध्यायी त्रिधा गानं चतुष्पथः ॥
विचारः पंचभिः कार्यो संग्रामं बहुभिर्जनैः ॥

એકલાએ તપ કરવું. ભણવું બે જણા સાથે રહી. ગાવું ત્રણે જણાએ. બહાર ચાર જણે સાથે જવું. વિચારવું કામ પાંચ જણે કરવું અને લડાઇ મારામારી ઝાઝાએ મળી કરવી.

---

# માણેક ચોકની માણેક

લખનાર-રા. મીસ્કીન

મેરી ફૂલની ફૂલતી, જોબનકી ડાલી રખુંગી કૈસે સંભાલકે,
મેરે જુવાની દીવાની, આ ગઇ ઉરકો રખુંગી કૈસે સમાલકે—મેરી

હતું પણ એમજ. માણેક અત્યારે વીસ વર્ષની હતી ત્યારે તેનો પતિ પંચાવન વર્ષ વટાવી ગયો હતો. આવા ધણીની ધણીઆણી, ઉપલી કીટીઓ બોલે તો એમાં પાપ શું ?

માણેકની જુવાની અત્યારે ફાટફાટ થતી હતી. એનાં માબાપે રૂપિઆની મોટી રકમ લઇ આ લાકડે માંકડું વળગાડ્યું હતું. માણેકનો પનોતો પતિ માણેકચંદ પૈસે ટકે સુખી હોવાથી, માણેકના મા, બાપને પૈસાના લોભે લોભાવી, આ ચોથી વખતનો સંબંધ જોડ્યો હતો. જ્યારે માણેકનાં લગ્ન થયાં ત્યારે તેની વય સત્તર વર્ષની હતી. પરણી સાસરે આવી, ત્યાં તેને પુછનાર કોઇ નહોતું. માણેકચંદ, શેરનો ધંધો કરતા હતા એટલે પાંચ પૈસે સુખી હતા. અમદાવાદમાં માણેક ચોકમાં ઘરનાં ઘર હતાં. ઘરમાં કામકાજ કરવા માટે એક પટેલ હતો. માણેકને તો બે વખત બણ માણસની રસોઇના તપેલાં ઉતારવાં એટલુંજ કામ હતું. પછી આખો દિવસ બેસી રહેવાનું જ હતું.

માણેકચંદના ઘરની સામે જ શ્રીમંત ગણાતા ધનપત શેઠનું ઘર હતું. અમદાવાદમાં તેની બે ત્રણ મીલો હતી તેને શાંતિલાલ એકજ પુત્ર હતો, તેની વય અત્યારે પચીસ વર્ષની હતી. ત્રણે મીલોનો સર્વે કારભાર શાંતિલાલજ કરતો હતો. તે શેરનો પણ પોતાના પિતાથી છાનો બહુ મોટો વેપાર કરતો હતો ને તે દલાલીનું કામ માણેકચંદ કરતો હતો. વેપાર મોટો કરવો ને વળી પિતાથી છાનો એટલે શાંતિલાલ માણેકચંદને ત્યાંજ જતો. ભાવની વધઘટે આટલા શેર લેવા ને આટલા શેર વેચવા એ ત્યાંજ નક્કી કરતો. માણેકચંદના ઘરાકમાં શાંતિલાલજ મોટો ઘરાક હતો એટલે એ જ્યારે ઘરે આવતો ત્યારે એની સારામાં સારી સરભરા કરતો. નવીને ચા, ચીવડો કે એવી બીજી ચીજ બનાવવાનો તરતજ હુકમ કરતો. ની પણ હોંશે હોંશે, જુદી જુદી ચીજો બનાવી શાંતિલાલને આપતી. શાંતિલાલ બેકીદીના બાંધાનો ખાવરો જુવાન હતો. માણેકચંદની, માણેકના મનમાં એ સહજ પ્રમાણો હતો. એ એની સરભરા કરવામાં જાણે-અજાણે ઓછી ઓછી થઇ જતી. એ જ્યાં સુધી માણેકચંદની સાથે વાતો કરતો બેઠો હોય ત્યાં સુધી એને ધરાઇ ધરાઇને જોતી. બેચાર વખત પાનની બીડીઓ બનાવીને આપતી. આ બધાવ માણેકના ચેન ચાળા, ચતુર શાંતિલાલ તરતજ સમજી ગયો હતો. જ્યાં સાહસ કરી કોઇ દિવસ એણે માણેક સામે ઉંચી આંખો જોયું નહોતું.

આમ વાત કરતામાં બે વર્ષ ચાલ્યાં ગયાં. લાજ છોડી માણેક પણ અત્યાર સુધી શાંતિલાલ સાથે વાત કરવાની છુટ નહોતી લીધી. એ એના મનમાંજ સમસમી રહેતી. અનેક મશ્કરી એ શાંતિલાલ સાથે વાત કરવાનો પ્રસંગ શોધતી પણ શેઠનું કામ સારતી શરમ તેને એમ કરવા નહોતી દેતી.

એક દિવસ શેર બજારમાં ભાવોની મોટી વધઘટ હતી એટલે શાંતિલાલ માણેકચંદને ત્યાં સવારનાંજ આવ્યો. અત્યારે માણેકચંદ શાક-ભાજી લેવા ગયા હતા. ઘરમાં માણેક એકલી હતી. ઘરનું કામકાજ કરનાર પટેલ પણ દરણું લઇ દળાવવા બહાર ગયો હતો એટલે માણેકે જ શાંતિલાલને આવકાર આપી દિવાનખાંડમાં બેસાડ્યો. ઘણા વખતની ઇચ્છા આમ અચાનક આજ ફળી જાણી માણેક પોતાના મનમાંજ મલકાવા લાગી. શાંતિલાલ પણ જે પ્રસંગ શોધતો હતો તે આજ અચાનક હાથ આવ્યો જાણી માણેકની સાથે વાત કરવાની મને બોલ્યો, "કેમ માણેકચંદ કાકા ઘરમાં નથી ?"

"ના, એ તો શાક લેવા ગયા છે." માણેકે નીચું જોઇ જવાબ આપ્યો.

"ત્યારે તો એમને આવતાં વખત લાગશે. આવે ત્યારે કહે જો કે હું જ્યાં સુધી મળું નહિ ત્યાં સુધી બજારમાં જાય નહિ." આમ બોલી શાંતિલાલ ઉઠ્યો.

"બજારમાં ગયે બહુ વખત થયો છે, એટલે હમણાંજ આવશે. મેં ચા મુકી છે, ચા થાય એટલે ચા પીઇને જાવ." માણેક મલકાતે મુખે બોલી.

"ચા, તો મેં હમણાં ઘરે પીધી છે. જો ન મુકી હોય તો હવે મુકવાની માથાકુટ કરશો નહિ." શાંતિલાલ જરા શાંત ભાવે બોલ્યો.

"ચા, તો તમે આવ્યા ત્યારની મુકી છે. થઇ ગઇ હશે. લ્યો હું લઇ આવું." એમ કહી માણેક ચા લેવા ચાલી.

શાંતિલાલ હાથણી જેવી ચાલે ચાલી જતી માણેકને જોઇ રહ્યો. એ મનમાં અનેક ઘોડાઓ ઘડવા લાગ્યો.

માણેકે તરતજ ચા લાવી શાંતિલાલની સામે મુકી.

"કાકી, તમારાં લગ્ન થયાને ત્રણ વર્ષ તો થયાં હશે ?" શાંતિલાલે ચા પીતાં પીતાં સવાલ કર્યો.

"હા, ત્રણ વર્ષ પુરાં થઇ આ મહા મહિને ચોથું વર્ષ બેઠું, પણ તમે મને કાકી કહો છો એ તે કોઇ શોભે છે ?" માણેક આંખનાં ભવાં વાંકાં કરી બોલી.

"માણેકચંદને હું કાકા કહું છું. તો પછી મારે તમને કાકીજ કહેવાં જોઇએ નાં." ચા નો ગ્લાસ નીચે મુકતાં શાંતિલાલ બોલ્યો.

"એ તો રહ્યા મોટી ઉમરના એટલે એમને તમે કાકા કહો તે ઠીક દેખાય, પણ હું તો તમને તો [illegible] ત્યારે હું તો તમારાથી બે ચાર વર્ષ નાની [illegible]

ઇ ઠીક દેખાય ખરૂં ?!" માણેક પાનનું બીડું બનાવતાં નાવતાં બોલી

"ત્યારે મારે તમને શું કહીને બોલાવવાં ?" માણેકના હાથમાંથી પાનનું બીડું લેતાં શાતિલાલ બોલ્યો,

"એમાં વળી કહેવું શું શું ? મારૂં નામ લઇને બોલાવવી." માણેક મરકાતા મુખે બોલી.

"નર્યું નામ લઇ તમને બોલાવું એ તે શોભે ખરૂં ?" શાંતિલાલ સીગાર કેસમાંથી સીગાર કાઢી સળગાવતાં બોલ્યો.

"મારા નામ સાથે-કોઇ બીજો શબ્દ જોડી મને બોલાવો." માણેક શરમાઇ નીચું જોઇ બોલી.

"બીજો શબ્દ ? બીજો કયો શબ્દ તમારા નામ સાથે જોડું ?!" શાતિલાલ તીરછી આંખે માણેક સામું જોઇ બોલ્યો.

"શબ્દ શોધવો એ તમારૂં કામ. હમણાં નહીં તો બે ચાર દિવસ વિચાર કરી શોધી કાઢજો."

શાતિલાલ ઉત્તર આપે એ પહેલાં માણેકચંદ શાક લઇ ઘરે આવ્યા એટલે વાત અધવચ રહી. શાતિલાલને દિવાનખંડમાં બેઠેલા જોઇ માણેકચદ બોલ્યા, "જોયું ? બજારમાં સો, સો, ટકાનો વધારો થઈ ગયો !"

"હા, એથીજ તો હું વહેલો તમને મળવા આવ્યો છું. હવે, આજ બજાર ઉઘડતા આપણા જેટલા શેર છે, એ બધાયનું વેચાણ કરી નાખજો પછી પાછા વાયદાના કહેલા, કયા શેરો લેવા એ હું સાંજે જણાવીશ હવે હું જાઉ છુ. મને હવે બહુ વખત થયો."

"ઠીક, પણ ચા તો પીતો જા?"

"ચા તો મારી કાકીએ કયારનીએ પાઇ."

શાતિલાલના મુખથી 'કાકી' શબ્દ સાભળતાં જ માણેકે નાકનું ટેરવું ચડાવ્યુ ને આડી આખે શાતિલાલને 'કાકી' બોલ્યો એ માટે ઠપકો આપ્યો.

શાતિલાલના જવા પછી, માણેકચંદ જમી-પરવારી શેર બજારમા ગયો, ત્યાં આજ તેને બહુ મોટું વેચાણ કરવાનું હતું. માણેક પણ ઘર કામથી પરવારી શાતિલાલને ત્યા બેસવા ગઇ.

માણેકચંદ સાજે બજાર બધ થયો એટલે ઘરે આવ્યા, માણેક પણ થોડા વખત પહેલાજ ઘરે આવી હતી ને રસોઇની તૈયારી કરતી હતી માણેકચદ ઘરની જરૂજણસ લેવા બજારમા ગયા. આ પછી બરાબર, સાજના સાડા ૭ વાગે શાતિલાલની ગાડી આવી માણેક-ચદના ઘર સ્હામે ઉભી રહી શાતિલાલ ગાડીમાથા ઉતરી સીધો માણેકચદના ઘરમાં ગયો ને બોલ્યો, "કા, માણેકચંદ કાકા શું થાય છે ?"

ઉત્તરમા માણેકે જવાબ આપ્યો. "એ તો બહાર ગયા છે, ને તમો આવો તો તમને બેસવાનુ કહેતા ગયા છે."

"ઠીક," કહી શાતિલાલ ઓરડામા પડેલી આરામચેર ઉપર બેઠો.

વાતને વધારે ચરચવા માણેક બોલી. "કાં, શોધ્યો ?"

"શોધ્યો તો છે પણ..." કહી શાતિલાલ શાંત રહ્યો

"કેમ ? કહેતાં અટકી કાં ગયા ? શબ્દ શોધ્યો તો પછી કહેતા કાં નથી ?"

"કહેવાને હૈયું હામ ભીડે છે. પણ જીભ ના પાડે છે."

"જીભ ના પાડતી હોય. તો તેને મીસ્ટાન ચખાડો,

"મીષ્ટાન્ન તો બહુએ ચખાડું પણ કોઇ બનાવી આપે ત્યારે નાં."

"બનાવનારને શોધી કાઢો."

"શોધ્યું શોધાય ખરૂં ?

"કાં ન સોધાય ?!"

"એજ નથી જાણુતો ત્યારે તો આટલો વિચાર કરૂં છું જો તમે મને શોધવામાં મદદ કરતાં હો જરૂર શોધી કાઢું."

"તમે કહો તે મદદ આપું પછી કાંઇ છે?"

"તો શોધવા છેટે જવાનું નથી અહીંજ છે."

"શું, અહીં ? એ કોણ ?"

"જાણ્યા છતાં અજાણ્યા બનવું એ પાપ નહિ ?"

"શું હું જાણું છું ? પારકાના મનની વાત હું શું જાણું ?!

"હું શું જાણું ?! માણેક, હૈયે હાથ મુકી આ બોલો છો ?"

માણેક ઉત્તર આપતાં મુગી રહી. આમ માણેકને મુ ઉભેલી જોઇ શાંતિલાલ સમય વિચારી પોતાની જગ્યાએથી ઉ માણેક પાસે આવી ઉભો ને એના ગાલ ઉપર હળવે ચુંબન લીધું.

માણેકના મનમાં તો ભાવતું હતું ને વૈદે કહ્યું પણ જ છછેડાઇ આઘી જઇ ઉભી ને બોલી, "શાંતિલાલ આ શું ?"

"એ તો શબ્દ શોધ્યો ને એ સાચો છે એ પુરવાર કર માથે મહોર છાપ છાપી."

"આમ શબ્દ શોધાતો હશે? આમ મહોર છપાતી હશે ?"

"માણેક વાતને વધારે મમળાવવી મુકી મેં જે શોધ્યો તેને વધાવી લે, હૈયામાં સઘરી લે"

"શબ્દ સાંભળ્યા વીનાજ હૈયામાં સંઘરૂં ?"

"તુ મારે મોઢેજ એ શબ્દ બોલાવવા ઇચ્છે ?"

"જેણે શોધ કરી હોય એજ શોધનું પરીણામ જાહેર એ જગ જાણીની વાત છે."

"પરીણામના પુરા ટકા આપીશ ?"

"જો સતોષકારક પરિણામ હશે તો શા માટે ન આપુ

"તો માણેકની પાછળનો શબ્દ વ્હાલી ! માણેક ! વ્હાલી કેમ કેવો મીઠો-મધુરો શબ્દ છે. ગમે છે ના ? ન કહે તો સમ" આમ બોલી શાંતિલાલે છેટે ઉભેલી માણેકને સોડમાં ખેંચી.

માણેક પણ જાણે સરી જતી- હોય એમ શાંતિલાલની સોડમાં સમાણી ને "હાશ, વર્ષોની ઈચ્છા આજે ફળી. વ્હાલા! હમેશને માટે આ દાસીને હૈયામાં સંઘરશોનાં?!"

"નિત્ય નવાં નવાં મીષ્ટાન્નને પીરસે તેને તે હવે ભુલાય!"

"જો ભુલાય તો આમ—" કહી માણેકે શાંતિલાલના ગાલ ઉપર ધીમે હાથે એક તમાચો માર્યો.

આમ આ બન્ને પ્રેમીઓનો આનંદ છેરેચો આવના માણેકચંદના સાદે તુંથી નાખ્યો. 'માણેક' શાંતિલાલની સોડમાથી નીકળી ઝટ રસોડામાં ચાલી ગઇ. શાંતિલાલ પણ શાણો થઈ આરામચેર ઉપર જઇ બેઠો.

માણેકચંદે બહુ સારા નફાએ સઘળા શેરો વેચી નાખ્યાની વાત શાંતિલાલને કહી. શાંતિલાલે વાત સાંભળી આવતી કાલની ઉઘડતી બજારે પાંચસો શેર લેવાનું કહ્યું ને તરતજ જવા માટે ઉઠ્યો. જતાં-જતાં "સોદો કરી તરતજ મીલમાં ખબર આપજો, કહી ગાડીમાં આવી બેઠો ને ગાડીવાળાને એલીસ બ્રીજ તરફ હંકારવાનું કહ્યું.

ગાડીમા બેઠેલા શાંતિલાલને માણેકે ઘરના આંગણામાંથી આડી આંખે જોયો ને સાનમાં આવતી કાલે આવવાનું સમજાવ્યું.

શાંતિલાલે જવાબમાં માથું હુલાવ્યુ.

આમ આ બે પ્રેમીઓનો મેળાપ જ્યારે માણેકચંદ શેર બજારમાં હોય ત્યારે દરરોજ થતો. શાંતિલાલ મીલમાથી પરભાર્યો આવી-માણેક-પાસે અડ્ડો જમાવતો, આ વાત ઘણો વખત છુપી રહી પણ 'પાપ, પીપળે ચડીને પોકારે' એમ એક દિવસ અમદાવાદની બજારોમાં માણેક-શાંતિલાલના છુપા વહેવારની વાત છણાઇ,

ધીમે ધીમે માણેકચંદને કાને પણ આ વાત આવી. જ્યારથી માણેકચંદે વાત સાંભળી ત્યારથી માણેક ઉપર છાની ચોકસી કરવી એણે શરૂ કરી.

એક દિવસે બપોરે શાંતિલાલ મીલમાંથી પરભાર્યો માણેક પાસે આવ્યો. આ વાત માણેકચંદના છુપા બાતમીદારે, શેર બજારમાં માણેકચંદને કરી માણેકચંદ ઠંડે કલેજે ઘરે આવ્યો ને જે ઓરડામાં બંને પ્રેમીઓ મજા મારતાં હતાં તે ઓરડાને બહારથી સાંકળ વાસી.

પ્રેમઘેલાં ઓરડા બહાર શું થાય છે એ વિચારવું ભુલી ગયાં બહારથી પડકાર થયો, "શાંતિલાલ, શાંતિથી આનંદ લુટજે."

માણેક અને શાંતિલાલ ચમક્યાં, માણેકચંદનો સાદ વરત્યો. હવે શું કરવું એવા વિચારમાં બને પડયાં

"શાંતિલાલ શેરની દલાલી મને સોંપી તે મારૂજ ઘર માર્યું. હવે એ પાપનું પ્રાયશ્ચિત કરવા તૈયાર થા. હું હમણાંજ તારા પિતાને આ તારા પરાક્રમની જાણ કરૂં છું."

"માણેકચંદ કાકા, માફ કરો મારી મોટી ભુલ થઇ, હવે પછી ભવિષ્યમાં આવી ભુલ નહીં થાય. આ ભુલના દંડ પેટે તમે જે શિક્ષા કરશો તે સ્વીકારવા હું તૈયાર છું. પણ—"

"શિક્ષામાં, રૂપિઆ પચાસ હજારનો બેરરનો ચેક."

"હેં પંચાસ હજાર રૂપિઆ!?"

"હા, પચાસ હજારમાં એક પાઇ ઓછી, નહિં."

"કાકા, બેંકમાં અત્યારે એટલા રૂપિઆ મારા જમે નથી. દયા કરી મને માફ કરો. હું જેટલા રૂપિઆ બેંકમાં મારા છે એ બધાયનો આના પાઇ સાથે બેરરનો ચેક ભરી આપું પછી કાંઇ છે."

"અત્યારે તો જવા દઉં છઉં પણ..."

"ભવિષ્યમાં આવી ભુલ નહીં થાય."

"ત્યારે લે આ ફાઉન્ટન પેનને લખી આપ ચેક." આમ કહી અધ ઉઘડુ બાર કરી માણેકચંદે ફાઉન્ટન પેન શાંતિલાલના હાથમાં મૂકી.

શાંતિલાલે એક પણ બોલ ન બોલતાં પુરા દશ હજારનો બેરર ચેક ઉપર લખ્યો ને માણેકચંદ કાકાના હાથમાં મૂક્યો.

માણેકચંદે ચેક લઈ શાંતિલાલને છુટો કર્યો, એટલે નીચી મુંડીએ શાંતિલાલ ચાલ્યો ગયો.

માણેકચંદ હસતો હસતો માણેકને ચેક બતાવી બોલ્યો— "આ તારી ઉગતી જુવાનીનું ઇનામ!" (સંપૂર્ણ.)

---

## મોજ--મજાહ ઈનામમાળા નં. ૨

### રૂપિયા પચ્ચાસનાં સોળ ઈનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં પ્રખ્યાતિ પામેલ સારામાં સારી

**પાંચ દેશી સિનેમા નટીઓનાં નામ લખી**

**મોકલનારમાં વહેંચી આપવામાં આવશે.**

તા. ૨૦-૧૨-૨૫

પ્રખ્યાત સારામાં સારી પાંચ દેશી નટીનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી. ____________

ઠે. ____________

પે. ____________ મુ. ____________

**નવી ખબરો—**

**કોહિનૂર**—લંકાની લાડીએ મુંબાઇ અને અમદાવાદમાં ધમધોકાર ઓડીયન્સ ખેંચવા માંડયું છે. સિનેમાની રાણી લગભગ તૈયાર થઇ ગઇ છે અને દિલ્હીનો ઠગ લેવાય છે.

• —કૃષ્ણ—કાષ્ટનો ઘોડો તૈયાર થઇ રહેલ છે. કાંઇ નવું લાવો. જમાનો બદલાતો જાય છે.

**લક્ષ્મી**—પંચદંડના આઉટડોર સીન લઇ કંપની મુંબાઇ આવી પહોંચી છે.

**યુનાઇટેડ**—મુંબાઇથી ગાંસડા પોટલા બાંધી ખડકીના નવા સ્ટુડીઓમાં શરૂઆત કરી દીધી છે.

**રોયલ**—રા' નવઘણની સેન્સર ટ્રાયલ થઇ ગઇ છે. આવતા શનિવારથી મેજેસ્ટીકમા રજુ થશે નાહરસિંહ ડાકુ તૈયાર છે

**કોહિનૂર સિનેમા**—( કાલબાદેવી ) આ સિનેમાની મેનેજમેન્ટમા સાંભળવા પ્રમાણે ફેરફાર થઇ ગયો છે. ગયા શનીવારથી અત્રેની કોહિનૂર ફિલ્મ કં એ તે થીયેટર લઇ લીધુ છે અને હવેથી નવી વ્યવસ્થા નીચે કોહિનૂરના પિક્ચરો ત્યાં બતાવવામા આવશે. જાણવા મુજબ મી દ્વારકાદાસની જાતી દેખરેખ નીચેજ આ સિનેમા ચલાવવામા આવનાર છે.

**શારદા**—સૌરાષ્ટ્ર વીર તૈયાર છે પણ સાભળવા મુજબ કેટલાક સજોગોમા તાત્કાલિક ચાલી શકી નથી નવી સામાજિક વસ્તુની પસંદગી થઇ ગઇ છે અને મુંબાઇના એક જાણીતા કળાકારના હાથથી તે વસ્તુ બહાર પાડવાની તજવીજ ચાલી રહી છે.

**સૌરાષ્ટ્ર**—લીમીટેડ થઇ પણ કાઠીયાવાડની ઠંડી ઉડી હોય એમ જણાતુ નથી બાપુ એ ન શોભે

\+ × +

એડેલ્ફીમા "ધી લાસ્ટ ચાન્સ"નો ખેલ ચાલતો હતો પ્રસિધ્ધ અભિનેતા ચાર્લસ વોર્નર મુખ્ય નાયકની ભૂમિકા ભજવતાં કહેવા લાગ્યો -" હાય ! મારી પાસે એક ફાર્ધીંગ પણ બાકી રહી નથી ! ભયકર દિવસો આવી પહોચ્યા છે. અનાહારે દિવસો કહાડવા પડશે !" આ વખતે તેના આગળાપર એક બહુ મુલ્યવાન વીંટી ચમકતી હતી એક પ્રેક્ષકની નજરે તેના પર પડી અને તે બોલી ઉઠયો.-" અરે વીંટી મારવાડીને ત્યાં કેમ મુકી આવતો નથી ?"

× × ×

પ્રસિધ્ધ નટી જેસી મિલવર્ડ એક વખત વાતચિતમાં જણાવ્યું કે, બાલ્યાવસ્થામા તે જ્યારે એક નાની ભૂમિકા ભજવવા રંગભૂમિપર આવી ત્યારે તેનો ન્હાનો ભાઇ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો -" શાબાસ ! શાબાસ ! ! "

આ શબ્દો સાભળી પ્રેક્ષકોમાં ચારે બાજુ કોલાહલ મચી રહ્યો. બધા હીસ-હીસ કરી તેના તરફ દાત કચકચાવવા લાગ્યા એટલે તે બોલ્યો.-' ના, હીસ-હીસ નહિ ' તે તો મારી 'મોટી બ્હેન છે ! શાબાશ ! શાબાસ ! !

બધા હારી બેઠા ત્યારે એક બાળાએ બાડું ઝડપ્યું !!

દુશ્મનના ઘરમાં જઇ પત્તો મેળવવા હામ ભીડી—તે—

પાટણના રાજાની પુત્રી પદ્માવતિ પુરૂષ વેશમાં રા' નવઘણ પાસે રહેતી

નાચનારીના વેષમાં ગઈ.

આ કામ જાણીતી એકટ્રેસ

# મીસ જુબેદા

કરે છે.

# મીસ જુબેદા

નો આ નાચ તમોને મોહક અને ખંચાણકારક લાગશે.

નું કામ આ ફીલમમાં અસાધારણ સરસ જોશો આફ્રીન પોકારશો.

રૉયલ આર્ટ સ્ટુડીઓએ મોટા ખર્ચે તૈયાર કરેલ ફીલમ

# રા' નવઘણ યાને વીર પસલી

જાસલનું કામ કરનાર મીસ જીલુને તો તમો ઓળખો છો. તેનું કામ પણ જોશો

રાજ્ય તિલક કરનાર-રાજ્ય અપાવનાર-મોઢાની માનેલી બ્હેન જાસલને પસલી આપવા વચન આપ્યું હતું તે કેમ પાળ્યું ?? તે જરૂર જુવો.

ઉંટોનું મોટું લશ્કર—દિલ ઉશ્કેરનારી પટાબાજી—વિગેરે

પ્હેલેથી છેલ્લે સુધી આ ફીલમના સીનો અસાધારણ સરસ છે.

**જરૂર તમારાં કુટુંબને આ ફીલમ દેખાડશો—ભુલશો નહિ**

શની—રવી તહેવારને દિવસે વધારનો ખેલ છે તે ભુલશો નહિ

**શનીવાર તારીખ ૨૬ મોથી શરૂ થઈ ચુકી છે**

# સીનેમા મેજેસ્ટીક

ગીરગામ

---

આવે છે — આવતા શનાવારથી — આવે છે

...ડીઓનું **નહારસિંહ ડાકુ**

...દ્વિવેદીએ ...ત્ર,

...તેજ ...બેદા—મીસ જીલુ—વિગેરે મુખ્ય કામમાં છે.



પોષ સુદ ૧૩ ]        રવિવાર તારીખ ૨૭ મી ડીસેમ્બર ૧૯૨૫        [ પુ ૨ જુ અંક ૩૮

આ અઠવાડીકમા પ્રસિધ્ધ થતી વાર્તાઓના પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવત વ્યકિતપરથી ઉપજાવી કાઢેના નથી   અ મો મ

## સીધી ગઝલ.

સરાંતી મુર તુહીંજેમે, અચીતું ડે ફા દીલ ારી,
મીરા મશાફ્ઃ હરક તુહીંજે, અ દરમે આગ આહે બારી
કઇ થ્યાં સીકુંધે મુમે સાલ, વીજાયાં રોઝ તો' લાઇફાવ,
અખીનમાં નીર વહેતા જાવ, હુલીઆ તાં થે એ કરારી
લગીઅમ તુઇન્જે નીઅજુ ચાટું, પુગાયાં તુહીંમ્યુ પેઇ વાગ્યુ,
થીયુ નીકરન ધર્દજ્યું લાગ્યુ, ભરહુ આહે મુતે પ્યા ભારી
ન વાજબ ઇઅથી જાની, મીઠા મહેબુબ લાસાની,
કંધઅમ શીર તોના કુરબાની, અચીકર મુઇજી ગમખ્વારી
કરે તો 'હોત" જે ધાડિ, સુણુજ સેતુ સજણ આહુ,
બીંદુ જેબ્યુ નકે વાડ, કજા સતાર સતાગી

તારા હુ બળી બળી રહી છુ, તુ આવીને જ્હેં દીલદારી આપ
પ્યારા આશક તારા ઇશ્કે મારા અતરમા આગ લગાડી છે
કેટલા વરસ થયા હુ તારી વાટ જોઈ રહી છુ અને રોજ ફાલ (રમતથી પ્રશ્ન) જોવડાવુ છુ
આખમાથી આસુઓના રેલા ચાલી જાએ છે જેને તુ આવી અટકાવ
તારા પ્રેમના ચીરા પડેલા છે અને તારા આવવાની વાટ જોઉ છુ
અતરમાથી દરદના ભડકા નીકળે છે અને મારા પર દુખનો ભાર આવી પડેલ છે
જાની એમ કરવુ વાજબી નથી, મારા આશક તુ લાસાની છે
તારા પર મે મારા શીશની કુરબાની અને તુ આવી મારા શોકને હટાવ
"હોતચંદ" તે પોકાર કરે છે કે મારા મીત્ર મારા અતર્નાદ સાંભળ
બીજો હવે મને કોઇ રસ્તો નથી, હે તારણહાર તુ મને તાર

અનુવાદ —'કૃ નાડુ'"




લખનાર —ેા એમ. મહુબુમ

ગ્રીષ્મ ઋતુની ખુશનુમા પ્રભાતે કાઠીયાવાડ રેલ્વેની એક પેસેન્જર ટ્રેનમા એક અતુલ લાવણ્યમયી યુવતી કે જેના કોમળ અવયવો સોનેરી બુગઓ અને ઝીણી લેસથી સજ થએલ આછા અને સુશોભીત સુફેદ ફ્રાકમા, સોનેરી. કસબથી ભરેલી ગુલાબીઆ રગની ઇજારમાં ચારે બાજુએ સોનેરી લેશથી ભરેલ વાયલની આસમાની રગની સાડી નીચે છુપાએલ હતા રૂપસુદરીના નાજુક નાકમા એક અમુલ્ય હીરાની સળી અને કમળ જેવા સુફેદ પોતના હાથની ટચલી આગળીમા એક ઉચી કીમતની વીંટી જેમા કોઈ સારા કારીગરે ઘણી સભાળથી પાન બેસાડેલ હતુ નાજુક હાથના પોચાઓ ઉપર તેણીએ બે, બે સોનાની નકસીદાર બગડીઓ અને પ્લેટીનમ ધાતુની રીસ્ટ વૉચ પહેરી હતી નાજુક અને નાના પગોમાં સ્કીન કલરના મોજાઓ અને બફ સ્કીનના પમસુઓ ચઢાવેલ હતા રમણી, ફર્સ્ટ કલાસની બારીમા બેસી પ્રભાતના પહોરની મદ મદ ઠડી હવામા કોમળ હસ્તને ગાલ ઉપર મુકી આજુબાજુનુ કુદરતી સૌદર્ય નીહાળતા શાન્તિથી નદીઓ, કોતરો દૂર આવેલા ડુગરાઓ, નાના નાના ગામડાઓ અને તેની ફુલવાડીમા આમ્રા ઉપર બેસી થતા અને કોયલના ટૌકાર આ સર્વ રમણીય દૃશ્યો ઘણાજ ઉલ્લાસથી નીહાળવામા મગ્ન હતી થોડી વારમા એક જક્સન સ્ટેશનના ડીસ્ટટ સીગ્નલ આવ્યુ બીજી બાજુની ટ્રેન યાર્ડમા આવેલી હોવાથી આપણી પેસેન્જર ટ્રેનને સીગ્નલ ન મળતા ડ્રાઇવરે ટ્રેનને ડીસ્ટટ સીગ્નલ ઉપર ઉભી રાખી

યારે જ આપણી આ પરિપયકર યુવતી પોતાની વિચાર નિદ્રામાંથી જાગ્રત થઇ. પછી તરૂણીએ ઉભી થઇ હેન્ડબેગ લઇ તેને ખોલી. તેમાંથી ટુથ બ્રશ, કોલગેઇટસ્ રીબન ડેન્ટલ ક્રીમ, ગોદરેજનો નંબર વનનો સાબુ, દાંતીઓ, અને ટુવાલ કાઢી તે બાથ રૂમમાં ગઈ. જ્યાં પોતાના અનારની કળીઓ જેવાં સુંદર દાંતોને બ્રશ કરી, મોઢું હાથ સાબુથી ધોઇ ટુવાલથી સાફ કરી, આયના સામે ઉભી રહી રેશમ જેવા સુંવાળા લાંબા જુલ્ફોને દાંતીઆથી સરખા કરી પોતાની જગ્યાએ પાછી જઇ બેઠી. આ વખતનું તે હુરનું અપ્સરા તુલ્ય સૌંદર્ય, ગુલાબી સુરખીથી વારંવાર બદલાતો લંબગોળ ચહેરો, હરણી જેવાં ચકોર કાળાં તીક્ષ્ણ નયનો, હોઠની સુરખી, અને ઢીલા ફ્રાક નીચે છુપાએલ મદમસ્ત સ્તનો, વગેરે ભલભલા યોગીઓને પણ મોહાધીન કરે તેમ હતું. સ્વર્ગી સુંદરીના શરીરનું બંધારણ નાજુક અને જરા કદ ઉંચાણમાં હતું.

પ્રિય વાંચકો આ તરૂણી મુંબાઇના એક કોટયાધીપતિ ગૃહસ્થની સારા સંસ્કારો પામેલ મેટ્રીક સુધી અભ્યાસ કરેલ એકની એક પુત્રી હતી, જેનું મુબારક નામ શકીના હતું. દશેક મીનીટ ગાડી સીગ્નલ ઉપર ઉભી રહ્યા પછી સ્ટેશન માસ્તરે સીગ્નલ આપ્યું. એંજીને વીસલ કરી, ગાડી ઉપડી અને થોડીવારમાં ગાડી સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર પહોંચી. મીસ શકીનાએ પોતાની આયાને કહ્યું કે તમે રીફ્રેશમેન્ટ રૂમમાં જઇ બોયને ચા અને બ્રેકફાસ્ટ સાથે બોલાવી લાવો.

આયા રીફ્રેશમેન્ટ રૂમ તરફ ગઇ અને શકીના ફર્સ્ટ ક્લાસમાંથી નીચે ઉતરી પ્લેટફોર્મ ઉપર એક પગલું આગળ ભરે, ત્યાં અચાનક જેમ વિજળીનો આંચકો લાગે અને માણસ સ્તબ્ધ થઇ જાય, તેમ તેણી ત્યાં ને ત્યાં સ્થંભી ગઇ. અને શું જોયું? એક એકત્રીસ બત્રીસ વર્ષનો ઘઉંવર્ણો તંદુરસ્ત અને સુદૃઢ અવયવવાળો નવજવાન યુવક હંસ છાપના ધોએલ સુફેદ કોટ પાટલુન, પાગલાઇ ટોપીમાં ટ્રેન ક્લાર્કનો બીલ્લો લગાડેલ એન્જીન આગળથી ગાડીઓના નંબર પોતાની નંબરટેકર બુકમાં લખતો આ રૂપસુંદરી તરફ આવતો જણાયો. ત્યાં આયા રીફ્રેશમેન્ટ રૂમમાંથી ચાહ અને બ્રેકફાસ્ટ સાથે આવી. તેણે પોતાની બાઇસાહેબને બ્રેકફાસ્ટ લેવા ફર્સ્ટ ક્લાસમાં આવવા કહ્યું. તેણીએ આયાને નાસ્તો કરી બીજી ચુકવી ગાડીમાં બેસી રહેવા ફરમાવ્યું અને તરત તેણી પાછી પેલા યુવક તરફ એકીટસે જાણે કોઇ તેણીનો જુનો પરિચીત હોય તેમ જોવા લાગી. થોડી પળોમાં પેલો યુવક તેણીના ફર્સ્ટ ક્લાસ પાસે આવ્યો અને પોતાનું કામ કરી આગળ વધે, તે પહેલાં આ આપણી શકીનાના મોઢામાંથી એક તીક્ષ્ણ ચીચીઆરી નીકળી ગઈ. "નજર! તમે અહિં ક્યાંથી અને શું કરો છો?"

અજાણ્યા યુવકે પોતાનું નામ સાંભળતાં પોતાની બુકમાંથી ઉંચું જોયું અને તેનાથી નીચલી લીટીઓ બોલાઇ ગઇઃ—

અયસે નસીબ કહાંસે, ભૂલસે વહ પરીરૂ ગરીબખાનેપે આએ બનઠન;
મૈં સદકે જાઉં બલાએ લેઉં, કરૂં મૈં કુરબાન તનમન.

"કોણ શકીના? તમે અહિં અને ક્યાં પધારો છો:

નજરે જવાબ ન આપતાં ઉપર પ્રમાણે શકીનાને સામા પ્રશ્નો પૂછયા.

"હું માધવપુર મારી ફૂઇબાને મળવા જાઉં છું. પણ તમે અહિં કેટલા ટાઇમ થયા છો?" શકીનાએ પૂછ્યું.

નજરે કહ્યું–"શકીના મારી શોકજનક કથા ઘણી લાંબી હોઇને અત્યારે આપને જણાવી શકું તેમ નથી. જો જીવતો રહ્યો અને આપના દિદાર ખુદાની મહેરબાનીથી બીજી વખતે ક્યાં થઇ જશે ત્યારે કહી સંભળાવીશ."

ગાર્ડે ગાડી ઉપાડવા માટે વીસલ કરી એવામાં ૩૦ થી ૩૫ વર્ષની એક ગરીબ બાઇ જ્યાં નજર અને શકીના ઉભાં હતાં ત્યાંથી હાંફળી હાંફળી માથા ઉપર ટ્રંક અને પોટલું, કમરે વર્ષેકનું નાનું બાળક તથા એક હાથની આંગળીએ પાંચેક વર્ષની છોકરીને લઇ પસાર થતી થર્ડ ક્લાસ તરફ જતી નજરે જોઇ તરત શકીના પાસેથી દોડી તે બાઇની આંગળીએ વળગાડેલ છોકરીને તેડી બાજુનું થર્ડ ક્લાસનું બારણું ખોલી બેસાડી તે બાઇના હાથમાંથી બીજા બાળકને લઇ થર્ડ ક્લાસ ભણી ગયો. ત્યાં તે બાઇ પણ પહોંચી, તેણીના સામાનને યોગ્ય જગ્યાએ રાખી તેણીનું બાળક તેણીના હાથમાં દઇ સામે ફ્રુટવાળાની દુકાને દોડી ગયો. ત્યાં જઇ કેળાં, મુસંબી તથા નારંગી લઇ પાછો વળ્યો, ગાડી ઉપડી તરતજ તેણીના થર્ડ ક્લાસના હેન્ડલને પકડી લીધેલું ફ્રુટ તેણીની છોકરીના ખોળામાં મુક્યું. હજું, તેણી આશીર્વાદના કંઇ વાક્ય ઉચારે તે પહેલાં ચાલતી ગાડીએ ઉતરી સ્ટેશન ઓફીસ તરફ પાછો ફર્યો. પાછા ફરતાં તેની નજર પ્લેટફોર્મ ઉપર ઉભેલ શકીના તરફ ગઇ. તે શકીના પાસે ગયો અને વિનયથી બોલ્યો, "શકીના! તમે અહિં ઉભા રહી શું વિચાર કરો છો? તમારી ગાડી ઉપડી ગઇ"

શકીનાએ કહ્યું–"હા, તે હું જાણું છું: પણ મેં મારી આગળ જવાની મુસાફરી માટેનો વિચાર હાલ તુરત ફેરવ્યો છે. કૃપા કરી આપ મારા માટે ધર્મશાળામાં બંદોબસ્ત કરાવી આપવા અને આગલા સ્ટેશનેથી મારી આયા સામાન લઇ પાછી ફરે એવી મતલબનો તાર કરાવી આપવા કૃપા કરશો?"

નજરઅલી શકીનાના ચહેરા સામું જોઇ રહ્યો અને ઘણીજ નરમાશથી બોલ્યો, "આપ મને ધર્મશાળા માટે પુછો છો તે શું? આ ખાદીમના ગરીબખાના પર આવવામાં અને આ કમતરીતને આપની સેવાનો લાભ આપવામાં આપને કંઇ વાંધો છે કે જે ખુદાએ મને અચાનક નસીબ કરી છે?"

શકીના હસી અને બોલી, "હા ખુશીથી હું તમારે ત્યાં આવીશ. મારૂં માનવું હતું કે કદાચ મારા આવવાથી આપને તકલીફ થાય અને તે કારણે મેં આપને ધર્મશાળા માટે પુછ્યું. આપને માઠું લાગ્યું છે, તે માટે હું આપની માફી માગું છું. હા, પણ તમે જાવ અને ઉપલી મતલબનો તાર કરી આવો હું અહિંજ ઉભી છું."

નજરઅલી તાર ઓફીસમાં ગયો અને યોગ્ય બંદોબસ્ત કર્યા-પછી પાંચેક મીનીટમાં શકીના પાસે આવી ઉભો રહ્યો. તરત નજર અને શકીના નજરઅલીના રૂમ તરફ જવા લાગ્યાં, જે રૂમ રેલ્વે કંપનીએ નજરઅલીને વાપરવા આપ્યો હતો અને તે રેલ્વેની હદમાં આવેલ હતો. થોડી પળોમાં બન્ને વ્યક્તિઓ નજરઅલીના રૂમ પાસે જઇ પહોંચી નજરઅલીએ ખીસામાંથી ચાવી કાઢી રૂમનું તાળું ખોલ્યું અને શકીનાને અંદર આવવા કહ્યું. રૂમનો આગલો ભાગ નજરઅલી સુવા બેસવાના કામમાં લેતો હતો જ્યાં બે નેતર ભરેલ ખુરસીઓ, એક ગોળ નાનું ટેબલ, એક આરામ ચેર જમીન ઉપર પાથરેલ શેત્રંજી, ભીંત ઉપર પોતાના અને તેના માબાપના ફોટા એક કેલેંડર બે ત્રણ સૃષ્ટી સૌંદર્યનાં ચિત્રો, એક ખુણામાં કપડાંનો ટ્રંક અને બીજી બાજુ બીસ્તરો જેમાં એક ગાદલું ઉપર સુફેદ રજાઇ એક બનુસ અને શાલ પડેલાં હતાં. જ્યારે અંદરનો ભાગ તે રાંધવા અને નહાવા ધોવાના કામમાં લેતો હતો ત્યાં એક આઇમસ, ચાહ ખાંડ, રાંધવાના થોડાં વાસણો અને બીજી થોડીક પરચુરણ જોઇતી ચીજો પડી હતી. નજરઅલીએ શકીનાને આરામચેર ઉપર બેસવા કહ્યું અને તેણીની રજા લઇ તે અંદર ચાહ બનાવવા ગયો. એટલા વખતમાં તેણી ટેબલપરથી મોજ-મજાહનું પેપર લઈ પાનાં ફેરવવા લાગી ત્યાં પહેલેજ પાને તેણીની તીક્ષણ આંખો એક સુંદર અને ગુઢાર્થવાળી ગજલ કવાલી ઉપર જઇ આકર્ષાણી. તે તેણી ધીરેથી ગાવા લાગી.

ન મરજ કુછ હૈ ન આસેબ્ન સાથા હુમકો
એક પરીઝાદને દિવાના બનાયા મુજકો;
હુમ મરેલી તો ન હો ઉનો યકીન ઉલફત,
નીમઝાં ઈસરી મહોબતને બનાયા હુમકો;
દેખીએ ખાકમેં હમ મીલગએ માનીંદ સરશું,
આપને કીસલીએ આંખોસે ગીરાયા હુમકો;
આજતક વહુ બાત યાદ આકે ગલા ઘોંટતી હૈ,
વક્ત રૂખસત જો ગલે ઉસને ન લગાયા હુમકો.

આ ઉપલી ફુરચા રૈલી અને દ્રીઅર્થી ગજલ કવાલી તેણી અનેક વખત વાંચી ગઇ પણ વાંચતા વાચતાં તેણીના ગાલ પ્રદેશ પર અશ્રુનાં બિંદુઓ ટપકવા લાગ્યાં. તેજ અરસામાં ચાહના બે પ્યાલા સાથે નજરઅલી તે રૂમમાં દાખલ થયો અને તેણીને વિનયપૂર્વક ચાહનો આદર સત્કાર કરવા કહ્યું. એટલામાં તેની ચકોર આંખો શકીનાના ગુલાબી ગાલો ઉપર બીરાજમાન થએલ અશ્રુઓ પર પડી.

તેણે શકીના પ્રત્યે કહ્યું:—"કેમ શકીના, આ નાચીજ આદમીની કાંઇ ભૂલ થઇ છે જે આપ નારાજ થએલ જણાવ છો?"

તરત તેણીએ પોતાના રૂમાલ વતી આંસુઓ લુછી નાખ્યાં અને નજરની શંકાનું સમાધાન કરવા બતાવતી જવાબ આપ્યો:—"ના—નજર, આપે મારા ઉપર અનહદ ઉપકાર કરી અહેસાનની નીચે મને હમેશને માટે દબાવી દીધી છે, જે અહેસાનમાંથી હું કોઇ કાળે મુક્ત થઇ શકું તેમ નથી. મને માત્ર જરા છીંક આવવાથી આંખમાં અશ્રુઓ આવી ગયાં તેથી તમારે મન ઉપર મારા પ્રત્યે કંઇ ઓછું લાવવું નહિ."

નજરઅલીએ કહ્યું:-"શકીના, આ એક રેલ્વેના ગરીબ નોકર પ્રત્યે આપ આટલો બધો આદરભાવ બતાવો છો તે માટે હું તમારો ઉપકાર માનું છું. લો ચાહ પીઓ."

ચાહ પીતાં પીતાં તેણીએ કહ્યું-"ખુદાની - મારા જેવી પોતાની રંક બાળકી ઉપર અનહદ મહેરબાની-જે ખુદાએ આજ વર્ષો થયાં ગુમ થએલ ચહેરાનાં ફરી મને દર્શન કરાવ્યાં. હવે મારી એટલી આપને વિનંતિ છે કે કૃપા કરી આપે મુંબઇ શા માટે છોડયું અને આ સ્થિતિ શાથી ઉભી થઇ તે જણાવી મારી આતુર લાગણીઓને શાન્ત કરો."

નજરઅલીએ કહ્યું:-"આપ મહેરબાની કરી ચાહ પી લો પછી મારી અથથી ઇતિ સુધીની દરેક કથા આપને કહી સંભળાવીશ."

મારા વહાલા પાઠક અને પાઠીકાઓ, મારે તે પહેલાં જણાવવું જોઇએ કે મી. નજરઅલી કોણ હતા અને મીસ શકીનાને તેમના પ્રત્યે આટલી બધી લાગણી હોવાનું શું કારણ? મી. નજરઅલીનો મુંબઇ ખાતે એક ગર્ભ શ્રીમંત કુટુંબમાં તેમના માબાપની વૃધ્ધાવસ્થામાં જન્મ થયો હતો. તેમનાં માતુશ્રી તેમને ત્રણ વર્ષની વયના તેમના પિતાશ્રીને સોંપી જન્નતનશીન થયા. બીજી વખતનો પરણવાનો વિચાર તેમના પિતાશ્રીએ માંડી વાળ્યો અને નાના બાળકને સંભાળથી ઉછેરી સુસંસ્કારી બનાવી પોતાની દરેક ઉમદા મુરાદો તેમાં બાંધી તેનુ લાલનપાલન કરવા લાગ્યા. નજરઅલી છ સાત વર્ષના થયા ત્યારે તેમના બંગલાની નજીકમાં એક મદ્રેસો હતો ત્યાં મુકી આવ્યા જ્યાં શકીના પણ ભણવા આવતી હતી. સાંજરે સ્કુલમાંથી છુટયા પછી નજરઅલી શકીનાને ત્યાં જતો. તેણીના પાઠો તૈયાર કરાવતો આથી તે બન્નેમાં નાનપણથી પવિત્ર પ્રેમ જાગૃત થયો હતો. મી. નજરઅલીના કુટુંબને અને મીસ શકીનાના કુટુંબને સારો સંબંધ હતો. થોડાં વરસોમાં તેઓ બન્ને મદ્રેસાની જીંદગી પસાર કરી હાઇસ્કુલમાં દાખલ થયાં. ત્યાં દાખલ થયા પછી હમેશાં સવારે નાસ્તો કરી નજરઅલી શકીનાને ત્યાં જતો. જ્યાં તેઓ બન્ને સાથે બેસી નિબંધ, બીજગણિત અને પરીક્ષા તૈયાર કરતાં, ત્યાંથી ઘેર આવી તે જમી શકીનાની રાહ જોતો. શકીના મોટર લઇ નજરને ઘેર બોલાવવા જતી જ્યાંથી બન્ને હાઇસ્કુલમાં જતાં. સાંજરે નીશાળમાંથી છુટયા પછી તેઓ મોટરમાં સાથે બેસી પાલવા, બેન્ડ સ્ટેન્ડ, ચોપાટી, હેંગીંગ ગાર્ડન અને વાલકેશ્વર તરફ ફરવા જતાં. એક વખતનો "બાળસ્નેહ હવે યુવાવસ્થા આવતાં બન્નેમાં પાક મહોબતમાં ફેરવાઇ ગયો હતો.

ઉનાળાની એક શાન્ત અને આનંદદાયક સાંજરે ચાંદનીમાં તેઓ પાલવે એક બેંચ ઉપર બેઠાં. સમુદ્રની અંદર સ્વતંત્ર રીતે ફરતી બાલી બોટો અને મછવા નિહાળવામાં મગ્ન હતાં ત્યાં તેમની નજર પાસેથી એક વહાણ પસાર થયું કે તરતજ શકીનાએ નજર પ્રત્યે જોયું અને પુછયું:–"નજર જોયું ? આ વહાણનો સુકાની કેટલો બધો ચાલાક અને હોંશીઆર છે કે આ રાક્ષસી વહાણ જરા પણ આડું અવળું ન જતાં સીધું તીર માફક ચાલ્યું જાય છે !".

"હા ખરૂં છે શકીના."

નજરે કહ્યું–"જો સુકાની હોંશીઆર ન હોય તો આ વહાણ ક્યાંક ખરાબે ચડી જાય અને ભાંગી જાય તેમ સંસારમાં પણ સંસારનૌકા પેલે પાર લઈ જવા સુકાનીની જરૂરત છે. પણ શકીના, આજ વર્ષો થયાં મારા હૃદયમાં એક સવાલ ઘોળાયા કરે છે, જો તમારી રજા હોય તો પુછું ?"

શકીનાએ કહ્યું–"હા જરૂર પુછો."

નજરે કહ્યું–"શકીના, વહાલી શકીના, હું તમને ચાહું છું; હું મને મારા હૃદયની અધિષ્ઠાત્રી દેવી બનાવવા માગું છું. બોલો, જાનેમન તમે મને ચાહો છો ? તમારૂં નિર્મળ અંતઃકરણ મને સોંપી શકશો ?"

આમ કહેતાંજ તેણે પોતાના બને હાથો શકીનાને પોતાના બાહુ–પાશમાં ભીડવા લંબાવ્યા, તેણી દુર સરકી ગઇ અને ધીમેથી મધુર ઘંટડી જેવા આવાજથી નજર પ્રત્યે બોલી:—"નજર, વહાલા નજર, આ પ્રેમાવસ્થામાં આપથી અઘટિત વર્તન થાય છે, થોભો ! વહાલા ! આપ આ શું કરો છો કે હું આપનીજ છું; જીંદગી પર્યંત આપનીજ રહીશ; પણ જ્યાં સુધી આપણે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયાં નથી ત્યાં સુધી આવું વર્તન તે પાપ કહેવાય. આપના અંતઃકરણને કાબુમાં રાખો અને આજે ઘેર જઇ તમારા પિતાશ્રીને આપણાં લગ્ન માટે સમજાવી મારા પિતા પાસે મોકલજો. વહાલા નજર ! થોડા દિવસમાં હું આપના ચરણોમાં આપની સેવા બજાવવા હાજર થઇશ. થોડા દિવસ કૃપા કરી હૃદય સખ્ત કરી પસાર કરવા પડશે. મારી જો ભૂલ થતી હોય તો મન ઉપર ન લાવતા અને મને ક્ષમા કરજો."

નજર એક સુસંસ્કારી યુવક હતો. તેને પોતાના વર્તનથી પોતાની જાત ઉપર બહુજ નારાજી થઇ. સાંજરે ઘેર જઇ તેણે પોતાના પિતાને પોતાનાં લગ્ન શકીના સાથે કરી આપવા અને શકીનાના પિતાને મળવા અરજ કરી. તેના પિતાએ પોતાના પુત્રની ઇચ્છિત માંગણી માન્ય કરી એક દિવસે શકીનાના પિતાને મળવાનું નક્કી કર્યું.

* * *

વખતના જવા સાથે નજરઅલી અને શકીના મેટ્રીકમાં સાથે પાસ થયાં. શકીનાની માતુશ્રી પોતાની પુત્રીને આગળ અભ્યાસ કરાવવા–નારાજ હતી જેથી શકીનાને અભ્યાસ–બંધ કરવો પડ્યો. બાજાર અસ્થિર હોઇને નજરના પિતાશ્રી બહુજ વેપાર ધંધાની મુંઝવણ અને સખ્તીના લીધે શકીનાના પિતાશ્રીને મળી શક્યા નહોતા તેમજ નજરે ફરીથી પોતાના પિતાશ્રી પાસે તે વાત ઉચ્ચારી પણ નહોતી. બજાર ધીમે ધીમે બેસવા લાગી અને જેના અંગે નજરના પિતાશ્રીને બહુજ સહન કરવું પડ્યું. આજ આઘાતથી થોડા દહાડાની બીમારીમાં તેઓ જન્નતનશીન થયા. આથી નજરઅલી ઉપર મુશ્કેલીઓનો આભ તુટી પડ્યો. પોતે હજુ સ્કુલ લાઇફમાં ત્યાં પિતાશ્રીનું ખેદજનક અવસાન, વેપારમાં જબરી ખોટ અને પોતે વેપારી લાઇનથી અજ્ઞાત હોઇ તે બહુજ મુંઝવણમાં પડ્યો. તરતજ પોતાની જે થોડીઘણી મીલ્કત હતી તે સાચવી માણસોને રજા આપી. મુંઝવણથી અને આગલી ચિંતાઓથી ગભરાઇ ઘર બહાર નીકળવાનું બંધ કર્યું. તે અરસામાં એક રોજ એક કાવાદાવામાં નિપુણ દગાબાજ અને શરીફ બદમાશ મી. કાસમઅલી કરીને ગૃહસ્થ જેનો ધંધો નજર જેવા ભોળા માણસોને ગમે તેવી રીતે, દાવમાં લઇ તેઓની મીલકત હજમ કરવાનો હતો તે ગૃહસ્થ મળવા આવ્યા. થોડી ઘણી આમ તેમ વાતો કર્યા પછી તેમણે નજરઅલીને પોતે ખોલેલ નવી ફીલ્મ કંપનીમાં ભાગ રાખવા કહ્યું અને ભવિષ્યની ઘણી સારી સારી ઉમેદો હથેલીમાં ચાંદની માફક દેખાડી. ભોળો યુવક ફસાઇ પડ્યો અને પોતાની થો ઘણી મીલ્કત અને રહેવાનો બંગલો સર્વે વેચી રૂા. એક લાખ આસરે તેને આપ્યા. થોડા દહાડામાં ફીલ્મ કંપની બંધ થવા અને મી. કાસમઅલીએ સર્વે રૂપીઆ ખોયાનો નજરઅલી સમાચાર મળ્યા. આ સાંભળતાં તેને જબરો આઘાત થયો પ શું કરે ! ખુદાના ઉપર યકીન રાખી બેસવું પડ્યું. દુનીઆ એક અલભ્ય ચીજ આવા આઘાતો ઉપર ઠંડુ જળ સીંચ કરતી હતી અને તે, શકીનાની પાક મહોબત હતી. હવે તે શકીનાને મળવું પણ શરમને મારે બંધ કર્યું હતું. આખરે તે પોતાના દૂરના એક કાકાને લાચારી કરી શકીનાના પિતાશ્રી પા પોતાના લગ્નની બાબત ઉપર વાતચીત કરવા મોકલ્યા. નજરે કાકા શકીનાના પિતાને મળ્યા અને નજરના લગ્ન માટેની વા છેડી. બધી વાત સાંભળ્યા પછી શકીનાના પિતાએ કહ્યું–"

જે વાત તમે મારી પાસે કરી તે બરાબર છે. હું એ છોકરી બહુજ સંતુષ્ટ છું પણ દુનીઆની આંગળી હું લાચાર કારણ તે મા બાપ અને જર જમીન વગરનો છે. હું તેને આ છોકરી સાથે લગ્ન કરી આપુ તો દુનીઆ શું કહે મારે દુનીઆમાં રહેવું છે તેથી લાચારી-સહીત હું તે બાબતમાં પાડી શકતો નથી."

આ સાંભળી તરત નજરના કાકા તેમની રજા લઇ નજ પાસે આવ્યા અને પહેલાથી છેલ્લા સુધી તેમની અને શકીના પિતા વચ્ચે જે વાત થઇ હતી તે કહી સંભળાવી. આ સાં ભળતા નજરનો ચહેરો ફીકો પડી ગયો. તેની દુનીઆમાંની સ આશાઓ દીલરૂબાના તારની પેઠે તુટી ગઇ તેણે પોતાના કા. જવા રાહ આપી પંજી એકડો પડતાં વિચાર કરવા લા

"સકીનાના પિતાએ ખરૂં કહ્યું. નથી મારી પાસે રહેવાને આ ફાની જહાનમાં ત્રણ ફુટ જગ્યા, નથી કંઈ મીલ્કત, તો પછી મારે એક ઉગતા કુસુમને તોડી ચીમળાવી નાખવું તેના કરતાં એ વિચારમાળા, અહિંથી અટકાવી તેની નજરો સામેથી દૂર થવું તેજ સારૂં કે જેથી નહિ તેને દેખવું યા દાઝવું, અથવા મારે તે બાબત ઉંડા નિશ્વાસ નાખવા. હું તેના અમર પ્રેમને મારા હૃદય પર બાંધી આ ફાની જહાનમાં ગમે ત્યાં ફરીશ અને તેના હકમાં ખુદા પાસે દુવા ગુજારી જીંદગીના થોડા દહાડા પુરા કરી ખુદાના દરબારમાં મારા ઇશ્કની ફર્યાદ કરવા ચાલ્યો જઇશ. બસ થયું, ટેબલપરથી કાગળ કલમ અને સાહીનો ખડીયો લઇ તે નીચે મુજબ કાગળ લખવા માંડ્યો.—

શકીના,

માતા, પિતા ઘરબાર અને દુનીઆની સર્વ ચીજથી તજાએલ કમનસીબ નજર આ ફાની જહાનના કોઇ અંધકારમય ખુણામાં માત્ર તમારો સંજીવન પ્રેમ સાથે લઇ જાય છે. તમારા મુરબ્બી પિતાશ્રીનું કહેવું અક્ષરે અક્ષર સત્ય હતું. ઉગતા ગુલાબના ફુલને ચુંટી તેને કાદવમાં રગદોળી નાખવાની મને કઇ સત્તા હતી? આ મીસકીન હાલ ઉપર રહમ કરી તેના ગુનાહોની અંતઃકરણપૂર્વક ક્ષમા આપજો અને તેને અંતઃકરણ ઉપરથી વિસારો તેના હાલ ઉપર તરસ ખાઇ બે આંસુઓ વરસાવી કોઇ યોગ્ય સુસંસ્કારી યુવક સાથે લગનથી જોડાઇ સુખી થજો. મારી એજ ખુદા પાસે પ્રાર્થના છે.

લી॰ કમનસીબ

નજરના છેલ્લા સલામ.

ઉપરો પત્ર લખી ધ્રુજતે હાથે તે પત્ર કવરમાં બીડી ઉપર શકીનાનું સરનામું કરી ટપાલમાં નાખવા ટોપી પહેરી નજર બહાર ગયો.

ટપાલમાં કવર નાખી આવ્યા પછી તે ઘેર આવ્યો. થોડીવાર ગહન વિચારમાં પડ્યા પછી તરત ઉઠ્યો. પોતાની બેગ લીધી. જોઇતાં કપડાં તેમાં મુકી કોલાબા તરફ ગાડીમાં રવાના થયો. સ્ટેશને જઇ તેણે કાઠીયાવાડના એક સ્ટેશનની ટીકીટ લીધી. ગાડીમાં બેઠો. થોડીવારમાં ટ્રેન ચાલુ થઇ. તે થર્ડ કલાસના ડબાની બારીમાંથી મુંબઇનું ચોમેર દૃષ્ય જોવા લાગ્યો. તેને આજ પોતાની માતૃભૂમિ છોડતાં બહુજ લાગી આવ્યું. માતા, પિતા, જોહો અશમત અને શકીનાની મનોહર છબી તેની આંખો આગળ આવી ઉભી રહી. આ દૃશ્યોથી તેનું માથું ફરવા લાગ્યું અને થોડીવારમાં તે બેહોશ થઇ પોતાના બીસ્તરામાં પડી ગયો. જ્યારે તે હોશમાં આવ્યો ત્યારે તે મુંબઇથી બહુજ આગળ નીકળી ગયો હતો. બીજે દિવસે તે જ્યાં જવા માંગતો હતો તે સ્ટેશન આવ્યું. ગાડીમાંથી ઉતરી ટીકીટ કલેકટરને ટીકીટ આપી દરવાજા બહાર નીકળી ક્યાં જવું? શું કરવું? આ બાબત ઉપર વિચાર કરવા લાગ્યો ત્યાં તેની વિચારમાળા અટકી અને તેના કાનો તેને બીજી દીશામાં જ્યાં બે રેલ્વે નોકર અંદર અંદર વાતચીત કરતા હતા ત્યાં ગયા. તેણે તે તરફ પોતાનું ધ્યાન લંબાવ્યું. એક નોકરે બીજાને કહ્યું—"ભાઇ, જો તમારે તમારા ભાઇને કલાર્ક તરીકે દાખલ કરવા હોય તો સાહેબ બહાદુર પણ અહિંજ આજે પધાર્યા છે તો તમારા ભાઇને આજે સાહેબ પાસે બોલાવી લાવજો."

બીજા નોકરે કહ્યું—"ના ભાઇ તેને તો આજ બે દિવસ થયાં વેપારીમાં નોકરી મળી ગઇ છે."

નજરઅલીએ આ ઉપલી બન્ને વચ્ચે થતી વાતચીત સાંભળી અને તેને તરત એમ લાગી આવ્યું કે ભલે દુનીઆમાં મારૂં કોઇ નથી પણ મારો ખુદા મને ભૂલી ગયો નથી. આટલું સાંભળી લીધા પછી તે સ્ટેશન સામેની ધર્મશાળામાં ગયો. ધર્મશાળાના રખેવાળે તેને એક રૂમ ખોલી આપ્યો. તેમાં પોતાનો સામાન રાખી બીજાં કપડાં કાઢી રૂમ બંધ કરી નળ ઉપર ગયો. નાહી ધોઇ કપડા બદલાવી પાસેની વીશીમાં જમી રેલ્વેના સાહેબ પાસે જવા તૈયાર થયો. સ્ટેશનમાં દાખલ થતાં સામેની સાયડીંગમાં સાહેબનું સલુન પડ્યું હતું તે તરફ તે જવા લાગ્યો ત્યાં જતાં તેણે સાહેબને સલુનમાં બેસી ટાઇમ્સ ઓફ ઇંડીઆ વાંચતા જોયા. તેણે સાહેબને સલામ કરી નોકરી રાખવા માટે અરજ કરી. સાહેબે તેની વાક્ય ચાતુર્યતા અને હોશીઆરી જોઇ સ્ટેશન ઉપર કલાર્ક તરીકે કામ કરવાનો આર્ડર કર્યો. પછી પોતાના પટાવાળાને બોલાવી સ્ટેશન માસ્તરને ત્યાં બોલાવવા કહ્યું સ્ટેશન માસ્તર આવ્યા જેને સાહેબે આ યુવકને કલાર્ક તરીકે તેની પાસે રાખવા અને કામ શીખવવા તથા બીજી બધી બાબતોનો બંદોબસ્ત કરી આપવાનું ફરમાવ્યા પછી સ્ટેશન માસ્તર અને નજરને જવા રજા આપી.

નજરે પોતાની કામની હોંશીયારી અને આનંદી સ્વભાવથી સ્ટેશન માસ્તર તથા સ્ટાફની મહેરબાની મેળવી લીધી.

હવે શકીના તથા નજરે ચાહ પી લીધો હતો. ચાહનો પ્યાલો નીચે મુકતાં શકીનાને કંઇ યાદ આવ્યું હોય તેવા ભાવથી તેણે નજરઅલીને કહ્યું.—"મી. નજરઅલી, નીચેના વીગતનો તાર મારી ફૂઇઆને કરી આપવા કૃપા કરશો?"

નજરઅલીએ કહ્યું—"કેમ નહી? બોલો આમ કહી તેણે ટેબલ ઉપરનું તારનું ફોર્મ લઇ પેન્સીલ કાઢી શકીના જે લખાવે તે લખવા તેના તરફ જોઇ રહ્યો. શકીનાએ કહ્યું—લખો.

કાસમઅલી મુલજી॰

માધવપુર

તબીયત બરાબર નથી, મુંબઇ પાછી જાઉં છું. પહેલી ટ્રેનમાં આર. સ્ટેશને મળો.

શકીના

(આ વાર્તાના વધુ રસીક ભાગ માટે આવતો અંક જુઓ આવતા અંકમાં આ વાર્તા પુરી થશે.)

# 'વિધવા'

લેખાંક ૨

લેખકઃ—પ્રમોદચંદ્ર ત્રંબકલાલ મ્હેતા

વ્હાલી બાળાં સહન કરવું એય છે એક લ્હાણું,
મ્હાણું તેનું.સ્મરણ કરવું એય છે એક લ્હાણું,
મૃત્યુ થાતાં ત્રપણ કરવું ઇચ્છતું એય લ્હાણું !
આશા રાખી મરણ પછી ને જીવવું એય લ્હાણું.

'કલાપી'

આજે મ્હારૂં દુઃખ જોઇ જગત્ રડી રહ્યું છે. દરેક જણને મ્હારા પર દયા આવે છે. સૌ કોઇ મ્હને 'બિચારી' 'બિચારી' કહે છે. કોઇ નજીકનું સંબંધી કહે છે કે 'બિચારીએ શું જોયું ! હજી પરણ્યાને એક વર્ષ તો થયું નથી એનો ધણી બિચારો હમણાંજ કમાતો થયો હતો. બિચારીને માંગવા મુકવાનો અવસર ન આવ્યો. નસિબ બિચારીનું." કોઇ વળી કહે છે કે, "બિચારી બહુ ડાહી રૂપની રંભા પણ નસિબ જ વાંકુ ત્યાં કોઇ શું કરે !"

દયા આવતાં સૌને આવે છે. કોઇને હૃદયની તો કોઇને મ્હોંની.

* * *

હું ને મ્હારો પતિ મલાડમાં રહેતાં. મ્હારા પતિએ હમણાંજ બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી. તેમને મુંબઇની એક પેઢી પર ૨૫૦ની જગ્યા મળી. તે વખતના મ્હારા હર્ષની ન પૂછો વાત. પતિની સાથે મુંબાઇમાં અમ્હારા ન્હાનકડા ચાર ખોલીના મકાનમાં આવતાં મ્હારા હર્ષનો પાર ન હતો. ઘરની વ્યવસ્થામાં પતિ ઓફીસ ગયે સઘળો મ્હારો વખત જતો. સંધ્યા સમયે હેમાંથી આટોપી ચાતક સમી એમની રાહ જોઇ રહેતી. દરરોજ એમને માટે કાંઇ કાંઇ વાનીઓ તૈયાર કરી રાખતી. સવારના નવ વાગ્યાના જમીને ઓફીસે જાય એટલે સાંઝે આવતાંજ અમે જમી લેતાં ને પછી ગામમાં તો કોઇ વાર મુંબઈ જઇ ફરી આવતાં. કોઇક વાર મ્હારી ઇચ્છાથી એ મ્હારી જોડે સિનેમા કે નાટક જોવા પણ આવતા. અમ્હારા આઠ મહિનાના સયોગમાં એમના મુખમાંથી કડવું વેણ સરખું નીકળ્યું નથી. શું એમની સાલસતા, સ્નેહ, વિનય, દયા ! એમના પર હું જ નહિ પણ જે જે એમના સંબંધમાં આવતાં તે મોહ પામતાં; એમના તરફ આકર્ષાતાં.

મ્હેં ભવિષ્ય માટે સોનાનો માંડવો બાંધી રાખ્યો હતો. પણ તે કડડડડડ ભૂસ કરીને તૂટી પડ્યો. મ્હારા પતિને મુંબાઇમાં કોલેરા લાગુ પડ્યો ને મ્હારો સૌભાગ્યનો સૂર્ય, મ્હારા પ્રારબ્ધનો વિધાતા ૨૪ વર્ષની કાચી ઉગતી ઉમ્મરે અસ્ત પામ્યો. મ્હારૂં સ્નેહ સ્વપ્નું નાશ પામ્યું. મ્હને સંસાર પર તિરસ્કાર સાથે વૈરાગ્ય આવ્યો, ઘડીકમાં આત્મઘાતનો વિચાર આવતો પરંતુ કહેતાં શરમ આવે છે કે હું સગર્ભા હતી, એ કારણથી એ વિચાર માંડી વાળ્યો.

મ્હારા સ્વામી બુધ્ધિશાળી હોઇ અગમચેતીથી હેમણે મ્હારી સાસુને કહી રાખેલું કે હું સગર્ભા છું કે જેથી ભવિષ્યમાં મ્હારા પર કોઈ પણ પ્રકારનું આળ ન આવે. દુનીઆની જીભે કાંઇ તાળાં દેવાય છે કે !

પતિના સ્વર્ગવાસથી મ્હારા શીરપર જો કે આભ તુટી પડ્યું પરંતુ મ્હારા ગર્ભમાં રહેલા બાળકની ખાતર હેના સંસ્કારની ખાતર મ્હેં મ્હારૂં મન બીજી બાબતોમાં વાળ્યું. મ્હારા દૈનિક નિત્ય કાળમાં ખાસ સ્હવારે ઉઠીને અને સ્હાંજે સુતી વખતે પા કલાક પતિને યાદ કરી સ્તવન કરવું તે ખાસ હતું.

સમય ઝપાટાબંધ પસાર થવા માંડ્યો. મ્હારા પતિને સ્વર્ગવાસ પામ્યાને ૭ માસ પુરા થયા ને મ્હને પુત્રની પ્રાપ્તિ થઇ. પુત્રનું મુખ જોયું. શું હેનું મુખ—જાણે મ્હારા મૃત પતિનું પ્રતિબિંબજ.

હું નાહી ધોઇ ને ઉઠી. ગૃહ કાર્યમાં લાગી. પરંતુ અહિં મ્હારે મ્હારા ગૃહની સ્થિતિ બ્હાર પાડવી જોઇએ. મ્હારા પતિની આવક સારી હતી. પરંતુ મ્હારા સસરાની સ્થિતિ સારી નહતી. હેમનો સ્વર્ગવાસ થયાને ચાર પાંચ વર્ષ વહી ગયાં હતાં. હેમને લીધે ઘરમાં કાંઇ ખાસ જીવ નહિં. સાસરામાં ફક્ત મ્હારે સાસુજ. પીઅરમાં ભાઇને ભોજાઇ હતાં પરંતુ જ્યારે મ્હારા પતિની હયાતી હતી ને સારૂં કમાતા ત્યારે ભાઇ-ભોજાઈ ધાઇ ધાઇ આવતાં. મહિનામાં પંદર દિવસ અમારે ત્યાંજ રહેતા. ભાઇ મ્હારે માટે કપડાં કરતો કાંઇ કાંઇ લાવતો પરંતુ અહિં કહેવુંજ જોઇએ કે મ્હારો ભાઇ મ્હારી ભોજાઇને એથી ચાર ગણું આપતો. પતિના સ્વર્ગવાસ પછી તેર દિવસે હેમણે મ્હારા તરફ જોયું. એક દિવસે ભોજાઇએ વિવેક ખાતર કહ્યું હતું કે "મ્હોટી બેન ! મહિનો પુરો થયે ઘેર આવજો. બધું ત્યાંજ થશે !" મહિનો કરતાં વર્ષ પુરૂં થયું. પરંતુ બાળકનું મુખ જોવા પણ ભાઈ કે ભોજાઈ ફરક્યાં નથી. કારણ કે અમારા ઘર તરફ દરિદ્રતા મુખ પહોળું કરી ઉભી રહી હતી.

મ્હારી સાસુ ઘરનો સઘળો કારભાર કરતાં પરંતુ જ્યારે કાંઇ ન રહ્યું ત્યારે હેમણે એ વાતનો સ્ફોટ મ્હારે મોઢે કર્યો. અમે ભવિષ્યની ચિંતામાં પડયાં.

લોકોનાં દળણાં હવે હું માંગી લાવતી. પણ હેનાથી કાંઈ અમારૂં પુરૂં થતું નહિં.

* * *

મુંબઈ મ્હારા પતિની હયાતિમાં રામલાલ કરીને એક ગૃહસ્થ વારંવાર આવતા. હેમની સુજનતાની મ્હને ખાત્રી હતી.

મ્હારા પતિને શરૂઆતમાં એમણેજ મદદ કરેલી. મ્હારી દૃષ્ટિ એ તરફ ગઇ. મ્હેં રામલાલને સાસુની અનુમતિથી પત્ર લખ્યો. તે આવ્યા. મ્હારી સાસુએ સ્થિતિનું વર્ણન કર્યું ને કહ્યું કે, "આ બાળક પર દયા કરીએ" આ માંગણી કરતી વખતે અમારૂં હૃદય ચીરાઇ જતું હતું પણ છુટકોજ ન હતો.

મ્હારી સાસુ વાત કર્યો જતાં તેમ રામલાલના મુખ પર પરિવર્તન થતું હતું. પરંતુ ત્હેમાં અનુકંપા હતી કે નહિ તે હું કહી શકતી નથી પણ તે દયાળુ હતા એમ મને લાગ્યું. મ્હારી સાસુના હાથમાં ૧૦૦) રૂપીઆ મુકયા ને કહ્યું. "કેટલીક વ્યવસ્થા હું કરૂં છું. તરતજ બજારમાં જઇ એક વર્ષ ચાલે એટલો ઘરમાં દાણો નખાવો. અમારે ને બાળક માટે કપડાં પણ લાવ્યા. અમે રહેતાં હતાં તે ઘર જો કે ન્હાનું હતું. પરંતુ અમારૂં પોતાનું જ હતું. મ્હારા પતિને તે બાંધવાની ઇચ્છા હતી. રામલાલે એ તરફ દૃષ્ટિ કરી ને ઘર સમરાવ્યું. લગભગ રામલાલે મિત્રતાની ખાતર રૂા. ૫૦૦)નો ભોગ આપ્યો. મ્હારી સાસુએ કહ્યું કે આ ઘર હું ત્હમને ત્હમારે નામે કરી આપું છું. તે વખતે રામલાલની આંખમાં આંસુ આવ્યાં ત્હેણે કહ્યું "નહિ બા! તે ખાતર હું નથી કરતો પણ મ્હારા દીલના આ રત્ન (બાળક) ખાતર!"

(૨)

એક દિવસ રામલાલનો મુંબઇથી કાગળ આવ્યો. અમને બધાને આગ્રહથી મુંબઇ બોલાવ્યાં હતાં. એની ઇચ્છાનો–અમારા દાતાની ઇચ્છાનો–અનાદર કરવાની અમારી હિંમત ન ચાલી, અમારી ને ખાસ મ્હારી ઇચ્છા ન હતી, જો કે એટલું પણ કહેવું પડશે કે રામલાલે ૫૦) રૂા. મોકલ્યા હતા.

અમે મુંબઇ આવ્યાં. રામલાલનું ઘર જોઇ મ્હને ખાસ મોહ ન થયો. પરંતુ મ્હારાં સાસુ દીંગ થયાં. રામલાલે ફરીને એને બંગલો બનાવ્યો. મ્હને મ્હારી સાસુને દરેકને જુદો ઓરડો મળ્યો. મ્હારી સાસુના ઓરડામાં સેવાનાં સાધનો રામલાલે આગળથી જ મુકાવ્યાં હતાં. તે બતાવતાં કહ્યું, "ત્હમને આમાં ઠીક પડશે. એકાંતમાં છે. અહિં કોઇએ ઉપદ્રવ નહિ થાય." આ ઓરડો ઘરના એક ખુણામાં હતો. ખાસ શોભા ન હતી. મ્હારો ઓરડો બંગલાની બીજી બાજુએ હતો. રામલાલની ઓના ઓરડાની પાસેજ હતો. તે સુશોભિત ને સજ્જ હતો. ત્હેમાં મ્હારા પતિની પણ એક છબી હતી.

સમય ધીમે ધીમે પણ આનંદથી–જો કે મ્હારે મન નિરસ જતો હતો. (હું જીવતી તે મ્હારા બાળકની ખાતર) રામલાલની વર્તણુક બહુ માયા ભરેલી ને વિનયવાળી હતી. તે હમેશાં મ્હને ભાભી કહીને બોલાવતા.

* * *

બીજી અંધકાર છવાઈ રહ્યો હતો. આછો આછો વરસાદ આવી રહ્યો હતો. પૂર્ણિમા હોવા છતાં આકાશ વાદળાંથી ઘનઘોર છવાઇ ગયું હતું પવન મચ્છન્ ફુંકાઇ રહ્યો હતો. ને સખત વરસાદ પડવાની વકી હતી. આશરે રાત્રિના ૧૧ નો સુમાર હશે. હું મ્હારા બાળકને હિંચોળતી મ્હારા ઓરડામાં બેઠી હતી. મ્હારી નજર બાળક તરફ હતી. કોણ જાણે ક્યારે ઓરડાનું બારણું ઉઘડ્યું ને રામલાલ અંદર દાખલ થયો. ત્હેણે આવીને મ્હારા ખભાપર હાથ મુક્યો. હું ચમકી. આશ્ચર્ય પામીને આવી ઉભી. મ્હેં ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું, "ત્હમારી ભુલ થઇ હોય છે. રસિકા ભાભી ન હોય, હું છું."

રામલાલના મુખપર શરમની રેખા છવાઇ રહી પણ૰ સહજ વારજ. બીજી પળે કહ્યું, "ના! સરલે! મ્હારી ભુલ નથી. હું ત્હારાપર મોહ પામ્યો છું. મ્હારી ઇચ્છા ત્હમારાથી પરેશાં ન રહમજાય એ ભુલ છે."

"શું કહો છો!" મ્હેં થરથર ધ્રુજતાં કહ્યું. "અમને ત્હમે મદદ કરી તે શું આવી દુષ્ટ વાસના માટે!"

"એમાં શું શક! વિના કારણ કોઇ ભોગ આપતો હશે? તું જાણે છે કે તું સુંદર છે; અતિશય મનોહર છે મોહક છે. લાવણ્યમયી છે ત્હારામાં...

"બસ! બસ કરો!" મ્હેં ગુસ્સાથી કહ્યું.

"રસિકે! ત્હારો ગુસ્સો અહિં કામ નહિં આવે. જો વરસાદ જોરથી પડી રહ્યો છે. અંધકાર છે. બધાં નિરાંતે સુતાં છે જોડેની ઓરડીમાં રસિક ઘેનમાં છે. મ્હારી ઇચ્છાને આધીન થવું પડશે."

રામલાલે રસિકાને ફેરી દવા ચાહમાં આપી દીધી હતી. હું ગભરાઈ. કોઇ માર્ગ ન સુઝ્યો. ચીસ પાડું તો કોણ સાંભળે!

"રામલાલભાઇ! મ્હને ન સતાવો. ઇશ્વરનો તો ડર રાખો!" મ્હેં કાકલુદીથી કહ્યું.

"ઇશ્વરે ત્યારે ત્હમને સરજ્યાંજ શા માટે! પુષ્પ તો સુગંધ માટેજ. જેને એના પર મોહ થાય ને પ્રાપ્ય થાય તે સુંઘી શકે." એની નિર્લજ્જતા વધવા લાગી.

"ત્યારે ત્હમારી સ્ત્રી માટે પણ તેમજ હશે. જરી શરમાવ." મ્હેં હીંમતથી એને નાઉપાય કરવા યત્ન કર્યો.

"એમાં શું વાંધો!" એની બેશરમાઇની હદ આવી. "ત્હારે મ્હારૂં કહ્યું માનવું છે કે કેમ! નહિં તો જોર....." રામલાલ મ્હારી તરફ જ ધસ્યો.

"રામલાલ! આ શું! જરી તો ત્હમારા ભાઇનો સ્નેહ યાદ કરો. જરી તો આ નિર્દોષ બાળક પર દયા રાખો! ઉફ આમ શું કરો છો! મ્હારામાં તો એવું શું છે!" મ્હેં રડતાં રડતાં વિનંતી કરવા માંડી.

"છટ્!" "ત્હારે એવી મોટી વાતો પ્રેમના વિષયમાં લાવવી નથી. સરલે હું ત્હને ચાહું છું. ત્હારા વગર મ્હારાથી રહેવાશે એમ નથી. હવે હું વધુ સાંભળવા ઇચ્છતો નથી." રામલાલે અધિરાઇથી કહ્યું. એ મદાંધ થયો હતો. બચારથી દેખાતા પ્રેમાળ સ્નેહશીલા ને શાંત મુખ નીચે આવો ભયંકર કામાગ્નિ ને નિર્દયતા હશે–રહી શકતો હશે–ત્હેની મ્હને આજ ખબર પડી. ત્હેની

પ્રેમાળ આંખો આજે મદથી પૂર્ણ હતી, તે આજે અંધ હતો. હું મૂઢ જેવી ઉભી રહી.

"વ્હાલી સરલે!..." રામલાલ મ્હારી નજીક આવ્યો, મ્હારા ખભાપર હાથ પાછો મુકયો હું આઘી ખસી દોડી મ્હારા બાળકને ભેટી ને મનમાં બોલી "બેટા! ત્હારી ઇશ્વર સંભાળ રાખશે. ત્હને મ્હારો આશીર્વાદ છે." ત્હેને ચુંબન કરી હું ઉભી થઇ, મ્હારી આંખમાં આંસુ હતાં મ્હેં કહ્યું, "બીજો કોઇ રસ્તો છે?"

"ના!"

હું નિરાશ થઇ. મ્હને બાળકની અને વૃધ્ધ સાસુની દયા આવી. રામલાલ મ્હારા દીલ તરફ ધસ્યો. મ્હારા વક્ષઃસ્થળ પર એનો હાથ પડવા જતો હતો. હું પાછી ખસી. પાછળ બારી હતી. ત્રીજે માળ હતો. નીચે ફરસબંધી હતી. મ્હેં પાછે પગે મ્હારા શિયળની રક્ષા કરવા માટે નીચે પડતું મુકયું. રામલાલને અવાક્ ને નિરાશ થતો મ્હેં જોયો.

પડતાં વ્હેંતજ શું થયું તે મ્હને ખબર નથી. હું શુધ્ધિમાં આવી ત્યારે ફકત રામલાલ મ્હારા માથા પર પાણી રેડી રહ્યો હતો. મ્હારી આવી સ્થિતિમાં પણ હું કંપી ઉઠી. મ્હારા માથામાંથી લોહીની ધારો વહી રહી હતી. તાળવું ફાટી ગયું હતું. હું ક્ષીણ સ્વરે બોલી, "રામલાલ! આ ભવ મ્હને સ્પર્શ કરી અપવિત્ર ન કરશો."

"મ્હને માફ કરશો..." દીન મુદ્રાથી રામલાલે કહ્યું.

"હું શું કરી શકું એમ છું? ઇશ્વર કરશે. મ્હારા બાળકને-સાસુને ગામ રવાના કરી દેજો. ઇશ્વર સૌને સંભાળશે." મ્હારો સ્વર-ઉઠી જતો માલમ પડયો. મ્હારા નેત્રોમાંથી અશ્રુ પ્રવાહ વહી રહ્યા હતાં.

"બ્હેન! ફીકર ન કરશો. મ્હારો ગુન્હો માફ કરશો."

"ઇશ્વર સૌને જોશે...હવે...મ્હારાથી...બોલાતું નથી. વૃધ્ધ સાસુને સખ્ત ઘા પડશે. પણ...લાચાર...હાય હિંદુ સંસાર..." મ્હારી વાચા બંધ-પડી હું ગુંગળાવા લાગી.

"વાંક મ્હારો છે! હું જવાબદાર છું."

સરલાનો આત્મા ઉડી ગયો. બાળક ને માતાની સ્થિતિ શું થઇ એ હિંદુ સંસાર જાણી શકશે. વિધવા ને વિધવાના સંસારની સ્થિતિ એમ થાય જ. એ હિંદુ સંસારની રૂઢી છે. કોણ જવાબદાર?

(સંપૂર્ણ.)

---




લખનારઃ—રા. ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

(૨૭)

એલિસ તથા મિસિસ વૉટ્સનની માયાજાળમા મદનચંદ્ર પૂરેપૂરો ફસાયો હતો. ભવિષ્યનો સહજ પણ વિચાર નહિ કરતાં તે એલિસના રૂપ ઉપર પતંગ બની બળી મરવાનો પ્રયત્ન કરતો હતો. આઠ દશ દિવસના સહવાસમાં તો એલિસે મદનચંદ્રને એટલી હદ સુધી પરવશ બનાવી દીધો કે, તે હવે એક ક્ષણ કાળ માટે એલિસથી દુર રહી શકતો નહતો. આમ છતાં મદનચંદ્રનું પ્રપંચ નાટક જલ્દી ખુલ્લું થઇ ગયું. જે હોટેલમાં મદનચંદ્ર ઉતરેલો હતો એ હોટેલમા મિસિસ વૉટસને છુપી રીતે તપાસ કરી તો મદનચંદ્ર પરણેલો હોઇ તે કુટુંબસહ લંડનમાં આવેલો છે તથા તેની પત્ની હોસ્પિટલમાં સુવાવડમાં છે એવી ખબર તેને મળી આવી. ખબર મળવાથી મિસિસ વૉટસન ક્રોધે ભરાવાને બદલે ઉલટી અત્યંત પ્રસન્ન થઇ, કેમકે તે કોઇ પણ રીતે મદનચંદ્રને સપડાવી તેની પાસેથી જબરી રકમ મેળવવા ઇચ્છતી હતી.

જોઇતી બાતમી મેળવ્યા પછી બીજે દિવસે મધ્યાનકાળે મિસિસ વૉટસને પોતાના ડ્રોઇંગ રૂમમાં મદનચંદ્ર સાથે જે વાતચિત કરી તે હવે અત્રે ઉતારીએ છીએ. એ વાતચિત ચાલતી હતી તે વખતે એલિસ પણ એ ડ્રોઇંગ રૂમમાં એક ખુરસી ઉપર બેઠી હતી. આજે તેના મુખ ઉપર એક પ્રકારની ઉદાસીનતા જોવામાં આવતી હતી, કેમ કે માતાને મુખે મદનચંદ્રે ચલાવેલા પ્રપંચની વાત જ્યારથી તેણે સાંભળી હતી ત્યારથી મદનચંદ્ર તરફનો તેનો અનુરાગ ભયંકર તિરસ્કારમા ફેરવાઇ ગયો હતો.

થોડી આડી અવળી વાત થયા પછી મિસિસ વૉટ્સને તીવ્ર દષ્ટિથી મદનચંદ્રના મુખ તરફ જોઇ કહ્યું, "મી૦ શર્મા ! હિંદી લોક આવા હડહડતા જુઠા હશે એવો વિચાર સ્વપ્નમાં પણ મ્હને ઉપજ્યો નહોતો."

મદનચંદ્રના શિર ઉપર જાણે કે વજ્રઘાત થયો હોય એવી રીતે તે એકાએક ચમકી ઉઠયો; છતાં ક્ષણ કાળમાંજ આત્મ સંરક્ષણ કરી તેણે પૂછ્યું, "કેમ, હિંદી લોક ઉપર આજે તમે આવો રોષ કેમ કરો છો ?"

"મિ૦ શર્મા ! હજુ પણ તમે તમારો ભયંકર અપરાધ છુપાવવાનો પ્રયત્ન કરો છો એ દિલગીરીની વાત છે. તપાસ કરતાં મ્હને એવી બાતમી મળી છે કે, તમે કુંવારા નહિ પણ પરણેલા છો તથા તમારાં પત્ની હૉસ્પિટલમાં સુવાવડમાં છે." મિસિસ વૉટ્સને સહજ ક્રોધ મિશ્રિત સ્વરે કહ્યું.

"મિસિસ વૉટ્સન ! તમને મળેલી બાતમીમાં કાંઇ વજુદ જેવું નથી. હવે જ્યારે પ્રસંગ ઉપસ્થિત થયો છે ત્યારે—પછી તમારો ભ્રમ દૂર કરવા ખરી હકીકત મ્હારે તમને કહેવી પડે છે. અમારા હિંદુસ્તાન દેશમાં ઉચ્ચ કોમની સ્ત્રીનો પતિ જો મૃત્યુ પામે છે તો તે સ્ત્રીથી બીજા પતિને પરણી શકાતું નથી એવી સ્થિતિમા તેને કઠોર બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરવું પડે છે જો કોઇ વિધવા સ્ત્રી ભૂલે ચુકે બીજા કોઇ પુરૂષ સાથે પ્યારમાં પડે છે અને તે સગર્ભા થાય છે તો તેને પોતાના એ કાર્યનું ફળ હિંદુ સમાજથી છુપાવી રાખવું પડે છે. એવી વિધવાના પર પુરૂષ સાથેના પ્યારની વાત જો પ્રકાશમાં આવે છે તો સમાજનો અસહનીય તિરસ્કાર તેને વેઠવો પડે છે, શિષ્ટ વર્ગમાં તે પોતાનું મ્હો બતાવી શકતી નથી તથા પગલે પગલે તેને ભયંકર અપમાન વેઠવું પડે છે જે બાઇ અહીંની હૉસ્પિટલમાં સુવાવડમાં છે તે મ્હારી પત્ની નહિ પરંતુ વિધવા બ્હેન છે. યૌવનાવસ્થાના ઉન્માદથી તેનાથી આડું પગલું ભરાયલું હોવાથી તેના એ કાર્યનું ફળ છુપાવવા માટે જ હું તેને પુષ્કળ પૈસા ખરચી અત્રે લઇ આવ્યો છું થોડા દિવસ પૂર્વે તેણે એક પુત્રને જન્મ આપ્યો છે. એ બાળક આરામ તથા સુખમાં ઉછરી શકે એવો બંદોબસ્ત પણ કરવામાં આવ્યો છે મૂળ વાત છુપાવી રાખવાના હેતુથી જે હૉટેલમાં અમે મુકામ કર્યો છે ત્યાં મ્હેં મ્હારી બ્હેનની ઓળખાણ પત્ની તરીકે આપી છે. આટલી વાત જાણ્યા પછી મ્હારા વર્તન માટે ઉપજેલો સંદેહ તમારા મનમાંથી દુર થશે એમ હું ધારૂં છું." મદનચંદ્રે હડહડતી જુઠી વાત જોડી કાઢી.

મિસિસ વૉટ્સને થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કહ્યું, "તમારી આ વાત ઉપર હવે હું વિશ્વાસ મૂકી શકું તેમ નથી. જો તમે કહો છો એ વાત ખરી હોય તો તે તમારે અમને પ્રથમથી જણાવવાની જરૂર હતી, છતાં કેવળ એકજ ઉપાયથી તમે અમારો સંદેહ દુર કરી શકો તેમ છો ?"

"કયો ઉપાય ?" મદનચંદ્રે પૂછ્યું.

"એજ કે, જે સ્ત્રીને તમે તમારી બ્હેન તરીકે ઓળખાવો છો તેની હાજરીમાં આ અઠવાડીઆની અંદર મ્હારી એલિસ સાથે તમારૂં લગ્ન થવું જોઇએ. વળી તમે જ્યારે એક મ્હોટા હિંદી સ્ટેટના દીવાન છો ત્યારે પછી એ લગ્ન પ્રસંગે તમારે મ્હારા ભરણપોષણ માટે મ્હને બે હજાર પાઉંડ આપવા જોઇએ. એલિસ મ્હારી એકની એક કન્યા છે. તે તમારી સાથે લગ્ન કરી હિંદુસ્તાન ચાલી જાય તો પછી હું અહીં કેવી રીતે મ્હારૂં ગુજરાન ચલાવી શકું ? હું તમારા જેવા એક ઠાવકા માણસને મ્હારી કન્યા આપું તેના બદલામાં તમારે મ્હને એ નજીવી રકમ આપવીજ જોઇએ." મિસિસ વૉટ્સને મુદ્દાની વાત રજુ કરી.

"તમારી આ ઇચ્છા પ્રમાણે વર્તવા મને હરકત નથી; પરંતુ હજી મ્હારાથી ભગિનીને એક મહિના સુધી હોસ્પિટલમાં રહેવું પડે તેમ હોવાથી મહિનો વીતી ગયા પછી લગ્નની ગોઠવણ કરવામાં આવશે તથા તમને બે હજાર પાઉંડની રકમ આપવામાં આવશે" મદનચંદ્રે મિસિસ વૉટ્સનને ખોટી આશા આપવાના હેતુથી કહ્યું.

"તમારી વાત સાચી હોય તો પછી તમને હમણાં બે હજાર પૌંડની રકમ આપવામાં શી હરકત છે?" મુલતવી રાખવાનાં માઠાં ફળ એ સુત્રનું સ્મરણ કરી મિસિસ વૉટ્સને કહ્યું.

મદનચંદ્રે થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કહ્યું, "ઠીક છે, આવતી કાલે હું એ રકમ તમને આપીશ."

તે દિવસે વિશેષ કાંઇ વાતચિત થઇ નહિ. એલિસે મદનચંદ્ર સાથે બિલકુલ વાતચિત કરી નહિ. મદનચંદ્ર ચિંતાતુર ચિત્તે મિસિસ વૉટ્સનના મકાનનો ત્યાગ કરી હૉટેલ તરફ વિદાય થયો.

(અપૂર્ણ.)

## મોજ–મજાહનો મુરબ્બો

### એક નટની નોંધપોથી

આગળી ચીંધે એવા 'બડા એક્ટર' થવું હોય, તો મુખ્ય નાયકનું કામ કરવું.

× × ×

'બડા એક્ટર' થવા માટે મુખ્ય પાર્ટ મેળવવા માટે ડાયરેક્ટર કિંવા મેનેજરના એકાદ ઉપવસ્ત્રની આરાધના કરવી

* * *

હમેશને માટે નાટકમા નોકરી જાળવી રાખવી હોય તો એકાદ નટી સાથે ઘનિષ્ટ સંબંધ રાખવો.

× + ×

'આ ફ્લાણો એક્ટર' એમ જન સમાજમાં બોલાવવા માગતા હો, તો એકાદ વર્તમાન પત્રના અધિપતિ સાથે દોસ્તી કરો.

* * *

શિક્ષિત નટ તરીકે જાહેરમાં આવવું હોય તો કોઇ કોઈ ચખત સાપ્તાહિક પત્રમાં "અભિનય એટલે શું?" "અભિનેતાનું કર્તવ્ય શું?" વગેરે ભાડુતી લેખો લખાવી તમારે નામે પ્રસિધ્ધ કરો.

* * *

લખતાં-વાંચતાં આવડતું ન હોય, તો પણ નાટ્યાચાર્ય કિંવા સિનાર્યો રાઇટર થઇ શકાય છે!

* * *

છાપામાં નામ છપાય એવી ઇચ્છા થાય, તો એક નાટક કંપની સાથે એગ્રીમેન્ટ કર્યું હોય છતાં બીજા સાથે એગ્રીમેન્ટ કરવાની તજવીજ કરવી!

* × *

તમારો ભાવ વધારવા માગતા હો, તો એકાદ નાટકમાં સારી ભુમિકા ભજવ્યા પછી અવળચંડી રાંડની માફક જરા જરામાં રીસાઇ બેસવું.

× * *

તમારા પાઠની વાહવાહ બોલાવી તાળીઓ પડાવવી હોય તો આવી મવાલી-ભાડુતીઓને ગાંઠના પૈસાથી થોડી ટીકીટો લઇ પીટ ક્લાસમાં મોકલી આપો.

× * *

કોઇનો નાટક તોડી પાડવો હોય તો ભાડુતી માણસો દ્વારા પથ્થર ફેંકાવી બહાર નાસી જવા કરાવો.

* * *

ફર્સ્ટ ક્લાસ આર્ટિસ્ટ થવાની ઇચ્છા હોય તો, નટીનાં નિમંત્રણની કયારેય અવહેલના કરશો નહિ.

* * *

તમારી આસપાસ નટ-નટીઓનું સારું મંડળ જમાવવા ઇચ્છા હોય તો પંચમકારનો ઉપયોગ હમેશાં કરો.

* * *

નાટ્યાચાર્ય કિંવા સિનાર્યો રાઇટર થવાની ઉચ્છા હોય, તો નવીન લેખકોના લખાઇ આવેલાં લખાણો પર તીક્ષ્ણ દ્રષ્ટિ રાખી તફડંચી કરતાં શીખો.

* * *

સુન્દર નટ હશો, તો તમારું ભાગ્ય તરતજ ફરી જશે, જ્યારે નટી સુંદર નહિ હોય, તો પણ તેનું ભાગ્ય ફરતાં વાર નહિ લાગે.

* * *

---

# મોજ—મજાહ ઇનામમાળા નં. ૨

## પરિણામ

અમોને જણાવતાં ઘણો આનંદ થાય છે કે, અમારી આ યોજનામાં મોજ–મજાહના વાંચકોએ ઘણી હોંશથી ભાગ લીધો હતો અને તેને પરિણામે ૨૪૦ હરીફાઇ કરનારાઓએ ૨૨ નટીઓ ઉપર પોતાના જુદી જુદી રીતે મતો આપ્યાં હતાં.

## નટીનાં નામ અને તેને મળેલાં મતો

| | | |
|---|---|---|
| ૧ | મિસ જુબેદા | ૨૨૮ |
| ૨ | ,, એમીલી | ૧૬૭ |
| ૩ | ,, ગુલાબ | ૧૪૮ |
| ૪ | ,, મોતી | ૧૪૫ |
| ૫ | ,, સુલતાના | ૧૦૯ |

આ પાંચે પાંચ નામ લખનાર ૨૪૦ માંથી સોળ જણ નીકળ્યા છે, તેમાંથી પહેલું ઇનામ જીતી જનાર રા. બદરૂદીન નજમુદીનની બે કુપનો આવેલી હોવાથી એક કેન્સલ કરી બાકીના પંદર જણને ઇનામો મળશે અને સોળમું ઇનામ ચાર નામ લખનારમાંથી એકને આપવામાં આવશે.

## ઇનામ જીતી જનાર વાંચકોનાં નામ

**૧ લું ઇનામ રૂા. ૭ ની ચોપડીઓનું.**
બદરૂદીન નજમુદીન ટીનવાલા
બાલારામ સ્ટ્રીટ ગ્રાન્ટ રોડ મુંબાઇ

**૨ જું ઇનામ રૂા. ૫) ની ચોપડીઓનું.**
તલકચંદ કસ્તુરચંદ
પ્રીન્સેસ સ્ટ્રીટ, પીરભાઇ બિલ્ડીંગ ત્રીજે માળે
પી. પી. જૈન હાઇ સ્કુલ St. VI. મુંબાઇ નં. ૨

**૩ જું રૂા. ૩) ની ચોપડીઓનું.**
અબ્દેઅલી ઇબ્રાહીમ પાનકોર લેન
અમદાવાદ

**૪ થું રૂા. ૨) ની ચોપડીઓનું.**
એમ. વી. નાગડા
મોમઇયા મેનશન–ડુંગરી સ્ટ્રીટ નં. ૨૫૭–૫૯
મુંબાઇ ૩

**૫ મું રૂા. ૧) ની ચોપડીઓનું.**
નુરબાનુ મ. મહમશી
નેપીયનસી રોડ–ડુબાસ રોડ
પદમશી ની. ન્યુ. મુંબાઇ

**૬ ઇનામ આના બારનાં પુસ્તકો.**

(૧) હરજીવન લાલજી
ધોબી તળાવ, ત્રીજી ગલી ઘર નં. ૨૭ મુંબાઇ ૨

(૨) કલ્યાણજી કેશવજી
ધોબી તળાવ ૪ મરીન લાઇન પારસીની
અગીયારી સામે મુંબાઇ ૨

(૩) જગાભાઇ નારણભાઇ કોળી
નળબજાર મહમદી બીલડીંગ રૂ. નં ૩૦ મુંબાઇ

(૪) ગુલાબભાઇ રણછોડજી
કાંદાવાડી–ચારધામ મંદીર–મુંબાઇ ૪

(૫) હરકીસનદાસ ચુનીલાલ
ગોળ પીઠા–ઝવેરી મેનશન મુંબાઇ ૪

(૬) અબ્દુલ્લા ઉસમાન જુસબ પુંજા
ફરનીચર બજાર અહમદ દેવજીનો
માળો મુંબાઇ ૩

**૫ ઇનામ આઠ આનાનાં પુસ્તકનાં.**

(૧) અલીભાઇ અબ્દુલઅલી ફાંગફાવાળા
અબ્દુલ રહેમાન સ્ટ્રીટ નંબર ૧૭
બારીયા મેનશન મુંબાઇ ૩

(૨) કૃષ્ણલાલ વજેરામ મહેતા
૭૨ નારાયણ બિલડીંગ ગીરગામ
બેકરોડ મુંબાઇ ૪

(૩) ઇ. એ. મરચંટ
ઠે. એમ. ઈ. ખીલાવાલા બોહરાબજાર
નં. ૨૦૫ મુંબાઇ ૩

(૪) નગીનલાલ બાપુભાઇ
ધોળી કુઇ બજાર–ભરૂચ

(૫) વલ્લભદાસ દામોદરદાસ
પોસ્ટ ઓફીસ પાસે વઢવાણ સીટી

ઉપરોક્ત ગૃહસ્થોને અમારા તરફથી ઇનામ લઇ જવાનું કાર્ડ મોકલવામાં આવશે, જે અમોને બતાવી પોતે અથવા પોતાના માણસ દ્વારા મંગાવી લેવું.

બહારગામવાળાઓને પોસ્ટેજના ખર્ચનું વી. પી. કરી મોકલી આપવામાં આવશે.

## અમારી ઇનામમાળા
## નં. ૩ માટે
## આવતો અંક જુઓ

Reg. No B. 1829

# આવતા શનીવારે રજુ થશે

પ્રતાપી રાજા મુળરાજની જાહોજલાલી બતાવતું, લશ્કરના ઉમદા સીનો સાથે, રાષ્ટ્રીય ભાવનાથી ઉછળતું ગુજરાતના ઇતિહાસનો સુંદર સફો બતાવતું

નવીન ચીત્રપટ

શા. ર. દા.




ફીલ્મ કું. કૃત

જેની અંદર નવીન પંજાબી એકટ્રેસ મીસ અમીરબાનુ કમાલ કરે છે ત્યારે શાન્તીનો મોહક નાચ તમને આફ્રીન પોકરાવશે.

આજ સુધી જોયેલી ફીલમો કરતાં કાંઇક નવીન—કાંઇક સુંદર—કાંઇક વિશેષ

## આ ફીલમ કૃષ્ણ સીનેમામાં રજુ થશે

---

તૈયાર થાય છે. તૈયાર થાય છે.

રાજસ્થાનની એક અનેરી ચીજ

# વસંત બાળા

આ પત્ર તંત્રી અમ્બાશંકર મોતીલાલ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ મજાહ પ્રિંટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે

..., ૨ જી. અંક [illegible] તા. ૩-૧-૨૬
...ક ૧ આનો બહાર ગામ ૧ા આનો

વાર્ષિક લવાજમ રૂ. ચાર
બ.ાર. ગામ રૂ. સવાચાર


# મોજ-મજાહ



જર્મન કયસર અને રશિયાનો તાજ વગરનો ઝાર રાસપુટીન

( વધુ માટે જુઓ પાનું ૧૬ મું. )





અદભૂત સાહસોની હારમાળા!

૨ જું અઠવાડીયું ૮ ભાગ

# કમાલે-હિમ્મત

૨ જું ૮ વધુ ભાગ

## ચાર્લ્સ હચીસનનાં દંગ કરનારા સાહસો!

## કચરામાંથી ધન પેદા કરવાનો નુસખો!!

આ સીરીયલનો પહેલો હફતો જેઓ જોઇ ગયા છે, તેમની તો ખાત્રી થઇ ગઈ છે. સ્ક્રીન ઉપર પ્રેક્ષકોને દંગ કરી નાખનારાઓમાં

**બહાદુર ચાર્લ્સ હચીસન**

જેવા એકટરો ઘણાજ થોડા હશે. એના અદભુત સાહસો જોઇને ખચિત તમારી અક્કલ દંગ થઇ જશે અને પોકારી ઉઠશો કે "એકટીંગ" તે એનું નામ!

**એક ધુમ હસાવનારો ચાર્લી ચેપલાનનો કોમિક**

વખત—પાૈં, ૭, ૮॥, ૧૦॥, શની રવિ ખાસ ખેલ ૩॥ વાગે
ભાવ—રૂ. ૨, ૧, ०॥॥, ०॥ ० ०)॥ ટેક્ષ સાથે

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

બુકીંગ માટે લખો—એક્ષેલસીયોર થીએટર કોટ

પોષ વદ ૪] રવિવાર તારીખ ૩ જી જાનેવારી ૧૯૨૬ [ પુ ૨ જુ અંક ૩૯

આ અઠવાડીકમા પ્રસિધ્ધ થતી વાર્તાઓના પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલા નથી. અ મો મ

# "એમાં શું ?"

બના સિધ્ધાંતમાં શુરવુ ! નવિન આ વાકય "એમાં શુ"
સનાતન સત્યને ત્યાગુ, ત્રગ્યુ જ્યાં આસ "એમાં શુ?"
ચઢી વરાળીએ ઘવણ, થઇને હોતીમાં ન્હાયુ !
કતરની ભોગવટ લેના, થયા છાકેલ 'એમાં શુ?'
લઇ તાલિમ હાજી હા ! ખુશામતીઆ થઇ જાશુ,
પૂરાના પેગો ખાશો ભૂલ્યા જો ધર્મ "એમાં શુ?"
તજીને માણમાઠ ધેપશુ, નરપશુ વૃત્તિ સેખાશુ !
ગુલામી ખત કબુલ કરવા, થયા નિર્માણ "એમાં શુ?"
રૂઢીઓ પૂર્વજોની 'સીગનલ' સર્વે વગાવીશુ !
થવા સુરખા ખપી હેવાન ચસકયુ મન "એમાં શુ?"
વિષમ વ્યવહાર આલમના, નિભાવા શાસ્ત્ર "એમાં શુ?"
લીધુ 'હથિયાર સગવડમાં તજી દરકાર 'એમાં શુ?'
ફરીથી હાથને ચરખે, સ્વરૂચિ ધર્મ પાળીશુ!
છીડાં ધુટવા હજારોમાં અમ્હારૂં એક 'એમાં શુ?'
અમ્હારૂ ભાન "એમાં શુ?" અમ્હારૂ તાન 'એમાં શુ?'
જીવન ક્રમ હાકમોરી સિધ્ધ કરવા એક 'એમાં શુ?'
ચગાવી હોય આલમને, અલ્યા આ વાકય 'એમાં શુ?'
સહયા એ પથમાં આગ્રા, પકડી પૂંછ "એમાં શુ?"
જીલગ્ને ! ના કરો હાજી, જવા દો ભાઇ "એમાં શુ?"
ચટેલા એ લવારીમાં, તજ્યા આલમ તો એમાં શુ?"

"મસ્તાન"

# રાજનગર રહસ્ય

લખનાર —રા. ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

(૨૮)

છુપી પોલિસના ઇન્સ્પેકટર ગણપતરાવ અને ફોજદાર તુરમહમ્મદની આંખોમાં ધુળ નાખી સ્વરૂપદાસ અને રાસમણિ છટકી ગયા હતા એ હકીકત વાચક બંધુઓ સારી રીતે જાણે છે સ્વરૂપદાસના એ નિવાસ સ્થળે જે પાપી નર નારીઓ પોતાની વિષય તૃષ્ણા તૃપ્ત કરવા એકઠા થયા હતા તેઓમાંના કેટલાક માણસો સભાનિત અને શિષ્ટ લેખાતા કુટુબના હોવાથી તેમની આબરૂ લક્ષ્યમા લઇ જાહેરમા તેમની બદનામી નહિ કરવાનુજ ગણપતરાવને ઉચિત લાગ્યુ. સ્વરૂપદાસના એ નિવાસ સ્થાનની બરાબર જડતી લેવામા આવતા એક કબાટમાથી પચાસ ગ્રેઇન જેટલું કોકેન લગભગ બે ડઝન બ્રેન્ડી તથ વ્હીસ્કીની બોટલો અને ખાનગી કાગળ પત્રોનુ એક બંડલ પોલિસને મળી આવ્યુ પંચનામુ કરી એ સઘળી વસ્તુઓ પોલિસે કબજે કરી કાગળપત્રોનુ જે બંડલ પોલિસને મળી આવ્યું હતુ તેની મદદથી સ્વરૂપદાસ અને રાસમણિ ઉપર વગર પરવાનગીએ કુટ્ટણખાનુ ચલાવવા ઉપરાંત કોકેઇન તથા શરાબના શીશાઓ રાખવા બદલ પણ સ્વરૂપદાસ ગુન્હેગાર ઠરે તેમ હતુ. આપણા આ રાજનગર રહસ્ય સાથે સબંધ ધરાવતા કેટલાક પાત્રોના ગુપ્તભેદ એ પત્રોમના કેટલાક પ્રસિધ્ધ કરવાથી

ખુલ્લો થાય તેમ હોવાથી તથા એથી સ્વરૂપદાસની પ્રપંચલીલા વિશેષ સમજી શકાય તેમ હોવાથી અત્રે પ્રસિધ્ધ કરવામાં આવે છે શરૂઆતમાં અમે રાસમણિના બે ત્રણ પત્ર રજુ કરી, તે પછી બીજાં એક બે અગત્યનાં પાત્રોનાં પત્રો રજૂ કરીશું.

રાસમણિએ પોતાના પત્રો જામનગરથી લખ્યા હતા.

"વ્હાલા ગુરૂદેવની સેવામાં"

આપનો પત્ર આજ રોજ મળ્યો છે. વચ્ચે પંદર દિવસથી આપનો બિલકુલ પત્ર નહિ હોવાથી મ્હને ઘણી ચિંતા થયા કરતી હતી આપની સાથે રૂબરૂમાં જે વાતચિત થઇ હતી તે મ્હને બરાબર યાદ છે, આપનું કામ જલ્દી પાર પાડવાના પ્રયત્નમાં જ હું છું. જે બે સુંદરીઓને હું આપના આશ્રયમાં મોકલવા ઇચ્છુ છું. તેમના સંબધી થોડી માહિતી આપને લખી જણાવવી ઉચિત ધારૂં છું. એ બન્ને સુંદરીઓ સગી બ્હેનો હોઇ તેઓ-માંની એકની ઉમ્મર ત્રીસેક વર્ષની અને બીજીની ઉમ્મર વીસેક વર્ષની છે. મ્હોટી બ્હેનનું નામ ચંચળ અને ન્હાનીનું નામ મોતી તેની બાર વર્ષની ઉમ્મરે વિધવા થયેલી હોઇ તથા તેનાં માબાપ પણ પરલોકવાસી થયેલ હોવાથી તે છ સાત વર્ષથી મ્હોટી બ્હેનના સંસારમાં રહે છે. તેઓ મોચી જેવી નિમ્ન જ્ઞાતિની હોવા છતાં ઇશ્વરે બન્ને બ્હેનોને રૂપ અર્પણ કરવામાં ઘણી ઉદારતા દર્શાવી છે. ચંચળનો ધણી અભણ તથા મૂર્ખ હોઇ વ્યસની છે, ઘરનું કામકાજ નહિ કરતાં તે બ્હાર રખડતો ફર્યા કરે છે તથા ચચળ અને તેની વિધવા બ્હેનને બે વખત પેટ પૂરતું અનાજ પણ મળી શકતું નથી. ધણી મુર્ખ અને રખડેલ હોવાથી ચચળને તેની સાથે બનતું નથી. ઘરમાં રોજ મારામારી અને તકરાર થાય છે. માર ખાઇ ખાઇ ચંચળ એના ધણીથી એટલી બધી કંટાળી ગઇ છે કે, તે એ પશુતુલ્ય પતિના ત્રાસમાંથી કોઇ પણ રીતે છુટકારો મેળવવા ઇચ્છે છે. પેટમાં ક્ષુધાનો દાવાનળ સળગતો હોય અને જીવન ટકાવી રાખવાનો કોઇ ઉપાય જ ન હોય તો અભાવને પરિણામે માનવનો સ્વભાવ બગડે છે. ચંચળનું ચારિત્ર્ય વખાણવા લાયક છે એમ તો મ્હારાથી ન જ કહી શકાય, પરંતુ તેની પરિસ્થિતિનો વિચાર કરતાં એ માટે તેને દોષ પણ ન દઇ શકાય. બન્ને બ્હેનોનું સૌંદર્ય ઘણું આકર્ષક હોવાથી તેમની માર્ફત આપ આપનો સંકલ્પ સહેલાઇથી સફળ કરી શકશો. વળી, ચંચળનો ધણી એવી કંગાલ હાલત ભોગવે છે કે, બાયડી તથા સાળીના પલાયન કરી જવાથી તેને માટે 'ભલું થયું ભાગી જંજાળ' જેવું જ થશે, તે તમારા આશ્રયમાંથી બાયડી તથા સાળીનો કબ્જો મેળવવા કોઇ પણ રીતે કોર્ટે ચઢી શકે તેમ નથી વાતમાંને વાતમાં મ્હેં ચંચળનો વિચાર જાણી લીધો છે તથા અનેક પ્રકારે સમજાવી તેમજ લાલચો બતાવી મ્હેં તેનું મન મનાવ્યું છે. ચંચળ તેની બ્હેનને સાથે લઇ આપના આશ્રયમાં આવવા તૈયાર છે.

હવે હું મ્હારી થોડી હકીકત લખીશ. નગર મ્હોટું હોવા છતાં હવે અહીં પડી રહેવાની મ્હારી ઇચ્છા નથી. જ્યારથી આપના પ્રેમામૃતનું પાન કર્યું છે ત્યારથી ચિરકાળ માટે ચરણ-પૂજા કરવાની તીવ્ર લાલસા આ સેવિકાના અંતરમાં છે. વળી ચંચળ તથા મોતીને ત્યાં લઇ આવી હું આપના વ્યવસાયને ચતુરાઇથી અલ્પકાળમાં જ એવો ધીકતો ચલાવીશ આપ પુષ્કળ લક્ષ્મી પ્રાપ્ત કરી શકશો. તમે જાણો છો કે, પણ હું સ્વતંત્ર છું. મ્હને કોઇ રોકટોક કરે. એવું માણસ મ્હારા કામણગાર કહાન ! આપના વિયોગથી મ્હારા જે અસહ્ય કષ્ટ થાય છે તે હું નિર્જીવ શબ્દોથી વર્ણવી તેમ નથી. મ્હારા મન-મંદિરના મોહન ! હું હમ્મેશાંને આપનું સંગસુખ ઇચ્છું છું હું મ્હારૂં તનમન વગર મૂલે અર્પણ કરી ચુકી છું. પ્રભુ ? કયી જાદુઈ શક્તિથી તમે રંક અબળા ઉપર એવું વશી કરણ કર્યું છે એ હું શકતી નથી. તમારી રસધારનાં સ્મરણો મ્હારા આત્મામાં સીંચે છે. મ્હારી ઉગતી જુવાનીના મનોહર ફાલના રસિક ક્ષક ! એક વખત રસબસમાં દિવાની બના યા પછી આવી મુનિકુમાર માફક શાંન્ત થઇ જાઓ એ સારૂં કહેવાય છે !

હે રસિક રંજક ! પ્રબળ વેગવતી સરિતા જેટલી ઝડપથી તરફ દોડી જાય છે તેથી પણ વિશેષ ઝડપથી હું આપની દોડી આવવા ઇચ્છું છું. મ્હારા જેવી-ગુણસુંદરીના ગુણો આપ નાથી અજાણ્યા નથી. આપની કર્મભુમિમાં કિંવા કર્મક્ષેત્રમાં આપને કેટલી બધી ઉપયોગી થઇ પડું તેમ છું એ આપ છો. આશા રાખું છું કે, કોઇ પણ પ્રકારે આપ મ્હારી આશા પૂર્ણ કરી મ્હને આશ્રય આપશો. મ્હારા દિલનાં તથા અવસાન થઇ જવાની તૈયારી હતી એ વખતે જ આપે લીલા વિસ્તારી મ્હારા અગે અંગમાં નવચેતન પ્રકટાવ્યું છે. તેથી આપ સિવાય બીજા કોના આશ્રયની અપેક્ષા રાખું ! મ્હારા ગુરૂ, પ્રભુ, પ્રિયતમ અને શિક્ષક છો.

ચંચળ તથા મોતીને હું, આપની અનુમતિ તથા માટે રૂપિયા સોની રકમ મળતાં, મ્હારી સાથેજ ત્યાં આવીશ. આ પત્રમાં મ્હારી ઇચ્છા નહિ હોવા છતાં મ્હારી સ્વાભાવિક પ્રકૃતિ અનુસાર કેટલાંક રસિક વિશેષણો વપરાયાં છે તે બ. આપ મ્હને નિર્લજ્જ નહિ ધારો એવી ખાત્રી છે. હું નથી, પ્રગલ્ભા નથી પરંતુ રસિકા રાસમણિ છું એ કહેવાની જરૂર હોય એમ ધારતી નથી.

લિ૦ નિરંતર સ્નેહાકાંક્ષિણી "રાસમણિ."

બીજો એક પત્ર નીચે પ્રમાણે હતો:—

"શ્યામસુંદર સ્વરૂપદાસજી મહારાજશ્રીની અખંડ સેવામાં.

પાંચ છ દિવસ પૂર્વે મ્હેં જે પત્ર લખ્યો છે એ પત્ર આપ મળી ચુકયો હશે. આપણું કાર્ય વિશેષ સુગમ થાય તો ભવિષ્યમાં આપણે હમ્મેશાં નિશ્ચિંત રહી શકીએ એવા આશય મ્હેં યુક્તિથી ચંચળના નમાલા ધણીને કબ્જે કર્યો છે. હવ

ને પૈસા સંબંધી એટલી બધી મુશ્કેલીમાં છે કે, તેને નજીવી રકમ આપવામાં આવતાં તે બૈરીનું લફરૂં છુટે તો તે એકલો તેનું ગમે ત્યાં ફોડી લેશે એમ તેનું કહેવું છે. મ્હેં તેને સમજાવ્યું છે કે, આજકાલ મુંબઇ જેવા મ્હોટા શહેરમાં ધનાઢ્ય વિધુર પુરૂષો પોતાનાં સંતાનો ઉછેરવા તથા ગૃહકાર્યો બજાવવા ગરીબ સ્ત્રીઓને અમુક પગારથી નોકરીમાં રાખે છે. એવી નોકરી કરનાર સ્ત્રી ઉપર તેના શેઠની જો કૃપા થાય છે તો તેનો ભાગ્યોદય થતાં વાર લાગતી નથી. મુંબઇમાં મ્હારી ઓળખાણવાળા એક પચાસ વર્ષની ઉમ્મરના ધનાઢ્ય વણિક ગૃહસ્થ હોઇ તેમની સ્ત્રી બે, ત્રણ ન્હાનાં બાળકો મૂકી સ્વર્ગવાસી થઇ છે. તેમને એ બાળકોની માવજત કરી શકે તથા ઘરનું કામ સંભાળી શકે એવી એક સદાચારી ગુણિયલ સ્ત્રીની જરૂર છે. એવી કોઇ સ્ત્રીને પણ હમ્મેશાને માટે રાખવા ઇચ્છે છે. જો તમારો વિચાર હોય તો હું તમારી સ્ત્રીને એ સ્થળે રખાવી શકું તેમ છું. કેવળ ત્યાં તેને મોચણ તરીકે નહિ પરંતુ બ્રાહ્મણી તરીકે ઓળખાવવી પડશે. વળી તમારી સાળી પણ તેની બ્હેન સાથે રહી શકશે અને અને તમારી સઘળી ચિંતા ટળી જશે.' આ હકીકત સાંભળી ચંચળના ધણીએ એમ કહ્યું છે કે, 'તમે જે શેઠની વાત કરો છો તેમના તરફથી જો મ્હને અઢીસો રૂપિયાની રકમ મળે તો હું મ્હારી સ્ત્રી ઉપરનો તમામ હક્ક ઉઠાવી લઈ તેની મરજી હોય ત્યાં જવા દેવા તૈયાર છું. વળી તે એવી દેખાવડી છે કે, મોચણને બદલે બ્રાહ્મણી તરીકે તેને ઓળખાવવામાં મુશ્કેલી નડશે નહિ,' થોડી રકઝક કર્યા પછી તેને મ્હેં દોઢસો રૂપિયા આપવાનું નક્કી કર્યું છે. આ રકમ તરત મનીઑર્ડરથી મોકલશો. રૂપિયા આપી હું ચંચળના ધણી પાસે ચોકકસ દસ્તાવેજ લખાવી લેવા ચુકીશ નહિ, દોઢસો રૂપિયાની રકમ સાથે અગાઉ ખરચના સો રૂપિયા પણ ન મોકલ્યા હોય તો મોકલશો. મ્હેં કેવી બાજી ગોઠવી છે એ હવે આપ સમજી શક્યા હશો. મ્હારી જેવી ચતુરાનું આપ જેવા ચતુર ચુડામણિ સાથે મિલન થતાં એવું થશે કે,

> હું બાપડી તું દોડીઓ જોડી વીંછીને સાપની;
> શ્રી કૃષ્ણ ગીતામાં કહે છે બુધ્ધિ કોકના બાપની ?

બે દિવસ પછી વિગતવાર પત્ર લખીશ.

લિ० સ્નેહઘેલી શિષ્યા.

(અપૂર્ણ.)

---






લખનાર:–રા. એમ. મહુબુબ

(ગયા અંકથી સંપૂર્ણ.)

તાર લખ્યો તો ખરો પણ કાસમઅલી નામ આવતાં તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું. તેની આંખોમાંથી આગનાં અંગારા વર્ષવા લાગ્યા અને તેણે પોતાના હોઠો દાંતો નીચે દબાવ્યા. આ દૃશ્ય જોઇ શકીનાને વહેમ અને આશ્ચર્ય ઉપજ્યું અને તેણીએ પૂછ્યું, "નજરઅલી, તમે આટલા બધા રોષયુક્ત કેમ દેખાવ છો ?"

નજરઅલીએ કંઇ જવાબ ન આપ્યો અને તરત તાર લઇ સ્ટેશન તરફ રવાના થયો. ત્યાં જઇ તેણે તાર તારમાસ્તરને આપ્યો અને મનમાં બબડવા લાગ્યો. તેજ કાસમઅલી અને તે પણ શકીનાનો ફઇનો દીકરો જે નર રાક્ષસે મને આ સ્થીતીએ પહોંચાડયો. ખેર, તે જયારે અહિં આવશે ત્યારે જોઈ લેવાશે. આમ મનની ગુંચવણ મનમાં દબાવી બનાવટી ખુશનુમા ચહેરો કરી તે રૂમ તરફ પાછો ફર્યો. ખુરશી ઉપર પોતાની જગ્યા લીધા પછી તે શકીના તરફ વળી બોલ્યો,–"કેમ મિસ શકીના મુંબાઇના શા સમાચાર છે ? સર્વે છે તો આનંદમાંને ?"

શકીનાએ કહ્યું—"હજુ મેં આપને જે સવાલો પુછયા તેનો તો આપ ખુલાસો કરતા નથી ત્યાં મને ઉલટા સામા સવાલ પૂછો છો ! પહેલાં આપ આપની મુંબાઇ છોડયા પછીની હકીકત જણાવો."

નજરે કહ્યું—"જુવો શકીના, આ કલાર્કની જગામાંથી ખુદાની મહેરબાનીથી હું માર્ડ થઇશ. તે જગ્યા ઉપર થોડો ટાઇમ કામ કર્યા પછી હુરરતાના સ્ટેશન માસ્તરની જગ્યા માટે માંગણી કરીશ. જયાં હું શાન્તીથી દુનીઆની દરેક ઉપાધીઓથી દુર રહી આ સામે બેઠેલ સ્વર્ગ સુંદરીના હકમાં ખુદા પાસે દુવા માંગતો મારી જીંદગીના બાકી રહેલ દીવસો પુરા કરીશ. આ સાંભળી શકીના ઉંડા વિચારમાં પડી ગઇ. તરત નજરે શકીનાને સંબોધી કહ્યું–"મીસ શકીના, ચાલો ટ્રેનનો ટાઇમ થઇ ગયો છે. આપણે આયાને લેવા સ્ટેશન જઇએ."

શકીનાએ કહ્યું–"ભલે ચાલો." આમ કહી તેઓ સ્ટેશન ભણી જવા તૈયાર થયાં. સ્ટેશનમાં પહોંચ્યા ત્યાં ટ્રેન આવી. આયા ટ્રેનમાંથી ઉતરી સામાન ઉતારવા લાગી. શકીના તેણી પાસે ઉભી હતી. નજરઅલી ત્યાંથી મુસલમાની હોટલ તરફ ગયો ત્યાં જઇ તેણે હોટલના માલીકને બપોર સાંજ અને બીજે

ઓર્ડર થાય ત્યાં સુધી તેને ત્યાં ત્રણ માણસનું જમવાનું મોકલવા કહી પોર્ટરને બોલાવી શકીના પાસે આવી ઉભો રહ્યો. પોર્ટર આગળ સામાન ઉપડાવી તેઓ ત્રણ જણ રૂમ તરફ પાછા ફર્યાં. ત્યા સામાન મુકાવી કુલીને પૈસા ચુકવી નજરઅલી સ્ટેશન તરફ ગયો. શકીનાએ આયાને બેગમાથી બીજા લુગડા કાઢવા અને પાણી ગરમ કરવા ફરમાવ્યું. આયાએ પોતાની બાઇનો ઉપલો હુકમ તરત ઉઠાવી યોગ્ય બંદોબસ્ત કર્યો અને તેણી અંદર નહાવા ચાલી. નાહી લીધા પછી તેણીએ પોતાના સુંદર અને કોમળ અંગને ટુવાલ વતી સાફ કર્યું. પછી પોતાના રેશમ જેવા સુંવાળા વાળોને હાથવતી સુકવવા લાગી; અત્યારની તેની શરીરની સુકોમળ કાન્તી ગાંન્ધર્વ કન્યાઓને પણ શરમાવે તેમ હતી. તેણીએ આયાને બોલાવી કેશમાં સુગધી પદાર્થો નાખી સુદર રીતે વાળ ઓળી આપવા કહ્યું. આયાએ તે પ્રમાણે બરાબર પોતાનું કામ બજાવ્યું. પછી તેણી પોતાની બાઇના લુગડાં લઇ આવી જે તેણીએ પહેર્યાં અને ડ્રેશ તેણીને કેમ લાગે છે તે જોવા તેણી ટેબલ ઉપરના અરીસા સામે આવી ઉભી રહી. અરીસામા પોતાનું સુકોમળ ગોરૂં વદન જોતાંજ તેણીના મોઢામાથી નિશ્વાસ નીકળી પડ્યો. શું ? આ સુંદર દેહ તેના ખરા હકદાર ભોક્તાના હાથમાં ન જતા બીજાના હાથમાં જશે ? ખુદા રહેમ કર અને મારી ખોવાયેલ ચીજ મને પાછી સુપ્રત કર અને મેં આપેલા વચનમાંથી મને બચાવ ત્યાં તેણીની નજર આયાનામાં સામેથી આવતા નજરઅલી તરફ ગઇ. તેણીએ પોતાનું મોહું બારણા તરફ ફેરવ્યું બન્નેની નજર એક થતાં નજરઅલી બારણામાં સ્થંભી ગયો, અને મનમાં બબડ્યો, "અહા ? ખુદાએ તેણીને શું સૌંદર્ય નસીબ કર્યું છે ? તેણી મારા અંતઃકરણની રાણી બનશે ? આ સાથેજ તે ઉંચાં સાદે નીચેની લીટી બોલી ગયો—

**દીલબરસે જુદા હોના યા દીલ કા જુદા કરના.**

દિવાનાના તોરમાં આમ કહી તે ખુરસી ઉપર બેસી એકીટસે શકીનાના ચહેરા સામું જોઈ રહ્યો.

શકીનાએ કહ્યું–"નજર, એવું તે શું છે જેથી તમે મારા સામું જોઇ રહ્યા છો અને દરવાજામાં તમે કંઈ બોલ્યા હતા તે કૃપા કરી ફરીથી મને ખુલાસાવાર સંભળાવો.

નજરે કહ્યું–"બહુ સારૂં ત્યારે સાભળો—

ક્યોં એ ખયાલે જાનાં આંખો કે રૂબરૂ હૈ.
દીલ મેં મેરે સમાજા મુદતસે આરઝુ હૈ.
તુ આપહી સમજ લે આયના રૂબરૂ હૈ;
મૈં તુજમેં જલવગર હું અય યાર મુજમેં તું હૈ.
મંસુરકી બનાયા સુલીયે ભી ચઢાયા;
ફીર મુજસે પુછતે હો ક્યા તેરી આરઝુ હૈ.
કાબે મેં મૈકદેમેં, દીલમેં રંગે ગુલમેં
જીસ ઘરમેં મેંને દેખા યાર તું હી તું હૈ.

ગજલના ગુઢાર્થ અને નજરની ગાયનકળાથી શકીનાના મન ઉપર બહુજ સારી છાપ પડી અને તેણીએ કહ્યું, "નજરઅલી, આપે બહુજ ઉમદા ગજલ ગાઇ મારા દીલ ઉપર ભારે અસર કરી છે."

નજરે કહ્યું, 'આપ મારા ગાવાથી પ્રસન્ન થયાં તે માટે હું મારી જાતને અહોભાગ્ય માનું છું, .

શકીનાએ પોતાની વાત શરૂ કરી. "નજર, જ્યારે આપનો છેલ્લો પત્ર મળ્યો, તે વાંચતાં મારા અંતઃકરણ ઉપર બહુજ આંચકો લાગ્યો. આ આયાને પૂછતાં આપને ખાત્રી થશે કે મારી દશા તે પત્ર મળ્યા પછી કેવી સ્થીતીમાં હતી. મેં તે દિવસથી ખાવાનું પીવાનું બહાર હરવા ફરવાનું છોડી દીધું અને ઘ્રત દહાડો મારા કીસ્મતને દોષ આપતી પલંગ ઉપર પડી રહેતી મારા માતુશ્રીએ મને ઘણું પુછ્યું પણ હાય ! હું ખુલાસો કરી શકી નહિ, મારી આવી સ્થીતીમાં એક સવારે મારા પિતાશ્રી નાસ્તો કરી છાપું વાંચતા ખુરશીમાં પડ્યા હતા ત્યાં તેમનું હૃદય બંધ થઇ જતાં તેઓ જન્નતનશીન થયા. બોલો, નજર બોલો, જ્યારે મારી આવી સ્થીતી તેમાં પીતાજીનું અવસાન–નહિ પાસે કોઇ આશ્વાસન આપવાવાળું તે છતાં, હું ખુદાની મરજી સમજી ધીરજ ધરી મારા દહાડા ચીંતામાં પસાર કરવા લાગી. નજર મારાથી કઇ તમારી માફક મુંબઇનો અને મારા મુરબ્બીનો ત્યાગ થઈ ન શક્યો, આખરે હજુ મારા પિતાશ્રીના ખેદજનક અવસાનને છ મહિના ન થયા ત્યાં મારી વહાલી માતુશ્રી પણ મારા પિતાશ્રી પછવાડે જન્નતનશીન થયાં. આથી હું ચીંતામા દીવાની બની ગઇ, આખરે મન ઉપર કાબુ લાવી ખુદાની મરજીને આધીન થઇ દુઃખી દહાડા પુરા કરવા લાગી. મારા ફુઇબા તે વખતે મારે ત્યાં હતાં, તેમણે મને મારી આ સ્થતીમાં દાખલા દલીલોથી બહુ સમજાવી અને મારી તેમણે બહુજ હીફાજત કરી. થોડા દહાડા પછી એક દિવસ તેમણે મને પોતાના પુત્ર કાસમઅલી સાથે લગ્ન કરવા કહ્યું, મેં તે વખતે કંઈ જવાબ ન આપ્યો અને મારા રૂમમા ચાલી ગઇ.

રૂમમાં એકલી પડતાં મને આપનો અને મારા માતા પિતા સ્નેહ યાદ આવ્યો. હું રડવા લાગી આપને આમ કેટ ટાઇમ પસાર થઇ ગયો તેની મને ખબર નથી પણ આખરે મારા દુખી આત્માને વધારે દુખી ન કરવા આત્મહત્યા કરે તૈયારી કરી. જેવી છરી ઉપાડી હું આત્મહત્યા કરવા હાથ ઉં કરૂં ત્યાં તે રૂમમાં મેં મારા માતુશ્રીને મારા સન્મુખ ઉભેલ જોયાં અને તેઓ જાણે મને આત્મહત્યા કરવા ના પાડતાં હો તેમ જણાયું. મારા હાથમાથી છરી જમીન ઉપર પડી ગઇ મા માતુશ્રીનો ખ્યાલ મારી આંખો પાસેથી સાદ્રસ્ય થયો અને હું બેભાન થઇ પલંગ ઉપર જઇ પડી સવારે હું પલંગમાં ઉઠી અને રાતના દરદથી મારૂં શરીર ફીકું પડી ગયું બપોરે જમતી વખતે મારા ફુઇબાએ, પાછી મારાં લગ્ન વાત ઉપાડી. નજર, મારી જેવી હૃદયહીન અને બેવફા

ઉપર ખુદાની ખાતર નારાજ થઇ, મન ઉપર કંઇ લાવતા નહિ. હાય ! મેં કૃતઘ્નીએ હા પાડી અને અમારા માતા-પિતાની દરેક ધર્મક્રીયાઓમાંથી નિવૃત થયા પછી અમારા લગ્ન કરવા મારી ફઇએ કહ્યું. હા, તે માટે આજ હું માધવપુર જતી હતી ત્યાં, આપના દર્શન થયા તે પછીની દરેક બાબત આપ જાણો છો."

નજરે કહ્યું-" શકીના હું દુઃખી હતો છું, અને રહીશ પણ આપના પ્રેમ માર્ગમાં કોઇ દહાડો નહિ આવું. ખુદાને જે મંજુર હશે તે થશે અને થશે. પણ હું એક બે સવાલો પુછું તેનો આપ અંતઃકરણપૂર્વક જવાબ આપશો. શકીનાએ કહ્યું- "પુછો નજર એક બે નહિ પણ આપની ઇચ્છા પડે તેટલા સવાલ પુછો હું જરૂર સત્ય ઉત્તર આપીશ."

નજરે કહ્યું-" આપ કાસમઅલીને ચાહો છો ?"

શકીનાએ કહ્યું-" નજર આવો સવાલ પુછી મને દુખણીને વધારે દુઃખી ન કરો, આ હૃદય તો ક્યારનું બીજાને અપાઇ ગયું છે. શું કરૂં. હું માતા પિતા અને મારા હૃદયનાથેક જેની આંશાએ હું જીવતી હતી તેઓ મને આ સ્વાર્થી દુનીઆમાં એકલી મુકી ચાલ્યા ગયા. આ જીવવું મુઆ કરતાં વધારે બદતર છે. શું કરૂં ? ફુઇની શર્મ ખાતર આ દુનીઆમાં એકલી અટુલી એટલે મારા લગ્નની હા પાડવા પડી પણ હૃદય તો બીજાને અપાઇ ચુક્યું હતું. મારાં લગ્ન તો હાડમાંસથી ભરેલા શરીર સાથે થવાનું હતું."

નજરે કહ્યું-" આ દુઃખી આત્માને વધારે દુઃખી અને જહન્નમની આગમાં ધકેલી આપ બીજાનાં થશો ? પણ મારે શા માટે આ સવાલ પુછી તમારા અંતઃકરણને દુખાવવું જોઇએ. તમે તમારા દિલના મુખત્યાર છો એમાં મારે આડા આવી તમને અડચણ કરવાનો શો હક છે. ખુશીથી જાઓ. હું હવે ભવિષ્યમાં તમારા સુખમાં વિઘ્ન નાખવા મોંઢ નહિ દેખાડું. ઉપલું વાક્ય પુરૂં થાય તે પહેલાં માણસ જમવાનું લઇ હાજર થયો જેથી નજરઅલીની વાત આગળ અટકી. તેઓ બેપોરનું ખાણું ખાઇ દરેક પોતાની મુંઝવણોને અંતરમાં દબાવતા પાછા પોતાની જગ્યાએ બેઠા અને હજુ બેમાંથી કોઇ વાતની શરૂઆત કરે ત્યાં ટ્રેનનો વિશલ થઇ અને નજરે શકીનાને કહ્યું, " ચાલો આપણે તમારા ફઇબાના દીકરાને સ્ટેશને લેવા જઇએ. તેઓ સ્ટેશન ભણી રવાના થયા. હજુ શકીના પાછળ હતી ત્યાં નજરઅલીની નજરે એક સેકન્ડ ક્લાસના કંપાર્ટમેન્ટમાંથી ઉતરતાં બ્લુનેવી સર્જના કોટ પાટલુન ટાઇ અને ટર્કીશ કેપથી સજ્જ થએલ એક ત્રીસેક વર્ષના યુવક તરફ ગઇ, હા, તેજ કાસમઅલી ! જેણે મને આ સ્થીતીએ પહોંચાડ્યો, અને જે દિલ-બરના સ્નેહથી હું અત્યાર સુધી જીવતો છું તેને મારા પાસેથી ઝુંટવી ગયો. આમ કહેતા તેના મોંઢામાંથી એક તિરસ્કારયુક્ત ચીંચીઆરી નીકળી ગઇ. તરત તેણે બેશા યુવકની ટાઇ પકડી અને કહ્યું કોણ ? દગાબાજ અને વિશ્વાસઘાતી કાસમઅલી ? અને તું કોણ ? નજરઅલી ! અને અહિં ક્યાંથી ? " હા હું તેજ નજરઅલી. મને ખુદાએ તારા જેવા નીચ કુતરાને અને સજા કરવા અને મારી વૈરની આગ શાન્ત કરવા મોકલ્યો છે " આમ કહેતાંજ તેણે કાસમઅલીને એક મુક્કો લગાવી દીધો જે લાગતાં તે જમીન ઉપર પડી ગયો. તે અરસામાં શકીના ત્યાં આવી પહોંચી અને બોલી–

" નજરઅલી તમે આ શું કર્યું ?, હા, શકીના મેં બરાબર કર્યું છે. જે નીચ, દગાબાજ અને બેવફાએ મને આ સ્થિતિએ પહોંચાડ્યો, તેને કુદરતે બરાબર શીક્ષા કરી છે. હજુ આ વાત થતી હતી ત્યાં એક ગૃહસ્થ પોલીસના બે માણસોને લઇ ત્યાં આવી પહોંચ્યા અને પોલીસ પ્રત્યે કહ્યું. જમાદાર આજ મી. કાસમઅલી જેના માટે આપણે વારંટ લઇ માધવપુર જતા હતા. મહેરબાની કરી તેને પકડો. કાસમઅલીને પકડી પોલીસો તેના હાથમાં હાથકડી નાખી જે કદાવતા. નજરઅલીએ તે ગૃહસ્થને બહુ આજીજી કરી ત્યારે તે ગૃહસ્થે કહ્યું-" ભાઇ મારાથી કંઇ હવે થઇ શકે તેમ નથી તેણે ચેક બુકમાં ખોટી સહી કરી રૂપીઆ ઉચાપત કર્યાં છે તેને પકડવા અમે માધવપુર જતાં હતાં ત્યાં અહિં ગાડી બદલતા હું તમારી પાસેથી પસાર થયો અને કાસમ-અલીને જોયો. પછીની બધી હકીકત તમે જાણો છો. હજુ મુંબાઇમાં તેના ઉપર બીજા અનેક ગુનાહો છે માટે તેને માટે છોડાવવા આજીજી કરવી, નકામી છે કાસમઅલીએ-નજરઅલી શકીનાની માફી માગી અને કહ્યું. " શકીના હું તમારી લાખોની દૌલત સ્વતંત્રતાથી વાપરી શકું તે માટે તમારી સાથે પરણવા તૈયાર હતો પણ ખુદાએ મારી કરણીનું ફળ મને આપી દીધું છે માટે મને તમે બને જણાં અંતઃકરણપૂર્વક ક્ષમા આપો." હજુ કંઇ આગળ બોલે તે પહેલા પોલીસો તેને ઘસડી આગળ લઇ ગયા શકીના આ અચાનક બનેલા તીલસમની દેખાવો જોઇ આરસના પુતળાની માફક થઇ ગઇ અજાયબીમાં ગરકાબ થઇ ગઇ જ્યારે નજરઅલીએ તેણીને ઘેર ચાલવા કહ્યું ત્યારે તેણી પોતાના ખ્યા-લોમાંથી મુક્ત થઇ, નજરઅલી સાથે ઘેર ગઇ. ત્યાં જતાં તેણીએ આયાને ચાહ બનાવવા કહ્યું અને નજરઅલી પોતાનું અધુરૂં મુકેલું કામ પુરૂં કરવા શકીનાની રજા લઇ સ્ટેશને ગયો. થોડીવારમાં ચાહ આવ્યો ચાહ પીધા પછી તેણીએ આયાને કહ્યું કાલે આપણે પાછા મુંબઇ જવાનું છે. આ સાંભળી આયા આશ્ચર્ય મુદ્રાથી પોતાની બાઇ સાહેબ સામું જોઇ રહી. શકીનાએ કહ્યું-કેમ અબા તમને નવાઇ લાગે છે મેં મારી ફઇબાને ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો છે. બહુજ સારૂં બાઇ સાહેબ, એમ કહી આયા ત્યાંથી ચાલી ગઇ, આજ શકીનાને આનંદની અવધિ નહોતી તે આજે આનંદ સાગરમાં ગોથાં ખાવા લાગી અને મનમાં બોલી વાહ ! ખુદા વાહ ! આજ મુદતોની મારી ઉમેદ તેં પુરી કરી અને વર્ષો થયા ખોવાયેલ મારી કિમતી વસ્તુ તેં મને સોંપી તેની સાથે તેં મારૂં વચન પણ મિથ્યા થવા ન દીધું. તે તેની યોગ્ય સજાએ પહોંચી ગયો. ખુદાની કુદરત ઉપર આફ્રીન પોકારતી તેણી પોતાની ખુરસીમાંથી ઉઠી બારણા પાસે ઉભી રહી અર્થ સૂચક આંખોથી કોઇના-

માર્ગ પ્રતિક્ષા કરતી હોય તેમ તેણીની ચકોર આંખો કહી આપતી હતી. સામેથી નજરઅલી ધીમી અને લથડતી ચાલથી કંઇ ઉંડા વિચારમાં હોય તેમ ચાલ્યો આવતો હતો. અને તેણી પણ તેજ પોતાના જાંનીસાર આશકને નિહાળવામાં મશગુલ હતી. આજે શકીનાના ગુલાબી ગાલો ઉપર શર્મની રેખા સ્પષ્ટ દેખાતી હતી ત્યાં નજરઅલી રૂમ નજદીક આવી પહોંચ્યો અને ઉંચી નજર કરતાં તેણે ઉંબરમાં ઉભેલી શકીનાને કોઇ અપૂર્વ ભાવથી સ્વાગત કરવા ઉભી હોય તેમ નીહાળી અને પુછ્યું "કેમ શકીના અત્યારે આપ ઉંબરમાં ઉભા છો અને આપનો ચહેરો પણ બેહદ ખુશીમાં હોય તેમ બેહસ્તની હુરને લજ્જીત કરે એટલો બધો ખુશનુમાં દેખાય છે શકીનાએ જવાબ આપ્યો. "ઉંબરમાં ઉભી કેમ ન રહું? મારા આશકે મન, ઉંડા વિચારમાં આવતા હોય, તે મારાથી હવે કેમ જોઇ શકાય? તે વિચારો જળ મુળથી નાબુદ કરવા મારે હવે અનહદ પ્રયાસ કરી મારા દીલદાર પાછા ખુદાની મહેરબાનીથી મારા અંતઃકરણના શહેનશાહ થાય અને મને પોતાની હૃદયેશ્વરી બનાવે તે વિચારમાં ઉભી છું. બોલો, મારા પ્યારા નજર, બોલો. આ ખાદીમાને આપ આપના હૃદયની અધિષ્ઠાત્રી બનાવશો? આમ કહી તેણીએ નજરનો હાથ પોતાના કોમળ હાથથી પકડી ખુરસી તરફ નજરને ખેંચી ગઇ.

બંને ખુરસી ઉપર બેઠાં તરત તેણીએ પાછા સવાલો પુછવાની શરૂઆત કરી, "મારા દિલે આરામ, હું આજ મારા વચનથી મુક્ત થઇ છું ખુદાએ તેને યોગ્ય સજાએ પહોંચાડ્યો છે અને મને મારો ઝુંટાવી લીધેલો આશક પાછો સોંપ્યો છે. પ્યારા નજર, કહો મને મારી કરેલી ભૂલ માટે ક્ષમા આપી શકશો? તેણી સાથે શાદીની પવિત્ર ગાંઠથી જોડાઇ તેણીને તમારી સહધર્મચારિણી બનાવી શકશો? તમે આ શું દાસીને પહેલા જેટલી માયા અને સ્નેહથી ચહાતા હતા તે નિર્મળ પ્રેમથી પાછા ચાહી શકશો? બોલો, મારા પ્યારા નજર, બોલો, કેમ બોલતા નથી?" આટલું કહેતાં તેણી નજરના કદમોમાં ઢળી પડી અને નજરના હોઠોમાંથી પડતા બોલ ઝીલવા તેણી તેના સામું એકીટસે જોઇ રહી. તેણીની બંને બાજુ પકડી તેણીને ઉઠાડતાં નજર બોલ્યો—શકીના, મારી હૃદયેશ્વરી આવા સવાલો પુછી મારા પ્રેમમાં શંકા ન લાવો. હું આપનોજ હતો આપના ઇશ્કમાંજ હું મારી આ જીંદગી ટકાવી શક્યો હતો અને જીંદગીના છેલ્લા દમ સુધી હું તમારોજ છું. આ આપણી પાક મહોબતની ખુદાએ કરેલ કસોટી હતી તેમાંથી ખુદાની મહેરબાનીથી આપણે સંપૂર્ણ કસાઇ પાર થયાં છીએ. ઉલટું મારે મારી હૃદય રાણીની માફી માંગવી જોઇએ કારણ કે મારી મુર્ખતાથી તમારે આટલી બધી મુસીબતો સહન કરવી પડી છે, તો રહેમ કરી મને આપના ખુલ્લા દીલથી માફી આપો. શકીનાએ કહ્યું—"પ્યારા નજર તે માફી મેળવવા આપને સહન કરવું પડશે." બોલો, આપને તે કબુલ છે. નજરે કહ્યું—આપ તરફથી થતી ગમે તેવી સખ્ત સજા મને કબુલ મંજુર છે. શકીનાએ કહ્યું—"ત્યારે લો આ માફી આમ કહી તેણી નજરના બેસી ગઇ અને તેણીએ પોતાના આશકના હોઠ ઉપર મધુરૂં અને ગરમ ચુંબન લીધું. નજરે તેણીને પોતાના બાહુમાં બાંધી લીધી અને પોતાની માશુકાને સેંકડો બોસાથી લીધી! કુદરત તેને પાલવો ઉપરનું તે સાંજનું દૃશ્ય યાદ બોલો. દિલબર સુકાની વગરનું નૌકા નકામું કે નહિ? શ કહ્યું—ખરૂં મારા વહાલા દીલદાર ખરૂં આ પોતાના વગરની આ જહાંનમાં એક વગર સુકાનીના વહાણ જે આવી સુખદાયક સ્વર્ગી આનંદમાં તેઓ કેટલી વાર તેની તેમને ખબર ન રહી ત્યાં બાર રૂમ આગળ" ખડખડાટ સાંભળ્યો કે તેઓ તરત પોતાની નિંદ્રામાંથી જાગ્રત થઇ ગયાં. આવનાર માણસ જ લઇ આવ્યો હતો જમવાનું મુકી માણસ ચાલ્યો ગયો કે શકીનાએ આયાને બોલાવી અને જમવાનું પીરસવા આયાએ જમવાનું બે જુદા જુદા વાસણોમાં પીરસ્યું. શ કહ્યું—"આયા હવે જુદા પીરસવાની જરૂરત નથી. જે હાલ મુદ્દત થયાં જુદાં હતાં તે આજે ખુદાની મેરબાનીથી ફરી છે આજ મારા તે વહાલા નજર જેની યાદમાં હું રાત ગમગીન રહેતી હતી આજ ખુદાએ તેનાં ફરી દર્શન કરા હું મુંબઇ જઇ તેની સાથે શાદી કરવા ચાહું છું." આ સાંભળી બહુજ ખુશી થઇ અને જોડાને ખુદા સુખી રાખે બોલી બંને જણાએ આનંદથી સાથે બેસી ખાણું ખાધું. નજર શકીનાની રજા લઇ સ્ટેશન માસ્તરને ત્યાં ગયો. ત્યાં સ્ટેશન માસ્તરને દરેક વાતથી વાકેફ કર્યા આ સાંભળતાં માસ્તર અનહદ આનંદમાં આવી નજરને ભેટી પડ્યો તરત રાજીનામા અને તેના ચાર્જ માટે સ્ટેશન માસ્તરે બંદોબસ્ત આપ્યો સ્ટેશન માસ્તરને મળી ઘેર આવ્યો, શકીના અને બેઠકમાં અને પોતે અંદરના રૂમમાં સુઇ રહ્યો. સવારે વહેલા ઉઠી પાણી કરી ચાહ પીને પોતાના સંબંધીઓને મળવા ગયો સંબંધી મળ્યો તેમને નજરના જવાથી બહુજ લાગી આવ્યું. નજરને તેઓ બહુજ ચાહતા હતા.

બીજે દિવસે આપણા પરિચિત ગૃહસ્થ અને બાનું મુંબાઇ નગરીમાં આવી પહોંચ્યાં. તેમની સાદી મુંબાઇમાં ધા કરવામાં આવી.

શાદીની પહેલી રાત એટલે વસલની રાત મીઠા અને મધુર આ પાંચ શબ્દોવાળા કયા આશકો અને માશુકાઓ અજાન છે. જોડાઓ તે આજે નજરઅલીનો રૂમ સેન્ટ, અત્તર અને પુષ્પોની મધુર મીઠી સુગંધથી બહેકી રહ્યો હતો જમીન ઉપર ઉમદા ગાલીચો દીવાલો ઉપર રંગ બે રંગી ઉત્તમ કળાકારોની પેઇન્ટ આલેખેલ કુદરતના સૌંદર્યમય દેખાવો વચમાં એક રાઉંડ આજુબાજુ ખુરસીઓ અને નકસીદાર સીસમનો પલંગ ને સુંદર મચ્છરદાની અને બે સુંવાળા રેશમી ગાદલાઓ તથા

અને મોટા તખતાઓથી શણગારેલ હતો. નજરઅલી પ્રિયતમાની રાહ જોતો મોજ-મજાહ વાંચતો ખુરસીમાં પડ્યો હતો. થોડી પળોમાં ચંદ્ર સમાન પ્રકાશ ફેંકતી હંસ ગતીથી ધડકતી છાતીએ શર્મમાં ગરકાવ થતી શકીના રૂમમાં આવી પોતાના ખાવીંદની ખુરસી પાસે ઉભી રહી. નજરે તે તીરછી નજરથી જોયું પણ જાણી જોઇ તે જાણતો નથી તેમ મોજ-મજાહ વાંચવા લાગ્યો. શકીના અડધા કલાક સુધી પોતાના પ્રિયતમની પછવાડે ઉભી રહી જે શકીના કલાકોના કલાક વહાલાની સોડમાં ભરાય તેને અનેક વાતચીતોથી આનંદ આપતી, તેજ ભામીની આજ પોતાના પ્રિયતમને બોલાવવા હિંમત કરી શકી નહી કારણ આજ તેણીની દરેક ઇંદ્રીઓ પરાધીન સ્થીતીમાં હતી. તેણીએ જેમતેમ કરી સંયમ જાળવી નજર પ્રત્યે કહ્યું. વહાલા ખાવીંદ, મોજ-મજાહમાં એટલો શું ચમત્કાર છે? અમે તમારી સેવામાં અડધા કલાક થયાં ઉભાં છીએ છતાં કંઇ બોલતા નથી. શું કંઇ રેલ્વે સ્ટેશન ઉપર ગાડીઓના નંબર લેવાની શુકમાં કંઇ ભૂલ ઉકેલવા આટલા બધા વિચારમાં બેઠા છે? આટલું કહેતાં તેણી નજરના ગળામાં વળગી પડી અને ઉપરા ઉપર તેના હોઠોનું પાન કરવા લાગી. વાંચક! હવે વધારે કહેવાની કંઇ જરૂર છે?

(સંપૂર્ણ.)

મ્હારા

# બચુની બા

( સંસાર-ભાગવત )

( એક નજરે દીઠેલો વિનોદી પ્રસંગ )

પ્રયોજક—" શા. પુષ્પ "

## નાઇટ સીન

—:⊙:—

" ના, ના. મ્હારા સમ."

" ઉં......હું........."

" તમારા.........સમ "

" ઉં.......હું........."

" ના, ના, આવજો નહિ ચાલે. હો ! જરૂર નહિ તો મ્હારા બચુની બાના સોગન"

હવે બિચારો સુમનલાલ હાર્યો. આજે સરલાકાન્તને ત્યાં બાળ રાજાનો જન્મ થયો હતો. તેની ખુશાલીમાં સ્નેહીને ત્યાં કંસાર જમવા ગયા વગર સુમનનો છુટકો ન્હોતો. અંદરથી તો સોગન ઉપર સોગન ખાવાથી અંતે તે બાપડાએ હા પાડી. પરંતુ તે ઉપરથી. અંદરથી તો બિચારાના જીવમાં જીવ ન્હોતો. સાંજ પડી. સ્નેહીને ત્યાંથી સુમનને તેડવા ફરી માણસ આવ્યું "આવું છું" કહીને તેને વિદાય કર્યો. એટલામાંજ મ્હારા "બચુની બાની" પધરામણી થઇ.

"લો જરા રમાડજો. હું જરી દર્શને જઇ આવું. અલી નિર્મળા ! ( પાડોશણને બારીએથી બૂમ પાડતાં) ચાલ તૈયાર થઇ કે ?" લફડફફડ કરતાં સેવકનાં મીસીસે બારીએથી બુમ મારી, મ્હારા ખોળામાં કીકાને ઝીક્યો.

" એ...હા...ચાલો તમે તાળું વાસી નીચે ઉતરોની ? કેટલી વાર ?" પડોશણ નિર્મળાએ ટહુકો કર્યો.

"આજ તાળું નથી દેવાનું. રવિવાર હોવાથી એ ઘરમાં છે. એટલે...લે...ચાલ."

હું કંઇક બોલું એ પહેલાં તો મ્હારા કીકલાએ રામનામની પોક મુકી ઘર ગજાવી મેલ્યું.

"જરા લઇને આમતેમ ફેરવો એટલે રહી જશે. આમ બેસી શું રહ્યા છો !".

"અરે ! પણ તું આ બાબને સાથે લઇ જા, મ્હારે તો આજ જરા બ્હાર જવું છે."

"હમણાં ને હમણાં શું વહી જાય છે ? બે ઘડી તો ઘરમાં ઠરી ઠામ બેસો. મ્હને તે શું બાર કલાક થવાના હતા ? આ ઉભે પગલે આવી."

" પણ... . ખાસ..... જવું......"

" તો જાવ. એને સાથે લેતા જજો "

અને બસ ફતિથી. અમારા બચુના બા તો આ ઘેર બેઠાં ગંગા જેવાં. સ્વામીને, દેવને, છોડી પત્થરના દેવનાં દર્શન કરવાને દોડી ગયાં. મ્હને બહુયે થયું. કે આજનો દિવસ એ ન જાત, તો શું થઇ જવાનું હતું. પણ અફસોસ ! નસીબ બે ડગલાં આગળનું આગળ હરામખોર ખોળીઆએ ગતજનમમાં કોણ જાણે કેટલાયે મહાભારત પાપ કર્યાં હશે, કે આ કારાગૃહવાસ મળ્યો. પ્રભુ ! પ્રભુ ! આખરે સેવકે રડતા દેવને કાંખમાં મારી સ્નેહીને ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો.

" ચાંદા પોળી, ઘીમાં બોળી. નાના છોકરાને કટકો પોળી. લેરે મોટા હપ્પા. " એવું એવું બકતો બચુને રમાડવા લાગ્યો. સ્નેહીને બહુ બહુ સોગન ખવડાવવાનો આગ્રહ શા માટે કરાવતો હતો ! એનું ખરૂં કારણ હવે તમે સમજ્યા હશો, કે ઘેર તમારા ભાભી પાંસરાદોર, નમ્રનેહાર, અને પ્હેલા નંબરના પતિવ્રતા મળ્યાં હતાં.

સાંજના છા વાગે દેવ-દર્શને ગયેલાં દેવી મ્હાલતાં મ્હાલતાં મોટે મંદીરેથી પાછાં આવ્યાં જ્યારે રડતા કીકાને ઝોળીમાં સુવડાવી આ તમારો સેવક હીંચકો નાખી રહ્યો હતો ! વચમાં વચમાં રડતો તો થાબડતો, અને કોઈ સાંભળે નહિ એમ ધીમે ધીમે હાલરડું પણ ગાતો હતો " કે કીકો મારો ડાહ્યો, ભાઇ તો પાટલે બેસીને નાહ્યો ( ભાઇ તો ઉકરો લઇને પાયો. ) "

" લાવો એ ભૂખ્યો થયો હશે. મ્હને જરા મોડું થઇ ગયું. હું એને ધવડાવી લઉં. જરા સગડી તો સળગાવી મુકવી હતી ? બેઠા બેઠા શું વધવાના હતા ? હું એને જરા લઉં એટલામાં પેલી સગડીમાં જરા કાકડી મૂકી દો. ઉઠો."

ગૃહપતિ હોવા છતાં ગૃહીણીને લગતાં એકેએક કાર્ય કરવામાં હું હમેશનો ટેવાયલો હતો. મ્હારાં ચતુર ગૃહરાજ્ઞીના હાથ નીચે હું આજ બરાબર સાત વરસથી લાગલાગટ એ રસોડાનો અભ્યાસ કરી પાવરધો થયો હતો. અને રખેને એ ભણેલું-ગણેલું ભૂલી જાઉં. એ સંશયથી સેવકની-શિષ્યની પરીક્ષા-શીક્ષા શિક્ષિકા વારંવાર લીધા કરતાં હતાં. મ્હેં સગડી તાબડતોબ સળગાવી દીધી. શાક પણ સમારી આપ્યું. એણે રાંધ્યું અમે જમ્યાં. એઠાં વાસણ તો અજવાળવાનાંજ ન્હોતાં. કારણ એ કામ નોકરડીનું હતું, બાકી ધાનગાન રાંધ્યું, એટલો ઉપકાર !

હું જરા ખાવામાં ધીરો હોવાથી સૌથી છેલ્લો ઉઠતો હતો, એટલે બચુની બાએ ઓર્ડર ફરમાવી દીધો. ' કે જરા રેશો વાના

જો." એ લોટા પાણી ધમકાવી મ્હેં પણ મુંગે મ્હોઢે ચોકડી ાઈ નાખી.

અગાસીમાં રાતના રોજ આડોશપાડોશની પ્રમદાઓ આવતી, ને પ્રમદા-પંચ ઝામતી. આમાં આખા ગામની કુથલીઓ ાતી. ચર્ચાતી. તેમાં પ્રમુખ પદે બિરાજવાનું માન મ્હારાં ચુની બાને હતું. ખાધા પછી પાનસોપારીનો ડબ્બો લઇ જેવો ; હીંચકા ઉપર બેઠો, તેવોજ ગૃહરાણીનો ઓર્ડર થયો. "તમે ાન કરો છો કે? જરા સાથે સાથે મ્હારે માટે પણ બેક બનાવજો."

આખા ગામથી અને શાસ્ત્રથી ઉંધો રિવાજ મ્હારા ઘરમાં ાલતો હતો. સપ્રેમ કપુરી પાનની બીડી બનાવી દાસે પુર્ણાંગનાને ંચમાં જઇ આપી. જે પછી તળાઇ પાથરી લાંબાં ટાંટીયા કરી સઘસાટ ઘોરવા પડ્યો.

મ્હને કહી લેવા દેજો કે ખાતી વખતે પાણીના લોટા ભર-વાનું, પાટલા માંડવાનું, ફાનસ લુછી, સાફ કરી, ઘાસલેટ પૂરી, ે સળગાવવાનું, તેમજ બચુની બાની પથારી સુધ્ધાં તૈયાર કરવાનું કામ સેવકે સળગતા દીલે વધાવી લીધું હતું.

## ડે—સીન

સ્હવારના આઠ વાગે સેવકની સ્થિતિમાં કડડધસ ફેરફાર થઇ ગયો. કોણ જાણે કયા અક્કરમીની નજર લાગી તે તમારાં ભાભી જરા સીક થઇ ગયાં. અધુરામાં પૂરી એમણે ચાર દિવસની રજા લીધી, અને આધાં બેઠાં.

બામ્મા ટીપવાનું કામ બચુની બાને માથેથી ઉતરી બચુના બાપાને માથે આવ્યું, પગમાં ઘોડીયાની દોરી ભેરવી તે હલાવતો જાઉં, ધુમાડાએ કરી આંખો ચોળતો જાઉં, અને ચુલાના તાપે કરી કપાળની ફીટલી ઉપર ઝામતા પરસેવાનાં બિન્દુઓ લૂછતો જાઉં. કણેકના પીંડામાંથી રોટલીના લુઆઓ લઇ કાન-નાક જેવા આવડે એવા ફેન્સી ન્યુ ડાઝીઇનના જાડા અધકચરા ફૂલકાં વેલણથી વણી વણી તવી ઉપર નાખી શેકતો જાઉં. કેવો ગ્રાન્ડ સીન! યુનીવર્સલ ફીલ્મ કુંપનીમાં પણ બાપ જન્મે નહિ જોયો હોય.

પરન્તુ હજુ તો ભોગ અધુરા મળ્યા હતા, તે અમારા ગઇ કાલના સ્નેહી સુમનલાલ વગર તેડે ને વગર ન્હોતરે મ્હને શોધતા શોધતા ઠેઠ રસોડામાં આવી લાગ્યા. અમારી મળી દ્રષ્ટોદષ્ટ! જાણે અટકી જતી ફિલ્મનો એક્ટ્રેસે જોતો અપૂર્વ સીન! પધારેલા પરોણાએ તો હી...હી...ખી. ખી કરી દાંત કાઢ્યા.

"અરે કાન્ત! આ શું? ભાભી સાહેબનો હાથ ચોકખો ાથી કે શું? કે ગાંસડા પોટલા લઇ પીએર ગયાં છે?"

રોટલી બળી જશે એ બ્હીકે મ્હારી નજર તવી તરફ તી. જવાબ દેવા જતાં હું શરતચૂક થઇ ગયો. ગરમા ગરમ વી ચીપીયા કે સાણસીને બદલે ભૂલમાં હાથથીજ પકડાઇ ગઇ, ઊફ! કામ દેવાયો. ને દાઝેલો પણ પડ્યો. પણ કોને કહું? બાપને? આંખે ચોળવી મૂકી આંગળી મ્હોંમા ઘાલી ભૂખ હોયે હાય અગ્ન અગ્ન બળતી હતી.

"ભલા માણસ! કેમ બોલતો નથી??"

એટલામાં એની નજર ઝોળીમાં જાગતા કીકા ઉપર આ "બચુ! ત્હારી બા કયાં ગઇ?"

મ્હારી આંખોમાં આખરે આંસુ આવ્યાં. બાવડીથી ભભેલ અને દેવતાથી દાઝેલો હું હાથ ધોઇ- ઉઠયો. મ્હારી આંખ આંસુ આવ્યાં- હું સ્નેહી પાસે ફુટી પોકે રડી પડ્યો. મ્હા હૃદય મ્હેં ખુલ્લું કર્યું અથથી માંડી ઇતિ પર્યંતનો ઇતિહા એને કહી સંભળાવ્યો.

ગઇ કાલનો આગ્રહ, અને ન આવવાનું કારણ હવેજ તે સમજાયું. હું સુમનને લઇ પાડા જેવી પડેલી મ્હારા બચુની પાસે ગયો. સોફા ઉપર સૂતી સૂતી એ "સ્ત્રી પુરૂષના સમા હક"ની ચોપડી વાંચતી હતી.

"કેમ! ભાભી! આજ કાંઇ તબીયત સારી નથી, કે શું સુતા છો ને!"

"હા-જરા એમજ છે."

"દવા-બવા લીધી?"

"ના રે! એ તો સારૂં થઇ જશે. એની મેળે."

મ્હારા આ સડેલા સંસારને જોઇ સુમનને દયા આવી કહ્યું "ભાઇ! સુમન! તાવ આવવાનું તો કેવળ બ્હાનું જોજેને! હમણાં ભાણે બેસી ચઢાવશે જમશે તો દોઢ શેર."

અને તે પછી "શું પગલાં લેવાં!" એ મંત્રસૂત્ર મ્હને કાનમાં કહી દીધો. પીએર પાસે હોવાથીજ ન્હાસી જવાની બ્હીક ઘડીએ ઘડીએ આપી થનગન. થનગન નાચી રહી માટે દુર દેશાવર ભાગી જા."

"બદલી થઇ છે." એમ બ્હાનું કાઢી હું "બચુની બા લઇ બ્હારગામ ગયો. અને પછી ત્યાં ફૂલ સ્ટોપ કરી દીધું કયાં જાય હવે? ટૈં ટૈં પૈ પૈ કરવું હવે પાલવે એમ ન્હો અને કદાચ બહુજ થાય, અને વાત હદબહાર જાય, સુમનની બીજી અક્કલ પ્રમાણે સેવક માંદા પડવાનો ઢોં કરી તરતજ સુઇ જાય.

ભાઇઓ! હિન્દુસ્તાનના મ્હોટે ભાગેના ઘરમાં આ આવાં ત્રિયારાજ ચાલી રહ્યાં છે. સ્ત્રી-શિક્ષણ સ્ત્રી-હક્ક અર્થ સ્વચ્છંદતા, શોખ, ફેશન અને ફરવા હરવામાં સમાઇ જાય છે. બી. એ. અને એમ. એ. બને આ બાનુઓ સ્ત્રી-સ્વતંત્ર્ય. "ના લેખો, અને નિબંધો લખે પરંતુ બાવા! મ્હને તો પેટ ભરીને કહી લેવા દયો કે હવે ઓછું છે? શું બાકી રહ્યું છે? અરે! પુરૂષો તો ગૃહીણી ગુલામ થઇ ગયા છે ગુલામ. જેટલું પાણી પાય છો, તેટલું પીયે છે. "પાંખ આવે એટલે ઉડી જાય, અને પરણ્યા વહુનો થાય." એ કહેવત ખોટી નથી.

આજે હિન્દુસંસારના સેંકડે સાઠ ટકા ઘરમાં તો દેવી બેસ્યાં એટલે બસ થઇ રહ્યું. પરણેલા, અને અનુભવી આ વાત જાણે છે, સમજે છે, છતાં પોતાના ઘરની એમ સ્વહસ્તે નથી ભોગના. પતિભક્તિની બદલે પત્નીભક્તિનો પ્રભાવ વિસ્તારાયલો આજે ઠેર ઠેર દેખાય છે. કયા બી. એ. જે. પી થયેલા સુધરેલા બાનુઓ પોતાના સ્વામીનાથને સ્વહસ્તે રાંધી ખવડાવે છે? ગણ્યા-ગાંઠ્યા. અરે એમોના ઘણાખરાને તો રાંધતા આવડતું જ નથી

આર્ય-રમણીઓ પાશ્ચાત્યની નકલ કરી, એમનો પહેરવેશ, રહેણી કરણી સ્વિકારી, પોતાની પ્રાચીન પ્રણાલી, ધર્મ વગેરે ભૂલે છે. પણ એટલું યાદ નથી રાખતી કે સ્ત્રીઓ તો ગૃહની દેવી છે. રાણી છે. એમનું કર્તવ્ય તે ગૃહ-રાજ્ય ચલાવવામાંજ સમાઇ જાય છે. એઓ ગૃહનીજ શોભા અને ભૂષણ બ્હારને માટે પ્રભુએ પુરૂષને જન્મ આપ્યા છે.

તો પછી, સભાઓ ભરવી, ભાષણો કરવા, લેખો લખવા, વકીલ, બેરિસ્ટર, અને જડજ બનવું, એ કેટલું બધું અયોગ્ય! કાંડે ઘડીઆળ, આંખે ચશ્મા, હાથે છત્રી, અને પગમાં બૂટ સાથે પોશાક જોશો તો અંગ્રેજી સ્ટાઇલનો આરપાર દેખાય એવો!

ભણેલી ભામીનીના નવાણું ટકા આજ આ વેશ ભજવે છે. આવાં સ્ત્રી-શિક્ષણ ન હોય! જેમાં ધર્મની મેળવણી જ નથી એ કેળવણી શા કામની? સેંકડે નવ્વાણું ટકા "મ્હારા બાપુની આ" જેવાજ. એક કીર્તનકારે કહ્યું છે,"

બી. એ. અને એમ. એ. બની ખિતાબ ચાંદ ધરાવતા,
સારા સુધારાની સમાજે સફળ સ્થાને સ્થાપતા.
ધરનારને આ કેળવો, ભાષણ ભભકથી આપતા,
ચૂલે ચઢી ચતુરાઇને ચતુરા તણા પગ ચાંપતા.

(સંપૂર્ણ.)



## કંઇક નવું

સહરાની શોધ—આફ્રીકામાં આવેલું સહરાનું રેતીનું રણ કેટલીક શતાબ્દીપૂર્વે મનુષ્યની વાસભૂમિ હતું તેનો નિર્ણય કરવા માટે કેટલાક વૈજ્ઞાનિકોની એક ટોળી તૈયાર થઇ છે. તે ટોળીનું નામ ફ્રાંકો-અમેરીકન સંઘ રાખવામાં આવ્યું છે. આ સંઘના પ્રમુખ કાઉન્ટ બેરન કુન ડી પોરોક છે. આ સંઘ પુષ્કળ પરિશ્રમ કરી, કેટલેક સ્થળે ખોદકામ કરી રેતીની નીચે દટાયેલાં જુનાં ખંડીયેરો, નદીઓ, કુવો વગેરેને શોધી કહાડી અતીત યુગમાં ત્યાં મનુષ્ય વસ્તી હતી તેનો ઇતિહાસ એકઠો કરવાને સામર્થ્યવાન થયેલ છે.

* * *

એમ્બ્યુલન્સ વિમાન્—રોગીઓને એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવા માટે એક ફ્રાન્સના વૈજ્ઞાનિકે એમ્બ્યુલન્સ વિમાન્ તૈયાર કર્યું છે કે જેની સહાયતાથી એકજ વખતે સાત આઠ રોગીઓને તેમાં લઇ જઇ શકાય છે. વિમાનની અંદર રોગીઓનાં શરીરને ધક્કો ન લાગે તેવી રીતે તેઓની સૂવાની ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવેલી છે વળી અજાયબી જેવું તો એ છે કે, દરેક રોગી માટે રહેવાની સગવડ પણ અલાયદા રાખવામાં આવી છે.

* * *

### આકાશમાં પોસ્ટ ઑફીસ

જર્મનીનાં ચિઠ્ઠી પત્ર એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડવા માટે વિમાનની યોજના કરવામાં આવી છે. ખુલ્લા મેદાનમાં બે વાસ ખોડી તેને દોરી બાંધી ત્યાં કાગળની થેલી લટકાવવામાં આવે છે. આકાશમા ભ્રમણ કરતો વિમાની ત્યાંથી ઉચકી લે છે, અને કાગળોને જૂદા પાડી યથા સ્થળે પહોંચાડી દે છે.

* * *

### ઉડતી નૌકા

કર્નલ એમ્બ્રોસ નોબાઇલ નામના એક ઇટાલીયન વૈજ્ઞાનિકે એક પ્રકારની નૌકા તૈયાર કરી છે કે જેની સહાયતાથી પાણીમાંથી ઉડી આકાશમાં કલાકોના કલાક સુધી મુસાફરી કરી શકાય છે. આ નૌકા એકસોને પાંચ ફીટ લાંબી છે.

* * *

### સૂર્ય કીરણનું પાન

સૂર્ય કીરણથી ઘણી જાતના અસાધ્ય રોગો સાધ્ય થઇ શકે છે. વિશેષતઃ મ્હોંના અને ગળાના રોગ ઉપર તે રામબાણ છે. ક્ષયરોગ, ગળામાં થતું કેન્સર ઇત્યાદિ અનેક અસાધ્ય વ્યાધિઓ રવિ

## નવી ફિલમો

પંચદંડ—રજુ કરનાર લક્ષ્મી પિક્ચર્સ, ડાયરેક્ટર મી૰ ગી. જે. શાહ, ફોટોગ્રાફર મી. દાબકે.

વસ્તુ—ગુજરાતના પ્રાચીન કવિ શામળભટ્ટની એક કૃતિ ઉપરથી લેવામાં આવી છે. લગભગ ચારસો વરસ પછી પણ ગુજરાતના એક કવિવરની કહેવાતી અશિષ્ટ કૃતિઓનો ઉધ્ધાર અને તે પણ શિષ્ટ સાહિત્યના ઉપાસકો તરફથી થાય, એ ઘણું ખુશ થવા જેવું છે. શામળ ભટ્ટના આત્માએ ક્યારેય ધાર્યું નહિ હોય કે, મ્હારૂં લોકસાહિત્ય સિનેમાની શોધની સાથેજ ગુજરાતને ઘેરે ઘેર પહોંચશે. કહેવામાં આવે છે કે, પંચદંડ ઉપરથી સ્ટોરી લખનાર ગુજરાતના કોડીબંધ વાર્તાઓ લખનાર સાક્ષરોમાંના એક છે, આ ભાઇનું નામ જો તેની સાથે જોડવામાં આવ્યું હોત, તો બીજા સાક્ષરોને પણ સિનેમા લાઇનમાં આકર્ષવાને ઠીક થઇ પડત.

મૂળ વસ્તુ પાંચ ભાગમાં વહેચાયેલી હોવાથી પ્લૉટની દૃષ્ટિએ જોરદાર નીવડી નથી. આખી ફિલ્મના જાણે કે પાંચ ટુકડા કેમ થઇ ગયા ન હોય, એમ તૂટક તૂટક પ્લૉટ જણાઇ આવે છે છતાં ખૂબી એ છે કે પ્રેક્ષકો શાંત ચિત્તે-હૃદયમાં ધપકારા ઉઠાવે તેવા ભયંકર સીનો તેમજ અશ્લીલ શ્રૃંગારના દૃશ્યો જોઇ-મારા ડાલા'ના પોકારો કર્યાં સિવાય પણ જુએ છે. તેનું કારણ માત્ર એટલુંજ છે કે, વસ્તુ લેવાની ખૂબી અને તેની સજાવટ સારી છે. રાજા વિક્રમના એક પછી એક દંડ મેળવવા માટેના સાહસો પ્રેક્ષણીય છે. સૌથી વિશેષ આકર્ષક ભાગ છેવટનો જ્ઞાન દંડ મેળવતી વખતનો છે. અને તે વખતે ડબલ એક્સપોઝથી બનાવવામાં આવતા જગત્ના અદૃશ્ય દૃશ્યો તેમજ ઝાડ ઉડાડવાના અને રત્નમજરીના પેટ માહેલા સાપનાં દૃશ્યો પ્રેક્ષકો ઉપર સારી અસર કરે છે એકંદરે સીનો લેવાની ટ્રીક અને કલાની દૃષ્ટિએ આ ફિલ્મ હાઇક્લાસ ફિલ્મોમાની એક કહી શકાય અને પિતા-પુત્રી પણ વિના સંકોચે એક સાથે બેસીને જોઇ શકે છે. મેક અપની બાબતમાં કોકણનો ખેડૂત કાઠીયાવાડી જણાઇ આવે છે, જ્યારે સોમ શર્માની પુત્રી ઉમીયા પાસેથી દંડ મેળવતાં રાત્રિના વખતે ઉમિયા ઝાડ ઉડાડી યક્ષણી પાસે જાય છે તે સીનો તેમજ રાજા વિક્રમ અંધાર પછેડો ઓઢી શાહુકારના ઘરમા રાત્રીના વખતે દાખલ થાય છે તે સીનો, રાત્રીના હોવા છતાં ધોળા દિવસે થતા હોય તેવો દેખાવ રજુ કરે છે. આટલા વિભાગને જો ટીન્ટ કર્યો હોત તો ઠીક થાત. નાચની બાબતમાં દરેક ફિલ્મોમાં થતું આવ્યું છે તેમ ઇંદ્રના દરબારમાં પણ ઇંગ્લીશ નાચની નકલ સાફ જણાઇ આવે છે. પૌર્વાત્ય શિલ્પકલામાં-નૃત્યના દૃશ્યો મોજૂદ હોવા છતાં તેની નકલ નહિ કરતાં પાશ્ચાત્ય નકલ વિઘાતક છે. પ્રેક્ષકોને ખુશ કરવા નગ્ન સૌંદર્ય જોઇતું હોય તો તેમાં પણ મળી આવે એમ છે. કૃત્રીમ જાપાનીસ મોતીઓની સેરોના ઝગઝગાટ અને વિલાયતી કાપથી તૈયાર કરવામાં આવતા ડ્રેસો જડને જૂના જમાનાની કાંચળી-અને કમર સુધીનું કપડું-એટલા ખર્ચમાંજ ઉત્તમ નૃત્યકળા બનાવી શકાય એમ છે. ટાઇટલ પણ જો સચોટ અને અસરકારક લખાયાં હોત તો ઠીક થાત. દરે લાંબો વખત પરિશ્રમ લીધા બાદ પણ તેના સંચાલકો દાબકે અને ડાયરેક્ટરની મહેનત સફળ થઇ હોય એમ

રા' નવઘણ—રોયલ આર્ટ સ્ટુડીયાનું ઐતિહાસિક [illegible] લેખક મી. ઝવેરી. ફોટોગ્રાફર મી. ઇરાની. જગ આખુંજ વધે ત્યારે રોયલ સ્ટુડીયો જુનું નાડું પકડી બેસી રહેલ છે. સોર લોકોનો ઇતિહાસ જાણ્યા વીના-રીત ભાતની ખબર [illegible] રીતે ફિલ્મ તૈયાર કરવી એ રોયલ સ્ટુડીયાને શોભતું ભરવાડણનું જીવન જાણ્યા વીના 'રૂપલીનો' મેકઅપ કર ડાયરેક્ટરને એટલી પણ ખબર નથી કે ભરવાડણો ઘાઘરાને પેયણું પહેરે છે. આખી ફિલ્મમાં મિસ જીલુનું કામ સૌ સુંદર છે અને ફિલ્મને ઉચકી રાખે છે. ફોટોગ્રાફી સાધારણ. નવ તરીકે ઉટીયાનું લશ્કર જોવા લાયક છે. જુનાગઢના અને [illegible] કોટના સીનો લાવ્યા હોત તો ફિલ્મની શોભામાં ઓર વધારો

અભાગી આત્મા—રજુ કરનાર કૃષ્ણ ફિલ્મ મેજેસ્ટીક ફિલ્મે તૈયાર કરેલું અને કૃષ્ણ ફિલ્મે વેચાતું આ પિક્ચર પ્રખ્યાત ફ્રેંચ નોવલ 'લા મિઝરેબલ' ઉપરથી મિશ્રે ઉપજાવી કહાડેલ છે. મિ. મિશ્રની 'હમેશની કૃતિઓ જાણીતી હોવાથી તે પર વધારે વિવેચનની આવશ્યક્તા જોતા નથી.

ગ્લોબ—'કમાલે હિમત' સાહસીક કામોથી પરિપૂર્ણ સીરીયલ છે. ફોટોગ્રાફી અને સિનેમા કલાની ખૂબીઓ જોવા લાયક છે. લેરી હચડેલના હૃદયને હચમચાવી નાખે તેવાં કૃત્યો પ્રેક્ષકોનાં દિલમાં અજાયબીથી આફ્રીનના પોકાર પોકરાવ્યા વિના રહેતાં નથી.

## નવી ખબર

કોહિનૂર લીમીટેડ—કોહિનૂર ફિલ્મ કું. નો સિતારો [illegible] પ્રતિદિન ચડતો દેખાય છે. એક પછી એક ફિલ્મો ઉત્તમ ઊતી જાય છે અને મોટા પ્રમાણમાં કામ ધમધોકાર ચલાવી શકાય એવા ઇરાદાથી-અમારો એક ઉડતો પંખી ખબર લાવ્યો છે તે જો ખરી હોય તો-કોહિનૂરને લી. કરવાની તૈયારીઓ ચાલી છે. અમો આશા રાખીએ છીએ કે, આ વસ્તુમાં વજુદ હોય અને કોહિનૂર-નામ પ્રમાણે કામથી પણ દુનિયાના સિનેમા ઉદ્યોગમાં મશહૂર થાય.

કોહિનૂર 'સ્ટાર'-સાંભળવા મુજબ મિસ જમના કોહિનૂરમાંથી છુટી થયેલ છે, જ્યારે મિસ મોતીનાં સ્ક્રીન પર દર્શન થતાં નથી-કોઇ રહસ્ય સમજાવશે ?

---

## મોજ--મજાહ ઈનામમાળા નં. ૩

### રૂપિયા પચ્ચાસનાં સોળ ઈનામો

નીચે જણાવેલી કુપનમાં આગામી ગુજરાતી સાહિત્ય પરિષદને માટે

પરિષદના પ્રમુખ થવાને લાયક

### પાંચ યોગ્ય વિદ્વાનોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂા. પચીસનાં સોળ ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ ૫-૩-૨ નાં એક એક મળી કુલ્લે ત્રણ, દોઢ રૂપિયાનાં આઠ, બાર આનાનાં બે, અને આઠ આનાના ત્રણ મળી કુલ્લે સોળ ઇનામો આપવામા આવશે આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતા તેટલી કીમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાં ઇનામ મેળવનારને શિર છે.

આ ઇનામનું પરિણામ તા. ૩૧-૧-૨૬ અંકમાં આપવામાં આવશે

કુપન તા. ૨૭-૧-૨૬ બપોરના બાર સુધી લેવામાં "

.તા ૩-૧-૨

પાંચ યોગ્ય વિદ્વાનોના નામ

૧ ૨ ૩

૪ ૫

લી.______________

ઠે.______________

પો.______________ મું.

Reg. No B. 1829

# ચાલુ છે-જેની રાહ જોતા હતા તે-ચાલુ છે

## જેને માટે ઘણા વખતથી તમાશબીન આલમમાં ચર્ચા ચાલી રહી છે.

જે મહાન ફીલ્મ સેનસરના સપાટામાંથી મહામુશ્કેલીએ પસાર થઇ છે, તે મહાન ઐતિહાસીક ચીત્રપટ

શારદા ફીલ્મ કું. એ રાજા મહારાજાઓની મદદથી તેમજ અથાગ

પરિશ્રમ લઇ મોટા ખર્ચે તૈયાર કરેલું

**કૃષ્ણ સીનેમામાં ચાલુ છે.**

શારદા ફીલ્મ કું. કૃત



જેની અંદર નવીન પંજાબનું એક્ટ્રેસ મીસ અમીર બાની કમાલ કરે છે.

ત્યારે શાન્તીનો મોહક નાચ તમને આફ્રીન પોકરાવશે.

## આ ફીલમ કૃષ્ણ સીનેમામાં ચાલુ છે

આ પત્ર તંત્રી જયશંકર મોતીરામ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી
તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે



ન હા ર સિં હ



પોષ વદ ૧૧] રવિવાર તારીખ ૧૦ મી જાનેવારી ૧૯૨૬. [પુ. ૨ જું. અંક ૪૦

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે. કોઇ જીવંત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલાં નથી. અ મો. મ.

# સનમને યાચના

હું ચાહું છું તુજને સનમ મુજ સ્નેહને સ્વીકાર તું,
કરી મિષ્ટ ગોષ્ઠિ. હર્ષથી અંતર બળેલું ઠાર તું ૧

ઘટતું તુને શું દૂર રહેવું, હાલ બેહાલી કરી,
બન્ધન કરી તનમન થકી, રે ! સ્વાર્થી શું ન દયા જરી ? ૨

સ્વાર્થી નથી, કામી નથી, મુજ આત્મ કર્મ વિશુધ્ધ છે,
દર્શન પ્રિયે તું દે મુને ઇચ્છા અતિ મુજ શુધ્ધ છે ! ૩

જો જાણતો હું આ થશે તો, વચન તારૂં પાળતો,
નાસી જતા મન ભ્રમરને અહીં હરત આંક હું બાળતો. ૪

ગઇ વાત તે તો ગઈ વીતી, હું શોચ શા માટે કરૂં ?
જો એમ છે તોયે તુને હું ઓ સનમ સુખથી સ્મરૂં ! ૫

આવ પાડી નયન તારા, રહેમથી તું હું કને,
બોલું નહિ હું કાંઇ મુખથી, અન્ય રૂડું કહું તને. ૬

વિનવું તને ઓ માનિની, પ્રિય હે સખિ, તુને સનમ
હું ચાહું છું તું આવ આજે સ્નેહ જ્યોતિ જગાવવા ૭

જ્યોતિ

# કોણ ગુન્હેગાર ?

લખનારઃ—રા. છેલશંકર ગોવિંદજી શુક્લ

સ્નેહબીની સરત સ્વામીની વર્ષગાંઠ હોવાથી વ્હાલનાં વધામણાં દેવા આવી. સરતનો સ્વામી આ વખતે પોતાનું શર્ટ પહેરી સરીઆમ રસ્તાની બારીમાં એકીટસે જોતો ઉભો હતો. સરત આવી એનું એ એને ભાન ન હતું. આસ્તે પગલે સરત બારી પાસે ગઇ અને પોતાના સ્વામીની પછવાડેજ પાંચેક મીનીટ ઉભી રહી. જ્યાં તેના પતિનું ધ્યાન ન ગયું ત્યારે સરતે કહ્યું, "હાલા ?" જવાબ ન મળ્યો ત્યારે બીજી વખત હાથ પકડતાં કહ્યું. "મ્હારા પ્રાણ ?"

"કોણ સરત ! આજે કંઈ વ્હેલી પરવારી ?"

"નાથ ! આજે તો આપની વર્ષગાંઠ છે ના એટલે. પરવારવું જોઇએ ને ?"

"એમ કે ! કહો બીજો શો હુકમ છે મ્હારી જીવનજ્યોતિ !"

"કિંકરીના તે હુકમ શા !"

"હુકમ ન હોય તો ફર્માન ફરમાવો પછે કાંઇ છે !"

"તમે તો આમને આમ શરમાવ્યા જ કરો છો !"

"તમે શરમાળ છો !" આટલું કહી સરતના સ્વામી અમુએ સરતને પકડવા હાથ લંબાવ્યો. સરત આઘી ખસી ગઇ. અમુ આગળ આવ્યો અને દીવાનખાનામાં દોડાદોડ ચાલુ થઇ. આગળ સરત અને પછવાડે તેનો પ્રેમ ઘેલો સ્વામી. કોઇ પછવાડેથી ખુરશી પછવાડે, તો વળી કબાટની આડમાં, ઘડીમાં ગોળ ટેબલ આસપાસ આંટા મારતી તેના સ્વામીને

હંફાવતી હતી. અસુ પણ પોતાની સ્નેહભીની સરત્‌ને ખીલાવવા મોટેજ આંખ આડા કાન કરતો. આખર સરત્‌ કોચ ઉપર અસુના હાથે આબાદ પકડાઇ અને બોલ્યો, "વ્હાલી ? હેં મ્હને બહુ થકવ્યો ?" આટલું કહી અસુએ તેને બાથમાં લીધી અને મીઠું ચુમ્બન લીધું.

"આમ તે અડપલાં શું કરતા હશો ?" સરતે નીચાં નેણ કરતાં કહ્યું. "ચોરની ચાણાકય વિદ્યામાં પારંગત એવા તમો તો ઉલટા "ચોર કોટવાળને દંડે." એવું કરો છો !" અસુએ એના મોઢા સામે તાકીને મસ્તક આસ્તે હલાવતાં હલાવતાં કહ્યું, "હંઅં અં...અં અમે તો તમારે મન ચોરજને ! જોયો દુનીઆનો ન્યાય ? ઘડી પહેલાં તો તમે અડપલું કરી મને થકવ્યો."

"હું કયાં તમને ડોકાના સમ દેતી હતી કે મારી પછવાડે દોડો ?" સરતે હસતાં હસતાં નીચી નજરે કહ્યું.

"હ્યો ત્યારે તમારા જ મોઢે ન્યાય કરીએ" અસુએ ગંભીર ભાવ ધારણ કરી કહ્યું અને એક પાસે પડેલી ખુરશી પર બેસી ગયો. સામે પડેલી એક રોકીંગ ચેરપર સરત્‌ આસ્તે આસ્તે બેસી ગઇ. એનાં બેસવામાંએ એનાં દરેક અંગો હસતાં હતાં.

ન્યાય શરૂ થયો. પ્રથમ પ્રશ્ન એમ થયો કે, આ પ્રસંગ ઉપસ્થિત કેમ થયો ? બન્ને વિચારમાં પડયાં; મૌન રહી એક બીજાના મોઢા સામું જોવા લાગ્યાં આખર અસુએ કહ્યું, "તમોએ આવી મારી વિચારમાળા ભંગ કરી તે તમારો ગુન્હો."

"મેં તમારી વિચારમાળા ભંગ કરીજ નથી." તદન ઇનકાર કરતાં સરતે ભ્રુકુટિ ચઢાવતાં કહ્યું.

"એમ ? તમો તુરત માનો તેવાં નથી. વારૂ ? કહો, તમો આ દિવાનખાનામાં આવ્યા ત્યારે હું શું કરતો હતો ?"

"છાના માના સરીઆમ રસ્તા તરફ જોઇ ઉભા હતા."

"ઠીક, તમે અંદર આવ્યાં એ વાતની મને જરાએ ખબર હતી ?"

"ખબર તો હોવી જ જોઇએ, પણ જણાવા ન દીધી એ તમારી પુરુષકળા."

"વારૂ, તમો મારા હાથને અડકયા હતા ખરૂંને ?"

"તે એ...એ એ . તો અજાણતાં અડી જવાયું."

"ભલે અજાણતાં, પણ તમો અડકયા એ વાત તો ચોકકસને ?"

"હા, હા, અડકયા કહો !"

"ત્યારે વાંક કોનો !"

"ત...મા...રો" આટલું બોલતાં સરતની આંખની કીકીઓ નાચતી હતી.

"વળી મારો કેવી રીતે ?"

"તમો દોડયા કેમ ?" આંખે આંખ મીલાવતાં સરત્‌ બોલી.

"ત્યારે તમો નાઠાં કેમ ?"

"તમો પુરુષોને તે કાંઇ પહોંચી શકાય ? અમો હાર્યાં, મે સજા પછે છે કાંઇ ?"

"સજા ભોગવો !" આટલું કહી અસુ ઉભો થયો.

"સજા ભોગવવાં આ કિંકરી તૈયાર છે."

"જુઓ ત્યારે આમ." અસુએ સરતને બગલમાં લીધી એના બન્ને હાથ સરત્‌ની ડોકની આસપાસ વીંટાઇ ગયા અને અસુનું મોઢું સરતનાં મોઢા તરફ ખેંચાયું અને ઓષ્ટ સરત્‌ના કપોલ પ્રદેશ પર ફરવા લાગ્યા.

(૨)

ઉપરનો પ્રસંગ વાંચ્યા પછી વાંચનાર જાણી ચુકયા હશે કે આ યુગલ ખરેખરો આનંદ અનુભવે છે. અસુ એક ગ્રેજ્યુએટ થએલો નવ યુવક છે અને સુરતની શાળામાં માસ્તર છે. જ્યારે સરત્ તેની પ્રાણ. ભણેલી ગણેલી અને ગામની માનીતી છે. નવરાશના વખતમાં તે ગામની કન્યાશાળામાં- એના જ્ઞાનનો લાભ દેવા જતી. અને ત્યાં અનેક પ્રકારના ભાષણો આપતી. આટલી ઓળખાણ વાંચનારાઓ માટે પુરતી છે.

આજે અસુ નિશાળે ગયા પછી સરત્‌ પણ કન્યાશાળામાં ગઇ. તેને ત્યાંની હેડ મીસટ્રેસ દીદી સાથે બહુ જ બહેનપણાં થઇ ગયાં હતાં. દીદીની ઉમર ન્હાની છે છતાં જ્ઞાનમાં તો પૂર્ણ છે. એ પણ સરત્‌ને બ્હેનથી વધુ વ્હાલ કરે છે; અવાર નવાર મેળાવડા થતા તેમાં સરત્‌નું ભાષણ હોય જ; આજે ગામના પ્રતિષ્ઠીત વેપારી તરફથી કન્યાશાળાનું નવું મકાન ખુલ્લુ મુકવાનું હતું. નિશાળના મકાનને શણગારવામાં આવ્યું હતું. વિશાળ કંમ્પાઉન્ડમાં સામીઆનો-તંબુ નાખવામાં આવ્યો હતો ગામના સંભાવિત ગૃહસ્થો ઉપરાત મુખ્ય જાગીરદારો પણ આવ્યા હતા. આ ઉપરાંત ગામનો કેળવાયલો પ્રજાવર્ગ અને બીજી નિશાળોના માસ્તરોની હાજરી પણ હતી. એટલે આવા મહાન મેળાવડામાં સરત ન હોય એ કેમ બને ? સભા મંડપ ચિકાર ભરાઇ ગયો હતો પ્રમુખસ્થાને એક જાગીરદાર હતા. શરૂઆતમાં બાળાના ગાયનો થયાં અને ત્યારબાદ સભાના શિષ્ટાચાર પ્રમાણે કેટલાક મશ્કરાદાસોએ શેઠની વાહવાહ બોલાવી એક બ્રીફલેસ બેરીસ્ટરે તો હદજ ઓળંગી. છેવટ કન્યાશાળાના નામવાળું પાટીયુ "પ્રેમકોરબાઇ કન્યાશાળા" આમ લખેલ હતું તે પ્રમુખ મહાશયે ખુલ્લું કર્યું. આ નાટક તરફ કેટલાકનું ધ્યાન ન હતું બીજાઓ તો સરતના ભાષણની રાહ જોતા હતા. ત્યાં સરત ઉભી થઇ અને ભાષણ સ્થાનપર ગોઠવાઇ ગઇ. સૌનું ધ્યાન તે તરફ ગયું સરતે પોતાનું ભાષણ શરૂ કર્યું.

"પુજ્ય પ્રમુખ સાહેબ, અને અન્ય મહાજન વર્ગ. માતાઓ, અને બ્હેનો ? આજના આ ભવ્ય મેળાવડામાં મારા જેવી નાનકડી એક સ્ત્રી બોલવા ઉભી થશે એ ખ્યાલ કેટલાકને નહિ આવ્યો હોય. આ કન્યાશાળાનું વિશાળ મકાન બંધાવી આપવા મારા અગાઉનો બોલનારાએ ઉપકાર માન્યો છે છતાં ફરી હું મ્હારી માતાઓ અને બ્હેનો વતી ઉપકાર માનું છું. ભવિષ્યના માટે ભારતના તરુણોની માતાઓ આ મકાનમાં ભણવાની છે એક વાત અત્યારે મારા સાંભળવામાં આવી છે કે આ કન્યાશાળામાં

ઇંગ્લીશ શિક્ષણ આપવામાં આવશે, જો કે ઇંગ્લીશ શિક્ષણ પ્રત્યે મને અભાવ નથી પરંતુ મારી પોતાની માન્યતા મુજબ કન્યાઓને તેવા શિક્ષણની કશીએ જરૂરત નથી. છતાં જો એ શિક્ષણ અત્રે દાખલ કરવામાં આવે તો હું તો તમોને કહું છું કે ગુજરાતી કન્યાશાળાનો ત્યાગ કરવો ઇષ્ટ ગણાય (તાળીઓનો અવાજ) ભારતની ભાગ્યદેવીઓને તમારે આવા મડમ બનાવવાના કારખાનામાં ભણવા મોકલવાની શું જરૂરત છે?

ભરત, ગુંથણ કે રાંધવાની કળા શિખવવાની સાથે ઇંગ્લીશ શિક્ષણ રાખવામાં આવ્યું છે તે એક લક્ષ્ય જ છે.

આવી લાલચોનો આપણે ત્યાગ કરતા શીખવું જોઇએ. જો ઇંગ્લીશ શિક્ષણ કાયમ રાખવામાં આવશે તો આ કન્યાશાળા આ શહેરને માટે દુઃખકર છે. પાશ્ચિમાત્ય ગીતના વાજાં શીખવાય કે ગાતા શીખવાય એ આપણે અબળા માટે યોગ્ય છે?

મને બરોબર યાદ છે કે ગુજરાતી ભણેલ સ્ત્રીઓ પણ પોતાના પતિનું માન રાખતી નથી. પોતે પગાર લાવે છે એ તોરમાં સ્વામીને સંકટ આપવામાં સંકોચાતી નથી. ભણેલી સો સ્ત્રીમાંથી એંસી સ્ત્રીના પતિ દુખી હોય છે. કેટલીક પતિને નિયમસર ભોજન પણ બનાવી આપતી નથી. પોતાના શ્વશુર પક્ષના માણસો તરફ જરાએ પ્રેમ રાખતી નથી. કેટલીક તો પોતાના પતિને પુરૂં માન પણ આપતી નથી જ્યારે ગુજરાતી ભણેલ સ્ત્રીઓના આવા મગજ બની જાય છે, ત્યારે ઇંગ્લીશ શિક્ષણ શું સ્ત્રીઓ માટે હિતાવહ છે? હું એમ કહેવા નથી માંગતી કે સ્ત્રીઓ દાસી કે ચાકરડી છે! કેટલીક ભણેલ ગણેલ સ્ત્રીઓ પોતાના માતા પિતા અને પતિના નામને કલંક લગાડે છે. આ ઉપરથી તો કેટલીક સ્ત્રીઓના ધણીઓ તો તોબાહ પોકારે છે કે, "આના કરતાં તો અભણ સ્ત્રી મળી હોત તો સારૂં." એટલે મારે કહેવું પડે છે કે સ્ત્રીઓ માટે ઇંગ્લીશ શિક્ષણ નકામું છે. આટલું કહી હું સૌ સાંભળનારાની ક્ષમા માગી બેસી જવા માંગું છું.

આ ભાષણ ઉપર કેટલાક અનુમોદનો મળ્યાં. હાર તોરા થયા પછી મેળાવડો ખલાસ થયો. સરત્ અને દીદી બંન્ને ઘરે આવ્યા. ચા થવા લાગી ત્યાં અસૂ આવ્યો. સરતે દીદીની મુલાકાત કરાવી ત્રણેએ સાથે મળી ચા પીધો.

( ૩ )

સરત્ અને દીદીના બ્હેનપણાં વધવા લાગ્યાં અને એમાં અસૂનો એ ભાગ હતો. આ ત્રીપુટીનો સંપ, સુખ અને આનંદ જોઈ ગામના ઈર્ષાળુ લોકો ન કરવાની વાતો કરતા. દીદી નિશાળેથી છુટે અને જો રસ્તામાં અસૂ મળે તો બંન્ને સાથે ઘરે આવતા. આવા સુખના દહાડા સદા કંઇ રહેવાના હતા? દીદીના ઘરે કોઇ નહોતું એટલે અસૂના અત્યાગ્રહથી દીદીએ જમવાનું પણ ત્યાં રાખ્યું.

દીદી બાળ વિધવા હતી; પરંતુ માતા પિતાના સારા સંસ્કારથી એની તિવ્ર બુધ્ધિના અંગે તે સારૂં ભણી. એનું આ વિશ્વમાં કોઇ નહોતું. જ્યારથી તે આ કન્યાશાળામાં આવી ત્યારથી કન્યાશાળાનો દિવસ ઉઘડી ગયો હતો. છતાં એના માટે ગામમાં સારૂં ન બોલાતું. અગાઉના હેડ મીસટ્રેસના વખતમાં જે શિક્ષણ હતું તે ચાલ્યું ગયું હતું અત્યારે તો છોકરીઓને હારમોનીયમ સાથે ગાતાં શીખવાતું હતું અને ડંડીઆ રાસો લેવડાવવામાં આવતાં હતા. દીદી વિધવા હોવા છતાં સધવા જેવો પોષાક પહેરતી એનું ઇંગ્લીશ શિક્ષણ એમ કરતાં એને અટકાવી ન શકતું.

* * *

સરતની સુવાવડનો આજે વીસમો વાસો હતો. સરત્ ખાટલામાં સુતી હતી પડખે પડેલ ખુરશી પર દીદી બેઠી હતી અને તેની નજર સામે જ વીસ દિવસનું ન્હાનું બાળક એક સુંદર માચીમાં પડ્યું હતું. સરત્ અને દીદી બંન્ને મૌન્ય હતા. ત્યાં દિવાનખાનામાંથી અસૂએ દીદીના નામની બૂમ પાડી. દીદીએ આંખ આડા કાન કર્યો. બીજી વાર બૂમ સંભળાઇ-દીદી ગઈ.

અસૂ દિવાનખાનામાં આમ તેમ આંટા મારતો હતો દીદી આવી.

"તમે મને કેમ બોલાવી?"

"આજે સવારથી મારૂં મન ઉદાસ છે સરતના શરીરે કેમ છે?"

"સારૂં છે. હવે કશા ઉચ્ચાટ કરવા જેવું નથી."

"દીદી......

"બોલતા કેમ અટકી ગયા?"

"શું બોલું?"

"બોલી નાખોને રોજ તો મોટા મોટા ભાષણો કરો છો અને આજે આમ કેમ કરો છો શું સરત્ યાદ આવી છે?"

"યાદ તો આવેજને? એ તો સરૂં થાજે સરતનું કે તમોને એણે અંહી આવતાં જાતાં કર્યાં."

"ત્યારે શું અહીં મને રાખવામાં મારી સરતે જ મારી વકીલાત કરી છે?"

"ત્યારે બીજું શું! એનાજ આગ્રહથી મેં તેના વતી કહ્યું હતું."

"ભલું થજો મ્હારી બ્હેનનું."

"અમારૂં નહિને?"

"તમો વળી ક્યાં જુદા છો?"

"દીદી આ આનંદ સદાકાળ રહે તો કેવું સારૂં!"

"જ્યાં સુધી પરમાત્મા સાનુકૂળ હશે ત્યાં સુધી તો જરૂર રહેવાનો."

"સાનુકૂળ ક્યાં સુધી રહેશે?"

"આપણાં હૃદયમાં પ્રેમ હશે ત્યાં સુધી."

"પ્રેમ એ શું?"

"વાહ! વાહ! નાના ગગલા હશો! એક બીજાને

વ્હાલું તે !"

"વ્હાલું ! એ હજી તમોને યાદ છે ?"

"અસૂ ! આજે તમો હદ ઓળંગો છો હો !"

"ના' નાં. એવું કશુંએ ન લાવતાં. દીદી તમોને સાચી વાત કહી દઉં ? નાં, નાં, નહિંજ કહું ?"

"કહોને ! સાચી વાતમાં શેનો ખાર ?"

"હું તમને વ્હાલું .."

"અસૂ આ શું બોલો છો ? સરત્ જેવી સુલક્ષણા સ્ત્રીનો વિશ્વાસ ભંગ કરવાનો વિચાર તમારા મનમાં કેમ ઉદ્ભવ્યો ?"

"જે હતું તે મેં કહ્યું." આટલું કહી અસૂ દીદી તરફ ગયો. દીદીનો હાથ પકડ્યો. દીદીથી કશુંએ ન થયું, કારણ દીદી તે અગાઉની દીદી ન હતી. અસૂની વિદ્વતાએ એના ઉપર જીત મેળવી હતી. સરત્‌ની એને અદેખાઇ આવતી હતી પણ સ્ત્રી જાત કેવી છડી હોય છે તેનો વાંચકને અહીં ખ્યાલ આવશે. જ્યારથી દીદીએ અસૂને જોયો હતો ત્યારથી અસૂને પોતાનો કેમ કરવો એજ વિચાર કરતી હતી તેવામાં આ અમૂલ્ય અવસર મળી ગયો. બિચારી દીદી માટે પ્રાણ પાથરનાર સરત્‌ને શું ખબર પડે કે મારા નશીબનું ચક્કર ફેરવનાર દીદી જ છે ! સરત્ તો ખાટલામાં સુતી હતી. છોકરો રડતો હતો. સરતે બેએક બુમ પાડી પણ ઉપલી વાતચીતમાં કોણ સાંભળે ? સરત્ આસ્તેથી દિવાનખાનામાં આવવા ઉઠી. બારણાં આગળ આવી તો શું જોયું !

અસૂ દીદીને ચુંબનથી વધાવતો હતો. દીદીના હાથ અસૂના ગળામાં હતા. સરતને ચક્કર આવ્યા પણ શરીર સંભાળી પાછી આવી સુઇ ગઇ...દીદી પણ અસૂના બાહુપાસમાંથી છુટી પાછી આવી. સરતના બાળકની માવજત કરવા લાગી.

(૫)

સરત ન્હાઇ ધોઇ પરવારી. અસૂ એને વારંવાર પીયર જવાનું કહેતો, અને છેવટ તે પીયર ગઇ. દીદીએ પણ સરતના જવા પછી અસૂને ત્યાં જવાનું માંડી વાળ્યું. દીદીની ભૂલ. જરાક જેટલી એકજ ભૂલ એને સાલતી હતી

સરત પીયર આવી. તેના આત્માને બહુજ દુઃખ થતું હતું. એ વારંવાર એણે જોયેલું દૃશ્ય ભુલવા પ્રયત્ન કરતી પણ કેમે કરી ભુલાય નહિં. એને તો દીદી પર એટલો ક્રોધ આવતો કે ન પુછો વાત. પણ પોતાનો પ્રાણ અસૂ એનાથી રાજી છે એ વિચાર આવતાં થતા દુઃખના ઘુંટડા ગળી જતી.

એણે એક દિવસ દીદીને પત્ર લખ્યો.

વ્હાલી દીદી

મારા બે કાગળો તને મળ્યા હશે. દીદી હું ત્રણ દિવસથી તારા પત્રની રાહ જોઉં છું જ્યાં નીરાશા વીના કંઇ નજરે પડતું નથી. ઓ દીદી ! તું શું મને માફી નહિંજ આપે ! એટલી ઉદારતા તું નહિં બતાવે ? ઓ દીદી ! આટલી બધી દૂર ન થા, મને બહુ ના રીબાવ. અરેરે ! પણ તું શું કરે. મારાં કર્યાં હું ભોગવું છું. ઓ દીદી તને કરગરીને કહું છું કે એક ગુન્હો માફ કર. મને ના રીબાવ. હું મરું છું. હવે નથી લાંબો વખત ટકવાની શકિત. શરીરની તંદુરસ્તી તો દીવસે દીવસે બગડતી જાય છે તેમાં વળી માનસિક સ્થિતિની તો વાત શી કહું ? મને કયાંઇએ ચેન પડતું નથી. ઝંખું છું. ફકત એક તારો પ્રેમ અને પત્ર. અને જાણવા ઇચ્છું છું કે તારા હૃદયે મને માફી આપી કે નહીં. દીદી ! હું તારો, સ્નેહ માગવાને તો નાલાયક છું. તોપણ તારી દયાને લાયક પણ હું નથી ? દયા કર. ઓ દીદી ! તું દુઃખીને વધારે દુઃખી ન કર. બહુ ના રીબાવ મારી એટલી અજ્ઞાનતાને માટે મને માફી આપ. હું બળું છું. ઓ દીદી ! હુ મરતીને બચાવવી તારા હાથમાં છે. દીદી તું સુરતમાં કયાં સુધી રહેવાની.. જવાનો વિચાર કયારે છે ? વગેરે નહિ લખી જણાવે ? તારો પત્ર આવેથી આવવાનો વિચાર કરું. અને તું ત્યાં હોતો ત્યાં આવી તારી માફી માંગું. મને નથી વિચાર થતો મારી જીંદગીનો કે નથી વિચાર થતો સુરત જવાનો. તું કહે દીદી તું કહે. હું તને પગે પડીને કહું છું કે કંઇક દયા લાવ. મારું બાળક તારે હવાલે છે.

લી॰ તારા ચરણમાં પડી ક્ષમા માગતી એક
અપરાધીની અજ્ઞાન, એક વખતની
તારી સરતના પ્રણામ.

વંચક ! દીદી પર સરતે પત્ર લખ્યો. દીદી અસૂને ત્યાં ન જતી પરંતુ એ સંયમ ઝાઝો વખત ન રહેતાં અસૂ અને દીદી બંન્ને એક બન્યાં. અને સરત પીયરમાં પડી રહી. ત્યારે દુઃખી જીગરે સરતે દીદીને પત્ર લખ્યો. અને બીજો પત્ર તેજ દહાડે પોતાના વ્હાલા પ્રાણ અસૂને લખ્યો.

વ્હાલા અસૂ મારા પ્રાણ !

મારું હૃદય બહુજ મુંઝાય છે. હું શું કરું ! અમુ ! મારી માનસિક સ્થીતિ દુઃખીમાં દુઃખી માણસો કરતાંએ બુરી છે. મારી દયા અત્યારે કોઇને આવે તેમ નથી કેમકે બધાં મારી શારિરીક સ્થીતિ જોઇને દુઃખી થાય છે પણ માનસિક સ્થીતિ જાણનાર માત્ર તમો એક છો. અને તમેય પણ જ્યારે આટલા બધા નિષ્ઠુર મારી પ્રત્યે થયા છો તો પછી દુનીઆમાં એવું કોણ છે કે જેને મારી દયા આવે. અસુ ! હું તો હવે મોતની શિક્ષાને લાયક છું. નથી ખમાતી એ તીરસ્કાર ભરી દૃષ્ટિ-નથી ખમાતો અસુ તમારો રોષ. અસુ, મારા જીવનમાં મેં હાથે કરી ઝેર ભેળવ્યું છે. ઓ પ્રાણ ! આટ આટલો વિશ્વાસ રાખનારાને પણ એક ક્ષણે ઘડીભર તમારો વિશ્વાસ ઉડી ગયો. મને લાગે છે કે આ મારો અસુ ન હોય. મારા હાથે જ કુહાડી મેં મારા પગ ઉપર મારી છે. અસુ, હવે હું ઘણી પસ્તાઉં છું. પણ શો ઉપાય ! એક તરફથી મારું હૃદય ડંખે છે ત્યારે બીજી તરફથી તમારો તીરસ્કાર મને બાળીને ખાખ કરી નાખે છે. અસુ, જે નેત્રોની આસપાસ

ચકોરીની પેઠે નાચતી, કુદતી, મ્હાલતી અસુ, તેજ નેત્રો તેજ દ્રષ્ટિ મને તિરસ્કારથી બાળી મુકે છે. અસુ, સંસારથી દાઝેલી હોઉં તો તમારી પાસે આશ્વાસન લઉં! પણ તમારાથી બળતી હોઉં ત્યાં આશ્વાસન ક્યાં લઉં! મારા માટે મરવા સીવાય બીજો રસ્તો નથી. અસુ, બતાવજો જેટલી નિર્દયતા જેટલો તિરસ્કાર હોય તેટલો એકી સામટો બતાવી દેજો એટલે વહેલો આરો આવે મારી જીંદગીનો. અસુ, મારા સ્નેહની કિંમત ન કરતાં તેના સ્નેહને માટે વખરિ આકર્ષાયા છો. આટલી જ મારી ઇર્ષા. બસ એજ ઇર્ષાએ મારા આ હાલ! હું સ્ત્રી જાત છું મને ઇર્ષા કેમ ન આવે તેનો ખ્યાલ મારી આંખે જોઈ વિચાર કરજો અસુ.

મારા પર દયા નહિં જ કરો? મને ના રીબાવો, આમ કરતાં પહેલાં તમારા હાથે જ મને મારી નાખવી હતી.

આ મારો છેલ્લો પત્ર માનજો. આ સાથે તમારી દીદીપર પણ જુદો પત્ર લખ્યો છે. બાળકની સંભાળ તેને સોંપજો.

લી. રતી કકળતી, દુઃખીમાં દુઃખી થઇ ગએલી ક્ષમા માગતી તમારી દીન દાસી સરતના પ્રણામ.

કાગળ પુરો કરી બંન્ને પત્રો ટપાલમાં નંખાવ્યા અને સરતે ઝેર પી આપઘાત કર્યો.

* * *

અસુ અને દીદી સુરત છોડી મુંબાઈ આવ્યાં અને પુનર્લગ્ન કર્યો. સરતનું બાળક દીદીને સોંપાયું. વાંચક આમાં કોણ ગુન્હેગાર?

સંપૂર્ણ.

# ચેતવણી.

અમારા જાણવામાં આવ્યું છે કે 'મોજ મજાહ' કાર્યાલય સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ નહિ હોવા છતાં અમુક માણસો મોજ મજાહના નામે અમારા એજન્ટો કે લાગતા વળગતા પાસેથી નાણાં ઉઘરાવે છે.

આથી અમો અમારા એજન્ટો અને કદરદાન જાહેર ખબર આપનારાઓને ચેતવણી આપવાની જરૂર જોઇએ છીએ કે, અમારી ઓફીસના માણસ વગર કે 'મોજ મજાહ'ના માલેકની સહી વગર કોઇએ તેવા શખ્સોને નાણાં આપવાં નહિ અને જો આપશે તો તેના જોખમદાર અમો નથી.

આ તકે અમો જણાવવાની રજા લઇએ છીએ કે, મોજ મજાહ પત્ર અને કાર્યાલયમાં તેના એકના એક માલેક સિવાય, બીજા કોઇનો લાગભાગ કે લાગતું વળગતું નથી.

મેનેજર મોજ મજાહ




(એકાંકી નાટક)

લેખક—મા. મધુકાન્ત

પાત્રો

રામદાસ—રતનગરના એક ધનાઢ્ય વણીક શેઠીઆ.
મગનલાલ—શેઠના ગોર. એક મેરેજ કંપનીના એજન્ટ.
વલ્લભરામ—ચોકી શેરીમાં વસતો એક કંજુસ વણીક.
ચંચળ—વલ્લભરામની સ્ત્રી.
શાન્તા—વલ્લભરામ અને ચંચળની પુત્રી. પાછળથી રામદાસની ચોથી વારની પત્નિ.
શ્યામલાલ—રામદાસ શેઠનો નિમકહરામ મુનિમ શાન્તાનો પ્રેમી.
દલીચંદ અને ખોડીદાસ—પંચના પટેલો.
આ ઉપરાંત પોલીસ, ડીરેકટીવ, 'માતનું મહાજન' લોકો, વગેરે વગેરે.

(રામદાસ શેઠને બે પત્નિઓ હોવા છતાં સંતાન સુખ પ્રાપ્ત નહોતું થયું. ચાલીસ વર્ષની વયે ત્રીજી વારના લગ્નથી એક પુત્ર થયો. પરંતુ દુર્ભાગ્યે ત્રણે પત્નિ રોગગ્રસ્ત થઈ બે વર્ષમાંજ મૃત્યુને આધીન થઇ. શેઠ સ્ત્રીચિંતાથી બેરાય બેસતા હતા.

ઉંઘતા ને જાગતાં, ખાતા ને પીતાં, પેઢી પર બેસી આડતીઆ સાથે વાતચીત કરતાં પણ શેઠને નવી લાવવાની ધુમ મચી રહી. રાત્રે પણ સમાધિમાં બેસી તેની લટકાળી ચાલ, તેની સુંદર મુખાકૃતિ, તેનો કોમળ જેવો ટહુકો, વગેરેના જ ધ્યાન ધરતા. બસ દીન રાત એજ વિચાર ને એજ શોકર કર્યા કરતા કે ઘરમાં નવી સ્ત્રી કેવી રીતે લાવવી.

અચાનક તેમને મગન ગોર યાદ આવે છે. તેમને તેડવા મોકલે છે. શેઠના બતાવ્યાથી શ્રી ખાડીઆ મેરેજ કંપની લી. ના એજન્ટ શ્રી. મગનલાલ પુરોહિત આવે છે.

રામદાસ—(હુકો ગગડાવતા) પધારો પધારો મહારાજ. આજ ઘણે દહાડે દર્શન થયાં.

મગનલાલ—જુવોને શેઠ. બ્રાહ્મણ વાંઢાઓની સંખ્યા વધી પડીછ તેમના લાભાર્થે અમે એક મેરેજ કંપની સ્ટાર્ટ કરી છે તેનું કામ હમણાં હમણાં મોકુ ચાલે છે એટલે આપનાં દર્શન આવી નહોતું શકાયું. ક્ષમા કરજો શેઠ.

રામદાસ—વાહ ઠીકને હવે જુવોને કાંઇ નાત બાત નાતના કરતા તો નથી?

મગનલાલ—(શેઠનો હાથ જોઇને) નારેના. આપના બધા ગ્રહો તેજ છે. શું કાંઈ ધંધો બંધો ખોળવો છો કે!

રામદાસ—પુરોહિત મહારાજ. મારી એક જ ચિંતા જો દૂર કરી દો તો તમારે ઘરે 'લીલા લ્હેર' કરાવી દઉં સમજ્યા કે!

મગનલાલ—હા પણ તે કેવી રીતે!

રામદાસ—(ધીમેથી કાનમાં) કંઇક લગ્ન બગ્નની ગોઠવણ બીજું શું.

મગનલાલ—હા, હા, સમજ્યો. પણ...આ ઉમરે...

રામદાસ—(હુક્કાનો જોરથી દમ લેતા) તો શું યુવાનોને આ બાબતમાં છૂટ ને બુઢ્ઢાઓને નહિ? આ કોના ઘરનો ન્યાય! જો ખબર! મારા જેવા બુઢ્ઢાને કોઈ દીકરી નહિ દે તો પછી આપણી પાસે રોકડા તો છેને પછી શી હરકત છે? કહેવત છે કે "હો અગર રોકડા, તો બ્યાહે બુઢ્ઢા ડોકરા."

મગનલાલ—શાબાશ શેઠ શાબાશ. તો કહો આપ કેટલા નાણાં ખર્ચવાની હામ બીડો છો?

રામદાસ—કાંઇ નહિ તો વીસ હજાર તો ખરાજ.

મગનલાલ—(મનમાં ઠીક લાગ આવ્યો છે ક્યાં ફરી ફરી આવો શિકાર મળવાનો છે;) ઠીક તો આજથી હું આ કાર્ય માટે બીડું ઝડપું છું.

રામદાસ—અને જો આ કાર્યમાં આપને યશ મળ્યો તો બસ...

## પ્રવેશ ૨ જો

### સ્થળ-વલ્લભરામનું મકાન

વલ્લભરામ—હત તારી આ જીંદગીની એસીતેસી. જ્યારે જુવો ત્યારે બસ આફત આફત ને આફતજ ઘેરીને પડેલી હોય. એક બાજુ હાળ આગાના તો સાંસા ત્યાં બીજી બાજુ આ જુવાન ઘોડા જેવી છોકરીની ચિંતા.

ચંચળ—મારું કહ્યું માનો તો શાન્તાનો વિવાહ ક્યારનો પહેલાં કર્યો હતો ત્યારજ કરી દેવો.

વલ્લભરામ—ખબરદાર જો ફરીથી આવી વાત બોલી તો ગરીબને છોકરી આપી ઉલ્ટી કંગાલીયત વહોરી લેવી છે કેમ?

ચંચળ—તમારી વાત તો મતલબનો સાગર પુરો કરવાની છે. તમારે તો પાંચ હજારનો દલ્લો જોઇએ છે દલ્લો પણ ખબર છે—

> રહે ન કૌડી પાસકી, જો કાયે ત્યાં લાગ,
> લાખોકા ધન પાસકે, મરે ન કફન પાય.

(પુરોહિત મગનલાલ પ્રવેશ કરે છે-જય જય જજમાનની)

વલ્લભરામ—પધારો પધારો જોશી મહારાજ. કહો આજ ક્યાંથી આપનાં પૂનિત પગલાં થયાં?

મગનલાલ—કંઇક માલ મલ આપટવા ઇચ્છા—

(રસ્તેજ વલ્લભરામ બોલી ઉઠે છે)

વલ્લભરામ—જોશી મહારાજ, અમર કાંઇ દખણા બખણાની આશાથી આવ્યા હો તો તો હું ઉ... (એમ કહી બારણાનો રસ્તો બતાવે છે)

મગનલાલ—અરરર—આમ કોઇ અતિથિને તિરસ્કારવો એ આપના જેવા સદ્‌ગૃહસ્થને છાજતું નથી.

વલ્લભરામ—(ચિડાઇને) તો શું અહિં કોઈ પુંજી બુંજી દાટી છે અતિથિના બાપની!

મગનલાલ—જો મારા આગમનથી આપને કાંઈ નુકશાન થતું હોય આ તો ચાલ્યો—(એમ કહી બારણા બહાર જઇ જોડા પહેરે છે.)

વલ્લભરામ—(મનમાં કાંઇક વિચાર આવતા) અરે મહારાજ ઉભા રહો, ઉભા રહો, કાંઇક બીજા કાર્ય માટે આવ્યા હો તો આપણી ના નથી સમજ્યાને પણ જુવો કંઇક લાભ આપણને પણ હવે જોઇએ.

મગનલાલ—જુવો શેઠ. એક કામ છે તેમાં તમારું ને મારું બન્નેનું સરે તેમ છે.

વલ્લભરામ—પણ છે શું તે કહોને?

મગનલાલ—જુવો. રત્નનગરીના રામદાસ શેઠનાં વિવાહનું નાળીએર. થાય છે ઇચ્છા આપની દીકરી દેવાની?

વલ્લભરામ—કાંઇ ખાટીએ તેમ હોય તો વળી જોઇએ.

મગનલાલ—જુવો શેઠ રોકડા મુંબઇગરા ત્રણ હજાર મળશે. થાય છે ઇચ્છા?

વલ્લભરામ—નહિ ભાઈ આપણને તો પાંચ હજારમાં એક દમડીએ ઓછી લેવાનો મોખ નથી. કબુલ હોય તો લાવો નાળીએરને ચાંદલો કરી દઉં.

મગનલાલ—ઠીક મારા લાખ પાંચ હજાર તો પાંચ હજાર હવે તો કાંઈ વાંધો નથીને?

વલ્લભરામ—અરે...પણ શેઠની ઉમર કેટલી હશે વારુ કાંઈ બહુ ઘરડા તો નથીને?

મગનલાલ—હવે વળી જ્યાં સોદો પાકો થવા આવેલ છે ત્યાં વળી ઉંમર ઉંમર શું કરો છો. તમે તમારે કાયજ લઇને બેસોને ઘરમાં.

(શાન્તા નિશાળેથી હમણાંજ આવી છે. અંદર કાંઈ વાત ચીત થતી સાંભળી બારણા પાછળ સંતાઇને બધી વાત સાંભળે છે. સમજે છે કે આ બધો મામલો પોતાના ઉપર છે. એકદમ દોડી પ્રવેશ કરે છે.)

શાન્તા—અરે પિતાજી પિતાજી. આ શું કરવા બેઠા છો. આ તમારી ફુલ જેવી કુમળી બાળકીને વેચીને તેની હાય વ્હોરી તમે સુખી નહિ થાવ. શીદને મારો ભવ બગાડો છો કાંઇક તો વિચાર કરો?

વલ્લભરામ—"અબ પસ્તાએ ક્યા હોત હૈ જબ ચિડીયાં ચુગ ગઇ ખેત" હવે તો સોદો પાકો થઇ ચુક્યો છે.

શાન્તા—આ એક ચલે છે સુન્દર રોજગાર—કન્યાને વેચીને ખાવાનો.

વલ્લભરામ—બેશ બેશ હવે. બહુ રોદણાં થયાં મા. મોટેરાંઓ આગળ નફટ રીતે બોલતાં લાજ નથી આવતી ? ચ.લે। મગનલાલ કપડાં ઉતારો ભોજન કરી લઈએ.

## પ્રવેશ ૩ જો.

### રામદાસનું શયનગૃહ

રામદાસ—(ઉંઘરેટ ખાતાં ખાતાં) શું મીઠી નિદ્રા આવે છે. અરે, હજુ તો નવજ વાગ્યા છે. લાવ જરા બે ઘડી અગાસીમાં દીલ બહેલાવીએ. આવજો દીલદાર (એમ કહી શાન્તાનો હાથ પકડી અગાસીમાં ખેંચી જાય છે ત્યાં પડેલા સોફા પર બેસે છે)

શાન્તા—વાહરે વાહ. બાપ મને દીલદાર વ્હાલી વગેરે કહી કેમ સંબોધો છો હું તો તમારી દીકરીથીએ નાની છું.

રામદાસ—પ્રિયા, આટલો બધો રોષ શાને. શું ખાવાપીવા ઐશઆરામમાં કાંઈ કમી છે ?

શાન્તા—તમારો ઐશઆરામ અને ખાવુંપીવું બધું ય જાય ચુલામાં. જો આ પુરૂષનું કજોડું હોય તો એ સઘળા ઐશઆરામ પણ ઝેર જેવા લાગે છે.

રામદાસ—વ્હાલી મેં ગઈ કાલથી પેલા નારાયણશંકર વૈદ્ય ખરાને તેમની પાસેથી મદનમસ્ત ચુર્ણ લેવા માંડ્યું છે. એટલે હવે.........

શાન્તા—તમારી આટલી જીંદગી ગઈ તોયે સંતોષ થયો નથી, તે આવા બુઢાપાયે તમને જુવાનીનો મોહ થયો છે. વિવાહ કરતી વખતે અક્કલ કયાં ગઈ હતી. શું યુવાની એળે ગઈ તી ? ઘરમાં પુત્ર, પુત્રવધુ વગેરે હોવા છતાં પણ આ વરસે પરણવાના કેડ શો કળિયુગ છે.

રામદાસ—હા હા. જાણીએ છીએ તારી છીછરી આજ કાલ બહુ વધી ગઇ છે તે. જયાં સુધી બોલતી નથી ત્યાં સુધી.

શાન્તા—(ક્રોધથી સોફા પરથી આકળી બેઠી થઇને) હું આ બુઢ્ઢા ખખડધજમાં મારી સોના જેવી ઉંઘ બગાડવા નથી માગતી (એમ કહી શાન્તા બીજા ઓરડામાં ચાલી જાય છે)

રામદાસ—(ઓહો) હે પ્રભો. બુઢાપાના આ ફજેતા તો જો. વાળ ધોળા પુણી જેવા હતા તે કલપ લગાડી કાળા કર્યા. દાંત પણ ડો. ક્રાઇડ પાસે રૂપીઆ રોકડા ખરચી નવા બેસાડ્યા. નકે સુંદર દેખાવાને નાજુક રંગીન વાળા ચશ્મા ચડાવ્યા તોય પણ એની એજ દશા.

નિર્બળતા આગળ કાંઇ વશ નથી. હવે તો પ્રભુ જો તાકાત દે તો આવે નહિં, તો રહીમ કેરા ફંદનવાલ) અરે અશું વાતમાં ને વાતમાં આંખ ઘેરા અરી (નિદ્રા આવવાથી પલંગ પર આડો પડે છે થોડીવારમાંજ નસકોરાં સંભળાય છે.)

## પ્રવેશ ૪ થો

### મુનીમ શ્યામલાલનું ઘર

શાન્તા—અહા. શું બીચારૂં રાત્રી છે હાથને હાથ પણ માલુમ પડતો નથી. પ્રેમ એક અદભૂત ચીજ છે જયારથી એ મનહરની ચાર આંખો થઇ છે ત્યારથી મન કશું કરતું નથી. (થોડીવાર થોભીને ચારે બાજુ નજર ફેરવી વાળે છે.) પરંતુ કદાચ કોઇ જોઇ જશે તો શી દશા થશે. નહિ. બીકની કાંઈ જરૂરત નથી. મનુષ્ય શું નથી કરી શકતો. કાળા માથાનો માનવી ધારે તો કરી શકે તેમ છે. વ્હાલા શ્યામની છબી અંતરમાં રમી રહી છે. એના વિના ઘડીએ ચેન પડતું નથી. (શ્યામલાલના મકાનની પાછલી બારીએ આવી પહોંચે છે, ખાણીઆમાં ગયું મુકી પછી ધમકથી બીજું શું ? એમ કહી એક મધુર ટહુકો કર્યો. વ્હાલા શ્યામ ?

શ્યામલાલ—કોણ એ ?

શાન્તા—આપના ચરણની દાસી.

શ્યામ—(બારી ખોલીને) ઓહ ! કોણ શાન્તા ! અત્યારે અહિં આવવાનું પ્રયોજન ?

શાન્તા—બીજું શું હોય વ્હાલા, બસ પ્રેમ ભીક્ષા. હું પ્રેમની જોગણ બની છું પ્રેમમાં મસ્તાની બની છું. એમ કહી તેણે કોકિલ કંઠે ગાવા માંડ્યું.

હું મસ્તાન પ્રેમની, મને કોઇ ના છેડો...વગેરે.

શ્યામ—પરન્તુ કદાચ......આ વાતની કોઇને જાણ થઇ તો મારા તો બાર વાગશે જ તે ઉપરાંત હું દુનિયાની આંખે નિમકહરામ ઠરીશ.

શાન્તા—કોઈ પણ ન જોઇ શકે—ન જાણી શકે એવા દુર દુર સ્થાનમાં જઇ રહીએ તો પછી કંઇ હરકત છે ?

શ્યામ—શું પોતાના પતિનો છડેચોક ત્યાગ કરી પર પુરૂષ સાથે પ્રેમ કરવો એ એક આર્ય મહિલાને છાજે છે !

શાન્તા—નહિંજ. પરન્તુ જ્યારે પતિ પચાસ સાઠ વર્ષનો બુઢો હોય ને પત્નિ જ સોળ સત્તર વર્ષની નવયૌવના હોય ત્યારે આપના જેવા નવયુવાનો પતિ આદર્શ એ સ્વાભાવિક છે, કારણ કે આપત્તિ કાલે મર્યાદા નાસ્તિ !

શ્યામ—એક મ્યાનમાં બે તલવાર શી રીતે સમાય !

શાન્તા—અહિંથી પલાયન કરવામાં બધી બલા દુર થાય તેમ છે.

શ્યામ—હા પણ તે માટે તો પૈસા જોઇએ પૈસા.

શાન્તા—(તિજોરીની ચાવી શ્યામલાલના ખોળામાં ફેંકીને) લ્યો. તમારે જોઇએ તેટલું દ્રવ્ય કાઢી લ્યો. તમને કોઈ રોકટોક નહિ જરા વિલંબ ન કરો—હિંમત રહો. જતાં જતાં પ્રેમ શાન્ત દે ! જાવ [શ્યામ પાછો ફરે છે શાન્તાને બાથમાં લે છે સુંદર દ્રષ્ટિ સ્થાપે છે.]

## પ્રવેશ ૫ મો

### રામદાસ શેઠનો બંગલો-દીવાનખાનું

[શ્યામલાલ રાત્રે આવીને તીજોરીમાંથી રોકડા રૂપીઆ સિવાય બધું લઈ રસ્તે પડે છે. બીજી સવારે રામદાસ શેઠ તીજોરીમાં કેટલાક દસ્તાવેજો મુકવા ગયા ત્યાં તાળું સાફ માલમ પડ્યું...શેઠ પોક પોક રડ્યા......]

રામદાસ—હાય હાયરે રાંડે તો સત્યાનાશ વાળ્યું તીજોરીના તળીઆં સાફ રામ, રામ, રામ. હજારેકની રોકડ સિવાય રાંડે કાંઈ રહેવા દીધું નથી. બપોરના બે વાગી ગયા. હજુ મુનીમ શ્યામલાલ કેમ ના આવ્યા. જારે એ ભૈયા (ભૈયો આવે છે) જાવ જલદી જાવ મુનીમકો બુલા લાવ. ઔર કહો કે શેઠ તુમકો અભી કે અભી બુલાતે હૈ (ભૈયો શ્યામલાલને ઘેર જાવે છે પણ ઘેર ખંભાતી તાળું જોઈ પાછો ફરે છે ને ખબર આપે છે)

ભૈયો—શેઠ સાબ મુનીમ કે વહાં તો બડા ખંભાતી તાલા લગા હૈ. ઔર પડોસીયોસે પુછનેસે કોઈ પતા નહિં દેતા.

રામદાસ—હાય. હાય. એ શ્યામલાલજ શાન્તાને લઈ નાસી ગયો જણાય છે (પોલીસ ઇન્સપેકટર મી. હેનરીજીકને ટેલીફોન કરી બધી હકીકત કહે છે ને ડીટેકટીવની મદદ માગે છે તથા પોલીસની મદદ પણ માગે છે. ઇન્સપેકટર ભલા માણસ હોઈ શેઠની દયા ખાઈ જલદીથી બંદોબસ્ત કરે છે)

## પ્રવેશ ૬ ઠો

### પંચાયત ભુવન

[કેટલાક ગૃહસ્થો પંચમાં આવેલા છે. સઘળા મોટેથી વાતો કરતા માલમ પડે છે]

એક—કેમ ભાઈ, આ આપણા લોકમાં ન્યાતના રીવાજો હવે બહુ શિથિલ થઈ ગયા છે કોઈ કોઈને ગાંઠતુંજ નથી સઉ પોતાના ઘરનો રાજા થઈ બેઠો છે. અને લોકો કન્યા વિક્રય—વગેરે છડે ચોક કરીંજ જાય છે.

બીજો—બહુ થયું ભાઈ આ આપનું ભાષણ છેને તે કોઈ પરિષદ બરિષદમાં સંભળાવવા માટે રહેવા દો. આતો પંચ છે પંચ સમજ્યા. તમારૂં ડાહ્યાપણુ રહેવા દો.

ત્રીજો—હા હા. વળી ખરી વાત છે. સઉ કરે એ આપણેય કરીએ આપણાથી કાંઈ ઓછું પંચનો વિરોધ થવાય છે—!

(રામદાસ પ્રવેશ કરે છે.)

રામદાસ—(સ્વગત) કેટલાક દિવસ થયાં ડીટેકટીવોની જાંફશાનીથી શ્યામલાલ અને શાન્તા બન્ને પકડાયાં છે તો ખરાં પરંતુ શાન્તાને હવે ઘરમાં ઘાલવાથી પંચ વાંધો લે ઉલટાનો પંચ તો પૈસાદારોના હાથનું રમકડું છે. તેઓ જેમ નચાવે તેમ નાચે. તેનું ઠેકાણું શું. ઘડીમાં જાય ને ઘડીમાં આમ જો ફક્ત બે ચાર રૂપીઆ (વધારે નહિ) પંચના પટેલોને પધરાવ્યા કે તેમના મોઢાં બંધ. પછી નાતમાં કેઈ એવો નથી કે જેની તાકાત ખાતરીથી મુંહ આપી હોય કે મુકે શું કરી શકે. અને જો કદાચ કોઈ વાંધો લેશે તો કહીશું કે એ તો જરા તકરારથી રીસાઈને તીરથ કરવા ગયા હતા તે હવે આવી ગયાં છે—હા પણ—શાન્તા ગર્ભવતી છે તેનું કેમ—અરે થઈ પડશે. થવા દોને જેમ થાય તેમ. (પંચ સમક્ષ ઉભા થઈને) ભાઈઓ મારી એક નમ્ર પ્રાર્થના છે કે અમારાં ઘરવાળાં જરીક તકરાર થવાથી ડાકોરની યાત્રાએ ગયાં હતાં તે હવે પાછાં આવ્યાં છે જો કોઈને વાંધો ન હોય તો પંચની રજાથી હું મારી પત્નિને ઘરમાં લઉં.

એક આગેવાન—વાહરે વાહ. આ કાંઈ નાના કીકાને સમજાવવા આવ્યા છે કે! આપના ઘરવાળાં તો પેલા શ્યામલાલની સાથે ભાગી ગયાં હતાં ને તે તો પોલીસની મારફત પકડાયાં છે અને—પણ એમને તો શ્યામલાલનો ગર્ભ પણ...

[ન્યાતના પટેલ ખોડીદાસનું શેઠે સારી પેઠે ઘર ભર્યું હતું. એટલે તે એકદમ શેઠનો પક્ષ લઈ બોલવા લાગ્યા. ખોડીદાસ એટલે કોઈની જીગર ન હોતી કે એક અક્ષર તેમની વિરૂધ બોલી શકે. ગામના બહુ લોક તેમનાથી કાંતતાંને દૂર ભાગતા. તેમણે પેલાને એકદમ હેઠો બેસાડી દીધોને બોલ્યા.]

ખોડીદાસ—ભાઈઓ, આ વાતમાં કંઈ વજુદ નથી. મને ચોકકસ ખબર છે. હું અને શેઠાણી બન્ને સાથેજ હજુ ગઈ કાલેજ ડાકોરથી આવ્યા છીએ. અને શેઠાણીને ગર્ભ તો તે પહેલાનો છે એમ તપાસ કરતાં માલમ પડ્યું છે.

[બધું ચૂપ બની સાંભળી રહેછ અને કોઈ બોલતું નથી એટલે દલીચંદ એકદમ ઉભા થઈ બોલ્યા]

દલીચંદ—કોઈ કાંઈ બોલતું નથી એટલે સાબીત થાય છે કે સર્વ આમાં સંમત છે આથી પંચની વતી હું શેઠની વિનંતી માન્ય રાખું છું (દલીચંદ બેસી જાય છે ત્યાં શાન્તા શેઠાણી એકદમ પંચ વચ્ચે આવી બોલેછ)

શાન્તા—મારાથી તો આ ઘરડા ધુવડ સાથે નહિ રહેવાય અને તિરથ બિરથની વાત સઘળી તદન ખોટી છે.

[શેઠ દલીચંદ ને ખોડીદાસ વગેરેના મોહ કાળા પડી જાય છે) હું તો આના ત્રાસથી કંટાળી છું હવે તો પ્રભુ મને બચાવે.

રામદાસ—હાય હાય બુઢાપણમાં પરણવાનાં ફળ માઠાં છે પણ આ રાંડે તો મારૂં નાક કાપ્યું. મારી ઇજ્જત મેડીની નાંખી. ગુસ્સો તો એટલો આવે છે કે આ રાંડને જાનથી (ખીસામાંથી ચપ્પુ કાઢી શાન્તાની છાતીમાં ભોંકેછ શાન્તા ચીસ પાડી મરણ પામે છે) આખા પંચાયતના ભુવનમાં ખૂન ખૂનની બુમ ઉઠી. ધૂમ મચી રહી. જ્યાં જુવો ત્યાં શેઠે ખૂન કર્યું શેઠે ખૂન કર્યું એમ સંભળાયું પોલીસ શેઠને ગીરફતાર કરી લઈ જાય છે.

(સંપૂર્ણ.)




લખનારઃ—શા. ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

રાસમણિએ લખેલો ત્રીજો એક પત્ર નીચે પ્રમાણે હતોઃ-

"મ્હારા આરાધ્યદેવતા,"

આપના તરફથી રૂપિયા અઢીસોનો મનીઑર્ડર મળી ગયો છે તથા તેજ દિવસની પોષ્ટમાં આપનો કૃપા પત્ર પણ પ્રાપ્ત થયો છે. ચંચળના ધણી સાથે પાકું લખાણ કરાવી લીધું છે; એ માટે આપ સહજ પણ ચિંતા કરશો નહિ. આપ અમને જલદી આવવાનું લખો છો; પરંતુ અમારે ચિરકાળને માટે ઘરનો ત્યાગ કરવાનો હોવાથી જ વિલંબ થાય છે; બાકી હું તો હરેક ક્ષણે તમારો સંગસુખ પ્રાપ્ત કરવા ઇચ્છું છું. મ્હારા જેવી એક વિરહિણીની અબળાની વેદના આપ સમજી શકો તેમ નથી.

હરિ કેવો બનાવી બિમાર, મ્હને મારી હૃદયમાં મારરે. ટેક.

શૃંગાર જ ભૂલી હું મ્હારાં, ખાનપાન લાગે છે ખારાં;
અંતર વિકળ અપારરે.—હરિ૦

જોઇ જ્યારથી સુરતિ તમારી, સુધબુધ ત્યાંથી ગઇ છું હારી;
સમજું ન સાર અસારરે.—હરિ૦

ગુરૂજનનો ડર દૂર નાખ્યો, દુનિયાનો અપવાદ ન રાખ્યો;
સંગ નથી સુ વિચારરે.—હરિ૦

નિરમોં મને નથુરામ બાવરી, કોઈ મળે નહિ ભાન ઉરે ભરી;
હસે સરવ નરનારરે.—હરિ૦*

હવે ફક્ત એક જ અઠવાડીઆમાં અમે ત્યાં આવી પહોંચીશું. ચંચળ તથા મોતીને દાણાપીઠ નજીક ભાડાનું મકાન લઇ રાખવાની ઇચ્છા દર્શાવી છે એ બરાબર છે; કેમ કે, આપ જેવા મહાત્માના આવાસમાં યુવતી સુંદરીઓનો નિવાસ જોવામાં આવતાં જનસમાજ આપની તરફ શંકાશીલ દૃષ્ટિથી જુએ એવો સંભવ છે. ચંચળ અને મોતીનું સઘળું ખરચ આપ ઉપાડી લેશો એટલે તેમના રૂપનું લીલામ કરી તમે પુષ્કળ લક્ષ્મી મેળવી શકશો. બાપ કમાઇ ભોગવતા ઘણા યુવકો એ બન્ને રૂપવતીઓના રૂપ ઉપર લપટા બની દીપક ઉપર પતંગ બળી મરે એવી રીતે બળી ખાકસાર થઇ જાય તેમ છે.

અહીંથી નીકળતી વખતે અગાઉથી હું તાર કરી આપને ખબર આપીશ. હાલ એજ.

લિ૦ આપની કૃપાનુરાગિણી "રાસમણિ".

સ્વરૂપદાસ સાથે રાસમણિનો કેવો સંબંધ હતો એ આટલા પત્રો ઉપરથી પાઠકો સમજી શકે તેમ છે.

એ પત્રોના બંડલમાં રંભાએ લખેલા એક બે પત્રો હોઇ તે અત્રે ઉતારવામાં આવે છે.

"પૂજ્ય ગુરૂદેવ!"

આપ અમારે ત્યાં પધારી દશ દિવસ કથા કહી ગયા; પરંતુ તે સાથે આ એક અબળાનું ચિત્ત ચોરી ગયા. તમારી ચિત્તવેધક વાણીની છટાએ મ્હને મુગ્ધ બનાવી દીધી છે. તમારા સંગીતનો સુર હજી પણ જાણે કે મ્હારે કાને અથડાય છે. પ્રભુ! આપની ચરણ સેવા કરવા આ દાસી અધીરી બની ગઇ છે. કથા કહેતી વખતે કટાક્ષો ફેંકી તમે આ અબળાના દુર્બળ હૃદયને વીંધી નાખ્યું છે. આપની મનમોહન મૂર્તિ મ્હારા મનમાં વસી ગઇ છે.

મન વસી ગયા મુરારરે, મન વસી ગયા મુરાર;
બન્યા હરિ હૈયાના હારરે.—મન૦ ટેક.

લાલનની લગની ગઇ લાગી, મોહની ઉર મોઝાર;
રોમે રોમે વસિયા રસિયાજી, અંતરને આગારરે. મન૦

જોઉં જહાં તહાં એજ દિસે છું, આનન્દરૂપ અપાર;
અન્ય નહી અવરેખું કદી, નન્દલાલ વિના હું લગારરે મન૦

કુંડલ લોલકપોલે શોભે, બાજુ કંકણ બ્હાર;
મોર વધારણ માલ મણિની, નૂપુરના ઝણકારરે. મન૦

લોકની લાજ ધરી ક્ષણમાં, પ્રિય પ્રાણથી ધાનાં પ્યાર;
દામ વિના ઘનશ્યામ વેચાણી, તમપર હું બલિહારરે મન૦*

પ્રભુ! આવતી કાલે બપોરે બે વાગે મ્હારી ગાડી આપને લેવા આવશે. કૃપા પૂર્વક આપ મ્હારી પાસે પધારી દર્શનનો લાભ આપશો એવી આપના ચરણોમાં દાસીની નમ્ર પ્રાર્થના છે. યથાશક્તિ આપનો સત્કાર કરી કૃતાર્થ થવાની મ્હારી આકાંક્ષા છે. પરિશ્રમ માટે ક્ષમા ચાહું છું.

લિ૦ દર્શનાભિલાષી "રંભા"

સ્વરૂપદાસના પાપાચારનો અંત નહોતો એમ આટલા ઉપરથી જ વાંચકો જાણી શકશે. વળી પાપનો ઘડો ભરાય છે એટલે તે અવશ્ય ફૂટે છે. સ્વરૂપદાસ અને રાસમણિનાં પાપનો ઘડો પણ ભરાઇ ગયેલો હોવાથી તેઓ પોલિસની આંખોમાં ધૂળ નાખી છટકી શક્યાં નહિ. ગણપતરાવે પ્રથમથી જ સમય સૂચકતા વાપરી કેટલાક કોન્સ્ટેબલોને મંદિરના કમ્પાઉંડની આસપાસ પહેરા ઉપર રાખ્યા હતા. સ્વરૂપદાસ તથા રાસમણિને એ પહેરેગીરોએ ગિરફતાર કરી ગણપતરાવ પાસે હાજર કર્યાં. ગણપતરાવની આજ્ઞાથી નૂર મહમ્મદે તેમના બન્નેના હાથમાં હાથકડી પહેરાવી દીધી.

* રાગ ધન્યાશ્રી—ત્રિતાલ

* રાગ કાલિંગડો—તાલ દાદરો.

બીજે દિવસે બન્ને પાપીઓને પોલિસે મેજીસ્ટ્રેટ પાસે ખડાં કર્યાં. સ્વરૂપદાસ અને રાસમણિએ જામીન ઉપર છૂટાં થવાની અરજ કરી; પરંતુ મેજીસ્ટ્રેટે તેમની અરજી નામંજૂર કરી.

૨૯

મદનચંદ્ર બીજે દિવસે બે હજાર પાઉંડની રકમ આપવાનું કહી મિસિસ વોટસન અને એલિસ પાસેથી વિદાય થઇ હોટલમાં ચાલ્યો ગયો હતો, પરંતુ બે હજાર પાઉંડની રકમ આપવાનું તેનાથી કોઇ પણ રીતે બની શકે તેમ નહોતું. તેણે મિસિસ વોટસનને ત્યાં જવાનું છોડી દીધું. બીજી તરફથી મિસિસ વોટસન કાંઇ કાચી નહોતી. તેના જેવી ધુર્ત તેમજ પ્રપંચી રમણીની જાળમાં સપડાયા પછી સહિસલામત છટકી જવાનું કાર્ય મદનચંદ્ર માટે અશક્ય હતું. બીજે દિવસે મદનચંદ્ર તરફથી બે હજાર પાઉંડની રકમ મળી નહિ એટલે મિસિસ વોટસનનો સંદેહ પ્રબળ થઇ ગયો. અગમચેતી વાપરી તેણે પ્રથમથીજ મદનચંદ્ર જાણી શકે નહિ એવી રીતે છુપા કેમેરાથી મદનચંદ્રનો ફોટો પાડી લીધો હતો. એ ફોટાના દેખાવમાં મદનચંદ્ર એલિસ સાથે પ્યાર કરતો હતો. તેના ઓષ્ઠનું એલિસના ઓષ્ઠ સાથે સંમિલન થયું હતું. એ ફોટોજ મદનચંદ્ર ઉપર આરોપ પૂરવાર કરવા માટે સબળ હથિયાર કિંવા પ્રમાણ રૂપ હતો.

સંપૂર્ણ ચોકસાઇ કર્યા સિવાય ઉતાવળું પગલું ભરવા જેવો મિસિસ વોટસનનો સ્વભાવ નહોતો. મદનચંદ્રનો વાયદો વીતી ગયા પછી બે દિવસે તે જે હોસ્પિટલમાં રંભા હતી તે હોસ્પિટલમાં ગઇ. રંભાને પૂછપરછ કરવામાં આવતાં તેણે પોતાને મદનચંદ્રની સ્ત્રી તરીકે ઓળખાવી. એ વખતે મદનચંદ્રે પોતાની સમક્ષ જે અસત્ય ખુલાસો કર્યો હતો તે મિસિસ વોટસને રંભાને કહી સંભળાવ્યો તે સાથે પોતાની પુત્રીને પ્યારમાં ફસાવી ત્યજી દીધાની વાત કહેતાં પણ મિસિસ વોટસન ચૂકી નહિ.

એવફા આશકનું એ પાપપૂર્ણ કપટ કારસ્થાન જાણવામાં આવતાં રંભાના ક્રોધનો પાર રહ્યો નહિ. આમ છતાં વખત વિચારી તેને પોતાનો ક્રોધ દબાવી રાખવો પડ્યો; એ વખતે સઘળી ખરી હકીકત ખુલ્લી કરવાથી પોતાની આબરૂ બગડશે એવા ભયથી રંભાએ મિસિસ વોટસનને કહ્યું; "બાનુ ! કર્મ ધર્મ સંયોગે તમે જ્યારે ખરી વાત જાણી શક્યાં છો ત્યારે પછી હું એ વાતનો અસ્વીકાર કરવા ઇચ્છતી નથી. મદનચંદ્ર મ્હારા ભાઇ થતા હોઇ તેમણે તમારી આગળ જે વાત કરી છે તે તદન ખરી છે. તેઓ હજી કુંવારા છે. કુંવારી જીંદગી ગુજારતાં જુવાન સ્ત્રી પુરૂષ પરસ્પર સહવાસમાં આવતાં તેમના અંતરમાં આકર્ષણ ઉપજે એ સર્વથા સ્વભાવિક છે. વળી તમારાં પુત્રી જો રાજી ખુશીથી મદનચંદ્ર ઉપર પ્યાર કરવા લાગ્યાં હોય તો તેમાં મદનચંદ્રનો શો અપરાધ છે એ હું સમજી શકતી નથી."

"એક સરળ સ્વભાવની કુમારિકાને મીઠી મીઠી આશાઓ આપી, તેની સાથે લગ્ન કરવાનું વચન આપી તેનો ત્યાગ કરવો એ ગુન્હો કરવા જેવું નથી?" મિસિસ વોટસને પ્રશ્ન કર્યો.

વાત આટલી હદ સુધી જઇ પહોંચી હશે એમ રંભા ધારતી નહોતી. મદનચંદ્રને મુખે સઘળી હકીકત જાણ્યા પૂર્વે વિશેષ વાતચિત કરવાનું સલામતી ભરેલું નહિ લાગવાથી તે કાંઇ બોલી નહિ. મિસિસ વૉટ્સનને વિદાય કરી દેવાના ઉદ્દેશથી તેણે કહ્યું, "બાનુ ! તમે ધીરજ રાખો."

"હું કેવી રીતે ધીરજ રાખું ? જૂઠાં માણસોનો વિશ્વાસ શો ? બીજે જ દિવસે બે હજાર પાઉંડ પહોંચાડવાનું કહી ત્રણ દિવસથી તેમણે મ્હોં બતાવ્યું નથી. જો ચોવીસ કલાકમાં એ રકમ મ્હને નહિ મળે તો લાચારીથી મ્હારે તમારી સહુની આબરૂ ઉપર હાથ નાખવો પડશે." મિસિસ વૉટ્સને ચોખ્ખી વાત સંભળાવી દીધી. પછી તે ઉત્તરની રાહ જોયા સિવાય ક્રોધમાંને ક્રોધમાં ત્યાંથી ચાલી ગઇ.

અડધાએક કલાક પછી મદનચંદ્ર રંભાને મળવા હોસ્પિટલમાં આવ્યો. રંભાનો ધુંધવાઇ રહેલો ક્રોધાગ્નિ પૂર્ણ વેગથી સળગી ઉઠ્યો. કયા શબ્દોમાં બેવફા આશકને ઠપકો આપવો એ વિચારી શકી નહિ. એનું ક્રોધથી લાલચોળ બનેલું મુખ જોઇ મદનચંદ્ર પણ ચુપ જ રહ્યો. પાંચેક મિનીટ પછી રંભાએ ઉત્તેજિત કંઠે કહ્યું, "તમારા જેવા મૂર્ખ માણસો જગતમાં ઘણા થોડા હશે. અહીં આવી તમે મ્હારા શુભેચ્છક નહિ પરંતુ શત્રુની ગરજ સારી છે. તમારી બેવફાઇ જો પ્રથમથી મ્હારા જાણવામાં આવી હોત તો હું જીવનમાં તમારી છાયાને પણ સ્પર્શ કરત નહિ. એક સફેદ બગલીને જોઇ તેના મોહમાં ફસાઇ તમે તમારી અને મારી આબરૂની પાયમાલી કરવા માંડી છે. જાઓ, મ્હારૂં લાગ્યું હું ફોડી લઇશ. તમે તમારા કર્મનું ફળ ભોગવો."

આ વાક્યોનો મદનચંદ્ર કાંઇ ઉત્તર આપી શક્યો નહિ. થોડો સમય વીતી ગયા પછી તેણે કહ્યું, "મ્હારી ભૂલ થઇ છે એ હું કબૂલ કરૂં છું; છતાં તમે આબરૂ બગડવાની જે બ્હીક રાખો છો એ ખોટી છે. મિસિસ વૉટ્સને તમારી મુલાકાત લઇ તમને સઘળી હકીકત કહી હોય એમ લાગે છે. એની છોકરીને ફસાવવાનો મ્હારા ઉપર ગુન્હો સાબિત થાય એવું એક પણ પ્રમાણ એની પાસે નથી. વળી હવેથી મ્હારે હાથે એવી ભૂલ નહિ જ થાય."

"તમારા આ પરાક્રમનો સંપૂર્ણ ઇતિહાસ હું જાણતી નથી; છતાં એટલું યાદ રાખજો કે, તમારા આ ભયંકર અપરાધ તરફ હું કોઇ પણ રીતે ક્ષમાની દ્રષ્ટિથી જોઇ શકું તેમ નથી. મનુષ્યનું જ્યારે કાંઇ અનિષ્ટ થનાર હોય છે ત્યારે તેનો અંતરાત્મા અગાઉથી જ તેને એવી સૂચના કરે છે. મ્હને પણ હવે એમ લાગે છે કે, તમારૂં અને મ્હારૂં અનિષ્ટ વિના વિલંબે થશે. જાઓ, હું હવે ક્ષણ કાળ માટે પણ તમારો સહવાસ ઇચ્છતી નથી. હું અજ્ઞાની હોવાથી જ આજ સુધી તમારી સાથે

વિનાશને માર્ગે આગળ વધી છું. હવે હું મ્હારાં ભયંકર કર્મ ફળને જોઇ રહું છું. તમને દેશમાં જવા માટે મ્હારી પાસેથી કેવળ ભાડા જેટલી રકમ મળી શકશે. હું ઇંદિરાની સાથે મ્હારી મરજી થશે ત્યારે દેશમાં પાછી ફરીશ." રંભાએ ક્રોધની ઉત્તેજનાથી મદનચંદ્રને ટીનપાટ આપ્યું.

(અપૂર્ણ.)





## મોજ--મજાહનો મુરબ્બો

લખનારઃ—રા. નમેરા

શિક્ષક—ચીમન! ચિકાગો ક્યાં આવ્યું?

ચીમન—અમેરિકામાં.

શિક્ષક—અમેરિકા બતાવ (નકશામાં અમેરિકા બતાવે છે.)

શિક્ષક—મગન! બોલ અમેરિકા કોણે શોધ્યો?

મગન—ચીમને સાહેબ!

* * *

શું તમે કંઇક શરત મારશો?

હા, જરૂર શરત મારીશ.

શેની શરત મારશો?

"તમારી પાસે જે જે છે તે બધાંની હું શરત મારીશ."

* * *

મિત્ર—મોહન! તમને ખબર છે કે, ચાથી ઘણો ઘેર ફાયદો થાય છે.

મોહન—હા, મને ખબર છે કે ચાથી ઘણો ઘેર ફાયદો થાય છે.

મિત્ર—ત્યારે તમે શા માટે ચ્હા પીઓ છો?

મોહન—હજુ સમજ્યા નહિ ચ્હા પીવાથી ખોરાક ઓછો ખવાય છે અને તેથી ઘેર ફાયદો થાય જને!

* * *

શિક્ષક—ધીરૂ! વેરાવળ ક્યાં આવ્યું?

ધીરૂ—પ્રભાસ પાટણ પાસે.

શિક્ષક—પ્રભાસ પાટણ ક્યાં આવ્યું?

ધીરૂ—વેરાવળ પાસે.

શિક્ષક—બન્ને ક્યાં આવ્યાં?

ધીરૂ—પાસે પાસે.

* * *

પૃથ્વી ફરે છે, તો ઘર, ઝાડ, લોકો, કેમ ગબડી પડતાં નથી?
પણ તમેજ કહોને, કે ગબડીને ક્યાં પડે!

* * *

માસ્તર—અલ્યા દુલભ! "મારો ભાઇ ગાયને ખવરાવે છે" આ વાક્યને અંગ્રેજીમાં ગોઠવ?

દુલભ—સાહેબ, મારો ભાઇ ગાયને ખવરાવતોજ નથી તો તમે જુઠું બોલો છો!

\+ \+ \+

મિત્ર—કેમ હમણાં હજામનો દુકાળ પડ્યો કે શું?

અમીદાસ—નારે ભાઇ એ તો હમણાં વરસાદ થયો ને તેથી.

મિત્ર—તેમાં વાળને શું છે?

અમીદાસ—જેમ વરસાદથી ખડ ઉગે, તેમ વાળ પણ ઉગેને?

* * *

છોકરો—બાપા, બાપા, આપણી કોઠીમાં ઉંદર ભરાયો?

બાપ—તેં શું કર્યું!

છોકરો—મેં તેને કોઠીમાંજ પુરી રાખ્યો, ઠીક કર્યું ને?

થોડીજ નકલો બાકી છે. માટે વહેલો તે પહેલો

આ પુસ્તકના વાંચકોને ખાસ અરધી કિમ્મતે

સુંદર ચિત્રોથી સુશોભિત, રસસાગરથી ઉછળતી

અત્યંત લોકપ્રિય નવલકથા

# પ્રમાદધનની પ્રભુતા

અથવા

## સરસ્વતીચંદ્રનો ઉપસંહાર.

બીજી આવૃત્તિ પાકું સોનેરી પુઠું, ગ્લેજ કાગળ, મ્હોટી સાઇઝ ૪૦૦ પૃષ્ટનું રસિક, બોધક વાંચન

આ નવલકથાની કિમ્મત રૂ. ૪-૮-૦ હોવા છતાં

**મોજ-મજાહની ઓફિસમાંથી રૂ. ૨-૪-૦**

ની કિમ્મતે મળશે. બ્હારગામ માટે પોષ્ટેજ જુદું.

મોજ-મજાહ કાર્યાલય

ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઇ નં. ૪

---

**અસલ વશીકરણયંત્ર** આ ચમત્કારી યંત્ર હાથે બાંધી જેની સાથે તમે વાત કરશો કે નજર મેલવશો તે વશ હોય એવું અમારો યંત્ર " મનો કામના સિધી " બુક મંગાવનારને મફત રૂ. ૩૦

ચેતો ! નકલી ચોપડીયોમાં ફસાશો નહિં

## અસલ ચીત્રોવાળું કોકશાસ્ત્ર

સ્ત્રી પુરૂષોનાં સર્વ ગુપ્ત ભેદ. ગર્ભાધાન સહવાસ નીયમ. યંત્ર-મંત્ર. શકુન સામુદ્રિક બાજી કર્ણુ ઔષધ કી. રૂા. ૧ાા.

પતો-મેનેજર "ગુજરાતી બુક ડીપો " હાથરસ સીટી

---

કહેવત છે કે—

## કરકસર એ બીજો ભાઈ છે!

ત્યારે

નવલકથાઓ, ચોપડી, ચોપાનીયા, વગેરેને માટે નવા ચિત્રોના બ્લોક બનાવી ખર્ચમાં ઉતારવાનું શા માટે પસંદ કરો છો! એક વખત અમારી મુલાકાત લ્યો. ગુજરાતના નામીચા ચિત્રકારની પીંછીથી ચિતરાએલ ઉત્તમોત્તમ ચિત્રના બ્લોક અમારી પાસે તૈયાર છે. ઘણુંજ સસ્તા દરે આપીશું. એક વખત નમુનાઓ જોઇ ખાત્રી કરો.

લખો યા મળો મેનેજર-મોજ-મજાહ મુંબાઇ ૪

---

## સર્વ જાતની સાઈકલો

તથા છુટક સામાન મળવાનું ૪૫ વરસનું જુનું અને ભરોસાદાર ઠેકાણું

## થાણાવાલા એન્ડ કું.

(સ્થાપના ૧૮૮૦)

૪૩૨-૪૩૪, કાલબાદેવી રોડ, મુંબઇ.

(કેટલૉગ મંગાવવાથી મફત મોકલાવવામાં આવશે)

---

સચિત્ર સ્તવન સમશ્લોકી.

## શ્રી સરળ ભગવદ્ ગીતા

લેખકઃ—કાનજી કાલીદાસ જોશી, તમાકુવાળાનો માળો ૮૪-૯૨, કાંદાવાડી મુંબઇ.

આવૃત્તિ ૪ થી કિં. આઠ આના,

—પ્રાતઃસ્મરણીય દેવોના દર્શન સાથે સ્તવન કરાવતી આ ગીતા પહેલ વહેલીજ ને સરળ તથા ચિત્રાવાળી હોવાથી લોકોને બહુ ઉપયોગી થઇ પડી છે અને તેની પાંચ હજાર નકલો ખપી જવા આવી છે. આવતી દીવાળી ઉપર દસ હજાર નકલ બહાર પાડશે

સચિત્ર સ્તવન સમશ્લોકી

શ્રી સરળ ભગવદ્ ગીતા પદ્ય

કિ. આઠ આના સાધવબાગમાં બુકસેલર પાસેથી મળશે.

---

## લંડન રાજ-રહસ્ય

અથવા

## મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન

ઈંગ્લાંડના સતરમી સદીના રાજા પ્રીન્સ ઓફ વેલ્સ અને અમીરો તથા ઉમરાવ જાદીઓના ચિત્રવિચિત્ર ભોપાળાં પાંચ પાંચ ચિત્રો સાથે દરેક ભાગના ૧૪ આના. આ જા. ખ લાનનારને૧૦ આના.

મોજ-મજાહ કાર્યાલય મુંબાઇ ૪

## સીનેમાના સમાચાર

લખનારઃ—રો. ચિત્રપટ

### આજકાલની જાહેર ખબરો

અથવા

### દંભ સ્ટંટ

કહેવત છે કે, "બોલે તેનાં બોર વેચાય" એ ન્યાયે વીસમીસદીમાં પણ જે વ્યકિત પોતાના ધંધાની જેટલી જાહેર ખબર ફેલાવે તેટલો તેને અધિક લાભ અને તેને લીધે જ "આજકાલ તો જાહેર ખબરોનો જમાનો છે" એવા શબ્દો સ્વાભાવિક થઇ પડયા છે. ગીલીટ ચઢાવેલી પીતળની લગડીને ખરા સોના તરીકે ચલાવી ઠગનારાઓનો કિંવા બે પૈસાના ચશ્માને બાર રૂપિયાના સોનેરી ફ્રેમવાળા ચશ્મા જણાવી લોકોના ખીસામાંથી પૈસા કઢાવી જનારાઓનો મુંબાઇ નગરીમાં ટોટો નથી. આ ધંધો એવા વર્ગના હાથમાં છે કે જેઓ અસિક્ષિત હોઇ, કોઇ પણ રીતે સાંજ સુધી પાંચ રૂપિયા પેદા કરવા એવા નિશ્ચયવાળા હોય છે અને તેઓના સપાટામાં પણ તેવા લોકો આવી ઠગાઇ જાય છે. અશિક્ષિતોમાં શબ્દોની રમત કિંવા ચાલબાજી નહિ હોવાથી તેઓ આવા બનાવટી ફરેબથી લોકોને મૂર્ખ બનાવી ફતેહ મેળવી જાય એ સ્વભાવિક છે પરંતુ કહેવાતા સુશિક્ષિતો દંભ અને શબ્દોની રમતથી જન સમાજને ઉંધે રસ્તે દોરવી જવાનો પ્રયત્ન કરે એ દિલગીરી ભરેલું છે. આટલું લખવાનું કારણ એટલુંજ છે કે, આજકાલ સિનેમાની જાહેર ખબરોમાંની એક જાહેર ખબર વાંચી અમે વિચારના સમુદ્રમાં ડૂબી ગયા છીએ.

એક જાહેર ખબરના એકસપર્ટ ગણાતા ગૃહસ્થની જાહેરખબરમાંથી અમે આ ઉદાહરણ લીધું છે. તેઓ મોટા જાડા ટાઇપોમાં

"ભટ-ભૈયો ને ઘાટી એ ત્રણ શેટાણીના સાથી"

એ મુંબાઇની પ્રચલિત કહેવત ઉપર જોનારાનું ધ્યાન ખેંચવા માગે છે જ્યારે "ઉલટસુલટ ભેદ ઉકલાવનાર તે ગૃહસ્થ" પાછાઃ—

"બહેનની સાથે બેસી ભાઇ વગર સંકોચે જોઇ શકે"

એવો શેરો પણ મારતા જાય છે. આવા લખનારા માટે અમે અમારા શબ્દોમાં નહિ, પણ શું મહાત્મા તુલસીદાસના શબ્દોમાં એ ન પૂછી શકીએ કેઃ—

રામનામસે પ્રીતિ અરૂ પરનારી સંગ હસના,
યે દોનોં કપસે બને લોટ ખાંય અરૂ ભસના.

**નવી ફિલ્મો—**

**સિનેમાની રાણી**—કોહિનૂર ફિલ્મ કાં. નું સામાજિક ચિત્રપટ. લેખક મી૦ દવે. ડાયરેકટરઃ મી૦ ભવનાની, ફોટોગ્રાફર મી૦ વી. બી જોશી.

વસ્તુ—સામાજિક હોવા સાથે એકંદર ગુજરાતના કળાકારોની હીનદશા, શ્રીમંતોની ભ્રષ્ટ મનોવૃત્તિઓ, અને નિષ્કામ પ્રેમનું ચિત્ર બતાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. મી. ભવનાની જેવા ડાયરેકટરને મી. જોષી જેવા ફોટોગ્રાફર. પછી પૂછવું જ શું ? અમે તો ત્યાં સુધી કહીએ છીએ કે, કોહિનૂરનાં અત્યાર સુધીનાં ચિત્રપટોમાં આ ચિત્રપટ સર્વોત્કૃષ્ટ છે. લાઇટ શેડની ખૂબી દર્શાવતી ઉત્તમ ફોટોગ્રાફી-જુદાં જુદાં એંગલોથી લેવામાં આવેલાં મનોહર દશ્યો, આઉટડૉર લોકેશનની સરસ ચુંટણી-વાર્તાના રસપ્રવાહને અસ્ખલીત વહેવા દઇ લીંક તૂટવા નહિ દેતાં રજુ કરવામાં આવેલું આ ચિત્રપટ જોઇ હિન્દુસ્થાન પણ સારા કળાકારોને પેદા કરી શકે છે, એ ઉભય ડાયરેકટર અને ફોટોગ્રાફરે સાબીત કરી આપ્યું છે; પરંતુ લેખક મહાશયના કહેવા મુજબ પ્રેમલા પ્રેમલીના ફારસો અને ધાગડ ધીંગામાંજ આનંદ માનતા પ્રેક્ષકોને તેની ખરી કદર કયાં છે ! અમો ખાત્રીથી કહીએ છીએ કે, ઉભય કળાકારો જો પાશ્ચાત્ય દેશોમાં જન્મ્યા હોત તો કયારનીયે તેમની કદર થઇ હોત. આવું સુંદર ચિત્રપટ રજુ કરવા માટે હિન્દમાં પણ ઉત્તમ કળાકારો પાકયા છે એ સાબીત કરવા માટે-અમો મી૦ ભવનાની અને જોશીને મુબારકબાદી આપીએ છીએ, અને આશા રાખીએ છીએ કે, તેમના બન્નેના હાથથી એવાં પ્રોડકશનો બહાર પડે કે જેની માગણી યુરોપના દેશો પણ કરી શકે.

**અભિનય**—મી. ખલીલ પોતાની હમેશની રીત મુજબ કામ ઠીક કર્યે જાય છે મિસ પુતલીએ પોતાનું જુનું ખમીર બનાવી નાટકની માફક સિનેમામાં પણ પોતાનું પાણી બતાવ્યું આપ્યુ છે. મૃત્યુ પામતી વખતનો અભિનય વખાણને પાત્ર છે. તે સિવાય રહી ફિલ્મની નાયિકા-મંજરી. આ ભૂમિકા ભજવવાનું કામ થોડા વખતમાં જ પ્રકાશમાં આવેલ મિસ રૂબી માયર્સ ભજવે છે. ફિલ્મના નામ પ્રમાણે મિસ રૂબીએ આજકાલની નટીઓ-પોતાની હજારોની કિંમત અંકાવતી પણ કામમાં શૂન્ય દર્શાવતી નટીઓને-પાછળ પાડી દીધી છે અને સિનેમાની રાણીનું પદ પ્રાપ્ત કર્યું છે. તેનો મનોહર મુખમુદ્રા, પતિવ્રતા સ્ત્રીજનરક્ જોનાંજ ભક્તિભાવ ઉત્પન્ન થાય તેવી તેની કરૂણ પ્રેમ ભરીઆંખો અને જરા પણ અતિશયોક્તિ નહિ કરતા શાંત રીતે પોતાની ભૂમિકામાં તન્મય થઇ જઇ પ્રેક્ષકો પર છાપ પાડવાની તેની કળા અદ્વિતીય છે. ઉચ્ચ આદર્શો રજુ કરવા જેવી નટીઓની દેશી ફિલ્મ કાં.ઓમાં જે ખોટ હતી, તે મિસ રૂબી માયર્સે પૂરી પાડી છે. અમો દીનપ્રતિદીન તેની ફતેહ ઇચ્છીએ છીએ.

**રાષ્ટ્ર વીર**—શારદા ફીલ્મ કાં. નું બીજુ ચિત્રપટ.

ડાયરેક્ટર અને સિનેરીયો લેખક મી. નાનુભાઈ દેશાઇ, ફોટોગ્રાફર મી. ભોગીલાલ દવે.

અર્ધી ઐતિહાસિક અને અર્ધી કાલ્પનિક ફિલ્મ સારાષ્ટ્ર વીર કૃષ્ણ સીનેમાના દુબાશ થીએટરમાં શરૂ થઇ ચૂકી છે. આવી રીતે ફેરફાર કરીને પણ ગોધાઓની ટકકરથી ઉડેલો રા' નવઘણ આ નવા રૂપમાં દેખાયો છે અને પ્રેક્ષકોનો ધસારો જોતાં ચમ-કયો પણ છે, એમ કહી શકાય. કલાની દૃષ્ટિએ લોકેશન પસંદ કરવામાં રોમજ આઉટડોર સીનમાં દાખલા રૂપે જે અમેરીકન સ્ટાઇલનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તે છેવટ સૂધી કાયમ રહી હોત તો ઠીક થાત.

એક વખતે મુંબઇના દરેક સીનેમાવાળા જે વેરાઇટીની પાછળ ઘેલા થયા હતા અને જોનારાઓને જોવાનું અજીરણ કરી દીધું હતું તે આમાં પાછી સંગીતના રૂપમાં દેખાઇ છે. જો કે તે વેરાઇટીને દેખાડવામાં કર્તાકારવતાઓએ બુધ્ધિનો ઉપયોગ કરી માત્ર ફીલમથી જૂદી પડતી વેરાઇટી ન રહેવા દેતાં વસ્તુમાં બરાબર પ્રસગે તે ગોઠવી દીધી છે; પરંતુ અમને ડર છે કે, આંધળી નકલ કરનારાઓ ક્યાંક પાછા તેની નકલ કરવા મંડી જઇ વળી જોનારાઓને જોવાનું અજીરણ ન કરી દેય ! સાંભળવા મુજબ બહાર ગામના કેટલાક સીનેમાવાળાઓ બીજી ફીલ્મની સૌરાષ્ટ વીરને નામે જાહેર ખબર કરે છે તેજ આ ફિલ્મની ફત્તેહ છે એટલું કહેવા પછી વિશેષ લખવાનુ પ્રયોજન રહેતું નથી.

**નવી ખબર**

**કોહીનુર**—મી. દવેનો દિલ્હીનો ઠગ તૈયાર છે. બચુબાબુનું લગ્ન કે લીલામ ચાલી રહ્યું છે અને ત્યાર પછીનાં પિક્ચરો તરીકે 'અંધેર નગરી' અને 'લાખો વણજારો' પસંદ થઈ ચુક્યાં છે.

**કૃષ્ણ**—અરેબિયન નાઇટસ અને શામળ ભટ્ટની કસુંબર તરીકે પંચ કલ્યાણ મા સંસાર પારિજાત તૈયાર થઇ ગઇ છે. નવી ઐતિહાસીક ફિલ્મ 'પન્ના' માટે સુથરામપુરના સીનો લેવા કંપની થોડા વખતમાં ઉપડી જવાનું સંભળાય છે,

**લક્ષ્મી**—સવાર અને સાંજના બે ભાગમાં વહેંચાઇ ગઇ છે. સવારના મેસર્સ તોરણે અને ચૌધરીની અરવલીની નાગણ ફુંફાડા મારે છે, જ્યારે બપોરે મેસર્સ શાબકે અને શાહ શામળ ભટ્ટના માધવ કામકુન્ડલા જોડે રમત રમી રહ્યા છે.

**રોયલ** શોકનો સાળો તૈયાર થયો છે. મી. ઝવેરીની 'સદ્ગૃહિણી યાને સવા લાખની ચૌપાઇ' શરૂ થઇ ગઈ છે.

**શ્રી શારદા**—મી. નાનુભાઇ દેસાઇ સીક હોવાથી વસંત બાળાના સીનો થોડાક અધુરા રહ્યા છે. જ્યારે મી. ધનજીભાઇની ડીરેકટરશીપ નીચે પોલ ચાલે છે. અને મી. દીગનાને હાથે બે ક દીવસ થયાં બીજી ફીલમ શરૂ કરવાના ચોખા મુકાઇ ગયા છે.

**મદ્રાસ**—કોઇએ ઝાડ ઉડાડયાં, કોઇએ શેતરંજી ઉડાડી રે મી. બાબુરાવ હાથી ઉડાડી મુંબઇની પ્રજાને છક કરવા ગના તો નથી ?

**સૌરાષ્ટ્ર**—હમણાં ફિલ્મ કું. માંથી રાજા રજવાડાઓના શુભ પ્રસગોનું ગેઝેટ બની ગયું હોય એમ જણાય છે.

**ગ્લોબ**—કરામતે હિમતનો ત્રીજો હપતો શરૂ થઇ ગયો છે. એક પછી એક ચડીયાતા હપ્તા અને બનતા બનાવોએ પ્રેક્ષકોનાં દિલ ખેંચી લીધાં છે અને ફત્તેહ પૂરવાર કરી આપી છે. સીરી-યલોના શોખીનને અમો એક વખત જોવાની ખાસ ભલામણ કરીએ છીએ.

* * *

'Her love story' નામની ફિલ્મમાં મિસ ગ્લોરીયા સ્વાનસને જે વિવાહનો પોષાક પહેર્યો હતો. તેની કિંમત ત્રણ લાખ રૂપિયાની છે ! તેમાં માત્ર દોઢ લાખનાં તો મોતી જ વપરાયાં છે.

* * *

મી૦ મિલટનની નવી ફિલ્મ The unguarded hourમાં મિસ ડોલર્સ કેસિનેલી પ્રધાન નાયીકાની ભૂમિકા ભજવે છે. તેણી સુમધુર ગાઇ શકે છે, પીયાનો વગાડી શકે છે એટલુંજ નહિ પણ દુનિયાની પાંચ ભાષામાં સુપંડિતા છે.

—:o:—

## ચર્ચાપત્ર

અમારા ગતાંકમાં સિનેમા સ્ટારો સંબધી થયેલો ઉલ્લેખ વાંચી કોહિનુર ફિલ્મ કું.ના માલેક પોતાનો ખુલાસો લખી મોકલ્યો છે. જે અમે નીચે શબ્દશઃ આપીએ છીએ.

**કોહિનૂર ફિલ્મ કું.ના માલેક તરફનો ખુલાસો.**

તા. ૭ જાનેવારી ૧૯૨૬

મોજ-મજાહના અધિપતિ જોગ

જત આપના તા. ૩ જી જાનેવારી ૧૯૨૬ ના અંકમાં ચીત્રપટના સમાચારમાં "કોહીનુર સ્ટાર"ના પેરેગ્રાફમાં મીસ જમનાબાઇ તથા મીસ મોતીબાઈ સંબંધમાં જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનો આ સાથેનો ખુલાસો યોગ્ય સ્થલે છાપશોજી.

(૧) મીસ જમનાબાઈની તબીયત નાદુરસ્ત હોવાથી તેઓ બહારગામ ગએલા અને ત્રણ દીવસથીજ મુંબઇ પાછા ફરેલા છે અને કોહીનુર સ્ટુડીઓપર તેમની હાજરી ચાલુ હોવાથી નોકરી ઉપરથી ફારેગ થયા નથી એ સ્હેજ સમજી શકાશે.

(૨) મીસ મોતીબાઇ પણ દેશમાંથી બીમાર થઇનેજ આવેલા ને અશકતી ઘણી હોવાથી કામપર ચડેલાં નહીં પણ હાલમાં કોહીનુરની નવીન તૈયાર થતી ફીલમ "લગ્ન કે લીલામ"માં મુખ્ય કામ કરે છે. એજ.

લી. દ્વારકાદાસ નારણદાસ
માલીક—કોહીનુર ફીલમ કું.

## મોજ--મજાહ ઈનામમાળા નં. ૩

### રૂપિયા પચ્ચીસનાં સોળ ઈનામો

નીચે જણાવેલી કુંપનમાં આગામી ગુજરાતી સાહિત્ય પરિષદને માટે

પરિષદના પ્રમુખ થવાને લાયક

### પાંચ યોગ્ય વિદ્વાનોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂા. પચીસનાં સોળ ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ. ૫-૩-૨ નાં એક એક મળી કુલ્લે ત્રણ, દોઢ રૂપિયાનાં આઠ, બાર આનાનાં બે, અને આઠ આનાનાં ત્રણ મળી કુલ્લે સોળ ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

આ ઇનામનું પરિણામ તા. ૩૧-૧-૨૬ ના અંકમાં આપવામાં આવશે.

કુપન તા. ૨૭-૧-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૨૦-૧-૨૬

**પાંચ યોગ્ય વિદ્વાનોનાં નામ**

૧ ૨ ૩

૪ ૫

લી. ____________

ઠે. ____________

પ. ____________ મું. ____________

ચીકાર હાઉસ સફળતાનો પુરાવો છે!

પાથેની ગંજાવર સીરીઅલ




નું ત્રીજું અઠવાડીઉં

પ્રેક્ષકોને આ સીરીઅલની અજબ મોહીની લાગી છે !

## ચાર્લ્સ હચીસનના સાહસો ! નાનસીના પ્રાક્રમો ! શત્રુઓના ફરેબ ! અદેખાઓના મક્કર ચક્કર

આ સઘળું મોહબ્બત માટેજ થાય છે !

દિલોંમેં કહને સુન્નેસે અદાવત આહી જાતી હય,
જબ આંખે ચાર હોતી હંય મુરૂવત આહી જાતી હય;

એક ભાગની પેટ પકડીને હસાવનાર કોમિક

(ચારલી ચાપ્લીન જેમાં કામ કરે છે.)

વખત—પા।, ૭, ૮।।, ૧૦।।, શની રવિ ખાસ ખેલ ૩।। વાગે

ભાવ—રૂા ૨, ૧, ૦।।।, ૦।। ०। ०,ɤ ટેક્ષ સાથે

## ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ.



મહા શુદ ૪] રવિવાર તારીખ ૧૭ મી જાનેવારી ૧૯૨૬ [પુ ૨ જું અંક ૪૨

આ અઠવાડીકમા પ્રસિધ્ધ થતી વાર્તાઓના પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવત વ્યકિતપરથી ઉપજાવી કાઢેના નથી અ મો મ

# રૂબાઈઆતે ઉમર ખય્યામ.

જાગી પ્રાતકાળમાં ને રાત્રીના પ્યાલા મહીં,
કાંકરો કો ફેકીને સૌ તારલા ભગાવી દીધા
પૂર્વના આ પારધીએ દુરથી જોયા સહી,
શાહના ઉંચા મીનારા સૂર્યના ઝગફામાં.

સહુવાર આ આવી ઉભીને હું રહ્યો સ્વપ્ના મહીં,
ત્યાં સાદ આ મયખાનેથી કંઇ આવતો સભળાય છે
"બાગકો જાગો અને આ મય તણા જામો ભરો,
કે જીદગાનીનુ શગળે જામ આ સુકાય ના"

કુકડા લલકારતાં-પ્યાસા સૌ બોલી ઉઠયા,
"દ્વારને ખોલો મ્હોડ મયખાનુ છે ખોટી રહ્યુ
"જીવનુ છે કેટલુ તે તો તમે જાણો જ છો,
'ચાલ્યો ગયો કો'એક દી' તો ના કદી પાછો ફરે'

ચાલ્યુ ગયુ એ ઇરમ ને ચાલ્યાં ગયાં એનાં ગુલો,
જમશીદનુ જામે ગયુ-ક્યાં? કોઇ તે જાણે નહિ.
પણ દ્રાક્ષના વેલા હમેશા લાલ રગત રાખશે,
બહેકી રહ્યા, રહેશે, હમેશા બાગ પાણીથી સદા

"મય! મય!" પુકારીને સુકાએ જીભ પણ દાઉદની,
"લાવી ભીંજવે એ સુકાની મય તણી કોઇ આગના

નાંગતુ ગલ પાસ ફુલ ગુલ 'આપ મય રાતુ' શરાબ'
પીળા પડેલા ગાલ એના લાલ કરના માંગતુ

આવો, ભરો પ્યાલો અને આ જોમમાં યૌવનતણા
પસ્તાઇ હયો સહુ પાપ માટે મોતના ખ્યાલે જરી
વખતનાં આ પખીડાને ઉડવુ થોડુ રહ્યુ,
ઉડયુ!-અને હા, એ હવે રસ્તે પડયુ ઝડપે કરી

આવ મારી સાથ લીલુ દર્ભ જ્યાં હેલો કરે
જ્યાં જ યા! વેરાન ને ખેતર જહીં જુદાં પડે
દાસ ને સુલ્તાનનાં જ્યા નામ ને નિશાન નહિ,
ફેંક ત્યાંથી રહેમની મીઠી નઝર સુલ્તાં પરે.

રોટીના એક ટુકડો ને ઝાડની છાયા મળે,
મયની ભરેલો જોમ ને કીતાબ માશુક ગાનની
સાથમા તુ મારી સોડે ગીત મીઠાં ગાતી હો,
સ્વર્ગમાં પલટ્યુ બિયાબાં સ્વર્ગ પણ એવુ નહિ

કોઇ કહેશે "મૃ પુ વશ, પણ જીદગી મીઠી ખરી,'
કોઇ કહેશે 'આવશે જે સ્વર્ગ તે બસ જોઇએ"
હુ કહુ છુ ભોગવો જે હાથમા હમણા મળે,
બીજુ બધુ સૌ વ્યર્થ એ પડઘાજ છે સૌ દુરના *

અન્દેઅલી મુલ્લા.

* એક વોરા ગૃહસ્થ તરફથી આ કવિતા મળી છે અને વોરાની ભાષાની મશ્કરી કરનારા કેટલાક ચીબાવલા લેખકો જોઇ શકશે કે પ્રયત્નથી વોરાઓ પણ કેટલી શુધ્ધ ભાષા લખી શકે છે તે બતાવવા અમે છાપી છે

(અ મોજ-મજાહ)




# રમા

લેખકઃ—ડા. હરિપ્રસાદ કૃપારામ ભટ્ટ

રમા કોઈ અજબનાક સુંદર હતી. તેનું ઘાટીલું બદન, હસમુખો ચ્હેરો, અનારકલી સમા દાંતો, વિશાળ મદભરી આંખો, ગોરવર્ણ, આ બધું એવું હતું કે કોઇ સૌંદર્યનો પૂજારી તેની પાસે ઘુંટડીએ પડે, કવિ તેની કવિતા કરે ચિત્રકાર તેની છબી આલેખતા પાછળ પીછી લઇ સારી ઝીન્દગી મંડયો રહે છતાંએ તેને તેનું ચિત્ર અપુર્ણ રહ્યું લાગે. આવાં નૈસર્ગિક સૌંદર્યનેય રમા કૃત્રિમ સૌંદર્યનો ઢોળ ચઢાવી વાસનાનાં આભૂષણો સજતી. રમાનાથ આનો વિરોધી હતો. તે સૌંદર્યપૂજક પણ વાસના ઘેલો ન હતો. નૈસર્ગિક સૌંદર્યની પાછળની ટાપટીપને તે અણગમાતી દૃષ્ટિથી જોતો. તે ઘણીવાર રમાને કહેતોઃ—

"રમા, દેહના સૌંદર્યનું સાર્થકય તેને જોઇ લોકો વાસના ઘેલા થાય તેમાં નથી પણ તેને જોતાંજ હૃદય ભકિતપૂર્ણ થઇ જોનારની દૃષ્ટિ તે સૌંદર્યની દેવીના ચરણારવિંદમાં ઢળી પડે તેમાં છે."

પરન્તુ આ બધું ન સમજે તેટલી રમા બાળક હતી. અને રમાનાથના આ વચનોમાં રમાને કૈં સમજવા જેવુંએ નહીં લાગતું. ઉલટી રમા આવું સાંભળી હસતી બોલતી બંધ થતી અને રમાનાથને તેને ગલગીલીયાં કરી હસાવવી પડતી.

રમાનાથ એટલે જાણે ભૂતકાળની દુનીઆનો એક મુમુક્ષુ-સાધુ, અને વર્તમાનની દુનીઆને લાગતો એક નર્યો મ્હેતાજી. આધ્યાત્મિક બાબતોના ગ્રંથો વાંચી તેની આંખો ઝીણી બની હતી. અને તેનું જીવન પણ વિશ્વના તત્વોથી નિરાળું પડયું જતું જણાતું. તેના બનેલ દુર્બળ શરીરે અને ઝીણી આંખોએ તેના બાલ્યાવસ્થાના રૂપાળા દેખાવને તેમજ તેની આંખ અને કપાળમાં પડતી પ્રભાવભરી રેખાઓને ઢાંકી દીધી હતી.

રમાનાથ જ્યારે કોઇ પોતાના મિત્ર મંડળમાં બેસી પુરૂષ અને પ્રકૃતિની વાતો છેડતો અને કૂટ પ્રશ્નનો અજબ રીતે ઉકેલ લાવતો ત્યારે આનંદાશ્ચર્ય અને અભિમાન ભરી દૃષ્ટિથી રમા તેની સામું જોઇ રહેતી અને સાંભળ્યા જ કરતી. ભલે સમજતી ઓછું હશે પણ રમાનાથના જ્ઞાનની તો કદર કરતી હોય તેવું સ્પષ્ટ તેના ચ્હેરા પરના ભાવો કહી આપતા. અને જાણે કે માને એમ થતું હોય કે ખરેખર તેનો રમાનાથ એક અસામાન્ય વ્યક્તિ છે તેમ દેખાઇ આવતું. પરંતુ આ રમાનાથની [illegible]માન્યતા જ તેની અને રમાની વચ્ચે પતિ-પત્નીને યોગ્ય [illegible]ી આવવા દેતી ન હતી. રમાનાથના પ્રભાવો ઝીલી શકે તેટલી [illegible]મા જ્ઞાનમાં બાળક હતી. પ્રગતિ ક્રમમાં પાછળ હતી. એ બિચારીનું અત્યારનું જીવન તો જાણે કોઇ સામાન્ય નરપશુને માટે સંપી રહ્યું હોય તેવું તેની મનોદશા પરથી સ્પષ્ટ જણાઇ આવતું. રમાનાથને પણ પોતાનું જીવન ઘણીવાર એકલવાયું અને નીરસ લાગતું પણ એ તો પોતાને યોગ્ય સાથીની ખોટ ઉત્તમ ગ્રંથોથી પુરતો. પણ બીચારી રમા તો એકલી અટૂલી થઇ રહી હતી. રમાનાથ સ્વામિ રામતીર્થ કે યોગ વાસીષ્ઠ વાંચી વાંચવામાંથી મધ્યરાત્રિ સુધીયે પરવારતો નહતો, અને રમા, રમાનાથનું વાંચન પૂરૂં થવાની રાહ જોતી થાકી, મનમાં બબડતી ખીજાતી છેવટે નિદ્રાધીન થઇ જતી.

કેટલાક વરસો આમ વીતિ ગયાં. રમાનાથ આગળ વધ્યે જતો હતો. અને રમા, પોતાના પતિ અને પોતાની વચ્ચેનું અંતર જેમ જેમ વધતું ગયું તેમ તેમ નીરાશ થતી ચાલી. અશ્રુપૂર્ણ નયને રમાનાથને દૂર ક્ષિતિજમાં ચાલ્યો જતો રમા જોઇ રહી હતી. હોંશ હોય તોયે તેના પગમાં હવે તેને પહોંચી વળવાની તાકાત ન હતી.

પાડોશી લોકનાથ, ઘણાં વરસોનો રમા અને રમાનાથના કેટલાક જીવન પ્રસંગોનો સાક્ષી હતો. તે કવિ અને રસિક હતો, તે ઘણીવાર મનમાં મનમાં રમાનાથને ગમાર કહી ગાળો ભાંડતો અને પ્રત્યક્ષમાં શિખામણ આપતો. રમાની સ્થિતિ માટે તો ઘણીવાર તેની આંખોમાં અશ્રુ આવી જતાં. તે ઘણીવાર મનમાં મનમાં પોતાની બેડોળ કલિકા અને સુન્દર-રમાને અને બીજી બાજુએ બેડોળ રમાનાથને અને સુન્દર પોતાને ઉભાં રાખી વિધિને પૂછતો કે, "કહે કોણ કોને લાયક ?". વિધિ અટ્ટહાસ્ય કરી જાણે જવાબ આપતું હોય-"જેને જે તેને તે" વિધિના અટ્ટહાસ્યમાં લોકનાથને ક્રુરતાની અતિ સખ્ત છાંય દેખાઇ આવતી.

રમા પણ કૈં શુષ્ક ન હતી. પોતાના તરફના લોકનાથના દરેક વર્તનમાં દેખાઇ આવતી પોતા માટેની લાગણી, સદ્‌ભાવના, દયા-આ બધું રમા સ્પષ્ટ જોઈ શકતી. અને પોતા જેવી એક પારકી વ્યકિત માટેની લોકનાથની આવી લાગણી માટે રમાનું હૃદય આભારની લાગણીથી એવું આર્દ્ર બની જતું કે કોઇ કોઇવાર રમાની આંખમાં ઉપકારવશતાનાં ઝળઝળીયાં આવી જતાં.

રમા એકલી ગમગીન થઈ બેઠી હોય ત્યારે લોકનાથ આવી તેને કૈંક ગામ ગપાટા સંભળાવી આનંદમાં લાવી દેતો. સારાં સારાં વાર્તાનાં પુસ્તકો રમાને વાંચવા લાવી આપતો. અને રમાથી કોઇવાર જ્યારે રમાનાથના પોતા તરફનાં શુષ્ક વર્તન માટે દીલ ખોલી કૈં બોલી જવાતું ત્યારે લોકનાથની આંખો ભીની થતી. તે કહેતો, બેન, પ્રાપ્ત સ્થિતિમાં સુખ માનવું. રમાનાથમાં જે નથી તે કૈં તમારાં અશ્રુઓ તેમાં ઓછાંજ લાવી આપવાનાં હતાં ? હું તો રમાનાથની મૂળથીજ આવી, સંસાર વ્યવહાર માટેની ઉદાસીન વૃત્તિ જોતો આવ્યો છું. જો કે પોતાની એક પત્ની તરફ આવું બેપરવાહી વર્તન રાખવું એ તો બહુજ બેહુદું

ગણાય ? પણ શું કરીએ, માણસોને થપડ લાગે છે ત્યારે જ ડહાપણ આવે છે. દુનીઆની શિખામણ સાંભળવા તે કદિ તૈયાર રહેતો નથી.

રમાનાથ પોતાના જ્ઞાનની મસ્તીમાં મસ્ત દેખાતો છતાં રમાને દુઃખી જોઇ અતિશય દુઃખી થતો તે રમાનું દુઃખ સમજે તો પણ પોતે જે સ્થિતિએ પહોંચ્યો હતો તે સ્થિતિથી નીચા ઉતરી રમા સાથે ઉભા રહેવા તે તૈયાર ન હતો. તે ક્ષણવાર રમાને ચિત્ત પ્રસન્ન રાખવા સમજાવતો પણ રમાના ચિત્તનું સમાધાન કરી શકતો ન હતો, અને કોણ જાણે શાથી પણ રમાનાથના પોતાની તરફના દરેક વર્તનમાંથી રમા એકજ સાર ખેંચતી:—

"કે હું તેમને લાયક નથી અને તેમને ચાહના નથી."

રમાનાથ ઘણુ સમજાવતો કે "રમા એવું કશું નથી. તું મનમાં ને મનમાં ખોટા વિચારો લાવી શા માટે દુઃખી થાય છે ? હું તને ચાહું છું ચાહું છું એમ કહું તોજ તું એમ સમજે કે હું તને ચાહું છું ? પણ રમાને આ શબ્દોની કંઈ અસર ન હતી. રમાનાથના ઘણા પ્રયાસ છતાં રામનાથની ચિત્તનું કંઈ સમાધાન થયું નહીં અને રમા દિનપ્રતિદિન વધારે અને વધારે દુઃખી થતી ચાલી. કોઇ અલૌકિક પવિત્ર અને આનંદમય વાતાવરણ પોતાની આસપાસ જમાવવાની અતિ ઉદ્દામ ભાવના ધરાવનાર રમાનાથના ઘરમાંજ અતિ કલેશમય વાતાવરણ છાઇ રહ્યું. અને ધીમે ધીમે તે એટલું પ્રબળ બન્યું કે રમાનાથ બરાબર સમજ્યો કે પોતેજ રમાના દુઃખનું કારણ છે અને તેણે રમાના સુખની ખાતર દૂર થવું જોઇએ.

* * *

કલિકા, લોકનાથની એકાળ કલિકા સુવાવડમાંથી માંદગીને બીછાને પડેલી તે એઠી નજ થઇ. પ્રભુએ ન તો લોકનાથ, કલિકાની માંદગી પાછળ દવાદારૂમાં ખર્ચાયેલા પૈસા સામું જોયું, ન તો તેની પરિચર્યા સામું જોયું, અરે પાંચ માસના મા વિહોણા થતાં બચ્ચાં, સામું પે પ્રભુએ ન જોયું. લોકનાથ સૌંદર્યનો પૂજારી હતો. સુંદર પત્ની મળી હોત તો પોતાની જાતને વધારે સુખી ગણતો હોત, તે પુષ્પની પાછળ અહર્નિશ ભ્રમરશાલ ગુંજારવ કરતો રહેત—એ બધું ખરૂં. પણ લોકનાથ જાણતો હતો કે એકાળ તોયે પત્ની કયાંથી ? કલિકાની મૂર્તિ ચોવીસેય કલાક તેની સામે ખડી રહેતી અને ભૂતકાળનાં સ્મરણો તાજાં કરાવતી. ન્હાનાં બચ્ચાંની સારવારમાંથી અને પેટની પૂજામાંથી પરવારતો ત્યારે લોકનાથ પોતાના એકાન્ત ઓરડામાં મડ્યો પડ્યો કવિતા કરતો રડતો અને તેના પડઘા રમાના કર્ણદ્વારે અથડાતા. અને રમા નીતિનાં બંધનોને ઘડીભર ફેકી દઇ પોતાના સાળુથી લોકનાથના અશ્રુપ્રવાહને લુછવા મંડી જતી.

કલિકાના છેલ્લા સ્મરણ ચિન્હ રૂપે જે એક બચ્ચું હતું તે શિતળાના રોગથી મૃત્યુવશ થયું. એ બચ્ચાંની અસાધારણ માંદગીના છેલ્લા ત્રણ દિવસ અને રાત્રિ, રમાનાથની રજા લઇ, લોકનાથની સાથે રમાએ એ બચ્ચા પાસે બેસી ગાળ્યા હતા બાળકના અવસાન પછી જે મોડી રાત્રિએ રમા પોતાને ઘેર આવી ને આખી રાત્રિ તેને જરાય નિદ્રા ન આવી. અને લોકનાથની સ્થિતિના—અને તેને અંગે ઉપજતી દયાના વિચારોમાંજ રમા આખી રાત્રિ રડયા કરી.

રમાનાથ દુનીઆને મન કોઇ અગમ્ય વ્યક્તિ બની રહ્યો હતો. રમા અને લોકનાથનાં પરસ્પરના વર્તનમાં દેખાતી છુટ, આસપાસની દુનીયાથીએ સહી જાય તેવી નહતી. છતાંયે રમાનાથ રમા માટે પહેલાનોજ રમાનાથ હતો. રમા અને લોકનાથની વચ્ચેનો વ્યવહાર રજ જેટલો પણ રમાનાથને અણગમતો નહતો. અને છતાંયે એ વ્યવહાર અબાધિત ચાલ્યો જતો.

* * *

રમાનાથને હરિદ્વારની યાત્રા કરવા ગયે આજે ૭ માસ થવા આવ્યા છતાં નથી તેનો પત્ર કે નથી તે હજુ પાછો ફર્યો. રમાનાથ ગયો છે ત્યારથી લોકનાથ અને રમા બંન્ને સાથે રહે છે. લોકનાથના અતિ સહવાસથી—તેણે પૂરાં પાડેલ નવલ નવલિકાના વાંચનોની રમાની દબાઇ ગયેલ વિલાસી વૃત્તિઓ દ્વિગુણીત જોરથી ઉછળી ઉઠી કલિકાના સમરણ પાછળ લોકનાથ ઘણીવાર અશ્રુઓ સારતો તે રમા જોતી અને વિચારતી:-

કયાં પ્રેમઘેલો લોકનાથ અને કયાં શુષ્ક રમાનાથ ? એક પોતાની મૃત્યુ પામેલ બેડોળ પત્ની પાછળ તેનું સ્મરણ કરી કરી અશ્રુઓ સારે છે ત્યારે બીજાને પોતાની સજીવ સુન્દર પત્ની કે તેના પ્રેમની પરવાહ નથી.

* * *

એક દિવસ પ્રભાતમાં પાડોશી જાગ્યાં ત્યારે લોકનાથ અને રમાનાથના ઘરનાં બારણાં તાળે બંધ હતાં. અને મહીનાઓ અને પછી વરસો વીત્યા છતાંયે એ બંધજ રહ્યાં.

* * *

કાલનો પ્રવાહ અને તેના આઘાતો અગમ્ય છે. રમા સાથે દરેક વરસે ખૂબ આનંદમાં ગાળી—આજે લોકનાથ પાછો ભૂતકાળ અને પોતની સ્થિતિનો ખ્યાલ કરતો રડી રહ્યો છે. ભૂતકાળનાં સ્મરણો તેને બધાં તાજાં થાય છે. કલિકા ગઇ, તેનું બાળકેય ગયું. અને જેને માટે સર્વસ્વ તજી આ સ્થિતિમાં દૂર આવ્યો છે, તયે જાય છે. એ સૌંદર્ય અને યૌવનના ઉમળકા,—એવું બધુંએ ગયું. આમ વિચારતો લોકનાથ રડી રહ્યો છે.

"લોકનાથ, જરા પાણી પીવા આપો ને !"

એમ ધીમે સાદે રમાની બૂમ આવતાં—લોકનાથ વિચારોમાંથી જાગ્યો અને એકદમ સફાળો ઉઠ્યો હજું ખીચારાએ પોતાનું હૈયુયે ખાલી કર્યું ન હતું. જરા પાણીનો ઘુંટડો પી, પોતાના મનની સ્થિતિ રમા ન જાણે તે માટે મોંખારો મારી મનું સાફ કરી હસતો હસતો તે રમા પાસે ગયો અને તેના ગળામાં પાણી રેડયું.

રમાની માંદગી દિનપરદિન વધારે ગંભીર થતી જતી હતી. ઘણી ઘણી વૈદ ડાકટરોની દવા આપવા છતાં ત્યાં નીવડતો કંઈ ફેરફાર થતો જણાતો ન હતો.

લોકનાથને મંત્ર-દોરા ધાગામાં જરાયે વિશ્વાસ ન હતો, તેમ એક પામર મનુષ્ય, જેને માટે વૈદ-ડૉકટરોએ પણ હાથ ધોઇ નાખ્યા હોય તેવી મરણ શૈય્યા પર પડેલ વ્યક્તિને બેઠી કરી શકે તેમ પણ તે માનતો ન હતો. છતાં રમા તરફના પ્રેમને લીધે સહુના આગ્રહને વશ થઇ ચારેક દિવસથી લોકનાથ, ત્યાં કેટલાક સમયથી આવેલા સાધુ મહાત્મા આત્માનંદજીનું ચરણામૃત લાવી બે વખત રમાને પીવા આપે છે.

અને ત્યારથી કોણ જાણે કેમ, લોકનાથેય નથી સમજતો અને કબુલવા પણ તૈયાર નથી છતાં સહુ કોઇને એમ લાગે છે કે રમાની તબીયતમાં કોઇ અજબ ફેરફાર થઇ રહ્યો છે.

* * *

આજે તો રમાને સવારથી ઘણું ઠીક છે. તેની આંખો-માંયે નૂર આવ્યું જણાય છે. લોકનાથ પાસેથી થોડું દુધ અને સંતરું પણ જાતે માગી, રમાએ આજે ખાધું. અને પછી લોક-નાથને પાસે બેસવાનું કહ્યું. લોકનાથ બિછાના પાસેની ખુરશી પર બેઠો.

"હેં ભલા, તમે જેનું આ ચરણામૃત લાવી મને પીવા આપો છો તે મહાત્મા કોણ છે? ખરેખર તેના પ્રતાપથીજ હું આ વખતે બેઠી થઇ હોઉં એમ તમને નથી લાગતું?"

"હા, રમા, એ મહાત્માનોજ પ્રતાપ તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો. તેમણે તને અને તેથી મને પણ જીવતદાન આપ્યું." એમ કહેતાં ઉપકારવશતાનાં આંસુઓ લોકનાથની આંખમાં આવ્યાં.

"પણ લોકનાથ, લૂખો ઉપકાર માનીએ એ તો સાહેબ લોકોના 'થેંક્યુ' જેવુંજને? તેનાં કૈં દાણા થાય?"

"ત્યારે તું કહે તે કરીએ" લોકનાથ બોલ્યો. લોકો કહે છે કે પૈસા તો એ લેતા નથી અને બીજીયે કોઇ વસ્તુનોએ તેમને કમીનો નથી."

"અને, રમાએ કહ્યું, હા કદાચ એવી કોઇ ચીજનો એમને કમીનો હોય તોયે કૈં તેથી તેમણે આપેલાં જીવિતદાનનો બદલો ઓછોજ વળી શકે? પણ મને એક સઝ્યુ' છે તેમ કરવાની તમે મને રજા આપશો?"

"હા, ખુશીથી."

"જો જો, પાછળથી ફરી ન જતા."

"વાહ વાહ! મારા વચનની કિંમત તો સારી આંકો છો." રમા જરા હસી, અને પછી ગંભીર થઇ.

"લોકનાથ, ત્યારે મને તો એમ થાય છે કે હવે તો આ દેહ એ મહાત્માને ચરણેજ અર્પું. તેમની અહોનિશ સેવામાંજ બાકીનું જીવન પૂર્ણ કરું. અને તેમાંજ એ મહાત્માએ બચાવેલા આ જીવનની સાર્થકતા છે."

લોકનાથેય રમાના આ વિચારને અનુમોદન આપ્યું.

* * *

આજે લોકનાથ રમાને મહાત્મા આત્માનંદજીના દર્શનાર્થે લાવ્યો છે. મહાત્માજીની લાંબી શ્વેત દાઢી, કાષાય વસ્ત્રો, વિશાળ ભાલ, અને પ્રભાવ ભરી તેની હસમુખી મુખમુદ્રા એ બધું એવું એવું હતું કે તેને જોતાંજ 'રમાનું' દીલ અને શરીર મહાત્માજીને ચરણે નમી પડ્યું. મહાત્માજીના પાદપદ્મની રેણુ ચૂમી લીધી. મહાત્માજીએ તેને આશીર્વાદ આપ્યો:—

"બેટા રમા, પરમકૃપાળુ પરમાત્મા, તારું કલ્યાણ કરે. તબીયત તો હવે સારી છે ને?"

"હા, જી. ગુરૂદેવ આપે મને જીવિતદાન આપ્યું. હું આપનો કેટલો ઉપકાર માનું?"

"બેટા, અનાથનો નાથ પ્રભુ દયાળુ છે."

મહાત્માજીના દર્શનાર્થે એટલા બધા લોકો આવતા હતા કે રમા કે લોકનાથને તે સમયે તો વધારે વાતચીત કરવાની તક ન મળી, પણ મધ્યાનની જરા એકાન્ત મળતાં લોકનાથે બધી વાત મહાત્માજીને કરી અને મહાત્માજીની આનાકાની છતાં તેમની સેવામાંજ જીવનાન્ત સુધી રહેવા માટે રમા અને પાછળથી લોક-નાથ પણ એ મહાત્માજીના શિષ્યવૃંદમાં જોડાયાં.

* * *

સમય જતાં સેવા કરવાની તત્પરતાને ગુણે રમા મહાત્મા-જીની પટ શિષ્યા બની અને ત્યાર પછી જેમ જેમ મહાત્માજીના વધારે ગાઢ પરિચયમાં રમા આવવા લાગી તેમ તેમ મહાત્માજી તરફનો તેનો પૂજ્ય પ્રેમ વધારે દૃઢતર થતો ચાલ્યો. આ પ્રેમ નિર્મળ હતો. વાસનાની ગંધ સરખીયે તેમાં ન હતી.

* * *

મધ્ય રાત્રિના બાર થયા છે. ચોપાસ નીરવ શાન્તિ છે આખો આશ્રમ ભરનિદ્રામાં પડ્યો છે. માત્ર રમા એકલી એકલી એક નોંધપોથીના પાનાંઓ છાની માની ઉકેલી રહી છે. તેના મુખ પર આનંદ અને શોકની છાયા ફરતી જાય છે.

"પ્રભુ, મને માફ કરજે. હું મારા રમાનાથને ઓળખી ન શકી. પોતાની પ્રિયા તરફ પારકાને દૃષ્ટિ નાખવા દેનાર, પોતાના હાથમાંથી પોતાની મિલ્કતને પારકાના હાથમાં જવા દેનારને દુનીઆ તો બાયલોજ કહેતી આવી છે હુંયે એમ સમજતી; જ્યારે આજે રમાનાથ મને અને દુનીઆને નવુંજ શીખવી રહેલો છે.

પોતાની પત્નીના માત્ર સુખને ખાતર પોતે પોતાની પત્ની અને તેના ચાહનારના માર્ગમાંથી પોતાનો બધો હક ઉઠાવી લઇ ખસી જનાર ઉદાર હૃદયી-અજબ પ્રેમી-રમાનાથ, તને અનેકાનેક ધન્ય છે. સંસારના સુખો-ભોગો ભોગવ્યા પહેલાં તું સંન્યાસી બન્યો. અને તે બધું તારી એક અધમ સ્ત્રીને માટે. અને છતાં તારી તે સ્ત્રી તો તને રખડાવી એક પારકા માણસની સાથે ભાગી જતાં જરાયે શરમાઇ નહિ.

"રમા, પ્રભુ તને માફ કરે?" હા. રમાનાથ હજુ માફ કરે-પણ લાગણીને કદિ નમતું ન-દેનાર ન્યાયી પ્રભુ તો કદિ માફ નહિ કરે, રમા, પ્રભુની માફી મેળવવા માટે તો તારે પૂણ્યાત્મા રમાનાથની પવિત્ર રજમાં નાહી નાહી તારા દેહ પર

ચડેલાં પાપનાં પડોને ધોઇ નાખવા પડશે. રમાનાથના 'આત્માના પૂણ્ય પ્રકાશથી ત્હારા દીલમાં છવાયેલાં અંધકારને અજવાળવું પડશે."

રમાએ નોંધપોથીનું પાછું પાનું ફેરવ્યું.

"પણ મ્હારા રમાનાથ, હવે એમ ન સમજતો કે ત્યાં રમા હવે પહેલાંની-પંદર વર્ષ પહેલાની વાસના ઘેલી રમા છે. દેહનું સૌંદર્ય, દેહના ભોગો હવે રમાને જરાએ આકર્ષી શકતાં નથી. અને તે બધો મારા જીવનદાતા પ્રાણનાથ મહાત્માના ચરણામૃતનોજ હું પ્રતાપ સમજું છું.

રમાએ નોંધપોથી બંધ કરી-છાતીમાં સંતાડી.

"રમાનાથ, મને માફ કર. પાપી તોયે હું ત્હારી. તારા વગર મારે શરણ કોનું? મ્હારા રમાનાથ-હવે તો ઉઠ ત્યારે આ ત્હારી રમાને-ત્હારી પાંખને સાથેજ લઇ ઉડજે."

રમા મન સાથે વાતો કરતી બંધ થઈ. ચિત્ત જરા શાન્ત થયું. અર્ધી આંખો મીંચી રમા એકાગ્ર ચિત્તે કોઇનું ધ્યાન ધરતી હોય તેમ બેઠી. બન્ને હાથો ધીમે ધીમે સંપુટમાં જોડાયા, શ્રદ્ધા ભક્તિના નિર્મળ ભાવોનું તેજ તેની મુખ મુદ્રા પર છવાઇ ગયું. મસ્તક નીચું નમ્યું. આંખમાંથી દડ દડ અશ્રુઓ સારી પડયાં. આમ ભૂમિપર મસ્તક ટેકવી રમા કોણ જાણે કેટલાયે સમય સુધી બેઠી રહી હશે.

\+ + +

એક પ્રભાતે આશ્રમવાસીઓ જ્યારે જાગ્યાં ત્યારે આત્માનંદજીની પૂજાની ઓરડીમાં આત્માનંદજી અને તેમના ચરણે ઢળેલી રમા-બન્ને સમાધિસ્થ જણાયાં. બન્નેના દેહ પિંજરમાંથી પ્રાણ પંખી ઉડી ગયું હતું. છતાં બન્નેના મુખ જાણે હસતાં હસતાં એક બીજાને રમા અને રમાનાથના નામથી બોલાવી રહ્યાં હોય તેમ ધ્વનિ નીકળતો સહુએ સાંભળ્યો અને તેના ભણકાર સહુને મરણની ઘડી સુધી વાગ્યા કર્યાં.

રમા અને રમાનાથ બન્નેને એકજ સમાતમાં પધરાવવામાં આવ્યાં. લોકનાથ બિચારો જીવ્યો ત્યાં સુધી હમ્મેશાં કલાકોના કલાકો સુધી-એ રમા-રમાનાથની સમાત પાસે બેસી-એક બાળકની માફક રડતો. અને પછી છેક મોડી રાત્રિએ-પુષ્પો ચડાવી-એ બુઝર્ગ આદમી પાછો વળતો.

સંપૂર્ણ.



## અતિશયોક્તિનું બજાર!

હાલમાં બજાર ભાવ મંદીમાં હોવાથી અતિશયોક્તિનો અસાધારણ ઉઠાવ થઇ રહ્યો છે! ઉઘડતા બજારે ભાવો તદ્દન ગગડેલા દેખાય છે, જેથી સારી તક સમજી નીચેની પેઢીઓએ મ્હોટા મ્હોટા સોદાઓ નોંધાવી ખરીદી કરવા માંડી છે!

વિશ્રાંતિ ગૃહોઃ—આ પેઢીઓએ મ્હોટા પ્રમાણમાં ખરીદી કરેલી હોવાથી પેઢીઓનાં 'બોર્ડો' પર ખાસ લખી દેવામાં આવે છે કેઃ—"શુધ્ધ બ્રાહ્મણીયા" તેમજ "સ્વચ્છતા અને ચોખ્ખાઇવાળું, જામનગરી મીઠાઇ, ભાવનગરી, અમદાવાદી," સાથે વળી "જુનુ અને જાણીતુ" વિગેરે..... વિગેરે......

રંગભૂમિઓઃ—આ ઓફીસોએ પણ ઉપલા માલની સારા જથ્થામાં ખરીદી કીધી છે, જેથી તેઓએ પણ પોતાની કુશળતા દેખાડવા ખાતર લખી દીધું હોય છે કે—"તદ્દન નવો ખેલ, ખાસ જોવા લાયક એક અવાજે વખણાયલો મ્હોટે ખર્ચે તૈયાર કરેલો તદ્દન નવી સીનસીનેરી તેમજ કેળવાયલા એક્ટરો" અને "પુર ઠાઠમાઠથી" વિગેરે..... વિગેરે.. ...

છાપાંઓ—આ ગૃહસ્થોએ પણ અતિશયોક્તિનો ઠીક જથ્થો ખરીદી લઇ જણાવી દીધું હોય છે કેઃ—"જ્ઞાન સાથે ગમ્મત આપતું, પહેલુંજ રમુજી પત્ર." "નિર્દોષ ગમ્મત આપતું, રમુજી સાહિત્ય," "સાહિત્યની સેવા કરતુ" તેમજ નકલ ૫૦૦૦૦, ૨૫૦૦૦, ૨૧૦૦૦, વિગેરે......વિગેરે......

દવાખાનાંઓ અને વૈદ્ય-ડાક્ટરો—આ શેઠીઆઓએ પણ અતિશયોક્તિનો સારો ઉપાડ કરેલો તેમનાંજ બોર્ડો અને જાહેરાતો પરથી જણાય છે જેવી કેઃ-"લોકપ્રિય, તમામ દર્દોને દુર કરનાર ".........ના ખાસ ડોક્ટર, શક્તિની દવા, તાકાતની દવા, પુષ્ટીની દવા, રામબાણ ઇલાજ." વિગેરે. તેમજ વળી "ઘરડાને જુવાન કરનાર,-મરેલાં જીવતાં કરનાર, હઠીલાં દરદોને.........દિવસમાં દુર કરનાર વિગેરે......વિગેરે......

મીઠાઇ ભંડારો—આ વેપારીઓએ પણ અતિશયોક્તિનો સારો સ્ટોક ભર્યો દેખાય છે. તેઓ જણાવે છે કે—"સુરતી મીઠાઇ, જામનગરી પેંડા, જાડી જલેબી, ખાસ તાજી મીઠાઇ, મુંબઇનું માનીતું મઘજ, તેમજ (હાથીનું પુછડું ખેંચવાની તાકાત દેનારો) અડદીયા લાડુ, (ગોધા સાથે કુસ્તી કરવાની તાકાત દેનારો) સાલમપાક, તાજા માવાની મીઠાઇ, ચોખ્ખા ઘીનો માલ" વિગેરે......વિગેરે......

ફીલમો—આ સોદાગરોએ પણ સારા જથ્થામાં અતિશયોક્તિની ખરીદી કરી લઇ જણાવી દીધું છે કે—"ખાસ મોટા ખરચે બનાવેલી, પ્રેમ શૌર્યનો પાઠ ભણાવતી, સ્વદેશ પ્રેમ જગાડતી, સ્ત્રીઓને બોધ લાયક, વિર રસથી ભરેલી, તમારી માનીતી.. ... ફીલમ કંપનીનું ખાસ પીકચર," "મીસ......ના કમાલ કામો, મીસ... ..ની અભિનય કળા, થીએટરપર અસાધારણ દરોડો પડશે વિગેરે.........

હાલમાં બજારે જબરો ઉછાળો મારેલો હોવાથી આટલી પેઢીઓએ તાજાતોજ સોદા નોંધાવી માલની ખરીદી કરી છે. હજી પણ ઉઠાવ સારો થતા સંભવ છે. બીજા સોદાઓ નોંધાતા જાય છે. હવે પછી........

શારદા સેવક.

થોડીજ નકલો બાકી છે માટે વહેલો તે પહેલો

આ પુસ્તકના વાંચકોને ખાસ અડધી કિમ્મતે
સુંદર ચિત્રોથી સુશોભિત, રસસાગરથી ઉછળતી
અત્યંત લોકપ્રિય નવલકથા

# પ્રમાદધનની પ્રભુતા

અથવા

# સરસ્વતીચંદ્રનો ઉપસંહાર.

બીજી આવૃત્તિ પાકું સોનેરી પુઠું, ગ્લેજ કાગળ, મ્હોટી
સાઇઝ ૪૦૦ પૃષ્ઠનું રસિક, બોધક વાંચન
આ નવલકથાની કિમ્મત રૂ. ૪-૮-૦ હોવા છતાં

**મોજ-મજાહની ઓફિસમાંથી રૂ. ૨-૪-૦**

ની કિમ્મતે મળશે. બ્હારગામ માટે પોસ્ટેજ જુદું.

મોજ-મજાહ કાર્યાલય
ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઇ નં. ૪

---

**અસલ વશીકરણયંત્ર** આ ચમત્કારી યંત્ર હાથે બાંધી જેની સાથે તમે વાત કરશો કે નજર મેળવશો તે વશ હોય એવું અમારો યંત્ર "મનો કામના સિધી" બુક મંગાવનારને મફત રૂ ૧ાા
ચેતો ! નકલી ચોપડીયોમાં ફસાશો નહિં

## અસલ ચીત્રોવાળું કોકશાસ્ત્ર

સ્ત્રી પુરૂષોના સર્વ ગુપ્ત ભેદ ગર્ભાધાન સહવાસ નીયમ. યંત્ર-મંત્ર શકુન સામુદ્રિક બાજી કર્ણ ઔષધ કી. રૂ. ૧ાા.

પત્રો-મેનેજર "ગુજરાતી બુક ડીપો" હાથીસ સીટી

---

કહેવત છે કે—

## કરકસર એ બીજો ભાઈ છે!

ત્યારે

નવલકથાઓ, ચોપડી, ચોપાનીયા, વગેરેને માટે નવા ચિત્રોના બ્લોક બનાવી ખર્ચમાં ઉતારવાનું શા માટે પસંદ કરો છો? એક વખત અમારી મુલાકાત લ્યો. ગુજરાતના નામીચા ચત્રકારની પીંછીથી ચિતરેલ ઉત્તમોત્તમ ચિત્રોના બ્લોક અમારી પાસ તૈયાર છે. વ્યાજબ મસ્તા દરે આપીશું. એક વખત નમુનાઓ જોઇ પાસ કરો.

લખો અથવા મળો-મેનેજર-મોજ-મજાહ મુંબાઇ ૪

---

## સર્વ જાતની સાઈકલો

તથા છુટક સામાન મળવાનું ૪૫ વરસનું જુનું
અને ભરોસાદાર ઠેકાણું

## થાણાવાલા એન્ડ કું.

(સ્થાપના ૧૮૮૦)
૪૩૧-૪૩૪, કાલબાદેવી રોડ, મુંબઇ.
(કેટલૉગ મંગાવવાથી મફત મોકલાવવામાં આવશે)

---

સચિત્ર સ્તવન સમશ્લોકી.

## શ્રી સરળ ભગવદ્ ગીતા

લેખકઃ—કાનજી કાલીદાસ જોશી તમાકુવાળાનો માળો
૮૪-૯૨ કાંદાવાડી મુંબઇ.
આવૃત્તિ ૪ થી કિં. આઠ આના,

પ્રાતસ્મરણીય દેવોના દર્શન સાથે સ્તવન કરાવતી આ ગીતા પહેલ વહેલીજ ને સરળ તથા ચિત્રોવાળી હોવાથી લોકોને બહુ ઉપયોગી થઇ પડી છે અને તેની પાંચ હજાર નકલો ખલાસ થવા આવી છે. આવતી દીવાળી ઉપર દશ હજાર નકલ બહાર પડશે.

સચિત્ર સ્તવન સમશ્લોકી

**શ્રી સરળ ભગવદ્ ગીતા પદ્ય**

કિ. આઠ આના માધવબાગમાં બુકસેલર પાસેથી મળશે.

---

## લંડન રાજ—રહસ્ય

અથવા

## મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન

ઈંગ્લાંડના સતરમી સદીના રાજા પ્રીન્સ ઓફ વેલ્સ અને અમીરો તથા 'ઉમરાવ જાદીઓના ચિત્રવિચિત્ર ભોપાળા પાંચ' પાંચ ચિત્રો સાથે દરેક ભાગના ૧૪ આના. આ જા. ખ- લાનનારને૧૦ આના.

મોજ-મજાહ કાર્યાલય મુંબાઇ ૪




લખનારઃ—રા. ગુપ્તદૂત

(ગયા અંકથી ચાલુ)

(૩૦)

...........! હવે શું કરવું એ મ્હને સુઝતું નથી. મદનચંદ્રે જાણી જોઇ આપણી આબરૂને પાયમાલ કરી નાખી છે. આજના ઇવનીંઝ ન્યૂસમાં મદનચંદ્ર તથા એલિસના ફોટા સાથે જે હકીકત પ્રસિધ્ધ થઇ છે તે દેશમાં પણ સહુના વાંચવામાં આવશે. મુંબાઇનાં દૈનિક અને અઠવાડિક પત્રો એ હકીકત મ્હોટા અક્ષરોમાં પ્રસિધ્ધ કરી ધરાકી વધારવાનો પ્રયત્ન કરશે અને તે સાથેજ આપણાં નામ હમ્મેશાંને માટે બદનામ થશે."

મિસિસ વોટસનના મળી ગયા પછી ત્રીજે દિવસે સ્હવારે રંભાએ પોતાની નજીક બેઠેલી ઇંદિરાને ઉદ્દેશી ઉપરોક્ત વચન ઉચ્ચાર્યાં. રંભાના હાથમાં આગલે દિવસે સ્હાંજે પ્રસિધ્ધ થયેલું ઇવનીંગ ન્યૂસ નામનું એક દૈનિક વર્તમાન પત્ર હતું.

અત્રે કહેવાની જરૂર છે કે, રંભા અને મિસિસ વોટસન વચ્ચે જે વાર્તાલાપ થઇ હતી તેમાં મદનચંદ્રનું ખરૂં નામ પ્રકાશમાં આવ્યું ન હોતું. એ વાતચિત વખતે તેનો ઉલ્લેખ કેવળ મિ૦ શર્માના નામથી થયો હતો. ચોવીસ કલાક સૂધી બે હજાર પાઉંડ મળવાની રાહ જોયા પછી મિસિસ વોટસને ઉપરોક્ત દૈનિક વર્તમાન પત્રમાં મદનચંદ્ર અને એલિસના ફોટા સાથે જે ઇંગ્રેજી હકીકત પ્રસિધ્ધ કરી હતી તેનો ગુજરાતી સારાંશ અમે અત્રે પ્રસિધ્ધ કરીએ છીએ.

### એક કાળા આદમીની બદમાશી

ઉપરના ફોટામાં જે પુરૂષ જોવામાં આવે છે તે પોતાને મિ૦ રતિપતિરામ શર્માના નામથી ઓળખાવવા ઉપરાંત પોતે હિંદુસ્તાનના એક મ્હોટા રાજાનો પ્રાઇવેટ સેક્રેટરી છે એમ સહુને કહે છે; પરંતુ એ વાત સાચી હોય એમ લાગતું નથી. મ્હારી કુંવારી કન્યા મિસ એલિસ વોટસન સાથે એ પુરૂષનો પરિચય થોડા દિવસ પૂર્વે હાઇડ પાર્કમાં થયો હતો. મિ૦ શર્મા પોતે કુંવારો છે એમ કહી મ્હારી કન્યા સાથે પ્યારમાં પડ્યો હતો તથા ધીમે ધીમે તેમના પરિચયે પ્રેમનું રૂપ ધારણ કર્યું હતું. શર્માએ મ્હારી કન્યા સાથે લગ્ન કરી મ્હને બે હજાર પાઉંડની રકમ આપવા જણાવેલું હોવાથી તથા તે કુંવારો છે એમ તેના કહેવા ઉપરથી હું માનતી હોવાથી મ્હેં તેમની કોર્ટશિપમાં હરકત ઉઠાવવાનું બીલકુલ ધાર્યું ન હોતું; પરંતુ દિવસ પસાર થવા લાગ્યા તેમ તેમ શર્મા નામધારી કાળા આદમીની વાતોની સત્યતા માટે મ્હારા અંતરમાં શંકા ઉપજવા લાગી. જે હૉટેલમાં તેણે ઉતારો કર્યો છે તે હૉટલમાં છુપી રીતે તપાસ કરતાં શર્મા પરણેલો હોઇ અહીં સ્ત્રી સાથે આવ્યો છે તથા તેની સ્ત્રીએ હમણાં ××× હૉસ્પિટલમાં એક પુત્રને જન્મ આપ્યો છે એવી ખબર મ્હને મળી. પુછપરછ કરતાં એ પુત્ર પ્રસવિની સ્ત્રીને મિ૦ શર્મા પોતાની સ્ત્રી તરીકે નહિ પરંતુ બ્હેન તરીકે ઓળખાવે છે તથા પોતાની એ વિધવા બ્હેનનાં વ્યભિચારની વાત છુપાવી રાખવા માટેજ તે અહીં એ સ્ત્રીને બ્હેન તરીકે ઓળખાવે છે! શર્માની હકીકતમાં હડહડતું જુઠાણું હોવાનો સંપૂર્ણ સંભવ હોવાથી આ હકીકત મ્હારે જાહિરમાં મૂકવી પડી છે. હવે એ રમાં અમારાથી છુપાતો ફરે છે. બે હજાર પાઉંડ આપવાને બદલે અહીંથી નાશી છુટવાનો પ્રયત્ન કરે છે. હિંદુસ્તાનના કાળા આદમીઓ આ દેશમાં આવી કપટકારસ્થાન રચી ભોળી, સરળ હૃદયની ઇંગ્રેજ કુમારિકાઓને કેવી રીતે ફસાવે છે એનું આ પ્રત્યક્ષ જીવંતુ ઉદાહરણ છે. આ સંબંધીની ફરિયાદ અહીંની પોલિસમાં પણ નોંધાવવામાં આવી છે માટે આ શર્મા નામ ધારી કાળા માણસ સંબંધી જેને જે માહિતી હોય તે ખુલ્લી કરવાની વિનંતિ કરવામાં આવે છે.

ઉપરની હકીકત નીચે મિસિસ વૉટ્સનની સહી તથા ઠેકાણું હતું. અસ્તુઃ

રંભાનો હકીકત સાંભળી ઇંદિરાએ તેના હાથમાંથી વર્તમાન પત્ર લઇ ઉપરોક્ત હકીકત વાંચી જોઈ. એ હકીકતમાં કોઇ પણ સ્થળે પોતાનું નામ કિંવા ઉલ્લેખ જોવામાં આવ્યો નહિ એટલે તેણે છુટકારાનો એક દમ મૂક્યો. વર્તમાન પત્રને નજીક પડેલા ટેબલ ઉપર મૂકી દઇ થોડા સમય સૂધી ચિંતામગ્ન રહી તેણે કહ્યું, "આજ સૂધી આપણે જે સાવધાનતા રાખી હતી તે વ્યથ થઇ પડી છે. જે ફોટો આ પત્રમાં છપાયો છે તે જો આપણા દેશનાં પત્રોમાં છપાશે તો મદનચંદ્રના નામની સાથે તમારૂં અને મ્હારૂં નામ પણ કલંકિત થશે."

"ઇંદિરા બ્હેન! મ્હારી મતિ મુંઝાઈ ગઇ છે. આ ભયંકર આફતમાંથી આબરૂ સાચવી બચી શકાય એવો એક પણ ઉપાય મ્હને સુઝતો નથી." અંતરના ઉંડાણમાંથી એક નિઃશ્વાસ મૂકી રંભાએ કહ્યું.

"સંકટ સમયે ગભરાઇ નહિ જતાં ધીરજ રાખવી જોઇએ તથા સૂક્ષ્મ બુધ્ધિથી સંકટમાંથી મુક્ત થવાનો માર્ગ શોધવો જોઇએ. હું એમ ધારૂં છું કે, મિસિસ વૉટ્સને કેવળ પૈસા પડાવવાની લાલચથીજ આવું પગલું ભર્યું છે. તેને જો અમુક રકમ આપી આપસ આપસમાં નિકાલ કરવામાં આવે તો વાત આટલેથીજ અટકે, તથા પેપરમાં પ્રસિધ્ધ થયેલી હકીકતને ઉડાવી

નાખવાનુ પણ બની શકે" ઇંદિરાએ ગંભીર ભાવથી પોતાનો વિચાર દર્શાવ્યો

"તમારૂ કહેવુ અમુક અંશે ખરૂ છે, પરંતુ હાલમા મ્હારી પાસે લગભગ પાંચસો પાઉંડ જેટલી રકમ સિલ્લક છે ઓછામા ઓછી બે હજાર પાઉંડની રકમ લીધા સિવાય મિસિસ વૉટ્સનનું મનનુ સમાધાન થાય તેમ નથી" રંભાએ પોતાની મુશ્કેલી રજૂ કરી

"ત્યારે પછી હમણે હાથ મૂકી જે થાય તે આપણે લાચારીથી જોવુ જોઇએ પોતાની કુંવારી કન્યાને ફસાવવા બદલ મિસિસ વૉટ્સને પોલિસમા ફરિયાદ નોંધાવી છે તેથી વિના વિલંબે પોલિસ મદનચંદ્રને ગિરફ્તાર કરશે તથા ઇન્સાફને અંતે તેમને સજા પણ ભોગવવી પડશે પોલિસ તમારી જુબાની લેવા આવે એવો પણ સંભવ છે, આવી વિષમ વિપદમાથી કેમ છુટકારો મેળવવો એ સૂઝતુ નથી" ઇંદિરાએ પણ નિરાશાનુ દર્શન કરાવ્યુ

પુન બન્ને જણી થોડા સમય સુધી ચુપ રહી એવામા એકાએક કાંઇ વિચાર આવતા રંભાએ ઇંદિરાના બન્ને હાથ પકડી કહ્યુ, "બ્હેન! આજે હુ તમને એક અત્યંત મહત્વનુ કાર્ય સોંપુ છુ જે દુર્ભાગી પુત્રને મ્હે જન્મ આપ્યો છે તેને હુ આજથી જ તમારા હાથમા અર્પણ કરૂ છુ મ્હારા એ અભાગી પુત્રને લઇ આવતી કાલે ઉપડતી સ્ટીમરમા તમે અહીંથી દેશ તરફ ઉપડી જાઓ એવી મ્હારી ઇચ્છા છે તમે મ્હારા પુત્રને [illegible] શિક્ષણ આપી શકો એવી રકમ તમને મળે એવો બંદોબસ્ત હુ કરૂ છુ ઘેર ગયા પછી તમે એકલા મ્હારા પુત્ર રામપ્રસાદને મળજો બીજી જે વ્યવસ્થા કરવાની છે તે હુ અહીં બેઠે જ કરીશ"

ઇંદિરા રંભાના આ વચન સાંભળી વિચારમા પડી ગઇ તેણે કહ્યુ "તમે તમારા મન સાથે શો નિશ્ચય કર્યો છે?"

'કાંઇ નિશ્ચય કર્યો નથી કૃપા કરી તમે મ્હને કાંઇ પૂછપરછ કરશો નહિ ઘેર જઇ રામપ્રસાદને મળવા જવામા તમે સંકોચ રાખશો નહિ એની સાથેની મુલાકાતથી તમને ગેરલાભ નહિ થતા લાભજ થશે' આમ કહી નજીકમા સૂઇ રહેલા પોતાના નવજાત બાળકને ઉંચકી રંભાએ તેના મુખ ઉપર એક ચુંબન કર્યું તે ગમે એવી અધમ સ્ત્રી હોવા છતા પેટના સંતાનનો ત્યાગ કરતા તેનુ હૃદય ભરાઇ આવ્યુ તેની બન્ને આંખો આંસુથી ભીંજાઇ ગઈ ઇંદિરાને વિશેષ કાંઇ કહેવાની ઇચ્છા હોય એમ રંભાના આ વખતના મુખભાવ ઉપરથી લાગતુ હતુ છતા કંઠ રૂંધાઇ ગયેલો હોવાથી તે કાંઇ બોલી શકી નહિ પોતાના કંઠમાની સાચા મોતીની એક માળા કાઢી તેણે એ હતભાગ્ય બાળકના કંઠમા પહેરાવી દીધી અજ્ઞાની બાળક શૂન્ય દૃષ્ટિથી માતાના મુખ તરફ જોઇ રહ્યા પુન એક વખત બાળકને ચુંબન કરી તેને પોતના હૃદય સરસો ચાંપી કાળજાને કઠિન કરી રંભાએ ઇંદિરાના હાથમા આપ્યો પછી તેણે સો પાઉંડની નોટો ઇંદિરાને આપતા કહ્યુ, "કાલેને કાલે તમે અહીંથી ચાલ્યા જજો મદનચંદ્રની અને મ્હારી આબરૂ સચવાય એવો એક રસ્તો મ્હે શોધી કાઢ્યો છે હવે તમારે અમારી ચિંતા કરવાની જરૂર નથી મ્હારા આ અભાગી પુત્રના કંઠમા મ્હે, જે મોતીની માળા પહેરાવી છે તે હમ્મેશાં મ્હારા સ્મરણ ચિહ્ન તરીકે તેના કંઠમા જ રહેવા દેજો"

રંભાનો હેતુ ઇંદિરા અમુક અંશે સમજી ગઈ પરંતુ તે સંબંધી તેણે કાંઇ પૂછપરછ કરવાનુ સમયોચિત ધાર્યું નહિ [illegible] કેવળ પૈસાની ભૂખી કિંવા લક્ષ્મીની લાલચુ હતી, રંભાનો પુત્ર પોતાના કબ્જામા હશે તો લક્ષ્મી મેળવવાની પોતાની ઇચ્છા સહેલાઇથી સફળ થશે એવી જ તેની ધારણા હતી તે રંભા પાસેથી વિદાય લઇ ચાલી ગઇ

બીજે દિવસે દશ વાગ્યે ઇંદિરા દેશ તરફ રવાના થઇ તથા તે જ દિવસે સ્હાંજે સઘળાં વર્તમાન પત્રોમા નીચેની હકીકત પ્રસિધ્ધ થઇ

## હૉસ્પિટલમાં એક હિંદી સ્ત્રીએ કરેલી આત્મહત્યા

×××નામની હૉસ્પિટલમા એક હિંદી સ્ત્રીએ વીંટીમાનો હીરો ચુસી આપઘાત કર્યો છે એ બાઇ સાથે એક હિંદી દાસી હો[illegible] તે એ બાઇના નવજાત બાળકને લઇ હિંદુસ્તાન તરફ આજે સ્હવારેંજ ઉપડી ગઇ છે અજાયબીની વાત એ છે કે, મિસિસ વૉટ્સનની કુંવારી કન્યા મિસ એનિમ વૉટ્સનની મિ૦ રતિપતિરામ શર્માં નામના જે હિંદી તરૂણે લુચ્ચાઇથી પ્યારમા ફસાવી છે તથા જે તરૂણ હમણાં પોલિસના કબ્જામા છે તે તરૂણ સાથે જ આ આત્મહત્યા કરનાર સ્ત્રી થોડા વખત પૂર્વે હિંદમાથી અહીં આવી હતી અહીં આવ્યા પછી તેણે એક પુત્રને જન્મ આપ્યો હતો આપઘાત કરનાર સ્ત્રી મિ૦ રતિપતિરામ શર્માની બાયડી થાય છે કે કેમ એ વિષયની પોલિસ તપાસ ચલાવે છે એ બાઇએ શા કારણથી આપઘાત કર્યો છે એ હજી જણાયું નથી પોલિસની મહેરબાનીથી અમે એ બાઇનો ફોટો મેળવી અમારા આજના અંકમા પ્રસિધ્ધ કરીએ છીએ

અપૂર્ણ

---

## ગુરૂ-શિષ્ય

( થોડા સુધારા વધારા સાથે )

લખનાર—રા. ઉપેન્દ્ર ન. ઠાકોર

પાત્રો—સુરજરામ મહેતાજી, ચંદુ, રતિલાલ, વિનુભાઈ, અને તોફાનીશંકર

### પ્રવેશ ૧ લો

સ્થલઃ—નિશાળ

ગુરૂઃ—છોકરાઓ, જો કે તમે કક્કો શિખી ગયા છો, છતાં આજે મારા વાંચવામાં એક નવીન કક્કો આવ્યો છે તો તે હું તમને શીખવું. ( જરા વિચાર કરીને ) મને વિચાર થાય છે કે હું તમને કાલે શીખવીશ, કારણ કે, મ્હારૂં મન સ્થિર નથી. દવા લેવા દવાખાનામાં જવું છે. ( એમ કહી કકકા વાળો કાગળ પાછો ખીસ્સામાં મુકે છે અને ખિસ્સામાંથી દવાની શીશી બહાર કાઢી ટેબલ પર મુકે છે. )

તોફાનીશંકરઃ—પણ સાહેબ લાવો શીશી, હું દવા લઈ આવું, આપ કહેશો તે પ્રમાણે હું ડોકટર સાહેબને કહીશ ( બાજુમાં મોં રાખીને ) કક્કો શીખવો મટયો, દવા લેવા જવા દે, એટલે રમતા રમતા જાઈશું અને રમતા રમતા આવીશું એટલામાં વખત પણ પૂરો થશે.

ચંદુઃ—આપો સાહેબ તેને શીશી, તે દવા લઈ આવશે.

ગુરૂઃ—કહેવું બરાબર છે, લે તોફાનીશંકર આ શીશી, ડોકટરને કહેજે કે અમારા સુરજરામ મહેતાજીના ઘરમાં તાવ જલદી ઉતરી જાય એવી દવા આપો.

તોફાનીઃ—જાઉં છું, જલદી તાવ ઉતરી જશે એવી દવા લાવીશ.

ગુરૂઃ—અલ્યા ચંદુ, તેને પાછો બોલાવ કેમકે તે મારૂં કહેવું બરાબર સમજ્યો નહીં હોય.

ચંદુઃ—અલ્યા, તોફાનીશંકર ? પાછો આવ, સાંભળ, સાહેબ શું કહે છે તે બરાબર સમજ્યો છે ?

તોફાનીઃ—હા, હા, હા, બરાબર સમજ્યો છું.

ચંદુઃ—ત્યારે શું સમજ્યો છે તે બરાબર મને કહે.

તોફાનીઃ—મ્હને મહેતાજીએ સારૂ કહ્યું છે કે તેમના ઘરને તાવ આવ્યો છે માટે તાવ ઉતરી જાય એવી દવા આપો.

ચંદુઃ—અલ્યા, ‘ ઘરને ’ તાવ આવતો હશે ? એમ નહીં પણ ‘ ઘરમાં ’ તાવ આવ્યો છે, એમ કહેવું. એમ હોય તો ચાલ મહેતાજી પાસે ખુલાસો કરીએ. ( એમ કહી બન્ને સુરજરામ મહેતાજી આગળ આવે છે. )

ચંદુઃ—સાહેબ, આ તોફાનીશંકર આવ્યો.

ગુરૂઃ—અલ્યા તોફાનીશંકર, ડોકટરને શું કહીશ ?

તોફાનીઃ—સાહેબ, ‘ ઘરને ’ તાવ આવ્યો માટે ‘ માં ’ દવા આપો, એમ કહીશ.

ગુરૂઃ—( જરા મોં બગાડીને ) તમે હજુ વ્યાકરણ પણ શિખ્યા નથી. ‘ ઘરમાં ’ એટલે શું ?

તોફાનીઃ—સાહેબ, પણ શિખવાડયું હોય તેને. ‘ઘરમાં’ એટલે ઘરની અંદર બહાર નહિ.

ગુરૂઃ—આ તો જંગલી છે, બેવકુફ ઘરમાં એટલે બૈરાંને.

તોફાનીઃ—પણ તમો તો બેવકુફનાં માસ્તર. સારૂં સાહેબ, ઘરમાં બૈરાંને તાવ આવ્યો છે, એમ કહીશ. ( એમ કહી ચાલ્યો જાય છે એટલે મહેતાજી કક્કો શિખવવાને વાસ્તે ખીસ્સામાંથી કાગળ કાઢવા જાય છે પણ એટલામાં થોડે દૂર જઈ પાછો આવી તોફાનીશંકર શંકાથી પુછવા લાગ્યો. ) પણ સાહેબ, આપના માજી, મોટાં બેન, તથા મહેતીજી એમ ત્રણ છે અને શીશી તો એકજ છે માટે બીજી બે શીશી માગશે તો મ્હારે શું કરવું તેનો ખુલાસો લેવા આવ્યો છું. બધાની ભેગી દવા એકજ શીશીમાં લાવવી હોય તો લાવું.

રતિલાલ ( તોફાનીશંકરને બાજુમાં લઈ જઈ ):—અલ્યા તોફાનીશંકર, બૈરાંનો અર્થ સમજ્યો નહી ? બૈરાં એટલે મહેતીજીને તાવ આવ્યો છે.

તોફાનીશંકરઃ—હા, હવે બરાબર સમજ્યો.

( સુરજરામ મહેતાજી ખીસ્સામાંથી કાગળ કાઢી કક્કો ગાય છે અને તે ગ અક્ષર સુધી આવે છે એટલામાં તોફાનીશંકર દવા લઈ આવે છે )

તોફાનીઃ—સાહેબ, દવા લઈ આવ્યો. ડોકટર સાહેબ તો બહુજ ભલા છે. આપનું નામ દીધું કે દવા તુરતજ આપી.

મહેતાજીઃ—પણ મુરખ, દવા મ્હારા માટે તો નથી લાવ્યો ને ?

તોફાનીઃ—ના સાહેબ, આપનું નામ દઈ આપની મહેતીજીની દવા લાવ્યો છું.

ગુરૂઃ—હજુ બોલવામાં સુધર્યો નહીં. મ્હારા ત્હારાનો વિવેક સમજવો જોઈએ,

તોફાનીઃ—મ્હારૂં શું અને ત્હમારૂં શું એની પણ મ્હારામાં સમજણ નથી ? એમાં શું સમજવું હતું ? મ્હારૂં તે મ્હારું ને તમારૂં તે તમારૂં તે મ્હારું કહેવાય નહિ અને મ્હારૂં તે તમારૂં કાંઈ કહેવાય નહિ.

વિનુભાઈઃ—અલ્યા તોફાની, મહેતાજીનું કહેવું સમજ. મહેતાજીને એમ કહેવાય નહિ કે “દવા આપની મહેતીજી માટે લાવ્યો છું.”

તોફાનીઃ—પણ રતિલાલે શિખવાડયું હતું કે “બૈરાં એટલે મહેતીજી” માટે મહેતીજી અર્થે [illegible]

કહેવા પ્રમાણે "દવા અમારાં બૈરાં માટે લાવ્યો છું." એમ અર્થ થાય.

**રતિલાલઃ**—અરરરર ? બેવકુફ એમ બોલાય કે ? તને સમજણ પડે છે નહિ ? તારી જીભે કાપી નાખવી જોઇએ.

**તોફાનીશંકરઃ**—અરે પણ બેવકુફના ભાઇબંધ જીભ કાપવાના તો પૈસા બેસે છે. જીભ કાપવા માટે આજે મુહુર્ત સારૂં નથી.

ગુરૂઃ—છોકરાઓ, હવે શાંત થાવ, તોફાનીશંકરને હવે કોઇ છેડશો નહીં. અલ્યા તોફાનીશંકર, તું બોલવામાં ચાલાક છે પણ વિવેક શિખ.

**તોફાનીઃ**—શિખવા વાસ્તે મ્હેં લાલભાઇ લસણવાલાને અને તીડાજોશી પાસે મુરત બનાવ્યું હતું, અને જો મુરત પહેલાં શીખું છું તો ભુલી જાઉં છું.

ગુરૂઃ—ઠીક, છોકરાઓ આજે તો તમને ગ અક્ષર સુધી કકકો શિખવવામાં આવ્યો છે બાકીના અક્ષરો કાલે પુરા કરીશું દવા આવી છે અને વખત પણ પૂરો થયો છે, ઘંટ વાગ્યો છે, ચાલો નંબર પુરાવો ૧-૨-૩-૪-૫-૬-૭ વંદેમાતરમ્.

(આમ કહી બધા જાય છે.)

(પહેલો પ્રવેશ સમાપ્ત.)

## પ્રવેશ ૨ જો

### સ્થળ-નિશાળ

ગુરૂઃ—કાલે બાકી રહેલો કંકકો શીખવું; "ગ" અક્ષર સુધી તો તમે સારી રીતે શીખી ગયા. હવે "ઘ" થી શરૂ કરીએ.

(મહેતાજી "ઘ" થી શરૂ કરી કકકો પૂરો કરે છે.)

ગુરૂઃ—છોકરાઓ સાંભળો, કકકો પુરો થયો; માટે હું તમારી પરિક્ષા લઉં કેમ તૈયાર છોને ? અલ્યા તોફાનીશંકર. કકકો તો તને આવડે છેને ?

**તોફાનીશંકરઃ**—હા, સાહેબ બધો તો નહિ પણ થોડો ઘણો આવડે છે.

ગુરૂઃ—એમ કે ? ચાલ ત્યારે તો તારા એકલાનીજ પરીક્ષા લઈ જોઉં છું. પરિક્ષામાં કેવો નીવડે છે ?

(એમ કહી મહેતાજી, એકલા તોફાનીશંકરનીજ પરીક્ષા લેવા લાગ્યા.)

ગુરૂઃ—અલ્યા તોફાની, આ તે લલ્લો કેવો ?

તોફાનીઃ—ભાઇ લાડુ ખાવા જેવો.

ગુરૂઃ—શાબાશ તોફાનીશંકર, તું ઠીક હાજર જવાબી જણાય છે. તેં "લાલાજી" ને બદલે "લાડુ" શબ્દ ગોઠવી દીધો, પણ પદ તૂટવા દીધું નહિ. બોલ તોફાનીશંકર. આ પપો કેવો ?

**તોફાનીઃ**—ભાઇ, પરમેશ્વરને સેવો.

ગુરૂઃ—ખરી વાત, તોફાનીશંકરની બુધ્ધીનો તો પાર નથી. હું પદ મેળવવાની ખુબી ! "પાળો ગાયો"ના બદલે "પરમેશ્વરને સેવો" એવું સુંદર પદ ગોઠવી દીધું (પછી ચંદુ તરફ નજર કરતાં) અલ્યા ચંદ્રકાન્ત. આ તે દદો કેવો ?

ચંદુઃ—ભાઇ દેશબંધુ જેવો.

ગુરૂઃ—બોલ તોફાનીશંકર આ તે મમ્મો કેવો ?

**તોફાનીઃ**—મહેતીજીના જેવો.

ગુરૂઃ—બેવકુફ, શું બકે છે ? આ તો વખાણી ખીચડી દાંતે વળગી. તારૂં ચિત્ત કયાં ફરે છે ?

**તોફાની**—સાહેબ આપે ચંદ્રકાન્તને દદાનો અક્ષર પુછેલો તે ઉપરથી મારૂં દીલ એકદમ દવાખાના ઉપર ગયું અને 'ઘરમાં' એટલે 'બૈરાં' અને 'બૈરાં' એટલે 'મહેતીજી' એ શબ્દો સાંભરી આવ્યા. તેવામાં આપે મને મમ્મા અક્ષરનો સવાલ પુછ્યો તેથી એકદમ મારા મનમાં મહેતીજીના વિચારને લીધે મમ્માના જવાબમાં "મમ્મો મહેતીજીના જેવો" એવો જવાબ ભુલથી અપાઇ ગયો છે માટે માફ કરજો. આપના કહેવા પ્રમાણે માણસ ભૂલને પાત્ર થાય છે !

ગુરૂ—તોફાની, હું તને માફી બક્ષું છું, ફરીને આવી ભૂલ કરીશ નહિ. (ચંદુ તરફ નજર ફરી) પણ અરે ચંદુ, તેનામાં ઝડઝમક અને વર્ણસગાઇ એવા અલંકારોના સંસ્કારો પડેલા છે.

ચંદુ—સાહેબ, પણ ઝડઝમક એટલે શું ?

ગુરૂ—તેનો અર્થ બહુજ ઉંડો થાય છે.

**તોફાની**—સાહેબ, તે કેટલા હાથ ઉંડો હશે ? કોઇ દશ પંદર હાથ ઉંડો તો નહિ હોયને ?

ગુરૂ—ઉંડો એટલે તમારાથી સમજી શકાય નહિ તેવો (તોફાની તરફ નજર કરીને) અલ્યા તોફાનીશંકર તું જો બરાબર ભણશે અને પિંગળ શીખશે તો આગળ જતાં જરૂર સારો કવિ પાકશે. પણ તું જરા તોફાની છે. કેમ વારૂં ચંદ્રકાન્ત.

ચંદુ—સાહેબ, એજ કારણથી તેનું નામ તોફાનીશંકર પાડેલું છે.

ગુરૂ—કેમ તોફાની, ખરી વાત છેને ?

**તોફાની**—સાહેબ ગઇ કાલે મારી ફઇબાને પૂછી જવાબ આપીશ પણ સાહેબ મારો નહિ તો કહું.

ગુરૂ—(ખુશી થઇને) સુખેથી કહે, નહીં મારૂં.

**તોફાની**—ત્યારે સાહેબ, આપ સુરજની માફક ઝમક ઝમક થાવો છો તેથી આપનું નામ આપની ફઇબાએ સુરજરામ પાડ્યું છે ?

ગુરૂ—તોફાની, તુ ખરેખર બુધ્ધીશાળી છે, તારી બુધ્ધીના દાબડાનું ઢાંકણું ઉઘડી ગયેલું જણાય છે.

છોકરાઓ ઘંટ વાગ્યો. નંબર પુરાવો ૧-૨-૩-૪-૫-૬-૭ ચાલો જઇએ. વંદેમાતરમ્ (એમ કહી ચાલતા થયા.)

"ગુરૂ શિષ્ય" સંવાદ સમાપ્ત.




## રશીયાનું ઝવેરાત

ઘણાઓનું એમ ધારવું હતું કે, રશીયાના ઝાર અને તેના પરિવારનો નાશ થવા સાથેજ તેનાં ઝવેરાતનો પણ નાશ થઈ ગયો છે; પરંતુ હાલમાં જાણવામાં આવ્યું છે કે, તે ઝવેરાત સારી સ્થિતિમાં છે અને સોવીયેટ સરકારના હાથમાં સુરક્ષિત છે. તેમાં છ અલંકારયુક્ત નંગો વિશેષ કિંમતી ગણાય છે.

૧ રાજ દંડનું માથું—આ દંડ ૧૭૮૪ માં બનાવવામાં આવ્યો હતો તેનું વજન ૧૦૩ કેરેટ છે જ્યારે તેના માથા પર 'અરલક' નામનો હીરો બીરાજે છે, આ હીરાને માટે ઘણી દંતકથાઓ કહેવામાં આવે છે.

૨ મોતીની માળા—આ માળા ૧૮૬૦ માં બનાવવામાં આવી છે. મોતી અંડાકૃતિનાં અને અતિ ઉજ્વળ છે. 'વજન લગભગ ૨૨૦ કેરેટ છે. ભારતીય પુરાતન હીરાની સાથે આ મોતીઓને ગોઠવવામાં આવ્યાં છે. હીરાનું વજન ૧૩૧ કેરેટ છે.

૩ સેન્ટ એન્ડ્રુના ચિહ્ન રૂપ અલંકાર—આ અલંકાર ૧૭૯૫ માં બનાવવામાં આવ્યો હતો. હીરાઓ ઉત્તમ પ્રકારના તેજવાળા છે. આ હીરાઓ સિંહલ દ્વિપના છે અને તેનું વજન ૧૦૪૨ કેરેટ છે.

૪ રાજ્યચિહ્ન સ્વરૂપ હિરણ્યમય ગોળો—આ ગોળો ૧૭૮૦ માં બનાવવામાં આવ્યો છે. મધ્યમાં આવેલું માણેક ગોળકંકડાનું છે, અને તેની આસપાસ સરખા હીરાઓ જડી લેવામાં આવ્યા છે. શિરે ભાગ પર ખ્રીસ્તી ધર્મની નીશાની ક્રોસની નીચે સિંહલદ્વિપનો એક ૨૦૦ કેરેટ વજનનો ઇન્દ્રનીલમણી જડવામાં આવ્યો છે. મણીનું સૌન્દર્ય અતુલનીય છે.

૫ ન્હાનો રાજમુકુટ—આ રાજમુકુટ પ્રથમ સમ્રાટ્ પૉલના આદેશથી બનાવવામાં આવ્યો હતો, તેમાં જડેલા હીરાઓ ભારતવર્ષના અને બ્રેઝિલના છે. વજન ૫૮૪ કેરેટ છે.

૬ રાજસભાનો મોટો મુકુટ—આ મુકુટને સમ્રાટનો શ્રેષ્ટ મુકુટ ગણવામાં આવે છે. ૧૭૯૬ માં મણી મુક્તાથી સુશોભિત બનાવવામાં આવ્યો છે, આમાં પણ ભારતના પ્રાચીન હીરાઓ શોભી રહ્યા છે, હીરાઓનું વજન ૨૮૦૫ કેરેટ છે. સૌથી ઉપરના ભાગમાં પદ્મરાગ મણી અને બન્ને બાજુએ મુક્તાસરો છે.

* * *

## ત્રણ પગનો બાળક

દિલ્લીમાં ત્રણ પગના એક બાળકને લાવવામાં આવેલ છે. તેના શરીરનો અર્ધો ભાગ સ્ત્રીનો છે! જ્યારે અર્ધો ભાગ પુરુષનો છે! માત્ર તેનું માથું અને મ્હોડું એકજ છે. તેની ઉમર સાત વર્ષની છે, તે સારી બોલી ચાલી શકે છે.

* * *

## અમેરિકાનું લગ્નનું બજાર

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટમાં વિવાહ-વિચ્છેદ—છુટાછેડાનું પ્રમાણ એટલું બધું વધી ગયું છે કે, દરેક સાત જોડામાંથી એક જોડું છુટાછેડા માટે કોર્ટમાં અરજી કરે છે. હાલમાં વૉશિંગ્ટનના સેન્સરે પોતાનો રિપોર્ટ કરતાં જણાવ્યું છે કે, ૨૯૪૪૯૬ દંપતિઓએ અને કેલિફોર્નિયામાં ૪૫૮૩૦ દંપતિઓએ છુટાછેડા માટે અદાલતમાં અરજીઓ કરી હતી. ત્રીજા વર્ષ કરતાં ગયા વર્ષમાં ૧૫૫૪ છુટાછેડાના કેસો વધારે નોંધાયા હતા. હિન્દુસ્થાનના કોર્ટશીપ અને ફ્રીલવના હિમાયતીઓએ આ પ્રશ્ન વિચારવા જેવો છે.

## ચોખા કે અમૃત

નદીયા જીલ્લામાં આવેલા શહાજનપુરમાં ગણેશ મંડળ નામના ગૃહસ્થની સત્તર વર્ષની કન્યા મલિના બાળા થોડા વખત પહેલાં રોગગ્રસ્ત બની બિછાનામાં પડી રહેતી. ગત આસો શુદ પુનમના દિવસે બાબમુડ બાજારમાં આવેલાં દેવસ્થાનની માનતા કરી તેણે ઉપવાસ કર્યો હતો. આખી રાત એકાગ્ર ધ્યાનથી તેણે જાગરણ કરી, દેવનું ધ્યાન ધર્યું હતું. પ્રાતઃકાળમાં નૈવેદ્યના ચોખા ખાઇ તેણે જલપાન કર્યું હતું. બપોરના ભોજન સમયે તેણે બે ચાર કોળીયા અનાજ ખાધું હતું. ત્યાર પછી જમવાની તેને ઇચ્છા થઇ નથી. તેના આત્મીય સ્વજનો તેને ઉત્તમોત્તમ પ્રકારનાં ભોજનો તેની પાસે ધરાવે છે, પરંતુ તે તેનો સ્પર્શ પણ કરતી નથી. આટલા દિવસના ઉપવાસો હોવા છતાં તેનું શરીર જરા પણ ક્ષીણ થયું નથી.

## વિચિત્ર વાર્તા

વર્ધમાન જીલ્લામાં બળગના ગામના રહેવાસી અરવિન્દ સામન્તની એક ગાયે મહિનામાં બે વખત વાછરડાને જન્મ આપ્યો છે!

## મોજ--મજાહ ઈનામમાળા નં. ૩

### રૂપિયા પચ્ચીસનાં સોળ ઈનામો.

નીચે જણાવેલી કુંપનમાં આગામી ગુજરાતી સાહિત્ય પરિષદને માટે

પરિષદના પ્રમુખ થવાને લાયક

### પાંચ યોગ્ય વિદ્વાનોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂા. પચીસનાં સોળ ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ. ૫-૩-૨ નાં એક એક મળી કુલ્લે ત્રણ, દોઢ રૂપિયાનાં આઠ, બાર આનાનાં બે, અને આઠ આનાનાં ત્રણ મળી કુલ્લે સોળ ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ઇનામ મેળવનારને શિર છે.

આ ઈનામનું પરિણામ તા. ૩૧-૧-૨૬ ના અંકમાં આપવામાં આવશે

કુપનં તા. ૨૭-૧-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૧૭-૧-૨૬

પાંચ યોગ્ય વિદ્વાનોનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી. ____________

ઠે. ____________

પે. ____________ ગ્રાં. ____________

# સીનેમાના સમાચાર

લખનારઃ—રા. ચિત્રપટ

**નવી ફિલ્મ—**

**નહારસિંહ ડાકુ**—રોયલ આર્ટ સ્ટુડીયાનું ઐતિહાસિક ચિત્રપટ. લેખક અને ડાયરેક્ટર મી. બી. પી. મિશ્ર બી. એ.

વસ્તુ—ઇ. સ.•૧૭૬૫ ની સાલમાં રત્નગઢના રાજ દરબારમાં ચાલી રહેલી રાજ ગાદી મેળવવાની ખટપટ ઉપરથી ઉપજાવી કહાડવામાં આવેલી છે. વ્યભિચારિણી પ્રધાન પત્ની ચપલાનાં સ્ત્રી ચારિત્રો, રાજગાદી મેળવવાની મહત્વાકાંક્ષામાં ખેલાતા દાવપેચ અને ડાકુ તરીકે ઓળખાતા પણ વસ્તુતઃ રાજ્યના ખરા હકદાર વારસ નહારસિંહ તરફથી તેના પ્રયત્નો ઉંધા વાળવાના થતાં શૌર્ય ભર્યાં પરાક્રમોથી ફિલ્મ ભરપૂર છે. વસ્તુનો પ્લોટ સારો છે પણ જેવો જોઇએ તેવો ઉઠાવ થતો નથી. નહારસિંહ સિવાય, રાજા, પ્રધાન યુવરાજ તેમજ પ્રધાન પત્નીમાંથી એક પણ કેરેક્ટર પુરી રીતે ખીલવી શકાઇ નથી કે જેની છાપ પ્રેક્ષકોના મન પર પડે. કેટલાંક સૅટીંગ્સો સારાં ગોઠવાયાં છે. ફોટોગ્રાફી સાધારણ ઠીક. આઉટડોર લોકેશન્સમાં નહારસિંહ ડાકુની છાવણી ખુલ્લા મેદાનમાં બતાવવા કરતાં ગીરીગુફા જેવા સ્થળે બતાવી હોત તો ઠીક થાત. દસ્યને ખાતર બતાવવામાં આવતા પાધના, સીના અને કેદખાનાના સીનો સારા અને કૌતૂહલ ઉત્પન્ન કરે તેવા છે. એકંદરે મી. મિશ્રની અગાઉની કૃતિઓ કરતાં આ કૃતિ ઠીક કહી શકાય. યુનીવરસીટીની ઉપાધી નહિ ધારણ કરનારાઓ પણ દેશી ફિલ્મના ઉદ્યોગમાં સારી ફિલ્મો રજુ કરી ગયા છે, જ્યારે મી. મિશ્ર જેવા કેળવાયેલા ડાયરેક્ટર અને લેખક પાસેથી અત્યાર સુધીમાં એક પણ માસ્ટર પીસ પીક્ચર ન નીકળે એ અજાયબી ભરેલું છે.

ટાઇટલ—અંગ્રેજીની આબાદ નકલ કરતાં ગુજરાતીની વ્યાકરણ દોષથી ભરપૂર.

## એક જરૂરી સૂચના

‘ગુપ્તદુત’ના તખલ્લુસ નીચે લખાતા અમારા લેખકે ‘મોજ-મજાહ’ વાંચનારાઓનો પ્રેમ અને આદર મેળવ્યો હોવાથી તે નામ ધારણ કરી કેટકને ભ્રમમાં નાંખી ખોટો યશ ખાટવાની ઇચ્છા ન થાય! એવી ઇચ્છા હલકી વૃતિવાળાને શું સ્વાભાવિક નથી?

અમે અમારા વાંચક વર્ગને જણાવવાની જરૂર જોઇએ છીએ કે, તેમના આદરને પાત્ર થયેલ ‘ગુપ્તદુત’ ‘મોજ-મજાહ’ સિવાય અન્યત્ર લખતા નથી.

અ. મો મ.

**અભિનય—**

ચપલા—એગમ ફાતમા-દરેક સીનમાં એકજ પ્રકારની એક્ટીંગ! નામ પ્રમાણે કામમાં કેમ નવીનતા આવતી નથી?

વિમલ—મિસ ઝુબેદા-વાઘ સાથેની રમત વખતે બતાવેલી હિંમત વખાણને પાત્ર છે. સમજીને કામ કરનાર રોયલ સ્ટુડીયામાં જો કોઇ નટી હોય તો મિસ ઝુબેદાજ છે. મુખ પરિવર્તનની અને ભાવ દર્શનની તેની કળા પ્રેક્ષકો પર સચોટ છાપ પાડે છે. તેની પાસેથી કામ લેનાર સારો ડાયરેક્ટર હોય તો દેશી સિનેમા નટીઓમાં તે અગ્રપંક્તિએ આવે.

નહારસિંહ—મી. જીન. કામ ઠીક કર્યું છે અને ભવિષ્યમાં ઉત્તમ નટ થવાની આશા આપે છે.

દુર્જન—મી. ભાવે. મેકઅપ અને અભિનય-થોડું પણ સારૂં

વીરસિંહ—મી. વકીલ-જૂની કીર્તિનાં પાણી ઉતરતાં કેમ દેખાય છે?

ચંદ્રકલા—મિસ સકુ-દેશી નટીઓમાં રાઇડીંગમાં પહેલો નંબર

એકંદરે સાધનની વિપુલતા અને ઉત્તમ નટ-નટીઓનો સ્ટાફ હોવા છતાં બીજી કંપનીઓની હરિફાઇમાં રોયલનાં પિક્ચરો જેવાં જોઇએ તેવાં ફત્તેહમંદ ઉતરતાં નથી, એ દિલગીરી ભરેલું છે. અમો આશા રાખીએ છીએ કે, અગ્રુ શેઠ જેઓ આ ધંધાની ખીલવણી માટે સખ્ત મહેનત કરી રહ્યા છે તેઓ આ ખામી શોધી કહાડી ‘રૉયલ’ પીક્ચરો બહાર પાડવા પ્રયત્ન કરશે.

* * *

**સ્ટુડીયો ટેંપરેચર—**

કહીનૂર—એકાદ મહેનત કરી તૈયાર કરેલું પ્રોડકશન સારૂં જાય જેની ખરી નાડ તપાસવી મુશ્કેલ કે શા કારણે સારૂં ગયું—ત્યાં બીજાં રેલ જતાં ડીગ્રી ઉપર ચડે અને નીચે ઉતરે જેથી કયા પોઇન્ટ પર છે તે જાણવું અને જણાવવું પણ મુશ્કેલ. પણ ટુંકામાં વચગાળે-હાલક-ડોલક-સ્થિતિમાં સદા બજરના પીચરની માફક મર્યાદા વિનાની વધઘટ.

મેનેજરો—સત્તાના શોખમાં ઘડી ઘડીમાં ઉડાવો મારી પાછી જયાં ના ત્યાં.

શનીવાર તારીખ ૧૬ મીથી શરૂ થઈ છે

કોહીનુર ફીલમ કંપનીની મી. દવેની લખેલી

અદ્ભુત રસથી ભરપુર ચતુરાઈ ને સાહસથી છલકતી-ફીલમ

દીલ્હીનો ઠગ



દીલ્હીનો ઠ

જેમાં મીસ ગોહર (લંકાની લાડી) પોતાની સુંદરતા અને અભીનયથી પ્રેક્ષકોના રસથી છલકાવશે મી. દેવારે અને મી. હોપીની જોડીએ તન તોડ મહેનત કરી આ ફીલમને કળા અને અભીનયથી શણગારી છે. તે જરૂર જુવો

**ઇમ્પીરીઅલ સીનેમા** લેમીંગટન રોડ

કાયરેક્ટરો—જુનાઓના ધમ પછાડા-ક્રાઇકને આસાએથ-નવાઓની ગરમી વધતી પણ તે જ્યાં સુધી સ્ક્રીન પર ઝળકી લોકોની ગરમી ન મેળવે ત્યાં સુધી. પછી તો......

કેમેરામેનો—નવા નવા નીકળી પડતાં જુનાઓ ફ્રીઝીંગ પોઇન્ટ પર. કદર-બેકદરની વચ્ચે હાલક ડોલક પરીણામમાં કામ ઠંડુ ગાર.

એકટ્રેસીઝ—ક્યાંક પારો ઉછળી છેક માથે ચડી ઉભરાઇ જઇ બહાર નીકળી ઢળી પડે તો ક્યાંક છેક તળીએ બેસી જતાં ક્યા પોઇન્ટપર છે તે જાણવું પણ મુશ્કેલ. પણ તે તો શરદી ગરમી પ્રમાણે ઠંડી અને જોસ માફક ચડઉતર સ્થિતિમાં.

એકટરો—છાપેલ કારટાંઓની મીનીટે મીનીટે ઉથલપાથલ પણ તાવની ડીગ્રીની માફક ચડેલા પારાને એક ઝટકો લાગતાં પાછા નોરમલ.

લેખકો—ટેંપરેચર જાણવાનું મીટર બનાવવા શોધખોળ ખાતાને ભારી પડ્યું છે જેથી નવો મીટર હાથ લાગે ત્યારે જણાય.

જાહેર ખબર—ટેંપરેચર જાણવી જ મુશ્કેલ

લાગતા વળગતાઓ—ટેંપરેચર ગરમીમાં ઠંડી અને ઠંડીમાં ગરમ.

* * *

મી૦ ચાર્લી ચેપલીને પોતાના તરફથી એક સિનેમા થીએટર ઉભું કરવા નિશ્ચય કર્યો છે. તે તૈયાર થતાં બે વર્ષ લાગશે અને તેમાં પ્રથમ પોતાની બનાવેલી ફિલ્મ રજુ કરનાર છે.

* * *

પ્રસિધ્ધ ફિલ્મ નટી જાસુ પિટસના નામનો ભેદ હમણાં જણાવવામાં આવ્યો છે. તેને બે મારીઓ હતી. એકનું નામ ઇલાયજા અને બીજીનું સુસાન હતું. તેની માતાએ એક બહેનના નામનો આદિ અક્ષર અને બીજીના નામનો અંત્યાક્ષર લઇ તેના નામકરણનો વિધિ કર્યો હતો.

* * *

જગતનો સર્વશ્રેષ્ઠ બાલનટ જેકી કુગન દિનપ્રતિદિન ઉમરમાં વધતો જાય છે એ જોઇ ઘણાને દિલગીરી થાય છે. તેનું પુરં નામ જોન લેસલી કુગન છે. તેનો જન્મ ૧૯૧૪ ના અકટોબરની ૨૬ મી તારીખે લોસ એન્જેલીસમાં થયો છે. તેના માતા પિતા હયાત છે.

× × *

રહી રહીને જાગ્યાં—

કેટલાંક ફેમીલીઓની ખાસ માગણીથી અને લોકોના અસાધારણ દરોડાને પ્હોંચી વળવા માંટે

ખાસ બીજું અઠવાડીઉં—ચાલુ રાખ્યું છે

# રૉયલ આર્ટ સ્ટુડીઆનું અદભુત ચિત્ર




વાઘને બીલાડી માફક રમાડતી મીસ જીલુને જરૂર જોજો મી. જીનની ઘોડેસ્વારી અને વાઘનાં ટોળામાં હિંમત આફ્રીન પોકરાવશે

# સીનેમા મેજેસ્ટીક ગીરગામ

હિંદના સાચા સપુત મી. બી. જી. હેર્નીમેનના સન્માનની ખાસ ઉતારવામાં આવેલી ફીલમ પણ સાથે સાથે જોવાની તક છે

Reg. No B.

# આવે છે આવે છે આવે છે

શ્રી શારદા ફિલ્મ કંપનીનું નવું ચીત્રપટ



# ધર્મી ધુતારો

અથવા

# પોલમ પોલ

ધર્મને નામે ધુતીખાનારા અને ભોળા જનોને ફસાવનારા
સાધુ મહંતોનું ચરિત્ર થોડા વખતમાં

ગીરગામ ઉપરના—

## મેજેસ્ટીક સીનેમામાં શરૂ થશે.

શરૂઆતની તારીખ માટે છાપાંઓ જુઓ

આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ મજાહ પ્રિંટીંગ પ્રેસમાં છાપી
તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે

## જેઓ કંઈ નવુંજ જોવા માંગે છે તેમને માટે

એલન રે અને બ્રુસ ગોરડનના અદભુત કામ
મીસરની રાજ ાની કે ાનાં બનેલો અજબ બનાવ

## એક પરદા પોશ નાઝનીનની નહાસભાગ

આ 'ગાથે' સીરીયલ મુંબાઇમાં તો શું પણ આખા હિંદુસ્તાનમાં હજી સુધી કોઇ પણ ઠાકે.માં રજુ કરવામાં આવી નથી!

દાસ્તાને દિલરૂબા



દૌલતે ફિરઅઉન

મીસર દેશની મહત્વતા! તુરકી જાહોજલાલી
બિલકુલ નુતન સીરીયલ છે. ગઇ કાલથી શરૂ થઇ ગઇ છે!

## તુતનખામનના ખજાનાની શોધ

વિદ્યાના શોખીનો માટે આ પ્રેમરસથી ભરપુર સીરીયલમાં મીસરની આ છેલ્લી શોધખોળને લગતો બનાવ ખાસ જોવા લાયક છે.

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

બે ભાગ કોમિક **રેસ કોર્સમાં જાગેલાં નસીબ** બેહદ હાસ્યરસિક

વખત-પાા, ૭, ૯ાા, ૧ના શની-રવિ ૩ાા વાગે  ભાવ-રૂા. ૨, ૧, ાાા, ાા, ૦ાા

---

બુકીંગ માટે મળો—એમ. સી. પટેલ એન્ડ કાં.
મુન બીલ્ડીંગ કાલબાદેવી રોડ મુંબઇ.



મહા શુદ ૧૧ ] રવિવાર તારીખ ૨૮ મી જાનેવારી ૧૯૨૬ [ પુ ૨ જુ અંક ૪૨

આ અઠવાડીકમા પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલાં નથી અ મો મ

# કુમકુમ પગલે

જિ ઝોટી- ઠુમરી

" કુમકુમ પગલે આવ મગલે !
પર્ણકુટી પાવન કરવા
" કુમકુમ પગલે,

" સાત્વિક રસ નિર્ઝરિણી જ્યોત્સને !
હૃદય તલસ્થ તિમિર હરવા
" કુમકુમ પગલે

" હૃદયગમ નવ જીવન ઉપે !
ચિર શાન્તિ સુધા સઘળે ભરવા
" કુમકુમ પગલે !

" પ્રિયતમ ભાગ્ય પ્રભાકર રશ્મિન્ !
પ્રભુતાને પથ સહચરવા
" કુમકુમ પગલે,

" પરિમલ "




લખનાર—રા એમ મહમૂમ

રે રોડ પર આવેના બીજા મહોલ્લાની પાચ દશ ગલીઓ માથી એક ગલીમા એક માળાના ત્રીજા દાદરે હુ મારા પિતા માતા, અને એક મારા નાના ભાઇ સાથે રહેતો હતો અમો કાઠીયાવાડથી તરતના-મુબાઇ મારા પિતાશ્રીની નોકરીમા હતા તેને અગે આ યા હતા મારા પિતાશ્રી અમારી જ જ્ઞાતીના એક ગૃહસ્થ શેઠની પેઢી ઉપર મુનીમનુ કામ કરતા હતા હુ સ્કુલમા અગ્રેજી છઠ્ઠા ધોરણમા અભ્યાસ કરતો હતો

વર્ષાઋતુની એક આનદદાયક દિવસે મારા દિવાનખાનાની બારીમા બેસી ઝીણા ઝીણા પડતા વરસાદના બિંદુઓ, કાળુ ઘનઘોર આકાશ, ક્વચિત્ થતા વિજળીના ચમકારા, અને વરસાદથી શરીરનો બચાવ કરવા માથા ઉપર એકેકી છત્રી, પહેરેલા રેઇન પ્રુફ કોટ સાથે કોઇ કોઇ સ્ત્રી પુરુષ ગલીમાથી પસાર થતા હતા હુ ઇતિહાસ વાચતો બધા કુદરતી અને દુનવી દશ્યો જોવામા આનદ માનતો બેઠો હતો ત્યા અચાનક મારી દષ્ટિ મારા માળાની સામે આવેલ માળાના એક દિવાનખાનામા પડી આગના દશ્યો અને ઇતિહાસમાથી મારા ચક્ષુઓ બીજી બાજુ વળ્યા શરીરની દરેક ઇંદ્રિયો-શોધક ચક્ષુઓ-આ કામમા મદદ કરવા સતેજ થયા હુ સ્થીર નજરે સામા દિવાનખાનામા મારા નયનોએ શોધેલુ નવુ દશ્ય જોવા લાગ્યો એક મજિ કીમતી પડદાથી સોના વર્ણની નવીન માગે બારી તરફ ચન્દ્રમાને પણ ઝાખુ પાડે તેવુ ગૌરવવાળી કમાનમા જડેલા આયનામા જોઇ, રેશમ જેવા સુવાળા સુદર અને નાગ ફેણ જેવા વાળ

જુલફોને હીકફાક કરતી, નાજુક અવયવોને આમ તેમ ફેરવતી, આયનામાં જોઇ ધીમું ધીમું હસતી ઉભી હતી. મારી જીંદગીમાં આજ કંઇ અવનવા અનુભવ તો થયા. હું તે સુવર્ણ પ્રતિમા પ્રત્યે એકાગ્ર ચિત્તે જોવા લાગ્યો. અચાનક તેણીએ પોતાનાં નયનો આયનામાંથી કાઢી મારી બારી તરફ વાળ્યાં.

નેત્રે નેત્રનું મીલન થતાં પછી પૂછવું જ શું ! જેમ પૉઝેટીવ અને નેગેટીવનું જોડાણ થતાં વિજળી પેદા થાય, તેવી જ સ્થિતિ આ આપના ગરીબ ખાદીમની થઇ. મારા હૃદયમાં પ્રેમમય જ્યોતિ પ્રગટી, હું સ્વર્ગમાં છું કે મૃત્યુ લોકમાં, તે પણ હું તે વખતે કલ્પી શકયો નહિ. મૃગાક્ષીનાં કાતીલ નયનો એ પળમાં મને દિવાનો બનાવી કયાંક અલોપ થઇ ગયાં. હું મંત્ર મુગ્ધ દિવાનાની તોરમાં એ દિવાનખાનાની બીજી દરેક વસ્તુમાં તેણીની મનોહર છબી નીહાળતો ત્યાં ને ત્યાં ચૈતન્ય હિન બેસી રહ્યો. કેટલો ટાઇમ આમને આમ પસાર થઇ ગયો તેનો મને તે વખતે ખ્યાલ રહ્યો નહિ. એટલામાં મારાં માતુશ્રીએ અંદરથી મને જમવા માટે આવવા અવાજ કર્યો. મને તે ભ્રાંતિ જણાઇ. હું સ્વર્ગ સુંદરીના નયનોનું પાન કરતો સ્વપ્નાવસ્થ અવસ્થામાં મારી જગ્યાએ બેસી રહ્યો જ્યારે મારાં માતુશ્રીએ મારા માથા ઉપર હાથ મૂકયો ત્યારે હું મારી સ્વપ્નાવસ્થામાંથી જાગ્રત થયો, અને મારાં માતુશ્રી પ્રત્યે જોયું. મારા માતુશ્રીએ કહ્યું:–" બેટા હસનઅલી, વાંચવામાં એટલો બધો શું ગુંથાઇ ગયો છે, કે તેં મારો અવાજ પણ સાંભળ્યો નહિ ! તથા સાડા દશ વાગ્યા છતાં જમવા આવ્યો નહિ ? "

આજે મારૂં અંતઃકરણ ખોટું બોલી મારાં વહલાં માતુશ્રીને છેતરવા ઇચ્છતું હતું. મહા મહેનતે મેં જવાબ આપ્યો:–" માતુશ્રી, આજે વાંચન કંઇ વધારે હોવાથી હું વાંચવામાં રોકાયો હતો " મારાં વહાલાં અને ભોળાં માતુશ્રી શું સમજે, કે આજે તેના પુત્રની શી સ્થિતિ છે ? હું જમવા ગયો, ખાધું ન ખાધું, લુગડાં પહેર્યાં અને ચોપડીઓ લઇ, મહા મેહનતે દાદર ઉતરી તેજ સ્વર્ગ સુંદરીનો વિચાર કરતો સ્કુલે ગયો. સ્કુલમાં મને કોઇ વિષયમાં અથવા મારા મિત્રો સાથે વાતચિત કરવામાં જરાએ આનંદ પડનો નહિ. ચોપડીઓ ખોલતાં તેમાં તેજ રૂપસુંદરીની છબી મારી તરફ મદભરી આંખોથી નિહાળતી નજર આવતી. નીશાળનો ૭ કલાકનો ટાઇમ મને ૭ વર્ષ કરતાં વધારે લાગ્યો, મહામહેનતે પાંચ વાગ્યા, તરત ચોપડી લઇ કોઇ પણ મિત્રની રાહ જોયા વગર હું તેજ વિચારમાં ઘેર પહોચ્યો. અત્યાર સુધી હું કોઈ દિવસ બારીમાં બેસી વાંચતો નહિ પણ આજથી મેં ત્યાં બેસી મારૂં વાંચવાનું રાખ્યું. જેમતેમ સાંજ પડી હું ખાનામાં જવા તૈયાર થયો. ત્યાં જઇ મેં ખુદાની બંદગી શરૂ કરી. ત્યાં પણ તેજ જન્નતની હુરની મનોહર છબી નજર આગળ તરતી ખુદાની બંદગીમાં મને વિઘ્ન કરવા લાગી. બંદગી પુરી થતાં હું ઘેર જવા રવાના થયો, ખાનાના દરવાજા [illegible] તેજ પ્રભાતમાં જોએલ મદમસ્ત નયનોવાળી મુગ્ધાના દિદાર થયા. હું રોમાંચ અનુભવતો એકી ટસે પ્રત્યે જોવા લાગ્યો. મૃગાક્ષીની અને મારી દષ્ટિ એક થતાં તેણીએ પોતાની દૃષ્ટિ મગરૂરી સાથે બીજી બાજુ ફેરવી અને બીજી યુવતીઓ સાથે મંદ હાસ્યથી વાત કરતી, હંસગતીથી બીજી બાજુએ મારી નજર સમક્ષથી ચાલી ગઈ. મારા પગો આગળ ચાલવાને નિર્બળ બની ગયા અને મારા હૃદય ઉપર વજ્રઘાત થયો. મહામહેનતે હું ઘેર પહોંચ્યો, ત્યાં જઇ મેં વાંચવાનો વિચાર કર્યો પણ મારૂં ભ્રમિત ચિત્ત તેમાં પરોવાયું નહિ. આખરે કંટાળી મેં ચોપડીઓને રૂખસદ આપી અને સામા દિવાનખાના તરફ જોવા લાગ્યો, પણ રૂપસુંદરીનાં દર્શન થયાં નહિં. આખર કંટાળી હું હારમોનીયમ લઇ મારા ઉદ્વેગ પામેલ મનને શાન્ત કરવા નીચલી ગજલ સાથે ગાવા લાગ્યો:—

સરબને વસ્લ પીલા, માઇ ડીઅર કમ ટુ મી;
દર્દ દિલકા હો દવા, માઇ ડીઅર કમ ટુ મી.
જીંદા રે સકતા નહિ, મેં કુછી તેરે બગૈર;
બાખ્સ દે મેરી ખતા, માઇ ડીઅર કમ ટુ મી.
ઇસાસે બહેતર હૈ કે તું, કત્લ હી કર દે મુઝકો;
હીજ્રકી દે ન સજા, માઇ ડીઅર કમ ટુ મી.
ખુંકર રહી હૈ દીલગા, તેરે લબકી સુરખી;
લબસે લબકો મીલા, માઇ ડીઅર કમ ટુ મી.

હજી હું ઉપલી ગજલ પુરી કરૂં ત્યાં મારા આતુર નયન દિવાનખાના તરફ વળ્યાં, ત્યાં મેં વિજળીના પ્રકાશમાં એક સુવર્ણ પ્રતિમાં ઉભેલી જોઇ. હા, તેના જન્નત કે જેના મદમસ્ત નયનોએ આજ મારી આ સ્થિતિ કરી હતી. હું મારા હારમોનીયમ અને ગાવાનું ભૂલી તે પ્રતિમા પ્રત્યે વિહ્વળ દશાએ જોવા લાગ્યો, અત્યારે તેણી જન્નતની હુરને પણ પોતાના સૌંદર્યથી ઝાંખ કરી નાખે તેમ દીસતી હતી. મોતીઆરગનો ફ્રાક, કાનમાં હીરાનાં લટકણ, દુધ જેવા સફેદ પાતળા હાથના પોંચા ઉપર સોનાની ચાર ચાર બંગડીઓ, અને રેશમ જેવા લાંબા કાળાં જુલ્ફો હવામાં આમ તેમ ઉડી તેના સૌંદર્યમાં ઓર વધારો કરતાં હતાં. હું પાછું સૌંદર્યનું પાન કરતો એક નજરે ખુદાની કુદરત ઉપર આફ્રીન પોકારતો તે પ્રતિમા તરફ આરસના પુતળાની માફક જોવા લાગ્યો, પણ ખુદાને તે ગમ્યું નહિ. નાજનીન વિજળીના ચમકારાની માફક દીવાનખાનું છોડતાં પોતાના નાજમાં મને દિવાનો બનાવી ચાલી ગઇ. વીજળીનું અજવાળું હોવા છતાં મને તે દિવાનખાનામાં અંધકાર ફેલાયેલો જણાયો. મારા મન ઉપરનો કાબુ હું ગુમાવી બેઠો લાચારી સાથે હું ત્યાંથી ઉઠયો, અને લથડતા પગે મારા બીસ્તર પર ગયો. ત્યાં કેટલાક કલાકો સુધી હું અર્ધ નિદ્રામાં તે લાવણ્યમયી લલનાની છબી બંધ આંખે જોતો પડયો રહ્યો મને કયારે નિંદ્રા આવી તેની મને ખબર નથી. સ્વપ્નામાં પણ મારી તેજ સ્થિતિ હતી. સવારે વહેલા ઉઠી નાહી ધોઇ [illegible] ખાનામાં ગયો. આવતાં જતાં આતુર નયનોએ ચકોર આંખો

બહુજ શોધ કરી પણ તે બધુ મિથ્યા હતું. મને મારી ચોપડીઓ, સ્કુલ, હરવું ફરવું બધું શૂન્ય જણાવા લાગ્યું. માત્ર એક જ યાદી દરેક સેકન્ડે અને દરેક પળે મારા અંતઃકરણ ઉપર કાબુ મેળવી મને દિવાનો બનાવી મુકતી હતી. હંમેશાં હું ઘણો ખરો ટાઈમ મારી પાસે બેસી રહેતો-જવલેજ સેકન્ડભર દિલબરના દિદાર થતા પણ તે ઉલટા મનોબળને શાન્ત કરવાને બદલે વધારે વ્યગ્ર બનાવી મુકતા. દિન પ્રતિદિન મારી હાલત બગડતી ચાલી, ખાવા પિવા પર રૂચી થતી નહિ, ઘણી વખતે નિદ્રામાંથી એકદમ ઝબકી ઉઠતો અથવા કંઇ બબડતો. આથી મારા માબીત્રોને મારા માટે બહુજ ચિંતા થવા લાગી. અને જ્યારે મારા પિતાશ્રી મારી આ હાલત થવાનું કારણ પુછતા ત્યારે હું શર્મનો માર્યો તેમની પાસ આ વાત ન કરતાં બીજીજ વાત કરી તેમના ઉદ્વેગ પામેલ મનને શાન્ત કરવા કોશીષ કરતો. એક દિવસે હું સ્કુલે જતો હતો. ત્યાં એક છએક વર્ષના છોકરાએ મારા હાથમાં એક બંધ કવર મુકયું અને તે આપી હું તેને કંઇ પુછું તે પહેલાં ત્યાંથી તે દોડી ગયો. મેં બહુજ ઉત્સાહથી કવર ફોડયું, તેમાં નીચે મુજબ હકીકત હતી.

મુંબઇ તા. ૧૧ મી ઓગસ્ટ

મહાશય

અમુક વખત થયાં બારીમાં બેસી મારી તરફ એકી નજરે નીહાળતાં આપનાં નયનો, વદન, અને હાવ ભાવોથી હું સમજી શકી છું કે આપ મારા પ્રેમમાં દિવાના બન્યા છો પણ મહાશય તેમાં આપ ભૂલો છો. કારણ કે જેમ શાહમૃગનાં ઇંડાં બરાબર મોતી જેવી અલભ્ય વસ્તુ મેળવવા નિર્થક કોશીષ કરવી તેમ મારો પ્રેમ મેળવવો નિર્થક છે. તમારા જેવી સ્થિતિના ગરીબ યુવક સાથે પહેલાં તો હું જ શાદી કરવાની હા પાડી શકું નહિ. મારા પિતા પણ તમારા જેવા ગરીબ યુવકને પોતાની એકની એક પુત્રી આપી પોતાની શ્રીમંતાઇ, આબરૂ અને ખાનદાનીને ધકકો પહોંચાડી દુનીઆની ઘૃણા પોતાપર વહોરી લેવાને તૈયાર થાય જ નહિ. તેથી કૃપા કરી મારા પ્રત્યેના મોહને છોડી દેવા યત્ન કરશો. આ પત્ર ફાડી નાખજો, તથા વળતો ઉત્તર લખવા મેરબાની કરી તકલીફ લેશો નહિ.

લી. રોશન

પત્ર વાંચ્યો, મારૂં મસ્તક ફરવા લાગ્યું. હું રસ્તા પરની એક દુકાનના ઓટલા પર બેસી ગયો અને મનમાં બબડયો, શું ખુદાએ શ્રીમંતોને અને ગરીબોને આ દુનીઆમાં ઓછાવત્તા હક આપી મોકલ્યા હશે ?

શ્રીમંત પોતાની પુત્રી એક ગરીબ માબાપના પુત્ર સાથે પરણાવે તેમાં દુનીઆ તેની ચર્ચા અને અવગણના કરતી હશે. શું શ્રીમન્ત પુત્રી એક ગરીબ યુવકને ચાહી ન શકે ? અરે ! મારે શા માટે તે બાબત બબડવું જોઇએ. તેણીની ઇચ્છાઓ આડે આવવાનો મને શો હક છે ? મારે મારા પિતા અને મારા મનને શા માટે દુખવવા જોઇએ ? "રોશન" તમારું શબ્દે શબ્દ કહેવું ખરૂં છે. હું મારી કરેલી દરેક ભૂલ માટે અંતઃકરણથી ખુદા પાસે માફી માગીશ. તમારા ખ્યાલને હું મારા હૃદય પરથી દુર કરવા કોશીશ કરીશ. ઓહ ખુદા ! હું દિલને આટલું આટલું સમજાવું છું છતાં તે સમજતું નથી આખરે કોઈ પણ નિશ્ચય ઉપર આવ્યા વગર હસનઅલી ત્યાંથી ઉઠી નીચાજે ગયો. ગુલામહુસેન નામના તેનીજ જ્ઞાતીના અને તેના કલાસમાં અભ્યાસ કરતા તેના એક મિત્રે પૂછ્યું, "મારા વહાલા મિત્ર હસનઅલી, આજ કેટલાક દિવસો થયાં તારૂં મન કંઇ અવનવા વિચારોમાં મુંઝાએલું દેખાય છે. મેં તને બે ત્રણ વખત પૂછ્યું, પણ તેં જવાબ આપ્યો નહિ. ભાઇ હું તારો ખરો મિત્ર છું. હું તને વચન આપું છું કે તારા કામમાં તન, મન અને ધનથી મદદ કરવા તૈયાર છું. બોલ, વહાલા મિત્ર બોલ, દીલગીર થા નહિ. તને મારા સોગન છે કહે. અને મારામાં વિશ્વાસ રાખ "

ભાઇ ગુલામહુસેન, જયારે તેં મને તારા સોગન આપ્યા ત્યારે મારે તને તે બાબત જણાવવી જોઇએ. અને તે હું તને આપણે સાંજરે ફરવા જઇશું ત્યારે કહીશ.

સાંજરે તેઓ ચોપાટી ઉપર ફરવા ગયા અને એક જગ્યાએ રેતીમાં બેઠા પછી હસનઅલીએ અથથી ઇતી સુધી દરેક બાબત ગુલામહુસેનને જણાવી. ગુલામહુસેન આ સાંભળી વિચારમાં પડયો. આખરે હસનઅલી પ્રત્યે બોલ્યો, "વહાલા મિત્ર, મારૂં કહેવું માન તો આ છંદ છોડી દે અને તારા માબીત્રો, દોસ્તો તથા તારા અંતઃકરણને નારાજ કર નહિ. ખુદાની ખાતર તેણી પરના પ્રેમમાંથી તારા મનને વાળી લે"

જ્યારે હસનઅલીએ આ સાંભળ્યું ત્યારે તેણે કહ્યું, "હું નહોતો ધારતો કે મારો જાની દોસ્ત પણ મને એકદમ નાહિંમત બનાવવા કોશીશ કરશે. આ જાન જાય તો ભલે પણ હું તેનો પ્રેમ મેળવવા જમીન આસમાન એક કરીશ. ભાઇ તું જા, મને આ સ્થિતિમાં રહેવા દે.

ગુલામ હુસેને જ્યારે હસનઅલીના મુખેથી ઉપલી વાત સાંભળી ત્યારે તે હસનઅલી ઉપર કુરબાન થવાને તૈયાર થયો, અને બોલ્યો, "શાબાશ, વહાલા દોસ્ત હસનઅલી હું નહોતો ધારતો કે તું તેણીની મહોબતમાં આટલો બધો મુસ્તકીમ છે, ખુદા જરૂર તારી ઉમેદ બર લાવશે."

હસનઅલી ગુલામ હુસેનના ગળે વળગી પડયો. "શું વહાલા ભાઇ ગુલામ હુસેન, ખુદા મને મારી માશુકા મેળવી આપશે ?"

ગુલામ હુસેને કહ્યું, "ચોકસ ખુદાવંદ કરીમ તારા જેવા પાક મહોબતમાં પડેલ મરીઝને બચાવશે અને તારી નેક ઉમેદ પુરી કરશે. ચાલો આપણને અહિં ઘણો ટાઇમ થયો." આમ કહી બન્ને શાંન્ત ચિત્તે ઘર તરફ પાછા ફર્યા. બીજે દિવસે સ્કુલે જતાં તેણે રોશનના બાપા પાસે પરસબાનમાં લખેલ ખબર અને તેની બીજી બાજુમાં સેન્ચેસ્ટર મોટરકાર નંબર. ૯૯ ફે.

સેંકન્ડ થઇ ત્યાં રોશન, અને તેના માતા પીતા મોટરમાં આવી બેઠાં રોશનના પિતાએ ખટારાવાળાને ચોપાટી ઉપર અમુક ઠેકાણે આવવાનું કહ્યું અને પોતાના ડ્રાઇવરને મોટર સ્ટારટ કરવા ઇસારો કર્યો, હસનઅલી બેગાનાની માફક મોટર પછવાડે જોઇ રહ્યો.

થોડીવારમાં મોટર દ્રષ્ટિ મર્યાદાની બહાર ચાલી ગઇ. મને મારી સ્થિતિનું ભાન થયું. અને આ લોકો ચોપાટી પર શા માટે રહેવા ગયા, તેનું કારણ શોધવા મેં ત્યાં ઉભેલ એક છોકરાને પુછ્યું, છોકરાએ કહ્યું, "રોશનની માની તબીયત બરાબર નથી તેથી તેઓ પોતાના ચોપાટીવાળા બંગલામાં રહેવા ચાલ્યા ગયાં છે."

આ સાંભળી હું મારે રસ્તે ચાલતો થયો, અને મનમાં વિચાર કરવા લાગ્યો, "યા ખુદાવંદ કરીમ, તને તારા આ નાચીજ ગુલામ બંદા ઉપર એટલીએ રહેમ ન આવી? માત્ર જેના દિદારથી હું સંતુષ્ટ થતો હતો, તેને પણ તેં આ તારા કમનસીબ બાળકની આંખો આગળથી દુર કરી! રહમ કર, આ અભાગીના હાલ પર રહમ કર." પાછું યાદ આવ્યું કે દુનીયા તેને ગફુરે રહીમ કહે છે. તે ચોકકસ પોતાના ગુનાહગાર બંદાપર રહેમ કરશે. હવે હું નીશાળેથી આવી ઘેર ચોપડીઓ મુકી હમેશાં ચોપાટી પર જવા લાગ્યો. અને ત્યાં રોશનના બંગલાના દરવાજા આગળ ફૂટપાથ પર પડેલા બેંન્ચ ઉપર બેસી એકીટસે તેણીના બંગલા તરફ કોઇ ખોવાએલી વસ્તુ શોધતો હું એકી નજરે જોવા લાગ્યો. થોડા દિવસ પછી સ્કુલમાં વિન્ટર વેકેશન પડયું આ વેકેશનમાં હું ઘણો ખરો ભાગ રોશનના બંગલા સામે આતુર નેત્રોએ જોઇ પસાર કરતો. મારો વહાલો રફીક ગુલામહુસેન પણ મને સાંત્વન આપતો અને મારી પાસે ઘણો ખરો ટાઇમ પોતાનું ગમે તેવું અમુલ્ય કામ મુકી બેસી રહેતો. આખરે ખુદાવંદે પોતાના નાચીજ બંદા પર રહેમ કરી અને તેની ઇચ્છીત વસ્તુ તેને આટલા ટાઇમ સુધી કસોટી પર બરાબર લીધા પછી સુપ્રત કરવાનો અવસર લાવી આપ્યો ખરો. મારી પરીક્ષાની તે શુભ સાંજરે હું મારા વહાલા દોસ્તની સાથે અમારા કાયમી બાંકડા ઉપર બેસી તેણીના બંગલા સામે મોઢું રાખી ધીમે ધીમે આ ગઝલ બોલતો હતો—

**તુમ્હારા દીલ અગર હમસે ફીરા હૈ,**
**તો બહેતર હૈ હમારા ભી ખુદા હૈ.**
**હમારી કુછ નહિં તકસીર લેકીન,**
**સભી તુઝકો કહેંગે બેવફા હૈ.**
**હુએ હો ઇસ કદર બેજાર હમસે,**
**કહો હમને તુમ્હારા કયા કીયા હૈ—તુમ્હારા**

હજી ઉપલી ગજલ પુરી કરું ત્યાં સુંદર આભુષણોથી સજ્જ થએલ તેજ હસીના વિક્ટોરીઆમાં બેસી બંગલાની બહાર નીકળી. આ વખતે સામેથી એક મોટરલોરીસ પુર ઝડપથી આ તરફ આવતી હતી. હજી કોચમેન ઘોડાની લગામ ખેંચી ધારેલ રસ્તા પર ફેરવે ત્યાં મોટર લોરીસ લગોલગ આવી પહોંચી અને તેની બ્રેક ફેઇલ ગઇ. આ જોતાં મારા મોંમાંથી ભયની તીક્ષ્ણ ચીચીયારી નીકળી ગઇ. હું તરતજ બાંકડા પરથી ઉઠયો. સેકન્ડના છઠ્ઠા ભાગમાં દોડી જઇ તે હુરને મેં મારા હાથમાં એક ફુલની પેઠે ઉંચકી લીધી અને હું આગળ ધપ્યો. ત્યાં અચાનક દરવાજા તરફ જતાં મને ફુટપાથના પત્થરની ઠોકર વાગી. હું બેભાન થઇ જમીન ઉપર પડયો અને બેશુધ્ધ થઇ ગયો, પછી શું બન્યું તે હું જાણતો નથી. બીજે દિવસે બપોરે સુમારે એક વાગે મેં આંખો ખોલી. તરત હું ભ્રમમાં પડી ગયો, કાલ સાંજનો બનાવ, ભપકાદાર વસ્તુઓથી શણગારેલ રૂમ, સુંવાળું નરમ બીછાનું આ બધી વસ્તુઓની હું હજી મારા મન સાથે સમાધાની કરૂં, ત્યાં મારી નજર મારી છાતીપર હાથ રાખી, મહારા ચહેરા પ્રત્યે એકાગ્ર ચિત્તે નિહાળતી, મારા ઓશીકા તરફ બેઠેલ તેજ નવયૌવના પ્રત્યે પડી, મેં ઉપકારવશ થઇ તેણીનો કોમળ હાથ મારા હાથમાં લઇ સ્હેજ દાબ્યો, તેણી ચમકી, મને શુધ્ધિમાં આવેલો જોઇ તેણી મંદ હસી, અને ગદ ગદ કંઠે બોલી, "ખુદાના લાખો શુક્ર ગુજારૂં છું કે આપ શુધ્ધિમાં આવ્યા. કહો, આપની તબીયત કેમ છે અને માથામાં કેવું દર્દ થાય છે?" હસનઅલીએ કહ્યું. "જેના માટે અહોનીશ રાત અને દહાડો હું સુખી સ્વપ્ના નીહાળતો હતો તેનેજ ખુદાએ મારા જેવા કમતરીનની સારવારમાં મોકલી આપ્યાં તો. પછી મારા આ નાનું સુનું દર્દ શી બીસાતમાં. હા, પણ રોશન આપ શા માટે રડો છો? સુંદર આંખો આટલી લાલ થવાનું શું કારણ બોલો, રોશન આંસુ સારતી હસનઅલીના પલંગ પાસે બેસી ભાંગ્યા તુટયા અવાજે બોલી, "પ્યારા હસનઅલી મારી કરેલી ભયંકર ભુલ માટે મને ક્ષમા આપશો?" તે અરસામાં ગુલામહુસેન અંદર આવ્યો. મને શુધ્ધીમાં આવેલો જોઇ તે મને વળગી પડયો અને ખુદાના શુક્ર ગુજારતો પલંગની બાજુમાં પડેલી ખુરસી પર બેઠો. મેં પુછ્યું—"વહાલા ભાઇ, મારા માતા પિતા તથા નાનો ભાઇ આવ્યો છે?" તેણે હા કહી કહ્યું કે બાજુના રૂમમાં રોશનના માતા પિતા પાસે તમારી ફીકર કરતા કાલ સાંજના બેઠા છે, પણ ડાકટર સાહેબે ના પાડી છે તેથી ડાકટર આવતાં તેમની પરવાનગી મેળવી તેમને તથા રોશનના માતા પિતાને અહિ બોલાવશું. ભાઇ હવે તમે જરા આરામ લીઓ ડાકટર સાહેબ આવ્યાથી સર્વને અહિ બોલાવશું." "ભાઇ ગુલામહુશેન ખુદાની મેહરબાનીથી મારૂં દર્દ એકદમ નાબુદ થયું છે. પણ કહે ભાઇ કાલ સાંજે અકસ્માત થયા પછી શું બન્યુ? ગુલામહુસેન અકસ્માતની વાત કરવા નારાજ હતો, પણ હસનઅલીની તીવ્ર ઇચ્છા તે રોકી શકયો નહિ. હસનઅલી તે સાંભળવા તૈયાર થયો. ગુલામ હુસેને વાતની શરૂઆત કરી. "જ્યારે તમે રોશનને વિકટોરીઆમાંથી ઉંચકી તેણીના બંગલાના કમ્પાઉન્ડ તરફ વળ્યા, ત્યારે હું તમારી પાછળ હતો. તમે એટલી બધી ઝડપથી આ કામ કર્યું, કે તમે તેણીને ઉંચકી હજુ જરા આગળ વધ્યા ત્યાં વીકટોરીઆ અને

મોટર લૌરીસનું કુલીઝન થયું. જેથી કોચમેન, ગાડી અને ઘોડો ત્રણેના ટુકડે ટુકડા થઇ ગયા. રોશનને લઇ તમે એટલી બધી ઝડપથી દરવાજા તરફ વધ્યાં કે જ્યાં તમને ગેઇટ તરફ વાળેલ ફુટપાથની ઠોકર લાગી. તમે તમારૂં બેલન્સ ખોઇ દીધું અને જમીન પર પટકાઇ પડયા. મેં રોશનનો હાથ ઝાલી લીધો. અને તરત તમને સુકી હું તમારી તરફ વળ્યો, તમારૂં શીર મારા ખોળામાં લઇ તમને શુધ્ધિમાં લાવવા કોશીશ કરવા મંડયો, ત્યાં રોશન તેમના માણુસોને બોલાવી લાવ્યા. માણુસો તમને ઉચકી બંગલામાં લઇ ગયાં જ્યાં તરત ડાક્ટરને બોલાવવામાં આવ્યા. ડાક્ટરે તમારા માથાનો જખમ ધોઇ પાટો બાંધ્યો, અને આપ કાલ સવાર સુધીમાં શુધ્ધિ આવશે તેમ જણાવ્યું, અને કહ્યું કે કોઇ પણ ગૃહસ્થે આપના રૂમમાં આવવું. નહિ તેમજ કોઇએ ઘોંઘાટ કરવો નહિ. મીસ રોશને પોતાને માટે અને મારા માટે આપની તહેનાતમાં રહેવાનું ડાક્ટર પાસેથી માંગી લીધું. ડાક્ટરે અમને પરવાનગી આપી અને કહ્યું કે અત્યારે હું જાઉં છું સવારે આવીશ. અને તે દરમ્યાન જરૂર પડે તો મને બોલાવવા માણુસ મોકલજો. હું તરત આવી જઇશ. કંઇ ફીકર કરતા નહિ ખુદાનો હુકમ હશે તો ફરી સવાર સુધીમાં ચોક્કસ શુધ્ધિમાં આવશે અને થોડા દિવસમાં સારા થઇ જશે. ડાક્ટરના જવા પછી તરત તમારા માતા પિતા આવ્યાં, પણ ડાક્ટરની ના હોવાને લીધે તેઓ અત્યાર સુધી તમને મળી શક્યાં નથી તથા તમને જોવા બહુ જ ઇંતેજાર છે. ડાક્ટર આવતાં તેમની પરવાનગી મેળવી સર્વેને અહિં બોલાવશું. મીસ રોશન આખી રાત તમારા માથા ઉપર અને છાતી ઉપર શેક કરતાં તમારા ઓશીકે બેસી રહ્યાં છે જ્યારે હું વચમાં એક બે વખત ઝોલું ખાઇ ગયો હતો, તેઓની આંખ પરથી તમે જાણી શકશો કે તેમણે આખી રાત ઉજાગરો કર્યો છે. રાતથી અત્યારે સુધી તેઓ બીલકુલ જંપ્યા નથી. મહામહેનતે મારા કહેવાથી તેમણે માત્ર સવારે કોફીનો એક કપ લીધો છે. તરતજ રોશન વચમાં બોલી ઉઠી, "ભાઇ ગુલામહુસેન, આ ગરીબ બાદીમા તેટલા વખાણને પાત્ર નથી. તમારા મિત્રના મારા પર થએલ અનહદ અહેસાનના બદલામાં હું હતભાગીની તમારા મિત્રની મારા પ્રત્યેની પાક મહોબત જાણી શકી નહિ. તેમજ મેં શ્રીમંતાઇના મિથ્યા આડંબરમાં ખોટી મગરૂરીમાં અને ખાનદાનીના ખોટા ખ્યાલોમાં તેમને હેરાન કર્યા છે તેમજ તેમને મારા તરફથી બહુજ સહન કરવું પડ્યું છે. કાલે ખુદાએ તેમને આ કમનસીબને બચાવવાજ મોકલ્યા હતા. જો તેઓ હાજર ન હોત તો મારી સ્થીતિ પણ મારા કોચમેન ઘોડા અને વિક્ટોરીઆ જેવી થાત તથા આજ હું તેમના પાક કદમોમાં મારા થએલા ગુનાહોની માફી માગવા હસ્તી ધરાવત નહિ. ખુદાની મહેરબાનીથી આજ હું સમજી શકી છું કે ખાનદાની શ્રીમંતાઇના મિથ્યા આડંબરમાં નહિ પણ પોતાની જાતને જોખમમાં નાખી બીજાને બચાવવામાં છે. દરેક શ્રીમંતો ખાનદાન નથી હોતા પણ જેઓ પોતાનું સુખ વેચી પોતાના બીજા દુઃખી, ગરીબ અને મુસીબતોમાં ફસેલા ભાઇઓને મદદ કરી તેમની મુશ્કેલીઓ દુર કરે છે તેઓ શ્રીમંત હોય કે ગરીબ હોય પણ, ખરા ખાનદાન છે. કાલે તમારા મિત્ર મને બચાવવા હાજર હોત નહિ તો પછી આ દુનીઆમાંથી હું સાથે શું લઇ જાત? માત્ર શ્રીમંતાઇના, મગરૂરીના, અને ખાનદાનીના ખોટા ખ્યાલો. ખુદાના લાખ લાખ શુકરાના કે આજ તમારા મિત્રે મને દુનીઆમાં મારા ગરીબ, યતિમ, અપંગ અને અનાથ ભાઇ બહેનોની સેવાનો ખરો માર્ગ દેખાડ્યો. મારા મનમાં ઘર કરી રહેલ ખોટા ખ્યાલોનો તેમનાં વર્તનથી સદંતર નાશ થયો છે. ખુદા મને સદબુધ્ધી આપે અને હું મારા નેક વિચારોમાં જીંદગી પર્યંત કટીબધ્ધ રહું. કહો મારા પ્યારા હસન તમારા પ્રત્યે ચલાવેલ નિર્દય અને ઉચ્છૃંખલ વર્તણુક માટે આ આપની નાચીજ બાંદીમાને તમારા શુધ્ધ અંતઃકરણથી માફી આપી શકશો? આમ કહી તેણી પાછી ગુલામ હુસેનની હાજરીનો ખ્યાલ કર્યા વગર નજરના પલંગ પાસે જમીન પર બેસી ગઇ. રંગ જોતાં ગુલામહુસેન રૂમ છોડી ચાલ્યો ગયો. જ્યારથી મને મારી કરેલ ભૂલ સમજાય છે. અને જ્યારથી મેં તમને નેક, બહાદુર અને સુલક્ષણા જાણ્યા છે, અને જ્યારથી મેં તમને વહાલા કહી બોલાવ્યા છે ત્યારથી દુનીઆમાં એવી એક તમારાથી સર્વોત્તમ વસ્તુ નથી જે મારા આ પડતાં અશ્રુઓ રોકી શકે.

કહો વહાલા હસન, પોતાના કરેલ અઘટીત કર્મનો પશ્ચાતાપ કરતી, અશ્રુઓ સારતી આ રંક દાસીને તેનાં અશ્રુઓ લુછી તમારી અર્ધાંગના બનાવવા હા પાડી શકશો? હસનઅલીએ તેણીનો હાથ પકડી તેણીને પલંગ પર બેસાડી અને કહ્યું.— "વહાલી દીલે આરામ, હું આપને ચાહતો હતો, ચાહું છું અને ચાહીશ. ખુદા આપણી મહોબત જીંદગી ભર નીભાવે એમ હું ઇચ્છું છું. અને ખુદાનો અહેસાન માનું છું કે ખુદાએ મને મારી પ્રિયતમાને બચાવવાને વેળાસર મોકલ્યો, તેમજ તમને તમારા જુના વિચારોમાંથી મુક્ત કર્યા. "શું મારા હૃદયેશ્વરે આ ગુનેહગાર દાસીને તેના ગુનાહોની માફી અને ખરા અંતઃકરણથી માફી આપી હૃદયેશ્વરી બનાવવા હા પાડી!" આમ કહેતાં રોશને તેનું માથું હસનઅલીની છાતી પર નાખી દીધું અને ધીમેથી હસનઅલી જેવા એક નેક અને પાક મહોબતથી ચાહનાર ભવિષ્યના થનાર ખાવિંદને તેણીએ તેની અર્ધાંગના થવાના પહેલા ચીન્હ તરીકે એક મીઠું અને મધુરૂં ચુંબન લીધું. હસનઅલીએ તેણીને પોતાની છાતી સરસી ચાંપી; બહાર એકાએક કોઇનો અવાજ થતાં રોશને પોતાનું માથું હસનઅલીની છાતી પરથી લઇ લીધું અને તીરછી નજરે મંદ હાસ્ય કરતી હૃદયમાં કંઇ નવાજ રોમાંચ અનુભવતી જોવા લાગી.

ડાક્ટર અને ગુલામહુસેન અંદર આવ્યા. ડાક્ટરે હસનઅલીની તબીયત તપાસી અને આનંદમાં આવતાં રોશન પ્રત્યે કહ્યું— "મીસ રોશન, તમારી અદ્ભુત સારવારથી દર્દીની તબીયત ઝપાટાબંધ

સુધરી ગઇ છે. હું ન હોતો માનતો કે તેમની તબીયત આટલી બધી જલદી સુધરી જશે. આ સર્વ માન તમને ઘટે છે. ડાકટરનું વિવેચન સાંભળી રોશનના 'ગુલાબી ગાલો પર શર્મને લીધે લાલ શેરડાઓ પથરાઇ ગયા' અને તેણીએ ડાકટરનો ઉપકાર માનતા પુછ્યું. "ડાકટર સાહેબ હવે તેમના તથા મારા માતા પિતા તથા બીજા સગા સંબંધીઓ જેઓ તેમને મળવા એકદમ આતુર છે તેમને અંદર બોલાવવા રજા છે?", ડાકટરે હા પાડી; તરત મી૦ ગુલામહુસેન દરેકને અંદર બોલાવી લાવ્યા. મી૦ હસનઅલી દરેકને મળ્યા તથા પોતાની તબીયત ખુદાની મેરબાનીથી સારી હોવાનું જણાવ્યું. રોશનના પિતાએ પોતાની વહાલી પુત્રીને બચાવવા જતાં તેમને થએલ નુકસાન માટે તેમનો તથા તેમના માતપિતાનો દીલગીરી સાથે ઉપકાર માન્યો અને હસનઅલીની પિતા પ્રત્યે વિનંતિ ભાવે કહ્યું. જ્યાં સુધી હસનઅલીની તબીયત એકદમ સુધરે નહિ ત્યાં સુધી તમારે તેમજ તેનને આ ગરીબખાનામાં અમને આપની સેવાનો લાભ આપી આભારી કરશો. કેમ ડાકટર સાહેબ મારી અરજ બરાબર છેને. ડાકટરે પણ પોતાની સંમતી દર્શાવી. હસનઅલીના પિતા રોશનના પિતાની માગણીનો અસ્વીકાર કરી શક્યા નહિ અને ત્યાં રોકાવાની હા પાડી.

રોશનના સહવાસમાં હસનઅલીની તબીયત દિનપ્રતિદીન સુધરતી ચાલી અને તેઓ કલાકોના કલાક એક બીજાના સહવાસમાં સ્વર્ગનું સુખ અનુભવવા લાગ્યાં, તેણીને હસનઅલી વગર આખી દુનીઆ શુન્ય જણાવા લાગી, એક દિવસે તેણીએ તેની મા પાસે બધી વાત વિગતવાર કહી સંભળાવી, અમારી વહાલી નુરે નજર, હું અને તારો પિતા પણ એજ વિચારમાં છીએ. અમે જાણીએ છીએ કે હસનઅલી એક હોંશીઆર, ચતુર, અને સુદ્દઢ યુવક છે. હું મારી વહાલી પુત્રીની દરેક નેક ઇચ્છાઓ પુરી પાડવા તૈયાર છું, તારા પિતાશ્રી તેમના પિતાશ્રીને આ બાબત આજકાલમાં વાત કરશે અને તેમની મંજુરી મળતાં અમે તરતમાં તમારા લગ્ન કરી તમને સુખી જોઇ અમારા બાકીના દહાડા ખુદાની ઇબાદતમાં પુરા કરીશું. ખુદા અમારી ઉમેદ પુરી કરે.' હવે હસનઅલીની તબીયત એકદમ સુધરી ગઇ હતી તેઓ બાર હરવાં ફરવા જઇ શકતા હતા, થોડા દિવસ પછી રોશનના પિતાએ હસનઅલીના પિતાને હસનઅલી સાથે પોતાની પુત્રીનું લગ્ન કરવા નિશ્ચય જણાવ્યો જેમાં હસનઅલીના પિતાએ ખુશીથી તેમની માગણીનો સ્વીકાર કર્યો. આજ ખરા આશક અને માશુકનાં લગનનો દિવસ હતો. રોશન આજ હંમેશ કરતાં ઓર આનંદમાં પોતાના વહાલા ખાવીંદને કેમ રીઝવવા તે વિચારમાં બેઠી હતી. સેકન્ડો, મીનીટો અને કલાકો ગણતી હતી.

આખરે મહામહેનતે હ્રદયેશ્વર અને હ્રદયેશ્વરીના મીલનનો પ્રસંગ આવી પહોંચ્યો. રોશન કીમતી આભુષણોથી સજ્જ થઇ સ્વર્ગની રંભાને શરમાવે તેમ પલંગ ઉપર પોતાના પ્રીતમ ખસલત ખાવીંદની ઇંતેજારીમાં બેઠી હતી. થોડીવારમાં કર્ણેન્દ્રી ચમકી અને તરત ઉઠી. તેણી પોતાના વહાલા લેવા બારણા સુધી સામી ગઇ. તેણીએ ખરા અંતઃકરણથી પતિવ્રતા સ્ત્રીએ કરવું જોઇએ તેવું સ્વાગત કર્યું. તરત દિવાખાનાના બારણા બંધ થયાં. તેણી પોતાના વહાલા ખાવીંદના ગળામાં વળગી પડી અને વિનંતિ ભાવે બોલી, "આપે તે ર જે ગજલ ગાઇ હતી તે તમે સાંભળી હતી પણ હું તે વખ શ્રીમંતાઇ અને ખાનદાનીના ખોટા ખ્યાલમાં હતી તેથી બરાબર સમજી ન હતી તથાં આજ હું તેથી ઉલટાજ ખ્યાલોમાં આપ પાકકદમોમાં એક આપની લોંડી તરીકે અરજ ગુજારૂં છું. આપ મને તે ગજલ મારા પર મહેરબાની કરી પાછી સંભળાવે હસનઅલીએ પોતાની વહાલી પ્રિયતના લાલ હોઠો પર એ હારે ચુંબનોનો વરસાદ વરસાવ્યો, અને ખરા દિલથી છાતી સા ચાપી પછી હારમોનયમ લઇ કંઇ ઓર ધુનમાં તે ગજલ ગા લાગ્યો. ગજલ પુરી થતાં રોશન તેને ચોટી પડી. હારમોનીય હારમોન્યને ઠેકાણે રહ્યું તરત બે આત્માઓ એક થઇ સ્વર્ગી સુખ અનુભવવા લાગ્યાં.

હસનઅલીને ભણવાનું છોડી દેવું પડ્યું. કારણ કે તે પિતા તુલ્ય શ્વસુરે પોતાની ઓફીસોનું દરેક કામકાજ હસનઅલી સુપ્રત કર્યું. હજી પણ હસનઅલી રોશને લખેલા પત્રની યા આપી તેણીની મીઠી મશ્કરી કરે છે. આમ આનંદમાં ર પવિત્ર જોડું તેમના સુખરૂપ દિવસો પસાર કરે છે. આજ રોશનના બંગલેથી કોઇ પણ ગરીબ, મીસ્કીન, અપંગ અને અના કંઇ પણ જોઇતું મેળવ્યા વગર પાછો ફરતો નથી, આજે લાખ આત્માઓ ખુદા પાસે આ સુખી જોડાની દરેક નેક મુરાદો પુ કરવા અંતઃકરણથી પ્રાર્થના કરે છે. જાનીસાર દોસ્ત ગુલામ હુસેનને ખુદાએ તેની વફાદારી અને મહેનતનું ફળ આપ્યું કારણ કે હસનઅલીએ પોતાના વેપારમાં તેનો અમુક ભાગ ક આપ્યો છે.

સંપૂર્ણ.

---




### ઇલેક્ટ્રીક બત્તીઓમાં દેવમૂર્તિ

ગત ક્રિસ્ટમસના તહેવારોની અંદર લીવરપુલ શહેરની અંદર ઇલેક્ટ્રીકની બત્તીઓની અંદર એક વિરાટ દેવમૂર્તિ બનાવવામાં આવી હતી. આ દેવમૂર્તિ બનાવતાં સાત માઇલનો ઇલેક્ટ્રીક તાર લાગ્યો હતો અને દસ હજાર બત્તીનો ઉપયોગ કર્યો હતો !

### અપૂર્વ પશ્ચાતાપ !

વિલાયતમાં રમફોર્ડના એક વેપારીને થોડા વખત પહેલાં એક પત્ર મળ્યો હતો. તેમાં ૭ આનાના પોસ્ટલ સ્ટેમ્પ બીડવામાં આવ્યા હતા. પત્રની અંદર લખ્યું હતું કે, "બાલ્યાવસ્થામાં નીશાળે ભણવા જતો ત્યારે આપની દુકાનમાંથી એક રબરનો ટુકડો મેં ચોર્યો હતો, તેની આ કિંમત મોકલી આપવામાં આવે છે"

### શિશુ થીયેટર

હાલમાં બાર્મિંગહામમાં કેરોલ હોલની અંદર બાળકો માટે એક થીયેટર ઉઘાડવામાં આવ્યું છે. આ થિયેટરમાં બાળકોને ઉપયોગી ચિત્તાકર્ષક વિષયો અભિનિત કરવામાં આવશે. ન્યૂયોર્ક અને મોસ્કોમાં પણ અત્યાર પહેલાં આવાં થિયેટરો ખોલવામાં આવ્યાં છે.

### અદ્‌ભુત કબુતર

ઇગ્લેંડમાં કેનટીમાં રહેતા મી. થીંમનું એક પાળેલું કબૂતર ગત સપ્ટેમ્બર માસની ૨ જી તારીખે ઉડીને કયાંય ગયું હતું જેનો પતો મળતો ન હોતો. આ કબૂતરના પગે બાંધવામાં આવેલી ચીઠી પર ૩૫૮-૨૫ નંબર લખવામાં આવ્યો હતો. હાલમાં આ કબૂતર પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકાના વિરા શહેરમાં મળી આવ્યું છે !

### ભેંસે જણેલો વિચિત્ર પાડો

ગઈ તા. ૮ મી જાનેવારીના દિવસે બાર વાગે નૈહાટી સ્ટેશનની માલ ઓફીસની બાજુમાં એક ભેંસ વીયાઈ હતી અને તેણે એક પાડાને જન્મ આપ્યો હતો. પાડાને એક મ્હોડું અને આઠ પગ છે. આ પાડો મૃત અવસ્થામાં બહાર આવ્યો છે છતાં ભેંસ હજી જીવતી છે.

### વગર તારનો ટેલીફોન

અત્યાર સુધીમાં વગર તારના ટેલીગ્રાફની શોધ થઇ છે અને તેનો અમલ પણ થઇ ગયો છે. હાલમાં ટોલેન્ડની અંદર વગર તારના ટેલીફોનની શોધખોળના અખતરાઓ ચાલી રહ્યા છે અને તેમાં ફત્તેહ મળી છે, કહેવામાં આવે છે કે, થોડા વખતમાંજ આ પ્રથા જગતનાં સર્વ દેશોમાં ચાલુ થઇ જશે.

### નસીબનું ચક્કર

માડ્રીડ શહેરમાં રહેતાં એક ગરીબ ધણી-ધણીયાણીને ગયા વર્ષમાં ત્રણ લોટરી નંબર લાગ્યા હતા. ધણીયાણીને ૧૪ શીલીંગ ૮ પેન્સની ટીકીટના પાંચ હજાર અને પાંચસો પાઉન્ડ મળ્યા હતા અને તેના ધણીને સાત હજાર પાઉન્ડ અને બીજી લોટરીમાંથી ત્રણ હજાર પાઉંડ મળ્યા હતા !

### એક ફુટના ૪૦ પાઉન્ડ !

ન્યૂયોર્કમાં જમીનના ભાવમાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે. થોડા વખત પહેલાં એક જમીનનો ટુકડો વેચવા માટે કહાડમાં આવ્યો હતો જેની કિંમત એક ચોરસ ફુટના ૪૦ પાઉન્ડ ઉપજ્યા હતા.

### સંતાન વૃદ્ધિનો વિચિત્ર ઉપાય !

ફ્રાંસમાં લોક સંખ્યા ઘટતી જાય છે તેને અટકાવવા ત્યાંના ધનીકોએ એક વિચિત્ર પ્રકારનાં બક્ષીસની યોજના કરી છે. તેઓએ સૌથી વધારે અને જીવંત સંતાનો ધરાવનારને બક્ષિસ આપવાનું નક્કી કર્યું છે તેઓએ ૨૫૦ પાઉન્ડની કિંમતનાં ૯૨ અને સૌ પાઉન્ડની કિંમતનાં સો ઇનામો બહાર પાડયાં છે. આ ઇનામોમાં સૌથી પહેલું ઇનામ જીતી જનાર જંજ નામનો એક મજૂર છે જેને ચૌદ સંતાનો છે અને બીજું ઇનામ જીતી જનાર કુમ્પેરેન્ટ નામનો એક ગાડીવાન છે જેનાં ૧૧ સંતાનો જીવિત છે !

### સ્ટીમર ઉપર ટેલીફોનની વ્યવસ્થા

દરેક મોટી સ્ટીમરોની અંદર ટેલીફોનની વ્યવસ્થા કરેલી હોય છે. એક ઓરડીમાં બેસી બીજી ઓરડીમાં તે દ્વારા વાતચિત કરી શકાય છે; પરંતુ હાલમાં સ્ટીમરમાં બેસી શહેરની અંદર પણ વાતચિત કરી શકાય એવી વ્યવસ્થા કરવામાં આવી છે, અને તેના અખતરાની શરૂઆત ન્યૂયોર્ક શહેરમાં થઇ ગઇ છે.




લખનાર—રા. નરસોતમદાસ ઝવેરીલાલ

રવિવારનો દીવસ હતો, સંધ્યાકાળનો સમય હતો, તે વેળાએ હું અને નાગેન્દ્ર સર ફીરોજશા ગાર્ડનમાં એક બાંકડા ઉપર બેઠા હતા. વાતના પ્રસંગમાં એ વેળાએ નાગેન્દ્રે મને સવાલ કર્યો કે, "ભાઇ, જો તો ખરો, શું સમયની બલિહારી છે! ક્યાં હીંદુસ્થાનનું ઘોર નિદ્રામાં ઘોરવું અને ક્યાં હાલનુ જાગ્રત થવું! ખરેખર મહાત્મા ગાંધીજીએ પણ હદ કરી; પરંતુ હીંદની આવી જાગ્રત અવસ્થામાં આપણે પણ થોડા ઘણા જાગૃત તો થયા છીએ છતાં ખરેખર દેશને ખાતર કંઇજ હજી ન કરી શક્યા; કેટલીક વેળાએ તો દેશ સેવાનો ઉભરો મારા હૃદયમાં એટલો બધો થઇ આવે છે કે જાણે શુનું શું કરી નાંખું. છતાં પણ તેમાં કોઇ રીતનો સુકરવાર વળતો નથી તેનું કારણ, શું હશે વારુ?"

"ઘણોજ અગત્યનો સવાલ પુછ્યો. આ વિષય વિષે જો ચર્ચા કરવા બેસીએ તો ઘણુંજ છે છતાં તારા સવાલનો ઉત્તર આપી તારા મનનું યોગ્ય સમાધાન કરવાની મારી ઇચ્છાથી તને માત્ર ટુંકમાંજ એ વિષે તને સમજાવીશ." જાણે હું દેશ સેવામા રચીપચી રહેલો એક નેતા હોઉં એ પ્રમાણે ગંભીરતાથી હું બોલ્યો.

"મારા પ્રશ્નોની ઉપયોગીતા વિષેની તારી પરીક્ષાથી મને લાગે છે કે તું પણ સ્વદેશ સેવા વિષેની ચર્ચામાં સારો રસ લેત છે." નાગેન્દ્રે કંઇક સ્મિત કરી કહ્યું, "ખરું છે, તારું અનુમાન ખરુંજ છે, પરંતુ હું તને એમ પૂછું કે જાહેર સવાલોની ચર્ચા વિષે હું જે ભાગ ભજવું છું તેથી તું શું અજાણ છે?" મેં કંઇક આશ્ચર્યથી પૂછ્યું.

"ના, તું જાહેર સવાલોની ચર્ચા અવારનવાર "ગુજરાતી" પત્રદ્વારા તેમજ અન્ય પત્રોમાં કરે છે તેથી હું અજાણ નથી પણ....." નાગેન્દ્ર આ પ્રમાણે આગળ બોલવા જતો હતો, એટલામાં એક પારસી ગૃહસ્થ અમારી બાજુમાં આવીને બેઠા; અને જાણે મને ઓળખતા હોય તેમ બોલ્યા "કેમ, સું વાટ ચાલેચ?"

"આવોને સાહેબ," હું પણ જો કે તે પારસીને ઓળખતો ન હતો છતાં ઓળખતો હોઉં એવો ડોળ કરી બોલ્યો, "આ ઠંડી હવાના વાતોના પ્રસંગો ચાલી રહ્યા છે, આવોને, આમ નજીક બેસોને"

"કંઈ નહી, કંઇ નહી, અહીંજ ઠીક છે, પન માફ કરજો હં, ટમે મને ઓરખતા હોસો પન હું ટમુને નહિ ઓરખી સકતો." તે પારસી ગૃહસ્થ મારા વિવેકથી ગુંચવાઇને બોલ્યા.

"કેમ નહી ઓળખું સાહેબ તમને." મેં વધુ વિવેક દર્શાવવાના ઉદ્દેશથી કહ્યું.

"શું? ટમે મને પીછાનો છોવ? તેણે અજાયબીથી મને સવાલ કર્યો" ત્યારે કહોની કે તે કેવી રીતે, કે હું બી તમુને પીછાની સકું."

અત્યાર સુધી હું એમ ધારતો હતો કે મારા વિવેકનું પરિણામ આટલું બધું કડવું નહી પરંતુ તે પારસીના છેલ્લે પ્રાટલેના સવાલથી મારી સ્થિતિ કંઇક કઢંગી થઇ. તેના સવાલનો જવાબ આપું તો પણ પંચાત અને મુગો રહુ તો પણ પંચાત. આખરે હીંમતથી કહ્યું કે "શું તમારું નામ મી. કાવસશા ચીંચપોકલી વાલા નથી? ચીરા બજારમાં રહો છો, તે?"

"અરે નહીરે બાવા, સું ટમે પન અને આટલી વાર વેર ગુંચવાવીને ટોપ મારી ગોલો ગભરાવીયો." તેણે કંઇક નજીવા ગુસ્સાથી કહ્યું.

"ત્યારે મારી ભુલ હશે, પણ તમારા જેવાજ મારા એક ઓળખીતા પારસી ગૃહસ્થ છે." મેં ફેરવી તોલવાની રીત પકડી.

"વારુ, હોસે" તેણે ટુંકમાંજ પતાવીને મોહું ફેરવ્યું. મારી અને નાગેન્દ્રની વાતમાં આ પ્રમાણે તે પારસી ગૃહસ્થના આવવાથી ભંગ પડ્યો.

ફરીથી અમોએ અમારો વિષય હાથમાં લીધો.

"ત્યારે હવે જો કે તું, વર્તમાન પત્રોમાં આવતા મારા લેખો વિષે જાણે છે તો ખરો છતાં તેં મારા તે લેખો વિષે

બરાબર વિચાર કર્યો હોય એમ જણાતું નથી, કારણ કે વર્તમાનપત્રો વગેરેમાં હું મારા લેખો શા માટે મોકલું છું તે વિષે જો તેં બરાબર વિચાર કર્યો હોત તો આજે જે સવાલો તેં મને પૂછયા તે ન પૂછત" મેં કહ્યું.

"તું તારા લેખો જાહેર પત્રોમાં શા માટે મોકલે છે તે વિષે વિચાર કરવાથી મારા પ્રશ્નનું નિવારણ તે શી રીતે થવાનું છે? તારા લેખ તું જાહેરમાં ચર્ચે છે તેથી તું એક જાતની જાહેર સેવા બજાવે છે એ વાત તો એક નાનો છોકરો પણ સમજે એવી છે તો હું કેમ ન સમજું અને તેથી તે વિષે વધુ વિચાર કરવાપણું ક્યાં રહ્યું?" નાગેન્દ્ર કંઇક વિચાર કરી બોલ્યો.

"ભૂલ છે તારી નાગેન્દ્ર, અલબત્ત જાહેર પત્રોમાં લેખ મોકલવાનો કોઇ પણ રીતે જાહેર સેવા કરવાનો ઉદ્દેશ સમાયેલો છે એ તારી વાત ખરી છે પરંતુ જાહેર સેવા બજાવવા માટે માત્ર વર્તમાન પત્રો જ સાધન છે એવું તારે સમજવાનું નથી. લોકસેવા કરવાના, સ્વદેશ સેવા કરવાના વર્તમાન પત્રો, માસિકો સિવાય અન્ય ઘણાં સાધનો છે; રસ્તાઓ છે છતાં તારા મારા જેવા ઉગતા દેશ સેવકો માટે તો વર્તમાન પત્ર સૌથી પહેલું અગત્યનું અથવા સાધન શા માટે છે એનો ખ્યાલ હજી તને નથી આવ્યો, તેથી હુંજ તને કહું છું કે વર્તમાન પત્રો, માસિકો, દૈનિકો વગેરે ઉગતા દેશ સેવકો માટે અને દેશ સેવક થવાની ઇચ્છા રાખનારાઓ માટે દેશ સેવા કરવાને "પ્રકાશમાં આવવાનું પહેલું હથીયાર છે," "લાઇટમાં આવવાનું સહેલું હથીયાર છે."

વર્તમાન પત્રો વગેરે માણસને પ્રકાશમાં લાવનારાં સાધનો હોવાથી દરેક દેશ સેવકે પ્રથમ "પ્રકાશમા આવવાની જરૂર છે," લાઇટમાં આવવાની જરૂર છે." કારણ કે પ્રકાશમાં આવ્યા પછી જ યોગ્ય રીતે દેશ સેવા કરી શકાય છે." મેં કંઇક છટાથી ઉપર પ્રમાણે કહ્યું.

"ત્યારે શું મારા જેવા દેશ સેવક થવાની ઇચ્છા રાખનારાઓએ પ્રથમ વર્તમાન પત્રો દ્વારા પ્રકાશમાં આવવાની જરૂર છે? મને મારા મનમાં દેશ સેવાના ઘણા ઉભરાઓ ભરેલા છતાં કંઇજ સુકરવાર વળતો નથી તેનું કારણ હજી હું પ્રકાશમાં નથી આવ્યો એ છે?" નાગેન્દ્રે આતુરતાથી પુછયું.

"ખરૂં છે, હવે તું બરાબર સમજ્યો. અલબત્ત-દેશ સેવા માટે પ્રકાશમાં આવવા માટે બીજા ઘણા રસ્તાઓ છે, માત્ વર્તમાનપત્રોજ પ્રકાશમાં આવવાનું સાધન છે એમ મારૂં કહેવું નથી એ તો યોગ્યાયોગ્યના પ્રમાણે સાધનો યોજાય છે પરંતુ તેં અત્યારે પૂછેલા પ્રશ્નોના ઉત્તરમાં મારે જે વાત કહેવાની હતી અને તે માટે દૃષ્ટાંત રૂપે વર્તમાન પત્રોમાં મારા લેખ વિષે મેં જે વાત કાઢી તે વાત એજ છે અને તે તારે તારા પ્રશ્નના ઉત્તર તરીકે ખાસ ધ્યાનમાં રાખવાની છે "પ્રકાશમાં આવો," "લાઇટમાં આવો," "જાહેરમાં આવો," હું કંઇક અભિમાન પૂર્વક બોલ્યો.

"ત્યારે શું દેશ સેવા માટે પ્રકાશમાં આવવાની જરૂર અનિવાર્ય છે? ગુપ્તપણે પ્રકાશમાં આવ્યા સિવાય શું દેશ સેવા ન થઇ શકે?" નાગેન્દ્રે યોગ્ય પ્રશ્ન કર્યો.

"પ્રકાશમાં આવવાથીજ દેશ સેવા કરી શકાય છે એવું પણ મારૂં કહેવું નથી. ગુપ્તપણે દેશોદય કરી શકાય છે પણ તે બન્ને વચ્ચે ઘણોજ અંતર છે, ગુપ્તપણે દેશ સેવા કરવી જેટલી કઠીન છે તેટલીજ પ્રકાશમાં આવી સેવા બજાવવી સહેલી છે. તેનાં દૃષ્ટાંત તરીકે મહાત્મા ગાંધીજીની દેશ સેવા છે, હીંદુસ્થાનના દેશેદેશમાં ફરીને હીંદી પ્રજા સમક્ષ તેમજ નોકરશાહી સમક્ષ પ્રકાશમાં આવ્યા સિવાય માત્ર ગુપ્ત પણેજ દેશોધ્ધાર કરવાનો ઇરાદો મહાત્માજીએ રાખ્યો હોત તો અત્યારે જે જાગૃતી હીંદમાં છે તે કદાપી ન હોત અને આજે તમારા જેવાનો વાતનો પ્રસંગ આજના જેવો કદાચ મોડોજ આવત. માટેજ દેશસેવા ગુપ્ત પણે કરવા કરતાં પ્રકાશમાં આવો." મેં દૃષ્ટાંત સહિત કહ્યું. "શું બાવા, પરકાસમાં "પન હવે ઉઠમનાની ખબર આવેચ કે?" અમારી બાજુમાં મોઢું ફેરવી બેઠેલા પેલા ઉપર જણાવેલા પારસી ગૃહસ્થે, અમારી ચાલતી વાતમાં એકાએક સવાલ કર્યો.

"શું પૂછયું શેઠજી, હું સમજ્યો નથી." મેં વિવેકથી પૂછયું.

"હમો" પારસી-પરક.સ "નીજ વાટ કરોચને?" તે બોલ્યો.

"ના જી, શેઠ, અમારી વાત તો બીજી છે." મેં કહ્યું "માફ કરજો." "કંઈ નહિ સાહેબ."

આ પ્રમાણે વાતના પ્રસંગમાં લગભગ સાડા સાત વાગવા આવવાથી હું તથા નાગેન્દ્ર ઘેર જવા ઉઠયા. મારી વાતથી નાગેન્દ્રના મનમાં બરાબર છાપ પડી હોય એમ મને લાગ્યું તેથી તેના મન ઉપર તે છાપ વધારે દૃઢ કરવા રસ્તે જતાં પણ મેં તેજ વિષય લંબાવ્યો અને કહ્યું કે "કોઇ પણ રીતે પ્રકાશમાં આવો" છાપાઓમાં લખીને, માસિકોમાં લેખો મોકલીને, જાહેર ભાષણો આપીને વગેરે કોઇ પણ રીતે દેશ સેવા કરવા માટે પ્રથમ "પ્રકાશમાં આવો."

આખરે અમારૂં ઘર આવ્યું: અમો એકજ ચાલમાં રહેતાં હતાં. અમે છુટા પડયા ત્યારે નાગેન્દ્રથી એટલું સ્વાભાવિક બોલાઇ જવાયું કે "હું પણ હવે પ્રકાશમાં આવવા જરૂર પ્રયત્ન કરીશ."

લગભગ આઠ દીવસ ઉપર જણાવેલી બીનાને વીતી ગયા. નાગેન્દ્રની પ્રકાશમાં આવવાની તીવ્ર ઇચ્છાથી તેણે જાહેરમાં એક ભાષણ આપવાનો વિચાર કર્યો. તેણે ભાષણ લખ્યું, લગભગ ગોખી પણ કાઢયું, અને આખરે મારવાડી વિદ્યાલયમાં તે ભાષણ માટે અમુક દીવસ નક્કી કર્યો.

પરંતુ બીના એવી બની કે જે દીવસે સાંજના મારવાડી વિદ્યાલયમાં નાગેન્દ્રનું ભાષણ હતું તે દીવસે મગરૂરે અધારાંમ

તે ભાષણનું રીહર્સલ કરવાનું મન નાગેન્દ્રને થયું અને તેથી તેની પત્ની જે વેળાએ વહેલી ઉઠીને રસોડામાં ગઇ કે તરતજ દીવાનખાનામાં પોતે એકલો પડવાથી તે રીહર્સલની તૈયારી કરવા લાગ્યો. રીહર્સલ માટે પ્લેટફોર્મ તો નહોતું તેથી તેણે ઘાસતેલના બે ખાલી ડબ્બાઓ આજુબાજુમાં મુકી તેના ઉપર ચઢી બહુજ ધીમેથી કોઇના સાંભળવામા ન આવે એવી રીતે, પોતાનું ભાષણ શરૂ કર્યું.

લગભગ અડધું ભાષણ ખલાસ થયું હશે એટલામાં ટેબલ ઉપર હાથ પછાડવા જેવું કંઇક વાક્ય આવવાથી, પોતાના પાસે ટેબલ છેજ એવું ધારી તે અંધારામાં હાથ ઠોકવા ગયો કે ઘાસતેલના ડબ્બા ઉપરથી તેનું સમતોલપણું ગયું અને તેથી ડબ્બાઓના ગડગડાટ સાથે નાગેન્દ્ર પછડાયો. તેજ વેળાએ કર્મવશાત્ વાત એવી થઇ કે જે વેળાએ નાગેન્દ્ર નીચે પડયો તેજ વખતે તેની પત્નીએ સગડીમાં ઘાસતેલ રેડી સળગાવવા માટે કાંડી મૂકી અને તેથી મોટો ભડકો થયો. એટલે કે રસોડામાં સઘડીમાં ઘાસતેલ સળગાવવાનો ભડકો અને નાગેન્દ્રના ઘાસતેલના ડબ્બા સાથે પછડાવાનો પ્રસંગ એક સાથેજ થયો.

ડબ્બાઓ સાથે નાગેન્દ્રના પડવાનો અવાજ ઠંડા પહોરમાં બહુજ મોટો થયો, અને તેથી આજુબાજુના માળામા વસ્તા લોકો-તથા તેના પાડોશીઓ જાગી પડયા. "ઘાસતેલના ડબ્બા" કોણે નાંખી દીધા એ પ્રમાણે નાગેન્દ્રની પત્નીએ પણ મોટી બુમ મારી ગભરાઇ ઉઠી

ઘણા માણસો જાગી પડયા તેઓમાંના કોઇકે ચોરની, તો કોઇકે ઉંદરની, તો કોઇકે અગની તો કોઇએ ખુનની, ધાડની વગેરે સૌ સૌના મગજના તે વેળાના પવન પ્રમાણે કલ્પના કરી. અમારી ચાલીનો ભયો પણ ઘાસ તેલના ડબ્બાનો અવાજ અને રસોડામાંની સઘડીમાંથી નીકળેલો ભડકાનો પ્રકાશ રસ્તામાંથી જોઇ આગ લાગેલી ધારી નાકા ઉપર આગના બંબાને બોલાવવા માટે કાચ ફોડવા દોડયો.

જોત જોતામાં અમારા ઘર આગળ માણસનું મોટું ટોળું એકઠું થયું. તેમાંથી કોઇ દુરઅંદેશી શીપાઇને પણ શ્વાસ ભેર તેડી લાવ્યો. શીપાઇ હજી પુછપરછ કરે ત્યાં તો આગના બંબાઓ પણ આવી લાગ્યા. પાણીના નળ ધમધોકાર છૂટયા. અમારો ઘરવાળો શ્વાસભેર દોડતો આવ્યો વિમા વાળાઓની મોટરના ભુંગળા સંભળાયા. હું પણ આ બધી ગડબડાટથી જાગી ઉઠયો પણ નાગેન્દ્રને ત્યાં શું થયું હશે તેની મારાથી કલ્પના ન કરી શકાઇ -

આખરે હું નાગેન્દ્રના દીવાનખાનામાં ગયો, ત્યાં બંબાખાનાનો વડો, પોલીસનો વડો, અમારો ઘરવાળો, વિમાવાળો, પાણીવાળો, વગેરે મોટા અધિકારીઓ નાગેન્દ્ર પાસે પૂછપરછ કરતા હતા. નાગેન્દ્ર જો કે તે વેળાએ ઘણોજ ચાટ પડેલો હતો અને મને જોઇ વધારે ખાસીયાણો પડયો.

અધિકારીઓ વગેરે પૂછપરછ કરી ચાલ્યા ગયા લોકોનું ટોળું પણ વિખરાયું ત્યાર બાદ મેં નાગેન્દ્રને પૂછ્યું "ભાઇ, શું ગરબડ થઇ છે?"

દીવાનખાનામાં હજી મળસ્કાનું અંધારૂં હોવાથી નાગેન્દ્રે મારા હાથમાં પોતાના ભાષણવાળો પત્ર આપી ચાલીમાં ધનવાળાની સળગતી બત્તી પાસે જઇ બોલ્યો. આવો અહીં "પ્રકાશમાં આવો."

સંપૂર્ણ.

## મોજ--મજાહ ઈનામમાળા નં. ૩

## રૂપિયા પચ્ચીસનાં સોળ ઈનામો

નીચે જણવેલી કુંપનમાં આગામી ગુજરાતી સાહિત્ય પરિષદને માટે

પરિષદના પ્રમુખ થવાને લાયક

### પાંચ યોગ્ય વિદ્વાનોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂ. પચીસનાં સોળ ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ. ૫-૩-૨ નાં એક એક મળી કુલ્લે ત્રણ, દોઢ રૂપિયાનાં આઠ, બાર આનાનાં બે, અને આઠ આનાનાં ત્રણ મળી કુલ્લે સોળ ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

આ ઇનામનું પરિણામ તા. ૩૧-૧-૨૬ ના અંકમાં આપવામાં આવશે.

કૂપન તા. ૨૭-૧-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૨૪-૧-૨૬

પાંચ યોગ્ય વિદ્વાનોનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી ____________

ઠે. ____________

પે. ____________ મું. ____________

# સીનેમાના સમાચાર

લખનારઃ—શ્રી. ચિત્રપટ

## નવી ફિલ્મો—

પંચ કલ્યાણ અને પારિજાતક—કૃષ્ણ ફિલ્મ કંપનીનું નવું ચિત્રપટ. દેખાડનાર કૃષ્ણ સિનેમા.

સ્ટોરી-સીનારીઓ અને ડાયરેક્ટર. મી. હર્ષદરાય મહેતા ફોટોગ્રાફર મિ. ચતુરભાઈ પટેલ

ટ્રીક સીનોની ધારવા જેટલી ફત્તેહ નથી મળી એટલું બાદ કરતાં હમેશની માફક મી. ચતુરભાઈની ફોટોગ્રાફી ચોખ્ખી અને સારી. સ્ટોરી લાંબી અને થોડોક કંટાળો આપે તેવી, અને ડાયરેકશનમાં કામના બોજાથી કયાંક ખામી દેખાય છે. જે ખામીને અમે ઉપસ્થિત થયેલી મુશ્કેલીનો ઉલ્લેખ કરવા જરૂર નથી. મિસ એખ્તરી પોતાની ભૂમિકા સારી ભજવે છે. ખાસ કરીને પાગલની કેરેક્ટરમાં એક એક્ટ્રેસની કુશળતાનો નમુનો રજુ કરે છે. મી. પહેલવાન પોતાની કેરેક્ટરને સારો ઇન્સાફ આપે છે. દરોરો સાધારણ-જેમાં બીજાં કારણોમાં એકજ જાતનો રસ પબ્લીકના સ્વાદને રૂચીકર ન હોય એમ પણ સંભાવિત છે.


ધર્મી ધુતારામાં' વાળા-મીસ અમીરબાનુ

દિલ્લીનો ઠગ—રજુ કરનાર કોહિનૂર ફિલ્મ કંપની લેખક મી. દવે. ગયાં અઠવાડીઆમાં રજુ થએલાં દરેક દેશી ચિત્રપટોમાં દિલ્લીનો ઠગ અગ્રસ્થાને છે, એ નીર્વિવાદ વાત છે. ઘણી વખત એવું બન્યું છે કે અમે પ્રેક્ષક વર્ગથી વિરૂધ્ધ મતમાં પણ પડયા હોઈશું, તેવીજ રીતે આ વખતે પણ અમે કહીશું કે મારામારી-કુદાકુદી-દોડધામના ધમપછાડા અને ચુંબન મિમાંસાની શોકીન પ્રજાને કદાચ આ સ્ટોરીમાં રસ પડયો નહિ હોય; પરંતુ અમારા મત પ્રમાણે તો સિનેમા આર્ટની• નજરે જોતાં મી• દવેએ સિનેમા સ્ટોરી તરીકે-સરળ-કન્ટીન્યૂટીવાળી સ્ટોરી તરીકે-"દિલ્લીનો ઠગ" રજુ કરી સિનારીઓ એટલે શું? એમ બતાવવામાં ખરેખર ફત્તેહ મેળવી છે. જો કે, સ્ટોરીનું નામ આપવામાં તેઓ "થીફ ઓફ બગદાદ"નું અંધ અનુકરણ કરવાન્ટ મોહમાં તણાઇ "થીફ ઓફ દેહલી"નું નામ આપવા પ્રેરાયા જણાય છે. કેમકે અમને તો ફિલ્મ જોતાં તેનું નામ "દીલ્લીનો ઠગ" ને બદલે "શેરને માથે સવાશેર" વધારે યોગ્ય લાગ્યું, કારણ કે ઠગની બે બે ત્રણ ત્રણ ટોળીઓ જે પરાક્રમો કરે છે, તે બધાને લજાવનારી બહાદુરી તો કાયસ્થ કન્યાની છે કે જે પાત્ર મિસ ગૌહર ભજવે છે. અને એટલુંજ નહિ પણ આ સ્ટોરીની લીંક પણ ઠગ લોકોને જાગવવા બદલે તેની કથાને જ જણાવી રાખી સરળ વહેનમાં મૂકે છે. તો પછી મી દવે જેવા સિધ્ધહસ્ત સિનરીયો લખનારા પણ નામનું અનુકરણ કરવાને માટે શા સારૂ લોભાતા હશે એ સમજી શકાતું નથી!!!

અભિનયની બાબતમાં જોતાં અમે ભાખેલા ભવિષ્ય પ્રમાણે લાકડાના ઘોડાવાળી મીસ ગૌહર (કે જેનો ફોટો-મોજ મજાહના તા. ૪ થી ઓકટોબરના મુખ પૃષ્ઠ ઉપર એક વાર આવી ગયો છે.) દિવસે દિવસે વધારે ખીલતી જાય છે. લંકાની લાડી કરતાં પણ આ ફિલ્મમાં તે વધારે સારૂં કામ કરે છે, અને અમે આશા રાખીએ છીએ કે જેમ જેમ તે ફ્રી થાય છે તેમ તેમ તે પોતાના ધંધામાં સ્થાન દબાવી બેઠેલી પોતાની સહધર્મી નટીઓનું સ્થાન ઝુંટવી અગ્રસ્થાન લેવાની આશા આપતી દેખાય છે.

આજે ઘણે વરસે મીસ કુતબીને પણ દોરંગી દુનિયા પછી પાછી હાસ્ય રસમાં ડુબકા મારતી ગોવાલણ તરીકે દેખીએ છીએ. અને ડાયરેક્ટર સાહેબ યોગ્ય રીતે કયું પાત્ર કયા કામમાં જોડવાથી વધારે દીપી નીકળે તે હવે કંઈક સમજ્યા હોય એમ જણાય છે.

બીજી બધી કેરેક્ટરો પોતાની જુની સ્ટાઇલો કાયમ રાખી રહી છે.

હવે આપણે તેમાં રહી ગએલી અથવા તો જણાતી થોડી ઘણી ભૂલોનો વિચાર કરીશું—

કાકા ભત્રીજો હાર વેચવા દીલ્લીથી નીકળી ઉજ્જૈન તરફ જાય છે અને કેટલીક મુસાફરી-તે પણ ઘોડાની મુસાફરીએ ઠગ પૂર પહોંચે છે પણ સ્ક્રીન પર લોકેશન્સની પસંદગી અને ટાઇટલસના શબ્દોથી તો જાણે દીલ્લી અને ઠગપુર એકજ હોય

અથવા તો આસપાસનાં પરાંના ભાગ હોય તેમ જણાય છે. આ વાત એટલી મહત્વની નથી એમ માની જવા દઈએ તો "ચૌદ વર્ષના અંતર પછી" પણ ખલીલ અને મિસ ગૌહરના મેકઅપમાં કશો ફેરફાર દેખાતો નથી એ ભૂલ યા બેદરકારી કોની? આવી બારીક બારીક બાબતોમાં હિંદી ડાયરેક્ટરો ક્યારે ધ્યાન દેતાં શીખશે! શું હીંદુસ્તાની સ્ટુડીયોમાં ચાલતાં "ચાલશે" અને "દફડાવો"ના શબ્દો હિંદુસ્તાનીઓ નહિ ભૂલે?

લક્ષ્મી—આખર કામકુંડલા તૈયાર થઇ સીનેમા મેજેસ્ટીકમાં આવવા નકકી થયું છે. આ ખબર જાણતાં કાંઇક "કાળા ચોર"ની યાદી તાજી થાય છે. "અરવલ્લીની નાગણ" માટે જબરી પબ્લીસ ચાલી રહી છે. અસાધારણ ફેરફારની આગાહીના પડઘા પડી રહ્યા છે.

રેણુ—શાન્તિ મેળવવા ગયેલ મી. માણેકલાલને દેશમાં પણ શાન્તિ મળે તેમ નથી લાગતું. સાંભળવા પ્રમાણે મી. કાનજીભાઇ રાઠોડ અને મી. ચીમનલાલ લુહારની જોડી કાઠીયાવાડમાં તેઓની મુલાકાત માટે ગઈ છે. રહસ્ય શું હોય તે તો તેઓ જાણે.

કોરોનેશન—બાબુભાઇની ફીલ્મ "લગન કે લીલામ" પુરી થઇ ગઇ છે અને મી. દવેનો ભમતો ભુત શરૂ પણ થઇ ગયો છે. જ્યારે ઇમ્પીરીયલમાં "અંધેર નગરી," 'શીલાદિત્ય' લાખો વણઝારો વિગેરે પાટીયાંઓ કોહીનુરનાં નવાં પ્રોડકશનોની જાહેરાત આપી રહ્યાં છે. કોહીનુર કાંઇક નવીજ દીશામાં વળશે એવી અફવા છે.

શારદા—દરેકનો બે સ્ટુડીયો કરવાનો પવન તારદેવ સુધી પણ પહોંચ્યો ખરો. "શાહજહાન"વાળા મી. નવલ ગાંધી સ્વતંત્ર કામ કરતા સંભળાય છે અને મી. દીવાના બપોર પછી કામ લેતા જણાય છે. મી. ધનજીભાઇના હાથમાંની પોલંપોલ પુરી થઇ સંભળાય છે. મી. નાનુભાઇ સોલાપુરમાં હવા ફેર માટે હજી રોકાયાના ખબર મળ્યા છે.

મી. વી. બી. જોશી—જાણીતા ફોટોગ્રાફર મી. જોશી એક માસની રજા પર ગયા છે.

મી. મગનલાલ જોશી—સાંભળવા પ્રમાણે ફેકઆરીની આખરમાં આવવાના છે અને કાંઇક નવો પ્રયોગ કરે એમ સંભવિત છે.

જુના દોસ્તો નવા લેબાસમાં—ફાલતુ ફિલ્મ કંપનીઓ તો હાલમાં ફુટીમાં ફુટી રહી જણાય છે પણ જુના દોસ્તો નવા લેબાસમાં "નાટક કંપની અને સાથે સીનેમા કંપની" બેઉનો સંયુ મેળ જુના અને જાણીતા કાર્યવાહકો સ્વપ્ન સૃષ્ટિમાં રમી રહ્યા છે, જ્યારે તો શું ઉદય આપો આપ હરી આપશે.

રૉયલ આર્ટ સ્ટુડીઓ—રૉયલના માલેક મી. એ. હુમેને નેશનલ બેબી વીક માટે હર એક્સેલન્સી લેડી વીલસનની હાજરી [illegible] એક ખાસ [illegible] મદદ કરી છે તે પ્રશંસનીય છે.

મેજર સીનેમા—[illegible] પર આવેલા કોન્ટીનેન્ટલ [illegible] મશહૂર-આગા [illegible] ફીલ્મના મોટા વેપારી-પોતાને [illegible] સાત પગે પાયે કંપનીની ફીલ્મો [illegible] [illegible] જોવા જણાય છે.




લખનારઃ—શે. ગુપ્તદૂત

(૩૧)

રવિવારનો દિવસ હતો. લગભગ ચારેક વાગે રામપ્રસાદ પોતાના દિવાનખાનામાં આમતેમ ફર્યાં કરતો હતો. તેની ચિત્તવૃત્તિ આજે જોઇએ તેટલી પ્રસન્ન નહોતી. તેના રૂવાબદાર ખુબસુરત ચ્હેરા પરની લાલાશ ઉદ્વિગ્નતાને લીધે ઉડી ગઇ હતી. તેનું વદન મ્લાન બની ગયું હતું. તોફાનમાં સપડાયેલી આયુષ્ય નૌકાનું હવે શું થશે? એ વિષે ક્ષણે ક્ષણે તેના મનમાં ચિંતા થયા કરતી હતી. આજે તે ઘણોજ ઉદાસીન બની ગયો હતો. તેના હૃદયપટપર તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. તેનું સ્વસ્થ મન અસ્વસ્થ બની ગયું હતું. સમાધાન વૃત્તિથી રહેનાર રામપ્રસાદ આજે અસમાધાન વૃત્તિનો સાગર બની ગયો હતો. ઘડી ઘડીમાં તે પોતાનાં ભાગ્યને દોષ દેતો હતો અને મનમાં ઉદ્ગાર કહાડતો હતો કે, જીંદગીમાં શું મારા માટે સુખ ઇશ્વરે નિર્માણ કર્યુંજ નહિ હોય?

ગઇ કાલ સુધી આનંદમાં જીવન ગુજારતો રામપ્રસાદ આજે એકાએક અપ્રસન્ન કેમ બની ગયો હતો? તેને આજે શું થયું હતું? એ એક મોટું રહસ્ય હતું. રેણુકા અને રમાને પોતાનાં રક્ષણ નીચે લાવ્યા પછી તેની જીંદગીએ પલટો ખાવા માંડ્યો હતો. રમા અને તે-ઉભયનાં દિલ આકર્ષાયાં હતાં. રમાની વૈધવ્ય દશાની દીન કરૂણ મુખમુદ્રા જોઈ તેનું હૃદય હિન્દુ સમાજની નિષ્ઠુરતા તરફ બળવો ઉઠાવી રહ્યું હતું. રૂઢીભક્ત સમાજની વેદી પર આવી કુસુમકલિનું બલીદાન અપાતું જોઇ તેનું હૃદય કંપી ઉઠતું હતું. જેમ જેમ તે તેના સહવાસમાં વિશેષ આવતો જતો હતો, તેમ તેમ તેનું જ્ઞાન અને પવિત્ર મૂર્તિ તેના હૃદયને વલોવી નાખતાં હતા. સમાજ બંધનો તોડી તેનો કેમ ઉધ્ધાર કરવો એ વિચારણામાં તે આંટા ફેરા માર્યાં કરતો હતો એટલામાં રમાએ તેના દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

રામપ્રસાદની વિચાર માળા તૂટી. અનિમિષ નેત્રે તે રમાનાં મુખારવિંદ તરફ જોઇ રહ્યો. રમાને રામપ્રસાદની દૃષ્ટિમાં આજે કંઇક વિચિત્ર ચમકારાનો ભાસ થયો. તેણે કહ્યું:- "રામપ્રસાદ! કંઇ ચિંતામાં પડી ગયા છો? આજે આટલા બધા ઉદાસ કેમ દેખાઓ છો?'

થોડો વખત રામપ્રસાદ સ્તબ્ધ ઉભો રહ્યો શું કહેવું અને શું નહિ તેની મથામણમાં તે કોઈ ચોક્કસ નિર્ણય પર આવી શક્યો નહિ.

# કેમ સાહેબ! ઉંઘો છો કે જાગો છો??

ગઈ કાલથી લોકો ધમાલ મચાવી રહ્યા-છે તે જાણો છો કે?

રૉયલ આર્ટ સ્ટુડીઓની અસાધારણ સરસ નવી ફીલ્મ

શી શ મ હા લ



શી શ મ હા લ

લોકોનું ખેંચાણ કરી રહી છે—જેમાં હવસનો પડદો ખુલી પડતાં એક શુધ પ્રેમી ઓરત પોતાના ભાઇ થયેલા માટે કેટલી મુશીબતો વેઠી—ફાંસીનાં લાકડાંથી-બચાવી

સાચા પ્રેમીઓની મુલાકાત કરાવે છે

તેનો હુ બહુ ચિતાર રજુ થાય છે.-જરૂર જુવો

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

શની-રવી તહેવારને દિવસે વધારાનો ખેલ ૩ વાગે દરરોજ ૫-૭-૯-૧૧

---

આવે છે. લક્ષ્મી પીકચર્સની નવી ફીલ્મ આવે છે.

## -માધવ—કામકુંડલા

# દઇત્યોનો ત્રાસ

શુળના દુખથી વધારે ભયંકર ત્રાસ કોઇ પણ દઇત્યો ઉત્પન્ન કરી શકે નહિ. શુળનું દરદ એટલે કે અજંપાની ગભરામણો અને દુખના દહાડા. જ્યારે તે ભયંકર દુખાવો તમારા મ્હો અને જડબાંમાં ચાલતો હોય ત્યારે તમે કંઇ પણ કરીજ શકો નહિ.

સૌથી વધારે ડહાપણ ભરેલો ઇલાજ એ છે કે તરતજ લીટલના ઓરીએન્ટલ બામનો ઉપયોગ કરવો તેની ઠંડી અને સુખકારક અસર દુખને હાંકી કાઢશે અને તમને સુખી બનાવશે.

તે તમારા દરદના તીક્ષ્ણ ભાલાઓને અટકાવી દેશે. અને ઝણઝણી રહેલા જ્ઞાનતંતુઓને શાન્ત કરશે તેનાથી મધુર શાન્તિ મળશે. જો તમે શુળના દરદનો ભોગ થઇ પડયા હો તો આ અકસીર ઇલાજનો એક ડબી એકદમ ખરીદવાનું ભુલતા નહિ તમે તેના વગર ચલાવી શકશો નહિ કેમકે જ્યારે બીજી દવા કંઇ કામ કરતી નથી ત્યારે આનાથી આરામ થાય છે,

કીં. રૂ. ૧) દરેક શીશીનો. દરેક દવાવાળાને ત્યાંથી આખા હિંદમાં મળી શકે છે.

## લીટલના ઓરીએન્ટલ

બામથી અરામ થાય છે નિરાશ થઇને પડી રહેતા નહિ અને દુખથી મરી જતા નહિ સાજા થાઓ ! બધા દુખાવા અને દરદમાથી આરામ મેળવો ! લીટલનો ઓરીએન્ટલ બામ તમારા વતી લડાઇ કરશે અને દુખની છેલ્લી નિશાની પણ રહેવા દેશે નહિ

કેટલીક બાટલીઓ હાલ જે કાઢવામાં આવી છે તેમાં રૂપીયા પાંચથી રૂપીયા સો સુધીની કુપનો છે. ગયે વરસે લીટલના ઓરીએન્ટલ બામની શીશી ખરીદનારાઓમાં પંદરસો રૂપૈઆ આવા ઇનામમાં વેચવામાં આવ્યા હતા તમારૂં નશીબ અજમાવો.



## લીટલનો ઓરીએન્ટલ બામ

સરવે જાતના દુઃખ અને દરદો મટાડે છે જેવાં કે

સધીવા, રૂમેટીઝમ, કમરનો દુખાવો તથા માથાનું દુખવું વીગેરે. એક ડઝન કરતા વધુ દરદ મટાડનાર તત્વોનું એક ઘણુંજ સુંદર મેળ છે જે કુદરતે બનેલી છે.

પ્રાણીની ચરબી તેમજ કોઇ પણ ઝેરી તત્વ નાખવામાં આવ્યું નથી.

ઘણોજ ઉત્તમ અને સર્વોપરી દુઃખ મટાડનાર આ બામ છે.

મુંબાઈ ઇલાકાના એકલા એજંટો:

**નરોતમ ગીરધર એન્ડ કુાં૦,**

શેખ મેમન સ્ટ્રીટ, મુંબઇ ૨.

Reg. No B. 1829

## ભોળાઓને ભમાવી ધાર્મિક પોલનો લાભ લેનારી

# પંજાબની એક સોનેરી ટોળી

## મુંબઇમાં ઉતરી પડી છે!

એ ધર્મી ધુતારાને મુદ્દામાલ સાથે પકડી આપનારને

# રૂા. ૧૦૦૦૦ નું ઇનામ નક્કી

કરવામાં આવ્યું છે

જેને ખબર પડે તેણે

## શ્રી શારદા ફીલ્મ કંપનીને—

ગીરગામ ઉપર **મેજેસ્ટીક સીનેમાને** સરનામે જણાવવું

---

શારદા ફિલ્મ કું. નાં પિક્ચરોની બુકીંગ માટે લખો—

**મેસર્સ મયાશંકર ઠકર એન્ડ કું.**

૪૭, એ. એપોલો સ્ટ્રીટ--કોટ મુંબાઇ.

આ પત્ર તંત્રી જયશંકર ... મુંબઇ ગીરગામ ખટાઉ બિલ્ડીંગમાં ... પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી
તેમણે પ્રગટ કર્યું છે

પુ. ૨ જું અંક ૪૩ તા. ૬૧-૧-૫૬
છુટક ૧ આનો, બહાર ગામ ૧। આનો

વાર્ષિક લવાજમ રૂ. ચાર
બહાર ગામ રૂ. સવાચાર

# મોજ-મજાહ

## રાસ્કલ રાસપુટીન અને ઝારીના



"જે દિવસે તે પાદરીઓની અદાલતમાંથી નિષ્કલંક બની છુટ્યો, ત્યારે તેને મહેલમાં બોલાવવામાં આવ્યો અને ઝારીનાએ તેના હાથનું ચુંબન કર્યું."

(વધુ માટે વાંચો 'છુપી પોલીસ'માં છપાતી રાસ્કલ રાસપુટીનની વાર્તા)





## એવી કઈ કથા છે, જેની રસિકતમાં વધારોજ થતો રહે ?

તમારે યાદ રાખવું જોઈએ કે, તે સાચા પ્રેમની કથા છે !

એક એવીજ પ્રેમ કથા છે, તે કેમ જેમ લંબાની જાય છે, તેમ તેમ તેના ખેંચાણમાં વધારો થતો જાય છે.

આ આખા ખિ પરેલાં ફરાંએ હૃદય છેદક બનાવો છે. દાખલા તરીકે

## મોતના પંજાથી મુકિત ! મહેલમાં ભયંકર આગ ! જંગલમાં નાસભાગ !

## મિસરના બીહામણા રણ ! જંગલી અરબોની સચ્ચાઈ

## જેક સામે આપવામાં આવેલું વારન્ટ !

દોલતે ફિરઅઉન યાને




દાસ્તાને દિલરૂબા

જેકનો બચાવ ! જેક અગમ નિવાસમાં ! એમીની વ્યવસ્થા

જનાનામાં જીવતી બંધ થએલી સુંદરી !

એલ હેન્ડ કમ કલબર્ગ કામો જોવા ચુકશો નહિ. ઉપરાંત

એક બેહદ હસાવનારી બે ભાગની "પાથે" કોમિક પણ છે !

વખત ૫॥, ૭. ૮॥. ૧૦॥ શની-રવિ ૩॥ વાગે  ભાવ-રૂા. ૨, ૧. ॥. ॥, ૮, ૭

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

---

બુકીંગ માટે લખો—એમ. સી. પટેલ એન્ડ કો.

સુન બીલ્ડીંગ કાલબાદેવી રોડ મુંબઇ.




મહા વદ ૩] રવિવાર તારીખ ૩૧ મી જાનેવારી ૧૯૨૬ [પુ. ૨ જું. અંક ૬૩

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઈ જીવત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલાં નથી. અ મો. મ.

# એ શું કર્યું ત્હેં અલી!

કીધો ત્હેં કુચ અગ્ર ઉપર પ્રખી! ને લેપ કહે ક્યાં ગયો
નેત્રે અંજન ધાર્યું કાંઇ મગ્નગે ત્હેના મુખે છે પડ્યા
રોમાંચિત જણાય શે વપુ બધું ત્હારૂં થયેલું સખી!
ક્યાં સુરખી ગઇ તાહરા મુખતણી ને લાલિમા ગાલની!

કે શું ત્હેં ન બજાવીઓ હુકમ ત્હેં ત્હારી સખીનો હલે!
પેલા ધૂર્ત પ્રતિ કર્યું ગમન ના નેથી ગઇ વાપિએ,
હઠા શીત ભર્યાં અને હિમજલે ત્હેં સ્નાન કીધું સખી!
રોમાંચિત જણાય છે તન હજી એ શું કર્યું ત્હેં અલી!

કે કીધો ઉપભોગ સખી ત્હેં! જે ઇચ્છતી હું હતી,
ને માણ્યો રસભોગ યોગ શુભ ત્હેં તુ ધુર્ત શાને બની!
કે એ ધુર્ત જને મૂકી ન તુજને લોભાવી કે શું સખી!
ગઇ ને મૂક ઉભી ન કાંઇ વદતી એ શું કર્યું ત્હેં અલી!

નટનાગર

## માતાનું હૃદય

(દર્દભરી જીવન-કહાણી)

લખનાર—ગં. અનિલ

૧

એનું નામ પણ સુમન અને એ હતી પણ સુમન જેવી સુકોમળ અને આકર્ષક, નિર્મળ. ચળકતા હંસ જેવા સુંદર નયનો, કુદરતી લીલા નિહાળવા મીટ માંડતાં ત્યારે તો એમાંથી અનિમેષ અમૃત ઝરતુ. પરવાળાની લાલીમા ઝંખવાણી પડે એવા તો એના હીંગળવર્ણા ઓષ્ટો હતા. એ અધરમા તો એવું અલૌકિક અમૃત રોપાયુ હતુ કે હનેયાની બસરીને કનેયો છોડી ત્યા દોડી જવાનું દિલ થાય

એ હતી તો આઠ વર્ષની બાલીકા છતાં સુંદરતામાં તો રૂપ રૂપનો અંબાર એ બોલતી ત્યારે એના મુખમાંથી શબ્દે શબ્દે મોતી ઝરતાં. મંત્રમુગ્ધ બની સર્વ કોઇ એને પવિત્ર ભાવે ભજતું

એને એક મિત્ર હતો એનુ નામ ઉમેદ. એ એક વર્ષે એ મોટો હતો છતાં રૂપ ગુણે બન્ને સમાન હતાં, દિવસના આઠ કલાક તો એ સાથેજ રહેતા, રમતાં, અને ભણતાં.

"ઉમેદ! ચાલને મારી 'પપી'ને જવા બાગમાં કેરવી લાવીએ એતો ક્યારની રડે છે" સુમને ઉમેદના બે હાથ પકડી મુકુલ જેવી આંખોને હસાવી પોતાની નીર્જીવ પુતળી તરફનો પ્રેમ દર્શાવી બાળક હૃદયમાં ઉછરી રહેલા માતા બનવાના અદમ્ય ઉમળકા જણાવ્યા

"સુમન! તારી 'પપી'ને તો પળે પળે પાણી અને નાસ્તો જોઈશે. સાથે લાવી છો કની? નહી તો વળી મને ઘેર દોડાવશે." સુરમ્ય સ્મિત કરી ઉમેદે મસ્તી ભર્યો જવાબ આપ્યો.

"લુચ્ચા! 'પપી'નું નામ અને તારૂં કામ ખરૂને? કહે ને કે મારેજ નાસ્તો જોઈશે" સુમને ઉમેદના ગાલ પર ચુંટી ખણી આરતેથી લપડાક મારી.

"ચુંટી લીધી, બુસટ લગાવી, નાસ્તાની કીમત તો વસુલ કરી લીધી. હવે નહિ આપે તો જશે કયાં?" એક આંગળી નચાવતો, પોતાની સખીને બાંધતો ઉમેદ સુમનના બંધનમાંથી છટકી ગયો.

"લે ચાલ-જોઉં મારા વિર મારા ભાઈ, તને મમ આપીશ, બાઉ આપીશ હો" અધર સંપુટથી સાકર જેવી બચી બચકારતી ઉમેદના માથા પર હાથ ફેરવતી, 'બાઉ' શબ્દ બોલતા લાડુનો આકાર બનાવતી સુમન બોલી.

"ના, આપણે તો નથી ઉઠવાના ગઈ કાલે કહેતી હતી કે આપણે વર વહુ થવાનાં અને આજે તો મારા વીર, મારા ભાઈ કહે છે."

"અરર..." જીભ કચરતી સુમન બોલી 'લે મારા વર! બસ હવે ખુશી ના? ચાલ, ચાલ મોડું થશે તો પછી આપણી રમત અધુરી રહેશે હાં. પછી વળી રાવ કરીશ કે મારો દા' આપ્યો નહિ" કહી સુમને ઉમેદના કપોલ પર નિર્દોષ સ્નેહની મહોર છાપી.

બન્ને મીત્રો ઉઠયાં. ઉમેદ સુમનની પુતળીવાળી ગાડી ચલાવવા લાગ્યો અને સુમન ગાડીનું 'હેન્ડલ' ઝાલી સાથે સાથે નાજુક કદમ ભરવા લાગી..

એકાએક સુમન સ્થભી ગઈ. "ઉમેદ! થોભને જરા ગાડી આ બાજુ લે જોઈએ. આ બીચારી કીડીઓ કચરાઈ જશે." બાળક હૃદયમાં પણ દયાનો અંશ હતો અને ઉપરોકત શબ્દોમાં તરવરી આવ્યો.

"પણ એ રસ્તા આડે કાં ચાલે?"

"પણ એ મરી જશે ના તો એની 'મા' તારી સાથે વઢવેડ કરવા આવશે."

"જારે જા ઘેલી! કીડીઓને તે વળી 'મા' 'બા' હતી હશે? અને હોય તો કંઈ 'બાધરા' જેવડી ના હોય કે આપણે બી મરીએ."

"તારે 'બા' છે. એને કાં ન હોય?"

"તો છો રહી. હું કહીશ કે તારી દીકરી રસ્તો રોકી કાં બેઠી?"

"ઉમેદ! તું તો તોફાની છે. સડક પર ચાલતાં તને કોઈ ગાડીવાળો કચરી નાખે તો દુઃખ થાય કે નહી વારુ?"

"કેમ ન થાય" સુમનની માતા યમુનાએ પછવાડેથી આવી સુમનના સવાલનો જવાબ આપ્યો.

બન્ને બાળકો હસી પડયાં. સુમન દોડી માતાને વળગી પડી બોલી,

"બા જો તો ખરી આ ઉમેદની મસ્તી. આ ...પરથી ગાડી ચલાવે છે અને હું ના કહું છું કે રહેવા દે ...બા વઢવા આવશે, તો કહે છે કે એને તે 'મા' 'બા' હોય!"

નિર્દોષ સુમને ઉમેદના શબ્દોનાં ચાળા પાડી માતા પાસે બધી ફરીયાદ કરી દીધી.

"છો તો એક વેંત જેવડી અને ચાળા પાડતાં તો... આવડે છે?" ઉમેદે સુમન તરફ જરા કૃત્રીમ ગુસ્સાથી કહ્યું, પછી યમુના તરફ ફરી બોલ્યો. "પણ બા! આવી કીડીઓને તે બા હોતી હશે? જુઓ તો ઘેલી ઘેલી વાતો કરે છે."

"હા બેટા! દુનિયામાં કીડીથી તે હાથી સુધી. જીવવાળા પ્રાણીઓને 'મા' તો હોયજ" ઉમેદને છાતી સરસો ચાંપી યમુનાએ સમજણ પાડી.

યમુનાના ખુલાસાથી ઉમેદની શંકાનું નિવારણ ન થયું. બાળક વીચારમાં પડયો. કંઈક યાદ આવ્યું. એની એક આંગળી લમણે અડકી. કંઈક મહત્વનો વિચાર થયો અને બોલ્યો,

"ત્યારે બા! આ ફુલનેયે 'બા' હશે?"

"બેટા! બધાને તો 'બા' હોયજ."

"શું 'મા' વીના દુનિયામાં કોઈજ નહિ!"

"ના બેટા! ના." કહી યમુનાએ પાસેના ફૂલના છોડમાંથી એક સુકાઈ ગયેલું છોડવું તોડ્યું અને બોલી. "જો બેટા! આ ફૂલના બીયાં. આમાં નર અને માદા બન્ને છે. આમાંથી નાનાં મોટાં બધાં ફૂલો થાય. નર એટલે બાપ અને માદા એટલે મા" યમુનાએ પુર્ણ રીતે ખુલાસા વાર ઉમેદને સમજણ પાડી.

"ત્યારે બા! આખી દુનિયાનો આધારજ 'મા' કે!"

"હા દીકરા, 'મા' તે 'મા' અને બીજા વનના 'વા'"

હવે ઉમેદના મનનું સમાધાન થઈ ગયું.

"વારૂ સુમન! હવે હું એવી ભુલ નહી કરૂં. ચાલ રમવા જઈએ."

"બેટા! જલદી વળજો."

"હો," કહી બન્ને મિત્રો આગળ ચાલ્યાં.

"એક બાંકડા પર બન્ને સ્નેહી બેઠાં. 'પપી' માટે લાવેલ ખાવાનું છોડયું અને આનંદથી એક બીજાના મોંમાં આપતાં ઉડાવવા લાગ્યાં.

"ઉમેદ! ખાવાનું તો 'પપી' માટે લાવ્યા છીએ અને એને તો તું આપતોયે નથી."

"હું શાનો આપું? તારી 'પપી' છે તું આપને!"

"પણ તું એ મારો વર છે ના?" હસતી, હસતી સુમન બોલી. જાણે વર શબ્દ કહેતાં એના નિર્મળ હૃદયમાં અનિર્વચનિય આનંદ કેમ થતો હોય?

"જાને વરવાળી! તું એની મા છો તે દીકરીને છોડી કાં ખાય છે?"

"સુમન !" બારીમાંથી ઉમેદે સુમનને સંબોધી.

સુમને પાછું ફરી જોયું. સ્મીત કરી ઉઠી, બાળકને ગોદમાં લઇ દિવાનખાનામાં આવી.

"કેમ વ્હાલા આજે મોડા આવ્યા ?" પેલા બાળકને મીઠી મીઠી ચુમીઓથી નવાજી નાખતી સુમન બોલી.

"હીસાબ 'ઓડીટ' થાય છે વળી પ્રમોશનની પણ વાત ચાલતી હતી એટલે કામની તડામાર છે."

"વ્હાલા ! તમને કેટલા રૂપીઆ મળ્યા ?"

"એક પગાર 'બોનસ' અને રૂ ૩૦)"

"હાશ" કહી પેલા બાળકને ખુરશી પર બેસાડી સુમન ઉમેદને વળગી પડી.

"અરે ઘેલી ! એટલામાં ખુશ ખુશ થઇ ગઇ ? હજુ તો મારે મેનેજર બનવું છે. મહીને રૂ ૮૦૦) લેવા છે."

"પ્રભુ આપશે, મારા દેવ ! હાં પણ વ્હા..."

"કેમ કંઇ જોઇએ છે ? વધાઇ પડાવવી છે શું ? તારે માટે સુંદર સાડી તો લેવાનો જ છું ?"

"જીવન ! સાડીનો તો ઢગલો છે, હું જીવું ત્યાં સુધી ચાલે તેમ છે. પણ...

"ત્યારે હાર..."

"ના ઉમેદ." કહી સુમન ઉઠી પણ બાળકને બચી લઇ બોલી "આવા દિન પ્રભુ ક્યારે આપે ? તમે ઓફીસે જાઓ ત્યારે ટોપી સંતાડી દે, આવો ત્યારે દોડી કોટે વળગી, બાપુજી કહી લગલાં માગે અને આપણે એના અણમૂલા કોડ પુરા કરીએ."

"મારી ગાંડી ? હજુ તો લગ્ન થયાં એક વર્ષ જ થયું છે અને આપણે ગૃહસ્થી પણ નથી બન્યાં ત્યાં આવાં ઘેલાં કાઢે છે ! ગૃહસ્થી બનવા માટે લાયકાત જોઇએ. સંજોગો અને સંપતી જોઇએ એ ક્યાં ?" ઉમેદે પુત્ર કરતાં પૈસાને અગ્રપદ આપી સુમને મોંઘી અભીલાષા પરીપૂર્ણ થવા માટે છોડેલી દલીલ તોડી નાખી.

"વ્હાલા ? ઉમેદ ! આ કેવળના પિતા નવલ રૂ ૭૫) લાવે છે. છતાં ગરીબીમાં નિર્દોષ બચ્ચાઓનાં કાલા ઘેલા બોલો, પગનાં આખડતાં પણ અજબ નખરા કરતાં ભૂલકાંઓ જોઇ કેવાં સુખી રહે છે ? અને જ્યારે આપણે રૂ ૧૩૦) લાવે ત્યાં એ સુખથી વંચીત ! જીવન ! મને તો પ્રભુ સ્વરૂપ બાળક વીના આ ઘર વેરાન લાગે છે." નિશ્વાસ નાખી દીન બની સુમન બોલી.

ઉમેદને થયું કે સુમનના હૃદયમાં માતા બનવાની ભાવનાએ ઘર કર્યું છે. અને એજ આશાએ હવે દર્દનું રૂપ લીધું છે. જો એને મુંઝવીશ કે નિરાશ બને એવા શબ્દો કહીશ તો. એના કોમળ કલેજા પર જખ્મ થશે.

"જોને સુમન ! આ રૂ. ૧૩૦) એમાંથી ઘર ખરચ માંડ પુરું થાય છે એ તો વળી સારું છે કે આ બંગલો તારા બાપુજીનો છે, નહી તો ભાડાનાં પણ સાંસા પડે. હવે એમાં બાળકો થાય તો એને પાળવા માટે ખેંચાવું પડે કે નહિ ?"

"વ્હાલા ! પ્રભુ જન્મ આપશે તો એનાં કીસ્મતનું પણ એની સાથેજ મોકલશે."

સુમનની દલીલે ઉમેદને મહાત્ કર્યો.

"સુમન ! આ વર્ષમાંજ હેડક્લાર્ક 'રીટાયર્ડ' થશે. હું એની જગાએ આવી રૂ. ૫૦૦) લઇશ પછી તું એકાદ બાળકની માતા બનજે."

"મારા વ્હાલા ! કેવા દયાળુ છો ?" પછી પેલા બાળકને ઉમેદના ખોળામાં રાખી સુમન બોલી "વ્હાલા અને એક બચી લો."

ઉમેદે એને બચી લીધી.

બાળક કોઇ અજબ પ્રાણી છે. એ મનના ઉમળકા પરખી શકે છે. જે મીઠાશ જે ભાવ, જે પ્રેમ એને સુમનની બચ્ચીમાં જણાતાં એમાંનું કશુંએ એ બાળકની ઉમેદની બચ્ચીમાં ન જણાયું.

"ટમાલી" બાળક મોઢું બગાડી બોલ્યો, "મુછો લાગે છે." કહી સુમન પાસે દોડી ગયો.

બન્ને પ્રેમીઓ બાળકની નિર્દોષ ચેષ્ટાથી હસી પડ્યાં.

"વ્હાલા ! જમવા ચાલો" કહી બાળકને લઇ સુમન રસોડામાં ગઇ.

(૩)

આ જાતીનું જીવનજ આશાના મિનારાથી ચણાયેલું છે. મિનારા રચતાં રચતાં ઉંચે ઉંચે પાનીઓ ભરતાં એને સ્વપ્નું પણ નથી હોતું કે કિસ્મતના કડંગા સપાટાથી આશાનો મિનારો જમીન દોસ્ત થશે. એ તો યંત્રવત પુતળાની માફક ચડયેજ જાય છે, કારણ કે એને પેલાવનારો પુરૂષ બળવાન છે.

આશાના અચળ પુરમાં તણાતી સુમને બીજું વર્ષ કાઢી નાખ્યું. આજે એના હૃદયમાં આનંદની છોળો ઉછળતી હતી. ઉમેદ હેડ કલાર્ક બનવાનો હતો. લક્ષ્મી સાથ લક્ષ્મીને શોભાવનારા બાળકની પોતે 'મા' થશે એ વિચારે તો ઘેલી ઘેલી થઇ જતી હતી. વળી આજે ઉમેદનો વર્ષ ગાંઠ પણ હતી.

ઉમેદ માટે હાર બનાવવા સુમન, પુષ્પોના ઢગમાં સુંદર પૂર્ણ ખીલેલા સુવાસીત પુષ્પો ચુંટી માળા બનાવતી હતી.

પાછળથી એની પ્રિય સખી કમુ આવી. બન્ને કરકમળો સુમનના નયનો પર મુકી, મધુર મધુર હસવા લાગી.

"કોણ ? મારા વ્હાલા..." કહી બન્ને હાથ પકડી સુમને પાછું ફરી ઉંચુ જોયું.

"વર ઘેલડી ! તારો ઉમેદ તો ગયો ઓફીસે. આખો દહાડો વરનાજ વિચાર કરે છે કંઇ ઘરના ખરા ?"

"ઘરઘેલી કરતાં વરઘેલી સારીસ્તો."

"એ તો કમલો પીળુંજ દેખે ના ?"

"કમળો શાનો ? વર દોયને ઘર કે ઘર હોયને વર ? જોઇએ ?"

"સુમન! ઘણું થયું હવે વધારે ન બોલ. મારી ભુલ થઇ. મારી આંખ ખુલ્લી ગઇ. જો આજે મારો જન્મ દિવસ છે. બસ સમજ કે આજથી આપણા ગૃહસ્થી જીવનની શરૂઆત છે." ઉમેદ પીગળી ગયો. સંપત્તિના મેહે કઠોર બનેલો પ્રેમાળ બન્યો.

"વ્હાલા મોરી અંતે દાદ સાંભળી ખરી" કહેતાં સુમનની આંખોમાં હર્ષના આંસુ આવ્યાં.

"સુમન! ચાલ જમી લઇએ પછી આપણે બહાર ફરવા જઇએ" કહી પતિ પત્ની બન્ને જમવા ઉઠયાં.

ઇશ્વરી ગતિ અકલિત છે. પળમાં ઉદય અને પળમાં પ્રલય.

સુમનના સ્નેહ જીવનની શરૂઆત થઇ. નાથને પ્રેમની અજબ અંજલિથી વશ કરવા સુખી વિચારોથી સુમનનું હૃદય આનંદસાગરની ભરતીથી ડોલી રહ્યું.

સુંદરમાં સુંદર ઝીક ભરેલી સાડી પહેરી સુમન તૈયાર થઇ. બન્ને પ્રેમીઓ ટેક્ષીમાં બેસી ફરવા નીકળી પડયાં.

Lovers Bridge પરના રસ્તા પરથી આવતી એક મોટર સાથે સુમનની મોટર અફળાઇ પડી. સુમન ઉછળી પડી. પેલી મોટરનાં પૈડાં વચ્ચે જઇ પડી. મોટરનું પૈડું સુમનના ઉદર પર ફરી ગયું. ઉમેદ સમયસુચકતા વાપરી રસ્તા પર કુદી પડયો જેથી તેને કંઇ ઇજા થઇ નહીં.

ઉમેદની ઉમેદ મનમાંજ રહી સુમનની સોનેરી આશાઓ ઉડી ગઇ. સુમનને હોસ્પીટલમાં લઇ જવામાં આવી.

દિવસો દીવાળીના છે. ચડતી દશામાં મોજ કરતો મનુષ્ય એક પળમાં પડતી દશાના પંજામાં સપડાઇ જાય છે. પડતીમાં ચડતો આકુળ બનેલો એક ક્ષણમાં ઉન્નતિના શિખર પર જઇ બેસે છે.

હજુ ઉમેદને હેડ કલાર્ક બન્યા આઠ દહાડા થયા ત્યાં તો મીલ મેનેજર 'હાર્ટ ફેલ' થતાં મરણને શરણ થયો. વર્ષો થયા કાળના ઉમેદને પોતાની ઉમેદવારી આવવાનો સમય આવી લાગ્યો, તૃષાતૂરને સરોવર મળ્યું. ક્ષુધાતૂરને ભોજન મળ્યું.

સુમન હોસ્પીટલમાંજ સડતી હતી પણ પુરૂષાર્થ આડે ઉમેદને સુમનની વિશેષ ફીકર નહોતી. કદી લાગી આવતું તો એને આશ્વાસન આપવા જેટલો એને વખત ફાજલ નહોતો. ઉમેદ તો પુરૂષાર્થ ઘેલો હતો. સંસારમાં શ્રેષ્ટ ગણાતું ગૃહસ્થી જીવન અને સંસાર સમુદ્ર તરવા માટેની જીવન સખીની એને ગરજી જોવના નહોતી. હતી માત્ર લક્ષ્મીની અને તેનેજ મેળવવા રાત્રી દિવસ તનતોડ મહેનત કરી રહ્યો હતો.

મીલ માલેક ઉમેદની વફાદારી અને કાર્ય કુશળતા પર આફ્રીન હતો. ખાલી પડેલી મેનેજરની જગ્યા પર ઉમેદને ગોઠવી દીધો. વર્ષો થયાં જડ કરી બેઠેલી 'મેનેજર' બનવાની ઉમેદની અભીલાષા ફળીભૂત થઇ.

આનંદ સાગરમાં ઝુલતો, ગર્વથી ફુલાતો, દશાના દોરંગી રંગમાં રંગાએલો ઉમેદ સુમન પાસે વધામણી ખાતર હોસ્પીટલ તરફ રવાના થયો.

પલંગમાં પડી પડી આશાના કટુ-મીઠાં હિંચોળે ઝુલતી સુમનના મનમાં અનેક સુખી વિચારો ઉદ્‌ભવતા હતા.

કમુને આવતી જોઇ સુમનની વિચારમાળા તુટી ગઇ. "આવ કમુ, આવ. કેમ કાલે દેખાઇ પણ નહી?"

"કાલે જરા જીવને અસુખ હતું એટલે ન અવાયું." નિસ્તેજ મુખે, ખોખરા સાદે સાચો યા ખોટો પણ કમુએ જવાબ વાળ્યો.

"કમુ! કેવળને કેમ ન લાવી. મને એ તારો છોકરો બહુ ગમે છે. જો બેન! હવે હું પણ સાજી થવા આવી છું. એકાદ વર્ષમાં જો જે તો ખરી હું એ તારા કેવળ જેવા એકાદ બાળકની માતા બનીશ." બીછાને પડેલી બીમાર સુમન આશાના અતુટ પ્રવાહમાં તણાતી બોલી.

સુમનના શબ્દો સાંભળી કમુનું મોં ઉતરી ગયું. હસતી, તોફાન કરતી હમેંશની કમુથી એકાએક નિશ્વાસ નખાઇ જવાયો. એના હૃદયમાં ભાલા ભોંકાયા હોય અને અસહ્ય પીડાથી જાણે પીડાતી હોય તેમ આંખો બંધ કરી સુમનને ઓશીકે બેસી ગઇ.

"કમુ! કેમ ઢીલી બની ગઇ?" કહી સુમને કમુ સામી ઉંચી નજર કરી. કમુની આંખો ભીની હતી. એનું હૃદય ધબકતું હતું ઓષ્ટો કંપતા હતા. "કેમ? રડે છે શા માટે?" સુમને પૂછ્યું.

ગઇ કાલેજ ડાકટરે કમુને ચેતવણી આપી હતી કે સુમન સાજી થશે તો ખરી પણ અકસ્માતના ભોગે એનો ગર્ભાશય નાબુદ થયો છે એટલે એ માતા નહી બની શકે. સુમનને એ બીનાથી પણ હાલ અલગ રાખવી કારણ કે એનું હૃદય તદ્દન નબળું થઇ ગયું છે જો એનું હૃદય દુભાય એવી વાત એની પાસે કરવામાં આવશે તો એનું દર્દ ભયંકર સ્વરૂપ પકડશે.

ડાકટરની સખ્ત મનાઇ છતાં કોમળ હૃદયની કમુથી ન રહેવાયું. તે રડી પડી. "શું કહું સુમન! એ વાત કહેતાં મારૂં હૃદય ચુરા થાય છે અને જો તું સાંભળે તો તારી શી દશા થાય?"

સુમન સફાળી બેઠી થઇ ગઇ. કમુનો હાથ પકડી બોલી. "બોલ કમુ બોલ, જલદી બોલ, મારા બળતા અંતરડાને વધારે ન બાળ."

"બેન! ડાકટરે કાલે કહ્યું કે સુમન સાજી તો થશે પણ માતા નહી બની શકે."

"હેં..." સુમને રાડ નાખી "પણ...કારણ?"

"અકસ્માતના અંગે ગર્ભાશય નાબુદ થયો છે."

"નસીબ ફુટી ગયાં" કહેતી સુમન પલંગ પર પટકાઇ પડી, બેભાન થઇ ગઇ અને એજ પળે મેનેજર બનેલો ઉમેદ આવી પહોંચ્યો.

એના પગ પણ ત્યાંજ થંભી ગયા. સુમનની દશા જોઇ એનો આનંદ, ઉત્સાહ ઉડી ગયા.

નર્સને બોલાવવામાં આવી. એણે અનેક ઉપાયો કર્યાં

-જ્યાં સુમન હજુ અર્ધ બેભાનજ હતી.

સુમનની આંખો બંધ હતી છતાં દુઃખની પ્રતિતી સ્વરૂપે આંસુના ખરડાયેલા રેલા દેખાતા હતા. મુખ દમામણ હતું છતાં કોઇ ક્રોધની ગર્વીત રેખા દૃષ્ટિગોચર થતી હતી.

" કમુ બેન! ઇશ્વરે સુમનને માંદી પાડી હોં બાકી તો બધી રીતે હું છતેલો છું. " ઉમેદે કમુ પાસે વાત કરવા માંડી.

" ભાઇ! તમે જીત્યા? ના વીરા ના! પૈસો છતેલો હશે. પણ જીવનનું સુખ, જીંદગીનું નૂર અને પ્રેમાળ દાંપત્ય જીવનના અલૌકિક લહાવા મેળવવાના સંસાર સેત્રંજમાં હાર્યાં છો." કમુ રડતી રડતી બોલી.

" એવું હીણું શા માટે બોલે છે બેન, કાલે સુમન સાજી થશે પછી શું દુઃખ છે? "

" દુઃખ! ભાઇ દુઃખના ઝાડ શીર પર ઉગે તોજ દુઃખ કહેવાય કે? હવે સુમન બેનને સુખી બનાવવાની આશા છોડી દો." કઠોર બની કમુ બોલી.

" કમુ! કમુ! શું થયું છે જે આટલું બધું? "

" જે થવાનું હતું તે થયું, એ તમે મીથ્યા નહી કરી શકો."

" સુમનને સુખી કરવા હું પાણી જેમ પૈસા ઉડાડીશ."

" ત્રીભુવન-લુંટાવશો તોયે સુમન સુખી નહી બને, માગ ભાઇ! હવે સુમન માતા નહી બની શકે. ડોકટરે ચોખ્ખું કહ્યું કે ગર્ભાશય નાબુદ થયો છે."

" અરર...મારી સુમનની આશાના રંગબેરંગી સુંદર ચીત્રપટ પર કાળો રંગ ઢોળાઇ ગયો, બેન! હવે શું કરૂં? "

" પુર ગયા પછી પાળ બાંધવી મીથ્યા છે વીર."

ત્યાં સુમને આંખ ખોલી, ઉમેદ સામી વિકાળ નજર કરી. બીજી પળે જરા હસી.

" સુમન! વ્હાલી! કેમ બોલતી નથી. તને શું થાય છે " કહી ઉમેદ સુમનના વાળ સમારવા લાગ્યો."

" હેં...હેં...હેં..." કહેતાં સુમનના મુખ પર દિવાના પણાનાં ચીન્હો તરી વળ્યાં.

" હાય વિધિ " કહેતાં કમુ અને ઉમેદ પલંગ પરથી નીચે પટકી પડયાં.

સંપૂર્ણ.

---





---

# મોજ-મજાહ ઈનામમાળા નં. ૩

## આગામી સાહિત્ય પરિષદના પ્રમુખ.

### લોકમતથી આવેલું પરિણામ

રધાવાનું તો ક્યારનુયે રધાઈ ગયું છે, અને રંધાયું હશે, તેજ ખવાશે. એ અમે સારી રીતે જાણીએ છીએ. પોતાની મેળે બની બેઠેલા સાક્ષરો ગમે તે માનતા હોય, પરંતુ લોકમત કોના તરફ છે, તે બતાવવા માટે અમે તો આ લોકમત મેળવવાનો સહેલો અને સુતરો રસ્તો પસંદ કર્યો હતો અને અમે જણાવવાને ખુશી છીએ કે, ખરેખર તે મત હમારા મતને મળતોજ આવ્યો છે. આ મત વાંચનારાઓ પોતે પણ જાણી શકશે કે, આજે આખા ગુજરાતમાં નીચે જણાવેલા બે નામો શું સહુ કરતાં વધારે યોગ્ય નથી ? હા, પછી રૂા. ૧ાા ભરનારાં વધારે પૂછ્યાં કોણ મેળવી શકયું હોય, તે એક જૂદી જ વાત છે. અ. મો. મ.

### સાક્ષરોનાં નામ અને તેમને મળેલા મતો

| | | | |
|---|---|---|---|
| શ્રી૦ નાનાલાલ દ. કવી એમ. એ. | ... | ... | ૧૦૩ |
| મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી | ... | ... | ૧૦૦ |
| પ્રી-સીપાલ આનંદશંકર બાપુભાઇ ધ્રુવ ... | | ... | ૮૭ |
| રાવ બહાદુર રમણભાઇ મહીપતરામ નિલકંઠ | | ... | ૭૮ |
| શ્રી૦ કનૈયાલાલ મા. મુનશી એડવોકેટ ... | | ... | ૫૯ |

આ પાંચ નામ લખનાર ૧૩૭ માંથી ૭ જણ નીકળ્યા છે.

### ઈનામ જીતી જનારા વાંચકોનાં નામ

૧ રૂા. ૫) નાં પુસ્તકનું.

અબુજ ઇસ્માઈલ જમાણી
ઇસ્માઇલ રહેમતુલાની પેઢી ઉપર-ખડક મુંબાઈ ૩

૧ રૂા. ૩) નાં પુસ્તકનું.

રામજી ઓધવજી
હકીમ શોપ-ઇતવારા બજાર
નાગપુર સીટી

૧ રૂા. ૨) પુસ્તકનું.

ચંપકલાલ મગનલાલ મપારા
બાલુભાઇ જમનાદાસનો માળો
ત્રીજે માળે કુંભાર ટુકડા-ભુલેશ્વર મુંબાઇ

૮ રૂા. દોઢનાં પુસ્તકો.

(૧) નાનુભાઇ કલ્યાણજી પુંડયા
ન્યુ અમરવાડી-રૂમ નં. ૧૮૮-૧ લી ખત્તર
ગલી મુંબાઈ નં. ૪

(૨) ઝવેરી લક્ષ્મીચંદ મંછુભાઇ
૪૮-૫૦ અબદુલ રહેમાન સ્ત્રીટ મુંબાઇ ૩

(૩) લીનુભાઇ હીરાલાલ ત્રીકમદાસ
રીચીરોડ-પો. રેલ્વે પુરા અમદાવાદ

(૪) મુલજી ભાઇચંદ
મુકાદમ તુલસીદાસ લધાની વખારે-
ચીચબંદર રોડ મુંબાઇ ૩

(૫) હરીપ્રસાદ મણીરાય વ્યાસ
સારંગપુર-કાકડાની પોળ-અમદાવાદ

(૬) ઠક્કર હીરજી દામોદર
બજારમા (પીકેટ) વઢવાણ શહેર

(૭) ઇબ્રાહીમ ચાંદભાઇ મનસુરી
વાયા કલોલ પો. સીબોદરા મુ. માણેકપુર

(૮) પી. ઠક્કર નારણદાસ ખીમજીભાઇ
પીંજારા ગલી-કાપડ મારકેટ મુંબાઇ ૩

૨ બાર આનાનાં પુસ્તકના

(૧) રતીલાલ નરોતમ,
મતાર પાખડી મીઠાઇની દુકાન મુંબાઇ ૧૦

(૨) રામચંદ્ર લક્ષ્મણરાવ દેવલાલીકર
ગુજરાતી નિશાળ પાસે કલોલ

૩ આઠ આનાનાં પુસ્તકનાં

(૧) રમણલાલ ચુનીલાલ કીનખાબવાળા
માડવીની પોળમાં લાલભાઇની પોળ
કુવાવાળો ખાંચો-ઘર નં. ૨૫૪૫ અમદાવાદ

(૨) ભદ્રપ્રસાદ દિવાન
મંત્રી શ્રી કાયસ્થ લલિતકળા પ્રવર્તક મંડળ
સેતાન ફળીયા સુરત

(૩) વ્રજકિશોર ઠાકોરદાસ પટેલ
ઠે. છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર દુબાશ બિલ્ડીંગ
ગીરગામ બેકરોડ મુંબઇ ૪




લખનાર—ડૉ. મુગટશંકરે બી. દ્વિવેદી એમ. બી બી. એસ.

કરણસંગ ( સિંહ નહિ હો ! ) બાપુને કાંઇ કાર્ય પ્રસગે પોતાના ગામથી બે ત્રણ ગાઉ દૂર એક ગામ હતું ત્યાં જવાનું થયું. પોતે રહ્યા બંધાણી એટલે અફીણની દાબડી ને હોકો સાથે લઇ ઘોડા પર બેસીને રસ્તે પડ્યા. હોક્કો ગગડાવતા જાય ઘોડું ધીમે ધીમે ચાલ્યું જાય—ને પોતે કહુંબો લીધેલો તેથી નિશાના તરંગમાં ને તેથી કંઇ કંઇ અફલાતુન વિચારો મગજમાંથી પસાર થાય. ગાઉ દોઢેક ગયા હશે ત્યાં રસ્તામાં નાનું ગામડું આવ્યું ને ભાગોળે હવાડો, ત્યાં ઢોરો પાણી પીયે. ઘોડું હણહણ્યું ને બાપુએ આંખ ઉઘાડી જોયું તો લાગ્યું કે ઘોડાને પાણી પીવાની ઇચ્છા થઇ છે ! ઘોડાને હવાડા તરફ હાંક્યું; ઘોડે પાણી પીવા માંડ્યું ને બાપુ પાછા વિચાર તરંગમાં પડ્યા, ઘોડાએ તો પાણી પી પાછું ચાલવા માંડ્યું, પણ જે રસ્તે બાપુનું 'ડેસ્ટી-નેશન' હતું તે રસ્તાને મેલ પડ્યો ને સીધું ઘર તરફનો રસ્તા તરફ ચાલવા માંડ્યું. પણ બાપુની આંખ નીશામાંથી શે ઉંચી આવે ! ઘોડું તો ગામની ભાગોળે આવીને ઉભું ! બાપુ જાગ્યા ! માળું ! માધુગઢ ( બાપુને જે ગામ જવાનું હતું તે ગામનું નામ) પણ નવેગઢ ( બાપુ રહેતા હતા તે ગામનું નામ ) જેવુંજ લાગે તો ! શી કુદરતની લીલા ! હોકામાંથી દેવતા તો ગયેલો પણ ગડ્ડડુ અવાજ થાય ને બાપુ તો રસ્તો જોતા જાય ! માળું હાય ! આ તો બધું નવેગઢ જ દેખું તો ! શી સરકારની કરામત ! ( માધુગઢ સરકારના કબજામાં હતું.) પણ આમ વિચાર કરતાં કરતાં તો ઘોડું ઘેર આવ્યું ને પોતાનું ઘર નજરે પડ્યું ત્યારે બાપુને ખબર પડી કે દાળમાં-કંઇક કાળું લાગે છે ! આંખો ચોળીને જોયું તો ભગલા હજામને ઉભેલો જોયો ! બાપુને કંઇ ખબર ન પડે કે મારૂં સાળું ! આ બધું થીયું શું ?

વળી બીજા બેચાર દિવસ પછી બાપુએ તૈયારી કરી ને આ વખતે મનમાં નિશ્ચય કર્યો કે ગયે વખતે ભલે ઘોડાની ભુલ થઇ, પણ આ વખતે એવું ન થવા દેવું ! ઘેર પોતાના દીકરા ધીરૂભાને ઘર સાચવવાનું કહી બાપુ નીકળ્યા. આ વખતે બાપુએ બરાબર સાવચેતી રાખી, ને 'ડેસ્ટીનેશન' ગામના ઝાડ દેખાવા માંડ્યાં. બાપુએ બોખારો ખાધો. ઘોડાને એડી મારી ને લગામ જરા ખેંચીને ધામી મુકી. લગામ ઢીલી મુકી ને ઘોડું થોડેક ગયું હશે ત્યાં આવ્યું ઝોકું ! થોડેક દૂર જતાં રસ્તા બે આવ્યા. એક 'ડેસ્ટીનેશન' તરફ જાય ને બીજો જાય વેવાઇને ગામ તરફ. ઘોડું ઉભું રહ્યું. ને ઝોકામાં ને ઝોકામાં બાપૂયે જમણી તરફ. જરા લગામ ખેંચી ઘોડું તો ચાલ્યું વેવાઇના ગામ તરફ. બાપુનું ઝોકું તો ઠેઠ વેવાઇનું ગામ આવ્યું ત્યાં સુધી પહોંચ્યું. બ્હાર ભાગોળે બાપુની દીકરીના સસરા ઉભેલા તેમણે બાપુને દેખ્યા ને રામ રામ કર્યાં ત્યારે બાપુ જાગ્યા ! ને વિચારમાં પડ્યા કે મ્હારૂં સાળું ! આ શું કરામત ! પણ સંકટ સમયે સાંકળ ખેંચી ને ઉત્તર દીધો કે જરી કામ છે તે આ બાજુ નીકળી આવ્યો. બાપુ તો વેવાઇને ત્યાં પહોંચ્યા. પોતે થયા મહેમાન ને વેવાઇએ પરોણાગત એવી સારી કરી કે બે-ચાર—આઠને પંદર દિવસ થઇ ગયા પણ બાપુને તો ત્યાંથી ખસવું ન ગમે—બધા વિચાર કરે કે હો બાપુ, કાંઇ જવાની વાત ન કરે ! બાપુની દીકરીને બધા પૂછે કે આ કારણે બાપુ પધાર્યાં છે ? પણ બીચારી શો જવાબ આપે ?

આખરે એક માસ વીત્યો ! ને દીકરીને બાપ સાથે વાત કરવાનો વખત આવ્યો કે બાપુ ! આમ ક્યાં સુધી આંહિ રહેશો ? ને શું કામે આવ્યા છો ? તમારી હાજરીથી તો આહિ બધા ધરાઇ રહ્યા છે ને હવે અપચો થયો દેખાય છે છતાં તમને તો કાંઇ ખબર પડતી નથી !

બાપુ કહે મને ફુરસદ ક્યાં છે ? જુઓ ! સહવારમાં નવ વાગે જ્યાં ઉઠું છું ત્યાં મ્હોબતસંગ (તેમના જમાઇ) દાતણ-પાણી ને લોટો આગળ ધરી બતાવે છે. દાતણ પાણી કરી ચા પાણી—કસુંબા વિગેરે થાય છે ત્યાં અગીયાર વાગે છે. ને પછી દીશા જંગલ જઇ ન્હાઇ ધોઇ તૈયાર થાઉં ત્યાં જમવાનું તૈયાર ! તે જમી રહ્યો કે તરત હેમુભા ( તેમના વેવાઇ ) હોકો આગળ ધરે છે ને પીતાં પીતાં સુઇ જાઉં છું તે ત્રણ વાગે ઉભો થાઉં છું. કે તરત મોં ધોઇ ચા પાણી ને કસુંબાની તૈયારીયો થાય ત્યાં જાઉં છું. આ પાંચ વાગે ને જરી ગપ્પાં માર્યાં કે સાંજ પડે ને વાળુ વખત થાય છે ! વાળુ કરી રહ્યો કે મ્હોબતસીંગ પલંગ તૈયાર રખાવે છે ત્યાં જઇ સૂતો કે વ્હેલી પડે સવાર ! આમાં મને જવાનું વિચારવાની ફુરસદ ક્યાં છે ? મ્હને તો ભય લાગે છે કે હું ધીરૂભા ભેગો થઇશ કે કેમ ! પણ શું ? ફુરસદ ક્યાં છે ?

બધાયે વિચાર્યું કે આ બંધાણીને ફુરસદ આપવી ! મ્હોબતસંગ પોતાની સ્ત્રી સાથે સવારમાં વ્હેલો પોતાના મામાને ત્યાં ચાલ્યો ગયો ! વેવાઇ ખેતર પાદર જોવા ચાલ્યા ગયા ! ને બાપુ આંખો ચોળતા ઉઠે ત્યાં ન મળે દાતણપાણીનું ઠેકાણું કે ચાપાણી ને કસુંબાનું ઠેકાણું. પણ સામે ઉભેલો ગગો હજામ તે મૂછમાં હસે. ગગો બોલ્યો કે બાપુ ! ફુરસદ હોય તો ગાડું તૈયાર થઇને ઉભું છે !

સંપૂર્ણ.

---

**હિન્દુસ્તાન**—શતમુખ રાવણ વધ, ચોથનો ચંદ્ર, સત્યભામા વિવાહ, એકનાથ, કીચક વધ અને કાકા-ભત્રીજો એમ છ ફિલ્મો તૈયાર હોવા છતાં બતાવવાની તજવીજ થતી નથી, એ અજાયબીની વાત છે. પોતાના થિયેટરમાં બતાવવાની ઇચ્છાએ તો રોકી નથી રાખી?

**મિસ શાન્તિ**—સૌરાષ્ટ્ર વીરમાં રીનુ સાથે નૃત્ય કરતી મિસ. શાન્તિએ હાલમાં સુરતીઓને રીઝાવવા માંડયાં છે. કદાચિત્ આગળ પણ વધે તો નવાઇ પામવા જેવું નથી. પરંતુ આ રેટ હમેશાં અને હરેક સ્થળે પુરો પાડી શકાશે કે કેમ એ લાગતા વળગતાઓએ વિચારવા જેવું છે.

**મુંબઇની મોહિની**—સરસ્વતી ફિલ્મ કું. ની આ સામાજિક ફિલ્મે હાઈ કોર્ટમાંથી સુખરૂપ પસાર થયા પછી ગઇ કાલથી કૃષ્ણમાં દેખાવ દીધો છે.

**ફાલતુ કું. ઓને અપૂર્વ સંધી**—થોડા વખતમાં જ કેટલીક નામાંકિત કંપનીઓના વખણાયેલ નટ-નટીઓની અદલા બદલી કિંવા ફેરફાર થવાના પડઘા વાગી રહ્યા છે. ફાલતુ કું. ઓએ આ અવસર ગુમાવવા જેવો નથી!

યુનાઇટેડ-(ખડકી) ...ી નાયકની સીરીયલ ...ર થઇ રહી છે.

...ગ્રામ-દૌલતે ફિરઅ...ી પાથેની ટર્કીશ ...યલે લેંડ્રાનું સારૂં ...ન મેળવ્યું છે.

આવોજ બનાવ બન્યો છે. એ ચિત્રમાં એક ઠેકાણે તેલ ઇત્યાદિથી જમીન લીસી બનાવવામાં આવી અને મે મરેના બુટના તળીયાને "કાચ કાગલ"થી જડવામાં આવ્યા એક સાદું દશ્ય ઉતારવામાં એની જરૂર પડી. મે મરે ને નૃત્ય કરવું હતું અને ચેસ્ટર કોંકલીન રમુજી પાત્રને અનુકરણ કરતાં કરતાં લપસી જઇ પટકવું એ પ્રયોગ ભજવવો હતો: ચેસ્ટર કોંકલીન લીસી જમીન સીવાય લપસી શકે નહીં અને જો લીસી જમીન તયાર થાય તો મે મરે નૃત્ય કેમ કરી શકે! ડાયરેકટરને સુઝી આવ્યું ને મે મરેના બુટનાં તળીયાં પર કાચ કાગલ ચોટાડયા જેથી લપસી ન જવાય. પરિણામે જેવી ફત્તેહમંદી જોઇતી હતી તેવી મળી.

**જેકી કુગન**—જેકી પોતાની રજા ભોગવી પાછો વળ્યો છે. ફાટયાં તુટયાં કપડાંમાં ઉતરવાની એની ઇચ્છા નથી પણ જુનાં કપડાં પહેરવાની તો એને આવશ્યકતા પડવાનીજ. કેમકે 'ધી રેગ મેન'નીજ પૂર્તિ રૂપે 'ઓલ્ડ કલોધઝ'પુરાણાં લુગડાં એ નામના ચિત્રપટમાં એ વિના કેમ ચાલે! એટલે પોતાના બાપના દબાણથી હાલ તરતને માટે તો એને પોતાની ઇચ્છા દબાવવી જ પડી છે.



આ ...ક મકરલાનું એક દશ્ય

**ટોમ મીક્સનો નવો કંટ્રાક્ટ**—ટોમ મીક્સને તો સૌ કોઈ જાણે છે તેનું ફોક્સ કંપની સાથેનું લખત પૂરું તેણે થતાં હમણાંજ ફરીથી ફોક્સ સાથે ત્રણ વર્ષનુંલખત કર્યું છે. આ લખતમાં તેનો નામચીન ઘોડો ટોની પણ સામેલ છે. આ ત્રણ વર્ષના પગારના એને સાઠ લાખ રૂપિયા મળવાના છે. એ હિસાબે રોજના ૬૦૦૦ રૂપીયા થયા. સ્વતંત્ર દેશમાં સ્વતંત્ર જીંદગી આનું નામ! ગવસાની

---

## ચિત્રપટ જગત

**પાછો કાર્યને પથે**—હેનરી વેલથોલ પાછો ચિત્રપટની ઘણા વખતની ગેરહાજરી પછી ધીમે ધીમે પણ ચોકસ પગલે પોતાની કાર્ય-દક્ષતાથી નામનામાં વધારો કરવા લાગ્યો છે. એમનું આગમન ચિત્રપટ ઉદ્યોગીઓ અને ચિત્ર રસિકોને નિ:શંક આનંદદાયક થઇ પડશે. એમના સંગાથીઓ હેનરી વેલથોલને એક મહાન એકટર તરીકે ગણે છે.

**એક અજબ દાવ**—મુશીબતોને પહોંચી વળવા પ્રયત્ન કરતાં કોઇકવાર અજબ કળ હાથ લગી જાય છે, એવો જ ...ાવ "ધી માસ્ક્ડ બ્રાઇડ" (બુરખાવાળી વહુ) જેમાં મે મરે ...ઍ-નાયિકા તરીકે ઉતરે છે. એ ચિત્રપટ ઉતારતાં




લખનારઃ—રા. ગુપ્તકૃત

(ગયા અંકથી ચાલુ)

"તમારો બીજો રસ્તો હું પસંદ કરું છું. આ હતભાગિનીએ બળતાં બળતાં તમોને પણ પ્રેમાગ્નિમાં બાળ્યા છે, મારો હાથ પકડતાં સમાજમાંથી તમારે ભ્રષ્ટ થવું પડશે સમાજ તમારો તિરસ્કાર કરશે. એક તરફ માતાનું સ્વૈર વર્તન અને બીજી તરફ પુત્રનું બાળ વિધવા સાથે લગ્ન! આ બનાવો તમારાં કુળને કલંકની રેખામાં મૂકી દેશે. જગતને તમારી સામે આંગળી ચીંધવાનું થશે. માટે પ્રેમનો ભોગ આપી આપણે બન્નેએ સુખદુઃખથી આ જન્મ પુરો કરી જીવનયાત્રા ખલાસ થતાં પરમેશ્વર પાસે તેનો ન્યાય માગી લેવો એ વધારે સારું છે."

"રમા, આવા દુઃખદ પ્રસંગમાં પણ તારા પ્રેમની બલિહારી છે!"

"તેમાં શું થઇ ગયું? દુઃખ ગમે તેટલું હોય તો પણ હૃદયનો પ્રેમ સમુદ્ર તેથી થોડો જ ઓછો થવાનો છે? ક્ષણે ક્ષણે ...તાં તમારાં સુખચંદ્રનાં દર્શનથી હૃદયમાં પ્રેમની ભરતી આવી ...સ્વરૂપે તે કેમ વહે છે તેનું પ્રત્યક્ષ ઉદાહરણ અત્યારે જ માગ ...મ ઉપર જુઓ. રામપ્રસાદ, મારા દુર્દૈવની શું સીમા છે? ...વ ગનિના અંધકારમાં ચક્રવાકીને પોતાના પ્રિયથી વિયોગનો ...સ થતાં કમળનું પાન પણ આડું આવવું જોઇએ છે, જ્યારે ...ા સામાજિક અન્યાયના અંધકારમાં તમારા અને મારા વચ્ચે ...ઇ પણ અંતર નહિ હોવા છતાં તમે અને હું જૂદાં છીએ! ...જીક હોવા છતાં એક બીજાનો સ્પર્શ પણ થઇ શકતો નથી ...ને વિરહની આગમાં જળી મરવું પડે છે!"

રામપ્રસાદ તેને આશ્વાસન આપતાં બોલ્યો—"રમા, રડીશ ...હે. ઉષકાળ અને પ્રભાત વચ્ચે થોડા વખતને માટે કાલિમા ...સરેલી હોય છે તેવી જ રીતે તારા અને મારા વચ્ચે સમાજની ...ી ઉભી છે" આ કહીને તેડી દોડી નાખી તેનાથી બંધ થઇ ...લા માત્ર આત્માને છુટો કરી પ્રિય રમા, આ મારા હાથથી જ ...ને પ્રેમથી ખેંચી મગ હૃદય સાથે—"

એકાએક દિવાનખાનાનું બારણું ઉઘડ્યું રમા અને રામપ્ર...દ દરવાજામાં જોઇ રહ્યાં, લલિતાના હાથમાં એક વર્તમાનપત્ર ...રૂ રામપ્રસાદને વર્તમાનપત્ર આપતાં તે બોલી—"ભાઇ, આજે શું ભયંકર સમાચાર આવ્યા છે!"

રામપ્રસાદે મોટા અક્ષરે પત્રમાંથી હેડીંગ વાંચ્યાં વાંચતાંજ તેની આંખે અંધારા આવી ગયાં. હાથમાંથી પત્ર સરી પડ્યું. માથાના બાલને પીંખતો તે આરામ ખુરશીમાં ઢળી પડ્યો, રમા અને લલિતા સ્તંભિત થઇ તેની સામે જોઇ રહ્યાં!

(૩૨)

ઇંદિરાને વિલાયતથી આવ્યાને દોઢ વર્ષ થઇ ગયું હતું. ત્યાંથી આવ્યા બાદ તે રામપ્રસાદને મળી હતી, અને તેની માતાએ આપેલો પત્ર તેને વંચાવ્યો હતો. માતાના કુકર્મનું ફળ હૈયાત જોઇ તેનું હૃદય બળીને ખાક થઇ જતું હતું પરંતુ લોહીનો ગુણ કહો વા બીજું કાંઇ પણ કારણ હોય—રંભાના પુત્રની સંભાળ માટે મદદ કરવાનું તેણે ઇંદિરાને વચન આપ્યું. જમાનાની ખાધેલ ઇંદિરાએ જોયું કે રામપ્રસાદ હવે બરાબર સપાટામાં આવ્યો છે, ત્યારે તેણે તેની પાસે રહેવા માટે સ્વતંત્ર બંગલો તથા પચાસ હજાર રૂપિયા રોકડા માગ્યા. તે જો ન મળે તો રાજનગરમાં બધું પાપ પ્રકાશમાં લાવવાની તેણે ધમકી આપી. માતાની આબરૂને અને કુળને કલંક ન લાગે એવા ભયથી રામપ્રસાદે ઇંદિરાની માગણી સ્વીકારી અને ગામથી થોડે દૂર એક બંગલો લઇ આપ્યો. આવી રીતે તેને દમ ભરાવી તેની પાસેથી તેણે બે લાખ રૂપિયા મેળવ્યા.

આ અરસામાં મદનચંદ્ર પણ મિસ એલીસને ફસાવવાના ગુન્હાસર ચાર મહિનાની સજા ભોગવી રાજનગર આવી પહોંચ્યો હતો. મદનચંદ્ર અને ઇંદિરા રંભાને નામે હવે પારકે પૈસે પરમાનંદ કરવા લાગ્યાં હરામનું ધન પછી બુધ્ધિ પણ ક્યાંથી સ્થિર રહે? તેનું મદનચંદ્રના બાબતમાં બન્યું દિનપ્રતિદિન તે કુછંદે ચઢવા લાગ્યો વળી એકલી ઇંદિરા સાથેજ સબંધ નહિ રાખતા તેણે રોજ નવી નવી દિલદારોને શોધવા માંડી. ઇંદિરા પાસેથી પૈસા પડાવતો શની—બુધની મુંબાઇની રેસોમાં ઉડાવવા લાગ્યો આખો દિવસ તે શરાબની ધુનમાં રહેવા લાગ્યો. એટલુંજ નહિ પણ ઇંદિરાના દેખાતાં ભર દિવસે તે પોતાની માશુકાને ઘેર જાવા લાગ્યો ઇંદિરાથી આ ખમાયું નહિ બન્નેમાં દરરોજ ઝગડો થવા લાગ્યો અને લડી પડવા લાગ્યા દિવસે દિવસે તેજોરીનું તળીયું સાફ થવા લાગ્યું. રામપ્રસાદે પણ પૈસા આપવાની આનાકાની કરવા માંડી હતી. એક દિવસ રાતના પુષ્કળ શરાબ પી મદનચંદ્ર ઘેર આવ્યો અને ઇંદિરા પાસે પૈસા માગવા લાગ્યો ઇંદિરા હવે માથું ફેરવીને બેઠી હતી તેણે વિચાર્યું કે પૈસા હું લાવી આપું છું અને મોજ પોતે ઉડાવે છે છતાં આટલી બધી દમબાજી! તેણે હવે તેનાથી છુટા પડવાનો નિશ્ચય કર્યો હતો. મદનચંદ્રે જ્યારે પૈસા માગ્યા એટલે તેણે તરત જ તેને દાદર બતાવી દીધો અને ચાલ્યા જવા કહ્યું. મદનચંદ્ર આ અપમાન સહન કરી શક્યો નહિ, તે બોલ્યો—"ઇંદિરા! મારું આટલું બધું અપમાન! માથામાં કેટલી રાઇ રાખે છે? તારે કોની સાથે કામ છે તેની ખબર છે?"

"હા મને તારી જરા પણ પરવા નથી. મારું આંગને

મને જ દબાવ્યા કરે છે ? જા, હમણાં ને હમણાં અહિંથી ચાલ્યો જા."

"ઇંદિરા, જબાન બંધ કર. મારી સાથે વેર બાંધી તું ફાયદો નહિ કહાડે. મારા જ પુરૂષાર્થના ફળને આધારે તું મોજ-મજાહ ઉડાવે છે ને ઉલટો મને દમ ભરાવે છે ?"

ઇંદિરાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. ક્રોધકંપિત સ્વરે તે કહેવા લાગી:-"મુવા, એક ખાનદાન કુટુંબની-ઉચ્ચ કુળની લલનાને પાયમાલ કરી-તેની બે આબરૂ કરી-અરે વધારે તો શું પણ તારા પાપને લીધે જ તેને આત્માહત્યા કરી મરી જવું પડયું-એટલેથી નહિ ધરાયો તે મારા પર સિરજોરી કરવા આવ્યો છે? જા, જા નફટ; ઇંદિરા પણ દુનિયાના રંગ જોઇ તરમેજ થયેલી કાલી નાગણ છે, તે તું સમજ્યો નથી !"

"પણ તે કાલી નાગણનાં દાંત પાડવાની મારામાં શકિત છે."

"શી શકિત છે ? તારા જેવા દારૂડીયા અને બેમુરવ્વતનો વિશ્વાસ શો ? જેવી રંભાની દશા કરી તેવીજ મારી દશા નહિ કરે એમ શી ખાત્રી ?"

ઇંદિરાના આ ટોણાથી મદનચંદ્રનો ક્રોધ એકદમ ભડકી ઉઠયો. તેણે વિચાર્યું કે, ઇંદિરા રંભાના પુત્ર ઉપર જ બધી મજાહ મારે છે અને મને દમ ભરાવે છે એટલે ક્રોધના આવેશમાં ને આવેશમાં તે નર રાક્ષસ રંભાનું બાળ સુતું હતું ત્યાં જઈ પહોંચ્યો અને ઇંદિરા દોડી તેને અટકાવે તે પહેલાં તો તેણે તેનું ગળું એવા તો જોરથી દબાવી દીધું કે, ફુલની માફક નાજુક બાળક તેના હાથમાં ચીમળાઇ મૃત્યુને શરણ થઇ ગયું.

ઇંદિરાથી આ દ્રશ્ય જોઇ શકાયું નહિ. ગમે તેમ પણ તે સ્ત્રી હતી. રંભાના પુત્ર પર તે માતાના જેટલું વ્હાલ રાખતી હતી. પોતાના જ પુત્રનું ખુન થયું એવી તેના દિલમાં લાગણી થઇ. ટેબલનું ખાનું ઉઘાડી તેમાંથી છરી લઇ તે વિકાળ વાઘણની માફક મદનચંદ્રને મારવા દોડી. મદનચંદ્ર તેનો મનોભાવ સમજી ગયો તેણે તેને તેના રાક્ષસી પંજામાં જોરથી દબાવી દીધી અને છરી ખુંચવી લઇ તેના જ પેટમાં ખોસી દીધી.

થયું. ઉચ્ચ કુટુબોમાં દાયણને નામે દાખલ થઇ અનીતિ-અનાચાર અને સમાજમાં સડો પેસારનારી સ્વાર્થપટુ ઇંદિરા પોતાના પાપનો ન્યાય આપવા પોતાના જ આશકના હાથે યમ-દરબારમાં પહોંચી ગઇ.

માણસ ક્રોધાવેશમાં ગમે તેવું દુર્વર્તન કરી નાખે છે, છતાં ક્રોધ શાંત થતાં માણસ પોતાના મૂળ સ્વભાવ ઉપર જાય છે. ઇંદિરા રામશરણ થયા પછી મદનચંદ્રનો ક્રોધ કંઇક શાંત થયો. પોતાના હાથે એક નહિ પણ બબે ખુન થયેલાં જોઇ તેને પોતાની સ્થિતિનું ભાન થયું. [illegible] પણ શોધે એ ન્યાયે તેણે પોતાનો [illegible] બચાવવાનો નિશ્ચય કર્યો. તેણે તીજોરી ઉઘાડી અને તેમાં રોકડ નાણું હતું તેટલું લઇ લીધું. અને ચુપચુપ બંગલા બહાર નીકળી પડયો.

અત્યારે રાજનગર છોડી જવાને એક પણ ગાડી ન હોતી એટલે તેણે રસ્તામાંથી એક ટેકસી ભાડે કરી લીધી અને તેમાં બેસી પલાયન કરી ગયો.

પ્રભાત થતાં જ વાયુ વેગે આખા રાજનગરમાં આ ખૂન મરકીની વાત ફેલાઇ ગઇ.

રાજનગરમાં વર્તમાનપત્રોએ મોટાં મોટાં હેડીંગો છાપી તે વાતને જાહેર સ્વરૂપ આપી દીધું. રેણુકા અને લલિતા સાંજના વનિતા વિશ્રામની મીટીંગમાં ગયાં હતાં અને ત્યાંથી પાછાં ફરતાં ફેરીઆઓની બૂમે તેઓનું ધ્યાન ખેંચ્યું. લલિતાએ પત્ર વેચાતું લીધું અને ઘેર આવી રામપ્રસાદના હાથમાં મૂકયું. પત્ર વાંચ્યા બાદ રામપ્રસાદની કેવી સ્થિતિ થઈ એ આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા છીએ.

અપૂર્ણ.

---

નીંદાખોર જસી—યાર, જોની ! પેલો કવસ કેટલો કંજુસ છે, ને બે શરમ છે.

ડાહ્યો બમન—પણ, ભાઇ તુંજ જોની ! આજે તું ઉંધું ખમીસ પેહરીને આવ્યો છે, પેલો કાવલો તારી મુખાંઇ પર હસે છે.

× × ×

પહેલો દોસ્ત—કેમ ભાઇ તમે કહેતા હતા કે એક દિવસમાં આપઘાત કરી મરી મરી જઈશ.

બીજો દોસ્ત—પણ જોને યાર, કાલેજ મેં એક ચોકલેટ બંદુક લેઇને કેમ મારવું અને કયાં મારવું તેની હું પ્રેકટીસ કરતો હતો, પણ એટલી વારમાં તો એવી સખત ઉલટી થઇ આવી બસ વાતજ નહિ, એટલે જરા મનને સ્વસ્થ કરવા તે બંદુક ખાઇ ગયો ! ! !

× × ×

શેઠ—ચોરી કરતા આવડે છે કે ?

નોકર—ના, સાહેબ.

શેઠ—ચોરી કેમ કરતાં હશે વારૂ ?

નોકર—દુકાનમાંથી ચોરી છુપીથી માલ લઇ જઇને રેવો તે સાહેબ.

શેઠ—અંહ ! તને તો ચોરી કરતાં પણ આવડે છે. તો આ કેમ જાણ્યું ? માટે ભાઇ, આ રસ્તો લે !

નોકર—પણ સાહેબ, હવે તો તમને ચોરી કરતાં આવડી ગઇ હશે ! માટે પોલીસને ખબર આપું કે ?

એન એ. ઓફીસવાળા.

## ગઇ કાલથીજ મત આપવાનું કામ

ચાલુ થયું છે—અને—દરેક પોતાનો મત એકજને આપવા લાગ્યાં છે.

તે,

## લક્ષ્મી પીકચર્સની નવી ફીલમ

શનીવાર
તા. ૩૦ થી
શરૂ



માધવ
કામકુંડલા

# માધવ—કામકુંડલા

તમે પણ જોઈને જરૂર તમારો મત આપો

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

---

આવે છે. શારદા ફીલ્મની નવી કૃતિ આવે છે.

## —ધર્મી ધુતારો અને પોલં પોલ—

એક અબળાની કરૂણારસિક કથા !

# જનાઝામાંથી નીકળીને ડાકુના પંજામાં !

આ અઠવાડીએ તમને કંઈ નવુંજ જોવાનું મળશે.

# દૌલતે ફિરઅઉન ઉરફે દાસ્તાને દિલરૂબા

નો ત્રીજો હફ્તો ગઈ કાલથી શરૂ થઇ ગયો છે અને જબરી ધમાલ પડે છે.

## એ પોલીસ કમીશનર કોણ?

તમે જાણીને અજબ થશો કે, મીસરનો બાહોશ પોલીસ કમીશનર એક ધુતારાનો સગો ભાઈ છે ?

પણ આ અઠવાડીએ તમને આ ઉપરાંત કંઈ વધારે જોવાનું મળશે.

જેક જાબો, પાથેનો ડિટેકટિવ ડ્રામા **સટ્ટાની સત્યાનાસી** દલાલોની બદમાશી ગાંસીસની ચાલાકી

આ ઉપરાંત

એક ધુમ હસાવનાર બે ભાગની પાથે કોમિક

વખત-પાા, ૭, ૮ાા, ૧૦ાા શની-રવિવારે ખાસ ખેલ ૩ાા વાગે   ભાવ-રૂા. ૨, ૧, ૦ાા, ૦ાા, ૦, ૦

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

---

બુકીંગ માટે લખો—એમ. સી. પટેલની કુાં.
કાલબાદેવી રોડ મુંબઇ.



અઠ્ઠા વર્ષ ૯ ] ... શનિવાર તારીખ ૭ મી ફેબ્રુઆરી ૧૯૨૬ ... [ પુ ૧ અંક ૪૬



## ગઝલના ઘેલાને

ગઝલના ગાનારને કહેજે ગઝલ દિલદાર તું ગાજે,
હજારો કામને છોડી અરે ઓ યાર તું ગાજે.
ગઝલનું નામ છે મ્હોટું, ભલે સાચું લખો ખોટું,
એ ગાવામાંજ છે ખોટું, લઇને પ્યાર તું ગાજે.
ગઝલ માટે નથી કાંઇ ખોટ વસ્તુની અરે પ્યારા.
પ્રિયાના નામથી ગાજી સદા દિલદાર તું ગાજે.
ગઝલના અક્ષરો ભેગા થયા કે થઇ ગઝલ પૂરી,
પછી ચુના ઉપર કે પાન પર સુતાર પર ગાજે.
સનમ સાકી અને સાગર એ શબ્દો યાદ રાખ્યા તો,
ગઝલિયો તું થયો પૂરો, પછી હર બ્હાર તું ગાજે.

છોલણ.




લખનાર—મી. ગિરજાપ્રસાદ ભોળાનાથ ભટ્ટ.

"રોશન ! બેટા રોશન !" એમ બે વાર અવાજ આવ્યો.

અવાજ ઘણોજ ધીમો પણ સ્નેહપૂર્ણ હતો. વાત્સલ્યતા તે શબ્દોમાં ઉભરાતી હતી. એક ફાટીતુટી પથારીમાં ગરીબ વસ્ત્રોમાં એક બુઢ્ઢી પડી હતી. શરીર તદન જીર્ણ થઇ ગયું હતું. પાસે એક બેઠક હતી. તે ઉપર દીવીમાં દિવેલનો ઝીણો દિવો બળતો હતો. બુઢ્ઢીની ઉમર આશરે સીત્તેર વર્ષની હશે. અત્યારે તેનો જીવનદિપ બુઝાવાની તૈયારીમાં હતો. તેણે જગતની સર્વ આશાઓ છોડી દીધી હતી. છતાં પણ થોડી થોડીવારે જ્યારે તે પોતાની આંખો ઉઘાડતી ત્યારે તે દયાર્દ્ર નજરે આમતેમ નીહાળતી. બધી વસ્તુઓ તરફથી તેનો મોહ ઉઠી ગયો હતો. જ્યારે ત્યારે તેની એકજ આશા, તેની પુલસમી નિર્દોષ રોશન ઉપર ઠરતી. આંખમાંથી કંઈ અજબ તેજ ચમકતું. જોનારને તો એમજ થાય કે તે બુઢ્ઢીમાં પણ જીવવાની આશા તિવ્ર હતી. અને તે ફકતજ એકજ વસ્તુ—તેની જીવનદોરી—પ્રાણથી પણ અધીક પ્યારી—તેની દીકરી રોશનને લીધે. રોશન અત્યારે ન હોત તો તે બુઢ્ઢીએ મોતનું આમંત્રણ હાથે માંગીને સ્વીકાર્યું હોત. ફકત તેની નિર્દોષ રોશનને—દુનીયાની કુરતા અને કપટ જાળથી અજાણી કુમળી કળીને—આમ દુનીયાની દયા ઉપર છોડી જવું તે તેને વધારે સાલતું હતું. આથી તેના મરણના છેલ્લા કલાકો પણ દુઃખદ જતા હતા.

રોશન એક બાજુએ નીચું માથું રાખી તેનો એક હાથ બની ઉપર રાખી આંખમાં ...

ચીજ છે તેની તેને અત્યાર સુધી જરા પણ ખબર ન હોતી તેનુ હૃદય તેની માના દુ:ખથી ફાટી જતુ હતુ

* * * *

રોશનનો બાપ મોગલ બાદશાહનો માનીતો અમીર હતો બાદશાહનો માનીતો હોવાથી આખી રાજધાનીમા તેની હાક વાગતી હતી તેનો ઘણોજ ઉદાર તેમ શુરવીર હતો તેની ઉમર જ્યારે ત્રીશ વર્ષની હશે ત્યારે દુશ્મન સામેની કેટલીક ચઢાઇમા તેને લશ્કરના સેનાધિપતીની જોખમદાર જગ્યા ઉપર નીમવામા આવેલો પરતુ દરેક વખતે દુશ્મનને હમેશા મ્હાત કરીને આવેલ હોવાથી બાદશાહની તેના ઉપર અતીશય ચાહના થઇ હતી દરબારમા તેની બેઠક હમેશા સિંહાસનની બાજુમા રહેતી તેનો એકજ શબ્દ ગમે તેવા મોટા મુજરીમને ફાંસીને માંચડે ચઢાવવા તેમ ગમે તેવા પાપીને ફાંસીને માંચડેથી બચાવવા માટે બસ હતો બાદશાહની તેના ઉપર સંપૂર્ણ મહેરબાની હતી તેથી તેનો સિતારો ચમકતો હતો પરતુ તેની આ સ્થીતિ વધારે વખત ટકી નહીં કારણ તેનુ લગ્ન એક ઘણીજ ખુબસુરત કન્યા સાથે થયુ આ કન્યાને બાદશાહ છુપી રીતે ચહાતો હતો અને આવી ખુબસુરત હુરને પોતાના જનાનામા લાવવાથી તેની શોભા ઓર વધશે એવી તેની માન્યતા હતી પરતુ તે તેના વિચારો અમલમા મુકે તે પહેલા તેના આવા વિચારોની ગંધ તેના પિતાને આવવાથી તેણે પોતાની પુત્રીને પરણાવી દીધી હતી અથી જો કે બાદશાહ ખુશી રીતે કંઇ કહી શકયો નહોતો પરતુ ગમે તેમ કરી તેનુ વેર લેવાને તેનુ હૃદય તલસતુ હતુ આથી રોશનના પિતા તરફનુ તેનુ વર્તન દિવસે દિવસ બદલાતુ ગયુ આવી વસ્તુ સ્થિતિ હતી તે વખતે રોશનનો જન્મ થયો તે પણ જાણે પોતાની માની જ નાનકડી મૂર્તિ હોય તેમ ઘણીજ સુંદર હતી આ પ્રમાણે પાંચેક વર્ષ પુરા થઇ ગયા છેવટે બાદશાહથી સહન ન થઇ શકયુ તેની દુષ્ટ ઇચ્છા બર લાવવા માટે તેણે એક ઘણોજ ઘાતકી ઉપાય રચ્યો પરતુ પાછળથી તને માટે ઘણો જ પસ્તાવો થયો રોશનની ઉમર આ વખતે પાંચ વર્ષની હોવાથી તે તેની દાદી પાસે રહેતી હતી રોશનના માતા પિતા સુખમય જીંદગી ગુજારતાં હતા તે વખતે બદદાનતે રોશનના પિતાનુ ખુન કરાવ્યુ અને રોશનની માને જનાનખાનામા પકડી મગાવી તેને ખબર પડતા તેણે જનાનખાનામા આપઘાત કર્યો આ પ્રમાણે એ વીર રમણીએ એશ આરામ અને વૈભવને લાત મારી પોતાના શીયળ માટે પ્રાણ સમર્પ્યા હતા આ વાત બુઢી રોશનને ઘણી વાર કહેતી આથી રોશનના પવિત્ર હૃદય ઉપર ઘણા જ સારા સંસ્કાર પડયાં હતા રોશનની દાદીએ તેના ઉપરના અતી ઘણા પ્યારને લીધે તેને ઉછેરી મોટી કરી હતી છેવટે હજુ રોશનની પાકી વય થાય તે પહેલા ઇશ્વરે બુઢીને ઉપાડી લેવાનો વિચાર કર્યો ને

ન પણ બુઢીએ રોશન ઉપર એવી જાતના સંસ્કાર પાડયા હતા કે હૃદય એક પવિત્ર પ્રેમ જ સમજવુ. આત્માની માફક અમર છે તેથી જેની સાથે પ્રેમ સબંધ જોડાય તે સબંધ આ લોકમા તેમ પરલોકમા પણ ટકી રહે છે આવુ સુત્ર તેણે જન્મથીજ હૃદયમા ઉતાર્યું હતુ રોશનની માતા ગુજરી ગયા પછી બુઢી પોતાના ખેતરમા પરેવા સરખી ઝુંપડીમાં રહેતી હતી અને તેમાથી જે થોડુ ઘણુ અનાજ આવતુ તે ઉપર તેનો નિર્વાહ ચલાવતી સંસાર કેવી રીતે ચાલે છે તેની લેશ માત્ર પણ ખબર રોશનને પડવા દેતી નહિ તેને હમેશાં આનન્દમાં રાખતી રોશનને પણ કુદરતી સૌંદર્ય નીહાળવાની ઘણીજ મઝા પડતી ખેતરમા પાકને નુકશાન કરતા પક્ષીઓને ઉરાડવા, તેમની પાછળ પડવુ એ પ્રમાણે કુદરતમા લીન થઇ આનંદ મસ્તીમાં રોશનની બાલ્યાવસ્થા પસાર થઇ હતી બુઢી તેને જરા પણ ઓછુ આવવા દેતી નહિ આસપાસ કોઇની વસ્તી ન હોતી ફકત ખેતરમા કામ કરનાર બે વિશ્વાસુ મજુર તથા તે મજુરની એક છોકરી હતી તે પણ હમેશા રોશનની સાથેજ રહેતી અને આનંદ મસ્તીમા ભાગ લેતી

* * *

શોક સાગરમા ડુબેલી રોશને માતાના અવાજથી ઉંચુ જોયુ તેનો ગુલાબી ચહેરો કરમાઇ ગયેલો હતો પોતાનો એકનો એક આધાર, સઘુ વ્હાલુ જે ગણો તે-તેની મા હતી અત્યારે તેનો વિયોગ કદાચ થાય તો પછી દુનીયામા તેનુ કોણ? તેમ વિચારે તેને ગભરાવી મુકી હતી ઉંચુ જોયુ બુઢીનો હાથ પોતાના હાથમાં લઇ તેને વ્હાલથી ચુંબન કર્યું તેની છાતીમા ડુમો ભરાઇ આવ્યો તેનાથી બોલી શકાયુ નહિ તેની માની છાતી ઉપર મસ્તક મુકી ડુસકે ડુસકે તેણે રોવા માંડયુ આ જોઇ બુઢીને ઘણુજ દુઃખ થયુ તેની આંખોમાથી પણ અશ્રુધારા ચાલી પરતુ તેને રડતી જોઇ કદાચ રોશન ગભરાશે એમ ધારી પછી સ્વસ્થ થઇ અને બોલી —

બેટા! શુ છે? હિંમત રાખ હજુ દુનીયાના વાયરા ત્હને વાયા નથી પાંખડી વિશ્વમાં ત્હારે ત્હારૂ નાવ ચલાવવાનુ છે માટે જ્યાં સુધી ત્હારો નીશ્ચય દૃઢ અને હીમત અડગ નહિ રાખે ત્યા સુધી તુ રખડી પડીશ માટે બેટા! હીમત રાખ ઇશ્વર ઉપર શ્રધ્ધા રાખ કે જેણે તને આવડી મોટી કરી મે ફકત ત્હારા તરફની ફરજ બજાવી છે કંઇ અધીક કર્યું નથી છતા પણ આ દુનીયામા તને આમ એકલી અટુલી મુકી જતા મ્હારૂ હૃદય ફાટી જાય છે તે છતાં પણ આમ ના હિમત થશે કયમ ચાલશે? હૃદયને વજ્રનુ બનાવ ત્હારા માતા પિતાના વિયોગથી મને શુ એછુ દુઃખ થયુ હશે? તે છતા પણ હૈયે પત્થર રાખી રહ્યુ તને ઉછેરી ત્હારામાજ હુ મારી પુત્રી જોતી અને ત્યેથીજ ત્હને ઉછેર પાળી છે? મારૂ સર્વસ્વ હોય તુ, મારૂ બેટા! સ્વસ્થ થા' આમ બોલી બુઢી રોશનના મસ્તક ઉપર હાથ ફેરવ્યુ

વવા માંડી. આટલું બોલવાથી શ્રમને લીધે તેના કપોલ પ્રદેશ ઉપરથી પરસેવાનાં બીન્દુ ટપકવા માંડયાં અને આખું શરીર ધ્રુજવા માંડ્યું. રોશન ઉઠી, આંખો લુછી નાખી, બુઢ્ઢીને પાણી પાયું અને પાછી સ્વસ્થ થઇ બેઠી. બુઢ્ઢી શ્રમને લઇ નિદ્રાધીન થઇ.

આમ કલાકેક થયો હશે તેટલામાં બુઢ્ઢીનો શ્વાસ જોરથી ચાલવા માંડયો. શરીર ઉપર પરસેવો પરસેવો થઇ ગયો અંતે શરીર ધીમે ધીમે ઠંડુ પડવા માંડ્યું. રોશન ગભરાઇ, પોતાના વિશ્વાસુ નોકરોને બોલાવી પોતે બુઢ્ઢી પાસે બેઠી. થોડી વાર થઇ હશે એટલે બુઢ્ઢી કંઇ બોલવાનો પ્રયત્ન કરવા માંડી. પરંતુ તેનામાં બોલવાની શકિત રહી નહોતી. પરાણે અવાજ નીકળતો હતો, "રોશન ! બેટા રોશન !" બોલતી તે બીછાનામાં અડધી ઉંચી થઇ ગઇ, હાથ પહોળા કર્યાં, તેની આંખો ફાટી ગઇ, રોશનથી આ દ્રશ્ય ન જોઇ શકાયું ને "મા ! મા !" કરતી બુઢ્ઢીને બાઝી પડી. તેની સાથે જ એકજ આંચકામાં બુઢ્ઢીનો આત્મા આ લોક છોડી પોતાની કુસુમ કળી સમ પુત્રીને એકલી મુકી પરલોકમાં ચાલ્યો ગયો. રોશન બેભાન થઇ નીચે પડી. તેને ભાન નહોતું. નોકરોએ પોતાની પુત્રીને રોશનની સારવારમાં મુકી બુઢ્ઢીની દફન ક્રિયા કરી.

* * *

આમ સાતેક વર્ષ વીતિ ગયાં. અત્યારે રોશનની ઉમર વીશ વર્ષની હતી. શરીર હ્રષ્ટપુષ્ટ હોવાથી તેની કાન્તિમાં વધારો કરતું હતું. તેના મુખમંડળ ઉપર કંઇ અજબ તેજ ચમકતું હતું. તેના સામું જોનારને પ્રથમ દ્રષ્ટિએ આંજી નાખે એવું તેનું કપાળ ચમકતું હતું તેની આંખો જાદુ ભરી હતી. જેટલું તેનું શરીર મજબુત હતું તેટલું જ તેનું હ્રદય ને મનનો નિશ્ચય પણ અડગ હતો. તેની દાદીની શીખામણ તેણે રગેરગ ઉતારી હતી.

શીયાળાનો વખત હતો. રોશન તથા મજુરની છોકરી એક સગડી આગળ બેસી તાપતાં તાપતાં વિધવિધ વાતો કરી તેમના મનને આનંદ આપતાં હતાં તેવામાં બહાર ઘોડાનો હણહણાટ સંભળાયો. રોશન ચમકી બહાર આવી જુવે છે તો ઝુંપડીના બારણામાં જ બેભાન સ્થીતિમાં જ એક યુવાન પડેલો હતો. તેની પાસે તેનું વફાદાર પ્રાણી ઉભેલું હતું. તેના કપડાં ઉપરથી તે કોઇ ઉમરાવ હોય તેમ જણાતું હતું. શરીરે પણ ઘણોજ સુંદર હતો. તેનુ ભરાવદાર મ્હોં તેજ અને શૌર્યની પ્રતીતિ આપતું હતું. રોશન અને છોકરી તેની પાસે ઉભાં રહ્યાં. રોશને નીચા નમી જોયું તો તેનામાં હજુ જીવ હતો. બન્નેએ ઉંચકી યુવાનને બીછાના ઉપર સુવાડ્યો અને મ્હોં પહોળું કરી તેમાં પાણી નાખ્યું. પછી ગોદડામાં લપેટી થોડીવાર સુવાડ્યો. છોકરી ઘોડાને બાંધી ઘાસ વિગેરે નાખવામાં રોકાઇ. આશરે અડધો કલાક થયો હશે તેટલામાં યુવાનને ભાન આવ્યું. રોશન બીછાના પાસે ઢુંકડીને નીહાળતી બેઠી હતી. તેના હ્રદયમાં કંઇ ભાવ ઉત્પન્ન થતા હતા. આવી લાગણીઓ તે પહેલ વહેલી અનુભવતી હોવાથી તેને ઘણોજ મુંઝવાડો થયો. તેની આટલી ઉમરમાં જો તેણે કોઇ સુંદર પુરૂષનું મ્હોં જોયું હોય તો તે આજેજ એમ કહીએ તો ચાલી શકે કારણ તેના બે નોકરો શીવાય તેણે કોઇ અન્ય પુરૂષને જોયો નહોતો આથી તેના હ્રદયમાં લાગણીઓનું યુધ્ધ ચાલી રહ્યું. તેને ખબર ન પડી કે આ બધું શું થાય છે. તેવામાં યુવાનની આંખ ઉઘડી. તે પણ વિસ્મીત નેત્રે જોઇ રહ્યો. તેને તો આ બધું સ્વપ્ન લાગ્યું. તેને એમજ થયું કે તે સ્વર્ગમાં છે અને કોઇ દૈવી અપ્સરા તેની માવજત કરી રહી છે. થોડીવાર થઇ તેણે પ્રશ્નો કર્યો. "હું કયાં છું? સ્વર્ગની અપ્સરાસમાં આપ કોણ છો ?- શું આ બધું સત્ય છે?"

આ પ્રશ્નોથી રોશનનું હ્રદય જાણે વીંધાતું હોય તેમ લાગ્યું. તેના ગાલ ઉપર લોહી ચઢી આવ્યું છેવટે શરમાઇ જવાબ આપ્યો "આપ જ્યાં છો ત્યાં સલામત છો, થોડીવાર વધુ આરામની તમને જરૂર છે. માટે સુઇ જાઓ. પછીથી બધી હકીકત તમોને ખબર પડશે." એમ કહી તેને પાછો સુવાડ્યો.

સવાર થયું હવે યુવાનને શક્તિ આવી-તે બેઠો થયો અને પોતે કેવી રીતે અહીં આવી ચઢ્યો હતો તે રોશનને કહી સંભળાવ્યું. પોતે પોતાના માણસોથી આગળ નીકળી ભૂલો પડી અંધારી રાત્રે ભાન ભૂલી ઝુંપડામાંના અજવાળાથી દોરાઇ કેવી રીતે આવી ચડ્યો એ પછી બૂમ મારતાં શક્તિ નહિ રહેવાથી બેભાન થઇ પડ્યો ત્યાં સુધીની સવિસ્તર હકીકત કહી સંભળાવી.

"ત્યારે તમો અમીરના પુત્ર છો. કેમ ખરૂં ને ? તમારૂં નામ ?" રોશને પ્રશ્ન કર્યો.

"મારૂં નામ અઝીઝ. પરંતુ જેણે મને જીવનદાન આપ્યું તે વીર કુમારીનું નામ જાણવા કૃપા કરશો ?" અઝીઝે પુછ્યું

"મારૂં નામ રોશન," બોલતાં રોશનને ગાલે શરમના શેરડા પડ્યા.

"તમે અહીં એકલાં રહો છો ? કોઇ સગું નથી ?" અઝીઝે પુછ્યું,

"મારા સગાંમાં ગણો તો ઇશ્વર છે. મારી મા સાતેક વર્ષ ઉપર ગુજરી ગઇ ત્યારથી હું એકલી છું" આમ કહી રોશને પોતાનો સર્વ વૃતાંન્ત કહી સંભળાવ્યો. આ સાંભળીને યુવકને ઘણુંજ દુઃખ થયું.

"તમારી આવી સ્થીતિમાં મારી તરફથી યત્કિંચિત્ સહાય તમે સ્વીકારશો ?" અઝીઝે પુછ્યું.

"હું અહીં પુર્ણ સ્વતંત્ર છું. મને કોઇ વાતની જરૂરીઆત જણાઇ નથી એટલે દીલગીર છું કે આપની કૃપાનો લાભ હું લઇ શકું તેમ નથી." રોશને પ્રત્યુત્તર વાળ્યો

"તમે એમ સમજો છો કે આવા વેરાન જંગલમાં તમને રક્ષણની જરૂર નથી ?" અઝીઝે પુછ્યું.

"રક્ષણ ! શું હું મારી જાતનું પણ રક્ષણ કરવા સમર્થ ી કે હું કોઇના રક્ષણની આશા રાખું ?" રોશને સગર્વ કહ્યું.

"તમે ભૂલો છો. રોશન ! દુનીયા હજુ તમે જોઇ નથી. ારો હજુ અનુભવ કાચો છે એટલે તમને એમ લાગે છે. ાવા વેરાનમાં કઇ વખતે તમારા ઉપર આફત આવી પડશે તે ો શકાય નહિ. માટે મારા ઉપર કરેલાં ઉપકારના બદલા તરીકે હે પરંતુ મારાથી જે બને તે હું આપું તે ગ્રહણ કરો તો ારા ઉપર ઉપકાર થયો એમજ સમજીશ." અઝીઝે લાગણીના ાવેશમાં આવી કહ્યું.

"મારી જરૂરીઆનો બહુજ થોડી છે એટલે હું કઇ ોજની આશા રાખી શકું ?" રોશને પ્રશ્ન કર્યો.

"ફક્ત એટલુંજ કે તમે મારી સાથે ચાલો. રહેવા માટે ારે બે બંગલાં છે. હું એકલો છું. તમારા માટે સર્વ સગવડો રી પાડવામાં આવશે. અને તમે કોઈ પણ જાતની તકલીફ વગર હી શકશો." અઝીઝે સ્પષ્ટિકરણ કરતાં કહ્યું.

"તમારી આટલી લાગણી માટે હું તમારો આભાર માનું છું. પરંતુ બંગલા કરતાં મને અહીંજ વધુ ફાવશે એટલે ાગળ ઉપર જોઇ લેવાશે" રોશન બોલી.

અઝીઝ રોશનના આવા ઠંડા જવાબોથી અજાયબ થઇ ગયો. બીજે દિવસે સવારે તેના માણસો આવી લાગ્યાં અને તેણે પોતાના ઘર તરફ પ્રયાણ કર્યું. રોશનને પણ ઘણું જ લાગ્યું. તે ગયો ત્યારથી તેને સુનું સુનું લાગવા માંડ્યું. એકાદ મહીના બાદ ફરીથી અઝીઝ આવી રોશનને તથા છોકરીને સમજાવી પોતાને ઘેર લઇ ગયો.

* * *

ઉપરની ઘટનાને આજ બે વર્ષ વીત્યાં છે. રોશન અહીં આવી ત્યારથી બન્ને જણાં પ્યારમાં પડ્યાં, અને છેવટે તેઓ લગ્નની ગ્રંથીથી જોડાયાં. આ રીતે રોશને પોતાની જીંદગીની શરૂઆત કરી. અઝીઝ પાસે પૈસો પુષ્કળ હતો. આથી તેઓ એશ આરામમાં રહેતાં. આમ થતાં વખત જતાં તેને ત્યાં એક પુત્ર અને પુત્રીનો જન્મ થયો. પુત્રી પણ રૂપે રોશન જેવી જ હતી. પરંતુ જીંદગીના બધા દિવસો દરેક માણસના સરખા જતા નથી. જો તેવી રીતે હોત તો મનુષ્યને દુઃખ એ શું ચીજ છે તેનો કડુ અનુભવ ન થાત તેમ આ બાબતમાં પણ બન્યું.

અઝીઝના બંગલાની બરાબર સામે એક મુસ્લીમ સદ્‌ગૃહસ્થ રહેતા હતા. તેની સ્ત્રી ઘણી જ સ્વરૂપવાન હતી. જો કે રોશન જેવી તો નહીં. તે હમેશાં રોશનને મળવા આવતી. કમનસીબે અઝીઝને રોશન બહાર ગયેલી હોવાથી એક દિવસ મુલાકાત થઇ. તે દિવસથી જ તેના જીવન સુખનો અંત આવ્યો, તે તેના બેહુદા પ્યારમાં ફસાયો. રોશનના પવિત્ર પ્રેમની દરકાર કર્યા વગર તે તેના ગોદમાં ફસાયો. આમ ઘણા દિવસ ચાલ્યું. મુસ્લીમ ગૃહસ્થની ગેરહાજરીમાં તે તેને મળવા લાગ્યો.

રોશન તેના પતિના એકદમ બદલાયેલા વર્તન ઉપરથી સમજી ગઇ કે કંઇ વીચીત્ર વસ્તુસ્થીતિ ઉત્પન્ન થયેલી છે. આથી તેણે તેના વર્તનની ખાનગી રીતે ખબર કઢાવી. તેની નોકર છોકરીએ સામેના નોકરની મારફતે ખબર કઢાવી અને ખરેખરી બીના રોશનને નિવેદન કરી. તેથી તેનું લોહી ઉકળી આવ્યું. તે તો ફક્ત પ્રેમની એટલી જ વ્યાખ્યા સમજતી હતી કે તે હમેશાં અમર અને પવિત્ર છે. પરંતુ જ્યારે પોતાના પ્રેમનો બદલો બેવફાઇથી મળે ત્યારે તે ટુંકો કરી તેને પરલોકમાં દિવ્ય પ્રેમરૂપે શોધવો. એક દિવસ તેણે અઝીઝને રોકી પુછ્યું: "અઝીઝ ! તમારૂં વર્તન આજ ઘણા દિવસથી હું બદલાયેલું જોઉં છું. પહેલાં તમો મારી સાથે કેવું વર્તન રાખતા હતા. હાલ તો મારી સાથે પુરી વાત પણ કરી શકતા નથી. તેનું કારણ એવું તે શું છે કે હું તમારી નજરમાંથી ઉતરી ગઇ છું."

"કંઇજ નહીં" અઝીઝે ટુંકેથી પતાવ્યું.

"એમ કેમ બને ? જ્યારે હું મારા સાચા હૃદયનો પ્યાર તમને આપું ત્યારે તમારે તમારૂં હૃદય મ્હારી આગળ ખુલ્લું કરવું જોઇએ. તમે તેમ નથી કરતા તેને હું એક પાપ સમજું છું." રોશને જવાબ વાળ્યો.

"ત્હારે એ બધું ડહાપણ ન હોય. હું મારી જાતનો મુખત્યાર છું. તેમાં ત્હારે શી પંચાત ?" અઝીઝે મીજાસ ખોઇ જવાબ વાળ્યો.

"મને બીજું તો કંઇ નથી થતું પરંતુ મારા પ્રેમને બદલો બેવફાઇથી મળે છે. તેજ મને લાગે છે." આ બોલત બોલતાં રોશનનું મ્હોં લાલચોળ થઇ ગયું.

આ વાક્યો સાંભળતાં અઝીઝનો પીતો ઉકળી આવ્યો અને બોલ્યો, "ચુપ ! બેઓલાદ ! ત્હારે આ બાબતમાં ડહાપણ કરવું નહીં. ફરીથી આ બાબત બોલીશ તો ત્હારાં હાડકાં ખોખરાં કરીશ." એમ કહી લાત મારી તે બહાર ચાલી નીકળ્યો.

રોશન આ અપમાન શી રીતે સહન કરી શકે ? તેનું લોહી ઉકળી આવ્યું. તેણે નિશ્ચય કર્યો કે ગમે તેમ કરી આ બાબતનો અંત આવવો જોઇએ. આથી તે વધુ સાવચેત રહેવા માંડી. એક દિવસ તેને નોકરની મારફતે ખબર મળી કે આજે મુસ્લીમ ગૃહસ્થ બહાર ગામ જવાનો હોઇ અઝીઝ આખી રાત ત્યાં ગાળવાનો છે. આ સાંભળી રોશનની રગેરગમાં આગ સળગી ઉઠી. તેનાથી આ સહન ન થઇ શક્યું. તેનું મગજ ભમવા માંડ્યું. તેણે પોતાની સાથે આવેલી છોકરીને પોતાનાં બે બાળકો સુપ્રત કરી, અને પોતાનો ઇરાદો બર લાવવા નિશ્ચય કર્યો, છોકરીએ ઘણું સમજાવ્યું પરંતુ તેણે તેની દરકાર કરી નહીં.

* * *

રાત્રીના અગીઆર વાગ્યાનો સમય હતો. બંગલાના ખુણાની રૂમમાં એક નાના ટેબલ ઉપર દારૂની બે ખાલી શીશ તથા બે ગલાસ પડ્યા હતા. પાસેની પથારીમાં અસ્ત વ્યસ્ત રૂપે અઝીઝ અને મુસ્લીમ યુવતી એક બીજાના હસ્ત પાશ

બેભાન સ્થીતિમાં પડ્યાં હતાં ઉનાળો હોવાથી બારીઓ ખુલ્લી હતી. થોડીવાર થઈ રોશન બારીએથી સુપડીથી દાખલ થઈ. તેના વાળ છુટા હતા. તેના બન્ને હાથમાં બે કટારો ચમકતી હતી. અત્યારે રોશનનું સ્વરૂપ કોઈ ચંડીકાના જેવું વિકરાળ ભાસતું હતું. તેનો ચહેરો સફેદ પૂણી જેવો થઈ ગયો હતો. થોડીવાર તે શાન્ત ઉભી રહી. પછી એક વિકરાળ અટ્ટહાસ્ય કર્યું. તેની આંખ ફરી. તેના મન ઉપરનો કાબુ તો ક્યારનોએ ગયો હતો તેણે એક કટાર સુતેલી યુવતીની છાતીમાં જોરથી ખોસી દીધી. એક ચીસની સાથે તે પરલોક સીધાવી. લોહીથી તેનો હાથ ખરડાએલો હતો. હજુ પણ તેની આંખોમાંથી અગ્ની વરસતો હતો. કટાર હજુ જેમ ખોસી હતી તેમજ યુવતીની છાતીમાં હતી. તેણે અઝીઝ સામું જોયું. તેના તરફ તેણે બતાવેલી બેવફાઈ યાદ આવી. તેનું અપમાન તેને સતાવવા માંડ્યું. તેની આંખમાંથી અશ્રુધારા વહેતી હતી. આંખો મીચી તેણે બીજી કટાર અઝીઝની છાતીમાં ખોસી દીધી. પાછી કાહાડી. હજુ તેમાંથી ઉષ્ણ લોહી ટપકતું હતું. તેની છાતીમાંથી ઉડેલી લોહીની સેરોથી તેનાં કપડાં ખરડાએલાં હતાં. તે લોહીથી ખરડાયેલી કટાર તેણે પોતાના પેટમાં ખોસી દીધી. અઝીઝ ઉપર પડી પોતાના પ્રાણનું બળીદાન આપ્યું અને પરલોકમાં દિવ્ય પ્રેમની શોધમાં સદાને માટે ગઈ.

સવારમાં માણસોની જબરી ઠઠ ભેગી થઈ. લોકોને આ કારમો દેખાવ જોઈ કમકમાટ છુટયો. આ ટોળામાંથી એકજ છોકરી ચીસ નાખી નીચે પડી. પરંતુ બીજીજ પળે ઉભી થઈ અદ્રશ્ય થઈ કારણ તેનાથી આ બનાવનું મૂળ છાનું ન હોતું. તે પોતાની ફરજ બજાવવા ગઈ.

સંપૂર્ણ.

---

# બેડો બળવો

લખનાર-રા. દિવાના

## પ્રવેશ પ્હેલો.

સ્થળ:—લક્ષ્મીદાસના ઘરનું આંગણું-લગ્ન મંડપ

રમા—(ગાતી ગાતી પ્રવેશ કરે છે)

(ગાયન)

કોઇ કહેશો, કે છે દિન કયો જીવનનો ?
જીવન મરણના પ્રશ્ન સમો—
કહેશો, કે છે દિન કયો જીવનનો ?

જે લ્હાવો ફરી જીવન સકળમાં, આવે નહિ આયુ ચંચળમાં;
જે ભૂલ્યાં સુખની ધાંધલમાં, લ્હાવો લ્હાય બને એક પળમાં.
એવો કોઇ કહેશો, કે છે કયો જીવનનો ?

જીવતાં મરી ફરી જનમવું નિજ ઇચ્છા અનુસાર,
જ્યાં વિધિનો નહિ વાંક કંઇ, હાથમહીં હથિયાર.
એવો-કોઇ કહેશો, કે છે દિન કયો જીવનનો ?

* * *

(ગાયન પૂરૂં થતાં પ્રેક્ષકો તરફ મોઢું કરી.) જો જો ગ્રીક-લેસિયા, બેરીસ્ટરની નોટીસ જેવી સાફ સાફ નોટીસ આપી દઉં છું કે-જે એ દિવસને લગનના દિવસ તરીકે ઓળખાવશે, તેને એ પરિક્ષામાં એક પણ માર્ક મળવાનો ચાન્સ નથી. કારણ કે મ્હારી માસીના જમાઇની સાસુની દીકરીનો મત એવો છે કે:—લગ્નનો દિવસ એટલે કુટુંબીઓએ રીસાવામનાવાવો દિવસ-સ્ત્રીઓએ છોકરાં શણગારી સારાં લુગડાં પહેરી ફૂલાવાનો દિવસ—નાતવાળાને મિષ્ટાન્ન ઉડાવાનો દિવસ-ફટાણાને નામે સ્ત્રીઓની શરમનું લીલામ કરાવાનો દિવસ. વિ૦ વિ૦ ઇ૦ ઇ૦ એટ સેટરા, (એટલામાં તેનો બાળસ્નેહી રમણિક પ્રવેશ કરે છે.) કોણ રમણિક !! હેં ! તું હજૂ જીવે છે ? અરે અરે અરે અરે ! હું તો માનતી'તી કે તેં પ્રેમનીરાશામાં ખડી સાકરનો ગાંગડો ખાઇ આપઘાત કર્યો. (રમણિક કશો જવાબ ન આપતાં, ગંભીર મુખે પીઠ ફેરવી ઉભો રહે છે, રમા ખભેથી પકડી-ચકરી ફેરવી તેનું મોઢું પોતા તરફ કરે છે.) કેમ !! હવે તારા જીગરના થઇ ગએલા કટકે કટકા પાછા જોડાયા કે નહીં ? ચીરાઇ ગએલાં ..ેલા પાટ પાછા સંધાયા કે નહીં ? (રમણિક કશો જવાબ ..ા આપતે) જવાબ આપને ! (દાઢી પકડી મોઢું ઉંચું કરી) આમ એરંડીયું પીધા જેવું મોઢું શું કરે છે ?

રમણિક:—(નિઃશ્વાસ મૂકી) અફસોસ !

રમા—(રોતી સૂરત જેવું મોઢું કરી.) સહસ્ત્રાર અફસોસ. (ગાય છે.) " દાહ લાગ્યોરે ડુંગરિયે હવે, કેમ કરીએ. " (રમણિક સ્હામે જોઇ હસે છે. અને તેની પાસે જઇ), હજુ તારી છાતીના હામ અફસોસના ધુમાડા ખાલી નથી થયા ! (વાંસે હાથે ફેરવી-બુચકારતી બુચકારતી.) કાંઇ નહિ-કાંઇ નહિ. જોને થોડા મીઠાઇના ડખૂસા મારશોને એટલે એ વરાળ દબાઇ જશે. બહાર નીકળવાનો રસ્તો નહિ મળે એટલે અંદરને અંદર સમાઇ જશે.

રમણિક—આ અફસોસ મને મ્હારે માટે નહિ પણ તારે માટે છે રમા.

રમા—અરે તારૂં ભલું થાયરે ભલું. આ તો " કાજી દુબળ કયું તો કે સારે શહેરકી ફિકર (રમણિક તરફ હાથ કરી. બીચારો ચિંતામાંને ચિંતામાં સુકાઇને સળી જેવો થઇ ગયો (તેના તરફ જોઇ) કાંઇ નહિ-કાંઈ નહિ, શીયાળાનો સાલમ પાક ખાજે એટલે પાછો માતેલા ખુંટીઆ જેવો બની જઇશ.

રમણિક—ભોળી રમા ! હમણાં તો તું મ્હારી વાત હાસ્યમાં ઉડાવે છે, પણ નથી જાણતી કે ત્હારા જીવનઉલ્લાસના સુરો બેસુરા મેળવાયા છે.

રમા—બેસૂરા હશે તો (કાન પકડી) કાનની ખુંટી મરડી એ બેસૂરા સાજને સૂરમાં મેલાવશું. તું ચિંતા કરી દુબળો ન થા. જોજે તો ખરો એ ઉલ્લાસના રસને કેરી ખુલ્લાસના રસ જેવો મીઠો બનાવશું.

રમણિક:—સંસારની સૂઝોથી અજાણ રમા તું જાણે છે કે પરણવું એટલે શું ?

રમા:—હું ન જાણું તેથી શું થયું ? હવામાં બાચકા ભરનારા ગગનવિહારી સાક્ષરો તો કહે છે કે નહિં કે પરણવું એટલે પ્રભુતામાં પગલાં મૂકવાં-સંસારમાં સ્વર્ગ ઉતારવું.

રમણિક:—એ આદર્શનાં સપનાં, વહેવારનું સત્ય નહિં.

રમા:—સત્ય ડોળ બેડોળ હશે તો કૂટીપીટી ડોળમાં લાવશું, વહેવાર વાંચો ચુંકો હશે તો ખેંચી તાણી સીધો બનાવશું; જાગૃત કરતાં સ્વપ્ન સારૂં હશે તો એ સપનાનો સંસાર સ્વપ્ન તોડી જગાવશું.

એટલામાં દૂરથી વાજાંઓનો અવાજ સંભળાય છે, રમણિક તે સાંભળી ચમકે છે.

રમણિક:—લ્યો વરઘોડો આવી પહોંચ્યો, હવે 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં મૂકવાં કે પરણવું એટલે પસ્તાવું' એ તારી નજરોએજ જો.

(રમણિક જાય છે. રમા તેની તરફ જોઇ રહે છે. " શું બોલ્યો!!! " કહી વીચારમાં પડે છે. અને હસી " જોયું જશે. " એમ બોલી ઘરમાં દાખલ થાય છે. એટલામાં " ક્યાં ગયાં ! સુશીલા બહેન ક્યાં ગયાં ? ચાલો વરઘોડો આવી પહોંચ્યો, પોંખણું તૈયાર કરો " એમ કટકે-કટકે બોલતા અને દોડાદોડી તથા

ખોટી ધમાચકડી મચાવતો ગોર મહારાજ પ્રવેશ કરે છે. ગોરનો અવાજ સાંભળી બૈરાં છોકરાંઓ પણ દોડાદોડી કરી મૂકે છે. એટલામાં નાનખટાઇ બેંડ અને સાજન માજન સુધે વરઘોડો આવી પૂગે છે. મોડ બાંધેલી સુશીલા હોંસે હોંસે વરરાજાને પોંખી મથરામાં લાવે છે. ગોર પાટલે બેસાડી ગડબડીયા મંત્રોની ધાંધલ મચાવે છે. બૈરાંઓ ગીત ગાઇ રહ્યાં છે. ત્યારે વાજાંત્રીજી ધુનમાં છે.)

ગોર—સમે વરતે સાવધાન, ત્રાંબાકુંડી સાવધાન; વરવધૂ સાવધાન-કન્યા પધરાવો સાવધાન. કન્યા પધરાવો, કન્યા પધરાવો લગ્ન સમય વીતી જાય છે. કન્યા પધારાવો.

(રમાનો મામો રમાને તેડી આવી વર પાસે પાટલા ઉપર બેસાડે છે. ગોર વરની પછેડીનો છેડો અને કન્યાનો પાલવ લઇ છેડા છેડી બાંધવા જાય છે. ત્યાં રમા ઘુમટો ઓસી વરનું મોઢું જોઇ ઉભી થઇ જાય છે અને ગોરના હાથમાંથી પાલવ ખેંચી લેય છે)

ગોર—શું છે ! ? શું છે ! ? બહેન ! !

રમા—આંખે ન દેખાતું હોય તો તમે ચશ્માં શા માટે નથી લેતા ગોર ?

ગોર—કેમ; કેમ ! !

રમા—આ તમે શાના શ્લોકો ભણો છો ?

ગોર—લગનના.

રમા—(વરનાં ચશ્માં ખેંચી લઇ, ગોરની આંખે ચઢાવી દઇ ગોરને વર સ્હામે ઉભો કરી.) જૂઓ, આંખો ફાડીને જુઓ આ તમને મારા વર જેવો દેખાય છે ?

લક્ષ્મીદાસ—(રમાના કાન પાસે મોઢું લઇ જઇ.) પેલી; આજે આપણી આખી નાતમાં એના જેવો ધનવાન—

રમા—(તેનાં મોઢાં આડો હાથનો ડુચો દઇ બોલતો બંધ કરી.) સમજી ગઇ બધુંએ સમજી ગઇ (તેના તરફ વળી) ત્યારે તો કોઇ બેંક કે ટંકશાળ સાથે જ મ્હારાં લગ્ન શા સારૂ નથી કરતા ?

ગોર—પણ બહેન—

રમા—પણુને બણુ શાસ્ત્રો ચ્યવા થઇ એટલુંએ નથી જાણતા કે "અનુમાનેન કલ્પંતે પાડા અધન્તી પોદરા"

સુશીલા—રમુ-રમુ.

રમા—ખબરદાર જો તું વચમાં બોલી છે તો બા (ગોરને) મ્હારા અક્કલપ્રકટજી મહારાજ, લગ્નના શ્લોક નહિં પણ દત્તકના શ્લોક ભણો દત્તકના. (ગોર તેના તરફ મોઢું વકાસીને જોઇ રહે છે. રમા તેના મગજ પર હાથ મારી) ભેજામાં ભુસ્સું છે કે નહિં ! સાંભળો હવે મારૂં પેટ ભરવું ભારી પડે છે એટલે મ્હારા પિતા મને આ બુઢા બાપાને દત્તક આપે છે. સમજ્યા ? (વરના ખોળામાં ચઢી બેસી તેની મૂછો ખેંચતાં) કેમ; ખરૂંને દાદાજી ?

ધનજી—કળજૂગ, કળજૂગ; હળાહળ કળજૂગ.

રમા—તમારે જરાએ ડરવું નહિં દાદાજી, તમારા માથામાં ગીલીગીલી કરી હાથ ફેરાવીશ. બોખા મોમાં તરત ગળે ઉતરી જાય એવો ગળ્યો ગળ્યો શીરો કરીને ખવરાવીશ-પગ ભાંગીશ-અરે ભૂલી પગચંપી બમાવીશ-હુલુલુલુ કરીને હીંડોળે હીંચકાવીશ. (બે ગાલે બે હાથે થાબોડા મારતાં); કેમ મજા આવશેને દાદાજી ?

ધનજી—કળજૂગ, કળજૂગ; હળાહળ કળજૂગ. અલ્યા લખીયા આ તારા છોડીને કંઇ કહે છે કે નહિં ?

લક્ષ્મીદાસ—(પડખું પકડી રમાને ખેંચી) મુંગીમર—મુંગીમર ચંડી; તેં બધા માણસોમાં મ્હારૂં નાક કપાવ્યું.

રમા—નાક કપાવ્યું ! ! ! આવડું મોટું ગાજર જેવડું નાક તો દેખાય છે. ને ફોકટ ગળે પડો છો. (વર તરફ) કેમ ! ખરૂં કહું છું ને દાદાજી ?

ધનજી—કળજુગ, કળજૂગ હળાહળ કળજૂગ. અલ્યા લખીયા શું તેં આવી રીતે મ્હારાં વરસનું લીલામ કરવા અહીં બોલાવ્યો તો ?

લક્ષ્મીદાસ—શેઠ.—

ધનજી—શેઠ ને વેઠ (સાજન માજન તરફ) ચાલો ચાલો, અલ્યા પાછા ચાલો (લક્ષ્મીદાસને) હવે તુંય ચેતીને રહેજે જો જોઇ ન લઉં તો મારૂં નામ ધનજીભાઇ નહિં.

(બધા ફરીને ચાલવા માંડે છે.)

રમા—(ધનજીનો છેડો પકડી.) કાં ધરાઇ ગયા આસ્થર સુખ પામ્યા હોય તો પાછા પધારજો. (દુઃખણાં લઇ.) ઓ હું વારી જાઉં રે મારા દાદાજી—

ધનજી—કળજૂગ, કળજૂગ, હળાહળ કળજૂગ.

રમા—(હસતી હસતી.)

આવ્યો તો કોડે,
ચાલ્યો માથે ઓઢે;
હાંઉ હનો શીશુપાલ,
રૂક્મિણી કૃષ્ણ વરે.
અરે હાં...રૂક્મિણી કૃષ્ણ વરે,
અરે હાં...રૂક્મિણી કૃષ્ણ વરે.

(બધાંએ વિખરાય છે.)

---

# રાજનગર રહસ્ય

લખનારઃ—રા. ગુપ્તદૂત

(ગયા અંકથી સંપૂર્ણ)

## ઉપસંહાર

રંભાનો પુત્ર અને ઇંદિરાના થયેલાં ખૂનોના સમાચાર જાણી થોડા વખતને માટે રામપ્રસાદ દિંગ્મૂઢ બની ગયો હતો; પરંતુ રમા, લલિતા અને રેણુકાનાં આશ્વાસનથી તે શુધ્ધિમાં આવ્યો. ઇંદિરાને માટે નહિ પણ રંભાના પુત્ર માટે તેના દિલમાં લાગી આવ્યું હતું. કુદરતે તેનો માર્ગ હવે મોકળો કરી આપ્યો હતો. માતાનાં પાપ-કૃત્યોના અવશેષો જે તેને જીંદગી ભર દુઃખ દેવાના હતા તેનો આમ અચાનક આવેલો અંત જોઇ તેણે ઇશ્વરનો ઉપકાર માન્યો. થોડા [illegible]સ બાદ રેણુકાની સંમતિ [illegible]ગવી તેણે બાળવિધવા રમા [illegible]થે પુનર્લગ્ન કર્યું. એ [illegible]ન પ્રસંગે જાણીતા સુધા-[illegible]એ હાજરી આપી સંસાર સુધારા તરફનો પોતાનો પ્રબળ પક્ષપાત દર્શાવ્યો.

મદનચંદ્ર ન્હાસી ગયો, તેનો પત્તો કર્યાંઇ પણ મળી શક્યો નહિ.

અતિશય દારૂ પીવાની લતને પરિણામે નવલશા નાણાવટીને લીવરનું દર્દ લાગુ પડ્યું તથા અમુક વખત સુધી પુષ્કળ કષ્ટ વેઠયા બાદ એ દર્દને લીધે તેઓ એક દિવસે પોતાનાં સઘળાં પાપોનો જવાબ આપવા ઇશ્વરના દરબારમાં ચાલ્યા ગયા.

સ્વરૂપદાસ તથા રાસમણી ઉપર ન્યાયની અદાલતમાં વગર પરવાનગીએ કેફી પદાર્થો રાખવાનો અને કુટણખાનું ચલાવવાના આરોપ મૂકવામાં આવ્યા. મોટા મોટા વકીલ બેરીસ્ટરો, અને શ્રીમંતોની પુત્રીઓ, કાલેજમાં ભણવા જતી તેમની કન્યાઓનું ફુરસદ વખતે તે મળવાનું અને સ્થાન હોવાથી અને તેનો પત્ર બરદાર પકડાવાથી મોટા ઘરનાં પોગળો બહાર પડે તેમ હોવાથી કુટણખાનું રાખવાનો આરોપ તેઓ પરથી ખેંચી લેવામાં આવ્યો અને માદક પદાર્થો રાખવાનો આરોપ સાબીત થવાથી બન્નેને બે વરસની સખ્ત જેલ તથા સ્વરૂપદાસને એક હજારનો દંડ વિશેષમાં કરવામાં આવ્યો.

પદ્મિણી તરલા એક નાટકીયા સાથે પ્યારમાં પડી, ધણી તથા સંસારનો ત્યાગ કરી છ પાંચ અગીયાર ગણી ગઇ. ત્યાર પછી તેનું શું થયું તે અમે જાણતા નથી.

સ્વરૂપદાસ અને ઇંદિરાનો સહવાસ છુટી જવાથી યશોમતી અને તેની માતાએ પોતાના ઘરનાંજ નવીન કુટણખાનાની સ્થાપના કરી, મૂર્ખ નરનારીઓને ઉંધે માર્ગે ચડાવી નીચોવવા માંડયાં.

ગોપીલાલના દુરાચારનો સ્ફોટ થવાથી વિદ્યાધિકારીએ તેને હમેશને માટે બરતરફ કર્યો. બીજો કોઇ ધંધો નહિ સુઝવાથી ગોપીલાલ "ઘડી બહુની ગમ્મત" નામનું એક સાપ્તાહિક પ્રગટ કરવા લાગ્યો. એ પત્રનાં લખાણોમાં મર્યાદાનું ઉલ્લંઘન કરી લોકોની પામર વૃત્તિઓને પોષવાનો પ્રયત્ન કરવામાં આવતો હોવા છતાં તેના મુદ્રાલેખ તરીકે નીતિમાન અને નિર્દોષ સાહિત્યનો પ્રચાર કરનાર ગુજરાતનું પહેલવહેલું રમુજી સાપ્તાહિક એવા શબ્દો દરેક અંકનાં મુખ પૃષ્ઠ ઉપર પ્રસિધ્ધ કરવા માંડયાં. પ્રજા તરફથી એ હલકી પત્રને જોઇતું ઉત્તેજન નહિ મળતું હોવાથી કેટલાક બાપ કમાઇ ભોગવના ઉલ્લુઓને તેમના ફોટા તથા લેખ પ્રસિધ્ધ કરી આપવાની લાલચ આપી ગોપીવલ્લભ પૈસા પડાવવા લાગ્યો, જ્યાં લુચ્ચા માણસને તેની લુચ્ચાઇનું ફળ મળ્યા સિવાય રહેતું નથી. એ નિયમ પ્રમાણે પોલીસે થોડા વખતમાંજ એ પત્રનાં લખાણો વાંધા ભર્યાં ઠરાવી તેને ચિરકાળને માટે રામ શરણ કર્યું.

રામપ્રસાદ અને રમા ભૂતકાળના સઘળા બનાવો ભુલી જઇ આ શોક સંતાપ પૂર્ણ સંસારમાં સ્નેહ જીવનના લ્હાવા લેવા લાગ્યા. તેમના દિવસો મોજ-મજાહમાં પસાર થવા લાગ્યા.

લલિતાએ આ જન્મ કૌમાર્યવ્રત પાળવાનો નિશ્ચય કર્યો અને રેણુકાની મદદ લઇ ગરીબ મજૂર વર્ગમાં શિક્ષણનો પ્રચાર કરવા લાગી.

સમાપ્ત

# હું શું લખું ?

લખનારઃ—રા. મુસાફર બી. એ.

"મુસાફર દોસ્ત કંઇ લખી મોકલજે. ભેજે ભુલતો જીગરના ટુકડા."

"જરૂર, મોહનથાળના કટકા, મારા ચાહના પ્યાલા."

ઉપલી વાતચીત તા૦ ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૨૫ ને દિને સાં. ૫ વાગે મોજ મજાહના અધિપતિ અને મારી વચ્ચે અનુક્રમે થઇ.

હું ઘેર ગયો, વેદની ભાષામાં કહું તો મારી સહધર્મચારીણીને, પુરાણની ભાષામાં કહું તો મારી ભાર્યાને, ઐતિહાસિકમાં કહું તો મારી અર્ધાંગનાને, કેસરીયાં કરતા રજપુતોની ભાષામાં કહું તો મારી સહગામીનીને, કવિની ભાષામાં કહું તો ન્હાનાલાલની કુલોધ્ધારિણી, જગત્ તારિણી, લલીતની ગૃહઉજાળની ગૃહિણી લડી, બીજાઓની જીવન સખી, પાન સખી, ફુલ સખી, રાખ સખી, કાઠીઆવાડીમાં કહું તો "મારા ઘરમાં"થી ને હિંદું સાંસારિક ભાષામાં કહું તો મારા ઘરની ખાસ્સાનો પેજ-રેને, મારી માની ભાષામાં કહું તો "વહેલીને" વેવાઇવેલાની ભાષામાં કહું તો "વહરણી" વઉને, પારસી બીરાદરોની ભાષામાં કહું તો "હાયની ધરતીને" મારી પોતાની ભાષામાં કહું તો મારી દીલની ઠામ, દમની હોળી, મસ્તકની જ્વાળા, ખરચાની કરોડ, બુટની પોલીશ, ખડીઆની શાહી, લેમ્પનું ઘાસલેટ, ખાટલાની નેતર, મારા પૈસાની પેટી, મારા પેટનું સદાવૃત, વગેરે અનેક શબ્દોથી સંબોધાય તેવી મારી પત્નિને તરત જ કહ્યું કે "શાંતિ, અખંડ શાંતિ, ચ્હા, કાફી, અર્ધો, અર્ધો કલાક, ટીપોય ટેબલ, લેખણ, શાહી, કાગળ, ઇન સાઇકલોપીડીઆ, લેમ્પ, મીણબત્તી, બાકસ, પાનની પટી, ઇત્યાદિ એકદમ" મારે લખવું છે.

(૧)

તે સમજી ગઇ અને હું લખવા બેઠો. બધા બેસે છે તેમ પણ-ઓહ-ઓ મારા પ્રભુ, હું શું લખું ?

વિચાર થયો કે રાજદ્વારી લખું કારણ કે તે વિષય સહેલો છે. એવુંજ મનાય છે. પણ ત્યાં મારી કલમને ઇંડીયન પીનલકોડની ૧૨૪ એ. અને બી. નડે છે. કારણ કે મારી કલમ અમેરીકન છે. લેખન સ્વાતંત્ર્યની હિમાયતી છે અને મારી સ્ત્રીને સ્વતંત્રતા ન આપું કારણ કે હાં તે હિંદમાં, હિંદુ કોમમાં-તેમાં અમારી નાનકડી નાતમાં જન્મી ? પણ મારી અમેરીકન કલમને દાબમાં રાખી શકતોજ નથી. તેથી પર દયા કરીને લખાતુંજ નથી.

* * *

એક શેઠ હતા. એક ભીખારી હતો. ભીખ માગતો હતો ન મળી. થોડી મળી. ભીખ માંગતી ચાલુ રાખી. બીજો આવ્યો એણે કહ્યું કે ભીખ માગવી અને તમારે આપવી એ અમારો જન્મસિધ્ધ હક્ક છે. ત્રીજો 'આવ્યો. તે તો જાણે શેઠનો પહેલા ખોળાનો દિકરો હોય તેમ કહે કે, "અમને આપો નાહક અમે ચાલ્યા જઇશું. રીસાઇ જઇશું, તમારી પાસ ભીખ માગશું નહિ અને મરવાનું બહેતર ગણશું." જાણે કે એની ધમકીથી શેઠ ગભરાવાના હોયને. ચોથાએ કહ્યું કે "હું બધી જગ્યાએથી થાકયો છું. મરણીયો છું. ઓ શેઠ. તને બારીએથી ફેંકી દઇશ" વગેરે. ત્રણ ભીખારીની વાત બહુ જોસમાં ચર્ચાય. ચોથાની વાત લખવા હું માગતો નથી.

(૨)

ધાર્મિક લખું ? દંભ મને આવડતો નથી. શેઠ પ્રાગજી સુરજીની અને લક્ષ્મીદાસ રવજી તેરસીની મને બીક લાગે છે.

(૩)

સાંસારિક લખું ? "મુનશીનો" "કોનો વાંક ?" બધાનો વાંક છે. અને મધુકરના "સોહીના વેપાર"ની તો દલાલી થાય છે. પાપાચાર થયા પછી વિધવા વિવાહ સુધારો નથી. અને બીજો પતિ એટલે શું એ ભાવના જ્યાં ન હોય ત્યાં પુનર્વિવાહ વિચાર માત્ર મહા પાપ છે. મોટી ઉમરની વહેલીની ન્હારે થાવું કે તેર વર્ષે માતા થતીની દયા ખાવી એ મને સુજતું નથી. સુજાડવાનો યત્ન માત્ર, બહિષ્કાર, લાંછન, અને ગાલિપ્રદાનનું મૂળ છે.

(૪)

સાહિત્ય-ગુર્જર-સાહીત્ય પર લખું ? મુનશીનું "ગુજરાત" આપખુદ શાસક Autocrat જેવું, રાયચુરાનું "શારદા" વગર ધારવાળી કુહાડી જેવું, ઉદ્દેશીનું "નવચેતન" કલકત્તાથી આવતાં "પ્રૌઢ ચેતન" થાય એવું, સમાલોચક અતિ વૃધ્ધ-પાસે જતાં બીહી જઇએ એવું મ્હીડીયું. સાહિત્ય અને બુધ્ધિપ્રકાશથી તો આટલું લખતાં શીખ્યા એવું-ત્યાં પ્રથમ પ્રશ્ન એ કે કયાં લખું એટલે કે જ્યાં No locus standii સ્થાન જ નહિ ત્યાં લખવાની વાત જ શી ? છતાં ધારો કે સ્થાન નક્કી કરીએ પછી

શું કાવ્ય લખું ? કૃષ્ણની ગીતાના છંદમાં લખું કે મેઘાણીના રઢીયાળા રાગમાં, લલિતના મંજીરાના તાનમાં ગવાય એવું કે ખબરદારની વીર શૈલીમાં ફેંકાય એવું, કલાપીની માશુક પર કે ન્હાનાલાલની દિવ્યગામિની નાયિકાઓ ઉ… ચા પર લખું ?

ત્યારે શું વાર્તા-નવલીકા-નવલકથા-લખું ? ગોવ…

ભાઇના "The wisest fool of Hindiusm" સરસ્વતી ચંદ્ર જેવું, કે મુનશી એડવોકેટના વેરની વસુલાતના "રીડલ્ધુ"ની યાદ આપતા અનંતાનંદ સ્વામી જેવું, કે ઠક્કુર નારાયણજી વીસનજીની ચંપા નદી જેવું, કે કાખાઇના "રાતા ગુલાબ" જેવું શ્રી. રમણીક 'અ. મહેતાની "ભાગ્યામા" જેવું કે મધુકરના સોદીના વેપાર જેવું ? શું લખું ? શું મરત ફકિરનું "ઓડકું માગું" તે પરથી "ઓડકું મોકું" કે જાગીરદારની મ્હારી ક્રૂંમાં જેવું લખું કે શું લખું ?

ડીટેકટીવ. છુપી પુલીસ. ધર્મ નિબંધ કે વ્યાખ્યાન લખું કે આ બધા ઉપર સમાલોચના લખું ? હા એ ઠીક પણ તેમ કરતાં કોઈ અધિપતિ હકક પર તરાપ મારવા માટે ફરિયાદ તો ન માંડે ના ? જરા લોભુક કાયદાપોથી ઉથલાવું પણ સબર—

મારી જેવી તેવી, પણ એવી ને એવીજ મ્હારો વ્હાલો પ્યાલો લાવે છે તે જરા પી લઇ પછી નક્કી કરૂં કે "હું શું લખું."

સંપૂર્ણ.

## "પ્રભુની શોધમાં."

પુષ્પ કહે છે કેઃ—મ્હારી સુગંધ લ્યો, મ્હારામાં પ્રભુ વસ્યા છે.

હું પુષ્પને સુંઘું છું અને પુષ્પના પમરાટમાં તલ્લીન થઇ જાઉં છું.

ફળ કહે છે કેઃ—હું સ્વાદિષ્ટ ફળ છું મ્હારા સ્વાદમાં પ્રભુ વસ્યા છે, મ્હારો આહાર કરો.

હું ફળનો આહાર કરી ઘણો ખુશ થાઉં છું.

ઉંચા અને મ્હોટી પર્વતમાળાઓમાંથી વહી આવતી સુંદર સરિતા કહે છે કેઃ—પ્રભુ મ્હારી સાથે રહે છે. જુઓ સાંભળો જે પહાડી ખીણમાંથી હું વહી જાઉં છું તે વહેતી ધ્વનિમાં પ્રભુનો ધ્વનિ છે.

હું તે ધ્વનિ સાંભળું છું અને ઝુમવા લાગી જાઉં છું.

મેદાનમાં ઉગેલી લીલી હરિયાલી ઘાસ કહે છે કેઃ—પ્રભુ અમ્હારા સાથે છે, પ્રભુ અમ્હારામાં છે.

હું તે લીલી ઘાંસને જોઈ પ્રભુનો ચમત્કાર નિહાળું છું.

પરન્તુ ઓ ભલા પ્રભો ! આપ તો સર્વત્ર છો છતાં મ્હારી સાથે વાર્તાલાપ કેમ કરતા નથી ?

જ્યારે જ્યારે આપની અને મ્હારી દૃષ્ટિ એક થાય છે, ત્યારે ત્યારે હું આપને નમન કરતાં જ મૂર્છિત થઈ જાઉં છું, અને આપ અદ્રશ્ય થઇ જાઓ છો.

એ. એ. હામી.

---

## મોજ—મજાહ ઈનામમાળા નં. ૪

## રૂપિયાં પચ્ચીસનાં સોળ ઈનામો

### નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં પ્રખ્યાતિ પામેલા સારામાં સારા

## પાંચ સીનેમાનાં એકટરનાં નામ

લખી મોકલનારાઓમાં રૂ. પચીસનાં સોળ ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ. ૫-૩-૨ નાં એક એક મળી કુલ્લે ત્રણ, દોઢ રૂપિયાનાં આઠ, બાર આનાનાં બે, અને આઠ આનાનાં ત્રણ મળી કુલ્લે સોળ ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતનાં અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

### આ ઇનામનું પરિણામ તા. ૨૮-૨-૨૬ ના અંકમાં આપવામાં આવશે

કુપન તા. ૨૪-૨-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૭-૨ ૨૬

### પાંચ સીનેમાના સારામાં સારા એકટરનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી. ____________

ઠે. ____________

____________ મું. ____________

"ફોટોગ્રાફીનો ફુંકાતો પવન"

અમારા વિશ્વાસુ કેમેરા વડે તમે સારા ફોટોગ્રાફ પાડી શકો છો

નાના "કહ્યાગ્રી" રીફલેક્ષ કેમેરા ફકત રૂ. ૧૭ માં મળે છે. શિખનારાઓ માટે અમુલ્ય!

ઘરમાં સિનેમા—

અમારે ત્યાં પાથેના "બેબી" કેમેરા તેમજ પ્રોજેકટર મળે છે આખા સેટની કીંમત રૂ. ૨૪૯। બાળકોને આનંદ આપવાનું મુખ્ય સાધન!

વળી

"ઓઇસ"ના દુરબીનો મળી શકશે

આ જેજ લખો—

## કોન્ટીનેન્ટલ ફોટો સ્ટોર્સ

૯૦–૨૫૩, હોર્નબી રોડ, કોટ—મુંબઇ.

---

અગિન સ્તવન સમશ્લોકી.

## શ્રી સરળ ભગવદ્ ગીતા

લેખક:—દાનજી કાલીદાસ જોશી તમાકુવાળાનો બાગ ૮૪-૯૨ કાંદાવાડી મુંબઇ.

આવૃત્તિ ૪ થી કિં. આઠ આના,

પ્રાતઃસ્મરણીય દેવોના દર્શન આદે સ્તવન કરાવતી આ ગીતા પદેશ પદેશીજ ને સરળ તથા ચિત્રાત્મક હોવાથી લોકોને બહુ ઉપયોગી થઇ પડી છે અને તેની પાંચ હજાર નકલો ખપાઇ ગઇ છે. આગલી રીતણી ઉપર દશ હજાર નકલ બહાર પાડે

પ્રાચ્ય સ્તવન સમશ્લોકી

શ્રી સરળ ભાગવદ્ ગીતા પુસ્તક

[illegible] ગુર્જર પાસેથી મળશે.

---

તૈયાર છે! તૈયાર છે!

રા. હરિહર (દિવાના) કૃત નવીન નાટક

# સૌન્દર્ય વિજય

ભાષણ તથા ગાયન સાથે.

આ નાટક ભુવન મોહિની—નુરેજહાનના પ્રેમ પ્રસંગો તથા ઇતિહાસને અનુલક્ષી ગુજરાતના આ ભરતા કવિએ રચ્યું છે. મૂલ્ય માત્ર આઠ આના. બહાર ગામના ગ્રાહકોએ નવ આનાની પો. ટીકટો મોકલવી.

લખો—મોજ—મજાહ કાર્યાલય,
ખટાવ બીલ્ડીંગ ગીરગામ મુંબઇ ૪

---

કહેવત છે કે—

## કરકસર એ બીજો ભાઈ છે!

ત્યારે

નવલકથાઓ, ચોપડી, ચોપાનીયા, વગેરેને માટે નવ ચિત્રોના બ્લોક બનાવી ખર્ચમાં ઉતારવાનું શા માટે પસંદ કરો છો? એક વખત અમારી મુલાકાત લ્યો. ગુજરાતના નામીચા ચિત્રકારની પીંછીથી ચિતરાયેલ ઉત્તમોત્તમ ચિત્રોના બ્લોક અમારી પાસે તૈયાર છે. ઘણાજ સસ્તા દરે આપીશું. એક વખત નમુનાઓ જોઇ પાસ કરો.

લખો અથવા મળો—મેનેજર—મોજ—મજાહ મુંબાઇ ૪

---

## લંડન રાજ—રહસ્ય

અથવા

## મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન

ઈંગ્લાંડના સતરમી સદીના રાજા પ્રીન્સ ઓફ વેલ્સ અને અમીરો તથા ઉમરાવ જાદીઓના ચિત્રવિચિત્ર ભોપાળાં પાંચ પાંચ ચિત્રો સાથે દરેક ભાગના ૧૪ આના. આ ના. ખ. લાનનારને ૧૦ આના.

મોજ—મજાહ કાર્યાલય મુંબાઇ ૪

---

## છુપી પોલીસ

વાર્ષિક લવાજમ—રૂ. ૩। વી. પી. સાથે રૂ. ૩-૪-૦
હિંદ બહાર રૂ. ૫

લખો:—મોજ—મજાહ કાર્યાલય,
ખટાવ બીલ્ડીંગ ગીરગામ મુંબઇ ૪

# આજ-કાલનાં નાટકો

## સિરાજ-ઉદ્-દૌલા

(૧)

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજે 'સિરાજ-ઉદ્-દૌલા' નામનો નવો પ્રયોગ થોડો સમય થયાં મુંબઇની પ્રજા સમક્ષ રજુ કર્યો છે. નાટક રા. રા. પ્રભુલાલ દયારામ દ્વિવેદીની રચના છે અને કંપનીના કુશળ ડાયરેકટર રા. રા. મૂળચંદ વલ્લભ નાયક-જનસમાજમાં મૂળચંદ્ર મામાને નામે ખ્યાતિ પામેલા-નટને હાથે બ્હાર પડયો છે, એટલે લોકો સાધારણ રીતે કૃતિ સારી હોવી જોઇએ એમ કલ્પના કરે તો તેમાં આશ્ચર્ય જેવું નથી; પરંતુ આ કૃતિ કેવળ નિરાશાજનક નીવડી છે. એ ઘણી ખેદની બીના છે કે ગુજરાતી રંગભૂમિ દિવસો દિવસ અવનત સ્થિતિમાં આવતી જાય છે જ્યારે ઇતર દેશની રંગભૂમિ દિવસો દિવસ ઉત્કર્ષને પામે છે. જે મહારાષ્ટ્રની રંગભૂમિ એક સમયે ઉર્દુ કે ગુજરાતી રંગભૂમિની સરખામણીએ કાંઇ ચીજ ન હતી તે આજે ઉન્નતિ કરી રહી છે જ્યારે ગુજરાતી રંગભૂમિ છિન્ન ભિન્ન થતી, અને અપકર્ષ પામતી જણાય છે. અને આ નિકૃષ્ટ અવસ્થાનું દષ્ટાંત જોવું હોય તો 'સિરાજ-ઉદ્-દૌલા' તેનો નમનો છે. કારણ કે અમુક વસ્તુને તેના ધર્મથી જાણી શકય છે. પણ જો તે ધર્મ-ગુણ તેનામાં ન હોય તો તેવા નામને યોગ્ય નથી એક વસ્તુ-પદાર્થ જેને આપણે સુવર્ણની સંજ્ઞા આપીએ તેનામાં સુવર્ણના ધર્મ હોવા જોઇએ. તેજ પ્રમાણે જેને આપણે 'નાટક' નામ આપીએ-તેને નાટક કહીએ તેમાં 'નાટક'ના ધર્મ હોવા જોઇએ: તે ધર્મ સિવાય જેમ સુવર્ણ એ સુવર્ણ નથી તેમ નાટક, એ નાટયકળાના લક્ષણ વિહોણું હોય તો નાટક નથી અમારી માન્યતા પ્રમાણે 'સિરાજ' એ નાટક નહિ-નાટકનો આભાસ માત્ર છે. નાટયકળામાં જે જે આવશ્યક વસ્તુ જોઇએ, તે તેમાં નથી. આવી નિકૃષ્ટ કૃતિ ભાગ્યે જ રંગભૂમિ પર ભજવવામાં આવી હશે.

જેઓને રંગભૂમિ સાથે સંપર્ક છે, જેઓ ગુર્જર નાટય સાહિત્યથી, અને રંગભૂમિના ઇતિહાસથી પરિચીત છે, તેઓને સખેદાશ્ચર્ય થાય છે કે આ ગુર્જર રંગભૂમિ! પૂર્વે કળાની દષ્ટિયે એવા નાટકો નહિ ભજવાતાં હોય પરંતુ નાટકના મુખ્ય અંગોની અવહેલના કરનારા પ્રયોગો ભુજ ભજવાતા હતા એમ અત્યારના નાટકોથી સિધ્ધી થાય છે. એક સમય એવો હતો કે સંગીત કે કાવ્યમાં કળાની ઉણપ હોવા છતાં સ્વ. વાઘજી આશારામનો વસ્તુ ગુંથણીમાં સિધ્ધહસ્ત હતો, લોકપ્રિય તરજો અને કાવ્યકળાને સંભાળી પ્રેક્ષકોનું મન રંજન કરવામાં સ્વ. સાક્ષર ડાહ્યાભાઇની કૃતિઓ રંજક અને નાટયકળાથી વિહોણી નહતી. રા. મૂળશંકર અને રા. નારાયણ ઠકકુરની કૃતિઓમાં નાટય તત્વનો અંશ નથી એમ તો કોઇ કહેવાને સમર્થ નથી. રા. રઘુનાથે કેટલીક પૌરાણીક કૃતિઓ ઉત્તમતાથી રંગભૂમિપર ઉતારી છે એ પણ સ્વીકાર કરવું પડશે. તે સમયના ડાયરેકટરો પણ પોતાના કર્તવ્યથી વાકેફગાર હતા અને કેવળ નિરક્ષર ન હતા. સ્વ. અમૃતમાં ભાષાજ્ઞાન, કાવ્યનો મર્મ જાણવાની શકિત અને નાટય તત્વોની વિજ્ઞતા હતી. ઉર્દુ સ્ટેજ પર પણ પોતાના ધંધાને સારી રીતે જાણનાર દક્ષ પુરૂષો હતા. પણ જમાનો પલટાયો છે. કળાને જાણનાર તો દૂર રહ્યા પણ જ્યાં પોતાના ધંધાને પણ ઉત્તમ રીતે પીછાનનાર કયાં છે? અત્યારે રસોઇ કરનાર, મીકશ્ચરો મેળવનાર, ભાંગેલા લોઢાને સાંધનાર કવિરાજો થઈ બેઠા છે. જ્યાં ત્રણ અક્ષરો ભણેલા કે નાચનો એક તોડો નહિ સમજનાર, કે સંગીતની ક્ષમતાને નહિ સમજનાર, વસ્તુ અને ક્રિયાના નામથી અપરિચીત ડાયરેકટરો થઇ બેઠા છે ત્યાં નાટકની પતી દશા અવે એ સ્વાભાવિક છે.

હમે આ નવીન કૃતિના ગુણ દોષનું વિવેચન કરવા પૂર્વે નાટક એટલે શું? તેમાં મુખ્ય અંશો કેવા હોવા જોઇએ અને એ દષ્ટિએ આ કૃતિ કેવી છે તે જોઈશું.

અપૂર્ણ.

---

શ્રી આર્ય નાટક મંડળી—ચડતી પડતીના ચક્કરમાંથી પસાર થઈ શ્રી આર્ય નાટક મંડળી મુંબાઇ પાંચ નાઇટ કરવા આવી પહોંચી છે. ઠંડી પડેલી મુંબાઇની રંગભૂમિમાં આ નાટક મંડળીની હાજરીથી નવું ચેતન આવે તો નવાઇ પામવા જેવુ નથી. સ્ટાફ પણ જુનો અને સારો હોવાથી મંડળીની સફર ફત્તેહમંદ ઉતરશે એમ આશા રાખી શકાય છે.

---

મુંબાઈ શહેરની કદરદાન પ્રજાને નમ્ર સંદેશ

આવે છે—ફકત પાંચજ નાઈટ—આવે છે

# શ્રી આર્ય નાટક મંડળી

## બાલીવાલા ગ્રાન્ડ થીએટર

ગ્રાન્ટ રોડ

ગુરૂવાર (મહા શીવરાત્રી) તા ૧૧-૨-૨૬ ની
રાત્રે ૯ા કલાકે (સ્ટા ટા.)

## સૌરાષ્ટ્ર વીર

શુકરવાર (અમાસ) તા. ૧૨-૨-૨૬ ના
દીવસે ૩ા કલાકે (સ્ટા ટા.)

## મનોરમા

તથા રાત્રે ૯ા કલાકે (સ્ટા. ટા.)

## મહાદજી શિંદ

શનીવાર તા. ૧૩-૨-૨૬ ની રાત્રે ૯ા કલાકે (સ્ટા. ટા.)
મંજમ

## વીર કેશરી

રવીવાર તા. ૧૪-૨-૨૬ ના દીવસે ૩ા કલાકે (સ્ટા. ટા.

## સૌરાષ્ટ્ર વીર

ઉપર મુજબના વીર, કરૂણા શણગાર અને હાસ્યરસ ભરપુર પ્રસિધ્ધ નાટકો પોતાના મંજાવર સ્ટાફ મી. પ્રાણસુખ "ગુજરાતનો એડીપોલો" માસ્તર હીમતરામ "ગુજરાતનો બાલગંધર્વ" મી. દાદુજી "દ્રોપદીનો ભીમ" મી કેખશરૂ અડાજણવાલા "સ્ટેજનો સિંહ" મી. લાલજી નંદાભાઈ "ઓલરાઉન્ડ એક્ટર" મી. કનુજી "અરૂણોદયનો ડાક્ટર ગુણવંત" મી લાલજી બાપુજી 'કોમીક' માસ્તર ગોવર્ધન મી. રેવાશંકર "બોલતા કાગળનો કચરો" મી. ચમન વિગેરે પ્રજાના જાણીતા ખેલાડીઓના ભેગા મળથી હજારો રૂપીઆ ખર્ચી તૈયાર કરેલી નવીન સીન સીનેરી તથા ડ્રેસોના પુર ભપકાથી ભજવી બતાવશે.

થીએટરે પ્લાન ખુલ્લા છે

ચુનીલાલ બાપુલાલ માસ્તર.
મેનેજીંગ પ્રોપ્રાયટર શ્રી આર્ય નાટક મંડળી.

મોજ-મજાહના શ્રાવકનો એક વધારો—

તા. ૧૦-૨-૨૬ ને બુધવારની રાત્રે ૯ાાં વાગે (સ્ટા

## રીપન થીએટર ગ્રાન્ટરોડ મુંબાઈ

ગાંધર્વ વિદ્યાના અદભુત ચમતકારો અને સંગીત લીલા
નવાઈ જેવી-અપૂર્વ-મોજ-મજાહ—

ફકત પાંચ વર્ષનો નાદાન રમતીયાળ બાળક

# માસ્તર નવરંગ

યાને

## સવાઈ મનહર

કુશળ કળાધરોને શરમાવે તેવા દીલખુશ
પ્રોગ્રામો રજુ કરશે.

કદી પણ નહિ સાંભળેલી—નહિ જોયેલી નહિ-અનુભવેલ
નવીન. નવાઈ-અમો ખાસ ભલામણ કરીએ છીએ
કે તમારા ફેમીલીને સાથે લાવશો.

આય બાળકનો તમામ રાગ-રાગણી ગાવા બજાવવા અને એના ખવા ઉપરનો મજબુત કાબુ તેમજ હાર્મોનીયમ-તબલા-જળતરંગ પટ્ટીતરંગ-ઘંટાતરંગ-ઘંટીતરંગ-તળીકાતરંગ જળ સંચારીનો વાંસળી તેમજ એકકી વખતે બંન્ને હાથે જુદા જુદા વાંજીંત્ર
વગાડવાની કુશળતા ઘણુંજ પ્રશંસાપાત્ર છે.

દરેકને શંકા થવા સંભવ રહે છે કે ચાર વર્ષની ઉમરને રમતીયાળ બાળક તે શું ગાય-વગાડી શકતો હશે આફ કોર્સ હાર્ડ નોટ-આય બાળક નવરંગ તમારી નજરના સામેજ ઉભો છે તમારૂ દીલ ચાહે તે રાગ રાગણી ગાવી વગાડવાની એોફર કરો ? જેના ઉપર કુદરતની
મહેર છે ત્યાં ઉમ્મરનો સવાલજ શો રહ્યો
વધુ માટે નજરે જોઈને ખાત્રી કરો.

રીઝવર્ડ માટે પ્લાન-થીએટર પર ખુલ્લા છે.

ટીકીટના દર રૂા. ૫-૧૨-૦, ૪-૮-૦, ૩-૬-૦, ૨-૪-૦
૧-૨-૦, ૦-૬-૦

સાહેબ હીસાં દીખાતા નહિ-ગયા વખત ફીર હાથ આતા નહીં

આજે તારીખ નોંધી લો-રખેને ચુકી જતા.

# સીનેમાના સમાચાર.

લખનાર—શ્રી. ચિત્રપટ

ફિલ્મો—

**લગ્ન કે લીલામ ?**—રજુ કરનાર કોહિનૂર ફિલ્મ કું. લેખક મી. બચુ બાપુ: ડાયરેક્ટર મી. વૈદ્ય અને બચુ બાપુ.

વસ્તુ—આ સામાજિક ફિલ્મમાં વસ્તુ જેવું શું છે ? અથવા લેખક મહાશય તેથી કયો પ્રશ્ન ચર્ચવા માગે છે, તે હજી સુધી તો અમારા સમજવામાં આવ્યું નથી. એટલું જ નહિ પણ ખાલી ધતીંગ સિવાય તેમાં બીજું શું છે, એ જો કોઇ સાબીત કરશે તો મહાન્ ઉપકાર થશે.

ફિલ્મ કો. નું ઉગમ સ્થાન પશ્ચિમ છે એટલે જાણ્યે-અજાણ્યે પણ તેમાં પશ્ચિમનું અનુકરણ થાય એ તો અનિવાર્ય બાબત છે; પરંતુ અંધ અનુકરણ કરનારાઓએ યાદ રાખવું જોઇએ કે, એ અનુકરણ કરવામાં પણ કંઇક વિવેક તો હોવો જ જોઇએ. અમો એકજ પ્રશ્ન પૂછીએ છીએ કે, આ ફિલ્મમાં જે વસ્તુ લેવામાં આવી છે તે હિન્દુની કઇ જાતનો બનાવ છે?



બાલસગીતદેવતા-માસ્તર નવરંગ

લેખક મહાશય મુસલામી હોવાથી હિંદુ સંસારથી અજ્ઞાન હોય, એ સ્વાભાવિક છે, પણ કંપનીના માલેક તો હિંદુ છે. તેઓ શું આનો જવાબ આપી શકશે ?

વળી આજે એટલો પણ ઉલ્લેખ કરવાની આવશ્યકતા જણાય છે કે, સિનેમાં અને નાટકમાં જરા ટહેલ કે બે બોલના ભાષણથી ઝણુંઝણી ઉઠતા કેટલાક આળી ચામડીવાળાઓની ન્યાયબુદ્ધિ પોતાના આ મુસલામી નિરાદર માટે શું મત આપે છે, એ જોવાનું છે. માત્ર ડબલ એક્સપોઝ ટ્રીક અને દોડાદોડીના ખ્યાલમાં હિંદુસંસારનું કાંઇ પણ જ્ઞાન નહિ ધરાવનાર લેખકશ્રી માટે હિંદુ સંસાર ચિતરવાને કલમ ઉપાડતા ડરો, એ કોઇ સમજાવશે ? છતાં અમારી હિંદુઓની ચામડી એટલી બધી આળી નથી થઇ કે અમે આવી બે ઘડીની મુખ્યાં-છપી ખોટી ધૂમાધૂમ અને મહાજંગ છેડવાનો નાટક ભજવીએ. પરંતુ દિલગીર થવાનું તો એજ કારણ છે કે, પોતાને હિંદુ તરીકે ઓળખાવનારા માલેકોજ આવું હિંદુ સંસારનું અપમાન કરનારી વસ્તુને ઉત્તેજન આપે ને ચલાવી લેવા જેવું તો ન જ કહી શકાય.

અભિનય—નાયીકાની નટી મિસ મોતીમાં પણ ભરતી પછીનાં ઓટનાં લક્ષણ મુજબ તેજ ઓછું પડતું જણાય આવે છે ત્યારે બીજા બધી કેરેક્ટરો ઠીક. ઠીક,

ફોટોગ્રાફી—સાધારણ

**માધવ કામકુંડલા**—રજુ કરનાર-લક્ષ્મી પિક્ચર, લેખક મી. દયારામ જે. શાહ ડાયરેક્ટર મી. સી. જે. શાહ ફોટોગ્રાફર નામ લખ્યું નથી.

વસ્તુ—શામળ ભટ્ટની એક કૃતિ ઉપરથી ઉતારવામાં આવી છે. આ વસ્તુને કાઠીયાવાડના પ્રખ્યાત કવિ નથુરામ સુંદરજીએ પણ નાટકમાં ઉતારી છે, એટલે મૂળ વસ્તુ સારી હોય એ સ્વાભાવિક છે પરંતુ કહેવાને દિલગીર છીએ કે, સિનેમાની દૃષ્ટિએ વસ્તુમાં નથી પ્લૉટનું ઠેકાણું કે નથી દેખાતો કન્ટીન્યૂટી જાળવી રાખવાનો પ્રયત્ન, મયંક અને તેની સ્ત્રીનું પાત્ર કહાડી નાખી મૂળ ઉદ્દેશને પકડી રાખ્યો હોત તો સાત રીલમાં જ જૂદાં જૂદાં એકશનો બતાવી રંગત લાવી શકાત એવો અમારો નમ્ર મત છે. માધવનો જન્માંતર બીજનમાં બનાવ્યો હોત તો ઠીક દઇ પડત. રાત્રીના સીનો દિવસના સ્પષ્ટ દેખાઇ આવે છે, જ્યારે કપડાંનું તો ઠેકાણું જ નથી. ધણી કાઠીયાવાડી પોશાકમાં તો પત્ની દક્ષિણી પોશાકમાં-દેશી ફિલ્મોમાં બધું ચાલે !

અભિનય—અભિનયનું દીવાળું કહીએ તો અતિશયોક્તિ ભરેલું જરા પણ કહી શકાય નહિ. માધવની મોરલીના સુરો પાછળ દીવાની બનતી સ્ત્રીઓ-મોરલીના નાદથી તેઓનાં દિલમાં ઉત્પન્ન થતો મોહ-માધવને જોવાની લોલુપતા-હૃદયનો તનમનાટ આ બધા ભાવ કયાં છે ! એક પણ એકટ્રેસે ધાર્યું કામ કરી બતાવ્યું નથી અપવાદ દાખલ મી. રાજા સેન્ડોનો પદ્મા પાડીની પહેલી રાતવાળો સીન તેમજ કામકુંડલાનું મૃત્યુ થયેલું જાણી મૃત્યુ પામતી વખતનો અભિનય વખાણને પાત્ર છે. પણ યશોપવિત્ર સ્થાન પ્રાપ્ત કર્યું એ નિર્વિવાદ છે..

મેકઅપ—આંખની આજુબાજુનો પ્રદેશ એકદમ કાળો કરવાથી કાંઇ વૃધ્ધાવસ્થા જણાતી નથી ! કાળાશનો પ્રયોગ ઓછો કરવામાં આવે તો વધારે સારૂં.

ફોટોગ્રાફી-ઠીક ઠીક. કેટલાક સેટીંગો ઠીક ગોઠવ્યાં છે, બાકી નવું કાંઇ બતાવ્યું હોય એમ જણાતું નથી. એકંદરે "પંચદંડ" જેવી ફિલ્મ તૈયાર કરનાર ડાયરેકટર અને ફોટોગ્રાફરની જોડી પાસેથી આવી ફિલ્મની આશા રાખી ન શકાય. છતાં કાંઇ ભેદ હોય તો ખુદા જાણે.

નવી ખબરો—

ધડાકો—અમારા ગયા અંકમાં ભાખેલા ભવિષ્ય મુજબ સાંભળવા પ્રમાણે લક્ષ્મી પિક્ચર્સમાં ધડાકો થઇ ગયો છે. કહેવામાં આવે છે કે જાણીતા ફોટોગ્રાફર મી. દાબકે અને નવા ડાયરેકટર મી. શાહ છુટા થઇ કોહીનુરમાં જોડાઇ ગયા છે. જ્યારે મી. રાજા સેન્ડો આજકાલમાં છુટા થવા સંભવ છે. નવા ડાયરેકટર તરીકે મી. તોરણે અને ફોટોગ્રાફર તરીકે મી. પાડુરંગ નીમાયા છે. જ્યારે મી. ચોધરી આર્ટ ડાયરેકટર તરીકે કામ કરશે.

કોહીનુર—ગયાં અઠવાડીયામાં પડેલા વરસાદને સબબે સમતો ભૂત તૈયાર નહિ થઇ શકવાથી મી. દવેની પ્રખ્યાત કોમેડી 'ઘર જમાઇ' શરૂ થઇ છે.

કૃષ્ણ—પન્ના હજી તૈયાર થઇ નથી. મી. મણીલાલ જોષીની પ્રખ્યાત ફિલ્મ 'પૃથ્વી વલ્લભ' રજુ કરી છે.

લક્ષ્મી—મી. ચૌધરીની અરવલીની નાગણ તૈયાર થઇ જવા આવી છે. ત્યાર પછી કોઇ ફાલતુ કંપની પિક્ચર કહાડનાર છે, એમ સાંભળવામાં આવ્યું છે.

ચક્રવતી—લાંબા વખતની નિંદ્રાનો ત્યાગ કરી સરસ્વતીના

ઉપર મુજબના વીર, કરે[illegible] અને થોડા વખતમાં નવી ફિલ્મની [illegible]પાં કરનાર છે.

[illegible]સિધ્ધ નાટકો પોતાના ગંજાવર સ્ટાફ[illegible]
[illegible]ડીપોલો" માસ્તર હીમતરામ "ગુજરાતનો મહારાષ્ટ્રની[illegible] પ્રખ્યાત
[illegible]. દાદુજી "દ્રોપદીનો ભીમ" મી કેખશરૂ [illegible] લીના [illegible]
સ્ટેજનો સિંહ" મી. લાલજી નંદાભાઇ "ઓલરાઉન્ડ એકટર"
[illegible]. કનુજી "અરૂણોદયનો ડાકટર ગુણવંત" મી લાલજી
[illegible]જી 'કોમીક' માસ્તર ગોરધન મી. રેવાશંકર "બોલતા
ગળનો કચરો" મી. ચમન વિગેરે પ્રજાના જાણીતા ખેલા-
ઓના જોગા બળથી હજારો રૂપીઆ ખર્ચી તૈયાર કરેલી
નીન રીન સીનેરી તથા ડ્રેસોના પુર ભપકાથી
જવી બનાવશે.

થીએટરે પ્લાન ખુલ્લા છે

ચુનીલાલ બાપુલાલ માસ્તર.
મેનેજીંગ પ્રોપ્રાયટર શ્રી આર્ય નાટક મંડળી.

ટીકીટો વેચાય છે એજ ફિલ્મની ફ-તેહમંદી પુરવાર કરી આપે.

રૂથ સેંટ ડેનીસ—યૂરોપની આ પ્રખ્યાત નર્તકી પોતાની ૨૨ નટ-નટીઓની ટોળી સાથે એક્સેલસીયરમાં દેશાવરના કુળા અને ભાવયુક્ત નાચો બતાવી મુંબાઇને ઘેલું બનાવી મૂક્યું છે. મુખ્યતઃ મારવાડી નાચે મુંબાઇગરાઓનું ખાસ ધ્યાન ખેંચ્યું છે. તે સિવાય રોમન, ફ્રેંચ, યહુદી, ઇટાલીયન વિગેરે પ્રજાઓના ડેન્સો પણ જોવા લાયક છે.

સીનેમામાં ગવર્નર—અમારો સુરતનો ખબરપત્રી લખી જણાવે છે કે, અત્રેના વિનસ સિનેમાની મુલાકાત ના. ગવર્નર તથા તેમનાં બાનુએ ગયા સોમવારે લીધી હતી, જે વખતે યુનીવર્સલ પિકચર કારપોરેશનના એજન્ટ રા. ચુનીલાલ ગુલાબદાસ મુનીમ તથા તેમનાં પત્ની તથા સિનેમાના માલેકોએ તેમને હાર તોરા અને ફોટા એનાયત કરી ઘણું માન આપ્યું હતું.

આ અઠવાડિએ ડબલ પ્રોગ્રામ જોવા ચુકશો નહિ!

# દૌલતે ફિરઅઉન ઉર્ફે દાસ્તાને દિલરૂબા

સમાપ્ત થાય છે. જેકના સુંદર એલન સાથે લગન
થાય છે. અને પછી તો મજા છે!

## હમીદબેની નાસભાગ! એમીની માની કથા!

આ સીરીયલની સાથેજ પાથેનો વિલ્યમ ડેસ્મન્ડના હિસ્સા દેખાડનારો

એક પાંચ ભાગનો પ્રેમરસથી ભરપુર સુંદર ડ્રામા **તસ્વીરે—વફા** તમારી સેવામાં રજુ કરવામાં આવશે. બેહદ આકર્ષક!

તૈયાર રહો! આવતા શનીવાર માટે! તૈયાર રહો!

હિંદુસ્તાનમાં અગાઉ કદી નહિ દેખાડવામાં આવેલો પ્રેમના જામથી છલકાતો
જરમનીમાં તઈયાર થએલો હિંદી ડ્રામા

માદન થીયેટર્સ લી૦ ની **ભૂલ ભુલૈયાં** ઉત્તમ કામગરી જોવા ચુકશો નહી

વખત—પાા, ૭, ૮ાા, ૧૦ાા શની-રવિવારે ખાસ ખેલ ૩ાા વાગે ભાવ—રૂા. ૨, ૧, ૦ાા, ૦ાા, ૦ા, ૦=

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

---

બુકીંગ માટે લખો—એમ. સી. પટેલની કું.
કાલબાદેવી રોડ મુંબઇ.



ફાગણ શુદ ૨ ] રવિવાર તારીખ ૧૪ મી ફેબ્રુઆરી ૧૯૨૬ [ પ ૨ જું. અંક ૪૧

આ અઠવાડીકમા પ્રસિધ્ધ થતી વાર્તાઓના પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલા નથી અ મો મ

# પ્રભુના દૂર છે?!

—〰—

અમ હિંદ ફેરી હોટલોથી ઝટ પ્રભુ દર્શન થતાં,
છ હજાર કપ પીધા થકીરે ઝટ પ્રભુ દર્શન થતાં!

* * *

સખ્યા વધે જ્યમ કપ તણી ત્યમ ત્યમ પ્રભુ ના દૂર છે!
આરોગશો હોટલ પ્રસાદી તો પ્રભુ ના દૂર છે!
ગમરાજુ ના બ્હાલા મિરા ૨ ધણું જગની એક છે,
અમેદ હોટલમાં હશે તો તો પ્રભુ ના દૂર છે!

* * *

બાપા તમારા, ધર્મ ધ્યાને એક ચિત્ત મશગુલ છે!
પણ આ ક્રિયાએ ઝટ તમારાથી પ્રભુ ના દૂર છે!

* * *

શુત્રા તજી હોટલ 'મહિ તો કફ સદા ના દૂર છે,
ને કફ થકી ક્ષય દેવની પધરામણી ના દૂર છે!
આ ચાર દિનની ચાંદની ખીલી સદા કરમાય છે;
હોટલ તજાવે મોહમાયા ધાહ' 'પ્રભુ ના દૂર છે!'

'મસ્તાન'

# જુબેદા

અથવા

# રહસ્યમયી રમણી

લખનાર—શ ચિત્રગુપ્ત

## પ્રકરણ ૧ લું

—૦—

### રેતીનાં રણમાં

પ્રિય પાઠક! મારા જીવનમા બનેલી ઘટનાઓ ઘણી વિસ્મયજનક, રોમાંચકર અને કૌતુહલોદ્દીપક રહસ્યથી પરિપૂર્ણ છે!

આટલાસ પર્વત શ્રેણીઓને વટાવી જઇ આફ્રિકાના ઉત્તમપ્ત વાલુકામય પ્રદેશમાં એક અરબ્બી ઘોડા પર બેસી હુ ચાલ્યો જતો હતો આ વાલુકામય પ્રદેશમા દૃષ્ટિ પહોચે ત્યા સુધી એક પણ વૃક્ષ કે માનવનુ ચિહ્ન જણાતુ નહોતુ

અલજીરીયાની દક્ષિણ દિશા તરફ આવેલો આ વિસ્તીર્ન સપાટ પ્રદેશ સહરાના રણથી પ્રખ્યાત છે એ પ્રદેશમા પડતા તાપને જો અગ્નિજ્વાળાઓ કહેવામા આવે તો કઇ ખોટુ કહે વાય નહિ રેતીમા ચાલીને અશ્વ થાકી ગયો હતો મારી પાસેનો ખોરાક અને પાણી ખૂટી ગયા હતા જુદીજૂદી જાતની દુશ્ચિતાથી મારૂ માથુ ભમ્યા કરતુ હતુ મારી તે સમયની

અવસ્થાનું વર્ણન કરવું અશક્ય છે. મધ્યાનનો પ્રખર તાપ અને પવન વેગે ઉડતી રેતીની કણો મારી આંખ અને મ્હોડું ભરી દેતી હતી. ક્ષુધાથી હું પીડીત થઇ ગયો હતો. પાણીની એટલી તો પ્યાસ લાગી હતી કે, કંઠ અને ગળું સકાઇ ગયું હતું. મારૂં આખું શરીર પરસેવાથી તરબોળ થઇ ગયું હતું છતાં, નીમકહલાલ ઘોડો આવા અગ્નિમય પ્રદેશમાં પણ મને પોતાની પીઠ પર દ્રુત ગતિએ લઇ ચાલ્યો જતો હતો."

લગભગ ત્રણ વાગે કેટલેક દૂરથી એક મોટા પર્વતના જેવો વંટોળીઓ મારી તરફ આવતો જણાયો. આ વંટોળીઆએ આકાશ અને પૃથ્વી એક કરી મૂકી હતી. થોડા વખતમાંજ તે વંટોળીયો મારી પાસે આવી પહોંચ્યો. મે ઘોડાને ઉભો રાખ્યો અને પવન જૂદી દિશાનો હોવાથી વધારે ઇજા નહિ થતાં તેમાંથી સહી સલામત હું પસાર થઇ ગયો. આમ લગભગ પાંચ વાગ્યા એટલામાં થોડે દૂર કેટલાક ઉંટો અને ઘોડાનો કાફલો આવતો મારી દૃષ્ટિએ પડયો. તે જોઇ મારા દેહમાં કંઇક પ્રાણ આવ્યો. ઉંટની એક લાંબી હાર લાગી રહી હતી અને તેની પીઠ ઉપર આત્મરક્ષાનાં અનેક ઉપયોગી શસ્ત્રો લાદેલાં હતાં. સૂર્ય કિરણો તેના પર પડવાથી તેનો ચમકારો આખા રણ પ્રદેશને ચમકિત કરી મૂકતો હતો.

મેં મારા ઘોડાને તે તરફ વાળ્યો અને તે કાફલાની નજીક જઇ પહોંચ્યુ એટલામાં તેઓમાંથી એક માણસ મારી સામે આવીને ઉભો રહ્યો અને મારા સામે બંદુક તાકી.

મેં ભયભિત બની આરબ ભાષામાં કહ્યું—"ભાઇ! ખુદા તમારૂં ભલું કરશે. હું શત્રુ નથી પણ મિત્ર છું."

મારો અવાજ તેણે સાંભળી ઘોડાની લગામ પકડી લીધી અને મને નીચે ઉતરવા કહ્યું મેં તેને પૂછ્યું—"આ કાફલાના વડા કોણ છે?"

પેલા માણસે જવાબ આપ્યો—"મિરકુશના સૌદાગર અલી બિન હારેઝ!"

"ત્યારે શું તમે બધા જુમેન નાસે જાઓ છો?" મેં તેને પૂછ્યું.

રક્ષક મારો પ્રશ્ન સાંભળી સહજ વિસ્મિત બની ગયો; પરંતુ કૌતુકને દબાવી દઇ તે બોલ્યો—'તમે કેમ જાણ્યું? અમારા વડાની પાસે તમને લઇ જવા પડશે."

"મને પણ એટલુંજ જોઇએ છે." મેં તેને કહ્યું.

મારા મ્હોડામાંથી ઉપરોક્ત શબ્દો નીકળે છે, એટલામાં એક સુફેદ અશ્વપર સ્વાર થયેલ વૃધ્ધ સૌદાગર મારી સામે આવીને ઉભો રહ્યો. તેની સુદૃઢ કાયા, તેજસ્વી મુખ મુદ્રા અને નાભી સુધી પથરાયેલી સુફેદ દાઢી તથા તેનો રૂવાબ જોઇ મારા મનને ખાત્રી થઇ કે, આજ દલપતિ હોવો જોઇએ. મેં તેને [illegible]ની રીત પ્રમાણે અભિવાદન કરી તેનું મંગળ ઇચ્છ્યું.

વૃધ્ધે મારા તરફ જરા સંદિગ્ધ દૃષ્ટિથી જોયા પછી [illegible]કને પૂછ્યું—"આ માણસ કોણ છે?"

તરતજ મેં જવાબ હકીમ્બ આપ્યો—"હું એક અંગ્રેજ છું. મારૂં નામ સિસિલ હકીમન છે. ટવાટ જોવાને માટે જાઉં છું. પરંતુ મારૂં ભાવિ મને આપની પાસે ખેંચી લાવ્યું છું. આપના ઉંટોને બાંધેલાં ઘંટોનો ધ્વનિ મારા કાને આવ્યો એટલે ખુદાનો ઉપકાર માની મેં મારા અશ્વને આપની બાજુ ચલાવ્યો. બીજું ઇશ્વરની મરજી પણ આપણને અહિં મેળવી આપવાની હોવી જોઇએ નહિં તો હું આપને અહિં મળું પણ કેવી રીતે? જુઓ, આપના નામનોજ એક પત્ર મારી પાસે છે. આપણા ઉભયના મિત્ર જેનરલ મસેજે આપને એક પત્ર આપ્યો છે."

મારા મ્હોડામાંથી જેનરલનું નામ સાંભળતાંજ વૃધ્ધ સૌદાગરની આંખો કૃતજ્ઞતાથી પ્રફુલ્લ થઇ ગઇ. પત્ર લઇ તેણે વ્યગ્ર ચિત્તે વાંચી જોયો. જેનરલે તેના આ વૃધ્ધ મિત્રને પત્રમાં લખ્યું હતું કે, આવનાર વ્યક્તિને તમારે દરેક રીતે સહાયતા કરવી.

પત્રને બે ત્રણ વાર વાંચી રહ્યા પછી વૃધ્ધે મને કહ્યું—"મી. હકીમ્બ, અલ્લા પરમ દયાળુ, સર્વ શક્તિમાન અને સર્વજ્ઞ છે. તમોને જોઇતી દરેક મદદ તથા આશ્રય હું આપીશ પરંતુ તે પહેલાં તમારે અમારી સાથે ખાણું લેવું પડશે.

તરત જ કાફલાની કુચને અટકાવવામાં આવી. તે જ સ્થળે તંબુઓ ઠોકાયા અને એક કલાકમાં જ ન્હાના શહેર જેવો તે કાફલાનો દેખાવ થઇ પડયો.

વૃધ્ધ સૌદાગરે મને પોતાની પાસે બેસાડી સારી રીતે જમાડયો. ત્યાર પછી હુક્કાની નળી મારા હાથમાં આપતાં મારા દેશની વાતો પૂછવા લાગ્યો. વૃધ્ધ મોરક્કોનો રહેવાસી હતો. છતાં મારા દેશની વાતો સાંભળવાનો તેને બહુ શોખ હતો. મેં તેની સાથે કેટલીક રાજ પ્રકરણી વાતો કરવા માંડી. વૃધ્ધ ખુશ થયો. ધીમે ધીમે ચંદ્રોદય થવા લાગ્યો. આખા દિવસમાં ગરમીથી બેહાલ થઇ ગયેલાઓને અમૃત મળ્યું હોય એવો ભાસ થવા લાગ્યો. કારણ કે, ચંદ્રનાં શિતળ કિરણો અને શિતળ સમિર રણની મુસાફરીને ભૂલાવી દેતો હતો. વૃધ્ધે કાફલાની ચારે બાજુએ પહેરેગીરો ગોઠવી દીધા અને ત્યાર બાદ જમીન ઉપર શેતરંજી પાથરી સૂઇ ગયો.

મેં પણ મારા ઘોડાના જીનનું ઓશીકું કરી આખા શરીરે વસ્ત્ર ઓઢી લઇ દિવસના થાકને ઉતારવા માંડયો.

---

## પ્રકરણ ૨ જું.

### ભયંકર ભવિષ્ય

આ દુર્ગમ-વિકટ મરૂપથમાં મુસાફરી કરતાં કરતાં કેટલાયે દિવસો વહી ગયા. ઉત્તર આફ્રિકાના પ્રદેશથી હું અનભિજ્ઞ નહોતો. ત્યાંના જીવનનાં સુખ અને સ્વાધીનતાએ મારા હૃદય પટપર એક પ્રકારની મોહજાળ પાથરી હોય એમ જણાતુ

હતું. અને તેટલા જ માટે ટયુનિસ અને ત્રિપોલીની મુસાફરી હું કરી આવ્યો હતો. મોરોક્કોનાં પણ અનેક સ્થાને હું ફરી આવ્યો હતો. આવી રીતે આરબ જાતિ સાથેના વારંવાર મેળાપને લીધે તેઓ તરફ મારા દિલમાં સહાનુભૂતિ પ્રકટ થઈ હતી અને અનેક મુસલમાન બંધુઓ સાથે મને મિત્રતા થઈ હતી તેવા જ એક બંધુની સાથે આજે હું મુસાફરી કરતો હતો.

ત્રણ વર્ષ સુધી આરબ પ્રદેશમાં રહેવાને લીધે તેઓની ભાષા તથા કાવ્યોનો મર્મ હું સારી પેઠે સમજી શકતો હતો. એટલે મુસાફરી કરતાં મને અડચણ પડતી નહોતી અને તેઓની સાથે તેઓની ભાષામાં જ મને વાતચિત કરવાનું ફાવતું હોવાથી મિત્રતા થવાને વાર લાગતી નહોતી. અલી બિન હાફેઝ મારું જ્ઞાન તથા અરબ્બી ભાષા ઉપરનો મારો કાબુ જોઇ મારાં મુક્ત કંઠે વખાણ કર્યાં કરતો હતો અને મને કોઇ પણ રીતે ઓછું ન આવે તેની ખબરદારી રાખતો.

એક દિવસે પ્રભાતમાંજ અમો મુસાફરી કરતા બાજુ બાજુમાં ઘોડા ચલાવતા ચાલ્યા જતા હતા, તે વખતે વૃધ્ધે મને પૂછ્યું—"તમારી જુવાન વય અને ઘેરે પુષ્કળ સંપત્તિ હોવા છતાં તમે આવા નિર્જન કષ્ટપ્રદ મરૂપ્રદેશમાં કેમ રખડયા કરો છો? લગ્ન કરી શા માટે સંસારી જીંદગી ગુજારતા નથી?"

મેં સહજ હસીને જવાબ આપ્યો—"લગ્ન કરવાથી શું ફાયદો છે? અત્યારે મારા જેવો સુખી દુનિયામાં કોઇ નથી. માથા પર કોઇ પણ જાતની ચિંતાનો બોજો નથી. મરજી આવે ત્યાં જઇ શકું છું-હરી ફરી શકું છું. વિવાહ કરતાંજ હાથ પગમાં બેડીઓ પડી જાય અને તે બેડીઓ પછી કઢાવવી ઘણી મુશ્કેલ થઇ પડે છે.

વૃધ્ધે જરા માથું હલાવી ગંભીર ભાવથી કહ્યું—"હા, પણ જેમ તમે બંધનથી દુર ન્હાસવા માગો છો, તેટલાજ પ્રમાણમાં તમે બંધનથી જકડાઇ જશો અને છુટી શકશો નહિ!"

મે વિસ્મિત બની પૂછ્યું-"એનું કારણ? આપ આ શું કહો છો? આ કઇ જાતની દૈવવાણી?"

"હા, દૈવવાણીજ કહેવી જોઇએ. આજે સવારનાજ મને તેની પ્રતિતિ થઇ છે. તમારાં શુંક ઉપર ઉંટનો પગ પડી ગયો છે!"

"એટલે?"

"તે ઘણી અમંગળસૂચક નિશાની છે."

મેં સહજ ગંભીર બની પૂછ્યું-"એ બધી આપના વહેમની વાતો છે. અમે શુકન અપશુકન, જંતર-મંતર, એવું કાંઇ પણ માનતા નથી!"

શેખે જરા રોષયુકત સુરે કહ્યું-"તમે કાફરો કયાંથી માનો!"

મેં તેમને શાંત-કરવાના ઉદ્દેશથી કહ્યું-"વારુ, મારો કે માનીએ; પરંતુ શુંકના ઉપર પગ પડવાથી શું અમંગળ થઇ શકશે તે આપ જાણી શકો છો?"

શેખે પોતાની દહાડીને પસવારતાં ગંભીર મુદ્રા ધારણ કરી કહ્યું-"તારે સાંભળવાની ઇચ્છા હોય, તો સાંભળ. તું યુવક છે, હું વૃધ્ધ છું એટલે મારી વાતને ઉડાવી નાખતો નહિ. તું યુવાવસ્થામાં આવેલો હોવા છતાં પણ હું અનુમાન કરીને કહું છું કે તું કોઇના પ્રેમમાં પડ્યો નથી!"

"હા, ખરી વાત. આપનું અનુમાન સત્ય છે."

શેખનો કંઠ સ્વર કંઇક વધારે ગંભીર થવા લાગ્યો. તેમણે કહ્યું-"નૌજવાન! સાવધાન રહેજે. થોડા વખતમાં એક દિવસ એવો આવશે, કે જ્યારે રમણીના મુખ કમળને જ તું જીવનનું સારભુત માનીશ. તે યુવતીનાં પ્રભાતનાં શિશિર બિન્દુના જેવા નિર્મળ ચક્ષુઓ, પીચફળનાં જેવા લોહિત વર્ણો ઓષ્ઠ યુગલ અને નવ પ્રસ્ફુટિત ગુલાબ પુષ્પ જેવું તેનું મુખ કમળ જોઇ તારાં ચક્ષુઓ તેના પ્રેમમાં દીવાનાં બની જશે. તેની પાછળ તું પાગલ બની જઇશ-અને પછીજ મને યાદ કરીશ કે, વૃધ્ધ શેખે કહેલું ભવિષ્ય ખરું છે કે ખોટું."

નિરૂત્તર બની હું શેખની વાત સાંભળી રહ્યો. બન્ને જણા મૌનભાવે પથ અતિક્રમ કરવા લાગ્યા. જૂદી જૂદી જાતની ચિંતાઓથી મારું મન ઉદ્વિગ્ન બની ગયું.

આખરે મૌન ભંગ કરતાં મેં તેમને પુછ્યું-"મહાશય, ધારો કે આપની ભવિષ્યવાણી ખરી પડે, તો મારે શું કરવું? આપ કાંઇ ઉપદેશ આપી શકશો?"

શેખે કહ્યું—"ઉપદેશ? હું કોઇને ઉપદેશ આપતો નથી. ઉપદેશ શું અદષ્ટની ગતિને રોકી શકે છે? છતાં હું એટલું તો તને કહું છું કે, તું કદાચિત્ પ્રેમમાં પડે-તારી પ્રિયતમા ગમે તેવી મોહક અને સુન્દર હોય તો પણ-તેમાં લુબ્ધ થઇશ નહિ. તે યુવતી પરી જેવી ખૂબસુરત હોય, તો પણ સ્વપ્નમાં પણ તેનો ખિયાલ આવવા દઇશ નહિ. કહે, આ પ્રતિજ્ઞા તારાથી પાળી શકાશે?"

"મહાશય, આપ કહી શકશો કે તે યુવતી કઇ જાતની હશે? આરબ, મૂર કિંવા મારી સ્વદેશવાસિની અંગ્રેજ બાળા?"

શેખે કહ્યું-"તે વાત મને પૂછીશ નહિ. હું કાંઇ પીર નથી કે બધી વાતના તને ઉત્તરો આપી શકું પરંતુ એટલું તો ખરું કે, નાસ્તિકની માફક તું જેને કુસંસ્કાર કહે છે, તેનો અનુભવ તો તને મળ્યા સિવાય રહેશે નહિ. આવીજ રીતે થોડા વખત પહેલાં એક બનાવ બની ગયો છે, અને પરિણામ ભયંકર આવ્યું હતું!"

"શું? આપ શું કહો છો? મારા પ્રાણને માટે અશાંકા લાવવા જેવું તો નથી?"

"પ્રાણને માટે તો હું કહેતો નથી, પણ એટલું તો ખરું કે, આ પ્રેમ સુખરૂપ થશે નહિ પણ ઉત્તપ્ત લોહભઠ્ઠીની માફક હમેશ તારા દિલને જલાવ્યા કરશે-વૃથા થઇ પડશે."

મેં એક નિશ્વાસ નાખી પૂછ્યું-"આપે કહ્યું કે, આવો જ એક બનાવ પહેલાં બની ગયો છે. આપ તે દુર્ઘટનાનું વર્ણન કરી શકશો?"

શેખે કહ્યું-"હા. એ અતિ ઘોર--ભયાનક દુર્ઘટના હતી, તે વાત મારા સ્મૃતિપટપર આવતાં શરીરમાં કંપારી છૂટે છે. તારે જ્યારે વાત સાંભળવી જ છે, ત્યારે સાંભળ. મારો એક ભત્રીજો હતો. તેની ઉમર તારા જેટલી જ હતી અને તને જેમ જેમ જોઉં છું તેમ તેમ તેની મને યાદ આવતી જાય છે. કારણ કે, તેના અને તારા ચહેરામાં મળતાપણું વિશેષ છે. રમઝાનના ઉપવાસો ખલાસ થયા બાદ તેના પિતાની સાથે તે મોરક્કોના પશ્ચિમ પ્રદેશ તરફ ગયો હતો. એક દિવસ તેના ઉંટનો પગ તેનાં થૂંક ઉપર પડ્યો. તેના એક નોકરે તે બનાવ જોયો એટલે તેણે પોતાના માલેકને આવી પડનારી ભાવિ વિટંબનાઓથી સાવચેત કરી દીધો. નિર્બોધ યુવકે વિશ્વાસુ નોકરનું કહેવું માન્યું નહિ. તેણે માણસનો તિરસ્કાર કરતાં કહ્યું:—"ખેનેના કાજીની પુત્રી ફાતમાની સાથે મારાં લગ્નની વાત નક્કી થઇ ગઇ છે. એટલે બીજી ગમે તેવી સુન્દર સ્ત્રી મળે તો પણ મારૂં ચિત્ત વિચલિત થશે નહિ" એમ તેના નોકરને તેણે ખાત્રી આપતાં તેણે કહેલાં ભવિષ્યની વાતને ઉડાવી દીધી."

વાતનો પ્રવાહ જેમ આગળ વધતો હતો, તેમ મારા દિલમાં પણ તે ભવિષ્ય જાણવાની ઉત્કંઠા તીવ્ર વધતી જતી હતી. મેં કહ્યું-"પછી પરિણામ શું આવ્યું ?"

"પરિણામ ? ઘણુંજ ભયંકર. એક અઠવાડીયા પછી એ દુર્ભાગ્ય યુવકે મોરક્કોની રાજધાનીમાં પ્રવેશ કર્યો. સિદિ હુમેન રસ્તાપર ચાલી જતાં એક દિવસ તેણે એક શેખની કન્યાને જોઇ. રસ્તે ચાલતાં પવનને લીધે તે યુવતીનો બુરકો ઉઘડી ગયો અને તેના મુખચંદ્રનાં દર્શન તે યુવકને થયા. શેખની કન્યાનું આવું અતુલનીય રૂપ સૌંદર્ય જોઇ યુવક મોહાંધ બની ગયો. તે આત્મસંવરણ કરી શક્યો નહિ. તે તેના પર એટલો તો આસક્ત બની ગયો કે, વાગદત્તા પત્નીની વાતને ભૂલીજ ગયો અને તેના નામનું રટણ કરવા લાગ્યો. આખરે યુવકે તે યુવતીના પિતાની મરજી સંપાદન કરી અને બન્નેનાં લગ્ન થઇ ગયાં."

મેં એક નિશ્વાસ મૂકી કહ્યું-"ઓહ ! આને તમે ભયાનક વાત કહો છો ? આના જેવું બીજું સુખ કયું હોય ?",

વૃધ્ધ મને ધીરજ આપતાં બોલ્યો-"ભાઇ, ઉતાવળો થા નહિ. આસ્તે આસ્તે તને બધી વાતનો સ્ફોટ થઇ જશે."

"વાત, આગળ ચલાવો."

"વિવાહ બાદ મારો ભત્રિજો તેના સસરાને ત્યાંજ રહેવા અને પત્નિ સાથે અમન ચમનમાં દિવસ ગુજારવા લાગ્યો. લાગ્યો સુન્દર સ્ત્રી, અસંખ્ય દાસદાસીઓ, રાજમહેલ જેવું ભવન આટલું બધું મળતાં તેના સુખની સીમા રહી નહિ."

મેં મૃદુ હાસ્ય કરી કહ્યું-"વાહ ! સ્વર્ગજ મળ્યું કહોને !"

વૃધ્ધે જરા ભવાં ચઢાવી કહ્યું:-"હા, સ્વર્ગ તો ખરૂં પણ નર્ક જેવું. શું તું એમ માને છે કે આ સુખ તેને કાયમ રહ્યું !"

"ત્યારે શું થયું !"

ત્રણ માસ બાદ એક દિવસે કાફીનો પ્યાલો પીતાજ તે પુંદાના દરબારમાં ચાલ્યો ગયો. તે યુવતીએ પોતાનો પરિસુરત ચ્હેરો બતાવી તેને પાગલ કરી મૂક્યો હતો, પરંતુ વસ્તુતઃ તે શયતાનની છોકરી હતી ! મારા ભત્રીજા પાસે જે કંઇ માલ મિલકત હતી, તે બધી લઇ લીધા બાદ ઝેર આપી તેને મારી નાખ્યો !"

"ઓહ ! હું એકાએક કંપી ઉઠ્યો અને મારા મ્હોંડા-માંથી શબ્દો નીકળી પડ્યા........."ખુદા મને એવા પ્રેમથી બચાવે—ભયંકર ભવિષ્ય ! ભયંકર ભવિષ્ય !"

અપૂર્ણ.

---

## છે શેઠાઇ કોઇના બાપની ?

એક શેઠ હતા. જેવા તેવા નહિ પણ બે બાયડીવાળા ને મોટી ફાંદવાળા. સાત પેઢીથી શેઠાઇ ચાલતી આવી હતી. અને સાતમી હવેલીથી કોઇ દિવસ નીચે નહોતા ઉતર્યા એવી તો ટામ ટીમ સાહેબી હતી.

એક દિવસ શેઠ જમતા હતા ત્યારે હજુરીઓ પંખો નાંખતી હતી અને માનકોર મ્હોંમાં કોળીયો મુકતી હતી, તોયે શેઠને પસીનો થવા લાગ્યો.

માનકોરે પુછ્યું "હું મ્હોંમાં કોળીયો મુકું છું અને આ પંખો નાંખે છે તોયે પસીનો કેમ થાય છે ?"

શેઠે કહ્યું "તું કોળીયો તો મુકે છે પણ ચાવે છે કોણ તારો બાપ ?"

* * *

ફુલચંદ કાકા વૃધ્ધ હતા લાકડી લીધા વિના ચાલી નહોતા શકતા. તેના પાડોશીનો દીકરો હીરાલાલ મુનસફ થઇને આવ્યો. એક વખત ફુલા કાકાને કચેરીમાં જુબાની દેવા જવું પડ્યું.

મુનસફ. તમારૂં નામ શું ?

ફુલાકાકા—ગગા તું જાણે છે ને અજાણ્યો થાય છે ?

મુનસફ—તમારી ઉમર શું ?

ફુલાકાકા—હું ને તારો બાપ એક હારના એમાં શું પુછે છે ?

મુનસફ—ક્યાં રહો છો ?

ફુલાકાકા—સાળો સોલરા લાગે છે. રોજ ડેલીમાં આવતો. ભુલી ગયો કે ?

---

# કોનો વાંક

લખનાર—રા. નજુમી

જ્યાં સુધી લીલા ગંગાના સમાગમમાં ન આવી હતી ત્યાં સુધી તે દુનિઆમાં સૌથ સુખી સ્ત્રી હતી. ત્હેનો પતી રસીકલાલ ત્હેને ઘણોજ ચાહતો હતો. ત્હેમને એક પાંચ વર્ષની નાની બાળીકા પણ હતી. તેનું નામ સરલા હતું. સરલા ઘણીજ હસમુખી હતી અને આખા માળામાં બધાની માનીતી હતી.

રસીકલાલ એક મ્હોટી ફર્મમાં નોકર હતો અને ત્હેના બીજા મીત્રો ધારતા કે ત્હેની કાર્યદક્ષતાને લીધે તે આગળ જતાં નામ કહાડશે. રસીકની ઉમ્મર ૨૯ વર્ષની હતી. લીલાની ઉમ્મર ૨૩ વર્ષની હતી. રસીક અને લીલાનું જોડું આખાય માળામાં સુખી અને ભાગ્યશાળી દંપતિ તરીકે ઓળખાતું હતું.

પછીથી લીલા હમેશા પોતાની જાતને પુછતી કે એવી તે કઈ અભાગી પળે ત્હેણે ગંગાનું કહ્યું માન્યું અને પોતે પોતાના તથા પોતાના પતિના જીવનમાં એક મહાન દુઃખદ પ્રસંગ ઉભો કર્યો.

ગંગા એક એવી સ્ત્રી હતી કે જેના વિષે લોકો બહુ જાણતા નહિ છતાંય તે બધાની મીત્ર હતી. ત્હેના રહેવાના ઢંગ એક વિધવા જેવા હતા. પણ કોઇને ત્હેની પરણિત જીંદગીની માહેતી ન હતી. ત્હેનો ચહેરો મોહક હતો. અને વાકયપટુતામાં ઘણી હોંશીઆર હતી.

ત્હેની ઉમ્મર ત્રીશ વર્ષની હતી. ત્હેને જોતાં એમ લાગતું કે તે દસ વર્ષ પહેલાં ઘણીજ ખુબસુરત હોવી જોઇએ. ગંગા લીલાના સામા માળામાં રહેતી અને આમ તેઓમાં ધીમે ધીમે મીત્રતા જામી.

એક દિવસ ગંગાને કાંઇ કામ ન હોવાથી તે લીલાને મળવા આવી. તે વખતે લીલા નાની સરલા માટે ફ્રોક ગુંથતી હતી.

થોડીવાર આમતેમ આડીઅવળી વાતો કરતાં ગંગા બોલી. "ત્હમને આમને આમ ઘરમાં ભરાઇ રહેવું કેમ પાલવે છે?"

લીલાએ કાંઈ આશ્ચર્ય સાથે જોયું અને બોલી, "મ્હને એવું કાંઇ પસંદ નથી. હું તો આમાંજ સુખી છું."

"ત્હમે ધારો છો કે સુખી હું પણ સુખી કહેવું અને સુખી હોવું ત્હેમાં ઘણો ફેર છે. ગંગા બોલી. હું કાંઇ ખોટું કહેતી નથી, લીલા બ્હેન!"

લીલા કાંઈ પણ જવાબ આપે તે પહેલાં ગંગા બોલી, ત્હમારા પતિ પણ ભલા છે. પણ ખરી વાત તો એમ છે સ્ત્રીઓ અને ઘર વિષેના જુના વિચારો આપણામાં ઘણા પેસી ગયા અને આ આપણી સ્ત્રી જાતને અન્યાય છે. ઘણી સ્ત્રીઓના મગજમાં આ વાત ઉતરી છે છતાંય હજુય ત્હમારા જેવી ઘણી સ્ત્રીઓને માટે પતિનો હાથ આવ્યો માટે પતિની સેવા ચાકરી કરવી અને છોકરાં છૈયાંની વેઠ ઉપાડવી એમાંજ બધું સમાઇ જાય છે.

શો જવાબ આપવો તે લીલાને સમજાયું પડી નહિ, થોડીવારે તે બોલી. "પરણ્યા પછી મ્હને એમના તરફથી કોઇ પણ જાતનો વાંધો નડયો નથ,"

ગંગા બોલી, "બધી તરતનીજ પરણેલી સ્ત્રીઓ એમજ ધારે છે. હું પણ તેમજ ધારતી પણ ત્હેમના મૃત્યુ પછી બધી મ્હને સમજણ પડી. પણ ખરું પુછો તો લીલા બ્હેન, રોજને રોજ ઘાંચીના બળદની પેઠે એકને એક કામ કર્યાં કરવું એમાં કંટાળો આવતો નથી?"

લીલાએ કહ્યું, "મ્હને પણ કોઇ કોઇ વાર તેમ થાય છે. પણ એ કહે છે કે આપણે અત્યારે કરકસરથી ચલાવવું જોઇએ કારણ કે આપણે ભવિષ્યનો વિચાર કરવાનો છે."

ગંગા જરા સખ્તાઇથી હસી અને બોલી. "ભવિષ્ય! અને ત્હમે ધારો કે ત્હમારૂં ભવિષ્ય શું હશે." ત્હમારા પતિના પગારમાં વધારો પણ તે તો બીજાં છોકરાં અને વધારાના ઘર ખર્ચમાં તણાઇ જશે. અને છતાંય ધારો કે ત્હમે ભાગ્યશાળી હશો ત્યારે ત્હમે આધેડ વયનાં હશો, રસીકલાલ બહુ સારા છે છતાંય ગમે તેવા તોય પુરૂષને. એ બધા એમજ ધારે છે કે સ્ત્રીઓને દરેક જાતનું સુખ આ ચાર દિવાલોની વચ્ચેજ છે. લ્યો કહો ત્હમે કેટલા દિવસથી નાટકમાં નથી ગયાં?"

લીલા જરા શરમાઈ.

"ઘણા મહિનાથી નથી ગઇ પણ હું ત્હેમને કહું તો જરૂર મ્હને લઇ જાય"

"ત્યાંજ ખરી ખુબી છે." ગંગા બોલી ઉઠી. "પરણેલી સ્ત્રીઓને દરેક બાબતમાં પુછવું પડે છે. આ એક વાતનો ચોકખો અન્યાય છે. જો મરદને ક્યાંય પણ જવું હશે તો ફક્ત એટલુંજ કહેશે કે હું જાઉં છું. અથવા તો કહેશે પણ નહિ. પોતાની બાબતમાં મરદ એકદમ સ્વતંત્ર બની જાય છે. અને પરણેલા સ્ત્રીથી પતિ વિના એક ડગલું પણ ભરાવું નથી."

ગંગા એકદમ અટકી ગઇ અને હસી, અરે ખરેખર લીલા બ્હેન! આજે આપણે બહુ વાતો કરી. મ્હારે આજે એક જગ્યાએ જવાનું આમંત્રણ છે, ત્હમે આવશો? ત્હમે ઘણાં દહાડાથી બ્હાર ગયાં નથી."

લીલાએ કાંઈ જવાબ આપ્યો નહિ. એટલે ગંગા પોતાના મકાને ચાલી ગઇ. ગંગાના જવા પછી લીલાના મગજમાં બેચેની પેદા થઇ પણ એ વાતોને દુર કરવા તે મનમાં બોલી," એવું તો ઘણાએ બકી જાય છે હું ગતે સુખી છું પછી બીજા ભલે તે કરે એમાં મ્હારે શું" છતાંય લીલાને ગંગાની ઘણી

વાતમાં સત્ય લાગ્યું.

અને એવું બનતું પણ ખરૂં કે લીલાને એકને એક કામ દરરોજ કરતાં કંટાળો આવતો. દાખલા તરીકે આજે શું થવાનું હતું તે તે બરોબર જાણતી હતી. રસીકલાલ ઓફીસથી આવશે. કપડાં ઉતારી મ્હોં ધોઈ સરલાને રમાડશે. સરલાને રમાડતાં રમાડતાં પોતાની સાથે રસોડામાં થોડી વાતચીત કરશે. થોડીવાર પછી તેઓ જમી લેશે. જમતાં જમતાં રસીકલાલ કાંઇ ઓફીસની કે એવી વાતો કરશે યા તો કાંઇ વાંચશે. પોતે તે વખતે વાંસણ માંજશે અને રસોડું સાફ કરશે. ત્યાર પછી સુવાનો વખત થશે. વાતચીત કરતાં સુઇ જશે. બીજે દિવસે પણ એનું એજ.

લીલા ફ્રોક ગુંથતાં કંટાળી ગઇ. ત્હેણે ગંગાના બોલેલા શબ્દો મગજમાંથી કહાઢી નાંખવા ઘણુાય પ્રયત્નો કર્યા પણ તેમાં તે નિષ્ફળ થઇ.

થોડીવારે જ્યારે સરલા બહારથી રમીને આવી અને લીલા પાસે ખાવાનું માંગ્યું ત્યારે ત્હેણે પહેલીજવાર ખાવાનું આપવાની ના પાડી. એમને એમ વિચારમાં ઘણીવાર બેસી રહી પછી ઓચીંતું ભાન આવ્યું કે મોડું થઇ ગયું હતું માટે ત્હેણે રાંધવાનું શરૂ કરવું જોઇએ. ત્હેણે રાંધવાનું શરૂ કર્યું એટલામાં રસીકલાલ ઘેર આવ્યો. ત્હેણે હંમેશ મુજબ કપડાં ઉતારી મ્હોં ધોઇ સરલાને રમાડવા માંડી. લીલાએ રાંધતાં રાંધતાં રસોડામાંથી રસીકલાલ તરફ જોયું અને વળી પાછો વિચાર આવ્યો કે આવો પતિ મેળવવામાં તે કેટલી ભાગ્યશાળી હતી. ત્હેને પોતાના પતિ માટે ઘણું અભિમાન હતું.

લીલાને ખાવાનું મોડું થયું તે માટે પોતાની જાત ઉપર ગુસ્સો આવ્યો અને તેનો બદલો વાળવા રસોઇ સુંદર બનાવવા પ્રયત્ન કર્યો.

લીલા જ્યારે સુતી ત્યારે ત્હેના મગજમાં કોઇપણ જાતના વિચાર નહોતા છતાંય સુતા પછી વિચાર આવવા મડાંયા અને સ્હવાર સુધી પથારીમાં તરફડીયાં માર્યાં.

ચાર પાંચ દિવસ પછી ગંગા ફરીથી લીલાને મળવા આવી. અને બજારમાંથી થોડાંક લુગડાં ખરીદવાનાં છે માટે લીલાને પોતાની સાથે આવવા કહ્યું, "હું આવું તો ખરી પણ આ સરલાનું કેમ? હું એને એકલી મુકીને કેવી રીતે આવું?" લીલાએ પૂછ્યું.

ગંગાએ કહ્યું, "આ ત્હમારાં પાડોશી રમા બ્હેન રાખશે. અને આપણે એક કલાકમાં તો પાછાં ફરીશું. અને નાકા આગળથી ગાડી કરી લઇશું એટલે વાર નહિ લાગે."

લીલાએ આવવા માટે હા પાડી.

"ત્હમે કપડાં પહેરી તૈયાર થાવ ત્યાં હું ત્હમને બુમ પાડું છું."

ગંગા એમ કહિ ચાલી ગઇ. ઘેર જઇ ત્હેણે ઇશ્વરલાલના માણસ ઉપર ટેલીફોન કરી તેને ભૂલેશ્વરના—કાપડના વેપારીની દુકાન પાસે ૩ા વાગે મળવા કહ્યું.

બંન્ને નાકા આગળ આવ્યાં અને વિકટોરીઆ ભાડે કરી ભુલેશ્વર તરફ ઉપડયાં.

રસ્તામાં ગંગાએ કહ્યું. "ખરેખર ત્હમે અત્યારે એવાં સુંદર લાગો છો કોઇ પણ ત્હમને ન ધારે કે ત્હમારે પાંચ વર્ષની પુત્રી હશે."

ગંગાનું કહેવું તદ્દન સાચું હતું.

(૨)

બરોબર ૩ા વાગે તેઓ દુકાનની બહાર નિકળ્યાં. ગંગાએ ગાડી ભાડે કરવાનો વિચાર જણાવ્યો. તે ગાડી બોલાવવા એક તરફ વળી ત્યાં તો એક માણસ સ્હામેથી આવતો જણાયો. તેને જોઈ ગંગા એક ચપળ નાયકાની માફક આશ્ચર્ય સહ બોલી "અરે! ઇશ્વરલાલ, ત્હમે અહિં કયાંથી? ત્હમે તો કલકત્તે હતાને?"

ઇશ્વરલાલે જવાબ આપ્યો ત્હેને અહિં આવ્યાને ત્રણ દિવસ થયા હતા. અને બોલ્યો. "ત્હમે ઘણા દહાડે મળ્યાં છો માટે આવ્યા વગર ચાલે એમ નથી. વધારે નહિ તો થોડી રોકાજો!"

ગંગાએ લીલા સ્હામે જોયું. લીલાએ કાંઇક આનાકાની સાથે જણાવ્યું. "પણ આપણને મોડું થશે."

ઇશ્વરલાલ બોલ્યો, "પણ મ્હારૂં ઘર ત્હમારા તરફ જવાના રસ્તા ઉપરજ છે." લીલા કાંઇ વધુ બોલે પહેલાં તો વિકટોરીઆ આવી અને બધાંય ઇશ્વરલાલના તરફ ચાલ્યાં.

ઇશ્વરલાલ કાંઇક અજબ માણસ લાગતો. ત્હેનામાં આકર્ષણ હતું. ત્હેનો ચ્હેરો મોહક હતો.

લીલા ઇશ્વરલાલના ઘરમાં ત્યાંનું ફરનીચર વિગેરે શોભા જોઇને અંજાઇ ગઇ. પણ ત્હેના સંતોષી દિલે તરતજ એ વિચાર દુર કરી દીધો. ઇશ્વરલાલ જબરો વાતો કરનારો હતો. ત્હેની વાતોમાં લીલાને જરા રસ પડવા લાગ્યો. અને લીલાને ત્હેના જ્ઞાન માટે માન ઉત્પન થયું. જ્યારે ઘડીઆળમાં પાંચના ટકોરા થયા ત્યારે જ ખબર પડી કે વાતોમાં ઘણો વખત વિતી ગયો હતો. લીલાને એકદમ ઘર અને સરલા યાદ આવ્યાં. બન્ને ઉઠયાં. ઉઠતાં ઉઠતાં ગંગા બોલી" માફ કરજો ઇશ્વરલાલભાઇ અમે ત્હમારો બહુ વખત લીધો.

ઇશ્વરલાલે આભાર માનતા કહ્યું "કોઈ કોઇ વખત આવતા રહેજો." ગંગાએ પણ કોઇ કોઇ વખત આવતા રહેવાનું કહ્યું. રહેજ આગળ જતાં ગંગા થોભી અને ઇશ્વરલાલને ધીમેથી પુછ્યું "કેમ કેવી છે? ઘણીજ સુંદર. ફરીથી લાવજો."

વિકટોરીઆમાં ગંગાએ લીલાને પુછ્યું. "કેમ ઇશ્વરલાલ કેવા માણસ લાગે છે?"

લીલાએ જવાબ આપ્યો કે બહુજ સારા માણસ હતા. આવા માણસો જવલેજ જેવામાં આવે.

એવી બાબતની જરા પણ ગંધ આવતાં તે સંબંધ છોડી દેશે' પણ એક હિરાની વિંટી ઇશ્વરલાલ પાસેથી સ્વીકારી હતી. એક દિવસ અચાનક રસીકલાલ જોઇ ગયો. પૂછતાં લીલાએ જવાબ આપ્યો કે તે તો ઇમીટેશનની લીધી છે.

આ પ્રમાણે બંન્ને એક બીજાને છેતરવા લાગ્યાં. એવામાં સરલાની જન્મ ગાંઠને દિવસે એક મીજબાની કરવાનું નક્કી કર્યું. રસીકલાલે આમાં કચવાતા મને રજા આપી. કારણ કે નોકરી હતી નહિ અને ખર્ચ તો વધતુંજ હતું. બચત બધી ખલાસ થવા આવી હતી. પણ જો ના પાડે તો બધો ભેદ ઉઘાડો પડી જાય તેથી રજા આપી. આ મીજબાનીએજ ત્હેમના જીવનમાં એક મહાન દુઃખદ બનાવ પેદા કર્યો.

ઇશ્વરલાલને પણ નિમંત્રણ હતું. ત્હેને જોતાંજ રસીકને ત્હેના પ્રત્યે અણગમો પેદા થયો!

* * *

બધાં જમી ઉઠયાં અને સંગીતની મજા ચાખવા બધાં આગલા રૂમમાં એકઠાં થયાં. બે ત્રણ સ્ત્રીઓએ ગાવાનું હતું. પુરૂષોએ પણ ગાવાનું અને વગાડવાનું હતું.

બધાં મજા કરતાં હતાં એવામાં જરા મશ્કરી કરવાના હેતુથી રસીકલાલની પછવાડે ખમીસ ઉપર "ગધેડો વેચવાનો છે." એવી ચીઠ્ઠી ચોઢી. રસીકને આની ખબર પડતાં એકદમ ગુસ્સે થઇ ગયો. મૂળ ત્હેને આ બધાનો અણગમો હતો તેમાં આવું બન્યું. ગુસ્સો કાબુમાં રહ્યો નહિ દેવતામાં ઘી પડ્યું ભડકો થયો. રસીક બરાડી ઉઠ્યો.

"ચલાવ, નિકાળો મ્હારા ઘરમાંથી. મ્હારા ઘરમાં રહી મ્હારીજ મશ્કરી કરો છો ?"

બધાં ગભરાઈ ગયાં. ઘણુંખરાં બહાર નીકળી ગયાં. લીલા ગુસ્સે થઇ ગઇ અને બોલી, "આ શું કરો છો ? બધાંને ઘેર બોલાવી અપમાન કરો છો ?"

"જો વધુ ગડબડ કરી તો માર ખાઇ બેસીશ. ત્હારે પણ જવું હોય તો ત્હેમની સાથે જા"

ઇશ્વરલાલ જરા આગળ આવી બોલ્યો. "લીલા બ્હેન–

"બહાર નિકળ" રસીકલાલે બુમ પાડી. "ત્હમારી મિત્રતાની મ્હને ખબર છે. યાદ રાખજે બચ્ચા જો ફરીથી હાથમાં આવ્યો તો હાડકાં રંગી નાંખીશ."

રસીકે બધાને બહાર કાઢી બારણું બંધ કર્યું. બધાંને ગંગાના ઘર તરફ જતાં જોઇ અટ્ટહાસ્ય કર્યું.

ઘરમાં જોયું તો લીલા પણ ત્હેમની સાથે ગઇ હતી. રસીકે જરા બારણું ઉઘાડ્યું અને બુમ પાડીને કહ્યું. "તું પણ ત્યાંજ રહેજે." અને ફરીથી બારણું બંધ કરી સાંકળ મારી.

ગંગાના ઘરમાં લીલાની આસપાસ બધાં ફરી વળ્યાં અને કહેવા લાગ્યાં, "સારૂં થયું લીલા બ્હેન ત્હમે અહિં આવ્યાં. નહિ તો રસીકલાલ કાંઇક તોફાન કરી બેસત."

( ૫ )

લીલાએ સ્હવારમાં માફી માગવાનું નક્કી કર્યું હતું. ત્હેને આખી રાત ઉંઘ આવી નહિ. ગંગાના બારણા આગળ ખુરસી રાખી તે બેસી રહી કે જેથી તે રસીકલાલને બહાર જતો જોઇ શકે.. પણ સ્હવારમાં ત્હેને જરા ઉંઘ આવી ગઇ. તે જાગી ત્યારે ત્હેના પોતાના મકાનમાં કોઈ નહતું. લીલા પોતાને ત્યાં આવી. પાડોશીને ત્યાંથી સરલાને લઇ આવી. બારીઓ બધી ઉઘાડી અને એક બારી આગળ બેઠી. અને વિચારવા લાગી કે પોતે કેવી મુર્ખાંઇ કરી હતી.

થોડીવારે ઉઠી ઘર સાફ કરવા માંડ્યું. એટલામાં ગંગા આવી અને કહ્યું. "ઇશ્વરલાલ ત્હમારી ખબર કહાઢવા આવ્યા છે."

"કહો કે ચાલ્યા જાય. મ્હારે અને ત્હેમને શો સંબંધ છે ?" લીલા જરા શોકથી ભરપુર અવાજે બોલી.

પણ વળી પાછો વિચાર આવ્યો કે લાવને હું જાતે જ કહી આવું તેથી ગંગાને કહ્યું કે ઉભા રહો હું આવું છું. અને સરલાને કહ્યું. "બેટા રમજે હો ! હું હમણાં જ આવું છું. ક્યાંઇ પણ બહાર ન જતી."

ગંગાને ત્યાં જઇ ત્હેણે ઇશ્વરલાલને ઠપકો આપતાં કહ્યું, "ઇશ્વરલાલ મ્હારે અને ત્હમારે આજથી રામ રામ છે, ત્હમારે મહેરબાની કરી મ્હને મળવા પ્રયત્ન ન કરવો."

ઇશ્વરલાલ કાંઇક જવાબ આપવા જતો હતો ત્યાં લીલાના માળા તરફ ગરબડ સંભળાઇ, લીલા તે તરફ વળી અને જોયું તો લોકોનું એક ટોળું ત્હેના માળા તરફ આવતું હતું. એક પોલીસના હાથમાં સરલા હતી. લીલાથી આ જોઇને ચીસ પડાઇ ગઇ. તે ત્યાં ગઇ તો નીચે પ્રમાણે વાત સાંભળી.

"સરલા બારી પાસે બોલ લેવા ગઇ. ઉપરથી વાંકાં વળી જોતાં જતાં નિચે ફુટપાથ ઉપર પડી. ઇશ્વર કૃપાથી બહુ વાગ્યું ન હતું."

લીલા લોકોની વચ્ચે થઇને ઘરમાં ગઇ અને જોયું તો રસીકલાલ સરલા પાસે ઉભો હતો અને ડાકટરનું કહેવું સાંભળતો હતો. "હાડકું એક પણ ભાગ્યું નથી. પણ નિચેની નસોને નુકશાન પહોંચ્યું છે."

લીલા રડતી રડતી સરલાને વળગી પડી. રસીકે ત્હેને બે ખભાથી પકડી ઉભી કરી અને કહ્યું, "અહિંથી ચાલી જા. તું એની માતા નથી."

અને ડોકટરના વચ્ચે પડવા છતાં લીલાને ઘર બહાર કાઢી મુકી. ત્યાં એણે ઇશ્વરલાલને જોયો. રસીક એકદમ ગુસ્સે થઈ ગયો. "ચાંડાળ ! કુતરા ! તું જ આ બધાનું કારણ છે."

તે ઇશ્વરલાલ તરફ કુદ્યો અને ત્હેને બે ચાર ગડદા પાટુ મારી લાત મારી ફેંકી દીધો.

* * *

એ વાતને ત્રણ મહિના વિતી ગયા. હજી સુધી લીલાને ઘરમાં દાખલ થવાની રજા મળી ન હતી.

રસીકલાલ ફરીથી તે જ શેઠને ત્યાં વધારે પગારે નોકરી રહ્યો હતો. લીલા પાસે જ એક સગાને ત્યાં રહેતી. સરલા સાજી થઇ પણ પગમા ખોડ આવી હતી.

એક દિવસ પાડોશણ લીલાને બોલાવવા આવી. લીલા ત્યાં ગઇ. રસીકલાલ ઘર વચ્ચે ઉભો હતો. ત્હેનો ભરાઉ ચ્હેરો ફીક્કો પડી ગયો હતો.

"નાથ મ્હને ક્ષમા કરો," લીલા રડતાં રડતાં પગે પડતાં બોલી. રસીકે ત્હેને ઉભી કરી અને પોતાની ભુજલતામાં સમાવી દીધી ત્યાં પછવાડેથી કોઇ બોલ્યું. "બા !"

ખોડંગતા પગે આવતી સરલાને લીલાએ સ્હામા જઇ પોતાની બાથમાં ઉચકી લીધી.

જ્યારે જ્યારે લીલાને પ્હેલાના પ્રસંગો યાદ આવે છે ત્યારે દુઃખના માર્યાં રડી જવાય છે.

સંપૂર્ણ.



## આજ—કાલનાં નાટકો

### સિરાજ-ઉદ્ દૌલા

(૨)

ઘણા પ્રાચીનકાળથી આપણા સાહિત્યકારોએ નાટકને કાવ્યનું અંગ માન્યું છે. પાશ્ચાત્ય સાહિત્યકારોની પણ એવીજ માન્યતા હતી. આપણા અલંકારિકોએ કાવ્યના શ્રવ્ય અને દશ્ય પ્રકાર એમ બે પ્રકાર માન્યા છે. દશ્ય કાવ્યમાં નાટકની ગણના થાય છે. અને તેના બીજા પેટા ભેદ પણ માન્યા છે. રઘુવંશ, કિરાત, માઘ, વગેરે શ્રવ્ય કાવ્યો છે. મુદ્રા રાક્ષસ, શાકુંતલ, મૃચ્છકટિક, રત્નાવલી આદિ દશ્ય કાવ્યો છે. દશ્ય કાવ્યના પણ રૂપક અને ઉપરૂપક એવા બે ભેદ છે વસ્તુ, નાયક અને રસાદિથી રૂપકના દશ પ્રકાર અને રસ, ભાવ, ભાષા ઇત્યાદિથી ઉપરૂપકના અઢાર પ્રકાર કર્યા છે. આ ભેદનાં લક્ષણો આપવાની જરૂર નથી કહેવાનુ તાત્પર્ય એ છે કે નાટ્યશાસ્ત્ર એક સમયે પૂર્ણ વિકાસને પામ્યું હતું એ સિધ્ધ કરવા બસ છે. સમયના જવા સાથે જેમ સાહિત્યના અંગોમાં ફેરફારો થયા તેમ નાટ્યશાસ્ત્રમા પણ સમયને અનુસાર ફેરફાર થયા; જ્યાં તેના સ્વરૂપમાં તો એવું પરિવર્તન નથી થયું કે નાટકનું અસલ સ્વરૂપ નષ્ટ-પ્રાયઃ થાય. ઉદાહરણ તરીકે શિલ્પ રચનામા ફેરફાર થયા જ્યાં જેમ મહેલ, દેવળ, અને ભવન સ્પષ્ટ રીતે ઓળખી શકાય છે. નાટક પરત્વે પણ તેમ છે, ત્યારે નાટકનું એવું ખાસ મહત્વનું અંગ શું ? action-વસ્તુ—વસ્તુના અંતરમાં રહેલી ક્રિયા એજ નાટકનો પ્રાણ છે. 'ડ્રામા' એ શબ્દ પણ ગ્રીક ભાષાના શબ્દ પરથી ઉત્પન્ન થયો છે જેનો અર્થ action થાય છે. એક પ્રખ્યાત નાટ્યકળાભિજ્ઞ લખે છે કેઃ—

An action which is to present itself, as such to human minds must enable them to recognize in it a procedure from *cause to effect.*

(માનવય દૃષ્ટિની (પ્રેક્ષકની) સમક્ષ જે કાર્ય રજુ કરવામાં આવે તે ચાલતા પ્રસંગથી કાર્ય કારણનો સબંધ સચોટ સમજાવનારૂંજ હોવું જોઇએ)

અહિં cause અને effect એ બન્નેનો આવશ્યક અને અનિવાર્ય પ્રસંગ ધ્યાનમાં લેવાનો છે. આ આવશ્યક અંગ વગર નાટકની રચના બંધબેસતી નથી અને જો એવી રચના કે કૃતિ થઇ હોય તો તે નાટકના નામને યોગ્ય નથી. નાટકનું મુખ્ય વસ્તુ-પ્લોટ એવો મુખ્યપણે છે.

જોઇએ, તેના આગળ અને પાછળના પ્રવેશોમાં એવો સંબંધ હોવો જોઇએ કે વસ્તુના સંદર્ભનો ક્રમવિકાસ થઇ તે અમુક પરિણામે આવી મળે. વસ્તુનો વર્ણ્ય વિષય, ધીમે ધીમે વિકાસ પામે, બીજ, અંકુરીત. થઇ તેમને પોષનારા સાંબંધિક પાત્રોથી વિકાસ પામી વૃક્ષ સમાન થઇ પરિણામમાં પુષ્પિત બને. આવા પ્રકારની નાટકની યોજના કે વસ્તુ સંકલના હોવી જોઇએ. આ વસ્તુ સંકલનામાં આદિથી અંત સુધી એક પ્રકારનું ઐક્ય જળવાવવું જોઇએ. જેને unity of action કહેવામાં આવે છે. એજ વિદ્વાન લેખક કહે છે કેઃ—

Without an action in the sense stated--without a plot in a word--there can be no drama.

જેમ 'એકશન' વગર નાટક સંભવતું નથી, તેમ જો નાટકના વસ્તુમાં ઐક્ય ન હોય, ક્રમ વિકાસ ન હોય, તો નાટકના અંકો ત્રોટક, સંબંધ વગરના, છિન્ન ભિન્ન અને અર્થ કે પ્રયોજન રહિત ભાસે છે. નાટકની ખુબીજ બધી તેના વસ્તુની ક્રિયામાં સમાયલી છે. અને નાટ્યકારની ખરી કળા એ ક્રિયા વ્યાપકતામાં નાટકના પ્રારંભથી વસ્તુનું બીજારોપણ થયા પછી તેનો ક્રમ વિકાસ એવી રીતે થતો હોવો જોઇએ કે ક્રિયાનો મર્મ વેગવાન અને બળવત્તર બને નાટકના પાત્રો દ્વારા પ્રવેશ એવા યોજવા જોઇએ કે જેમ નાની નાની ઝરણી એક પ્રવાહને મળી ત્રોતમાં પરિણીત થાય છે તદ્દત તેના ગૌણ બનાવો મુખ્ય કે પ્રધાન બનાવની સાથે સંબંધવાળા જોઇએ. આ પરત્વે મોં. પેયર મારી ઓગસ્ત ફિલો.

Mon: Pierre Marie August Filon P. M. A.

What is it than that makes an event dramatio? Vhatever be into nature--serious or ludicrous, tately or trivial, tempetetous as flame of fire, or right as a western breeze-- can be so described... ....This is the law which requires that a dramatic ction should be *one*--that it should possess unity.

ત્યારે કોઇ પણ પ્રસંગને નાટ્યાનુકૂળ (ઉત્તેજનાપૂર્ણ–રસોદ્દીપક) બનાવે એવું તત્વ કયું છે? પછી તે પ્રસંગ ગમે તો ગંભીર અથવા હાસ્યોત્પાદક હોય, ભવ્ય ક્ષુલ્લક હોય, અગ્નિશિખાની માફક ભભુકતો, અથવા પશ્ચિમ સમીરના જેવો મૃદુલ હોય, પણ તેને બરાબર અનુસરતી ભાવોત્તેજના કરનારો હોવો જોઇએ.

સંક્ષેપમાં કહીએ તો મહત્વનો નિયમ એ છે કે નાટકના વસ્તુમાં ઐક્ય અને પરસ્પરનો અવિચ્છિન્ન સંબંધ જળવાઇ રહેવો જોઇએ.

આ નાટક પરત્વેનો અનુલંઘનીય સિધ્ધાંત છે. આ સિધ્ધાંત પરત્વે મતભેદ નથી. જૂના નાટ્યકારો એ ત્રણ પ્રકારનું ઐક્ય માન્યું છે. unities of action, time and place—વસ્તુની ક્રિયા, સમય અને સ્થાનની સંકલના પરત્વે અરસપરસ ઐક્ય હોવું જોઇએ. આ માન્યતા જૂના સમયની છે આ માન્યતામાં પ્રથમ પરત્વે મતભેદ નથી. પરંતુ સમય અને સ્થાનના ઐક્ય માટે નાટ્યશાસ્ત્ર વિચારકોમાં થોડે અંશે મતભેદ છે. ફ્રેન્ચ પ્રજા આ ત્રણેનું ઐક્ય લગભગ આવશ્યક માને છે. ત્યારે ઇટલીમાં નાટ્યકૃતિના સમાલોચકો અને કેટલાક જર્મન તથા અંગ્રેજ નાટ્યવેત્તાઓ એટલા આવશ્યક માનતા નથી. આ ઐક્ય કેટલે અંશે માને છે તે ચર્ચવાનો અમારો મુદ્દો નથી. અમે એટલા પુરતું જણાવીએ છીએ કે અત્યારના પ્રગતિના સમયે કેટલાક નાટકને અનુચિત જણાતી શૃંખલામાં જકડી રાખવા માગતા નથી. આ વિષયના ઉંડાણમાં ઉતરવું હોય તેણે જાણીતા વિખ્યાત સાહિત્યતત્વવિદ અને સમાલોચક સી. બેનેડેટો ક્રોશના Benedetto Croce અને મી. જે. ઇ. સ્પીંગાર્નના લેખો વાંચવા.

વસ્તુમાંની મુખ્ય ક્રિયાની યોજના એવી રીતે થવી જોઇએ કે તેનો પ્રારંભ, વિકાસ-અને અંત જણાઇ આ એટલુંજ નહિ પણ તેમાં સામ્ય જણાય. આ વસ્તુની સંકલ પુલગુંથણી કરવાની શકિત સ્વ. વાઘજી આશારામની ઘણી સા હતી. અમારા કહેવાના આશયને સિધ્ધ કરવાને માટે જૂનું પર વસ્તુસંકલના માટે ઉત્તમ નાટક 'રાણકદેવી અને રાખેંગા બસ છે. એક ક્ષુલ્લક બનાવને ક્રિયામાં ગુંથી રે બળ આપવાની ખુબી એના પ્લોટમાં નિસંકોચપણે દર્શાવે છે. 'સુરેક પુન, 'ખાકી પુતલા' સંકલનાનાં દ્રષ્ટાંત તરી નમુદ કરી શકાય. ગુજરાતી કંપનીમાં 'અજબ કુમારી' સૈ સુંદરી'ના વસ્તુ પણ ખોટાં નથી. દેવકન્યા પણ વસ્તુસંકલ માટે પ્રશંસનીય કહી શકાય. આનાં બીજાં ઉદાહરણો અ પ્રંબાણ અત્રે કરવા કરતાં 'સિરાજ' વસ્તુની ચર્ચા ઉલ્લેખ કરીશું.

આ સિવાય બીજું નાટ્યનું મહત્વનું અંગ પાત્રાલે. નાટકનાં પાત્રો કેવાં હોવાં જોઇએ એ લેખકની મનઃસૃ કલ્પના પર અવલંબે છે. ભલે તે કાળીદાસની શકુંતલા જેવી મનહર મૂર્તિ આંકે કે દેસડીમોનાને આલેખે શૌર્યને માટે પ્રાણ ઉત્સર્ગ કરનાર પ્રતાપ કે વિષય વાંછના માટે સર્વસ્વ આપનાર અહલ્યા ચિત્રે, કે માણસને ગુનાહ વિના ખૂ કરનાર, પારકી પીડામાં મોજ માનનાર ઇયાગો ચિત્રે, તે સાં પ્રેક્ષકોને કંઇ લેવા દેવા નથી; પરંતુ પાત્રાલેખન અને પાત્રોનું નિર્માણ અમુક નિયમને અનુસરી થવું જોઇએ. નાટ્યકારનું એક કર્તવ્ય to hold mirror to nature——પ્રકૃતિની સામે અરિસો ધરવાનું અર્થાત્ કે નાટકને દુનિયાના સુખકર વા દુઃખકર, કલેશજનક કે આનંદજનક, દયા ઉત્પન્ન કરે તેવા ઘૃણા ઉપજાવે એવા બનાવોને પ્રતિબિંબિત કરવાનું છે. પાત્રાલેખન પણ વસ્તુની ક્રિયાથી વિરૂધ્ધ ન હોવું જોઇએ. પાત્રો અને વસ્તુ વચ્ચે પણ સામ્ય હોવું જોઇએ એ અનિવાર્ય છે.

# મોજ--મજાહ ઈનામમાળા નં. ૪.

## રૂપિયા પંચ્ચીસનાં સોળ ઈનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં પ્રખ્યાતિ પામેલા સારામાં સારા

## પાંચ દેશી સીનેમાનાં એકટરનાં નામ

લખી મોકલનારાઓમાં રૂ. પચીસનાં સોળ ઇનામો વહેંચી આપવામાં આવશે.

ઇનામની વિગત-રૂ. ૫-૩-૨ નાં એક એક મળી કુલ્લે ત્રણ, દોઢ રૂપિયાનાં આઠ, બાર આનાનાં બે, અને આઠ આનાનાં ત્રણ મળી કુલે સોળ ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીંમતના અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખર્ચ ઇનામ મેળવનારને શિર છે.

આ ઇનામનું પરિણામ તા. ૨૮-૨-૨૬ ના અંકમાં આપવામાં આવશે

કુપન તા. ૨૪-૨-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૧૪-૨ ૨૬

પાંચ સીનેમાના સારામાં સારા એકટરનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી. ____________

ઠે. ____________

____________ ગામ ____________

વાતને ઉગ્ર સ્વરૂપ નહિ આપતાં તેટલો વિભાગ કહાડી નાખવાની જે ઉદારતા બતાવી છે, જે ધન્યવાદને પાત્ર છે.

રંગુનથી મુંબાઇ—

અમોને જણાવતાં આનંદ થાય છે કે, સિનેમા ઉદ્યોગમાં બરમીસોએ પણ સારૂં ઝંપલાવ્યું છે. 'રંગુનની જાણીતી લંડન આર્ટ ફોટો એન્ડ ફિલ્મ કું. ના માલેક મી૦ માંઉ ઓહ માંઉ એ ગયા અઠવાડીયે અહિંના દેશી સિનેમાની મુલાકાત લીધી હતી. થોડા વખત પહેલાં તેઓ હિન્દુસ્થાન સિનેમામાં 'દાન પ્રતાપ' નામની ફિલ્મ રજુ કરી ગયા હતા અને હવે પછી દર મહિને મુંબાઇને એક દેશી પિકચર બતાવવાનો ઇરાદો રાખે છે. અમો તેઓના આ સાહસને વધાવી લઇએ છીએ.

કોહિનુર—મી૦ દવેની લખેલી અને મી. ભવનાનીએ ડાયરેક્ટ કરેલી 'ભમતો ભૂત' ગઇ કાલથી ઇંપીરીયલમાં શરૂ થઇ ગઇ છે.

શારદા—મી. નવલ ગાંધીની બીમારીને લીધે તેમનું ફિલ્મ પ્રોડક્શન હમણાં બંધ રહ્યું છે. મી. દીવાના ટીપે પોતાનું કામ કર્યે જાય છે.

ગ્લોબ—દઉલતે ફિરઓન આ અઠવાડીએ પુરી થાય છે. તે ભાઇ મુંગે મોઢે અમારા અઠવાડી ન્યારા 'એ રીતે પોતાનું કામ કર્યે જાય છે, છેલ્લો હપતો જોવાની અમો ખાસ ભલામણ કરીએ છીએ, કેમકે છુટેલા સાંધા એમાંજ મળે છે.'

* * *

છુપી પોલીસનું નામ સાંભળી જેમના મનમાં વિરાગ થતો હશે, તેઓ જાણીને ખુશ થશે કે, વિખ્યાત ફ્રેંચ નટી ડેલાયસીયા જ્યારે ન્યૂયોર્કની રંગભૂમિ ગજાવતી હતી ત્યારે એક દિવસ આઠ લાખ રૂપિયાનો હાર પહેરી તે રંગભૂમિ પર આ હતી. તેનો આ કીમતી હાર ચોરાઇ ગયો હતો તેની શોધ કરવા માટે ચ ડીટેકટીવોને અભિનેતા તરીકે રોકવામાં આવ્યા હતા.

* *

મી રૂડોલ્ફ વેલેન્ટીનો The Love Eagle નામની નૂતન ફિલ્મમાં નાયીકાની ભૂમિકામાં મિસ તિલમા બૅંકીને ઉતારનાર છે. અજાયબ જેવું તો એ છે કે તિલમા જરમન ભાષા સિવાય બીજી ભાષા જાણતી નથી, ત્યારે મી. વેલીન્ટીનો જરમન ભાષા જાણતો નથી! તો પણ કામ તો સીધી રીતે ચાલ્યા જ કરે છે. મિસ બૅંકીને જેનાં જ તેમણે પસંદ કરી છે. The Dark Angel કાળો દેવદુત નામની ફિલ્મમાં રોનાલ્ડ કોલમેનની સાથે તેણીએ કામ કર્યું છે અને આ કામથી મુગ્ધ થઇ તેમણે તેને મુખ્ય નાયીકાની ભૂમિકા માટે ઉતારવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. મિસ બૅંકી હંગેરીયન કુમારીકા છે. જગતની સર્વશ્રેષ્ઠ સુન્દરીઓની ગણનામાં તેને પણ ગણવામાં આવે છે. મી. વેલેનટીનોની સાથે અભિનય કરવાને તે બહુ ખુશી છે, જ્યારે વેલેનટીનો પણ કહે છે કે, મિસ બૅંકી જગતની સર્વશ્રેષ્ઠ અભિ

કૃષ્ણ—ઐતિહાસિક ફિલ્મ વીરનારી 'ખન્ના' ગઇ કાલથી શરૂ થઇ ગઇ છે. કહેવામાં આવે છે કે, આ ફિલ્મમાં કંપનીએ ખાસ ઐતિહાસીક રીતો લેવામાં કમાલ કરી છે.

રૉયલ—ચંદેલ વિધવા આવતા શનીવારથી આવશે, જ્યારે ત્રણ ચાર ફિલ્મો એક સાથે તૈયાર થયાનું સંભળાયા કરે છે.

લક્ષ્મી પિકચર્સની નવી ફિલ્મ "નીરા યાને અરવલ્લીની નાગણ"નું એક દૃશ્ય.

લક્ષ્મી—"નીરા" તૈયાર થઇ છે. જ્યારે નવા ઉત્સાહી મેનેજર મી. એચ. આર. દેસાઇ બી. એ. ની લખેલી વાસવદત્તાની શરૂઆત થઇ ગઇ છે. વળી અમોને જણાવતાં ઘણોજ આનંદ થાય છે કે, 'શકિન હૃદય'ના લેખથી ગુજરાતી સાક્ષર વર્ગમાં જાણીતા થયેલા મી. નાગેન્દ્ર એમ. મુજુમદાર પણ લક્ષ્મી પીકચર્સમાં ડાયરેકટર તરીકે નીમાયા છે. આવા સારા કેળવાયેલા ગૃહસ્થો સિનેમા લાઇનમાં પડે એ ઘણું ઇચ્છવા જેવું છે. આ ભાઇ કોઇ નવી દિશા ખોલશે કે જુના ચીલે ચાલવાના છે, તે તો નવ કૃતિ બહાર પડતાં આપોઆપ જણાઇ આવશે.

ત્રીનાં પદને ... છે. મી. વેસેનટીનો : અને તેની સ્ત્રીના ટુંટા છેડાની જે વાતો આજકાલ સાંભળવામાં આવે છે તેનું એક કારણ મિસ એફી તો, નહિ હોય એમ જન સમાજમાં બોલયા કરે છે.

* * *

## ચિત્રપટ જગત

**લંગભગ અકસ્માત**—સીનેમાના પાત્રોની જીંદગી જોખમથી ભરેલી છે, એ તો સૌ કોઇ જાણે છે. ફોક્સ કું. નું ચિત્રપટ નામે "આયર્ન હોર્સ"માં જયોર્જ ઓબ્રાયન મુખ્ય પાત્ર તરીકે ઉતરે છે. એમાં રેલ્વે લાઇન પર બદમાસો સાથે ઝપાઝપીનું દરશ્ય આવે છે. એક બદમાશ ઓબ્રાયન પર કોદાળી ફેંકે છે. આ બધો દેખાવ રીહર્સલ વખતે તો આબાદ ઉતર્યો પણ ખરેખર ફીલ્મ લેતી વેળા લગભગ અકસ્માત બન્યો. ઓબ્રાયન અથડા અથડીમાં રોકાયો અને બદમાશે કોદાળી ફેંકી. ઓબ્રાયનથી કોદાળીનો ઘા બચાવવામાં લેશ માત્ર ઢીલ થઇ ગઇ. સદ્ભાગ્યે સખત ઘા તો ન થયો પણ સહેજ ઘવાયો ખરો. પરંતુ પાછા હઠવામાં એક બે સેકન્ડની વાર લાગી હોત તો બિચારો ઓબ્રાયન કોઇ બીજીજ દુનિયામાં હોત. આ દેખાવ "આયર્ન હોર્સ" નામની ફીલ્મમાં આબેહુબ મોજુદ છે.

**શરમાળ મેરી ફીલબીન**—(તે યુનીવર્સલના પ્રખ્યાત ચિત્રપટ "ધી ફેન્ટમ ઑફ્ ધી ઑપેરા"ની મુખ્ય નાયીકા) જેમ ચાર્લી ચેપલીન ખાનગી જીવનમાં સ્ક્રીન પરનો ચાર્લી નથી તેમ ફીલ્બીન પણ ખાનગી જીવનમાં સ્ક્રીનની મેરી ફીલ્બીન નથી. મેરીનું ખાનગી જીવન જોનારને તેણી વિનય મંદિરની વિદ્યાર્થિની છે એમ લાગ્યા સિવાય રહે નહીં. તેના બધા રંગઢંગ સ્વાભાવિક રીતે જ શરમાળ છે. નામીચા નટ મી. પે. ઓ માલીનો મેરી માટે અભિપ્રાય તાદૃશ્ય રેખાચિત્ર છે.

"મારા સ્ક્રીન પરના વ્યવસાય દરમ્યાન, જ્યારે મેરી ફીલ્બીનને એકટીંગ કરતી જોઉં છું, ત્યારે એટલી નવાઇ લાગે છે કે જે બીજા કશાથી લાગતી નથી. તેણીની એકટીંગ મને અચંબામાં નાખી દે છે. ખરૂં પુછો તો મેં સેંકડો વાર મેરીના એકટીંગ જોયેલી છે, પણ દર વખત એવીજ અજાયબી થાય છે. અને હું ધરાતો નથી. જ્યારે ડાયરેકટરની સુચના મળે છે ત્યારે જાણે તેણી મંત્ર બળથી બદલાઇ જતી હોય તેમ લાગે છે. કેટલાંક દરશ્ય કે જેમાં મેરી ઉતરે છે તેમાં તેના આવી રીતના સ્વભાવમાં થતો ફેરફાર કોઇ સમજી શક્યું નથી. કોઇની સાથે મુલાકાત કરતાં તે શરમાય છે. પ્રસંગ મળતાં મેં તેણીને પુછ્યું કે એકટીંગ કરતાં શરમાઇ ન જતાં અજબ રીતે પાર્ટ સાંગોપાંગ પાર ઉતારો છો તેનું કારણ શું ?

"તેનું કારણ ?" મેરીએ જવાબ આપ્યો કે, "હું વાતોમાં રસબસ થઇ જાઉં છું એજ છે." મેરીના આ શબ્દો દરેક નટીએ હૃદયમાં કોતરી રાખવા જેવા છે.

(ગુજરાતી)

# બેઢો બંળવો

લખનાર—રા. દિવાના

## પ્રવેશ બીજો.

ધનજી—વંઠી, વંઠી; દુનિયા તરછટ વંઠી, આડા સેંથા ને ઉભા વાળ-ચાંડલા વીનાનું અડવું કપાળ-પફ પાઉડરથી ગોરા ગાલ-ખુદ્દુક ખુદ્દુક ઉંટીઆ ચાલ-ડ્રેસના જુઓ તો હાલ હવાલ ત્યારે હવે ઓળખવી કેમ ? કે આ તે ગૃહસ્થ મુઇ છે કે ચંડાળ ! વંઠી, વંઠી; દુનિયા તરછટ વંઠી.

(આજ વખતે રમા પુરૂષ વેશમાં પ્રવેશ કરે છે અને ધનજીને ધમપછાડામાં જોઈ તે શું બોલે છે એ સાંભળવા ખૂણે ઉભી જાય છે.)

રમા—(સ્વગત.) બુઢ્ઢા બાવાની ધુણી તો ધધુખતી દેખાય છે. જરા સાંભળું તો ખરો કે આ ધુમાડા નીચે આગ કેવીક જણાય છે ?

ધનજી—જાહેર રસ્તે પરપુરૂષ સાથે હસ્તમેલાપ-હીહી હાહા સાથે આલાપ-ડેસમાં જુઓ તો સત્તરસો કાપ કૂઅને માથામાં ન મળે ગૃહસ્થી કે રાંડની છાપ ત્યારે હવે એને ઓળખવી જ્યમ મારા બાપ ? વંઠી, વંઠી; દુનિયા તરછટ વંઠી.

રમા—(સ્વગત.) ભડકની ભઠ્ઠીમાં ઘી હોમવાનો સારો લાગ દેખાય છે.

ધનજી—મોટાંનું નહીં માન-ધરમનું નહીં ધ્યાન-પોતાના જ તાનમાં ગુલતાન— (રમા એકદમ બહાર નીકળી.)

રમા—માન ન માન; મય તેરા મહેમાન.

ધનજી—મોકાણ, મોકાણ, આ વળી કોણ શેતાન ! ? વંઠી, વંઠી, દુનિયા તરછટ વંઠી.

રમા—આ સેવક તમોને નમેછ-મુજ્રેછ-સલામ બજાવેછ-દંડવત એટલે લાકડી માફક લાંબો થઇ માન દરસાવેછ.

ધનજી—પણ તું મુવો છે કોણ મીયાં નાનખટાઇ ?

રમા—આશકોમાં સવાઇ-મજનુંનો ભાઈ-ફરહાદનો પીતરાઇ ઉર્ફે તમારો જમાઇ.

ધનજી—વંઠી, વંઠી, દુનિયા તરછટ વંઠી. ન બહેન-ન ભાઇ અને છોકરી વીનાં એકદમ ક્યાંથી ફુટી નીકળ્યો જમાઇ ! ?

રમા—

જુવાન એ છીગરપર મૂકીને કાપ
વાતોમાં બુઢ્ઢાજી નાં દો જલ થાપ
ઉછરતાં જોડાંને આસીસ તું આપ
નીંચો થઈ જા મારા સસરાના બાપ

ધનજી—શું બોલ્યો !? શું બોલ્યો !? શું તું મારી કપાળ ફૂટલી મંગલા માટે કહે છે ?

રમા—હા એજ મારી મંગલ મરતી મંગલ,- જેના વીનાં મને આ શહેર લાગે છે જંગલ-જેણે જગાવ્યું છે મારા ઉરમાં પ્રેમનું દંગલ અને હું ચારણ બની તેથી ગાઉં છું તેનાં ડિંગલ.

ધનજી—એ માંયાં સિંગલ, એ તો વિધવા છે એતું. પણ કંઇ તમને ભાન છે ? શાસ્ત્રમાં પુનર્લગ્નની મનાઇ છે તેનું એ કંઇ ધ્યાન છે ?

રમા—પુનર્લગ્નની મનાઇ !? એ વળી કોણ કહે છે ગધેડાનો ભાઇ ? પુનર્લગ્ન તો જાણે ઠીક પણ પુનર્પુનર્લગ્ન, પુનર્પુનર્પુનર્લગ્ન અને તેથી પણ આગળ મડાં લગ્ન થતાં તો રાત દિવસ દેખાય છે, અને તમે કહો છો કે પુનર્લગ્નની મનાઇ છે જરૂર તમારૂં ભેજું ખસી ગએલું જણાય છે.

કાલે જ પુનર્પુનર્પુનર્લગ્ન જે કરવા તમે
ચોથી વખત ઘોડે ચઢી ચાલ્યા હતા વરવા તમે
શાસ્ત્ર કાલે કયાં ગયું તું સતા આજે થાઓ છો
કાલ જે પોતે કર્યું તે આજ ભૂલી જાઓ છો.

ધનજી—વંઠી, વઠી; દુનિયા તરજ્ટ વઠી. અરે મેવાલીના ભાઈ કાક બગાલી મરેલાએ ગમે એટલી વાર પરણવાની રૂઢી તો આવે છે બાપ દાદાથી ચાલી, જોવું હોય તો જોઇ લે શાસ્ત્રોમાં માથું ઘાલી-તેમાંથી તે આ કયાંથી કાઢી નવી વાત ભેજાં દુખણવાળી ?

રમા—તે શું પુરૂષને પુછડું છે, કે તેને માટે જુદો ન્યાય થાય ? સ્ત્રીઓને શું શીંગડાં છે કે તે જૂદે કાટે તોલાય ? એ બુઢ્ઢાજી હું સાફ કહી દઉંછ કે હું તેને ચાહુંછ હું તેને પ્યાર કરૂંછ. હું તેના પર દિલોજાનથી મરૂંછ.

ધનજી—રીકર નહીં જો તું મરેછ તો હું "રામ બોલો ભાઇ રામ" કરૂંછ

રમા—એટલે !! (ડોળા કકડાવી-મુઠ્ઠી ઉગામી સામી જાય છે ધનજી પાછા હઠે છે.) મ્હારો પ્યાર...જોઇએ તો હું પાનીનો હાડો ટોળી બતાવું, મ્હારૂં છીગર તોડી બતાવું, કે તારૂં માથું ફોડી બતાવું.

ધનજી—હ હં-હં--હં આપા મ્હારૂં માથું ફોડવાની જરૂર નથી તું તારૂં છીગર જ તોડયા કર (એક તરફ.) પહેલા તો કાંઇ કરવા આવતા માથું તો કહેતા કે પાએ લાગું-નાપાડતાં કડેરો મારશો તોય નહીં ભાગું-જતાં ન માનીએ તો કરતા પોતાના ઉપર જ ત્રાગું જ્યારે આજ કાલના જુવાનીઆ તો કહે છે કે તારૂં જ માથું ભાગું-- આ કઇ જાતનું માથું ? વંઠી, વંઠી; દુનિયા તરજ્ટ વંઠી.

રમા—તમારા બોલવાથી સાબીત થાય છે કે પુરૂષોનો ફાયદો એ જ શાસ્ત્રનો કાયદો. તો હું જણાવી દઉં છું કે હું જરૂર તેને મારી જોડે પરણવાની ફરજ પાડીશ.

ધનજી—અહ્યા જેમ નથી બોલતો તેમ સદમે જાય છે. મુગે મુગો ચાલ્યો જા નહીં તો મહોબ ખેંચી કાઢીશ. (સ્વગત.) હું જરા દમ પર સુમાર.

રમા—એમ !!

ધનજી—હા. તું તારા મનમાં સમજે છે શું ? હમણાંજ હું મારા નોકરોને સાદ કરીશ. પારકા ઘરમા ધુસી ધાંધલ કરવાની ફરિયાદ કરીશ. ચાંચડ મારવા મોકલી દઇ આ દુનિયાથી બરબાદ કરીશ.

રમા—અને હું તમારી છોકરીને પરણી મારૂં ઘર આબાદ કરીશ.

ધનજી—નથી માનતો. (અંદર જોઇ) અહ્યા કોણ છે.

નોકર—(અંદરથી) આવ્યો શેઠ,

રમા—અરે એક તો શું એવા સત્તર આવે પણ આ *મુઆળા મરદ મ્હારો કાંઇ નહીં કરે. (નોકર પ્રવેશ કરે છે)*

ધનજી—કેમ હવે જવું છે કે નહીં ? (રમા નીકળતાં તેની પાસે આવી ઉભી રહે છે.)

રમા—નહીં.

(નોકર આવેલો હોવાથી હીમ્મત આવી તેની મુછપર હાથ નાંખી ખેંચતાં)

ધનજી—નહીં !

(મુછ ખેંચતાં હાથમાં રહી જાય છે રમા ખુલ્લી થાય છે)

રમા—નહીં. (હસે છે) કેમ દાદાજી. છોકરી સામે જ બહાદુરી કે ?

ધનજી—વંઠી, વંઠી, દુનિયા તરજ્ટ વંઠી. (બોલતો બોલતો ભાગે છે.)

રમા—અરે હં--હં--ભાગો મા, દાદાજી ભાગો મા, જમાઇને વધાવતા જાવ (હસતી હસતી જાય છે.)

---

છુટક ૧ આનો બહાર ગામ ૧। આને

વાર્ષિક લવાજમ રૂ. ચાર
બહાર ગામ રૂ. સવાચાર

# મોજ-મજાહ

## રાસ્કલ રાસપુટીન



રાસપુટીને તે આકૃતિને પોતાના હાથમાં લીધી અને ધ્યાનપૂર્વક જોવા લાગ્યો એટલામાં રાજકુમારે પિસ્તોલના બે બાર કર્યાં અને રાસપુટીન જમીન ઉપર પટકાક પડ્યો.

( વધુ માટે જુઓ આવતા બુધવારનું છુપી પોલીસ )





એક દેશી રાજવંશીનો એક જરમન કન્યા સાથે પ્રેમ !

ચાંદપુરના મહારાજા સાહેબ જરમનીમાં પરણ્યા !

બંનારંભ પ્રાતે થએલા લંગનના કોલકરાર ! ! !

# તેની ફિલ્મ લેવાઇ !! તે હિંદ આવી પુગી !

જાણીતી મદન કું. લીમિટેડ તરફથી તે ચલાવવાનો પહેલો હક મુંબાઇમાં

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

આ ચિત્રપટનું નામ અમારા તરફથી **ભૂલ ભુલૈયાં** આપવામાં આવ્યું છે!

મળતા ચેહરાના ગોટાળાં ? ખરો ચોર કોણ ? અસલી રાજા કયો ?

**યુરોપમાં હિંદી રજવાડાઓનું સામાજિક જીવન !**

મારફાડ ! દગા ફટકા ! ! કાવત્રાં ! ! હરીફાઈ ! ! છળ કપટ ! અદેખાઇ ! !

**ઘોડેસ્વારી અને સેંકડો ફીટથી કુદકા મારવા સાહસ !**

બસ અમે તો એજ કહીએ છીએ કે, આ ડ્રામા તમારે જરૂર જ જોવો. ઉપરાંત

**બે ભાગની એક ધુમ હસાવનારી પાથેની જોક સેનેટ કોમિક**

જેમાં હેરી લેંગડનનું મુખ્ય કામ

વખત-પા, ૭, ૮ા, ૧૦ા શની-રવિવારે ખાસ ખેલ ૩ા વાગે

ભાવ-રૂા. ૨, ૧, ૦ાા, ૦ા, ૦), ટેક્ષ સાથે



ફાગણ શુદ ૯ ]        રવિવાર તારીખ ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૨૬        [ પુ ૨ જુ. અંક ૪૬

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓના પાત્રો કલ્પિતજ હોય છે. કોઇ જીવત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલાં નથી. વ્ય. મો. મ.

## ગ઼ઝલ

ખાકસે બદતર હૈ ઐસી જીંદગી ઇન્સાનકી,
જબ દીલસે ઉલ્ફત ઉઠ ગઇ ઇન્સાનસે ઇન્સાનકી.

જુઝબ એ ઉલ્ફત ઉઠા દીલસે કિસી ઇન્સાનકા,
ફીર જીંદગી મેં ફર્ક ક્યા, ઇન્સાન ઔર હેવાનકી

ઝુલ્મ કરના છોડ દે, ઝાલીમ ખુદાકે વાસતે,
સરપે નાં લે આહ કિસ નાશાદ દીલ ઇન્સાનકી.

ઐકે ખુદા રેખ દીલ મેં અપને, બંદએ ખુદસર ન બન
તુ તો ક્યા જાયેગા, હિલ ઇક આહસે આસમાનભી

દર કદર કુછ "એ વતન" હૈ જબ તલક દમ તનમેં જાન
બેશકીમત બે બહા હૈ જીંદગી ઇન્સાનકી.

મુસાફર બેવતન

(કરાચી.)

## જુબેદા
અથવા
## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૩ જું

જેમ જેમ અમો પથ કાપવા લાગ્યા, તેમ તેમ મારા દિલમા ચિંતા વધરે ઉદ્વિગ્નતા પ્રકટાવવા લાગી વૃધ્ધની દૈવવાણી સાંભળી મારૂં ચિત્ત અસ્વસ્થ બની ગયું હતુ. કારણ કે, બાલ્યાવસ્થાથીજ હુ માતાપિતા વિહીન થઇ ગયો હતો. માથા પર શિરછત્ર તરીકે કોઇ ન હોવુ એટલે મરજીમા આવે ત્યાં ફર્યા કરતો હતો. કોઇ વખત લડનમા, કોઇ વખત પૅરીસ તો કોઇ વખત આફ્રીકાની બેદુઇન જાતોની અંદર હરી ફરી જીંદગીની મોજ ઉડાવ્યા કરતો હતો વાસ્તવિક રીતે કહીએ તો આધુનિક સભ્યતાનો બાહ્યાડંબર, ભદ્ર સમાજનું કપટયુક્ત વર્તન અને રમણીઓનો છળ-પ્રપંચ યુક્ત પ્રેમાભિનય, મને વિષવત્ જણાતો હતો

સામાજીક બંધન જેવુ મને કાંઇ પણ નહોતુ એટલે કોઇ પણ સ્થાને હુ સ્થીર ટકી શકતો નહિ મારી અત્યાર સુધીની જીંદગીમા મેં કોઇ પણ રમણી તરફ પ્રેમ નજરથી જોયું જ નહોતુ એટલે સસાર તરફ માયા મમતાની જાળથી બંધાઇ રહેવુ પડે એમ નહોતું. સ્ત્રીને હું અંત:સાર-શૂન્ય વિલાસની પુતળી મનતો હતો સ્ત્રી જાતિ તરફ મને જરા પણ માન કિંવા શ્રધ્ધા ન હોતી.

એટલે વૃધ્ધે કહી સંભળાવેલ દૈવવાણીને હું એક જાતનો વહેમજ માનતો હતો.

દિવસ પૂર્ણ થઇ સાંજ પડતાં અમો વિશ્રામ લેતા અને પુનઃ અરૂણોદય થયે અમારી યાત્રા ચાલુ કરતા. આવી રીતે મુસાફરી કરતાં કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ રાતના ચન્દ્રાલોકિત આકાશ પર દ્રષ્ટિ ફેંકી તારા અને નક્ષત્રગણોને જોતો વૃધ્ધે કહેલી ભવિષ્યવાણીનો વિચાર કરતાં હું નિદ્રાધીન થઇ ગયો હતો એટલામાં સૂસવાટા કરતી ગોળીઓનો વરસાદ અને બંદુકના અવાજ સાંભળી એકાએક હું જાગ્રત થઇ ગયો. પહેલાં તો શું બનાવ બન્યો છે, તે હું કલ્પી શકયો નહિ. ઉદ્વેગ અને કૌતુહલથી મારૂં હૃદય વિચલિત બની ગયું હતું મેં ચંદ્રપ્રકાશની અંદર બરાબર નિરીક્ષણ કરી જોયું તો શુભ્ર વેશ પરિધાન કરેલી ઘોડા પરસ્વાર થયેલી એક ટોળી અમારા પર આક્રમણ કરી રહી હતી. અમારા કાફલાના બધા માણસો એકઠા થઇ આત્મરક્ષાના ઉપાયો યોજી રહ્યા હતા.

હવે મારા સમજવામાં બધો બનાવ આવી ગયો. પ્રાયઃ હમેશાં બને છે તેમ રણમાં ભટકતી લુટારૂઓની ટોળીએ અમારા પર હલ્લો કર્યો હતો. તરતજ મારી રિવોલ્વર બહાર કહાડી હું ઉભો થઇ ગયો અને અમારા દળના લોકોની અંદર ભળી જવા હું થોડો આગળ વધવા જાઉં છું એટલામાં એક અસૂરના જેવો મહા બળવાન, અને વજ્રદેહી આરબ મારો રસ્તો અટકાવી ઉભો રહ્યો. તેની ભયાનક મૂર્તિ જોઇ ઘડીભર તો હું સ્તંભિત બની ગયો. તેના હાથમાંનો તીક્ષ્ણ ધારવાળો છરો ચંદ્ર પ્રકાશમાં ચમકી રહ્યો હતો.

હવે વધારે વખત વિચાર કરવાનો નહોતો. અમો બન્ને એક બીજાની સામે થઇ ગયા. તેણે મારૂં ગળું મજબુત પકડયું અને પાછળ હઠાવતાં અસ્ફૂટસ્વરે બડબડ કરતાં હાથમાંનો તીક્ષ્ણ ધારવાળો છરો મારા માથા સામે ઉગામ્યો. મને લાગ્યું કે એક પળ માત્રમાં મારૂં માથું ધડથી જૂદું થઇ જશે. ભયથી મેં એક પળમાં મારાં ચક્ષુઓ બીડ્યાં, અને નર પિશાચના હાથમાંથી ઝટકો મારી મારો જમણો હાથ છોડવી, ખિસામાં સંતાડેલી રિવોલ્વર બહાર કહાડી ત્વરિત ગતિએ તેના માથા સામે ધરી ઘોડો દબાવ્યો.

એક ક્ષણ માત્રમાં મહા બલિષ્ટ અને કદાવર આરબ આક્રંદ કરતો મને છોડી દઇ ત્રણ હાથ છેટો થઇ ગયો. તેના હાથમાંથી છરો સરી પડયો અને ચક્કર ખાતો તે રેતીની અંદર ધબ દઇને પડી ગયો

તેને રેતીમાં તરફડતો મૂકી હું મારા સાથીઓને મદદ કરવા આગળ વધ્યો. બંદુકના ગંભીર અવાજોથી ચારે દિશાઓ પ્રતિધ્વનિત બની કંપિત જણાતી હતી શત્રુઓ પ્રબળ જણાતા હતા. અમારા પક્ષના રક્ષકો એક પછી એક ઘાયલ થઇ પડવા લાગ્યા હતા.

વિપદ્ પર વિપદ્ વધ્યા જતી હતી. દરેક પળે પરાજયની આશંકાઓથી મારૂં દિલ ગભરાયા કરતું હતું. બન્ને પક્ષ તરફથી બંદુકનો મારો ચાલી રહ્યો હતો અને ગગનભેદી આર્તનાદોથી શાંત રણભૂમિ ગાજી રહી હતી એટલામાં એકાએક "સિરકો"-મહા વંટોળીઓ ઉત્પન્ન થયો અને બન્ને પક્ષના માણસોને તેણે ઢાંકી દીધાં.

આ પ્રલયકર વંટોળીયો ઉડી જતાં મારી દ્રષ્ટિ મારા સહયાત્રી-મારા કરૂણ હૃદયના આશ્રયદાતાનાં ઉદાર મુખમંડળ તરફ પડી. બે લુટારાઓ તેમને પકડી હાથ પગ બાંધી પોતાના સરદાર પાસે ખેંચી જતા હતા. એટલામાં મનુષ્યના ખિયાલમાં પણ ન આવે તેવી વિસ્મયજનક રીતે તે તેમના હાથમાં છુટા થઈ ગયા અને પોતાની કમરે છુપાવેલી છુરી બહાર કહાડી એક લુંટારાની છાતીમાં ખોસી દીધી.

જખ્મી લુટારો તમ્મર ખાઇ "યા ખુદા" એવો ઉચ્ચાર કરતો જમીન પર પડયો અને તેની ભવલીલા સમાપ્ત થઇ ગઇ। પરંતુ આ ખુશાલી લાંબો વખત ટકી નહિ. થોડે દૂર ઉભેલા એક લૂટારાની સનસનાટ કરતી ગોળીએ અલી બિન હાફેઝનું માથું વીંધી નાખ્યું મારો સહાયકર્ત્તા-અમારા દલનો દલપતિ-વૃધ્ધ સરદાર મૃત દસ્યુની બાજુમાંજ પડી ખુદાના દરબારમાં પહોંચી ગયો. બરાબર તેજ વખતે હું પણ બે દસ્યુઓના હાથમાં બંદીવાન થઇ પડયો પછવાડેથી આવી એક જણે મને પકડી લીધો. બીજાએ દોરીનો ફાંસો નાખી તેમાં મને જકડી લીધો. હું મારી પિસ્તોલ તેની સામે ઉગામી મારવા જાઉં છું એટલામાં હાથ પર ફટકો મારી એકે મારી પિસ્તોલ પડાવી લીધી. તેઓના હાથમાંથી છૂટવા માટે હું ઘણા પ્રયત્નો કરવા લાગ્યો પણ ફત્તેહ મળી નહિ. તરત જ તેઓએ મને સંપૂર્ણ રીતે બાંધી લીધો. સાક્ષાત્ યમ જેવા જણાતા રણદસ્યુઓના હાથમાં હું સપડાઇ ગયો. તેઓના હાથમાંથી બચવું એ મુશ્કેલ વાત હતી કારણ કે, યાત્રાળુઓના તેઓ કાળ ગણાતા હતા.

મારા બન્ને હાથોને પછવાડે બાંધી લેવામાં આવ્યા હતા. હું કાંઇ પણ કરી શકું એમ નહોતું. અમારા કાફલાનાં માણસો એક પછી એક ધરાશાયી થતા હતા. તેઓના આત્મરક્ષાના દરેક પ્રયત્નો વ્યર્થ જતા હતા.

લુટારાઓની સંખ્યા અમારા કરતાં લગભગ ૭ ગણી વધારે હતી. જોત જોતામાં અલી બિન હાફેઝની સર્વ સંપતિ. તેનાં અસ્ત્ર-શસ્ત્ર બધું લુટારાઓના હાથમાં જઇ પડયું.

હાથ પગથી જકડાઇ ગયેલો હું આ વિકટ હત્યાકાન્ડ જોવા લાગ્યો. મારાથી આ દેખાવ વધારે વાર જોઇ શકાયો નહિ. દુઃખથી અને અપમાનથી અધીર બની હું બોલી ઉઠયોઃ "ઓ નરાધમ શયતાનો ! મને પણ શા માટે બાંધી રાખી દુઃખ આપો છો ? ગોળી મારી મારો પણ જાન લઈ લ્યો. મૃત્યુના ભયથી હું ડરતો નથી."

મારા શબ્દો સાંભળી એક લૂટારો બોલી ઉઠયો-"અરે ! આ શું કહે છે ? આ તો આરબ જેવો જણાતો નથી. જુઓ-

જુઓ ફિરંગી-કાફર કુત્તો છે !"

બીજો દસ્યુ બોલી ઉઠ્યો—"શું કાફર છે ? ત્યારે, તો તેનો જાન લઈ લ્યો. એક ક્ષણનો પણ વિલંબ કરવો જોઇએ નહિ. એટલું કહી તેણે તેની છુરી બહાર કહાડી. બીજો એક તેનો હાથ પકડી બોલ્યોઃ-"નહિ દોસ્ત ! એને છુરીથી મારીશ નહિ: તેનાથી તો એક ક્ષણ માત્રમાં તે મરી જશે તેમાં આપણને મઝાહ પડશે નહિ ! કાફરોનાં મૃત્યુ વખત તો ખુબ મોજ ઉડાવવી જોઇએ !"

મેં મારાં ચક્ષુઓ ઉઘાડયાં અને પરમેશ્વરને પ્રાર્થના કરતાં કહ્યું-"હે ઇશ્વર ! આ વિપદમાંથી મારો ઉધ્ધાર કર."

પરમેશ્વરે મારી પ્રાર્થના સાંભળી કે નહિ, તે હું કહી શકતો નથી; પરંતુ બંધન દશામાંજ મને આખી રાત્રી ગાળવી પડી. પ્રભાતમાં ઉષાના રક્તવર્ણી પ્રકાશની અંદર મેં જોયું તો દેખાઇ આવ્યું કે, અમારા પક્ષનો એકેએક માણસ લુટારાઓના હાથે ખુદાના દરબારમાં પહોંચી ગયો હતો.

બંધનયંત્રણા મને અસહ્ય થઇ પડી. તેમાંથી કેવી રીતે છુટવું તેનો હું વિચાર કરવા લાગ્યો, પરંતુ વધારે ચિંતા કરવી પડી નહિ. લુટારાઓએ માલ અસબાબ બાંધી લઇ કુચ કરવા માંડી. મને પણ એક ઉંટની પીઠ પર બાંધી લેવામાં આવ્યો અને પૂર્વાભિમુખે બધું લશ્કર ચાલવા માંડ્યું.

બપોર થતાં પ્રખર સૂર્યના તાપથી મારૂં શરીર પસીનાથી તરબોળ થઇ ગયું. કંઠ સુકાવા લાગ્યો. પાણી વગર હમણાંજ પ્રાણ નીકળી જશે એવી સ્થિતિ થઇ, મેં પાણી માગ્યું પણ નિર્દય દસ્યુઓમાંથી કોઇને મારી દયા આવી નહિ. લગભગ બપોર પછી ક્ષુધાતૃષાથી પીડિત થઇ હું અર્ધ બેભાન સ્થિતિમાં આવી પડ્યો એટલે મને થોડીક ખજૂરની પેશીઓ આપવામા આવી, જે ખાઇ મેં જીવને કાંઇક શાંતિ આપી

સૂર્યાસ્ત પહેલાં અમો એક ન્હાના ખજુરીનાં વન પાસે આવી પહોંચ્યા. લુટારાઓએ અહિં વિશ્રામ લેવાનું નક્કી કર્યું. થોડા વખતમાં બીજા પણ લુટારાઓ ત્યાં તેમને આવી મળ્યા અને સારી લૂંટ મળી છે એ જોઇ પરસ્પરમાં આનંદ માનવા લાગ્યા. ખુશાલીના આવેશમાં આવી તેઓ નૃત્ય કરી મારા માથામાં ટાપલી મારવા લાગ્યા આખરે લુટારાઓએ મને તેઓના દલપતિ પાસે લઇ જઇને ઉભો રાખ્યો. દલપતિનું નામ હાજી અબુ સલામ હતું. આ નામ પહેલાં પણ મેં સાંભળ્યું હતું. ભયંકર નરપિશાચ તરીકે આખા મોરક્કો દેશમાં તેની ગણના થતી હતી, એટલું જ નહિ પણ તેના ત્રાસથી-અત્યાચારથી કંટાળી જઇ ત્યાંએ પણ તેને પકડી આપનારને મોટું ઇનામ આપવામાં આવશે એમ જાહેર કર્યું હતું.

હાજી અબુ સલામ વૃધ્ધ જણાતો હતો. તેના મુખ પર શયતાની ભાવો અંકિત થયેલા દેખાતા હતા. આંખો બંને મોટી અને ઉજ્વળ દેખાતી હતી. લલાટ સંકુચિત હતું અને તેની લાંબી દાઢીના વાળ ખાડી ગયા હતા. તેને જોતાં જ એવો ભાસ થઇ જતો હતો કે, પૃથ્વી પરનું એવું એક પણ દુષ્કર્મ નહિ હોય જે તેને અસાધ્ય હોય !

દસ્યુપતિ પાસે મને ઉભો રાખ્યાં બાદ એક દસ્યુએ કહ્યું:-"આ અંગ્રેજ છે, એટલે એનો ન્યાય આપની પાસે જ કરાવવા અમોએ મારી નાખ્યો નથી."

દસ્યુપતિ તંમાકુ પીતો તેની વાત શાંત ચિત્તે સાંભળ્યા કરતો હતો. તેના ચ્હેરા પર ઉત્સાહ કિંવા ઉત્તેજનાનાં ચિન્હો બિલકુલ જોવામાં આવતાં નહોતાં. બધી વાત સાંભળી લીધા પછી તેણે તમાકુ પીવાની બાજુએ મૂકી અને તીક્ષ્ણ દષ્ટિએ મારા સામે જોઇ ઠંડા સ્વરે કહ્યું:-"તું કાફર છે. કાફરો અલ્લાના શત્રુ છે તેટલા માટે ઉપયુક્ત શિક્ષા કરવા માટે અલ્લાએ તને મારી પાસે મોકલી દીધો છે. તારા જેવા વિધર્મી, ભ્રષ્ટાચારી નરપશુને છુરીના આઘાતથી મારી નાખવો એ દયા બતાવવા જેવું કામ છે. કાફરો પ્રત્યે તેવી રીતે દયા બતાવવી એ અલ્લાનો અપરાધ કર્યા બરાબર છે."

મેં ભયભીત બની વિનયથી કહ્યું:-"આપ વૃધ્ધ છો. મારા પિતાને સ્થાને છો. એટલે મારો શું અપરાધ છે, તે સાબીત કરી મને શિક્ષા ફરમાવો, હું ઘણી ખુશીથી સહન કરીશ. મેં આપનું અનિષ્ટ કર્યું નથી અને તેવા સંકલ્પથી આ દેશમાં આવ્યો નથી. હું એક મુસાફર છું. આપના દેશના રીત-રીવાજો, ભાષા તેમજ સાહિત્યનો અભ્યાસ કરવા માટે જ હું આ પ્રદેશમાં મુસાફરી કર્યા કરૂં છું."

સરદારે એક સિંહ ગર્જના કરતાં કહ્યું:-"ચોર-બદમાશ-કાફર ! ચુપ કર. તને એવી રીતે મારી નાખવામાં આવશે કે મૃત્યુ બાદ પણ તારી સદ્‌ગતિ થશે નહિ"

ત્યાર પછી તેણે તેના એક અનુચરને કહ્યું -"આને પહાડની તળેટીમાં લઇ જા અને ઉપયુક્ત સજા કર."

તરત જ મને ગળામાંથી પકડી ખેંચી જવા માંડ્યો. મારી પછવાડે કેટલાક દસ્યુઓ આનંદથી નાચતા-કુદતા આવવા લાગ્યા. મને કેવી રીતે મારી નાખવાનો છે, એ વિષે હું અજ્ઞાન હોવાથી મારા દિલમાં વિશેષ ચિંતા થવા લાગી. વૃધ્ધ અલી બિન હાફિજની ભવિષ્યવાણી મને યાદ આવી. મૃત્યુ તો નિશ્ચિત હતું, પણ તે પહેલાંનો પ્રેમાભિનય ક્યાં હતો ?

પહાડ વધારે ઉંચો નહોતો. તેની તળેટીમાં થોડાંક ખજુરીનાં ઝાડ ઉગ્યાં હતાં તેમાંના એક ઝાડની સાથે મને દોરીથી સજ્જડ રીતે બાંધી લેવામા આવ્યો. બંધન એટલું તો સખ્ત હતું કે હું મારા શરીરને હલાવી ચલાવી શકતો પણ નહોતો. જેમ જેમ હું છુટવાનો પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ દોરીથી મારા શરીરમા કાપ પડવા માંડયા, અસહ્ય યત્રણાથી મારૂં મુખ વિકૃત બની ગયું તે જોઇ પિશાચો આનંદથી નૃત્ય કરવા લાગ્યા.

મેં તેઓની પાસે દયાની યાચના કરી નહિ. કારણ કે, નરહત્યા અને ઉત્પીડન એ તેઓનો ધર્મ જ હતો. એકાએક તેઓ આનંદમાં આવી ગયા. ખુશાલીના અવાજથી તેમણે આખી

તળેટી ગજાવી મૂકી. મેં ઉંચું માથું કરી જોયું તો ૬ છાવણી-તરફથી કેટલાક લોકો દોડતા આવતા હતા. તેઓમાંના એકના હાથમાં એક લાંબી લાકડી હતી અને તેના છેડે દોરીનો ફાંસો હતો. તે ફાંસામાં એક કયુટો જાતનો કાળો સાપ હતો. હું જાણતો હતો કે, આ સર્પનું વિષ એટલું તો તીવ્ર હોય છે કે, માત્ર એકજ દંશથી પળ-માત્રમાં માણસ યમલોકમાં પહોંચી જાય છે.

મેં વિચાર્યું:–" શું મને કરડાવવા માટે આ સર્પ લાવ્યા હશે ?" આ વિચાર આવતાં જ મારૂં આખું શરીર ઠંડુગાર થઇ ગયું અને આંખે અંધારાં આવવા લાગ્યાં.

દસ્યુઓ આનંદ અને ઉત્સાહથી ઉન્મત્ત થઇ ગયા હતા. એક લાંબા ચિમટામાં સાપની પુંછડીને દબાવી રાખી હતી. સાપ પણ યંત્રણાથી ફુંફાડા માર્યા કરતો હતો; પરંતુ તેના ગળામાં ફાંસો હોવાથી તે માથું ઉચું કરી શકતો નહોતો.

મારાથી ચાર પાંચ ફીટને અંતરે જમીનની અંદર એક ખુંટો ખોડવામાં આવ્યો. તેની સાથે જે ચિમટામાં સાપની પુંછડી દબાવી રાખી હતી તેને મજબુત બાંધી લેવામાં આવ્યો. ત્યાર પછી સાપના ગળાનો ફાંસો કહાડી નાખવામાં આવ્યો અને પાંચ-સાત પગલાં પાછળ હઠી જઇ તેઓ સાપની રમત જોવા લાગ્યા.

સાપના ગળાનું બંધન ખુલી જતાં જ તે છુટવાનો પ્રયત્ન કરવા લાગ્યો પણ પુંછડી ચિમટામાં અટકાવેલી હોવાથી નિરૂપાય બની ફેણ પછાડવા લાગ્યો. એક વખત તે ખુંટાની આસપાસ વિંટળાઇ ગયો અને પછી સ્થિર દૃષ્ટિથી મારી સામે જોવા લાગ્યો.

હું પણ ભયભિત દૃષ્ટિએ તેની તરફ જોઇ રહ્યો હતો. હાલ ચાલવાનું મારામાં સામર્થ્ય નહોતું અને ચાર હાથ પર જ એક વિષધર સર્પ મારા સામે જોઇ ફુંફાડા મારી રહ્યો હતો. મેં વિચાર્યું કે, બંદુકની ગોળી કિંવા છુરીના આઘાતથી મને મારી નાખ્યો હોત તો આના કરતાં સેંકડોગણું મૃત્યુ વધારે સારું ગણાત. મારા લલાટ પરથી પસિનાનાં બિંદુઓ ટપકવા લાગ્યાં. એટલામાં એક દસ્યુએ સાપને લાકડી મારી એટલે સાપે ફેણ ઉંચી કરી મારા તરફ ફુંફાડો મારી મને કરડવા પોતાનું મ્હોં પહોળું કર્યું. મેં મારાં ચક્ષુઓ બંધ કરી લીધાં અને હું બોલી ઉઠયો:– " ઓ ખુદા ! આવું ભયંકર મૃત્યુ દુશ્મનને પણ આપીશ નહિ."

અપૂર્ણ.

# મારાં મીસીસનો વ્યંગ વિનોદ

લખનાર—રા મરતરામ

મને કુતરાનો ઘણોજ શોખ હોવાથી મે બસો રૂપીયા ખરચીને એક ફ્રસ્ટ કલાસ કુતરો રાખ્યો હતો પણ મારા મીસીસને એથી ઠીક લાગતુ ન હોતુ કારણ કે તેવણ ધરમના પૂછડા હોવાથી તેમને કુતરાની આભડછેટ લાગતી હતી હુ મારા બોબી કુતરાને પથારીમા-ખુરસીમા અને ખોળામા બેસાડુ ત્યા તો મારા મીસીસનો ટ્રેમ્પ્રેચર લીપટનની ઉકળતી ચાહ જેવો કડક થઇ જતો હતો. પણ હુ એવો નફ્ટ હતો કે મારા મીસીસ ગમે તેટલા કડક બને અને મારા કુતરાને બહાર હાકી કાઢે છતા મારા બોબીને સાથે લઇ જમવા બેસતો હતો

આથી મારા મીસીસ મારી સાથે રીસાઇ પડતા-છેડાઇ જતા અને કુતરાની ખાતર ધર્મ યુધ્ધ ચાલતુ લોક તમાસો જોવા ભેગુ થતુ, પણ મને અને મારા મીસીસને તેની પરવાહ ન હોતી

હુ એક દીવસ બપોરે બહાર ગયો હતો તે દીવસે મારા બોબી કુતરાને ઘેર મુકી ગયો હતો તેનો લાભ લઈ મારા મીસીસે કુતરો કોઇને આપી દેવાનો નીશ્ચય કર્યો—કોઇ કુતરાનો શોખીન આવે તો તેને આપી દઉ જેથી ઘરમાથી આભડછેટ ટળે અને મારો ધર્મ સચવાય-પવિત્રતા જળવાય એવો શુધ્ધ સકલ્પ કર્યો

મારા મીસીસના સદ્‌ભાગ્યે અને મારા કમનશીબે મારા ઘર આગળથી એક ગોરો આદમી (યુરોપીયન) જતો હતો તેની નજરે મારો બોબી પડયો તે યુરોપીયન કુતરાને જોઈ ખુશ થયો, મારા બોબી ઉપર મોહી પડયો અને તેની લઇ જવાની દાનત બગડી

મારા મીસીસને તો એટલુ જોઇતુ હતુ ગમે તે રીતે ઘર માથી કુતરો દુર થાય તો તેમની પવિત્રતા જળવાય એવી તેમની નેમ હતી યુરોપીયને મારા મીસીસ સાથે ભાગી તુટી હિંદી ભાષામાં વાત ચલાવી મારા મીસીસે શરમાઇ ઘુમટો તાણ્યો પણ પેલા ગોરા સાહેબે તેની પરવા કર્યા વિના ખીસામાથી પદર રૂપીયા કાઢી મારા મીસીસને બતાવી કહ્યુ કે, "એ તુમારા કુતરા હમકુ દે દો-હમ ઉસકો પદરા રૂપીયા દામ દેતા હય તુમારા કુત્તા હમકુ બહુત અચ્છા લગતા હય વેરી ફાઈન ડોગ !"

મારા મીસીસ ભાગીતુટી ભાષા સમજી શકે ખરા પણ બોલી શકયા નહી તો પણ માથુ હલાવી બોલ્યા કે, "ખુશીથી લઈ જાઓ, ટોપીવાળા સાહેબ-ન લો રૂપીયા અને લઇ જાઓ આ કુતરો"

યુરોપીયને ટોપી ઉતારી મારા મીસીસને સલામ કરી તેનો આભાર માની રૂપીયા પદર આપી મારા બોબીને ઉપાડી ચાલતો થયો

*　*　*

હુ સાજના ઘેર આવ્યો રોજ ઘરમા પેસતા જ હુ મારા કુતરાને બોલાવતો કુતરો મારી પાસે આવી વ્હાલ કરતો આજે તેમ ના જોયુ એટલે મને વ્હેમ પડયો ! કુતરો ગયો કયાં ? કુતરો ન જોવાથી હુ ઉદાસ થયો

મારા ધરમ પત્નિ મીસીસ હાથમા દુરબીન લઈ મોટા મદીરે દર્શન કરવા ગયા હતા, એટલે મારે પૂછવુ પણ કોને ?

અડધો કલાક આડોસ પાડોસમા તપાસ કરી પણ મારો કુતરો જડયો નહીં ત્યારે હુ કપાળે પર હાથ દઇ બેઠો ત્યા મારા મીસીસની પધરામણી થઇ તુરત મે કુતરા માટે પૂછયુ

મારા મીસીસની એક સુદર આદત એ હતી કે, ગમે તે બાબતનો સીધો જવાબ દેવાને સોગન ખાધા હતા એવો ઉંધો જવાબ આપવો કે જેથી સામો માણસ વટોળાયે ચઢે-તેનો ફારસ થાય અને મીસીસને જોવાની મજા પડે તેમણે મહાભારતની કથાના નારદ મુનીના સ્વભાવનુ અનુકરણ કર્યુ હતુ. વ્યગ વિનોદ કરવાની જરા ટેવ પડી હતી

મીસીસે મને જણાવ્યુ કે, "અરેરે ! તમારો કુતરો આજે ગુમ થયા છે, એક યુરોપીયન લઇ ગયો છે, તમે કહો છો ને કે યુરોપીયન લોકો બહુ સભ્ય હોય છે અને ઇન્ડીયન લોકો જ ના લાયક હોય છે પણ જુઓ તો ખરા, તમારો પશ્ચિમનો પીત્રાઇ તમારા કુતરાને લેઇ ગયો

હાય ! હાય ! ઘણુ ખોટુ થયુ સ્વામીનાથ ? મોટા ખેદની વાત થઇ ? હવે શુ કરશુ ?"

આ બયાન સાભળી હુ રાતો પીળો થઈ ગયો અને એ બદમાસને ગમે ત્યાથી પકડી પોલીસમા હાથને હાથ સોપી દેવાને તૈયાર થઈ ગયો મે મારા માનવતા મીસીસને પૂછયુ કે "એ બદમાસ કેવો હતો ? તેનું વર્ણન કરી બતાવો"

મીસીસે મને સામો સવાલ કર્યો કે "તે જાણીને તમે શુ કરશો ? ભીમે દુર્યોધનને માર્યો તેમ તમે કુતરાના ચોરને મારશો તો નવુ મહાભારત રચાશે અને જુના અસલી મહાભારતનો કોઇ ભાવ પૂછશે નહી માટે જવા દો એ વાત" આટલો ખુલાસો કરી જરા મીસીસે છણકો કર્યો

"અરે કમનશીબ !" મે કપાળ ઉપર હાથ મુકી નીશ્વાસ મૂકયો મારા પ્રેમના છોકરા જેવા કુતરાનુ હરણ થતુ તેની અસર મહાભારતની પડીકા મારા મીસીસને કાઇજ નથી !

ફરીથી મેં મીસીસને પૂછ્યું કે, "મને તુરત તે બદમાસ કેવો હતો તેનો ખ્યાલ આપો? એટલે હાલજ પોલીસમાં ચોરીની ખબર નોંધાવી દઉં–છાપામાં ઇનામ સાથેની જાહેરાત છપાવી નાંખું. અને બે પહાણુને લઇ બદમાસની તપાસ કરવા નીકળી પડું."

"તમે તો મહાત્મા ગાંધીજી જેવો સત્યાગ્રહ માંડ્યો લાગે છે. હવે મારે વર્ણન કરવું પડશે. નહિ તો કદાચને તમે અસહકાર કરી બેસો તો મારે તમારાથી એક પગલું આગળ ભરી તમારાજ કાયદાનો સવિનય ભંગ કરવો પડે–તો બીજું રામાયણ રચાય. માટે જુઓ સાંભળો." મારાં મીસીસે પ્રસ્તાવના કરી આગળ બયાન ચાલુ કર્યું.

"એક આવ્યો હતો ગોરો મવાલી લાલ–તેના ભૂરા હતા વાળ–માથામાં હતી ગોળ ટાલ–બુટની ઘસાઇ ગયેલી હતી નાળ–મોઢું હતું હીંગળોક જેવું લાલ–હોઠ ઉપર ના હતો એક પણ મુછનો વાળ–હતો મારા જેવો જાડો–તમારા જેવો ઠીંગણો–મારા જેવો ભગત અને તમારા જેવો બદમાસ–તંબુરાના ગલેફ જેવો ચોરણો–ટુંકડું બદન અને રાખસી જોડા પહેરેલા હતા. બોડકું માથું હતું. હાથમાં જાડી લાલ બીડી હતી. પણ તમે તો સફેદ પીઓ છો તેવી નહી. એ જ્યારે હતો આવ્યો, ત્યારે મેં ભક્તીનો રંગ હતો જમાવ્યો. લાગ જોઇ કુતરાને લઇ ગયો મવાલી–પણ હું નહિ બોલી કે ચાલી- કારણ કે મારી ભક્તિમાં વીઘન પડે, અને કદાચ ગોરો માણસ કાળી ગોળી છોડે, તેનો મને ડર લાગ્યો. માટે હું ગુપચુપ રહી અને કુતરાને ચોરાઇ જવા દીધો. ઇતિ ઇતિહાસ સંપૂર્ણ.

* * *

મારાં મીસીસની હીસ્ટરી સાંભળી મને હીસ્ટીરીયા આવવાનો ભય પેદા થયો પણ હનુમાન જેવી ફલંગ મારી–કછોટો માર્યો. હાથમાં જાફરાબાદી દંડો લઇ હું બહાર નીકળી પડ્યો.

પણ તે અગાઉ સ્થાનીક તમામ રાત દીવસનાં સાંજ સવારનાં છાપાંઓમાં જાહેર ખબરો આપી બસો રૂપીયાની કીંમતના કુતરાને મેળવી આપનારને પચાસનું ઇનામ જાહેર કર્યું હતું.

હાથમાં દંડો લઇ હું તો બહાર નીકળી પડ્યો. મને એવો જુસ્સો આવી ગયો હતો કે, અને એવી ઘેલછા લાગી હતી કે, હું શું કરું છું તેની મનેજ ગમ ને હોતી.

તે વખતનો મારો વેષ પણ વિચિત્ર હતો. ટુંકી પોતડીનો કછોટો મારેલો હતો. ફાટેલું પહેરણ પહેરેલું હતું. અને ઉઘાડા માથે બગલમાં ડંડો લઇ પૂર જોસમાં "પકડો પકડો" પેલો ચોર ન્હાસે છે તેને "પકડો પકડો એમ બૂમો મારતો મારતો દોડતો જતો હતો પણ કઇ દીશામાં હું દોડું છું તેનું મને ભાન હતું નહિ—

પકડો પકડોની મારી બૂમ સાંભળતાં બે ચાર મવાલીઓ મારી પૂઠે દોડ્યા અને મશ્કરીની ખાતર 'પકડો પકડો' એ ચોર ભાગી જાય છે પકડો–પકડો" એમ બુમો મારવા લાગ્યા.

હું તો કુતરાની શોધમાં દોડતો દોડતો ખૂબ આગળ નીકળી ગયો. જરા પાછળ ફરી જોયું તો મારી પાછળ બે પોલીસ અને લોકોનું ટોળું દોડતું આવતું હતું. મને હીમત આવી કે ફીકર નહિ, મારી મદદે પાછળ પોલીસ અને લોકોનું ટોળું આવે છે. એ હીંમતથી હું જેમ પૂર જોસમાં દોડતો જતો હતો તેમ મારી પાછળ પોલીસ અને લોકોનું ટોળું પણ પૂર જોસમાં મારી પાછળ દોડતું આવતું હતું.

ચોપાટી ઉપર બેન્ડસ્ટેન્ડના કોફી હાઉસમાંથી નીકળી એક યુરોપીયન ફુટપાથ ઉપર જતો હતો તેની સાથે–મોટરો અથડાઇ પડે તેમ હું અથડાઇ પડ્યો. હમે બન્નેએ જમીનને નમસ્કાર કર્યો ત્યાં તો તેની સાથે એક કુતરો હતો તે ભૂંકવા મંડી પડ્યો. મને જોતાં જ પેલો કુતરો ગેલ કરવા લાગી ગયો.

બસ ચોર પકડાયો. આજ બદમાસ મારા કુતરાને ઉઠાવી જનાર! આજ સફેદ ઠગ મારી મીલકતને તફડાવનાર!

મેં તેને ન્હસતો જોઇ બાથમાં દાબી દીધો.

* * *

ત્યાં તો પોલીસ અને લોકોનો ટોળું જે મારી પાછળ પડેલું હતું તે આવી પહોંચ્યું અને મને પકડી લીધો.

મેં કહ્યું, "નહિ નહિ. આ બદમાસને પકડો એજ મારા કુતરાનો ચોર છે." પણ પોલીસે તો મારા હાથમાં પટો નાંખ્યો અને મને સીધો બોચીમાંથીજ પકડ્યો.

પોલીસે અને લોકોએ તો એમજ માની લીધું હતું કે હુંજ ચોર છું અને ચોરી કરીને ન્હાસી જાઉં છું–પકડો પકડોની બુમો પડતાં મને પકડવા તેઓ મારી પાછળ પડ્યા હતા અને બેન્ડસ્ટેન્ડ આગળ આવતાં મને યુરોપીયને પકડી બાથમાં દાબી દીધો છે. એટલે આ મવાલી જ છે અને ચોરી કરી ન્હાસે છે તેમ તેમની ખાત્રી થઇ હતી.

આવો ગેરસમજનો ગોટાળો થવાથી બધાએ મનેજ ચોર ઠરાવી દીધો. અને મારા ઘરની જડતી લેવા સારૂ મને મારા ઘેર લઇ ગયા. પેલા યુરોપીયનને પણ પોલીસે સાથે લીધો હતો. કારણ કે મારૂં કહેવું એ હતું કે એ મારા કુતરાનો ચોર છે. ત્યારે તેનું એમ કહેવું હતું કે હું ગામનો ભેદી ચોર છું.

સરઘસ મારે ઘેર આવ્યું રાતના અગીયાર વાગ્યા હતા. મારાં મીસીસ જમી પરવારી ઠાકોરજીની સેન આરતી ગાતાં હતાં. ત્યાં આ બધો દેખાવ જોઇ મીસીસ તો આભાં બની ગયાં. આ પોલીસ કેવો? આ લોકો કેવા? મારા ભરથારને પોલીસ રક્ષકનું મહાન માન કેવું? કુતરાને ખરીદનાર સાહેબ ક્યાંથી? અને મારા કંથનો કુતરો ક્યાંથી! આ બધું સરઘસ અહીં ક્યાંથી! મારાં મીસીસે તો ગુસ્સામાં આવી ઘરનો દરવાજો બંધ કરી દીધો.

પોલીસે મીસીસને સમજાવી દરવાજો ઉઘડાવ્યો. ઘરની ઝડતી લેવા માંડી. પણ એ શું ચોર્યું છે, કોની ચોરી કરી છે, તેના નિર્ણય વીના પોલીસ તો એક બાજુથી મારો ઘરનો સરસામાન ફેંદવા લાગી.

પોલીસની નજરે મારા મીસીસના ઠાકોરજી લાલજી મહારાજના કબાટ ઉપરે પડી ને તે ઉઘાડવા જતાં હતાં ત્યાં મારાં મીસીસ ભડકી ઉઠયાં કે "એ સપાઇ ઉભો રહે આ કબાટમાં મારા લાલજી છે. અત્યારે પોઢી ગયા છે. સ્નાન કર્યાં વીના અડકાય નહી માટે જે કંઈ બીજું જોવું હોય તે જોઇને ચાલ્યા જાઓ. પણ મારા લાલજીને અડક્યો છે તો મારી વડ સાસુનું પુરાણું સાબેલું અને તારું માથું એનો મેળાપ કરી આપીશ.

આથી પોલીસને જબરો વ્હેમ પડ્યો. ચોરની ધણીયાણી પણ ચોરીનો માલ રાખવામાં સામેલ છે. ચોરીનો મુદ્દો માલ આ કબાટમાં જ સંતાડયો છે. અને આ બાઇ તે છુપાવવા સારૂ બ્હાનું કરે છે. માટે જરૂર એ કબાટની જડતી લેવી જોઇએ જ એવો પોલીસે ઠરાવ કીધો.

પોલીસે તો કબાટ ઉપર દરોડો પાડયો. મારાં મીસીસની ધર્મ લાગણી દુભાઈ. ધર્માભિમાન ઉછળી આવ્યું. તુરત જ અગાઉથી કહેલી સૂચના મુજબ વડ સાસુનું સાંબેલું હાથમાં લીધું અને એક પોલીસના વાંસામાં ઠોકયું !

મારા ઘરમાં જ મીસીસ અને પોલીસનું યુધ્ધ જામ્યું એક પોલીસ સારજન્ટને બોલાવવા દોડયો, બીજો સાબેલાનો પરસાદ ચાખી ત્યાંથી છુ થઈ ગયો મીસીસનો રીન મહાકાળી જેવો જોઇ લોકો પણ છુ થઇ ગયા, અને મીસીસે લાલજી મહારાજના પ્રતાપે પોલીસને અને લોકોને હાંકી કાઢયા.

પા કલાક પછી અમે બન્ને શાંત પડયા ! આ શો ગોટાળો થયો, મને પોલીસ પકડી શા માટે ઘેર લાવ્યા, તેનેજ કુતરાવાળો ગોરો સાહેબ કેવી રીતે અથડાઇ ગયો તેનો ઇતિહાસ-મારી વીર કથા-મારાં મીસીસને કહી સંભળાવી. મારાં મીસીસ પાન ચાવતાં ચાવતાં સાંભળતાં હતાં એમને મહાભારતની કથામાં જેવો રસ પડે તેવો રસ મારી કથામાં પડયો હતો.

છેવટે મારી કથાનો ઉપસંહાર અધુરો રહી ગયો. તેની ગુંચવણમાં હું જરા પડયો

પણ તે ઉપસંહાર મારી મીસીસે કરી નાખ્યો. મારી મીસીસે કુતરાને વેચી નાંખ્યાની સઘળી કથા-એવા રંગરાગથી કહી સંભળાવી કે તેની આગળ ભાટ ચારણ પણ પાણી ભરે.

છેવટે મનેજ મારી મીસીસે ઠપકો આપ્યો કે તમે કેવા ઉતાવળા ? જરા મને પૂછીને તો કુતરાની શોધ કરવાં જવું હતું ! હું તો જાણું કે જરા ટચકો મૂકી નારદ વિદ્યા ચલાવીએ—જરા વ્યંગ વિનોદ કરીએ તો કાંઇક રમુજ પડે તે માટે મેં કુતરો વેચાઇ ગયો તેને બદલે ખોવાઇ ગયો એમ કહ્યું અને જરા વ્યંગ વિનોદ કર્યો તેમાં તો તમે રામનું રામાયણ-રાઇનો પર્વત-અને કાગનો વાઘ કરી નાખ્યો, ભ ! ! આદમી આ તો મેં જરા વ્યંગ વિનોદ કર્યો હતો, તમે મારો વ્યંગ વિનોદ પણ ના સમજી શકયા ? ઠીક હવે કુતરો ઘરમાં લાવતા નહી જો લાવશો તો આવો વ્યંગ વિનોદ કરવો પડશે.

અરે તને અને તારા વ્યંગ વિનોદને તે શું કહેવું ? વાહરે મારા વ્યંગ વિનોદ ધન્ય છે તમને ? મને તમારા વ્યંગનો ઠીક સ્વાદ ચખાડયો !

વાહરે મારા મીસીસનો વ્યંગ વિનોદ !

સંપૂર્ણ.

## મોજ--મજાહ ઇનામમાળા નં. ૪

## રૂપિયા પચ્ચીસનાં સોળ ઇનામો

નીચે જણાવેલી કુંપનમાં અત્યાર સુધીમાં પ્રખ્યાત પામેલા સારામાં સારા.

## પાંચ દેશી સીનેમાના એકટરનાં નામ

લખી મોકલનારાઓમાં રૂા. પચીસનાં સોળ ઇનામો વહેંચી આપવામાં આવશે..

**ઇનામની વિગત**-રૂ. ૫-૩-૨ નાં એક એક મળી કુલે ત્રણ, દોઢ રૂપિયાનાં આઠ, બાર આનાનાં બે, અને આઠ આનાન ત્રણ મળી કુલ્લે સોળ ઇનામો આપવામા આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતા તેટલી કીંમતના અમારી પાસેના પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

આ ઇનામનું પરિણામ તા. ૨૮-૨-૨૬ ના અંકમાં આપવામાં આવશે

કુપન તા. ૨૪-૨-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૨૧-૨-૨૬

પાંચ સીનેમાના સારામાં સારા એકટરનાં નામ

૧ ૨ ૩

૪ ૫

લી ____________________

ઠે. ____________________

____________________ માં.

# આજ—કાલનાં નાટકો

## સિરાજ-ઉદ્-દૌલા

( અવલોકન )

રા રમણીક અ. મહેતા.

( ૩ )

ગઇ વખત આપણે પાત્રાલેખન સંબંધી થોડી ચર્ચા કરી ગયા છીએ. પાત્રાલેખનમાં અને નાયક અને નાયિકાના ચરિત્ર વિકાસ પરત્વે નાટ્યકારને ખાસ લક્ષ્ય આપવું પડે છે. જે પાત્રમાં જે ભાવ આરોપણ કર્યાં હોય તેને અંત સુધી જાળવવા પડે છે. નાટક એ કંઇ બાજીગરની થેલી નથી કે હેતુ વગર માણસનું ચરિત્ર એક ક્ષણમાં પલટાઇ જાય. ઉદાહરણ તરીકે આપણે શાયલૉકનું પાત્ર લઇએ. મહાકવિ શેક્સપીયરે તેના ચરિત્રનો વિકાસ એવી રીતે કર્યો છે, કે માણસના મન પર તેની સચોટ અસર થાય છે. મખ્ખીચુસ કંજુસના ઉદાહરણ રૂપે એ પાત્રનું નામ દેવાય છે. એજ પ્રમાણે 'હેમ્લેટ'નું નાટક લ્યો. હેમ્લેટના ચરિત્રનો વિકાસ સર્વ નાટકોમાં શ્રેષ્ટ મનાય છે. આ સિવાય 'ઓથેલો'માંનું 'ઇઆગો'નું પાત્ર કેવું સ્વાભાવીક છે, છતા કેવી અનુપમ કળાથી એ સમર્થ કવિએ તેનું ચરિત્રવિન્યાસ કર્યું છે કે દુનિયાના સમર્થ વિદ્વાનો પણ તેના ચરિત્રને માટે મુંઝવાયા છે. પાત્રાલેખનમાં પાત્રનો જે સ્વભાવ આંક્યો હોય તે અમુક કારણ વગર પલટાતો નથી, એ પ્રકૃતિ નિયમ છે. આપણામાં એક સાધારણ કહેવત છે કે "પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય." આ કહેવત યથાર્થ છે. માણસના સ્વભાવમા એકાએક પરિવર્તન થવું સાહજીક નથી. છતાં જનસ્વભાવથી અણવાકેફગાર લેખકો પોતાના હેતુને સિધ્ધ કરાવવા માટે અમુક પાત્રનો સ્વભાવ સહેજમાં ફેરવી નાંખે છે. પાત્રાલેખનમાં જન-સ્વભાવના સૂક્ષ્મ અભ્યાસની જરૂર છે. શેક્સપીયરની મહત્તા તેના પાત્રોનાં ચરિત્રાંકનમાં જ છે મી બર્નાડ શો લખે છે કેઃ—

The wonderful power of concerving complex chiracters is as the bottom of another distinguishing peculárity of our great poet (*Shakespeare*).

આ ચરિત્રનો વિકાસ નાટકના બનાવોમાં ક્રમવિકાસને પામવો જોઇએ. પાત્રો સારાં નરસાં એવી રીતે યોજવાં જોઇએ કે નાટકની મુખ્ય ક્રિયા action બળવતર અને એટલુંજ નહિ પણ નાટકમાં ક્રિયાની એ ગતિ કે વલણને વધારે સ્ફોટ કરનાર થઇ પડે આ સંબંધે એક અમેરીકન લેખક કહે છે કેઃ—

'You can not have your personages change their characters as they do their coats."

અર્થાત્ કે તમારા પાત્રો જેમ તેમનો વેષ ( ડગલો ) બદલે તેમ તેમના સ્વભાવ પણ બદલી શકે એમ ન થવું જોઇએ.

પાત્રાલેખન વસ્તુની સાથે ગુથાયલું, તેની ક્રિયા સાથે સબંધવાળુ, ક્રિયાને સ્ફોટ કરનાર હોવું જોઇએ. આથી કરીને નાટકમા જેને 'Motif' આશય કહે છે તેનાથી ભિન્ન ન હોવું જોઇએ અને નાટકની પરિભાષામા જેને "Struggle" કહે છે તેને ખિલાવનારૂં હોવુ જોઇએ.

બીજી અગત્યની બીના લક્ષમાં રાખવાની એ છે કે તેમાં Local colour હોવો જોઇએ. આનો અર્થ એ છે કે પાત્રો તેના સમય અને સ્થિતિને અનુકૂળ હોવાં જોઇએ., આ બીના સમજવા માટે આપણે આપણા નાટકોના પ્રકાર જાણવાની જરૂર છે. આપણે ત્યાં સામાન્ય રીતે થતાં નાટકોનું વર્ગીકરણ પૌરાણિક, ઐતિહાસિક, અને સામાજીક હોય છે. અને તે બે સામાન્ય ભેદમાં સમાય છે.

નાટક—(રૂપક)



આ સામાન્ય ભેદો છે. આપણે ત્યાંના અઢાર ભેદોને અમે ચર્ચવા માગતા નથી કે પાશ્ચાત્ય નાટ્યશાસ્ત્રમાં, ડ્રામા, મેલોડ્રામા, કૉમિક, સીરીઓકૉમિક, પેન્ટોમાઇમ વગેરે ચર્ચવા માગતા નથી; પરંતુ 'સિરાજ' ઐતિહાસિક નાટક હોવાથી તેનાં પાત્રો તે સમયને અનુરૂપ હોવાં જોઇએ. અમે ઉપર Local colour કહ્યું તેનો અર્થ એ છે કે પાત્રો 'સમય અને સ્થળ પરત્વે સમયનાં રંગમાં રંગાયલાં હોવાં જોઇએ, અને તે સમયની સ્થિતિને અનુકુળ હોવાં જોઇએ. ચંદ્રના દરબારમાં કોઇ પાટલુન અને નેકટાઇ બાંધીને આવે એ કેવળ હાસ્યોત્પાદક છે, એટલુંજ નહિ પણ સમયથી વિપરીત છે. ઇતિહાસના પાત્રો લેવામાં ઇતિહાસની ઘટનાને નાટ્યકાર પોતાના હેતુની સફળતાને માટે વિપરીત રીતે આંકી શકે નહિ. જો પુરાણનો વિષય હોય અને દુર્વાસાનું ચરિત્ર આંકવું હોય તો જેમ દુર્વાસાને ક્ષમાની મૂર્તિ ચિતરી શકાય નહિ, તેમ ઇતિહાસની સત્ય બિનાને પણ ઠોકરે મારી પોતાની ઇચ્છાનુસાર સારી નરસી આલેખી શકાય નહિ. ઐતિહાસિક નાટકોની રચના કરવામાં અમુક બંધનોનો સ્વીકાર કરવો પડે છેઃ—કહોની કે તે અયાજ્ય છે. રાણો પ્રતાપ શૌર્યની-વીરતાની મૂર્તિ છે તો તેને કાયર અને ડરપોક ચીતરવો; કે મહારાણાના સમયમાં તોપ બંદુક ન હતી છતાં તેનો ઉપયોગ બતાવવો; જે સમયે અંગ્રેજી ડ્રેસ કોઇ પહેરતું ન હતું તે વખતે અંગ્રેજી ડ્રેસમાં પાત્રોને સજ્જ કરવાં વગેરે છૂટ ઐતિહાસિક નાટકોમાં લઇ શકાતી નથી. ઐતિહાસિક નાટકોમા સમયનું વાતાવરણ એવી સુંદર રીતે ઉપસ્થિત કરવું પડે છે કે પ્રેક્ષક સમયના પ્રવાહમાં આપોઆપ તણાતો જાય અને સમયના રિતરિવાજોમાં કાળ વ્યતિક્રમનો દોષ ન આવે. આજ હેતુને લઇને જર્મન નાટ્યસમાલોચક Ulrici કહે છે કેઃ—

"In the drama, for the very reason that it is as much hi-tory as poetry, every figure must appear in the light of a general poetic historical view of life."

"અર્થાત કે નાટકમા, કાવ્ય તથા ઐતિહાસિક ઘટનાના અંશો છે, તેને અંગે તેના પાત્રો કવિત્વ અને ઇતિહાસના રંગમા રંગાયેલા હોવા જોઇએ."

'સિરાજ'ના નાટકમા નાટ્યકળાની દૃષ્ટિએ ગંભીર ભૂલો છે એટલુંજ નહિ પણ ઇતિહાસની બિનાને પણ અક્ષમ્ય સ્વરૂપમાં રજૂ કરવામાં આવી છે. આ ઉપરાંત કાળવ્યતિક્રમની ભૂલોનો સુમાર નથી જે સમયનુ નાટક છે તે સમયના રીત રિવાજો, તે સમયના બનાવો, ને પાત્રો સંબંધી જ્ઞાનની ખામી છે, તદુપરાંત આપણો ઇતિહાસ તે ઘટના સંબંધી શો પુરાવો રજૂ કરે છે તે જાણવાનો પણ લેખકે શ્રમ લીધો નથી પરિણામ એ આવ્યું છે કે એક ઇતિહાસને નહિ જાણનાર લેખકને હાથે ઇતિહાસના પાત્રો કલંકિત દેખાયાં છે. સ્વાર્થવશ આપણા ઇતિહાસને કાળા સ્વરૂપમાં રજૂ કરનાર કેટલાક અંગ્રેજ લેખકોની માફક નાટ્યકર્તાએ પોતાના દેશબંધુઓને કાળા સ્વરૂપમાં ચિતર્યાં છે. લેખકમાં બુધ્ધિમતા ન હોય તો પણ તેણે જે વિષયને હસ્તસ્પર્શ કર્યો છે, તે વિષયને લગતું ઉપલબ્ધ સાહિત્ય જોઇ જવાનો શ્રમ લેવાની શક્તિ તો અવશ્ય હોવી જોઇએ. એવી શક્તિના અભાવે અને બુધ્ધિમતા વગર લેખિની ઉઠાવવી એ લેખિનીને કલુષિત કરવા સમાન છે, એટલુંજ નહિ પણ સાહિત્યસેવા કે લોકસેવા કરવાને બદલે લોકદ્રોહ કરવા બરાબર છે, કારણ કે લોકોના મન પર ઐતિહાસિક ઘટના તેના સત્ય સ્વરૂપમાં રજુ કરવાને બદલે ખોટા સ્વરૂપમાં રજુ થવાથી લોકોના મનમાં ખોટી ભાવના પ્રવેશ થાય છે; અને ખોટા ખ્યાલ ઉત્પન્ન થાય છે. આપણા ઇતિહાસ તરફ, ઇતિહાસની કેટલીક વ્યક્તિ તરફ કુસંસ્કાર જાગૃત થાય છે. એમ થવા દેવું એ મહાપાતક છે.

ઉપર આપણે નાટ્યકળા અને નાટક પરત્વે કેટલાક નિયમો અવલોકયા તે સિવાય 'સંગીત' અને અભિનય એ બે આવશ્યક અંગોનો ઉલ્લેખ થવો જોઇએ. સંગીત કેવા પ્રકારનું હોવું જોઇએ. પ્રસંગ-હર્ષ, શોક, કે ઉદ્વેગનો હોય તેના ભાવને અનુકુળ હોવું જોઇએ, એ વાત સર્વમાન્ય છે. અભિનય પરત્વે પણ તેમ છે, તે પણ પાત્રના પ્રસંગ અને સમયને સાનુકૂળ હોવા જોઇએ. અભિનય પણ કેટલાક બે પ્રકારના માને છે. જેને આપણે સીનસીનરી Stage craft કહીએ છીએ તેને કોઇ દૃશ્યાભિનય કહે છે જ્યારે હાવ ભાવથી થતી ભાવ વ્યંજનાને કાર્યાભિનય કહે છે. હર્ષ, વિષાદ, ભય, સાહસ, શૌર્ય આદિ ભાવ, જે પાત્રોમાં જે પ્રસંગે આવતા હોય તે, અંગવિક્ષેપ,-શરીરનું હલન ચલન-મુદ્રા પરિવર્તન-ચહેરા પરના ફેરફાર,-દૃષ્ટિ, ભ્રકુટી, અને હસ્ત પાદાદિની ગતિથી-રસોત્પાદક ક્રિયાથી દર્શાવાય છે. આપણે ત્યાં, ભ્રુના, દૃષ્ટિના, અનેક પ્રકાર કહ્યા છે *

માનવ હૃદયના ગંભીરતમ અને નિગુઢતમ ભાવો, વાચાથી અતિત છે. ઉચ્ચ શ્રેણીના નાટકોમાં આવી ભાવનાના પ્રસંગો હોય છે અને તે દર્શાવવામાંજ અભિનેતાની ખરી ખુબી છે. આ પ્રસંગો આપણા ઉચ્ચતમ કોટીનાં નાટકોમાં, શેકસ્પીયરની કેટલીક કૃતિઓમાં છે.

અભિનય પરત્વે આટલું વિવેચન થયા પછી આપણે નાટકના મુખ્ય તત્ત્વો પર વિહંગમ દૃષ્ટિ નાંખી, આ નિયમોથી 'સિરાજ'ની કૃતિને આપણે અવલોકીશું પણ તે કૃતિને અવલોકવા પૂર્વે સિરાજના સમય અને અન્ય પાત્રોપર દૃષ્ટિપાત કરીશું. કારણ કે ઇતિહાસ જાણ્યા સિવાય ઇતિહાસના બનાવો સાથે નાટ્યકૃતિને કેટલી વિપરીતતા કે સામ્ય છે તે સમજી શકાય.

---

*જૂઓ. 'નૃત્યકળા' મોજ-મજાહનો દિવાળીનો અંક.

# લેડીઝ સ્તોત્રમ્

લખનાર— શાસ્ત્રી રેવાશંકર મેઘજી

**આમુખ**

દરેક જાતની સ્વતંત્રતા, પીયરમાંજ હમેશાં રહેવું, યાત્રા મેળાના ઓચ્છવોમાં એકલા જવું, પુરૂષોની સાથે ધણી છુટથી વાતોના તડાકા મારવા, હંસી મશ્કરી કરવી-પરદેશમાં એકલાં રહેવું વંઠેલી વ્યભિચારિણી સ્ત્રીઓની સોબત, આજીવીકાનો નાશ સ્વામીની વૃધ્ધતા-એટલે વૃધ્ધ વિવાહ, અદેખાઇ, બહાર જેને તેને ત્યાં એકલાં બેસવા જવું, આવાં અનેક કારણોથી સ્ત્રીઓને ભ્રષ્ટ થવાનું બને છે.

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।
स्वानश्चान्यगृहेवासो नारीणां दूषणानि षट् ॥ १ ॥

દારૂ પીવો, હલકાં માણસોની સંગત, પતીથી જૂદું રહેવું, જ્યાં ત્યાં વગર કારણે ભટકવું, બીજાને ઘરે સુવું, અને રહેવું- આ છ મોટાં સ્ત્રીઓમાં દૂષણ કહ્યાં છે.

સ્ત્રીઓનું સતિત્વ જળવાઇ રહેવાનું કારણ એ છે કે પર પુરૂષ સાથે સંસર્ગ કરવાનું સ્થાન મળતું નથી, અનુકુળ સમય મળતો નથી, બન્ને મળે છે તો ચાહનારો માણસ મળતો નથી. વળી ઘીના ઘડા જેવી-સ્ત્રી છે અને ગરમ અંગારા જેવો પુરૂષ છે. માટે અગ્નિ આગળ ઘીને ઓગળતાં વાર જેમ લાગતી નથી તેમ પુરૂષ અને સ્ત્રીનો એકાન્ત સમીપ વાસ ઘણો ખરાબ છે. અને ઇન્દ્રિયો રૂપી ઘોડાઓ એવા તો ઉતાવળા ચંચલ છે કે વિદ્વાન માણસોને પણ અવળે રસ્તે દોરી જાય છે. જેથી શાસ્ત્રકારો કહે છે કે, માતા-બ્હેન-દીકરી સાથે પણ એકાંતમાં બહુ ન રહેવું. વિશ્વામિત્ર અને પરાશર-ઋષ્યશૃંગ જેવા જંગલમાં રહેનારા અને વાયુ-પાંદડાં ખાનારા પણ એક વખત મેનકા-મત્સ્યગંધા અને વેશ્યાઓના સુંદર મુખારવિંદ જોતાં નયને પડતું મુકી લપટાઇ ગયા હતા. તો પછી ઘી દુધ ખાનારાં મલીદા ખાનદાં સ્ત્રી પુરૂષો, એકાંત મળતાં લપટાઇ ભ્રષ્ટ થાય, તેમાં કાંઇ મોટી વાત નથી. વળી પુરૂષો, કરતાં સ્ત્રીઓમાં આહાર બમણો અને કામ ( વિષય ) આઠ ગણો હોય છે. વળી સ્ત્રીઓ કોઇ દીવસ સ્વતંત્ર થવા પામતી નથી.

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ॥
पुत्रश्च स्थाविरे भावे न स्त्री स्वातंत्र्यमर्हति ॥ २ ॥

અર્થ-બાલ્યાવસ્થામાં પિતાના કબજામાં હોય છે, પરણ્યા પછી યુવાવસ્થામાં પતિના તાબામાં હોય છે, વૃધ્ધાવસ્થામાં પુત્રો તેની રક્ષા કરતા હોવાથી સ્ત્રીઓ સ્વતંત્ર રહી શકતી નથી. યૂરોપ વિગેરે વિલાયતી દેશની સ્ત્રીઓમાં અને આપણી ભારતની પવિત્ર દેવાંગનાતુલ્ય પતિવ્રતા સ્ત્રીઓમાં આસમાન જમીનું જેટલો તફાવત છે. વિલાયતી સ્ત્રીઓ સ્ત્રી સ્વાતંત્રની લડત ચલાવનારી છે, જ્યારે આપણી આર્ય રમણીઓ પતિપ્રાણા પતિવ્રતા અને મનવાણી કર્મથી પતીનેજ પ્રભુતુલ્ય પૂજનારી હોય છે. જેથી તેઓ દેવી તુલ્ય વંદનીય મહાશક્તિ છે,

અફસોસની વાત છે કે, આજકાલ यथा राजा तथा प्रजा કહો અથવા राजा कालस्य कारणं ગમે તે કહો, આજે આપણી તે દેવીતુલ્ય સ્ત્રિઓ, ખરાબ સ્ત્રીઓ કે પુરૂષોના સંસર્ગથી યા બહેકાવવાથી બીભત્સ નાટક-નોવેલોના જોવા વાંચવાથી, સ્ત્રી પુરૂષોના સમાન હકકો માટે લેખો દ્વારા, ભાષણો દ્વારાએ લડત ચલાવી રહી છે. અને બચપણથીજ ધાર્મિક કેળવણીના અભાવે અને ઘર ગતુ રાંધવું વિગેરે વ્યવહારી જ્ઞાનના અભાવે, ધર્મભ્રષ્ટ થઇ ખરાબ રસ્તે ઉતરતી ઘણી જોઇ રહ્યા છીયે. અને જ્યારે ખતા ખાય છે, ત્યારે ભાન આવે છે. જ્યારે કેટલીક પોતાના સંસારને ઝેહર જેવો કરી બેઉ લોક બગાડે છે અને સાચો સ્વર્ગીય લાહવો લઇ શકતી નથી.

આજકાલની આપણી તે આર્ય રમણીઓમાં કેટલેક અંશે વિલાયતના વાયુએ સંચાર કર્યો છે. પર પુરૂષો સાથે એકાંતમાં લાંબો વખત સુધી વાતો કરવી કે જ્યાં તેનો ધણીપણ તેની રજા વગર આવી શકે નહિ. કદાચ આવી ચડયો હોય તો તુરત જેંટલમેન જેવા દેખાતા અહિંદુ પુત્ર એકદમ બોલી ઉઠે કે, "કેવા ગંધાઇ જેવા છો. હિન્દુઓને સ્વરાજ્ય તે કયાંથી મળે" વગેરે, ભાઇઓ, અમો આવા ભાઇઓને હિન્દુ હોવા છતાં હિન્દુઓની નિશાની શિખા-સૂત્ર ન હોવાથી હીંદુ કહેતાંજ અચકાઇએ છીયે. સ્વધર્મ છોડી પરદેશીઓનું અનુકરણ કરવાથી સ્વરાજ મુદ્દલ મળવાનું નથી. ઘણા તો જુવાનોએ સ્ત્રિઓને એટલી બધી છુટ આપી દીધી છે કે, જેથી સ્ત્રિઓ ધણીની રજા વગર ગમે ત્યાં જઇ શકે છે. નાગાં ઉઘાડાં ચિત્રો જેવાં, નોવેલો વાંચવી, મોટી મોટી સભાઓ ભરી ભાષણો કરવાં, સ્ત્રીઓને બહેકાવવાના લેખો લખવા, વકીલ-બેરીસ્ટર-જડ્જ બનવું, વિલાયતી પહેરવેશ પહેરવો તેના જેવી રહેણી કરણી સ્વીકારવી જેવી કે, વાંકા વાંદરીના જેવા દેખાતા વાંકા સેંથા પાડવા, હાર્ડ ઘડીયાળ ચામડાના પટાની બંધુરી, આંખે ચશ્મા અને હાથમાં નાજુક છત્રી, પગમાં ઉચી એડીના બુટ ( પડે તો પગજ ભાગે ) આરપાર અંગો દેખાય, તેવા ઝીણાં કેન્વી વસ્ત્રો પહેરવાં, વિગેરે કારણોથી સ્ત્રિઓમાં સ્વચ્છંદતા, મોજશોખ-ફેશન-દિવસે દિવસે વધી પડયાં છે અને વધતાં જાય છે. પોતાના શિક્ષણનું સાર્થકય પણ તેમાંજ સમજે છે. કેટલાએક આપણા સુધરેલા બંધુઓ પણ સ્ત્રીઓને શરૂઆતમાં બહુ છુટ આપી પાછળથી પોતાને હાથે જ પોતાનો સંસાર બગાડે છે અને સ્ત્રીઓને કરવાનાં કાર્યો પોતાને માથે

કરવા પડે છે ત્યારે જ તેને પોતાની ભૂલો માલુમ પડે છે, અને પાછળથી પસ્તાય છે. જ્યારે તેમની સ્ત્રીઓ પોતાના પ્રતિવ્રતા ધર્મમાંથી ભ્રષ્ટ થઇ, પતી સુખથી વંચીત થઇ, પતિ ભક્તિને તિલાંજલી દીધેલી હોવાથી સ્વર્ગીય સુખ ન મળવાથી આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થઇ- નરકમાં જ પડે છે. આવી સ્વચ્છંદી સ્ત્રીઓ ઘણી વ્યભીચારીણી નિવડી છે. પતિને-માતા-પિતા ભાઇઓ અને દિકરાઓને પણ મારી નાખવા ચુકી નથી માટે તેવો દુઃખ રૂપ સંસાર ન નિવડે તે માટે જ્ઞાનની સાથે ગમન આપવા માટે. તેવી અધોગતીએ પહોંચેલી બ્હેનોને સુધારવા માટે અને અર્ધદગ્ધ એટલે તેવી સ્થિતીની શરૂઆતવાળી અને પવિત્ર જીવન ગુાળનારી બ્હેનોને માટે સદ્ ઉપદેશ રૂપે આ મારો લેડી સ્તોત્ર લખવાનો પ્રયાસ છે. કોઇ વ્યકિતને નિન્દવાના આક્ષેપ રૂપ સમજવું નહીં એટલી નમ્ર વિનંતી છે.

અપૂર્ણ.

---

બાપે ગુસ્સે થઇને છોકરાને કહ્યું—
"તું ઉલ્લુનો પઠો છે."
"જી હા." છોકરાએ કહ્યું.
બાપે કહ્યું-"જાણોછ ઉલ્લુનો પઠો કોને કહે છે?"
છોકરાએ કહ્યું-"ઉલ્લુનો ન્હાના બચ્ચાને!"

(સુચિત)

* * *

લાલા જાલંધરીમલને ત્યાં પુત્રીનો જન્મ થયો. લાલાજી તેનું શાસ્ત્રીય નામ પૂછવા પંડિતજી પાસે ગયા. પંડિતજીએ પુછ્યું-"તમારે કોઈ બીજાં બાળકો પણ છે?"

લાલાજીએ કહ્યું-બે પુત્ર છે,- લાહોરીમલ અને પેશાવરીમલ.

પંડિતજીએ પુત્રોના નામ સાંભળીને જવાબ આપ્યો કે— ત્યારે તો પુત્રીનું નામ રાવલપીંડી રાખો."

(ઉર્દુ ઉપરથી)

* * *

મ્હેતાજી—(એક છોકરાને) અલ્યા નવાસી કેમ થાય?

છોકરો—એકાસી બ્યાસી ત્યાસી ચોરાસી પંચાસી છાસી સત્યાસી અઠયાસી ને એક નવ્યાસી.

* * *

મ્હેતાજીએ કલાસમાં પુછ્યું-"અલ્યા છોકરાઓ જુલમગાર કોને કહેવો?"

એક ચબરાક છોકરાએ ઉભા થઇને કહ્યું-"કોઇને જંપીને બેસવા નહિ દે તેને." "મલીક"

# સીનેમાના સમાચાર

લખનાર—શ. ચિત્રપટ

## નવી ફિલ્મો—

**ભમતો ભૂત**—કોહિનૂર ફિલ્મ કું નું ડીટેકટીવ ચિત્રપટ. લેખક મી દવે, ડાયરેકટર મી. ભવનાની, ફોટોગ્રાફર મી૦ એન દેવારે.

વસ્તુ—યુનીવર્સલની પ્રખ્યાત ફિલ્મ 'ફેન્ટમ ઓફ ધી ઓપેરા,' મોજ-મજાહમા અગાઉ એક વખત આવી ગયેલ 'હાકનાર કયા છે?" એ વાર્તા, તેમજ કંઇક ઇંગ્લીશ સીરીયલોનુ અનુકરણ કરી ઉપજાવી કહાડવામા આવી છે. છુપા ભેદ ભરમોની ફિલ્મ હોવાથી શરૂઆતના બે રીલ કંઇક નબળાં અને ગુચવાડા ભરેલા જાય છે, પરંતુ ત્રીજા રીલથી સ્ટોરી જોર પકડે છે અને આખર સુધી 'ભમતા ભૂતના' ભેદને નીભાવી રાખે છે જ્યારે ભરવાડણનું દુધ જોઇ પ્રેક્ષકોથી સહજ હસી જવાય છે. અને ગુનેહ કબુલ કરાવવાની નવી શોધ 'ટ્રુથ સીરપ "નાં ઇન્જકશનથી પ્રેક્ષકોમાં સ્વાભાવિક રીતે જ એવો સવાલ ઉત્પન્ન થાય છે કે, એક ઇન્જેકશન આપતાં દરેક વ્યકિત સત્ય બોલી શકે છે, તો પછી ભમતા ભૂતને શોધવા ડીટેકટીવે આટલી બધી મહેનત શા માટે લીધી? બેરોનટને ત્યાંના બધાં માણસો પર આ ઇન્જેકશનનો પ્રયોગ અજમાવી જોયો હોત તો સત્ય હકીકત તરત જણાઇ આવત

અભિનય—સર ચરનલાલ-મી૦ નૂરમહમદ-સર્વ શ્રેષ્ઠ શ્યામસુંદર-મી૦ વૈદ્ય-મી૦ વૈદ્યની સારા ખેલાડીમા ગણના થાય છે, પણ લોન ચેનીનું અનુકરણ કરવા જતા ફતેહ મળી નથી ફેન્ટમ ઓફ ધી ઓપેરામાં લોન ચેનીનો ભૂતનો મેકઅપ અદ્વિતીય મનાય છે મુખની વિકૃતિ અને દરેક ભાવો તે બતાવી શકે છે, જ્યારે અહિં તો છ આનાની સેનની ખરીદીમાથી ચલાવી લેવામા આવ્યુ છે! બાકી બીજી બધી રીતે ઠીક

મિસ ગુલેચના—ગૃહસ્થ કુટુંબને છાજે મર્યાદાયુક્ત ઉત્તમ. મિસ જમના-થોડું ક પણ સારૂં. તે સિવાય મી૦ ખલીલ, મી૦ અહેરામશાહ વગેરે દરેક નટ-નટીઓએ પોતાનાં કામને ઠીક ઇન્સાફ આપ્યો છે.

એકંદરે ફોટોગ્રાફીની દષ્ટિએ ફિલ્મ સારી લેવાઇ છે, તે માટે મી૦ ભવનાનીને ધન્યવાદ ઘટે છે



મહારાષ્ટ્રની નવી ફિલ્મ ગાજગૌરીનુ એક દશ્ય

**પન્ના રત્ન**—શ્રી કૃષ્ણ ફિલ્મ કું નું ઐતિહાસિક ચિત્રપટ લેખક મી૦ પેથ, સિનેરીઓ મી. કૃષ્ણકુમાર, ડાયરેકટર મી. મ્હેતા, ફોટોગ્રાફર મી. ચતુરભાઇ પટેલ.

વસ્તુ—રાજપુતાનાના ઇતિહાસમાં પન્નાનું નામ અજરામર છે વસ્તુની ચુંટણી સારી કરવામા આવી છે. બહારગામના સીનો અને તેમાય વળી લશ્કરના સીન માટે ઇગ્લીશમાંથી તફડાવી નહિ કરતા બીનોનુ લશ્કર બનાવવાનો સાહસ ધન્યવાદને પાત્ર છે જો કે, ડાયરેકશનની ખામી સ્થળે સ્થળે જણાઇ આવે છે, પરંતુ પાત્રોની ચુંટણી સારી થયેલી હોવાથી અને દરેક પાત્ર સમજીને કામ કરતુ હોવાથી ખુલ્લી બહાર પડી આવતી નથી તેથી વિશેષ ધ્યાન પન્ના ખેંચે છે કહેવામા આવે છે કે, પન્નાનુ કામ જાણીતી નટી મિસ એમીલીને આપવાનું હતું, પરંતુ કારણ ગમે તે હોય, પણ તે કામ કરવાને તેણે નાખુશી બતાવ્યાથી મિસ ફાતમાને આપવામા આવ્યું છે. અમો, જણાવવાને ખુશ છીએ કે, મિસ ફાતમાએ પોતાના કામને દીપાવ્યું છે, અને ભવિષ્યમા સારી નટી થવાની આશા આપે છે. તે સિવાય મી નદગામ પહેલવાન પણ અજીતસિંહનાં કામને યોગ્ય ઇન્સાફ આપે છે. મી ગંગારામ-વનવીરની ભુમિકા માટે અપવાદ તરીકે છેલ્લો સીન બાદ કરતા ઠીક કામ કરે છે ટાયટલ-ઝાંખા હોવાથી વાંચી શકાતા નથી એટલે પ્રેક્ષકોમા જોઇએ તેટલો ઉત્સાહ પ્રસરાવી શકતા નથી. ફરી પ્રીન્ટ થાય તો સારૂં.

## નવી ખબરો—

**મિસ સુલોચના**—કોહિનુર ફિલ્મ કંપનીના કાયદાના સલાહકારો તરફથી અમને લખી જણાવવામા આવ્યુ છે કે મિસ રૂબીને પોતાને પોતાનુ એ નામ પસંદ જણાતુ નથી માટે તેમનો ઉલ્લેખ કરતા તેમનુ નામ સુલોચના લખવુ. અમે અજાણ્યાની નિરર્થક યાચના કદિ ઉવેખતા નથી.

**કોહિનૂર**—સિનેમા ઉદ્યોગના એક શુભેચ્છક ગૃહસ્થની કલમથી લખાયેલ ચિત્રાવલિ મી. ભવનાની અને મી. દાબકે પાડી રહ્યા છે, મી હોમી માસ્તર શ્રીફ્રેસ મેનેજર તૈયાર કરી રહ્યા છે

**કૃષ્ણ**—'રાજાને ગમે તે રાણી'ના આર્ટ ડાયરેક્ટર નીનો સેટ્સ ગયા છે, અને પન્ના પછી રજુ થશે

લક્ષ્મી—નીરા યાને અરવલ્લીની નાગણ તૈયાર થઇ ગઇ છે. તા. ૬ ઠી માર્ચથી મેજેસ્ટીકમાં ચાલશે. મી. ચોધરી તેમનું બીજું પીકચર આશા પાડી રહ્યા છે. સાંભળવામાં આવ્યું છે કે, તા. ૧૦મી માર્ચથી લક્ષ્મી પિકચર્સના માણસોને નોકરી શોધી લેવાની નોટીસ મળી છે. જોઇએ છીએ 'લક્ષ્મી'નું નવું સ્વરૂપ કેવું ઘડાય છે.

રોયલ—'વંઠેલ વિધવા' સેન્સરની તપાસમાં સુખરૂપ પસાર નહિ થવાથી મુલતવી રહી છે. કહેવામાં આવે છે કે સેન્સર બોર્ડ તે ફિલ્મને જોયા પછી ચલાવવાની રજા આપશે.

મહારાષ્ટ્ર—ગજગૌરી તૈયાર થઇને આવી ગઇ છે. તા. ૨૭ થી મેજેસ્ટીકમાં રજુ થશે.

સરસ્વતી—ફિલ્મ કું.ના માલેકો અંતે જાગ્યા ખરા અને ત્વરિત ગતિએ કામની શરૂઆત કરી દીધી છે. શરૂઆતની પ્હેલી સ્ટોરી મી. શાહની 'સતી સરોજ' લેવાઇ છે, ત્યાર પછી 'ગા' કવાટ તૈયાર થશે. કહેવામાં આવે છે કે, રામનવમી પર આ કંપની પોતાની નવી ફિલ્મ રજુ કરનાર છે. જેટલી બને જલ્દી !

શારદા—મી. નાનુભાઇ દેસાઇની તબીયત સારી થઇ થઇ ગઇ છે અને પહેલી તારીખ સમીપમાં આવીને શારદાનું સુકાન પુનઃ હાથમાં લેશે.

દશ લાખ ડોલરની ઑફર—હજુ સુધી નહી સાંભળેલી ૧૦,૦૦,૦૦૦ ડોલરની મોટી ઑફર, હોલીવુડમાં, હાલ રોચ ફીલમ કંપની તરફથી ફકત ચાર, બે ભાગની કોમિક ફીલમમાં પાર્ટ કરવા માટે મી. ચાર્લી ચેપ્લીનને કરવામાં આવી છે. જે ફીલમ મી. હાલરોશ પોતાના ખર્ચે કલવર સીટીમાં આવેલા પોતાના સ્ટુડીયોમાં તૈયાર કરવા માગે છે.

દુનીયાની મુસાફરીએ—મી. ડગલાસ ફેરબેન્ક અને મેરી પીકફર્ડ ફેબ્રુઆરી માસના છેલ્લા અઠવાડિયામાં દુનીયાની મુસાફરીએ નીકળશે. તેઓ ન્યુયાર્કથી રવાના થઇ જીનીવા જશે, જીનીવાથી સેન્ટ મોરીટીજ જશે, જ્યાં એમનો ઉન્હાળાની સીઝન ગુજારવાનો ઇરાદો છે. સેન્ટ મોરીટીજથી સ્પેનમાં જઇ ઇટરટ ત્યાં પસાર કરશે, પછી લંડન અને પેરીસમાં એમનો વસંત રૂતુ ગુજારવાનો ઇરાદો હોવાથી તેઓ ત્યાં રોકાઇને લંડનની ફીલમ કંપનીઓની મુલાકાત લેશે. 'વસંત' પછી ત્યાંથી નીકળી જર્મનીને રસ્તે રશીયા, સાઇબેરીયા, જાપાન વિગેરે દેશો ફરીને પાછા અમેરીકા જશે. આ મુસાફરી દરમ્યાન તેમને હિન્દુસ્તાનની મુલાકાત લેવાનો પણ ઇરાદો છે. તેઓની પાર્ટીમાં મીસીસ ચાર્લોટી પીકફર્ડ, નાની મેરી પીકફર્ડ, મી. અને મીસીસ રોબર્ટ ફેરબેન્ક અને તેમના બે છોકરાઓ પણ છે.



લક્ષ્મી પિકચર્સની નવી ફિલ્મ "નીરા યાને અરવલ્લીના નાગણનું" એક દ્રશ્ય.

ગ્લોબ—અગાઉ એમપાયરમાં રૂડોલ્ફ વેલેન્ટીનોની 'યંગ રાજા' આવી ગઇ હતી, અને લોકોનો તેણે સારો ચાહ મેળવ્યો હતો તેવીજ રીતે જર્મનો પણ હિંદી પ્રેક્ષકોના અખતરા કરવા માંગ્યા છે. તેઓએ બનાવેલું હિન્દી પિકચર 'ભુલ ભુલૈયાં' ગ્લોબમાં ગઇ કાલથી રજુ થયું છે.

મેજેસ્ટીક—કોહિનુરની પ્રખ્યાત ફિલ્મ 'કુલીન કાન્તા' ગઇ કાલથી રજુ થઇ છે. લાંબા વખતે પણ 'જુના દોસ્તોનું' નવું જોડાણ અમો આવકારદાયક લેખીએ છીએ.

ક્રાઉન સીનેમા—ગ્રેળપીઠા પર "મારબલ થીએટર"માં અપટુડેટ સગવડો સાથે ક્રાઉન સીનેમા વખત જાય છે તેટલામાં શરૂ થશે. સારી સીરીયલો જોવાનું આ એક નવું ધામ લોકોને આવકારદાયક થઇ પડશે.

* * *

"વ્હાઇટ પ્રાઇસ બ્યુટી" નામની ફિલ્મ રૂડોલ્ફ વેલેન્ટીનોની પતની નટેચ્યા રેમ્બોવાના હાથે તૈયાર થઇ છે.

* *

મી. રૂડોલ્ફ વેલેન્ટીનોએ તૈયાર કરેલ નવી ફિલ્મ "ધી બ્રોંઝ બેલ્સ" નો પ્લોટ મી. જોન ફ્રેડરીક કેલીફોર્નિયામાં સ્પેનીશ રજવાડાઉપર લખેલી નવલકથા પરથી લેવામાં આવ્યો છે.

× × ×

જાણીતા શાયર ઓમર ખયામની રૂબાયતો પરથી "લવર્સ ઓથ" નામની ફિલ્મ ઉતારવામાં આવે છે. તેમાં મી. રેમન

# સેન્સરના સપાટામાં સપડાયેલી—

"વંઠેલ વિધવા યાને વિધિનું વિધાન"—નામની

ફીલ્મ—અમો જાહેર કર્યા પ્રમાણે બતાવી નથી શકતા જેથી—ખાસ જાણીતી ફીલ્મ

## કોહીનુર કંપનીનું કોહીનુર




જેમાં એક રાજવંશીએ એક નટીને ફસાવી શું સાર કાઢયો ?

અંધશ્રધ્ધાથી થતા અનાચારો—પાખંડી ગુરૂની પોલ—વિગેરે પહેલેથી છેલ્લે સુધી એક સરખો રસ જમાવતી અસાધારણ સરસ ફીલમ—જે દરેક કુટુંબે ખાસ જોવા જેવી છે ને જરૂર જોજો

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

વખત—શની—રવી તહેવાર વધારાનો ખેલ ૩ વાગે દરરોજ ૫-૭-૯-૧૨

---

આવે છે. મહારાષ્ટ્ર ફીલ્મ કંપનીની નવી ફીલ્મ

## ગજગૌરી

આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

ક ૭ તા० ૨૮-૨-૨૬
છુટક ૧ આનો બહારગામ ૨ા આનો

વાર્ષિક લવાજમ રૂા. ચાર
બહારગામ રૂા. સવાચાર

# મોજ-મજાહ

હોનોલલુ-હાવાઇ પ્રદેશની



હુલા નર્તકી





## અમારા મહેરબાનોના ખાસ આમંત્રણથી???

૧૦ ભાગનો ડ્રામા **પતી ભકિત** આ અઠવાડીએ

ખાસ 'હોલી'ના તહેવાર માટે! માન્ન ડી૦ ના ખાસ આગ્રહથી!

જેમાં તમારાં માનીતા આરટિસ્ટો કામ કરે છે!

## માસ્તર મોહન!

એની ઓળખ આપવાની અમને કંઇ જરૂર નથી. મુંબાઇમાં કોને એની મોહીની લાગી નથી?

## માસ્તર મણીલાલ

એનેં પણ તમે ઓળખો છો, પણ રૂપ સેનના પાર્ટમાં તો એના હાવભાવ જુદા જ છે!

## સટ્ટામાં ખુવારી! શરતમાં નખ્ખોદ!

કલકત્તા શેર બજાર અને શરતનું મેદાન

વખત દર રાત્રે:—૫, ૭, ૯, ૧૧, શની રવિ ૩ ને

ભાવ તો સસ્તાજ—રૂ. ૨, રૂ. ૧ાા, ૧ા, ૦ા ૬

## ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ



ફાગણ વદ ૧ ] રવિવાર તારીખ ૨૮ મી ફેબરૂઆરી ૧૯૨૬ [ પુ ૨ જુ અંક ૪૭

આ અઠવાડીકમા પ્રસિધ્ધ થતી વાર્તાઓના પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવત વ્યક્તિપરથી ઉપજાવી કાઢેલા નથી અ ત મ

# વસન્ત

ગઝલ–હકક

શો વિશ્વ વાટિકામાં વન વૃક્ષની ઘટામાં,
જાદુગરી છટામાં ઘેલો વસન્ત ડોલે !

મલયાનિલીય લ્હેકે મઘમઘતી પુષ્પ મ્હેકે;
કોયલને કણ્ઠ ટહુકે ઘેલો વસન્ત ડોલે !

નવ–દંપતિને નયને રસિયાંને રાત્રિશયને;
વ્હાલા વિલાસ વેને ઘેલો વસન્ત ડોલે !

મન્મથ વિજયને ડંકે રમણી રતિને અંકે;
નાદે ચઢયો નિશંકે ઘેલો વસન્ત ડોલે !

પરિમલ

---

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૪ થું

આમ હુ બેશુધ્ધિમા કેટલો વખત પડી રહ્યા તેની મને ખબર પડી નહિ, પરતુ એટલુ તો ખરૂ કે, બેભાન–અવસ્થામાથી જાગ્રત થયા બાદ મને જણાયુ કે, પ્રભાત થવાને હવે થોડીજ વાર હતી સાપ મારી સામે ટગર ટગર જોયા કરતો હતો તેના ફુફાડાથી ઉડતુ વિષ મારા દિલ પર પડતુ હતુ પરતુ મૃત્યુ હજી સુધી આવ્યુ ન હોતુ મે ચક્ષુઓ મુદ્રિત કરી વિચાર્યુ" કે મૃત્યુ ભયનાશક પ્રિય સુહૃદ–તુ આવી મારા દુખમાથી ઉધ્ધાર કર "

મારી માગણી હોવા છતા મૃત્યુ આવ્યુ નહિ તેમ સાપના દુખથી મરવાને મારો આત્મા કબુલ થતો ન હોતો એટલામા કઇક કપડાના ઘર્ષણનો સળસળાટ મારા કાન પર અથડાયો મારી નજીકમા કોઇ આવતુ હોય, એવો મને ભાસ થયો બીજીજ ક્ષણેજ કોઇ એક વ્યક્તિને મારી નજીકમા ઉભેલી મે જોઇ તે વ્યક્તિએ સુકોમળ શબ્દોમા અરબ્બ ભાષામા કહ્યુ–' ખુદા તમારૂ ભલ કરશે "

મેં વિસ્મિત બની ઉપર જોયું અને મારી અજાયબી વચ્ચે ાખ. પહેરેલી એક રમણી મારી દષ્ટિએ પડી. જો. કે, તેણે ાખ પહેર્યો હતો, તો પણ તેમાંથી ચમકતાં તેનાં નયનો મારા ક વિસ્મિત દષ્ટિથી જોઇ રહ્યાં હતાં. અહા ! તેની આ દષ્ટિમાં લી બધી કરુણા ભરેલી હતી ! મારા જેવા મૃત્યુમુખમાં પડેલા ાફરને અત્યારે તે દેવી જેવી જણાવા લાગી. અનિમિષ નેત્રે હું ાં ચળકતાં નેત્રો તરફ જોઇ રહ્યો–તેના તરફથી હું મારી દષ્ટિ વી શકતો નહોતો. આ યુવતી વૃધ્ધા છે કે સુન્દરી તે હું બરાબર જાણી શક્યો નહિ, પરંતુ તેનાં પ્રેમભીનાં નયનોનાં દુથી હું એટલું તો જાણી શક્યો કે, મારા જેવા હતભાગિ ાફરનો ઉધ્ધાર કરવા ઇશ્વરે જ દયાની દેવીને મોકલી આપી . તેને જોયા પછી એક ક્ષણ સુધી હું મારી સ્થિતિ પણ લી ગયો.

જો કે, તેનું મુખ હું જોઇ શકતો નહોતો પણ એટલી મને ખાત્રી થઇ ગઇ હતી કે રમણી યુવતી છે. તેના બન્ને ગોળ હાથોમાં હીરા જડીત કંકણો ચમકી રહ્યાં હતાં. મણા હાથમાં એક લાંબી છુરી હતી જે ચંદ્ર પ્રકાશમાં ચમ- ારો મારી રહી હતી.

મેં ક્ષીણ સ્વરે કહ્યું:-" સુન્દરી, આપ કોણ છો? આપ ા માટે આવ્યાં છો ? "

યુવતી મૃદુસ્વરે બોલી:-" મુસાફર, હું તમારી શુભેચ્છક ું. ગડબડ બિલકુલ કરશો નહિ. તમારી માફક મારૂં જીવન પણ વિપદ્ગ્રસ્ત છે." એટલું કહી છુરી દ્વારા તે રમણીએ મારાં બંધનો કાપી નાખ્યાં અને મને છુટો કર્યો.

એક ક્ષણ માત્રમાં વાલુકા શય્યાનો ત્યાગ કરી હું ઉભો ઇ ગયો. સાપનું શું થયું તે તરફ મેં દષ્ટિ કરી નહિ, પણ ારો ઉધ્ધાર કરનારી દેવમૂર્તિ તરફ કૃતજ્ઞ દષ્ટિએ હું જોઇ ્યો. યુવતીનો પોષાક જોતાં જ જણાઇ આવતું હતું કે, તે કોઇ ચ્ચકુળની લલના હોવી જોઇએ. તેના દેખાવ ઉપરથી તે કોઇ ખની સ્ત્રી કિંવા પુત્રી હોવી જોઇએ એવું અનુમાન થઇ કતું હતું. કારણ કે, તેનો પોષાક સંભ્રાન્ત શેખોની જનાન- ખાનાનો હેરમો પહેરે છે, તેવો હતો. તેના માથા પર જરી ામથી ભરી લીપેલી મખમલની ટોપી આવેલી હતી. તેનું ાખું શરીર એક આસમાની રંગની ઓઢણીથી આચ્છાદિત થેલુ હતું.

મેં કહ્યું-" સુન્દરી, મારા છુટકારા માટે આપે લીધેલા શ્રમ ાટે હું આપનો ધન્યવાદ આપું છું.'

યુવતીએ મૃદુ-મધુર કંઠે કહ્યું—" યુવાન, ધન્યવાદ આપ- ાની આવશ્યકતા નથી. સંકટમાંથી તમારો હું ઉધ્ધાર કરી શકી, ેજ મને બક્ષીસ મળી ગયેલી છે." યુવતીનો કંઠ મરુવાસિનીના જેવો નહિ પણ નગરવાસિની શિક્ષિત સ્ત્રી જેવો જણાતો હતો.

મેં પૂછ્યું:–" મારા જેવા કાફરને મદદ કરી તમે તમારો જીવ શા માટે જોખમમાં નાખ્યો છે ? "

યુવતી બોલી—" દસ્યુ સરદારની પાસે તમને લઇ આવ- વામાં આવ્યા, તે વખતે મેં તમને જોયા હતા. તમને કેવી રીતે દુઃખદ્દઇ મારી નાખવામાં આવનાર છે, તે પણ મેં સાંભળ્યું હતું. આ વિષે મારૂં કર્ત્તવ્ય શું છે, એનો મેં કલાકો સુધી વિચાર કર્યો અને આખરે તમોને મુક્તિ અપાવવી એવોજ મારા આત્માએ સંકલ્પ કર્યો અને એટલે–અહિં આવી તમારો ઉધ્ધાર કરવાનો મેં પ્રયત્ન કર્યો. પરંતુ હજી સુધી તમે ભયમાંથી મુક્ત થયા નથી. માટે કોઇ પણ પ્રકારની ગડબડ નહિ કરતાં મારી પછવાડે આવો. "

યુવતી પહાડની છાયા પડી જે દિશા તરફ અંધકાર હતો, તે બાજુ ચાલવા લાગી. હું પણ તેનું અનુસરણ કરવા લાગ્યો. થોડે દૂર જવા બાદ યુવતી ઉભી રહી અને મારી તરફ પ્રસન્ન દષ્ટિએ જોયા બાદ બોલી–મુસાફર, મને અને મારા સાથીઓને તમે ક્ષમા કરશો ? તેઓની નિષ્ઠુરતાનું હું સમર્થન કરતી નથી, પણ તેઓના અપરાધ માટે મારી માગું છું. !"

મેં કહ્યું:–"સુન્દરી ! તમે મને પ્રાણદાન કર્યું છે, માટે મારે ઉપકાર માનવો જોઇએ કે તમારે ?"

મારા શબ્દો સાંભળી સુંદરીએ મૃદુ હાસ્ય કર્યું. હાસ્ય જાણે કે પુષ્પોદ્યાનમાં કુસુમકલી ખીલી હોય તેવું સુમધુર હતું ! આ હાસ્યમાં સાહસ ધૈર્ય અને હૃદયના ઉંડા ભાવની સહાનુભુતિ હતી. તે જોઇ મારા મનમાં ધીરજ આવી અને તેના સ્કંધ પ્રદેશ ઉપર હાથ મૂકી આદરયુક્ત સ્વરે મેં કહ્યું:– "સુંદરી ! તમારાં આ વદનકમળનાં એકવાર દર્શન થશે? આવા મુખચન્દ્રને મેઘથી ઢાંકી રાખવું યોગ્ય નથી !"

યુવતી સહજ કંપી, બે પગલાં પાછળ હઠી ગઇ અને અધીર સ્વરે બોલી:– "નહિ, મારૂં મુખ જોવાનો તમને કોઇ જાતનો અધિકાર નથી—તમે કાફર છો."

મેં કહ્યું:–"તેમ હશે કદાચિત, પરંતુ અહિં તો તેનો કોઇ સાક્ષી નથી, માટે એક ક્ષણને માટે પણ તમારાં મુખચંદ્રનાં દર્શન કરાવી મારા આત્માને તૃપ્તી આપવામાં શું દોષ છે ?" એટલું કહી તે યુવતીના મુખપરથી બુરખો ઉઘાડી નાખવા મેં મારો હાથ લાંબો કર્યો.

યુવતીએ બન્ને હાથે બુરખાને મ્હોંપર પકડી રાખ્યો અને ભયભિત સ્વરે કહ્યું:–"નહિ, આવું અનુચિત કામ કરો નહિ. જેણે પોતાના જાનને જોખમમાં નાખી તમારો જાન બચાવ્યો– તમારા પ્રાણની રક્ષા કરી–તેના તરફ આવું અભદ્ર વર્તન તમને શોભતું નથી." યુવતીના આ શબ્દોમાં ક્રોધ અને વિરક્તિનાં ચિન્હનો સ્પષ્ટ જણાઇ આવતાં હતાં.

મેં સહજ લજ્જિત બની કહ્યું:–" મને માફ કરો." એટલું કહી હું યુવતીના પાદપદ્મમાં નીચો વળ્યો અને તેના બન્ને કર કમળોને મારા હાથમાં લઇ ચુમવા લાગ્યો.

યુવતીએ મારા બન્ને હાથ પકડયા અને કહ્યું:–" ઉઠો, આપને મેં માફી બક્ષી છે. ચાલો, હવે મારી સાથે આવો."

હુ તેની સાથે થોડે આગળ વધ્યો એટલે એક અરબ્બી અશ્વ સુસજ્જિત સ્થિતિમા તૈયાર ઉભો હતો યુવતીને જોતા જ અશ્વ તેની પાસે દોડી આવ્યો અને પગથી જમીન ખોતરવા લાગ્યો

યુવતીએ કહ્યુ–" આ અશ્વ મારો પોતાનો છે તમોને હુ બક્ષીસ આપુ છુ મે પોતે જ તેને સફરમાટે તૈયાર કર્યો છે એની પીઠ પર જનની સાથે ખાદ્ય ખોરાકી અને પાણીની મશક પણ બાધેલી છે માટે તમે પૂર્વાભિમુખે ચાલ્યા જાવ ત્રણ દિવસ બાદ તમે મેરકમ વેલીસ પર પહોચી જશો અમોને પકડવા માટે ફ્રેન્ચોની છાવણી ત્યા પડેલી છે તેઓનો આશ્રય મળતા તમે ચિંતા મુક્ત થઈ શકશો, પરંતુ મહેરબાની કરી અમે કયે સ્થળે છીએ એનો " તો તેઓને આપશો નહિ "

મે કહ્યુ–" તમારૂ અનિષ્ટ થાય, એવુ એક પણ પગલુ ભરીશ નહિ "

પ્રભાત થવાને વિલબ નહોતો પૂર્વાકાશ ઉષાના રક્ત શું પ્રકાશથી પ્રકાશી રહ્યુ હતુ આ પ્રકાશમા પુન એક વાર યુવતીના મુખ તરફ સતૃષ્ણ નયને જોયુ

મે યુવતીના સુકારપલવ સુગોળ હાથોને મારા હાથમા લીધા ને આગ્રહપૂર્વ કહ્યુ–" તમારુ હૃદય કોમળ હોવા છતા અત્યારે આટલુ બધુ કઠોર કેમ છે ? શુ તમારી પ્રતિજ્ઞાનો ભંગ થાય ? આ મુખના શુ મને એકવાર પણ દર્શન થશે નહિ ? જેણે મને જીવિતદાન આપ્યુ, એની દયાની મૂર્તિ–જે મને કોઈવાર મળે તો તેને ઓળખવાનુ પણ સાધન નહિ મળે ? '

યુવતી ધીરે સ્વરે બોલી–" મુસાફર, આપણે બન્ને એક બીજાને માટે અપરિચિત છીએ તમે યુરોપિયન છો, હુ પૂર્વની રહેવાસિની છુ જીવનમા એવુ કયુ પાપ કર્યું હશે કે, આજે મારૂ મુખ તમને બતાવી શકતી નથી અને જો બતાવુ તો મારી સ્મૃતિ, ભવિષ્યની અંદર તમારા દિલમા અસુખનો દાવાનળ સળગાવી મૂકશે સ્મૃતિ માણસને કેટલુ બધુ કષ્ટ આપે છે, તેનો અનુભવ મને છે અમારા ધર્મ ગ્રન્થોમા—"

મે તેને આગળ બોલતા અટકાવી અને કહ્યુ–" તમારા ધર્મગ્રન્થોમાં ગમે તે લખ્યુ હોય, પણ મારા મનોગ્રન્થમા તો મારી સહૃદય સ્મૃતિ હમેશને માટે તાજીજ રહેશે જીદગીના અંત સુધી તમને મહત્ હૃદયા, દયાવતી, રહસ્યમયી રમણી રૂપે જ મનમા યાદ કરીશ–કારણ કે, તમારા અનુગ્રહથીજ આજે મને નવી જીદંગી મળી છે "

યુવતી બોલી–" તમે મને તે અમસ્તા માનો એવુ હુ પણ ઈચ્છુ છુ વાર, આપનુ નામ શુ ? તે કહેવાની મહેરબાની કરશો ? "

' સિસિલ હેમિલ્ટન '

યુવતી અરબ્બી ભાષાની માફક તેનો ઉચ્ચાર કરતા બોલી—" સિ-સિ-લ હે-મ-ી ! "

યુવતીના હસ્ત પકડ્યા ભ . હાથમાજ હતા મે તેના મુખ તરફ જોઈ કહ્યુ –" આપનુ નામ કહી શકશો ? "

મારો પ્રશ્ન સાભળી યુવતી સહજ, ગભરાઈ તેની મોમાં લોહી ચઢવા લાગ્યુ અને નિશ્વાસપર નિશ્વાસ મૂકવા લાગી

ત્યાર પછી જરા હિમત લાવી તે બોલી "યુવાન, હવે મને કાઈ પણ પૂછશો નહિ આ અશ્વપર સવાર થઈ પૂર્વ દિશા તરફ પ્રયાણ કરો અલ્લા તમારૂ ભલુ કરશે " થોડીવાર સ્થભી જઈને પુન બોલવા લાગી –"મે માયાપર અનેક વિપદો ન્હોરીને પણ તમને બચાવ્યા છે, માટે હુ કોણ છુ તે જાણવાની તમે ઈચ્છા કરો નહિ, તેમ હુ જણાવીશ પણ નહિ કારણ કે, જણાવુ તો મહાઘોર દુર્ઘટના બનવાનો સભવ છે "

"નહિ, તમારે પરિચય તો આપવોજ જોઈશે "

યુવતીએ મસ્તક નીચુ નમાવ્યુ અને મૌન ઉભી રહી

મે કહ્યુ –"તમે વિપદની નકામી આશકામા મુઝાઓ છો મારા માટે જે કાઈ દુર્ઘટના બનશે, તે સહન કરવાને હુ તૈયાર છુ આરામની સુકોમળ પુષ્પ શય્યાની અંદર શયનની આકાક્ષા રાખીને હુ આ સહરાના રણ-મરૂપ્રદેશમા ફરવા નીકળ્યો નથી તમારે કાઈ જાતની ચિંતા કરવાની નથી તમારૂ નામ જાણ્યા બાદ કોઈ પણ જાતની મારા તરફથી દગાબાજી થશે, એવુ તમે મનમા પણ લાવશો નહિ "

યુવતીએ મૃદુ હાસ્ય કરી ચચળ કટાક્ષથી એ વાર મારા મુખ તરફ જોતા કહ્યુ —' વિર યુવક ' દુર્ઘટના, વિરહ, શોક, દુ ખાદિ સહન કરવાની તમારામા તાકાત હશે, પણ જગતની અંદર શુ માણસની દરેક ઈચ્છાઓ તૃપ્ત થાય છે ?–છતા તમોને હુ નિરાશ નહિ કરૂ "

થોડો વખત શાત ઉભા રહ્યા પછી યુવતી બોલી–' મારૂ નામ જુબેદા "

" જુબેદા બેગમ ? "

' મરજી આવે તો બેગમ કહો '–યુવતીએ એક દીર્ઘ નિશ્વાસ મૂકતા કહ્યુ

" આપના પિતાનુ નામ ? ' પતિનુ નામ પૂછવાની તો મારામા હિમત જ નહોતી

"પિતાનુ નામ જાણવાથી તમોને શુ ફાયદો છે ? મારા પિતાનુ નામ જાણવાને માટે ઉત્સુક ન થાવ નહિ–મારા પિતા માત્ર મારા સ્નેહમય પિતા જ નહિ, અનેકના દુશ્મનાય શત્રુ પણ હતા "

" જુબેદા બેગમ હવે આપની પાસેથી રજા લઉ છુ. આ નાની મહેરબાની કરી એટલા માટે જ આપણી આજે મુલાકાત થઈ છે આ મુલાકાતની હમેશની યાદગીરી–સ્મૃતિચિહ્ન આપ આપી શકશો ? "

યુવતીએ પોતાની આગળીમાથ એક અંગુઠી બહાર કાઢી મારી આગળીમા પહેરાવતા મૃદુ હાસ્ય કરતા કહ્યુ–" જ્યારે તમે આ દૂરના દેશમા ચાલ્યા જશો અને આ દિલના દિલમના તમો યાદ આવે ત્યારે આ અગૂઠી જોઈ જ તમા . મનના આવી

જશે, કે તમારો કેવી વિપત્તિમાંથી ઉધ્ધાર થયો હતો, વળી તે સાથે તમારો ઉધ્ધાર કરનારીની યાદ પણ તાજી થશે. ગમે તેમ પણ તમે હવે ઉતાવળ કરો. હવે હું એક પળ માત્ર પણ અહિં ખોટી થઇ શકીશ નહિ."

મેં પેગડામાં પગ મૂકતાં પૂછ્યું:–"જુબેદા, જીવનમાં હવે આપણે ફરીથી કયારે મળીશું? શું તમે કયારેય અલજીરીયા જવાનાં છો?"

"હા, પણ તમારી મુલાકાત થઇ શકશે નહિ કારણ કે, અમારા ધર્મશાસ્ત્રમાં મના કરેલી છે."

"વારૂ, પણ અલજીરીયામાં આવશો કયારે?"

"પહેલાં તો અમે આલગુમાર જઇશું. પણ આ વાત તમે શા માટે પૂછો છો? ભાગ્યયોગે ત્યાં આપણે ઉપસ્થિત થઇએ અને તમેં મને જોવાની ઇચ્છા રાખશો તો મને મહા કલંકના સાગરમાં ડુબાવી દેશો. એટલુંજ નહિ; પણ મારો પ્રાણ જવાનો વખત આવી પહોંચશે. કાફરની સાથે કોઇ મુસલમાન કામિની વાત કરે, તો તેને કેવી શિક્ષા કરવામાં આવે છે તે તમે જાણો છો?"

"જાણું છું; પરંતુ ઉપાય નથી. તમારી અને મારી મુલાકાત–એમાં અદૃશ્યલિપિનોજ હાથ હોવો જોઇએ."

"હા, કંઇક એમજ હશે; પરંતુ હું તમને પ્રાર્થના કરૂં છું કે, ભવિષ્યમાં જો કોઇ વખત આપણી મુલાકાત થઇ જાય તો તમે મને ઓળખો છો, એવો ભાવ કયારેક બતાવતા નહિ."

"નહિ, મારી જીવનદાયિનીનાં નામને જરાપણ કલંક લાગે એવું પગલું હું ભરીશ નહિ."

"જાવ, અલ્લાનું નામ લઇ મેં બતાવી તે દિશાએ ચાલ્યા જાવ."

મેં તેનો હાથ પકડયો અને મસ્તક નીચું નમાવી તેને ચુંબન લઇ, હાસ્ય વદને ધન્યવાદ આપી પૂર્વાભિમુખે ઘોડો મારી મૂકયો.

જુબેદા સ્તબ્ધ ઉભી રહી અને બન્ને હાથ ઉંચા કરી મારી મંગળ કામના કરતી ખુદાનો ઉપકાર માનવા લાગી.

ઘોડો ભરવેગે ચાલવા લાગ્યો. જયાં સુધી મારી દૃષ્ટિ પહોંચતી હતી, ત્યાં સુધી હું પાછો વળી તેના તરફ જોવા લાગ્યો. જુબેદા, પણ સ્થીર–ગંભીર બની એકીટસે મારા તરફ જોઇ રહી હતી. ઉભયે હાથ ઉંચા કરી આખરી સલામ કરી અને મારા દૃષ્ટિપથમાંથી તે અદરશ થઇ ગઇ!

"વાંચક? દૃષ્ટિપથમાંથી અદરશ થઇ, પણ શું મારા અંતઃકરણમાંથી અદરશ થઇ હતી?"

અપૂર્ણ.

# લેડીઝ સ્તોત્રમ્

લખનાર— શાસ્ત્રી રેવાશંકર મેઘજી

## अथ लेडि स्तोत्रम् ॥

गले लोकिट् करे पॉकीट् (पर्स) जाली (नेट) वक्त्रमुखी तथा ॥
अर्धे कंचुकि युक्ता या सावै लेडीति कथ्यते ॥ १ ॥

ગળામાં ફોટાવાળી, લોકીટવાળી, હાથમાં ઝુલતી પાઇ (પર્સ) વાળી, મોંઢા ઉપર માછલાની જાળ જેવું ધોળું અથ કાળું નેટ બાંધ્યું હોય, અર્ધી છાતી ઉઘાડી રહે તેવું કેન કસકસતુ બ્લાઉઝ ધારણ કર્યું હોય, તે પણ ખભા સુધીનું ટૂં અથવા કાંડા સુધીનું લાંબું ઝીણુ તથા ગળામાં (મફલર) આ ડાનું સુંવાળું સુંવાળું ઘાલ્યું હોય તે મિસિસ ને લેડી જાણવી

आधिष्टात्री स्वराज्यस्य. स्त्री स्वातंत्र्यमते स्थिता ॥
पुनर्विवाह कर्त्री या सा वै लेडीति कथ्यते ॥ २ ॥

સ્વરાજ્ય મેળવવા–આપવા માટે પ્રમુખ સ્થાનેથી મો મોટાં લાંબા ચોવડાં લેકચરો (લેકચરો) કરી સ્ત્રીઓની સ્વ ત્રતાના હકો માગનારી પતીથી જુદી પડી ગમે ત્યાં સ્વત રીતે ફરનારી અને પુનર્વિવાહનો ઠરાવ પસાર કરનારી અથ પુનર્વિવાહ કરનારી લેડી કહેવાય છે.

पतिं त्यक्त्वातु या नारी गृहादन्यत्र गच्छति ॥
अन्यत्र रमते नित्यं सा लेडी उत्तमोत्तमा ॥ ३ ॥

ધણી ઘેર હોય યા તો નોકરી ગયો હોય, તો પણ તે પડતો મુકી રજા વગર ઘરમાંથી ગમે ત્યાં જાય, ગમે તેની સા છુટથી વાતો કરે, ફરવા હરવા જાય, મોજ કરે, ધણી પણ જે કાંઇ કહી ન શકે, પરપુરૂષો સાથે ઘરમાં એકલી તડાકાથી વા કરે યા (લવ) કરે તે ઉત્તમ લેડી છે.

कुशला शद्व वार्तायां ब्रह्मचर्योपदेशिका ॥
सर्वेषां मत दात्री या. सा लेडी उत्तमोत्तमा ॥ ४ ॥

બોલવામાં ચાલાક હોય, બીજાને બ્રહ્મચારી કે બ્રહ્મચારીણ રહેવાનો ઉપદેશ કરનારી હોય, બધાંઓને મત આપનારી અ હિન્દુસ્થાનને સ્વરાજ્ય અપાવાબ્તનતોડ ફસ્ટ' કલાસોમાં દોડધા કરી દેશનું દારિદ્ર દૂર કરી સ્વતન્ત્ર બનાવવા ધમપછાડા મારત હોય તે શ્રેષ્ઠ લેડી કહેવાય છે.

અપૂર્ણ.

# દિવાલની પાછળ

(ટૂંકી સંપૂર્ણ વાર્તા)

લેખનાર—શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કર

શહેરને એક છેડે, નદીના તટ ઉપર બાદશાહનું કેદખાનું આવેલું હતું. વિશાળ કાળા પત્થરોની દિવાલથી એ કેદખાનું ઘેરાયલું હતું. નદીના ચંચળ તરંગો બ્હારના વ્યથિત હૃદયની વ્યાકુળતાની માફક દિવાલ સાથે અથડાઇ ચુર્ણ થઇ જતા હતા. પત્થરોની દિવાલ વિશ્વસંસારના સ્નેહથી વિખુટા પડેલા જીવોને કેદ કરી રાખી અટલ ગાંભીર્યથી ઉભી રહી, સઘળાં નિષ્ઠુર કાર્યો ચુપકીદીથી જોયા કરતી હતી.

એ સાધારણ ગુન્હેગારોનું કેદખાનું નહોતું; પરંતુ રાજનૈતિક કેદીઓનું કેદખાનું હતું. જેમને નજર કેદ કરી રાખવાથી બાદશાહનો સ્વાર્થ સધાવાનો સંભવ હતો એવા રાજ રોષનો ભોગ થઇ પડેલા કેદીઓ એ કેદખાનામાં હતા. અનેક નિરપરાધી જીવ રાજનીતિના કૂટચક્રમાં પડી એમાં કેદી થયા હતા. એ સઘળા સાદા જીવ કાળી દિવાલની પાછળ, કાળા હબસીઓના પહેરા નીચે, કાળા અંધકારમાં કેદ થયા હતા. દરેક માણસને જૂદી જૂદી કોટડીમાં રાખવામાં આવ્યો હતો. કોઇ કોઇને જોઇ શકતું નહોતું તથા કોઇ કોઇનું નામ જાણતું નહોતું.

આમ હોવા છતાં તેઓ એકબીજાથી અજાણ્યા નહોતા કોટડીની દિવાલ સાથે આંગળાં ઠોકી તેઓ પરસ્પર વાતચિત કરી શકતા હતા. આંગળાંઓ ઠોકી એક બીજાના હૃદયની ભાષા તેઓ એકબીજાને જણાવતા હતા એવી રીતે અનેક બંધુની માહિતી મળતી હતી, અનેક અજાણ્યા માણસો વચ્ચે મિત્રતા થી હતી તથા વિવિધ પ્રકારની વાતચિત ચાલતી હતી.

વચ્ચે વચ્ચે, હબસી પહેરેગીરના જોડાનો અવાજ સંભળાતાં એ ચુપકીદીથી ચાલતી વાતચિત બંધ થઇ જતી હતી; પરંતુ હબસી પહેરેગીર દૂર ચાલ્યો જતાં પાછી દિવાલ બોલવા માંડતી હતી.

નેત્રોથી જોયા સિવાય, મુખની હકીકત સાંભળ્યા સિવાય આંગળીઓના અવાજથી કોણ કેવું માણસ છે એ તેઓ સમજી શકતા હતા. કોના અંતરમાં કયું દુઃખ છે, કોણ જ્ઞાની છે, કોણ મૂર્ખ છે, કોણ શાન્ત છે, કોણ અધીર છે એ સઘળું આંગળીઓના ધ્વનિથી સ્પષ્ટ સમજી શકાતું હતું.

એવી એક ઓરડીમાં એક તરૂણી કેદી હતી. તેનો દોષ કેવળ એટલોજ હતો કે, તેનામાં રૂપ હતું, યૌવન હતું અને પ્રેમોન્મત્ત પ્રાણ હતો. તે દ્રવ્ય કિંવા વિલાસ વિભવના બદલામાં પોતાનો પ્રેમ આપી શકી નહોતી. બાદશાહી સત્તા આગળ તેણે પોતાના શીયળને ઝુકાવ્યું નહોતું તેથીજ તેને કેદ કરવામાં આવી હતી! ભયભીત બનેલી પંખિણીની માફક તે પિંજરામાં પૂરાઇ રહી હતી; આમ હોવા છતાં તેની દેહલતા આનંદ ઉલ્લાસથી ડગમગતી હતી. તેનો પ્રાણ ગીત તેમજ હાસ્યથી ભરપૂર હતો!

એ બિચારી જે દિવસે પ્રથમ એ કેદખાનામાં આવી તે દિવસે તેણે પોતાના મનમાં એક પ્રકારનો નવીન આનંદ અનુભવ્યો! એ બાદશાહની બંદિની હતી. એ કાંઈ સાધારણ માણસ નહોતી! એ વિચારથી તેને ઘણું હસવું આવ્યું. મ્હોં ખુલ્લું રાખી તે ખડખડાટ હસી પડી

સંગીતના જેવા એના મધુર હાસ્ય ધ્વનિએ કેદખાનાની પ્રત્યેક કોટડીમાં અમૃત વરસાવ્યું. સઘળા કેદીઓએ ચમકી ઉઠી કાન ખડા કર્યા.

હબસી ખોજાની, કોલસાના ઢગલા જેવા કાળા મુખ વચ્ચે સળગતા બે લાલ અંગારા જેવી આંખો ક્રોધથી વિશેષ સળગી ઉઠી તે દિવાલ નજીક જાળીમાંથી નજર કરી 'ચુપ રહે' એમ કહેવા ગયો; પરંતુ એ આનંદમૂર્તિના રૂપના નશાથી હબસી ખોજાના નિષ્ઠુર અંતરમાં રમણી પ્રભાવ જાગ્રત થયો, તેની કઠિન કુટિલ દૃષ્ટિ સરળ તથા તરલ બની ગઇ. ચુપ કરાવવા જતાં તે પોતે જ ચુપ થઇ ગયો. તેના કાળા ઓષ્ઠ ઉપર સુખના આવેશના સરસ હાસ્યની રેખા સિવાય બીજું કાંઇ ફૂટી નીકળ્યું નહિ. આજે એ હબસી પહેરેગીરથી ડગલે ને પગલે પોતાના કામકાજમાં ભૂલ થવા લાગી.

પ્રત્યેક ઓરડીની દિવાલ ઉપર આંગળીઓના આઘાતથી પ્રશ્ન પૂછાવા લાગ્યો કે, "એ કોણ છે! આવી કઠોર જગ્યાએ ભુવન ભુલાવે એવું મધુર હાસ્ય કોણ હસે છે?"

કોઇ કાંઇ જાણતું નહોતું; બંદિનીને કોઇએ જોઇ નહોતી સઘળા કેદીઓ કેવળ એટલું જ સમજ્યા કે, એ રમણી હોઈ તરૂણી છે! સઘળા કેદીઓ અને પહેરેગીર પોતાની વચ્ચે રમણીનો અમૃત સંગ અનુભવી આનંદિત થયા.

બંદિનીની ઓરડી નજીક જે ઓરડી હતી તેમાં એક તરૂણ કેદી હતો કાળી કાળી ચાર દિવાલોમાં તેના તરૂણ જીવનના ઘણા માસ નિરાનંદમાં નિષ્ફળ ગયા હતા; આમ છતાં એના અંતરનું તારૂણ્ય ઓછું થયું નહોતું.

બંદિની તરૂણીના હાસ્ય સ્વરે જેવો તરૂણ કેદીના પ્રાણ તટ ઉપર આઘાત કર્યો કે તરત જ તેનો સમસ્ત પ્રાણ પોતાના તારૂણ્યથી પરિપૂર્ણ સુંદર બની ગયો.

કઠિન દિવાલની પાછળ એક કોમળ પ્રાણનો હિલચાલ તેણે અનુભવી; પરીના જેવા કોમળ પગલાંનો મધુર અવાજ અને કવિતાના છંદ જેવા નિશ્વાસ તેણે સાંભળ્યા! તરૂણ તરૂણી એક બીજાની જોડાજોડ હતા. વચ્ચે કેવળ એક દિવાલ હતી! પરંતુ એ દિવાલ ઓળંગવાનો ઉપાય નહોતો!

દિવાલ સાથે કાન માંડી યુવક ચૂપ [illegible] તરૂણીના એ [illegible]

ણુનો ફફડાટ, તેનાં ઝાંઝરનો ઝંકાર, તેના આનંદનો ટહુકાર ાણે સાંભળ્યો. કેવળ એ તેનું રૂપ જોઈ શક્યો નહિ.

તરૂણી કેવી હશે એ વિષયનો યુવક પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો. લતા જેવી તન્વી, સુરચા જેવી મનોહારિણી, ઇંદુલેખાના જેવી અપરૂપ એ સુંદરી હતી! તેણે આસમાની રંગનું કસબી ઓઢણું ઓઢ્યું હતું, ગુલાબી રંગનો પાયજામો પહેર્યો હતો. બન્ને મદઘેલી આંખોમાં સુરમો આંજ્યો હતો, અધરોષ્ઠ તાંબુલથી રાતાચોળ થયા હતા, ચંપકગુચ્છ જેવા બન્ને હાથ ઉપર મહેંદી લગાવી હતી. બન્ને ભમર સાદા મેઘ ઉપર કાળા રામધનુ જેવી લાગતી હતી, પીઠ ઉપર રેશમથી પણ વિશેષ કોમળ કાળી વેણી મુક્તામાળા સાથે ગુંથી લીધી હતી. તેનું હાસ્ય જાણે દિલરૂબાનો સુર હતું; તેની વાણિ જાણે સીતારનો ઝંકાર હતી! એ જીવતી આનંદમૂર્ત્તિ હતી! આમ હોવા છતાં તે બંદિની હતી, તેનું જીવન જાણે કે રહસ્યથી ભરપૂર હતું.

તરૂણ યુવકે ધીમે ધીમે દિવાલ ઉપર આંગળી ઠોકી. આંગળીઓ ઠોકી તેણે એમ કહેવાની ઇચ્છા કરી કે, "હે સુંદરિ! તું કોણ છે? તું તરૂણી છે, એકલી છે-આ નિષ્ઠુર સ્થળે કેદી થઇ પડેલો મ્હારો ક્ષુધાતુર પ્રેમ હું તનેજ આપીશ."

તરૂણી આંગળીઓનો અવાજ સાંભળી શકી, પરંતુ તે એ સાંકેતિક ભાષા ન સમજી શકી. તે કેવળ એટલુંજ સમજી શકી કે, પાસેની ઓરડીમાંનો એક માણસ તેને માટે ચિંતા કરે છે, એ તેને પોતાની કરવા ઇચ્છે છે, એ તેની સાથે વાત કરવા માગે છે. તરૂણી કાન માંડી આંગળીઓનો 'ટક-ટક-ટક' અવાજ સાંભળવા લાગી. જેમ જેમ તે વિશેષ સાંભળવા લાગી તેમ તેમ એ અસ્પષ્ટ ભાષા સ્પષ્ટ થવા લાગી. એના કાને એ ભાષા પ્રણયસંગીત જેવી સંભળાઇ. તેણે કાન માંડી સાંભળ્યું કે, એક ઉત્સુક હૃદય તેને માટે લલિતછંદ લલકારે છે. તરૂણીએ પણ શરમ સંકોચ તથા ભય ચિંતાથી ધ્રુજતી કોમળ આંગળીઓથી દિવાલ ઉપર મૃદુ આઘાત કર્યો-એ આઘાતમાં તેના પ્રાણનો સઘળો પ્રેમ વીણાની માફક વાગવા લાગ્યો.

આવી રીતે એ બન્ને તરૂણ પ્રાણ તેમનાં પ્રણયગાન રાત દિવસ અરસપરસને સાંભળાવા લાગ્યાં.

ધીમે ધીમે એવી રીતે વાતચિત કરવામાં તરૂણી હોશિયાર થઇ ગઇ, આમ છતાં દિવાલની પાછળ તેનો જે સ્નેહી હતો તે તરૂણ છે કે વૃધ્ધ, કુંવારો છે કે પરણેલો તથા કયા ગુન્હાને લીધે તે કેદી થયો છે એમાંનું કાંઇ તરૂણી જાણી શકી નહિ. તે કેવળ એટલુંજ જાણી શકી કે, દિવાલની પાછળ એક પ્રેમિક પ્રાણ તેને માટે આકુળ વ્યાકુળ બની ગયો છે, એ તેનો બંધુ છે! પ્રેમાકાંક્ષી છે!

રાત પછી રાતના ઉજાગરા કરી તેમની વચ્ચે ન સમજી શકાય એવી વાતચિત ચાલતી હતી. કેદખાનાની નિસ્તબ્ધતા આવી રીતે સંગસુખથી મધુર બની જતી હતી! દિવાલની પાસે બેસી આંગળીઓ ઠોકી વાત કરતાં કરતાં તરૂણી પોતાનું થાકી ગયેલું મસ્તક દિવાલ ઉપર રાખતી હતી. એ પત્થરની દિવાલ જાણે કે તેના બંધુની પ્રણયકોમળ છાતી હતી, વિચારમાંને વિચારમાં સુખના આવેશથી તરૂણીનાં બન્ને નેત્રો મીંચાઇ જતાં હતાં.

વચ્ચે વચ્ચે આંતરિક સુખના આવેશથી તરૂણી હસી પડતી હતી, ખુલ્લા ગ્રીવાથી સંગીત ગાતી હતી, આખી ઓરડીમાં ધીમે પગલે નાચતી હતી. આ આનંદના અમૃતસ્પર્શથી કારાગારના સઘળા કેદીઓની દુઃખ વેદના જાણે કે દૂર થઇ જતી હતી; હબસી પહેરેગીરની નિયમિત કઠોરતાનો ભંગ થઇ જતો હતો.

એક દિવસે સ્હવારે કોઇ એક કેદીએ જાળીમાંથી નજર કરી તો બ્હારના ચોગાનમાં કોઇને કત્લ કરવાની તૈયારી થતી તેણે જોઇ. એ પ્રકાર જોવામાં આવતાં તેનું મ્હો ઉતરી ગયું. હૃદય કંપી ઉઠ્યું પછી આંગળાનાં અવાજથી સઘળા કેદીઓ અરસપરસને પૂછવા લાગ્યા કે, "જે હતભાગ્યનો જીવ લેવાની તૈયારી ચાલે છે એ કોણ છે?"

સઘળા કેદી પોતાનેજ એ યમદુતનો ગ્રાસ સમજવા લાગ્યા. સહુ પોતાના સોબતી પાસેથી છેવટની વિદાય લેવા તૈયાર થયા. ધીમે ધીમે આંગળીઓના અવાજ બંધ થઇ ગયા. સઘળું સ્તબ્ધ થઈ ગયું જાણે કે કોઇ જનપ્રાણી જીવતુંજ નહોતું; સહુનું એક સાથે જાણે કે મૃત્યુ થયું હતું.

તરૂણીની ઓરડીની દિવાલ ઉપર તેના તરૂણ બંધુનો આંગળીઓનો અવાજ આજે ઘણો કંપતો હતો. એ અવાજમાં વ્યાકુળતા હતી; પહેલાંના જેવી પ્રેમવાણી એ અવાજમાં સ્ફુટ થતી નહોતી; આજે જાણે કે જીવન મૃત્યુની સમસ્યા હતી; પ્રાણની સઘળી હકીકત એક ક્ષણમાં કહી નાખવાનો પ્રયત્ન હતો. એ વાણી જાણે કે પત્થરોની દિવાલને ભેદી નાખવા ઇચ્છતી હતી.

પોતાનો હૃદયબંધુ હૃદય તોડી શું બોલી ગયો એ તરૂણ સમજી શકી નહિ, કેવળ તે એક ચુંબનનો તથા અંતરના ઉંડાણમાંથી નીકળેલા નિઃશ્વાસનો અવાજ સાંભળી શકી. પછી સઘળું ચુપચાપ થઇ ગયું.

ભયથી સ્તંભિત બની જઇ તરૂણી બેસી રહી. પોતાનો બંધુ પોતાને પુનઃ બોલાવશે એવી આશામાં તે વખત વીતાડવા લાગી; પરંતુ તેની આશા વૃથા થઈ. આખો દિવસ વીતી ગયો રાત વીતી ગઇ; છતાં પાસેની ઓરડીમાંથી કાંઇ અવાજ સંભળાયો નહિ. એક પ્રકારની અજ્ઞાત આશંકાથી તરૂણી અત્યંત અધીર બની ગઇ.

એ વખતે બ્હાર પ્રકૃતિનું તુમુલ તૂફાન ચાલુ થયું હતું. વાયુ, વૃષ્ટિ, વિજળી, વજ્ર વગેરેનું તાંડવનૃત્ય પ્રકૃતિની ભયંકરતાનો ભાસ કરાવતું હતું. વાયુનો હાહાકાર, વૃષ્ટિનું રૂદન, વિજળીની જ્વાળા વજ્રનો આર્ત્તનાદ એ સર્વ તરૂણીના હૃદય વિશેષ દુઃખી બનાવી દેતું હતું. તરૂણીએ અધિર ચિત્તે વ્યાકુ

દૃષ્ટિથી એક વખત ચારે તરફ જોયું.

અધારી ઓરડીમા તરૂણી એકલી બેસી રહી હતી, તેના આટલા દિવસના સોબતીની, તેના સુખ દુ:ખના સાથીની તેને કાંઈ ખબર મળી નહિ તેણે, ધીમે ધીમે દિવાલ ઉપર આગળીઓ ઠોકી જોઇ, છતા કોઈ પ્રત્યુત્તર મળ્યો નહિ તેના બધુએ તેને જ્યારે વ્યાકુળ ભાવથી બોલાવી હતી ત્યારે તેણે કાંઈ ઉત્તર આપ્યો ન હોતો એથી એનો બધુ રીસાયો તો નહિ હોય? ક્ષમાવેગથી તરૂણીએ પુન પોતાના સોબતીને બોલાવ્યો, પરતુ ઉત્તર ન જ મળ્યો દુ ખ તથા અભિમાનથી તરૂણી બિછાનામા મુઇ ગઇ સુના સૂતા તેણે આકાશ પાતાળના વિચારો કર્યા, ઉંઘવાનો પ્રયત્ન કરવા છતા તેને ઉંઘ આવી નહિ કારાગૃહમા આવ્યા પછી આજેજ તેણે પોતાને એકલી અટુલી અનુભવી! વારવાર ફરીથી એક વખત સોબતીને બોલાવવાની તેને ઇચ્છા થની હતી, પરતુ વળી પાછુ તેને એમ લાગતુ હતુ કે, 'ના, પહેલી હુ નહિ બોલુ, પ્રથમ એ મ્હને બોલાવશે તો જ હુ બોલીશ!' પરતુ આવુ અભિમાન ક્યા સૂધી ટકી શકે? બિછાનામાથી છલગ મારી દિવાલ નજીક જઇ રડતા રડતા આખી દિવાલ ઉપર તેણે આગળીઓ ઠોકી એ મૂગી ભાષાનો અર્થ એવો થતો હતો કે, 'હે બધુ! તમે ક્યા છો? મ્હને એકલી રાખી તમે ક્યા જતા રહ્યા? કહો-કહો, એક વખત તમે મ્હારા આ પ્રશ્નનો ઉત્તર આપો!'

એ આનંદમયીના કરૂણ રૂદનથી આજે આખુ કેદખાનુ ચમકી ઉઠ્યુ હાય હાય! એ હાસ્ય પ્રતિમાને આજે ક્યા નિઠુરે રડાવી? સઘળા કેદીઓએ આખો લુછી હબસી બોજાની ચાલ પણ ધીમી થઇ ગઇ,

આનદમયીના રૂદનની વાત બાદશાહને કાને ગઇ આનદિત બનેલા બાદશાહે તરૂણીની ઓરડીમા આવી હસીને કહ્યું, "સુદરિ! મ્હને લગે છે કે હવે તુ મ્હારી ઇચ્છાને માન આપીશ આટલા દિવસ સૂધી ત્હે મ્હારી સત્તાને હસવામા ઉડાવી દીધી હતી આજે ત્હારી આખોમા આસુ ભરાઇ આવ્યા છે એ મ્હારે માટે ખુશી થવા જેવી ખબર છે સુદરિ! કહે જોઇએ કે, શુ કરવાથી તુ રાજી થય તેમ છે?"

તરૂણીએ પૂછ્યુ, "પડખેની ઓરડીમાં જે કેદી હતો તે ક્યા છે?"

"એ નથી"

"ક્યા ગયો છે?"

"ખબર નથી"

તરૂણીએ ભવા સકુચિત કરી કહ્યુ, "હમણા એ ઓરડીમા કોણ છે?"

"કોઈ નથી"

"ત્યારે મ્હને એ ઓરડીમાં જ કેદ કરી રાખો

આ વખતે બાદશાહે પણ ભવા ચઢાવી કહ્યું. "ચાલ"

તરૂણી બાદશાહની પાછળ પાછળ પાસેની ઓરડીમા ગઇ તો ઓરડીની દિવાલ ઉપર લોહીના મ્હોટા અક્ષરોથી લખ્યુ હતુ કે,

"અરેરે! હુ જો મ્હારી પાડોશણનુ મ્હો એક વખત જોઇ શક્યો હોય તો પ્રલયકાળ સૂધી દયામય જગદીશ્વરને ધન્યવાદ આપત!"

(સંપૂર્ણ)









લક્ષ્મી પિકચર્સની નવી આવનારી ફિલ્મ નીરાનાં દૃશ્ય

એકલવાયો રાજપુત, બધાં નોધારાં થઇ ગયાં અને રાજ્યમાં–જુલ્મ અન્યાય, ત્રાસ, ભૂખમરો પ્રવર્તી રહ્યાં.

આ પ્રમાણે જ્યારે ગાન આસ્માન માયાની મોહીનીમાં ફસાઈ વિનાશ પંથે વિચરી રહ્યો હતો ત્યારે તેના મંત્રી ચંદ્રચુડે રાજ્યસત્તા અને રાજ્ય પોતાને હસ્તગત કરવાની પેરવી કરવા માંડી. તેણે એક કુટીલ બાજી રચી અને તે કાવત્રાનો મુખ્ય નાયક રાજાના કમીશ્ન બંધુ-ટીકલને બનાવ્યો. ટીકલના કાનમાં ઝેર રેડી એવો ઉશ્કેર્યો કે તેણે પોતાના બંધુ રાજાને મારી નાંખવાની પ્રતિજ્ઞા લીધી.

બીજી તરફ માયાએ જોયું કે રાજાના હૃદય પર હજી પણ રૂપમતિ અને રાજકુમાર મદનના પ્રેમનો પ્રભાવ પડેલો હતો, સચોટ હતો. તેથી એ બે કાંટો તે પોતાના માર્ગમાંથી વેગળા કરવાની યોજના તેણે ઘડી. પોતાની મુરાદ પાર પાડવા હથીઆરીની શોધમાં પ્રથમ તો તેણે રાજાના નર્મસચીવ ઉમરા પોતાની મોહીનીનું બળ અજમાવ્યું પણ ચાલાક ઉમર તેણે મોહજાળમાં ન ફસાવાથી ચંદ્રચુડના અંગરક્ષક 'મનાઈ'ને હાથ

બીજી નજર ઉભી થઇ. સિરાજ-ઉદ્-દૌલાનો પિતા જયેનુદ્દીન પટણાનો શાસક હતો. પટણાની રાજ્ય હદમાં સમશેરખાં અને સરદારખાં નામના બે વિદ્રોહી પઠાણની જાગીર હતી. તેમને વશિભૂત કરવા જયેનુદ્દીને પુટણા આવવા નિમંત્રણ મોકલ્યું. તેઓ દરબારમાં હાજર થયા, અને નજરાણું આપવા ઘુંટણુ નમાવી જયેનુદ્દીન સામે બેઠા. અને એકાએક તરવાર કાઢી જયેનુદ્દીનનું માથું ધડથી જુદું કરી નાંખ્યું. હાજી અહેમદ (સિરાજનો દાદો) અફઘાનોને હાથે કેદ પકડાયો, અને અપમાન અને દારૂણુ દુઃખ ભોગવી કેદમાં જ મરણુ પામ્યો. આલવર્દીખાંનની પ્રિય પુત્રી અમિના બેગમ અફઘાનોને હાથ કેદ પકડાઇ. વીજળી વેગે આ સમાચાર રાજધાનીમાં પહોંચ્યા. નવ્વાબે સરદારોને બોલાવ્યા. મીરજાફરને ફરીથી સેનાપતિપદે નિયુક્ત કર્યો. અત્તાઉલ્લા પણ તરવાર લઇ હાજર થયો. સર્વે જેણે પવિત્ર કુરાનના સોગન લઇ જાંનિસાર કરવાનું વચન આપ્યું. પિતા ક્રુર અફઘાનોને હાથે માર્યો ગયા. પિતામહ કારાવાસમાં લાંછના ભોગવી ગતઃપ્રાણુ થયાઃ માતા અફઘાનોને હાથે બંદિની થઇઃ આ સમાચારથી બાળક સિરાજનો પ્રાણુ કંપી ઉઠ્યો. માતાને કારાગારમાંથી છોડાવવા માટે તરવાર લઇ માતામહની પાસે ગયો. નવ્વાબી સૈન્ય દુશ્મનો સામે કુચ કરવા લાગ્યું.

અફઘાનોએ બિહાર લુંટી, તેમાંથી મળેલા પૈસાની લાલચ આપી મરાઠાઓને મદદ માટે બોલાવ્યા હતા. મરાઠાની ફોજ લાભની આશા જોઇ પટણાના તરફ વળી અલિવર્દીખાંનને આગળ વધી ભાગલપુર આગળ મરાઠી ફોજ પર આક્રમણ કર્યું. મરાઠાઓને લડવું ન હતું. જંગલને રસ્તે તેઓ નાસવા લાગ્યા. નવ્વાબી સૈન્ય મોંગેરમાં આવી પહોંચ્યું. રસ્તામાં એક દૂત પકડાયો તેની પાસેથી એક કાગળ મળી આવ્યો, જેમાં અત્તાઉલ્લાએ અફઘાનોને સહાય કરવાનું સ્પષ્ટ રીતે લખ્યું હતું. સિરાજ ક્રોધથી ગાંડો બની ગયો. પણ નવ્વાબે તેને સમજાવ્યું કે સૌથી પ્રથમ કર્તવ્ય અફઘાનોને હરાવી તારી માતાનો છુટકારો કરવાનું છે. સિરાજે માતામહની આજ્ઞા શિરોમાન્ય કરી.

બાઢના વિસ્તીર્ણ મેદાન આગળ નવ્વાબી સેના આવી પહોંચી. મરાઠી સેનાએ પણ અહીં આવી મુકામ કર્યો હતો. સન્મુખે અફઘાન, બાજુમાં મરાઠી સૈન્ય હતું, અલિવર્દીખાને પ્રથમ યુધ્ધમાં સરદારખાંને માર્યો. સમશેરખાં ફોજ લઇ આગળ વધ્યો. જમણા પડખાના સૈન્ય પર અને ડાબી તરફના દળ પર એક સાથે આક્રમણ કરવાનું નવ્વાબે શરૂ કર્યું. આ લાગ જોઇ મહારાષ્ટ્ર સેના હુમલા માટે તૈયાર થઇ. રણચતુર સિરાજે પોતાના નાનાની ભૂલ જોઇ. નવ્વાબી સૈન્ય જે રીતે આગળ વધતું હતું તે રીતે જો તે નાશ પામે તો તેમાં નવાઇ જેવું ન હતું. કારણ કે બે સૈન્યની વચ્ચે સુડી વચ્ચે સોપારી કપાઇ જાય, તેમ સૈન્યને કપાઇ મરવાનો ભય હતો. સિરાજે મરાઠાઓપર હુમલો કરવા દાદાની આજ્ઞા માગી, પણ રણોન્મત્ત અલિવર્દીખાને તે માન્ય રાખી નહિ. સદ્ભાગ્યે સમશેરખાં હાથીપરથી પડ્યો. બ્રીજબેગે તેનું માથું કાપી નાંખ્યું. અફઘાનો નાસવા લાગ્યા. અફઘાન સહેજમાં હારી. અમિના બેગમનો છુટકારો થયો. નવ્વાબી સૈન્યમાં આનંદ વ્યાપ્યો. સિરાજને પટણાનો નવ્વાબ જાહેર કરવામાં આવ્યો.

આમ થોડો સમય વહી ગયો. સિરાજે જોયું કે પૂર્ણિયાના પ્રદેશપર સૈયદ અહમદનો અધિકાર છે. નવાઝીશ અને ગજવ દસભ ઢાકામાં મનમાન્યા રૂપિયા ઉડાવે છે. વિશ્વાસઘાતકી મીરજાફર સેનાપતિની પદ્દી ભોગવે છે. માત્ર હું જ નામનો પટણાનો નવ્વાબ છું. પટણાનું દ્રવ્ય અફઘાનો લુંટી ગયા છે અને ઓમદાની જાનકીરામ ભોગવે છે. આ વ્યવસ્થા સિરાજને પસંદ પડી નહિ. તેણે દેશ ભ્રમણને બહાને મુર્શિદાબાદથી કુચ કરી. અલિવર્દીખાં મેદિનીપુરમાં હતો. રોકનાર કોઇ હતું નહિ. સિરાજ પોતાની પ્રિય પત્ની લુત્ફઉન્નિસાને લઇ બહાર પડ્યો. પટણા આવી પહોંચતાં તેણે જાનકીરામને કહેણુ મોકલ્યું કે "પટણાનો નવ્વાબ હું છું. આપ મારા પ્રતિનીધિ માત્ર છો. મને મારૂં રાજ્ય સોંપી દો" જાનકીરામ ભારે વિમાસણમાં પડ્યો. કારણ કે સિરાજની વય માત્ર પંદર વર્ષની હતી. રાજ્યની લગામ સોંપે અને કંઇ અનર્થ કરી બેસે તો જુમ્મેદારી કોની ? જાનકીરામે મેદિનીપુર માણુસ મોકલી ખબર આપી. અને દુર્ગના દરવાજા બંધ કર્યાં. સિરાજનો ક્રોધ ભભુકી ઉઠ્યો નવ્વાબની આજ્ઞા વગર દુર્ગ બંધ કરવાની જાનકીરામની મજાલ ! સિરાજે પોતાના દાદાને એક ક્રોધપૂર્ણ પત્ર લખ્યો. નવ્વાબ અલિવર્દીખાને પણ ભૂલ કરી કે જાનકીરામને દુર્ગદ્વાર ઉઘાડવાની આજ્ઞા કરવાને બદલે સિરાજને ઉપદેશપૂર્ણ પત્ર લખ્યો કે જેના અંતમાં ફારસી ભાષાના શેર હતો કેઃ—

ગાહે કે પાયે શહાદત અન્દર મેગો પોશ્ત, "
ગાફિલ કે શહિદે ઇશ્ક ફાઝીલતર અજ દોસ્ત !
ફરદાય કયામત ઇ વ આં કાયમ ન અન્દ,
ઇ કોસ્તા દુશ્મનાં આં કોસ્તાયે દોસ્ત."

સિરાજે કિલ્લા પર ગોળાનો વર્ષાવ શરૂ કર્યો. કિલ્લો સર થયો નહિ. પોતાનો સેનાપતિ મહદીકુલ્લી મરાતાં તેની સેના ભાગવા લાગી. સિરાજે એક ઝુંપડામાં આશ્રય લીધો. નવ્વાબ કાગળ લખીને બેસી રહ્યો ન હતો. મેદિનીપુરથી પટણા આવવા નીકળી ચુક્યો હતો નવ્વાબ પટણા આવી પહોંચ્યો. આવતાં જ કિલ્લાના દ્વાર ઉઘડ્યાં. સિરાજને ક્ષેમ કુશળ જોઇ આનંદ પામ્યો. પટણામાં દરબાર ભરી સિરાજને બંગાળા બિહાર અને ઓરિસાના યુવરાજપદે અભિષેક કર્યો. સિરાજ સંતુષ્ટ થયો. માત્ર નવ્વાબના વિશ્વાસઘાતકી નોકરો, સ્વાર્થી અંગ્રેજ વણિકના વિના પરવાને વેપાર કરનાર મુનીમો, નવ્વાબના સ્વાર્થાંધ સરદારો અને શેઠિયાઓ, માત્ર સંતુષ્ટ થયા નહિ.

---

* જે લોકો ધર્મને માટે લડાઇમાં પ્રાણ આપે છે—આત્મોત્સર્ગ કરે છે, તેઓ ભૂલી જાય છે કે સંસારસમરમાં જે સ્નેહના અત્યાચાર સહન કરે છે, તેજ વાસ્તવિક રીતે વીર છે. આ બન્નેની તુલના આલોક અને પરલોકમાં પણ થઇ શકતી નથી. ધર્મવીર જ્યારે શત્રુને હાથે નિહત થાય છે ત્યારે, અંમાગી વીર પોતાના આત્મીય સ્વજનોને હાથે, તેમના દંડીજ નિહત થાય છે.

# આજ–કાલનાં નાટકો

## સિરાજ-ઉદ્-દૌલા.

રા. રમણીક એ. મહેતા.

(૯)

જે સમયને લઇને અને પાત્રોને લઇને 'સિરાજ-ઉદ્-દૌલા'ના નાટકની રચના થઈ છે, તે ભારતના ઇતિહાસમાં એક મહત્વનો સમય લેખાય છે. મોગલ ગૌરવરવિ અસ્તમિતપ્રાય હતો. મોગલ સામ્રાજ્યના કેટલાક ભાગના સુબા સ્વતંત્ર થયા હતા અને બીજા તેમનું જોઇ સ્વતંત્ર થવા પ્રયાસ કરતા હતા. મોગલ સમ્રાટ્‌ની સત્તા નામની જ હતી. કપટનીતિપ્રવિણ અંગ્રેજ વણિકોએ બંગાળામાં ત્રણ ઠેકાણે કોઠી નાંખી હતી અને ૩૮ ગામ ખરિદ કરી પગભર થવા પ્રયત્ન કરતા હતા, પરંતુ તેઓએ ગામ ખરિદ કરવાના કાર્યમાં સફળતા મેળવી નહિ. વલંદા અને ફ્રેન્ચની સત્તા નષ્ટ થઇ ન હતી. દક્ષિણમાં મરાઠાઓની સત્તા બળવત્તર થતી જતી હતી.

આ સમયે બંગાળમાં ધર્મપરાયણ પ્રજારંજક અલિવર્દીખાનનું શાસન હતું. નવ્વાબ અલિવર્દીખાનને ત્રણ કન્યાઓ હતી. આ ત્રણે કન્યાઓને તેણે પોતાના સહોદર હાજી મહંમદના ત્રણે છોકરાઓ સાથે પરણાવી હતી. તેની એક કન્યા આમદા બેગમને એક પુત્રનો જન્મ થયો. જે દિવસે જન્મ થયો તે દિવસે અલિવર્દીખાનને પટનાનો શાસનભાર પ્રાપ્ત થયો. આ શુભ પ્રાપ્તિને લઇને તેણે તે પુત્રને પોતાના ખોળે લેવાનો વિચાર કર્યો અને એજ આગળ જતાં ભારતના ઇતિહાસમાં સિરાજ ઉદ્-દૌલાના નામે મશહૂર થયો. સિરાજ બાલ્યકાળમાં ઘણા લાડમાં ઉછર્યો. ભવિષ્યનો નવ્વાબ જાણી તેને કેટલાક કુસંસ્કાર લગાડયા. વિલાસિતાનું બીરોપાયું. તેના સાથીદારોએ તેને અંકુરિત કર્યું.

સિરાજે યુવાવસ્થામાં પાદાર્પણ કરતાં રાજધાની નિકટ ભાગીરથીના પશ્ચિમ કિનારે એક પ્રમોદ ભવન બંધાવ્યું. આ પ્રમોદભવનનું નામ 'હીરાઝીલ' હતું. આજ હીરાઝીલમાં સિરાજનું સિંહાસન સ્થાપિત થયું હતું. આજ હીરાઝીલમાં વિશ્વાસઘાતથી મીરજાફરે કપટી કલઇવની સહાયથી પોતાને માથે રાજમુકુટ ધારણ કર્યો હતો. આ પ્રમોદભવનમાં સિરાજ પોતાની વિષયલાલસા તૃપ્ત કરવા લાગ્યો. કુસંગીઓ એકઠા થયાં. ભોગવિલાસની ધારા વહેવા લાગી. બાદમાં એક દિવસે સિરાજે પોતાના દાદાને (નાનાને) અમિર ઉમરાવો સાથે હીરાઝીલમાં પધારવા અને તેને નિરખવા આમંત્રણ મોકલ્યું. નવ્વાબ અલિવર્દીખાંનના આનંદનો પાર રહ્યો નહિ. તે અમિર ઉમરાવ અને રાજાઓ સાથે હીરાઝીલમાં ગયો. સિરાજ તેમનું સ્વાગત કરવા લાગ્યો. કોઇ મહેલની કારીગરી જોવા લાગ્યું: કોઇ સઘન લતાકુંજમાં આરામ લેવા લાગ્યું. આમ દરબારીઓ હતા તેવામાં સિરાજે ચાલાકી કરી વૃધ્ધ માતામહને દરબારીઓથી અલગ કરી એક ઓરડામાં પૂરી દીધા. પોતે ઉભો બ્હાર તાળી વગાડવા લાગ્યો. વૃધ્ધ નવ્વાબને પ્રથમ વિનોદ લાગ્યો, પણ જ્યારે સિરાજે કોઇ પણ પ્રકારે દ્વાર ઉઘાડયું નહિ ત્યારે સિરાજને મૃદુ ઠપકો આપવા લાગ્યો. પૌત્ર અને માતામહ વચ્ચે વાદવિનોદ થયો. નવ્વાબ સાથે આવનારે નવ્વાબની મુક્તિ માટે પાંચ લાખ રૂપીઆ આપ્યા. સિરાજે મળવાથી આજથી તેનું નામ મનસુરગંજ રાખ્યું.

અંગ્રેજ ઇતિહાસ લેખકોએ અને તેનું અંધ અનુકરણ કરનાર લેખકોએ સિરાજને અધમ, પાપી, નીચ પ્રકૃતિનો અને કાયર ચિતર્યો છે; જ્યારે ખરી બીના તેથી વિપરીત છે. એ 'સાયર ઉલ મુતાક્ષરીન'નો લેખક અને બીજાઓ મુક્તકંઠે સ્વીકાર કરે છે. જે સમયે બંગાળની નવ્વાબી આલવર્દીખાં હાથમાં આવી તે સમયે દેશમાં નવો ઉપદ્રવ શરૂ થયો હતો. મહારાષ્ટ્ર સેના દેશમાં ભ્રમણ કરી લુંટફાટ કરતી હતી અને સરદેશમુખી ઉઘરાવતી હતી. મહારાષ્ટ્ર સેનાની સામે થવા તેમને રોકવા પદ્મા અને મહાનંદાના સંગમ પાસે ગંજની પાસે ગોવાગાડીમાં છાવણી નખાઇ. નવ્વાબને વર્ષભર આરામ તો દુર રહ્યો પણ સતત ચિંતા અને શ્રમમાં ગાળવું પડ્યું. ભાસ્કર પંડિત મહારાષ્ટ્ર દળ સાથે બંગાળમાં દાખલ થયો જ્યારે બાલાજી પેશ્વાનું સૈન્ય બિહારમાં આવી લાગ્યું. ભાસ્કર પંડિત રાઘોજી ભોંસલેનો સેનાપતિ હતો. આમ બન્ને પ્રબળ લશ્કરોની સામે થવામાં નવ્વાબે ચતુરાઇ વાપરી. કુયુક્તિથી ભાસ્કર પંડિતને અને તેના સૈન્યને પરાસ્ત કર્યું. એટલામાં એક બીજી મુસિબત આવીને ઉભી થઇ. નવ્વાબના વિશ્વાસપાત્ર સેનાપતિ મુસ્તફાખાંએ નવ્વાબ સામે બંડ કર્યું અને તે બંડ નવ્વાબે સમાવી દીધું ત્યારે તે આઠ હજારના સૈન્યને લઇ પેશ્વાની મહારાષ્ટ્ર સેના સાથે મળી ગયો. કામ ઘણું વિકટ થઇ પડ્યું. ઇ. સ. ૧૭૪૭માં પોતે દેશનો બંદોબસ્ત કરવા રહી પોતે પોતાના બનેવી મિરજાફરખાંને સેનાપતિ બનાવી મરાઠાઓની સામે લશ્કર લઇને મોકલ્યો. તે લશ્કર લઇ મેદિનીપુર સુધી આવ્યો અને ત્યાં આવી આમોદ પ્રમોદમાં પડ્યો. આ સમાચાર નવ્વાબને કાને પડતાં તેણે અત્તાઉલ્લા નામના બીજા વિશ્વાસુ અને રણકુશળ સેનાપતિને મોકલ્યો. અત્તાઉલ્લાએ મીરજાફરને મદદ કરવાનું તો પડતું મુક્યું એટલુંજ નહિ પણ મીરજાફરની સાથે મળી તેણે નવ્વાબને ગાદી પરથી ઉઠાડી મુકી, મીરજાફરને પટણાનો નવ્વાબ કરવાનો અને પોતે બંગાળાના નવ્વાબ બનવાનો ત્રાગડો રચ્યો. આ સમાચાર અલિવર્દીખાંનને મળતાં પોતે જાતે માણસો સાથે બંડખોરોને દબાવવા ગયો. બંડખોરો સમજી ગયા કે આપણું કંઇ વળશે નહિ, તેથી તેઓ નવ્વાબના ચરણમાં પડી મુકી તેને શરણ થયા. અલિવર્દીખાંનનો સ્વભાવ દયાળું હતો. તેણે બન્ને જણને માફી આપી. પણ બન્નેને સેનાપતિના પદ પરથી દૂર કર્યા. મીરજાફર પર આ સજાની અસર થઇ નહિ. તે રાજધાનીમાં આવી ફરવા લાગ્યો. તેને તેની નિકારુનો હિસાબ આપવાનું ફરમાવવામાં આવ્યું, પણ, તે દરબારમાં હાજર થાય શાનો!

આ ઘટના બન્યાને ઝાઝો વખત થયો નહિ એટલામાં

# તમે અજબ થશો તેમાં નવાઈ નથી!!

સ્વર્ગ સુધી પ્હોંચતી સીડી જોશો—તો

તમે પણ હેરત પામશો અને કહેશો-કે—

શાબાશ ! બાણાવળી અર્જુન—ખુબ કરી——

| | | |
|---|---|---|
| સીડી પર સ્વર્ગમાં જતો ભીમ | નારદજીની નારદ વિદ્યા | ઇંદ્રનો ઐરાવત માટે ભીમનું પરાક્રમ |

## મહારાષ્ટ્ર ફીલમ કંપનીની પૌરાણિક નવી ફીલમ

શનીવાર તા. ૨૭ થી શરૂ




મહારાષ્ટ્રની ફીલમ એટલે વધારે લખવા જરૂર ન હોય.

નાચના શોખીનો ! આવો કલાપૂર્ણ નાચ તમોએ આજ દિવસ સુધી ક્યાંઈ પણ નથી જોયો એ ખાત્રીથી માનજો

## સીનેમા મેજેસ્ટીક ગીરગામ

ટુંક વખતમાં આવે છે.
સરસ્વતિ ફીલમ કંપનીની
**સતિ સંરોજ** યાને શીયળની કસોટી.

આવતા શનીવારથી
લક્ષ્મી પીકચર્સની બીનહરીફ ફીલમ
**નીરા** યાને **સુંદર નાગણ**

Reg. No. 1329



સુધારો—પેજ નંબર ૧૬ ની બીજી કોલમમાં ૧૧ મી લાઇનનો છેલ્લો શબ્દ 'વીર'ને બદલે 'વસંત' વાંચવો.

આ પત્ર તંત્રી જયશંકર ખોડીદાસ દ્વિવેદીએ મુંબઈ, ગીરગામ ખટાવ બિલ્ડીંગમાં મોજ-મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

વર્ષ ૨ જું. અંક ૪૮ તા૰ ૭-૨-૨૬
છુટક ૧ આનો બહારગામ દો આનો

વાર્ષિક લવાજમ રૂ. ૪ાર
બહાર ગામ રૂ. ૫ ા.ર

# મોજ-મજાહ





સામોઆની ગ્રામ્ય સુન્દરી



# સ્ત્રી તો એનું નામ, જે કરે મરદોના કામ!

શનીવાર તા. ૬ ઠી માર્ચથી અમારા સ્ક્રીન પર ચાલુ થશે

૩૧ ભાગની પાથે સીરીયલ **સફેદ સવાર** આ હફતે ૭ ભાગ

તમે જોશો તો જરૂર જ તમને અમેરીકાની ચપળ નાઝનીન

પાથેની ખરી મગરૂરી **રૂથ રોલાન્ડ** માટે ઉપલો વિચાર બાંધવો પડશે

એમ તો મીસ રૂથ રોલાન્ડનું દરેક કામ જોવા લાયક છે પણ આ સીરીયલમાં તો તેણીએ સઘળા રેકોર્ડ તોડયા છે.

રૂથનો સાચો મદદગાર! રૂથનો આશક જાંનિસાર

આ બન્ને પુરૂષો રૂથની સાથે મળીને જે કામ કરે છે તે નહિ જોવુ એ એક મેળાવડામાં મોહક આનંદ ખોવા જેવુ થશે!

સાથે બે ભાગની પાથે કોમિક

વખત—પાા ૭, ૮ાા ૧૦ાા શની રવિ ખાસ ખેલ ૩ાા વાગે
ભાવ—૩ ૨, ૧, ૦ાા ૦ાા ૦ા

## ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ




ફાગણ વદ ૮ ] રવિવાર તારીખ ૭ મી માર્ચ ૧૯૨૬ [ પુ. ૨ જું. અંક ૪૮.



# "મન વગરની મોજ"

વિચિત્ર ઘટના વિશ્વની, વિષ વિષમતાથી વ્યાપ્ત છે.
વિવેકથી સુખ ના રખાયો, તો બુધ્ધિ છે શું કામની?

રસપુર્ણ થાળી પીરસી, રૂડાં કનક પાત્રો વિષે,
રૂચી નહિ જમનારને તો, થાળી તે શું કામની?

ગૃહિણી વર્યો કુળવંતની, બહુ સૌંદર્યતાની પુતળી,
ગૃહ કાર્યમાં કુશળ નહિ તો, કામિની શું કામની?

પ્રારબ્ધના સંસ્કારથી, સંબંધ જ્યાં બંધાય છે,
પૈસા અને સ્વાર્થ તણી, તકરાર તે શું કામની?

સત કર્મના સંયોગથી, આવી ભળે સૌ માનવી,
સમજી ભલાઇ ના કરી તો, જીન્દગી શું કામની?

પૂર્વ સંચિત પુણ્યના ફળથી, મળ્યો નર દેહ તો,
ભાવે ન ભક્તિ આદરી, ધરી દેહ તે શું કામની?

જે. માસ્તર.

# જુબેદા

## અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૫ મું.

સૂર્યના વિશાળ પ્રતાપને મસ્તક પર ધારણ કરતો હું સહરાના રેતી પ્રદેશમાં આગળ વધવા લાગ્યો. મધ્યાન્હ થતાં ઘોડામાં ચાલવાની શક્તિ રહી નહિ. ક્યાં આશ્રય લેવો તેની ચિંતામાં હું પડયો. થોડે દૂર જતાં ખજુરીનાં વૃક્ષોની એક ન્હાની ઝાડી પાસે આવી પહોંચ્યો. આ સ્થળે મેં વિશ્રાન્તિ લેવાનો વિચાર કર્યો. અશ્વ પરથી ઉતરી મેં તે છાયામય વૃક્ષ-કુંજમાં પ્રવેશ કર્યો ત્યાં બેસી ઘોડા પરથી સામાન ઉતારી કોથળો ખોલી જોતાં મારું મન પ્રસન્ન થઇ ગયું અને થયેલા પંથ પરિશ્રમની અસર નીકળી ગઇ. ચામડાની એક નાની થેલીમાં પાણી ભરેલું હતું, જે પાણી તે વખતે મને અમૃતતુલ્ય લાગ્યું, તે સિવાય બીજી બે થેલીઓ તેમાં હતી. એકમાં ખાદ્ય અને બીજી રૂપેરી તારથી બાંધેલીમાં ફ્રાન્સમાં પ્રચલિત સુવર્ણનાણાંઓ તથા એક પત્ર હતો. આ પત્ર એક ન્હાના કાગળ પર લખવામાં આવ્યો હતો. વિસ્મિત બની મેં તે પત્ર ખોલ્યો. પત્ર ફ્રેન્ચભાષાની અરબી શબ્દોમાં લખેલો હતો.

પત્રમાં શું લખ્યું હતું? મારી ક્ષુધા-તૃષાને, વીસરી જઈ હું તે પત્ર ધ્યાનપૂર્વક વાંચવા લાગ્યો. પત્રમાં લખ્યું હતું કે—

"હે વિધર્મી મુસાફર ! તમારા દુઃખદ પ્રસંગમાંથી તમારો ઉધ્ધાર કરવાને જરા પણ મારા તરફથી મદદ થઇ તે માટે હું અલ્લાનો આભાર માનું છું. તમો અને હું જુદા દેશનાં છીએ છતાં ભવિષ્યમાં આ અભાગિનીના ઉધ્ધાર માટે કોઇ દિવસ ઉપકાર કરવાનો વખત આવે તો મને ભૂલશો નહિ. હવે પછી કદાચિત્ તમારો અને મારો મેળાપ થાય તો યાદ રાખજો કે, તમારું નામ આમીન છે. ઇશ્વરની દયાનો પાર કોઇ પામતું નથી. તે તમને નિરાપદ જગ્યાએ લઇ જશે."

પત્ર વાંચી હું વિચારમાં પડયો. પરંતુ આમ વિચાર કર્યે ચાલે એમ નહોતું. પેટમાં ભૂખથી ખાડો પડયો હતો એટલે થોડીક ખજુર કહાડી ખાતાં ખાતાં વિચારવા લાગ્યોઃ-" આ યુવતી કેટલી બધી દયાળુ છે. સ્વધર્મી-સ્વજાતિ નહિ હોવા છતાં-હજારો ગાઉ દૂરની એક અપરિચિત વ્યક્તિ માટે દિલમાં આટલી બધી કરૂણા રાખવાવાળાને ધન્ય છે. પોતાનાં જીવનને સંકટમાં નાખીને પણ પોતાનો અશ્વ, ખાદ્ય સામગ્રી અને ભવિષ્યના ઉપકાર માટે પૈસાની મદદ કરી તે તેના મહત્ હૃદયની સાક્ષી પૂરે છે. આ રૂપવાન મરૂવાસિની કોણ હોવી જોઇએ ? ભવિષ્યમાં શું એના ઉપકારનો બદલો હું કોઇ દિવસ વાળી શકીશ ? શું એવું મારા ભાગ્યમાં લખેલું હશે ? જે સમાજને જગતની અંદર નિર્દય, ક્રૂર અને અનુદારતાપૂર્ણ કહેવામાં આવે છે, એવા સમાજની અંદર આવું નારીરત્ન ઉત્પન્ન કેમ થયું ?

હાજી અબુ સલામની સ્ત્રીની તે બાંદી હશે કે સ્ત્રી ? બાંદી હોય તો મારી સાથે પલાયન કરી જવાનો આવો સુયોગ ગુમાવે નહિ. તેનો સગર્વ ભાવ, હૃદયની દૃઢતા, સંયમ અને સર્વોપરી આત્મસન્માન બાંદીમાં કયારેય પણ સંભવે નહિ. માટે તે અબુ સલામની સ્ત્રીજ હોવી જોઇએ. કારણ કે, જુબેદા બેગમ એ નામને માટે તેણે કિંચિત્ પણ નાખુશી બતાવી ન હોતી. જેની પાસે આટલા બધા અલંકારો, આવો મૂલ્યવાન પોષાક, સુન્દર સુસજ્જિત અશ્વ અને સ્વર્ણમુદ્રાઓ હોય, તેનો દસ્યુગૃહની અંદર સામાન્ય અધિકાર તો ન જ હોવો જોઇએ અને તેટલા માટેજ અમો ઉભયનો પરિચય ગુપ્ત રાખવાનો તેણે આગ્રહ કર્યો હતો.

થોડો વખત વિચાર કર્યા બાદ વળી મારા મનમાં આવ્યું કે, " આવી રૂપવતી-ગુણવતી રમણી પરસ્વાપહારક, પર પ્રાણ-ઘાતક, નૃશંસ કાર્ય કરનાર દસ્યુપતિની પત્ની કેમ હોઇ શકે ? નહિ-નહિ. આ વાત માનવાને મારૂં મન કબુલ થયું નહિ. આવી મૃદુહાસિની, અમૃતભાષિણી, સુકેશિની, હરિણ નયના, મોહિની પ્રતિમા સુન્દરી, તેવા બદસૂરત વૃધ્ધ કર્કશ પ્રકૃતિના નરપશુની પ્રણયભાગિની હોય ? ના-ના, મારો આત્મા પોકારીને કહેતો કે, આમાં કાંઇક પણ ભેદ હોવોજ જોઇએ.

પુનઃ મે જુબેદાનો પત્ર ધ્યાનપૂર્વક વાંચી જોયો. પત્ર સુસંસ્કારી ભાષામાં અને શુધ્ધ લખાયેલો હતો. પત્રમાંથી હજી સુધી પણ કસ્તુરીની સુગંધ આવ્યા કરતી હતી. જુબેદા જ્યારે મારો છૂટકારો કરવા આવી હતી, ત્યારે પણ તેણે પહેરેલાં વસ્ત્રોમાંથી સુગંધી અત્તરોની બહાર આવ્યા કરતી હતી. તે સ્મૃતિ જાગ્રત થતાં, ગત રાત્રિનો સમસ્ત બનાવ મારી નજર સામે તરવા લાગ્યો. હું વિહ્વળ બની ગયો. જુબેદાની માનસિક મૂર્તિ મારા ચિત્તપટ ઉપર અંકિત થવા લાગી-મારૂં હૃદય જુબેદામય બની ગયું.

આ વખતે વૃધ્ધ અલી બિન હાકેઝની ભવિષ્યવાણી મને યાદ આવી. અત્યાર સુધીમાં હું કયારેય રમણીના પ્રેમમાં પડયો નહોતો. સ્વદેશમાં કિંવા વિદેશમાં મને કોઇ પ્રકારનું બંધન નહોતું. મરૂભૂમિના મધ્યાહ્ન વાયુની માફક વિશ્વમાં હું મનમાં આવે ત્યાં સ્વચ્છંદતાથી ભ્રમણ કરતો હતો. ત્યારે શું હવે તેમણે ભાખેલી ભવિષ્યવાણી મુજબ એક અજ્ઞાત કુલશીલ, અસભ્ય દસ્યુની આત્મીય રમણીના પ્રેમમાં પડી મારે જીવન અને યૌવન નષ્ટ કરવું પડશે ? મને ખબર પડતી નહોતી. કે, મારા ભાવિમાં શું લખાયેલું છે. મારૂં હૃદય ધીમે ધીમે-ઘણીજ મંદગતિએ તે સૌંદર્ય પ્રતિમાના સ્નિગ્ધ સૌંદર્ય સરોવરમાં ડુબી જઇ મરણના શ્યામ-સ્નિગ્ધ ખોળામાં વિરામ પામવાની ઇચ્છાએ આકુળ વ્યાકુળ બની ગયું હતું.

જુબેદા તરફથી મારા મનને હું પાછું હઠાવી શકતો નહોતો-તેટલી મારામાં તાકાત નહોતી, આત્મા વ્યાકુળ બની પોકારી ઉઠતો હતો કે, કયાં છે જુબેદા ? તું ગમે ત્યાં હોય ત્યાંથી એકવાર આવી તારા મુખ ચન્દ્રનાં દર્શન કરાવ-તારા મુખની તુલના પૃથ્વીમાં કોઇની સાથે થઇ શકે એમ નથી.

આમ જુબેદાના વિચારમાં હું રેતીમાં ઢળી પડયો. આખા દિવસના શ્રમથી હું નિદ્રાધીન થઇ ગયો. બીજે દિવસે પ્રભાતના સ્નિગ્ધ સમીરની લહરીએ મને જાગ્રત કર્યો; પુનઃ મેં ઘોડાને તૈયાર કરી પ્રયાણ કરવા માંડયું. લગભગ ત્રણ દિવસ આમ ચાલવા બાદ સાંજના વખતે હું ફ્રેન્ચોની છાવણીની નજદીક જઇ પહોંચ્યો.

એક અજ્ઞાન પણ યુરોપિયન મુસાફરને છાવણી તરફ આવતો જોઇ પ્રહરીઓ અચંબો પામ્યા. તેઓ મને ફ્રેંચ સેનાપતિ પાસે લઇ ગયા. સેનાપતિ એક વિશાળ તંબુમાં આરામ ખુરશી પર પડી ચીરૂટ પીતો હતો. મને જોતાં જ ઉઠીને બેઠો થયો અને હું કયાંથી આવું છું-કયાં જાઉં છું વગેરે હકીકત પુછવા લાગ્યો.

મેં તેને અલી બિન હાકેઝની દુર્દશાની બધી વાત કહી સંભળાવી અને હાજી અબુ સલામના હાથમાંથી કેવી રીતે છુટકારો થયો અને અહિં આવી પહોંચ્યો તેનું અથથી ઇતિ પર્યંત વર્ણન કહી સંભળાવ્યું. આ વર્ણનમાં મેં જુબેદાનો કિંવા તેની મદદથી થયેલા મારા છૂટકારો કિંચિત્ પણ ઉલ્લેખ કર્યો નહોતો.

મારી વાત સાંભળ્યા પછી ફ્રેંચ સેનાપતિ ઘણો જ ખુશ થયો અને પોતાની સાથે ભોજન લેવાનું તેણે મને કહ્યું. અમો ઉભયે ભોજન લીધા બાદ તેણે એક લેફટેનન્ટને બોલાવ્યો અને

કરતાં :-" વિક્ટર, અબુ સલામનો પત્તો મળ્યો છે તપાસ માટે તારે જ જવું પડશે. અહિંથી દક્ષિણમાં દિવસનો રસ્તો કાપતાં જ તે પકડાશે. જ્યાં સુધી તેને ન પાડે ત્યાં સુધી તેની પૂંઠે પડયા સિવાય રહીશ નહિ." પછી મારા તરફ ફરી તેમણે કહ્યું:-" મી. હોકિન્જ! તમો જ રહેજો અમારાથી બનતું તમારૂં સ્વાગત કરીશું."

મેં સેનાપતિનો અંતઃકરણપૂર્વક ઉપકાર માન્યો. મને રહેવા માટે એક અલાયદો તંબુ આપવામાં આવ્યો અને કુચ કરવાની તૈયારી કરવા લાગ્યું. બધી તૈયારી પૂર્ણ થતાં ઘોડેસ્વારો લશ્કરી સરંજામ સાથે બહાર પડયા અને વાયુવેગે અશ્વ ચલાવી દક્ષિણ દિશા તરફ અદ્રશ્ય થઇ ગયા.

હું મારાં તંબુમાં ઉભો રહી તેઓના પર દ્રષ્ટિપાત કરી ... વિચાર કરતો હતો કે, આ લોકો ત્રણ દિવસમાં ત્યાં પહોં- એટલામાં અબુ સલામ ૭ દિવસની મજલ જેટલો દૂર ચાલ્યો જશે, એટલે પકડાવાનો સંભવ ઓછોજ છે! એટલામાં પછવાડે જોયું તો ચંદ્રપ્રકાશની અંદર એક સૈનિક યુવક મારી દ્રષ્ટિએ પડયો. અમારી ઉભયની દ્રષ્ટિ મળતાં યુવકે મૃદુ હાસ્ય કરતાં કહ્યું:-" હું ધારૂં છું કે આપ અંગ્રેજ છો!"

"હા, પણ તમારા ઉચ્ચાર પરથી જાણી શકાય છે કે, તમે આરબ નહિ પણ ફ્રેંચ હોવા જોઇએ."

યુવકે અંગ્રેજીમાં જવાબ આપ્યો-" આપનું અનુમાન સત્ય છે. આપ મારા તંબુમાં આવશો? મેં પણ ઇંગ્લંડમાં વાસ કર્યો છે એટલે વાતચિતમાં મઝાહ આવશે. જો કે, ચહા કિંવા ચિરૂટ સિવાય આપનું સ્વાગત કરવાને મારી પાસે બીજી સામગ્રી નથી, છતાં બન્નેને આનંદ આવશે."

તેના નિમંત્રણને માન આપી હું તેની સાથે તંબુમાં ગયો. ચંદ્રપ્રકાશની અંદર એક શેતરંજી બિછાવી અમે બન્ને ચહા પીતા તેના પર બેઠા. પછી મેં પૂછયું:-" તમે ઇંગ્લંડ કેટલો વખત રહેલા હતા?"

તેણે કહ્યું:-"એક વાર ઇંગ્લાંડ ગયો હતો, પરંતુ"

એટલું કહી તેણે ચાહનો એક ઘુંટડો પીધો અને પછી ચુપ થઇ ગયો.

મેં પૂછયું:-"કેમ વાત કરતા અટકી ગયા! શું તમારો ઇંગ્લાંડનો પ્રવાસ કોઇ પણ રીતે કષ્ટપ્રદ થયો હતો?"

યુવકે દીર્ઘ નિશ્વાસ મૂકતાં કહ્યું:-" કષ્ટપ્રદ? અરે! એનું તો નામજ લેતા નહિ. સ્વદેશનો મેં પરિત્યાગ કર્યો છે, દુનિયાની નજરે હું મરી ગયેલો છું, મેં મારૂં નામ બદલાવ્યું છે, જાતિની કથા ગુપ્ત રાખી છે. અરે, મારૂં જન્મસ્થાન પણ કોઇને જાણવા દીધું નથી! ભૂત, અને વર્તમાન સમય વચ્ચે કોઇ પણ પ્રકારનો સંબંધ ન રહે તેવા જીગરથી પ્રયત્નો કરૂં છું પરંતુ સ્મૃતિના અનલમે બુઝાવી શકતો નથી."

મેં પૂછયું:-"શું તમે ખોટું નામ ધારણ કર્યું છે!"

"હા, ભૂતકાળના સર્વ બનાવોને હું ભુલી જવા માગું છું એટલે નામ પણ બદલ્યું છે. હાલમાં મારૂં નામ ઓકટેવ યુજાની છે. મેં જીવનના માધુર્યનો ઉપભોગ કર્યો છે. જ્યારે જગતના સર્વ શ્રેષ્ઠ સુખનું સુધાપાત્ર હોઠે લગાડવાનો વખત આવ્યો ત્યારે એક ક્ષણ માત્રમાં એ પાત્ર મારા હાથમાંથી સ્ખલિત થઇ ગયું. સઘળી સુખ-સાગર આશાઓ નષ્ટ થઇ ગઇ! હવે તો મારી એકજ આશા છે અને તે કઇ તમે જાણો છો?"

હું ઉત્તર આપ્યા વિના શાંત બેસી રહ્યો અને તેના મોં તરફ ટગર ટગર જોવા લાગ્યો.

તે પુનઃ કહેવા લાગ્યો:-" મારી અંતીમ ઇચ્છા એ છે કે, આ મરૂભૂમિ-રણમાંજ મારાં અસ્થિ પડે. જેનું જીવન શુષ્ક મરૂભુમિ જેવું બની ગયું હોય તેનું અવસાન મરૂભૂમિમાં જ થવું જોઇએ."

મેં કહ્યું-" મી. ઓકટેવ, આટલા બધા નિરાશ શા માટે થાવ છો? તમે યુવાન છો, વિશાળ કર્મક્ષેત્ર તમારી દ્રષ્ટિ સન્મુખે પડયું છે. માટે નિરૂત્સાહી બનો નહિ. જીવનમાં સુખ-દુઃખના દિવસો આવ્યા જ કરે છે. તેમાં કાલ્પનિક દુઃખોને યાદ કરી જીવન પર બોજો વધારવો એ ધીર પુરૂષનાં લક્ષણ નથી. તમારી મનોવેદનાનું કારણ શું છે? મને કહી શકશો?"

યુવકે સિગારેટ પીતાં કહ્યું:-" મારા હતભાગી જીવનનો ઇતિહાસ સાંભળવાનો તમે શા માટે આટલો બધો આગ્રહ કરો છો? મારી જીવન કહાણી સાંભળી આપના આત્માને પણ દુઃખ થશે તેથી કોઇને લાભ થવાનો નથી."

મેં આગ્રહપૂર્વક કહ્યું:-" લાભની આશાથી કોઇ કોઇની સાથે સુખ દુઃખની વાત કરતું નથી; પરંતુ સહાનુભૂતિની શું કિંમત જ નથી? મિત્રો પરસ્પરમાં શું હૃદયવેદના કહી આપણી આત્માને શાંત કરતા નથી? આવા મરૂપ્રદેશમાં આપણે એક બીજાના મિત્ર જ કહેવાઇએ માટે તમારી કહાણી ભલે ગમે તેવી શોચનીય હોય, પણ મને કહી સંભળાવો, તેથી તમારા આત્માને શાંતિ થશે. સુહૃદ પાસે મન ખોલી વાત કરવાથી હૃદયનો ભાર હલકો થઇ જાય છે."

મારો અત્યાગ્રહ જોઇ તેનો પ્રતિવાદ નહિ કરતાં ઓકટેવે ધીરે ધીરે પોતાનો આત્મવૃત્તાંત કહેવાની શરૂઆત કરી.

અપૂર્ણ.

# અદ્વૈતભાવંમાં પ્રથમ પગલાં

લખનારઃ—રા. હરિભાઇ રૂઘનાથજી દેશાઇ. બી. એ.

"રમકડાં સમ'તમારાં પુત્ર પુત્રીઓ વરાવાની,
અતિ તીક્ષ્ણ છુરી શાને, કહો હસ્તે ધરી લીધી ?
ભૂલી આદર્શ ફાયદાના પ્રથા બ્રહ્મચર્યની ભાઇ,
નમાલાં બાળ લગ્નોની મર્જી જાડી મહીં લીધી ?
(સ્નેહનાયકના સ્નેહભાવથી)

## વિદ્યાદેવીને ચરણે—

જ્યારે જ્યારે મારી ઘરવાળી તરફ મારાથી જોવાઇ જાય છે ત્યારે ત્યારે વીશ વર્ષ ઉપર બનેલા બનાવની મને ઝાંખી થાય છે. રૂસ્સો જાપાન જંગના જમાનામાં હું એક ગોરો ગબરૂ જેવો પોરીઓ લેંઘી ડગલી ચડાવી ધાણી ચણા ગજવામાં ઘાલી નિશાળે જતો હતો. ત્યાં દમણના દક્ષ ડાકટરની પેટંટ 'પાંત'થી* પુરુષત્વની પુનઃ પ્રાપ્તિના પ્રચારો પ્રયોજતા મોટા મહેતાજી પાસે સોટીના ચમચમાટથી ધમધમ વિદ્યા શીખતો. ભણવામાં પથ્થરનો ભમરડો ન હોવાથી હુ પંતુજીનો તો માનીતો નિશાળીઓ ગણાતો છતાં તે જમાનામાં નેતરના ઝપાટામાંથી કોઇકજ વીરલો બચતો. હું કાંઇ વીરલો નહોતો. સોટીના સ્વાદથી તૃપ્ત થયો હોઉં તેને બીજે દીવસે અવશ્ય ટાંગળા ટોળ થઇનેજ હું શાળાગમન કરતો અને 'અધિકસ્ય અધિકમ્ ફલમ્' સૂત્રને દૃઢતાથી માનનાર મારા મહેતાજીના પંજાથી પંજાની મારા વાંસા અને ગાલ ઉપરની છાપો ઉપર હાથ પસવારતો પસવારતો નિશાળની પગથી ઉપર ચોઢાતો, આ મારો શાળાગમન ક્રમ અને સરસ્વતિની પ્રથમ ઉપાસનાં આ વર્ષોમાં તો મારી નિશાળનો ચોક મને એક વિશાળ મેદાન જેવો જણાતો. મારી નિશાળનું મકાન એક ભવ્ય મહેલ જેવું ભાસતું, મારા ઘર અને શાળા વચ્ચેનું અંતર કંઇ કેટલા જોજન હશે એમ લાગતું, મારા નાનાં મહેતાજીઓ બધા કાશીના પંડીતોની ખોપરી ધરાવનારા દેખાતા અને તેમાં મારા વડા શિક્ષક તો મને અક્ષર વિદ્યાના આસમાન, ડહાપણના ડુંગર, કેળવણીના કુવા અને ભણતરના ભંડાર, સાક્ષાત સાક્ષરશીરોમણિ માલુમ પડતા. આ ગુરૂજીને શાકભાજી પુરાં પડવાનો કર હમારે માથે હતો. એમને ત્યાં છાણાં, અડાયાં, ફેરસાટી અને બળતણનાં લાકડાં લાવી ખડકવાનું કામ હમારે હાથે જ થતું. એમની ચીઠ્ઠી ચપાટી લાવ લઇ જવાનું પણ હમારે જ શીર. વિદ્યા સંપાદન કાર્ય શીથીલાય રથામાં હોય પરંતુ આ કાર્યોમાં જેટલી વધુ શાકના તેટલી વધુ ગુરૂજીની કૃપા. વળી હથોડા જેવા હાથ, કેળના થાંભા જેવી ટાંટીઆ, મધપુડા જેવું મ્હોં અને ગાદલાં જેવાં શરીરવાળાં ઘણું પાણીથી કંટાળેલા આ હમારા અધ્યાપક જ્યારે જ્યારે ઘરમાં ચીથડાં ફાડી, ચૌદમા રત્નનો ચમત્કાર હમારાં ગુરૂપત્નીને જતાવી શાળામાં આવતા ત્યારે ત્યારે જરૂર બાળલગ્નના અનર્થ અને બ્રહ્મચર્યના ફાયદાઓ ઉપર વાધે જ કરતા અને સત્તાવીસ વર્ષની વય ન થાય ત્યાં સુધી પ્રેમની પુતળીઓને ઘરમાં ન ઘાલવાને ઉપદેશ હમારાં કુમળાં કલાર જેવાં મગજમાં હમારી ઝીક ભરેલ ટોપીઓ ભેદી ચોટલી વાટે ઉતારતા. આ બધી વાતો મારા સ્મરણપટ ઉપર હજી તાજી જ છે. આ હમારા સામા સલાહકારે આ દોરંગી દુનિયા ત્યજી સોહામણી સ્વર્ગની વાટે પડવાની અજબ ઉતાવળ ન કરી હોત તો સેવક જ્યારે સાંપ્રત સમયના આર્યોમાં મનાતી બાયડી કરવાની બાર વર્ષની પુખ્ત ઉંમરે પહોંચ્યો ત્યારે તેના પટ્ટશિષ્યના ગળામાં જુસરૂં પરોવાતું જો જીવ પર આવી જઇ આપઘાત સિવાય બીજું શું ન કરી નાંખતે વારૂ ?

## જેમાં મારા આંકડા પડે છે—

મારા બાપદાદાને ત્યાં બાર બાર વર્ષે પાકતી હુંડીઓને દેખાડ થતો જ આવ્યો. ચમચો ગરમ હોવાથી તેમજ વ્યાવહારિક આંટ ઉત્તમ હોવાથી આ હુંડીઓ તેઓ ખુદ પેઢીએ જ વટાવી આપતા આવ્યા. તેથી મારા ઘરની કુલીનતાના ટકામાં વધારો જ થતો ગયો અને મારૂં કુળ ખુણાના ગામડાંનું હોવા છતાં પણ અસલ બરણીનું ઠીકરૂં ગણાવા લાગ્યું. આંકે દરજ્જામાં ઉંચો, પેઢીએ પહોંચેલો, મોખરેના ગામો સાથેના સંબંધવાળો, એકનો એક, ગાડી અને વાડીવાળો હું કોઇ લાડી વિના રહું ? છપ્પનીઆ પછી સાતેક દીવાળી બાદ દેવ ઉઠ્યા એટલે હાલના મારા હેતના કટકાના પિતાશ્રી કેટલાક હમારા એવા સંબંધીએ. કે જેઓનું માન મારી માતા ગમે તે ભોગે મોડે તેવાઓની સંગાથે હમારે ત્યાં પધાર્યા અને ગોળધાણાની વાત છેડી. જ્યાં અખ્ખુ નાયકની હાજરી, મણીવસીની ખાતરજી, દલુ મહેતાની દળદાર દલીલ વિગેરેની સાથે કંસાર ક્યા ઉકેલાઇ ત્યાં વાત કાપી નાંખવાનું અગર મુલતવી રાખવાનું બને જ કેમ ? એ તો આંકડા પાડયે જ છુટકો. નહિ તો રાજાઓની માખ છીંડી જાય, મહા અનર્થ વર્તે, અને (હમારી) પૃથ્વી રસાતળ જાય. તેથી મારી માતાએ એંદર, કાકા,

* પોર્ટુગીઝ તાબેના દમણ શહેરમાં વીશેક વર્ષો ઉપર એક ડોકટર હતો તે પગના ટીચણ હેઠળની નસ આગળ અડધો એક ઇંચ જેટલો ઘા પાડી તેમાં સીસાંની ગોળી અથવા હળધરનો ગાંગડો રાખી તે'વાટે શરીરમાં રહેલાં રોગતત્વને બહાર ખેંચી કઢાડવાના પ્રયોગો કરતો. આ વૈદિકવિધિ 'પાંત' નામે ઓળખાતી.

દાદા, માની ફઈ, લાકુકાકી અને એ'ના માસી ઇત્યાદિ વડીલોની વાદ વિવાદ ચલાવવા તુર્ત ભરી દરબાર,' આ પરિષદની બેઠક અધરાત સુધી ચાલી. પ્રભાતે 'કુળ ગુણીઆવાળુ' 'અસામી અબ્બર' 'મોસાળ પક્ષ સઝ્ઝ' 'પોરી દીવા જેવી' 'કસ્લાં આંકળીવાળા' 'પહેરેલી ઓઢેલી' 'એકની એક' એવું એવું કેટી સારો સરખો જુકડાનો આંકડો ગોઠવી દઈ પાંચ મણ ઘીએ મારા નેકાહનો નીકાલ કરી નાખ્યો. મને રેશમી પોતડી, નવું છીટીનું બદન અને ગ્યાસતેલનાં ટીનમાંથી બનાવેલ ડબ્બામાં પડી રહેતી, આજની ગાંધી ટોપીના આકારનું ભાન કરાવતી, હાલમાં વાજાંવાળાઓની માનીતી, પુંછડાંવાળી ઝીકચળકની ટોપી પહેરાવી તકીએ બેસાડયો અને 'હમે તમે'ના માનવાચકોથી સંબોધાવાનો આળીઓ પાડયો. મારાં છીપણી જેવા લલાટમાં થાળી જેવો ચાંદલો કરવામાં આવ્યો, તેમાં ખોબો ભરી ચોખા ચોઢાયા અને હાથમાં નાળિયેર અપાયું. દાજી કાકા અને મો'ના બાપાએ મળી એક કાગળના તાકા ઉપર કાંઈ વીછી જેવો સાથીઓ ચીતરી કાંઈક લખી તેના ઉપર કંકુના છાંટા નાખ્યા અને પછી મને કેંદ્ર બનાવી મારી સામે અર્ધ ગોળાકારે બેઠેલા આબાલ વૃધ્ધને ગોળ ધાણા ખવાડયા પછી પતાસાં પેંડા અને નાળિયેરો વહેંચ્યાં. આ બધું શા માટે કર્યું હતું તેની સેવકને તો તે વખતે ગમ ન્હોતી પડી પણ આજે કાંઈક સમજાય છે. ગોળધાણા ને પતાસાં તો જાણે સમજ્યા; પરંતુ નાળિયેર અને પેંડા આપીને મને સમજાવ્યામાં સમજાવેલું કે મારે પેલાં મહા મહેનતે બાર બાર વર્ષ સુધી સાચવી રાખેલાં જેના ઉપર પરવારતા પંડીતોએ પુરાણોનાં પાનાંનાં પાનાં ચીતરી મારેલાં છે તેવાં અને જેના પાલન કરતાં ભંગમાંજે લોકો વધુ આનંદ માને છે એવાં બ્રહ્મચર્યને નાળિયેર અને પેંડો આપી દેવાનો સમય નજીકમાં આવી લાગ્યો છે. શી અગાધ અર્થસૂચક નાળિયેર પેંડાની રીત ?

ગોળધાણા પછી—

આ વિધિની પુર્ણાહુતિ બાદ મારા ભાવિશ્વસુર અને તેની સાથે આવેલ હમારા સંબંધીઓ કયારે ચાલી ગયા તે આજે યાદ નથી. આ પછીની છુપી છુપી ઘુસઘુસ અને હીલચાલની બાતમી મને મારી ભાભીઓનાં (પીત્રણ) ફાટીને ફાળકાં થઈ જતાં મુખેથી મળતી તેથી હું એટલું સમજી શકયો હતો કે ટુંક સમયમાં કોયલસુરી, સકલગુણસંપન્ન, સર્વકાર્યદક્ષીણી, અવિચ્છિન્ન સૌભાગ્યવતિ, ઢોલણો અંબાગૌરી ઉર્ફે અમલી અને રતનકુંવર ઉર્ફે રતનીનાં ભાવથી ભરપુર જોડકણાની, મેસર્સ જમલા એન્ડ કાસમની ઢોલપીપીની, કોઈ નવલાબક્ષના બાજ વાજાંનાં 'મારા મનમાં તનમાં' અને 'પહેરી ચોળી લટકાં મટકાં કરતાં આવ્યાં.' વિગેરે સંગીતનો ચીજોની ઇત્યાદિ ઇત્યાદિની ભેળસેળ ધુનથી મારો ઓટલો અને મહોલ્લો ગાજી રહેશે અને પ્રજ્ઞાભાઈના દીકરો ડાહ્યા દલપતરામ કવિએ 'પુરી એક અંધેરીને ગંડુ રાજા'ના અદ્વિતિય કાવ્યમાં પકવાનોમાં છાપરે પહાવેલું એવું, ખાજું ખાવાને મળશે.

આ બનાવ પછી મારી કીંમત પણ અંકાતી થઈ. મારી બા જે મને વારંવાર કડછી તવેથાનો સ્વાદ ચખાડતી તે પણ હવે તો 'ભાઈ ભાઈ' કરતી હતી. મેં જાણ્યું કે વખત પલટાયો. રંક રાય થયો, કાગડો ટહુકાર કરવા લાગ્યો. વખત પલટાય છે જ્યારે બધું પલટાઈ જાય છે. (હરે ! હરે !) એટલે આ તમારો દાસ પણ વખતનો લાભ લેવા ચુકયો નહિ. શાળાને રામ રામ કર્યાં. તળાવમાં જળક્રીડા કરી. ગીલ્લી દંડાથી ગામ ગજાવ્યું. આમલી પીપળીમાં પગ ભાંગ્યા. અગરપટામાં અગ્નિ પ્રકટાવ્યું. ગામના કંઈક નાનાં છોકરાંને ચીડવ્યાં. નદી કીનારે ચીણીબોર, કરમદાં અને આમળાની શોધમાં ખરે બપોરે નીકળી પડવા માંડયું અને કેટલાંએ શેરડીનાં ખેતરો તોડી માર્યાં.

અપૂર્ણ.

## મોજ--મજાહ ઈનામમાળા નં. ૪

# પરિણામ

અમોને જણાવતાં ઘણોજ આનંદ થાય છે કે, અમારી આ યોજનામાં મોજ મજાહના વાંચકોએ ઘણી હોંશથી ભાગ લીધો હતો અને તેને પરિણામે ૨૧૨ હરિફાઈ કરનારાઓએ ૪૮ નટો ઉપર પોતાના જૂદી જૂદી રીતે મતો આપ્યા હતા.

## નટોનાં નામ અને તેઓને મળેલાં મતો

| | | | |
|---|---|---|---|
| મી. ખલીલ અહમદ | ... | ... | ૨૦૧ |
| મી. શરત સેન્ડો | ... | ... | ૧૯૧ |
| મી. સીદીભાઇ | ... | ... | ૧૩૬ |
| મી. નંદરામ પહેલવાન | ... | ... | ૬૬ |
| મી. હોમી માસ્તર | ... | ... | ૫૫ |

આ પાંચે નામ લખનાર ૨૧૨ માંથી બે જણ નીકળ્યા તેઓને પહેલું અને બીજું ઇનામ મળ્યું છે. ચાર નામ લખનાર ૧૯ માંથી એકને ત્રીજું ઇનામ મળ્યું છે. જ્યારે બાકીના માંથી નંબર પ્રમાણે ઇનામો વહેંચી આપવામાં આવ્યાં છે.

## ઇનામ જીતી જનાર વાંચકોનાં નામ

રૂા. પાંચનાં પુસ્તક.

જમનાદાસ માણેકલાલ દલાલ
૪૨૭, ચીરા બજાર મુંબાઇ ૨

૧ રૂા. ત્રણનાં પુસ્તકનું.

ઇસુફઅલી અલીભાઇ ગોર
રેલ્વ્યા બજાર-તારવાળાની બાજુમાં-સુરત

૧ રૂા. બેનાં પુસ્તકનું

ટપુ દેવચંદ સવાણી
અપર ડંકન રોડ-ઉભા પારસી પાસે
દેવજી માધવજીની કાપડની દુકાને મુંબાઇ ૮

૮ રૂા. દોઢનાં પુસ્તકના.

(૧) શુકલાલ જીવણજી
ધોબી તળાવ-પારસી અગીયારી સામે
નં. ૩૪ મુંબાઇ ૨

(૨) અંબુબકર હાજી અલીમહમદ
ચકલા સ્ટ્રીટ-મુંબાઇ ૩

(૩) વેણીશંકર વંદરાવન પુરોહિત
હાલાઇ ભાટીયા જુની મહાજન વાડી મુંબાઇ ૯

(૪) અબ્બાસ રહેમતુલા સાયકલવાળા
અબદુલ કસાઇની ગલીમાં-કુરલા

(૫) વલભદાસ દામોદરદાસ
પોસ્ટ ઓફીસની બાજુમાં-વઢવાણ શહેર

(૬) લાલભાઇ ધીરજલાલ દલાલ
ગુસા પારેખની પોળ-સોના રોરી-અમદાવાદ

(૭) રતનજી ભાનજી એરડકર
ઇલેક્ટ્રીક ડીપાર્ટમેન્ટ-મઝગામ ડોક
બી. આઇ. કું૦ મુંબાઇ ૮

(૮) ધનજીશા પેસ્તનજી કુપર
ગોવા સ્ટ્રીટ. સેટના બિલ્ડીંગ મુંબાઇ ૧

૨ બાર આનાનાં પુસ્તકના

(૧) ઠક્કર પ્રાગજી લીલાધર પોરબંદરવાળા
ખોડી બગીચા પાસે-પાંજરાપોળની
જગામાં પહેલે માળે—કરાંચી

(૨) બી એન. જાની
કે. બી. એ. એન. શિરાઝી
૧૦૩ રીવર રોડ કોટ મુંબાઇ

૩ આઠ આનાનાં પુસ્તકના

(૧) રણછોડદાસ એલ સંપટ
જુની હાલાઇ ભાટીઆ મહાજન વાડી ઓફીસ
મુંબાઇ ૨

(૨) વિઠલદાસ જી. સોલંકી
ભીંડી બજાર ઘોઘારી મહોલો
મસીદ સામે મુંબાઇ ૯

(૩) ડાહ્યાભાઇ હરીલાલ સુનાવાળા
લાલ બજાર ભરૂચ.

ઉપરોક્ત ગૃહસ્થોને અમારા તરફથી ઇનામ લઇ જવાનું કાર્ડ મોકલવામાં આવશે, જે અમોને બતાવી પોતે અથવા પોતાના માણસદ્વારા મંગાવી લેવું. બહારગામ વાળાઓને પોસ્ટેજના ખર્ચનું વી. પી. કરી મોકલવામાં આવશે.

## અમારી ઇનામમાળા
### નં. ૫ માટે
## આવતો અંક જુઓ

# સિવિલ મેરેજ !

લખનારઃ—મિસ ફરેન્ગ

કહું ? મારા પ્રાણ, આજ હેશ દશ વર્ષે પણ એ પ્રસંગ ભુલાતો નથી. તમને યાદ છે, આપણે પરણ્યાને દશ વર્ષ વીતી ગયાં, કાલે આપણી લગ્નગાંઠ છે. હું તમને કેમ પરણી આજ કહેવાની છું.

કૉલેજનો મેળાવડો હતો. હું વખત કરતાં મોડી આવી અને તે વખતે તું ભાષણ કરતો હતો. તારી ઉભવાની છટા, સાદાં પણ સ્વચ્છ કપડાં પહેરવાની રીત, સુંદર મુખ અને વાંસળી જેવો તારો અવાજ સાંભળી હું તો મુગ્ધ બની ગઈ. મને કશુંએ ભાન ન હતું. હું તો મારા સ્વપ્ન દર્શનમાં ઉડતી હતી. મારું શરીર કે મન મારાં નહોતાં રહ્યાં. હું એકાએક ચમકી. શું જોયું ! સૌ કોઈ તાળીઓ પાડતું હતું. અને તાળીઓ પણ હું ન પાડી શકી. ભલા કહોને એમ કેમ બન્યું હશે ? બધા ચાલતા થયા. તું એ ચાલતો થયો. મેં તને જતાં જોયો. તું નજરે પડ્યો ત્યાં સુધી મેં જોયાજ કર્યું. મારી પડખે મારી રૂપા બેઠી હતી તેણે મને ચાલવાનું કહ્યું અને ચાલતાં ચાલતાં કહ્યું, ઓળખ્યો ? "આપણીજ વર્ગનો જ એ મી૦.........કેવું સુંદર ભાષણ કરી ગયો."

હું ઘરે આવી પણ મને કશુંએ ગમતું ન હોતું. મેં ઘણા ઘણા પ્રયત્નો કર્યાં, પણ તારો સુંદર ચહેરો મારા મનમાંથી કે વસ્તુ આગળથી દુરજ ન થાય. ખરેખર એમ કેમ થયું હશે ? મારે ઘણા મિત્રો હતા, પણ તારી જોડ મારી નજરમાં નહોતી આવતી.

બીજે દિવસ હું ક્લાસમાં આવી ત્યારે મારી પ્રથમ નજર તારા તરફજ હતી. તું કોઈ સાથે બોલે કે જરા નજર પણ કરે એ બધું હું જોયા કરતી. તું કોઈની પાસે નોટ્સ માગે તે પણ જોવાને-સાંભળવાને મારાં નયન આતુર હતાં. તારી નજર મારા તરફ જરાએ ન હતી. ક્લાસના પ્રોફેસર તારાં વખાણ કરતા તો મારી છાતી ફુલી ન સમાતી. મને હર્ષનાં આંસુ આવતાં. જો, શાસ્ત્ર બોલજેનું તે વખતે ચોરની પેઠે મારા તરફ નજર કરતો કે નહિ ? અને એને લીધે તો એક વખત "મલી દષ્ટોદષ્ટ !" હું લાલ લાલ થઈ ગઈ અને શરમાતું મહોઢું કાઢી મોઢા આડો રૂમાલ દઈ દીધો.

તું આપણી એક સભાનો સેક્રેટરી હતો અને હું તેની સભ્યા બની એટલે આપણા બન્નેની વાતચીતનો વહેવાર વધવા લાગ્યો. તો પણ આપણે ધરાઈને વાતો ન કરી શકતાં. અને બીજા આપણી વાતો કરતાં એ તને યાદ છે ? આવા તો કેટલાયે પ્રસંગો બન્યા.

રવીવારે આપણે મારી બ્હેનપણીને ત્યાં મળતાં. એ બિચારી જંજાળી એટલે આખો દિવસ કામમાં રોકાય અને આપણે એકજ સોફા પર બેસી વાંચ્યા કરીએ. પેલી ઘટનાવાળો રવિવાર યાદ છે ?

આપણે અડોઅડ બેઠાં હતાં. મારા વાળની લટો તારા કપાળ પર ઉડીને આવતી હતી અને આપણાં અંગો એક બીજાને અડેલાં હતાં ત્યારે તું એક પુસ્તકમાં વાંચતો હતો. મારી નજર પણ તેમાં હતી. છેલ્લું એમ હતું કે—

"અડોઅડ કપોલ લાગી રહેલ"

આ લીટી વાંચતાં તું અને હું બન્ને ચમક્યાં. હું ઉભી થઈ ગઈ અને સામે વૉલક્લૉક તરફ નજર કરી. મેં તને કહ્યું મી .........મને આવ્યા બહુ વખત થયો હું તો જઈશ." આટલું કહી હું તો ચાલી ગઈ.

આપણી કૉલેજનું નાટક એક દિવસ ભજવવાનું હતું. તે દિવસે બહારના માણસો પણ આવવાના હતાં હું મારા સુભાગ્યે મોડી આવી. તારી નજર બારણા તરફજ હતી. હું એક ભીંતને અડેલી ઉભી પણ તું એમ કેમ રહેવા દે ! મેં નજર ફેરવવા માંડી અને તું નજરે પડ્યો. ઈશારતથી તેં આવવાનું કહ્યું. હું કાંઈ પણ વિચાર કર્યા વગર કળવાળા પુતળાંની માફક ત્યાં આવી અને તું ઉભો થયો. હું ખુરશીપર બેઠી અને તું પણ પડખે સંકડાઈને બેઠો. પછવાડેના માણસો કાંઈ વાતો કરવા લાગ્યા. એકાદ પ્રોફેસર પણ ભવાં ચઢાવી આપણા તરફ જોવા લાગ્યો. અને પ્રોફેસર સાહેબના ઓની આંખમાંથી તો અંગાર ઝરતો હતો. ત્યારે હું તો સ્વર્ગનો આનંદ અનુભવતી હતી. તું સંકોચાઈ બેઠો હોવા છતાં તારા શરીરમાંથી કાંઈ નીકળી મારા શરીરમાં પ્રવેશ કરતુ હોય એમ સ્પષ્ટ લાગતું હતું પણ એ શું હશે ભલા ?

મારે ત્યાં મારી મોટી બ્હેનનાં લગ્ન હતાં. બાગને અને ઘરને બહુજ શણગાર્યું હતું. હું તો બગીચામાંજ બેસી રહેતી. આજે તને પણ આમંત્રણ આપેલું. હું બગીચામાં બેસી ટેબલપર મૂકેલા પાત્રમાં મુકેલા કમળ પુષ્પ સાથે રમત કરતી હતી. તું હળવે પગલે આવ્યો. અને મારી આંખો પછવાડેથી બંધ કરી હું બોલી ઉઠી, "મી. રહેવા દ્યો. એ તો ઓળખ્યા. પછી આપણે કેટલીક વાતો કરી અને નિર્ણય ઉપર આવ્યાં. સાંજે ચાર વાગે નાસી જવાનો વિચાર કર્યો. ચારની પંજાબ મેલમાં રવાના થયાં. અને રાવળપીંડી ગયાં ત્યાં સીવીલ મેરેજ કર્યાં. આવતી કાલે એ વાતને દશ વર્ષ થશે.

આપણે દશ વર્ષના ફળ રૂપે શાન્તિ અને અનુ મેળવ્યાં એ વાત નહિ કહું......

સંપૂર્ણ.

# લેડીઝ સ્તોત્રમ્

લખનાર— શાસ્ત્રી રેવાશંકર મેઘજી

हावभाव युता सम्यक् पोषणार्थपतिं सदा ॥
लोर्ड गेहेच गच्छन्ती सा वै लेडी नि शस्यते ॥ ५ ॥

બૂટ ચશમાં પહેરી, હાવ ભાવ (લટકાં મટક) ના એંકટીંગથી ચાલતી, ધણીને નોકરી અપાવવા માટે મોટા પણ અંદરથી હરામી અધિકારીઓની ઓફીસે કે ઘરે જનારી, લેડી કહેવાય છે.

उंच एडीयुतौ बूटौ करेवॉच् चर्मवन्धिता ।
नेत्रयोः फ्रेमयुक् चश्मा सावै लेडी प्रशस्यते ॥ ६ ॥

ઉંચી એડીના ચળકતા બુટ પહેરી સપાટાબંધ ચાલનારી, હાથમાં ચામડાની પટીવાળી રીસ્ટ વોચ બાંધેલી આંખે ઘોડાના ડાબલા જેવા ચળકતાં સોનાની ફ્રેમમાં મઢેલ ચશમા ધારણ કરનારી ઉત્તમ લેડી કહેવાય છે!

उवंटर सेंट गन्धाच अंग्रेज हस्तशोभिना ॥
आंग्लभाषां प्रभाषन्ती. लेडी सा कथ्यते जनैः ॥ ७ ॥

મોંઢાં ઉપર હેઝેલાઈન સ્નો ક્રીમ-પાવડર લગાડનારી, લવંડર છાંટી, હાથમાં રેશમી રૂમાલ લટકતો રાખી, વારંવાર સુંઘી યાને સુંઘની, વાતવાતમાં અંગ્રેજી ભાષા ઘણી સફાઈથી બોલનારી, ફેંસી નાજુક નમુ તોલાની છત્રી ધારણ કરનારી જે છે તે લેડી કહેવાય છે.

वेषवाग्वस्त्रसारूप्यं धत्ते या आंग्लसदृशम् ॥
टेलरसॉपेच गच्छन्ती लेडी सा शोभनामता ॥ ८ ॥

જેનો પહેરવાસ, બોલવું ચાલવું, આચાર વિચાર, રીતભાત અંગ્રેજોની સ્ત્રીઓને મળતી હોય અને કાપડીયા તથા દરજીની દુકાનની જેઓ અવર નવર મુલાકાત લેનારીઓ છે, તે લેડીઓ કહેવાય છે.

मोटरं नोदयन्ती च चकमा पतिमर्सिनी ॥
कर्पा सीमिःसमा कुन्तला सा लेडी पूर्णतांगता ॥ ९ ॥

હાથેથી પોતે મોટર હાંકનારી, નોકરને શેઠની જગ્યાએ અંદર બેસાડનારી, ધણીને તરછોડનારી, કહ્યા પ્રમાણે ન ચાલનારી અને ઉલટી દમદાટી દેનારી હેઅર કટીંગ સેલુનમાં જઈ વાળ કપાવી વાંદરીઓના જેવી ઝુલ્ફા પાડી ઝુલ્ફા-રાખનારી, ઉપરથી ... રાખનારી લેડી કહેવાય છે.

वक्रसीमन्तिना केशा मिश्रिता दन्तपत्रिका ॥
शार्टा सूक्ष्मापीन बद्धा लेडी तां ज्ञायतां बुधाः ॥ १० ॥

માથામાં વાંકા સેંથા પાડી, આજુ બાજુમાં વિલાયતી વાંકી ચુકી બકલ એટલે દાંતીયા જેણે ખોસ્યાં હોય, સોનાની પીન ભેરવેલી ઝીણી સાડી પહેરનારી; કે જેમાં ઘાઘરો ન પહેરવાથી અર્ધ નગ્ન દેખાતી, ઉપર ઓવર કોટને પહેરનારી, લેડી કહેવાય છે.

हस्तौ गलस्युतौ यस्या निर्लज्जा बहुभाषिणी ॥
सकटाक्षं हसन्ती च सा लेडी वै स्मृता सदा ॥ ११ ॥

બેઉ હાથમાં મોજા પહેર્યાં હોય, લાજ શરમ છોડી બીજા પુરૂષ જોડે છુટથી હાથોહાથ મેળવી શેકહેન્ડ-શેકીન કરી નેત્રનાં કટાક્ષપૂર્વક બહુ હસે બોલે, ધણી પણ કદાચ તેવી સ્ત્રીથી ડરીને યા ગમે તે રીતે ભાગી જવા વિગેરેનો વહેમ ખાઈ, બગલમાં હાથ ઘાલી, અથવા સ્ત્રી પોતે ધણી બીજાના તરફ લોભાઈ નાસી ન જાય તે માટે ધણીના હાથને બગલમાં ઘાલી ફરે છે તેવી સ્ત્રીઓને વીસમી સદીના ગપોડા પુરાણમાં લેડીની ઉપમા કહી છે.

स्वतंत्राया गृहे पुंवत् पतिं मन्यन्ति भृत्यवत् ॥
पतिं नर्तयते नित्यं सा लेडी विदुषी मता ॥ १२ ॥

ધણીને હથેળીમાં રમાડનારી, ઘરમાં ભાયડાની માફક વર્તનારી, ધણીને નોકરની માફક સમજનારી અથવા સ્વતંત્રતાથી ધણીને પણ ન ગણકારતાં અતે બીખ મગાવનારી લેડી કહેવાય છે

*कामपि भृत्यतां कृत्वा पतिं पुष्णाति सर्वदा ॥*
विटत्वं कुरुते स्वामी यस्याः सा लेडी उच्यते ॥ १३ ॥

ગમે તેવાના હાથ નીચે પોતે નોકરી કરી કોઈ પણ રીતે શસકત ધણીને કમાવા ન જવા દેતાં પાલન કરનારી અને ધણી પણ જે સ્ત્રીનો આંખ આડા કાન હાથ કરી મૌન ધારણ કરે, તે લેડી અધમ જાણવી.

सौन्दर्यं कृत्रिमं बाह्ये स्वयं डाकीनी सदृशी ॥
सिनेमा नाटकं गंत्री स्वतंत्रा लेडी सा स्मृता ॥ १४ ॥

ગોંઢા ઉપર પાવડરથી રતાશ બતાવી, બનાવટી સૌંદર્યથી માણસોને બહારથી આંજી નાખનારી પણ અંદરથી તો જાણે કે ડાકણ જેવી હોય (સવારે શુકનમાં મળી હોય કે મોઢું જોયું હોય તો ખાવું પણ ન પામે) પુરૂષોને આકર્ષવા પ્રેમનો રંગ ભરેલ દેખાય તેમ ચાલતી, સ્વતંત્ર રીતે નાટક સીનેમા-પાલવા-હેંગીંગ ગાર્ડન ફરનારી હોટેલોમાં જનારી લેડી કહેવાય છે.

नृत्यन्पन्य नरैर्डैन्से अभक्ष्यं भक्षयन्ती या: ॥
विच्छिद्यां पति दुर्भावि सा लेडी पुंश्चली मता ॥ १५

ગમે તે પુરૂષો સાથે ડેન્સમાં ( નાચમાં ) નાચનારી, ક્લબમાં જનારી, ટેનિસ વિ. રમત રમનારી, બીલીયર્ડ સેલુનમાં હાજરી દેનારી, અભક્ષ્ય ચીજોને છરી-કાંટાથી લબોલબ ખાનારી, વ્હીસ્કીના પેગ-એવડા ચડાવનારી ધણી સાથે કાંઇ અણબનાવ થયો કે કાંઇક ગેરમોટાળો જોયો કે છુટાછેડા ( ડાયવોર્સ ) કરનારી તે પણ લેડી કહેવાય છે.

सुरूपान्यं नरं द्रष्ट्वा मनश्चलति तत्क्षणात् ॥
एकान्तं कुरुते नित्यं सा लेडी सद्भिरुच्यते ॥ १६ ॥

કોઇ સ્વરૂપવાન ઇસ્કી લાલાને જોતાં જેનું મન તરત જ ચલાયમાન થઇ તેને મળવા માટે ધણીને પણ ઉંઠા ભણાવી એકાંતમાં જઇ મળી, મન કામના જે તૃપ્ત કરે તે લેડી કહેવાય છે.

रेसांसि या गच्छन्ती-अर्थ परयन्ती दुर्विनात् ॥
वीनप्लेसं वदन्ती च सांवै लेडीति कथ्यते ॥ १७ ॥

રેસ કોર્સ ( ઘોડાની સરત )માં ફ્રન્ટમાં જનારી, દુર્બીનથી ઘોડાને જોવા તલ પાપડ થનારી-વીન-પ્લેસ-વિગેરે શબ્દોથી નાચતી કુદતી ઉંચી નીચી થતી પાતળી કમરથી દોડ ધામ કરનારી ફાવનારી થોડો ન આવે તો એરંડીયું પીધા જેવું મોઢું કરનારી લેડી કહેવાય છે.

नेश्रमं द्रव्य मिच्छन्ती. रेस्टोरां या मगच्छति ॥
चित्ररसिका मुग्धा सांवै लेडीति कथ्यते ॥ १८ ॥

વગર મહેનતે સટ્ટા સોરટી-જુગાર-રેસ-વિગેરેમાં પૈસા મેળવવાની ઇચ્છા કરનારી, ઇરાની વિગેરેના હોટલો ( રેસ્ટોરાંમા )મા ચા પીવા જનારી, ક્રીશ્ચીયન જેવાં લાંબી બાંયના અથવા ફુલેલ બાંયના પોલકાં પહેરનારી, અક્કડ છાતીથી સામી ચાલનારી, દીવસમાં ત્રણ વેષ બદલનારી, સીની-રંગારી-વોર્ડીંગ કંપની-સ્ટોર-વગેરેમાં ફેરીમાં મુલાકાત લેનારી, અથવા ફેન્સી ફેર રમત ગમતના મેળામાં દુકાનો માંડી વેચ લે કરનારી, બીભત્સ-( નાગી ચુંગા-) નોવેલો વાંચવામાં રસીક અને અર્ધ નગ્ન જેવા દેખાતા કપડાં પહેરનારી બધી લેડીઓજ કહેવાય છે.

पीयानां खंजरीं वाया निर्लज्जं बहु गायति ॥
सधवा विधवा वा या न ज्ञायेत् लेडी सा मता ॥ १९ ॥

પીયાનો-ખંજરી-ફીડલ-વાજાની સરમ છોડી નાગાં ઉઘાડાં ગીતો-ગઝલો ને બહુ ઉંચેથી લલકારનારી, વિદેશી સ્વાંગ વેષને લીધે ધણીયાની યા વિધવા છે તે ન ઓળખી શકાતી હોય તેવી વિસમી સદીની લેડીને નામે ઓળખાય છે

मेमसाहेबैस्य चरितं लेडी स्तोत्रं यथा मया ॥
द्रष्टं तथा वैलिखितं मम दोषो न दियताम् ॥ २० ॥

મેમ સાહેબની ઉપમાવાળું લેડીસ્તોત્રનું ચરિત્ર મેંને જેવું આ વિસમી સદીમાં જોવામાં આવ્યું તેવું દુનીયાની સ્વતંત્રતાના પાઠ ભણાવતું અને સ્વચ્છંદીપણું બતાવતું લખી માર્યું છે. તે કોઇ વ્યક્તિ ઉપર ટીકા કરવા માટે નથી લખ્યું પણ હિન્દુ જાતીના અધઃપતનનું દિગ્દર્શન કરાવ્યું છે. માટે હવે જેમ યોગ્ય લાગે તેમ બહેનોએ વર્તવું તેમાં હોય કે ગાળો ન આંકના, ખોટું લાગે તો અત્યારથીજ માફી માગી લઉં છું.

इति श्री पाश्चात्य वायुभ्रमित मस्तिष्क शंखमारथीपुराणे सुधारा खंडे पाश्चात्यानुकरणे लेडीस्तोत्रे पंचमोऽध्यायः ॥

परधर्मो भयावहः ॥

એ પ્રમાણે વિલાયતી વાયુથી સડી ગયેલા મગજવાળા નામના શંખમારથી પુરાણના સુધારા ખંડમાં પરદેશીઓના અનુકરણનું દિગ્દર્શન કરાવનારાં લેડી સ્તોત્રમાં પાંચમો અધ્યાય પૂરો થયો. બોલો શ્રી સુધારા દેવકી જય. અરે ભૂલ્યો ક્ષય, ક્ષય.

તા. ક. ઓ જેન્ટલમેન ભાઇઓ તમો તમારી સ્ત્રિઓને તમારાજ દેશના વાતાવરણમા રાખો, તેજ શિખવો અને તેજ બતાવો. આ ચુકયા તો યાદ રાખજો કે દુધ લેવા જતાં દારૂ લઇનેજ પાછા આવશો.

સંપૂર્ણ.

---

## આજ-કાલનાં નાટકો

### સિરાજ-ઉદ્દ-દૌલા

( અવલોકન )

રા. રમણીક અ. મહેતા.

( ૫ )

ગતાંકમાં આપણે સિરાજનો યુવરાજ્યાભિષેક જોયો. સિરાજ યુવરાજ પદે આવ્યો જોઇ કલકત્તાની અંગ્રેજી કંપનીએ, ઇસ્ટ ઇંડિયા કમ્પનીએ રૂ. ૧૫,૫૬૦ નું નજરાણું મોકલ્યું. આ બીના અહીં નોંધવાનું કારણ એ છે કે સિરાજના નાટયકારે અંગ્રેજોને સાર્વભૌમ સત્તાવાન ચિતર્યા છે જે કેવળ અસંગત અને ખરી વસ્તુસ્થિતિથી . વિપરીત જ છે. સિરાજ યૌવનમાં આવતા ઘણો જ વિલાસી બની ગયો. યૌવનારંભમાં શરાબ થોડો થોડો પીવા લાગ્યો. અનેક કુલકામિનિયો એની વિલાસવાંછના તૃપ્ત કરવા લાગી. રાજા મોહનલાલ આવાજ કારણને લઇને સિરાજનો પ્રીતિપાત્ર બન્યો. રાણી ભવાનીનું નામ બંગાળના ઇતિહાસમાં પ્રાતઃસ્મરણીય મનાય છે. રાણી ભવાની વિધવા હતી. ગંગાવાસને માટે મુર્શિદાબાદ પાસે વડનગરના રાજમહેલમાં રહેતી હતી. રાણી ભવાનીની એકની એક છોકરી તારા પણ પોતાની મા સાથે રહેતી હતી અને તે પણ વિધવા હતી. તેના લાવણ્યની ઘણી પ્રશંસા હતી. બ્રહ્મચર્યે તે લાવણ્યમાં વધારો કર્યો હતો. એક દિવસ નૌકા વિહાર કરવા જતાં આ તારા પોતાના મહેલની અગાસીપર આજાનુલંબિત કેશકલાપ છોડી વાયુ સેવન કરી રહી હતી. સિરાજની દૃષ્ટિ તેના પર પડી. તે મનમાં બોલી ઉઠયો કે:-" ગોરી તેરા ગોરા રૂપ હય, બિન સિંગારસે આલા."

સિરાજે રમણીને માટે માગું મોકલ્યું, રાણી ભવાનીએ ગંગાપર એક ચિતાકુંડ સળગાવી અફવા ફેલાવી કે તારા તો આગમાં બળી મરી ગઈ. આફત સ્હેજમાં ટળી. પણ જમીનદારોનાં મનમાં ભયનો સંચાર થયો અને સિરાજને બંગાળ બિહારની નવાબી ન મળે તેને માટે કાવતરાં રચાવા માંડયાં. એ માગું મોકલવામાં સિરાજનો દોષ ઝાઝો ન હતો. સિરાજ મુસલમાન કુટુંબમાં ઉછર્યો હતો. વિધવાનાં લગ્ન ફરીથી નથી થતાં એ બીનાથી અણવાકેફગાર હતો. વળી મહારાજા માનસિંહ જેવાએ પોતાની બ્હેન મોગલ-સમ્રાટને આપી હતી. આવાં કારણોને લઇ માગું થયું હતું. ગમે તેમ પણ સિરાજને સિંહાસન મળે ત્યાર પહેલાં જમીનદારોએ કાવતરાં રચવા માંડયાં. સર્વનું મળવું જગતશેઠને ત્યાં થતું હતું, જગત શેઠની ભારે પ્રતિષ્ઠા મોગલ દરબારમાં પણ હતી. ૨૦૦૦ હજાર સ્વાર હરહમેશ તેના મહેલનું રક્ષણ કરતા હતા. ઢાકાનો નવાબ નવાજેશ હીરાઝીલમાં રહેવાં લાગ્યો. દાન, ધર્માદા કરી લોકોને પોતાના પક્ષમાં લેવા લાગ્યો. નવાજેશનો પ્રતિનિધિ રાજવલ્લભ સિરાજ માટે ખોટી અફવા ફેલાવા લાગ્યો. હુસેન કુલિખાં જેના હાથમાં નવાજેશનો ખજાનો હતો, તેણે અંતઃપુરમાં પગપેસારો કર્યો. નવાજેશની પત્ની ઘસેટી બેગમ સાથે આડો વ્યવહાર હોવાથી સિરાજે તેનો વધ કરાવ્યો. જો કે આમ કરવામાં તેના માતામહની સંમતિ હતી છતાં તેને બદનામી મળી. રાજવલ્લભ અને તેનો દિકરો કૃષ્ણવલ્લભ અંગ્રેજોને સતાવે તો તેની બદનામી પણ નવાબને માથે આવતી. આમ સિરાજ નિર્દોષ હોવા છતાં તેના શત્રુઓએ તેની ભારે બદનામી કરી મૂકી હતી. રાજવલ્લભની યુક્તિ ફાવી નહિ. નવાજેશનું એકાએક મૃત્યુ થયું. થોડા દિવસમાં પુર્ણિયાના અધિકારી સૈયદ અહમદનું પણ મૃત્યુ થયું. વૃધ્ધ નવાબ અલિવર્દીખાન બિમાર હતો તેને આશ્વાસન મળ્યું કે સિરાજની કેટલીક આફત ઓછી થઇ; પરંતુ જમીનદારો સિરાજને ઝંપવા દે તેમ ન હતા. નવાજેશને કંઇ સંતાન ન હતું. તેથી તેણે સિરાજના નાના ભાઇને દત્તક લીધો હતો, પણ તે તો નવાજેશની હયાતિમાં જ પરલોક સીધાવી ગયો હતો. છતાં તેને એક ન્હાનું બાળક હતું. આ બાળકને ગાદી પર બેસાડી રાજવલ્લભ ઘસેટી બેગમના ( નવાજેશની બેગમ ) નામથી કારભાર કરવા લાગ્યો. પુર્ણિયામાં શૌકતજંગને સૈયદ અહમદના પુત્રને અધિકાર પ્રાપ્ત થયો. રાજવલ્લભ અને તેનો પુત્ર અંગ્રેજોને પોતાના પક્ષમાં લઇ શૌકતજંગને ભભેરવા લાગ્યા અને અંગ્રેજોમાં દૃઢ વિશ્વાસ બેસાડયો કે સિરાજને નવાબી નહિ પ્રાપ્ત થાય. આ અરસામાં વૃધ્ધ નવાબ અલિવર્દીખાનનો દેહાન્ત થયો. તેણે સિરાજને અંતિમ શિખામણ આપી, રાજનીતિનો બોધ કર્યો. રાજ્યનું નાવ કેમ હંકારવું તથા દુશ્મનોનો ઇસારો કર્યો. સિરાજે પોતાના પ્રિય માતામહની આજ્ઞાને શિરોધાર્ય લેખી અને તે પ્રમાણે ચાલવાનો દૃઢ નિશ્ચય કર્યો.

ઇ. સ. ૧૭૫૬ ના એપ્રિલ માસમાં સિરાજ "નવાબ મસુરલ મુલ્ક સિરાજુદૌલા શાહ કુલીખાં મીરઝા મહંમદ હૈબતજંગ બહાદુર" નામ ધારણ કરી બંગાળા બિહાર અને ઓરિસાના તખ્તપર બેઠો. સિરાજ અંગ્રેજોના વર્તનથી યથાર્થ રીતે વાકેફગાર હતો. અંગ્રેજોએ નવાબની પરવાનગી સિવાય કિલ્લો બાંધવો શરૂ કર્યો. નવાબે તાકીદ લખી જણાવ્યું કે "દેશનો શાસન કર્તા નવાબ હું છું. તમારે દેશમાં રહેવું હોય તો વણિકની રીતે શાંતિથી રહો. એમ કરશો તો હું આદરથી આશ્રય આપીશ. હું આજ્ઞા કરૂં છું કે તમે તમારો બાંધેલો દુર્ગ તોડી નાંખો. જો એમ કરવામાં કસુર કરશો તો હું પછી સંતુષ્ટ થઇશ નહિ."

અંગ્રેજોએ સંતોષજનક જવાબ આપ્યો નહિ. સિરાજે ડહાપણ વાપરી એક દૂત ખબર કાઢવા મોકલ્યો, અને ઉતાવળે પગલાં ભર્યાં નહિ. ખ્વાજા વાજિદ જે દૂત તરીકે ગયો

હતો, તેના કહેવાપર અંગ્રેજોએ ધ્યાન આપ્યું નહિ. તેઓને ખાત્રી હતી કે ઘસેટી બેગમ અને રાજવલ્લભની યુક્તિ ફાવશે અને તાજ સિરાજના મસ્તક પર નહિ રહે. આમ છતાં સિરાજે ઉતાવળ કરી નહિ. અને પોતાના ગુપ્તચર વિભાગના વરિષ્ટ અધિકારી રાજા રામસિંગને મોકલ્યો; જેણે જઇ અમીચંદના મકાનમાં આશ્રય લીધો અને તેના ભાઇને તપાસ કરવા મોકલ્યો જેની અંગ્રેજોએ દુર્દશા કરી. નવાબને આ હાલ માલમ પડયા.

ઇ. સ. ૧૭૫૬ ના મે માસની ૨૪ મી તારીખે સોમવાર ને દિવસે ઉમર બેગ જમાદાર ૩૮૦૦ ઘોડેસ્વાર સાથે કાસિમ બજારમાં આવી પહોંચ્યો. ફરીથી કિલ્લો જમીનદોસ્ત કરવા ફરમાવવામાં આવ્યું. પણ અંગ્રેજો માને શાના? ૧૩ મી જૂને કિલ્લા પર હુમલો થયો. કિલ્લો પડયો, અંગ્રેજોનો ગુસ્સો અમીચંદપર ઉતર્યો હતો અને તેને પકડીને કેદ કર્યો હતો નવાબે અમીર ઉમરાવ સેનાપતિ સહ ત્રીજા પહોરે પાંચ વાગે કિલ્લામાં પ્રવેશ કર્યો અમીચંદ અને કૃષ્ણવલ્લભને જેઓ અંગ્રેજના કિલ્લામાં કેદ હતા તેમને શોધ કરી છોડાવ્યા. બાદ માણેકચંદને કિલ્લાની વ્યવસ્થા સોંપી પોતે આરામ કરવા ગયો. અહીં અંગ્રેજોનો મહાન આક્ષેપ આવે છે કે નવાબના કર્મચારિઓએ કેદ થયેલા અંગ્રેજોને એક નાની કોટડીમાં ગોંધી રાખ્યા. એમ કહેવાય છે કે કેદીઓની સંખ્યા ૧૪૬ની હતી. ભયંકર અંધારામાં અને તાપમાં એમાંના ૧૨૩ જીવતા રહ્યા. બાકીના ૨૩ મરણ પામ્યા.

ઇતિહાસમાં આવું હડહડતુ અસત્ય કદિ ભાગ્યેજ બનવામાં આવ્યું હશે એ ભારતવર્ષનાં દુર્ભાગ્ય છે કે ભારતવર્ષનાં સંતાનોને સ્વાર્થાંધ લેખકોના લખેલા સાચા ખોટા વૃત્તાંતો વાંચવા પડે છે. અંગ્રેજ લેખકોએ પોતાને ઉજ્વલ ચારિત્રવાન અને વિક્રમશાલી બતાવવાને માટે ભારતવર્ષની ઐતિહાસિક વ્યક્તિઓ કાળી ચીતરી છે. અને એ અતિશય ખેદની વાત છે કે સિરાજના નાટક લખનારે 'સિરાજ' સંબધી જે પ્રચુર સાહિત્ય બહાર પડયું છે તે જાણવાની દરકાર કર્યા વગર 'કાળી કોટડી'ની વાત સ્વીકારી પોતાની લેખિનીને કલંકિત કરી છે! એક લેખકે પોતાની કલમ હાથમાં લેતાં પૂર્વે પોતાની જીમ્મેદારી જાણવી જરૂરની છે. જે વિષયને હસ્તસ્પર્શ કરવો હોય તેને લગતું સર્વ સાહિત્ય અવલોકવું જોઇએ! 'સિરાજ' નાટકના લેખકે ઇતિહાસને લગતાં પુસ્તકો વિલોકયાં હોય એમ જણાતું નથી. 'કાળી કોટડી' કે 'હત્યાકાંડ'ની બીના બનાવટી છે, તે સુપ્રસિધ્ધ 'ગુજરાતી' પત્રમાં મી. હરિહર દિવાનાએ પૂરવાર કરી છે. ઇતિહાસના જાણીતા અભ્યાસકો અક્ષયકુમાર મૈત્રેય અને સ્વ. શ્રીયુત બિહારીલાલ સરકારે પણ તે ખોટી સિધ્ધ કરી છે. ટુંકમાં જો કહિએ તોઃ—

(૧) જે બીના તે સમયના અંગ્રેજોના કાર્યવિવરણમાં છે નહિ, તે સમયના મુસલમાન લેખકોએ જેનો ઉલ્લેખ કર્યો નથી, તત્કાલિન લેખકોએ જેને સાંભળી નથી, તત્સામયિક અંગ્રેજોએ પણ જેનો ઉલ્લેખ કર્યો નથી તે બીના ઐતિહાસિક ઘટના છે, એમ કહી શકાય નહિ.

(૨) ૨૦ મી જુને ૧૪૬ અંગ્રેજો કિલ્લામાં ન હતા. ૧૮ ચોરસ ફીટની ઓરડીમાં જો માણસના જેવડી ગુણો બનાવી પુરે તો પણ તે તેમાં પુરાય નહિ એ ગણિતનો અટલ સિધ્ધાંત આ બીનાને અસત્ય પુરવાર કરે છે.

(૩) 'કાળી કોટડી' કે 'હત્યાકાંડ'ની બીના પ્લાસીના યુધ્ધ પછી પ્રચાર કરવામાં આવી છે અને તે પરથી એમ સહેજ અનુમાન થઇ શકે છે કે અંગ્રેજોએ પોતાના કાર્યોના સમર્થન માટે તેને અસ્તિત્વમાં આણી હોવી જોઇએ.

અંગ્રેજોની સાથે પત્યું ન પત્યું એટલામાં સિરાજના દુશ્મનોએ પુર્ણિયાના નવાબ શૌકતજંગને બંગાળાનો નવાબ બનાવવા યત્ન આદર્યો. નવાબને કાવત્રાંખોરોની અને તેમના દગાની ખબર પડી. સિરાજ સસૈન્ય યુધ્ધ ક્ષેત્રમાં ગયો. શૌકતજંગ લડાઇમાં માર્યો ગયો. અંગ્રેજો સાથે પણ થોડો સમય સંધિ થઇ. યુરોપમાં ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે લડાઇ જાગી. તે જોઇ કલકત્તાના અંગ્રેજોએ ચંદ્રનગર પુર હુમલો કર્યો. નવાબે ખુલાસો માગ્યો, પત્રવ્યવહાર ચાલ્યો. અંગ્રેજોએ બાઇબલ હાથમાં લઇ સોગન ખાધા હતા છતાં ફ્રેન્ચો પર હુમલો કરી તેમનો સર્વનાશ કર્યો. નવાબ અને અંગ્રેજો વચ્ચે વિખવાદ વધ્યો. આનો લાભ લઇ કાવત્રાંખોરોનો ત્રાગડો રચાયો. મિરજાફરે એક કરોડ રુપિયા કંપની બહાદુરને, દશ લાખ રુપિઆ કલકત્તા નિવાસી અંગ્રેજોને આપવા કબુલ કર્યા. અમીચંદને ત્રીસ લાખ રૂપીઆ આપવા માટે કલાઇવે દગાબાજી કરી અને મિરજાફર રુપી કામધેનુને જ્યેમ લુંટાય તેમ લુંટી. દસ્તાવેજો લખાયા. ખોટા દસ્તાવેજ પર વોટસને સહી કરી નહિ. કલાઇવે વોટસનની ખોટી સહી કરી. પછી શું થયું તે લખવાની જરૂર નથી. પ્લાસીમાં નવાબ સિરાજ-ઉદ્-દૌલાનો ભાગ્યરવિ અસ્ત થયો! શાથી? પાપી દેશદ્રોહી મીરજાફરની પાપી લાલસાથી-કલાઇવની લુચ્ચાઇગીરીથી-દેશીઓનાં કાળાં કૃત્યથી-પ્લાસીના યુદ્ધની લાંબી વિગત લખવા ઇચ્છા નથી. તે કરુણાજનક બનાવ, નવાબની મીરજાફર પાસે યાચના, જૂઠાં કુરાનના સોગન, વીર મોહનલાલની બહાદુરી, એક ક્રૂર હૈયાને પીગળાવે તેવો વૃત્તાંત છે. પ્લાસીના યુધ્ધ પરત્વે, કર્નલ માલેસનના શબ્દો ઉધ્ધૃત કરીએ છીએ,

Yes! As a victory, Plassey was, in its consequences perhaps the greatest ever gained." But as a battle, it is not in my opinion, a matter to be very proud of. In the first place it was not a fair fight. Who can doubt that if the three principal generals of Siraj-ud-dowla had been faithful to their master, Plassey would not have been won.

—*Malleson's Descisive Battles in India.*

# સીનેમાના સમાચાર

લખનાર—૨ ..ચિત્રપટ

**નવી ફિલ્મો—**

**ગજગૌરી**—મહારાષ્ટ્ર ફિલ્મ કું. નું પૌરાણીક ચિત્રપટ.

વસ્તુ—મહાભારતની એક ઉપકથા ઉપરથી ઉપજાવી કહાડવામાં આવી છે. કૌરવોની માતા ગાંધારી આ વ્રત ઉજવતી વખતે માટીના હાથી પર બેસી પાંડવોની માતા કુંતીને મળવા આવે છે અને મુલાકાત થયા પછી તેને પણ આ વ્રતનું મેણું મારે છે. શિકારે ગયેલા પાંડવો ઘેર આવતાં માતા કુંતી મેણાની વાત કરે છે. બળવીર ભીમ માટીનો હાથી બનાવવાની તૈયારી કરે છે. હાથી બનાવવા માટે માટીના ગોળાઓ તૈયારી કરી ભીમસેન ફેંકે છે; જે કૌરવોના સરઘસ પર પડે છે. અરજુન તેને આ કાર્યમાંથી રોકી બાણની સીડી તૈયાર કરી ઇંદ્ર પાસે મોકલે છે. ભીમ ઇંદ્ર પાસે પરાક્રમ બતાવી ઐરાવત લઇ આવે છે અને માતાની વ્રતની પ્રતીજ્ઞા પૂર્ણ કરે છે.

વસ્તુ સાદી અને સરળ હોવા છતાં સંકલનાની દૃષ્ટિએ જેવી જોરદાર થવી જોઇએ તેવી નથી. છેલ્લામાં છેલ્લી બે ત્રણ મહારાષ્ટ્રની ફિલ્મો બહાર પડ્યા બાદ એ તો નીર્વિવાદ છે કે, મી. બાબુરાવ જેવા કળાકાર અને ઉત્તમ નટોનો સંચ ધરાવનાર પાસે સારા લેખકની આવશ્યકતા છે. અમો નથી માની શકતા કે, આ ફિલ્મમાં બતાવવામાં આવતા નવીન સીનો બાદ કરતાં ફિલ્મ પ્રશંસાને પાત્ર નીવડી હોત. બાકી કળાની દૃષ્ટિએ ફિલ્મ સારી છે. અરજુને બનાવેલી બાણની સ્વર્ગ સીડી, ભીમની માટીનો હાથી બનાવવાની તૈયારી, ઐરાવત સામે આકાશમાંથી આગમન, અને ઇંદ્રની દરબારનો નાચ પ્રેક્ષણીય છે. હમેશાં દરેક ફિલ્મમાં શાસ્ત્રસિધ્ધ કંઇક નવું કરી બતાવવું એ મી. બાબુરાવની મહત્વાકાંક્ષા પ્રશંસાને પાત્ર છે.

અભિનય—ભીમ—મી. બાળાસાહેબ યાદવ દેશી સિનેમાના એડી પોલો-પોતાના કાર્યને યોગ્ય દીપાવે છે. બીજાં પાત્રો પણ પ્રાચીન રીત રીવાજની સારી છાપ પાડે છે. ઇંદ્રના દરબારમાં—હાલમાં બતાવવામાં આવતાં જીપ્સી ગર્લના ડેન્સો નહિ બતાવતાં—મર્યાદિત અંગવિક્ષેપ અને તાલબધ્ધી સાથે બતાવવામાં આવતો નાચ પ્રશંસનીય છે.

ફોટોગ્રાફી સારી. સેટીંગ અને ઇંદ્રના દરબારની બેક ગ્રાઉન્ડ બીજાઓને અનુકરણ કરવાની ફરજ પાડે તો નવાઇ પામવા જેવું નથી.

ટાઇટલ્સ—ગુજરાતી કોઈ સારા લેખક પાસે લખાવાય તો સારું. વ્યાકરણ દોષથી ભરપૂર છે.

**વસંતબાળા**—શારદા ફિલ્મ કું. નું ઐતિહાસિક ચિત્રપટ.

વસ્તુ—ઐતિહાસિક કહેવામાં આવે છે, પરંતુ ઇતિહાસ જેવું તેમાં કાંઇ દૃષ્ટિએ પડતું નથી. વિશ્વવિખ્યાત નાટ્યકાર શેક્સપીયરના "રોમીયો અને જુલીયટનું" સ્પષ્ટ અનુકરણ જણાઇ આવે છે. અનુકરણ કરવા જતાં રાજપુતોનું કુળાભિમાન, આંતરકલહનું ભયંકર પરિણામ, કહેવાતી ક્ષત્રીયવટને પકડી રાખતાં પરદેશી-મુગલની સત્તા નીચે ગુલામી-વગેરે અચ્છાં ચિતરાયાં છે. પરંતુ કહેવાને દિલગીર છીએ ફિલ્મની ડાયરેક્ટીંગ જરા પણ પ્રશંસાને પાત્ર નથી. ક્ષણે ક્ષણે થતી ભૂલો અને વિચિત્રતાની યાદી બહાર પાડીએ તો સિનેમા ઉદ્યોગના કેટલાક શુભેચ્છકોના મત મુજબ હિતશત્રુ ગણાતા હોવાથી અમો આટલોજ ઉલ્લેખ કરીને વીરમીએ છીએ.

અભિનય—મુખ્ય નાયક મી. દાઉ—સુમનનું કામ ઠીક છે અને ભવિષ્યમાં સારી આશા આપે છે. નાયીકા—મિસ જોન્સને સમજાવ્યા વિનાજ કામ લેવામાં આવતું લાગે છે. પોતે કોનું કામ કરે છે તેનું તેને ભાન હોતું નથી એટલે ટાઇટલમાં બોલાતા શબ્દો પણ તે ઉચ્ચારી શકતી નથી તો પછી ચ્હેરા પર ભાવ તો કયાંથીજ બતાવી શકે. જ્યાં સુધી ભિન્ન ભિન્ન ભાષા જાણવાવાળાં નટ-નટીઓને પોતાના કાર્યની રૂપરેખા સમજાવ્યા વિના કામ લેવામાં આવે છે, ત્યાં આવા છબરડા થાય એ સ્વાભાવિક છે. તે સિવાય બીજા નટોનું કામ યથોચિત છે.

ફોટોગ્રાફી—મી. ભોગીલાલ દવે માટે બે મત હોઇ શકે જ નહિ. કેટલાક સેટીંગો ઉત્તમ છે. કેદખાનાના તેમજ રસીથી ચડવાના સીનો સારા યોજાયા છે, તે સાથે અપ્રાસંગિક નાચને નામે કુષ્ણુતી ભવાયઓ ઓછી બતાવાય તો વધારે સારું.

**પ્રોફેસર બેરીસ્ટર**—કોહિનુરનું હાસ્યરસયુક્ત ચિત્રપટ.

વસ્તુ—મી. દવેની આ ત્રીજી કોમેડી કોહિનૂર કંપનીએ બહાર પાડી છે, પરંતુ કહેવાને દિલગીર છીએ કે, નંબર પ્રમાણે આ ફિલ્મનો ત્રીજો જ નંબર લાગે છે. બાકી જૂદાં જૂદાં બીઝનેસો બતાવવામાં મી. દવેએ સારું ભેજું વાપરેલું જણાય છે. મી. સીદીભાઇ, મિસ ગૌહર, મી. બહેરામશાહ અને પુતળીબાઇનું કામ સારું છે.

ગ્લોબ—પાથેની સફેદ સ્વારની પ્રખ્યાત સીરીયલ શરૂ થઇ છે. મિસ રૂથ રોલેન્ડના કામના શોકીનોએ તક ગુમાવવા જેવી નથી.

મેજેસ્ટીક—લક્ષ્મી પિકચરની 'નીરા અને અલવાલીની નાગણ' શરૂ થઇ છે.

**નવી ખબર—**

ગયા અઠવાડીયામાં ત્રણે સિનેમામાં નવી ફિલ્મો ચાલતી હતી. અને ત્રણે સાધારણ રીતે લોકાદરને પાત્ર નીવડી હતી.

લક્ષ્મીનાં માણસો દસમી તારીખે છુટાં થશે જોઇએ છીએ રંગ જામે છે

સ્ટારના સ્ટુડીયા માટે બે ત્રણ ઓફર આવ્યું શેઠ પાસે ગઇ કોનો સિતારો ચળકે છે, તે આવતા અઠવાડીયામાં બહાર વશે

કોહિનૂરમા લેવાતી શિલાદિત્ય સારી આશા આપી રહી છે.

દુર્ધ્યુની 'રાજાને ગમી તે રાણી' પુર્વાર્ધ પછી ઉત્તરાર્ધનો પ્રાસ મેળવે છે, તે જોવાનુ છે

લક્ષ્મીની 'આશા' પૂર્ણ થવા આવી છે.

અશોક પિકચર્સવાળા મી મણીલાલ જોષી આવી પહોચ્યા વાતો તો ઘણી સમજાય છે, કંઇ કરી બતાવશે ?

મી નાનુભાઇ દેશાઇ સોલાપુરથી આવી ગયા છે શારદાની વ્યવસ્થા પુન હાથમાં લઇ લીધી છે એમ અમારા ભમતા ભુત સેથી અમને ખબર મળી છે.

મી દીવાનાને હાથે તૈયાર થતી ફીલમ અરધી થવ. આવી છે

નવા ફિલ્મ કુ ઉભી થવાની વાતો સભળાયા કરે છે. કોઇ ભારી, કોઇ શહેનશાહી તો કોઇ "સંપૂર્ણ ગુજરાતી"ના બખરાઓ ધરાવવાના પડઘા વાગી રહ્યા છે.

**સિનેમાની રાણી**—સિનેમાની રાણીના અમે વખાણ કર્યા ત્યારે કેટલાકના નાકનુ ટીચકુ જરા મરડાયુ હતુ, પરતુ ખુશ થવા જેવુ છે કે, કરાચીની પ્રજા અમારા મતને મળતી થઇ છે. અમારો કરાચીનો ખબરપત્રી લખી જણાવે છે કે, ગયા અઠવાડીયામા આ ફિલ્મ જોવા માટે કરાચી પિકચર હાઉસ પર એટલો તો દરોડો પડયો હતો કે, ચાર દિવસ સુધી લોકોને ટીકીટ મેળવવા માટે અગાઉથી તપશ્ચર્યા કરવી પડતી હતી. મુબાઇએ તો નહિ પણ કરાચીએ મી ભવનાની અને મી જોષીના કરેલ કદર તેઓની પાસેથી આથી પણ વિશેષ સારા પ્રોડકશનોની આશા રાખે તો નવાઇ પામવા જેવુ નથી

તે સિવાય શારદાની ઐતિહાસિક ફિલ્મ "સૌરાષ્ટ્ર વીર" પર પણ દરોડો સારો હતો

* *

**મિસ રૂથ કિલફર્ડ**—

મિસ રૂથ કિલફર્ડે હાલમા લગ્નગ્રંથીથી જોડાઇ પોતાના સ્વામીને ખાતર ચિત્રનાટય અભિનયનો ધધો છોડી દીધો છે, જ્યા "ધી લર અવર"મી અધુરી ફિલ્મમા તે તેનુ કામ પુર્ણ કરનાર છે

* * *

પ્રસિધ્ધ અભિનેત્રી મિસ ફ્લોરેન્સ વિડર એક દિવસ મહા રથી ઘરમા આવી જોવા લાગી તો તેની પરિચારિકા એક દોરડા સાથે શરીરને ઘસવા લાગી કારણ પૂછતા પરિચારિકાએ જવાબ આપ્યો કે, "દવા ખવા પહેલા બાટલી હલાવવી ભૂલી ગઇ છુ !"

* * *

સ્વીડનના પ્રખ્યાત નવલકથાકાર સેલ્મા લેગરલેફની વિખ્યાત નવલકથા "ધી એમ્પરર ઑફ પોર્ટુગાલીસ" પરથી "ધી ટ્રાયર ઑફ લાઇફ" નામની ફિલ્મ ઉતારવામા આવી છે. આ ફિલ્મની બે શ્રેષ્ઠ ભૂમિકાઓ મી. લોન ચેની અને શ્રીમતી નોરમા શીરરે ભજવી છે.

* * *

"એક પ્રસિધ્ધ નટી કહે છે કે, જો કોઇ તમને પુછે કે, તમને ઓળખુ છું, તો તમારે જાણવું કે, તમારા કરતા તે માહિતગાર છે."

---

# એક સુંદર યુવતિના બે આત્માઓ—બે સ્વરૂપ

| | | |
|---|---|---|
| રાણી રૂપમતિ અને કુંવરને માટે મોતના ડાચામાં ધસતી—પ્રશીબતો વેઠતી. ધં.મિત્રીના હૃદયમાં નિર્મળ પ્રેમ પ્રગટાવતી<br>**નીરા એટલે સુંદર સ્ત્રી** | 'લક્ષ્મી' પીકચર્સની<br>**નવી ફીલમ** | રાજ્ય આલ્હાન—તેના ભાઇ ટીકલ—મંત્રી ચંદ્રચુડ—વગેરેને આપસ આપસમાં લોહીના તરસ્યા કરતી<br>**નીરા એટલે ઝેરી નાગણ** |

**નીરા યાને સુંદર નાગણ**

ભુલતા નહિ



**નીરા યાને સુંદર નાગણ**

જરૂર જુવો

ફોટોગ્રાફર પાંડુરંગ સતરવ નવકે આ ચિત્રમાં અચ્છી કળા બતાવી છે. | ડયરેક્ટરો અને લેખકો મેસર્સ તારણે ચોધરીએ સારી વસ્તુ સર્જી છે.

વખત—શની-રવી તહેવારને દિવસે વધારાનો ખેલ ૩ વાગે દરરોજ ૫-૬-૯-૧૧

| | | |
|---|---|---|
| ટુંક વખતમાં આવશે.<br>સરસ્વતિ ફીલમ કંપનીની<br>**સતિ સરોજ** | **સીનેમા મેજેસ્ટીક**<br>ગીરગામ | આવે છે<br>યુનાઇટેડ પીકચર્સ સીન્ડીકેટનું નવું ચિત્ર<br>**ઉમાજી નાયક** |

# મોજ—મજાહમાં જીવન કેમ પસાર કરશો?

એનો જવાબ આ છે કે, તમારે હમેશાં આનંદી રહેવું. તે કેવી રીતે?

તમે પ્રસિધ્ધ સીનેમાસ્ટાર **રૂથ રોલાન્ડ** ને જાણતાજ હશો?

તેને સ્ક્રીન ઉપર જોવી એ પણ જીંદગીનો એક મોટામાં મોટો આનંદ જ છે

બે અઠવાડીઆથી અમારે ત્યાં તે **સફેદ સવાર** નામની ૩૧ ભાગની સીરીયલમાં કામ કરે છે!

## રૂથના કામોની પ્રસંશા તેજ કરી શકે, જે સુર્ય સાથે

આંખ મેળવીને વાત કરે અને સોના ઉપર ઢોળ તેને વધારે ચળકતું બનાવે. બીજું અઠવાડીઉં ગઈ કાલથી શરૂ થઇ ગયું છે અને રૂથ પુર બહારમાં ખીલી નીકળી છે. આવો અને તેના કામો જોઇને આનંદ મેળવો

વહેતા સુનાનો ઝરો! ભેદી પડ્દાનો ભરમ

આશકની બહાદુરી! જંગલીઓનાં કાવત્રાં

આ સાથે હસાવનારી કામિક પણ છે

જેમાં હેરલ્ડ લોઇડ, સ્નબ પોલાર્ડ અને બેબી ડેનીયલની ત્રીપુટીનું કલેજા ઉથલાવનારૂ કામ.

# ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ

વખતઃ-પાા, ૭, ૮ાા, ૧૦ાા શની રવિ ૩ાા કલાકે ખાસ.ખેલ

ભાવઃ—રૂ. ૨, ૧, ના, ાા, ા ટેક્ષ સાથે

આવતે અઠવાડીયે. ચાર્લી ચેપલીનની ધુમ હસાવનારી કામીડી



ફાગણ વદ ૦))] રવિવાર તારીખ ૧૦ મી માર્ચ ૧૯૨૬ [પુ. ૨ જું, અંક ૪૯



## 'યૌવન વન અધિરાજ'

---

નાથ સલુણા !
આપવિના આ સૂનો સર્વ અવાસ,
પ્રાણપ્રિય ! તમ સ્નેહ કરીને ખોજ પૂરો મમ આશ
નાથ ! સલુણા !

આઓ યૌવન વનતણાં ખીલ્યાં પુષ્પ ચુંટનાર,
ચુંટો વ્હાલા ! હેતથી ગુલ-ચુમ્મન બલીહાર !
સ્નેહથી સલુણા અન્ય પુષ્પ ચુંટજો,
કિંકરીની આશ એટલીજ પૂરજો
નાથ સલુણા !

નારી તણા શણગાર બધા
વસીયા નિજ પતિ હૃદયમાંય
નાથ ! છોડી નવ મુકશો
આપી સાહેલી મમ બાંહ
નાથ સલુણા !

વ્હાલા શું કહું આપને યૌવનવન અધિરાજ !
ગુલ-ચમ્પક-ડોલરતણો આપ્યો સુંદર હાર !
ચુંટજો હૃદયે નાથ અધિક ચુંટજો !
'આશા રહે' કિંકરીને એવું આપજો
નાથ સલુણા !

નટનાગર

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૬ ઠું.

---

સાત વર્ષ પુર્વે ઓક્ષ્ફોર્ડનાં વિશ્વ વિદ્યાલયમાંથી સન્માન સહિત પરીક્ષા પૂર્ણ કરી હું બહાર પડયો. મારા પિતા ફ્રાન્સની રાજ્યસભાના એક સભ્ય હતા. મોટાભાઈ ઈંગ્લેન્ડના ગુપ્તચર વિભાગના એક દૂતના મિત્ર થતા હતા. હું પણ ઈંગ્લેન્ડની કૂટ રાજનીતિનો અભ્યાસ કરવા માટે મોટાભાઇની સાથે રહેતો હતો. એક દિવસ રાતના મોટાભાઇની સાથે હું નાટક જોવા ગયો. નાટક ખલાસ થતાં તેમણે એક પરિચિત રમણીની સાથે મારી ઓળખાણ કરાવી. ત્યાર પછી આ યુવતી સાથે મારો પરિચય દિન પ્રતિદીન વધવા લાગ્યો. અર્થાત અમો બન્ને પ્રેમમાં પડયાં. મેં તેને મારા હૃદયરાજ્યની અધિશ્વરી બનાવી. ભાઇ, તેનાં શાં વખાણ કરૂં. આખા ઈંગ્લેન્ડમાં તેના જેવી ખુબસુરત સ્ત્રી ભાગ્યેજ હતી. તેનાં સૌંદર્ય ઉપર ઈંગ્લેન્ડના લોકો એટલા તો દીવાના થઇ ગયા હતા કે, પોતાનાં બારી બારણામાં પણ તેના ફોટોગ્રાફો ટાંગી રાખતા હતા.

અમારા ઉભયનો પ્રેમ તેના માતા પિતાને ગમતો ન હોતો. કારણ કે હું લૉર્ડની પદ્વિ કિંવા પુષ્કળ સંપત્તિ ધરાવતો ન,

હતો. તેઓ તેને એક બુઢ્ઢા કરોડપતિની સાથે પરણાવવાનો વિચાર રાખતાં હતાં. તેઓએ અમોને મુલાકાત લેવાની પણ મના કરી.

મારી પ્રિયતમા આ લગ્નથી નાખુશ હતી. એટલે અમો બન્નેએ ગુપચુપ લગ્ન કરી લેવાનો નિશ્ચય કર્યો; પરંતુ અમારી આ મુરાદ પાર આવી નહિ. તે બુઢ્ઢા સિવાય તેનો મામાનો દીકરો પણ તેને ચાહતો હતો અને તે પણ મારી પ્રિયતમાને પરણવા માગતો હતો. બુઢ્ઢાને આ બાબતની ખબર પડી. મારી પ્રિયતમા ઉપર તે દીવાનો થઇ ગયો હતો એટલે અમારા બન્નેનો કાંટો કહાડી નાખવાના તે પ્રયત્ન કરવા લાગ્યો. તેના મામાના દીકરાનું નામ જૅક હતું. એક દિવસે પ્રભાતમાં જ જૅક બિછાનાની અંદર મરેલી સ્થિતિમાં મળી આવ્યો. પોલીસે તપાસ કરી તો તે સ્થળે મારી સિગારેટની પેટી તથા મારા નામની છૂરી મળી આવી. પહેરેગીરે જુબાનીમાં જણાવ્યું કે, રાતના દશ વાગે હું જૅકને મળવા આવ્યો હતો, વાત ખરી હતી; પરંતુ હું તેને મળી ઘેર જવાને બદલે મારા બીજા એક દોસ્તને ત્યાં મિજલસમાં ગયો હતો અને રાત ત્યાં જ પસાર કરી હતી. પ્રભાતમાં જ માર્નિંગ પોસ્ટમાં ઉપરોક્ત ખુનનો રિપોર્ટ વાંચી હું તો દિંગ્મૂઢ બની ગયો. મારા નામની છૂરી અને સિગારેટ બોક્સ મળી આવવાથી ખુનનો આરોપ મારા પર આવશે કારણકે અમો બન્ને એકજ સુંદરીના પ્રેમના હરીફો હતા, એટલુંજ નહિ પણ પેલો બુઢ્ઢો ધનપતિ પણ તેને પરણવા માગતો હતો એટલે તેણે એક કાંકરે બે પક્ષી મારવાનો ફંદો રચ્યો હોય એમ મારા મનને ખાત્રી થઇ એટલે ખુની તરીકે પકડાવા કરતાં ઇંગ્લૅન્ડનો ત્યાગ કરી હું આ મરુભૂમિમાં આવી પહોંચ્યો છું અને અહિંજ જીંદગી પૂરી કરવાનો વિચાર છે. કારણ કે, સભ્ય દેશોના મુખમેં રામ બગલમે છૂરી ધરાવતા લોકો કરતાં—"

ઑક્ટેવ આ વાક્ય પુરું કરે તે પહેલાં બંદુકની ગોળીઓ છુટવાનો સણસણાટ અમારે કાને આવ્યો. એક ક્ષણમાં હાથમાં ગોળી વાગતાં જ ઑક્ટેવ જમીન પર ઢળી પડયો. બીજી પળે એક લુટારાએ મારા માથા પર છૂરી ઉગામી પણ ઑક્ટેવની સમયસુચકતાથી હું બચી ગયો. તેણે ડાબા હાથે રાઇફલનો ઘોડો દબાવ્યો, અને મને મારવા આવેલો દસ્યુ ચિત્કાર કરતો ભોંય પર પડી ગયો. છાવણીમાંથી બ્યૂગલના અવાજો આવવા લાગ્યા. લડવાને બધા તૈયાર થઇ ગયા. લગભગ બે કલાક સુધી લડાઇ ચાલી હશે. આખરે લુટારાઓનાં વિશેષ માણસો કપાઇ જવાથી તેઓ નાઠા. અમોએ તેમની પૂંઠ પકડી તેમાંથી બે જણને પકડી પાડયા. તેઓને પૂછતાં અમોને જણાયું કે, હાજી અબુ સલામની ટુકડીએ જ અમારા પર હલ્લો કર્યો હતો. સેનાપતિએ હાજી અબુ સલામને પકડવાને માટે લગભગ બસો સવારને તેઓની પાછળ દોડાવ્યા પણ તેનો પત્તો લાગ્યો નહિ.

આવી રીતે રાત્રિની ભીષણ દુર્ઘટના બની ગયા પછી બીજા દિવસે બપોરના હું ઑક્ટેવના તંબુમાં ગયો. તેના હાથમાંથી ગોળી કહાડી નાખવામાં આવી હતી અને તે સ્થળે પાટો બાંધી લેવામાં આવ્યો હતો. લુટારાની છૂરીમાંથી બચાવી મને તેણે પ્રાણદાન આપેલું હોવાથી હું તેનો અહેસાનમંદ બન્યો હતો. પહેલી મુલાકાતે જ મેં તેનો આભાર માન્યો એટલે તેણે સહેજ હસીને કહ્યું:–" તેમાં શું થઇ ગયું, મારી ફરજ હતી; પરંતુ અજાયબ જેવું છે કે, હાજી અબુ સલામને અમારાં સ્થળની ખબર કેમ પડી. તેને પકડવા માટે આજે અમો વર્ષોથી મહેનત કરી રહ્યા છીએ, પણ જ્યારે તેને પકડીએ તે પહેલાં તેનાં બે આક્રમણો અમારા પર થયાં છે."

અમારી આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એટલામાં સેનાપતિએ એક માણસને મને બોલાવવા માટે મોકલ્યો. હું સેનાપતિ પાસે હાજર થયો એટલે તેણે કહ્યું:–" તમારો ઘોડો તૈયાર છે. હવે વિલંબ કરવાની જરૂર નથી. ચાલો તૈયાર થાવ."

ક્યાં જવાનું છે, એ હું જાણતો નહોતો છતાં ઑક્ટેવની વિદાય લઇ હું તૈયાર થઇ ગયો.

મેસકામેનો ત્યાગ કરી લગભગ ઉત્તર તે દિશા તરફ અમે બાર દિવસ સુધી ચાલ્યા હોઇશું એટલે તેરમા દિવસે લીલી વૃક્ષરાજી અમારી દષ્ટિએ પડી. મારા આનંદનો પાર રહ્યો નહિ. અમો રણપ્રદેશનો ત્યાગ કરી ટયુગર્ટ નગરમાં આવી પહોંચ્યા હતા.

જ્યારે અમે ટયુગર્ટમાં પહોંચ્યા ત્યારે સૂર્યાસ્ત થવાને અધિક વિલંબ ન હોતો. અમોને શહેરમાં દાખલ થયેલા જોતાંજ સેંકડો પ્રજાજનો અમારી આસપાસ ફરી વળ્યા અને અમે શી ખબર લાવ્યા છીએ તે જાણવા માટે આતુર બની ગયા.

રણદસ્યુ હાજી અબુ સલામની લુટારુ ટોળી અમારે હાથે પરાજીત થઇ છે, એ ખબર સાંભળી સમસ્ત નગરવાસીઓના આનન્દની સીમા રહી નહિ. દરેક અમારા નામનો જયઘોષ કરવા લાગ્યા. શહેરમાં દાખલ થયા પછી મને જણાયું કે, અદભૂત અને પ્રાચ્ય ટયુગર્ટ નગરીમાં યુરોપિયન સભ્યતાએ પ્રવેશ કર્યો ન હોતો. બે ચાર ફ્રેન્ચ અધિકારીઓ સિવાય બીજા કોઇ ખ્રીસ્તી ત્યાં રહેતા ન હોતા. નગરને ફરતો કિલ્લો આવેલો હતો અને તેમાં પ્રવેશ કરવાને માટે માત્ર બેજ સિંહદ્વાર આવેલાં હતાં નગરની સુન્દર અટ્ટાલીકાઓ અને ગગનચુંબિત મિનારાઓ નગરીના વૈભવનો ખ્યાલ આપી રહ્યા હતા. શહેરમાં હૉસ્પીટલ અને સરકારી ઉતારાઓ પણ આવેલા હતા.

અમોએ એક બૅરેકમાં અમારો ઉતારો લીધો. રાતના આહારાદિ માટે સુન્દર વ્યવસ્થા કરવામાં આવી હતી. હું સેનાપતિ તથા એક લેફ્ટેનન્ટ એમ ત્રણે જણ એક ટેબલ પર જમવાને બેઠા.

આજે સાંજા વખતે મનપસંદ ખાણું જમવાને હું ભાગ્યશાળી થયો હતો. મારા આનંદનો પાર નહોતો. મદ્યપાનથી પ્રફુલ્લિત

અમો સિગારેટના ધુમાડા કહાડવા લાગ્યા. થોડીવાર પછી ચિરૂટ પીતાં સેનાપતિએ કહ્યું:–"હાજી અબુ સલામ બહુ ધૂર્ત છે. હમેશાં આપણને ફસાવી હલ્લો કરે છે, પણ આ વખતે તો તેને આપણા સપાટાની બરાબર ખબર પડી ગઇ હોવી જોઇએ."

"પણ હજી સૂધી આપણે તેનો પત્તો બરાબર મેળવી શક્યા નથી એ દિલગીર થવા જેવું છે!" લેફ્ટેનન્ટે કહ્યું.

"વાહ!" સેનાપતિએ જરા ખુરસીમાં ટટાર થઇ કહ્યું, "પવનની માફક જેની ગતિ છે, તેને કોણ અટકાવી શકે એમ છે! કેટલી વખત પકડાતાં-પકડાતાં તે આપણા હાથમાંથી છટકી ગયો છે! આજે અહિં તો કાલે વીસ ગાઉ દૂર તેણે લૂટ કરી તો ત્રીજે દિવસે સાંભળીએ કે કોઇ જુદાં જ સ્થળે તેણે પરાક્રમ ગજાવ્યું છે. આમ તેની પાછળ ભૂખ-દુઃખનો ત્રાસ વેઠી આપણે હયરાન થઇએ છીએ ત્યારે તે તો તેનાં આથીલ પર્વતમાં આવેલાં ગુપ્ત સ્થળે મોજ-મજાહ ઉડાવી રહેલો હોય છે!"

મેં પૂછયું:–"ત્યારે શું તેનું હમેશનું રહેવાનું ઠેકાણું આથીલ પર્વતમાં છે? અત્યાર સૂધી હું તો જાણતો નહોતો કે, તેનું કોઇ કાયમી વાસસ્થાન છે."

સેનાપતિએ કહ્યું:–"સાંભળવામાં આવ્યું છે કે, પહાડની એક ગુપ્ત જગ્યાએ તે રહે છે, અને તેની સાથે પરિવારમાં એક હજાર માણસો છે!"

લેફ્ટેનન્ટ ફ્રિચિન રસિક હતો. તે ખડખડ હસીને બોલ્યો:– "હં–આ હજાર માણસોમાં પાંચસો યુવતીઓ અર્થાત્ તેની વિલાસની પુતળીઓ હોવી જોઇએ. વિલાસનો આવો આદર્શ પૃથ્વીમાં બીજે કયાંઈ જોવા મળે નહિ!"

સેનાપતિએ કહ્યું:—"તેના અંતઃપુરમાં અનેક દેશની સુન્દરીઓ છે. આ સુન્દરીઓને તેણે બાંદી તરીકે રાખી છે અને જે કોઇ તેની દાસી થઇને ન રહે તેને પહાડની ટોચ ઉપરથી ફેંકી દઇ તેના ચુરેચુરા કરી નાખવામાં આવે છે."

"કેવું ભયાનક કૃત્ય!" હું અજાયબીથી બોલી ઉઠયો. "પરંતુ આવી મોટી ફ્રેન્ચ ગવર્નમેન્ટ તેની ટોળી સાથે તેને પકડી શકતી નથી, એ નવાઇ પામવા જેવું છે!"

સેનાપતિઃ–"તેનાં અનેક કારણો છે. પહેલાં તો એ કે પર્વતની અંદર કયાં ગુપ્ત સ્થળે તેણે પોતાનો નિવાસ રાખ્યો છે, એ જાણવું ઘણુંજ મુશ્કેલ છે તે સિવાય આખા મરૂ પ્રદેશની અંદર તેણે એટલા તો પોતાના ગુપ્ત દુતો રાખ્યા છે, કે આપણી દરેક હિલચાલની તેઓને ખબર પડી જાય છે. તે સિવાય એક બીજી આશ્ચર્યજનક વાત પણ સાંભળવામાં આવે છે."

મેં અજાયબીથી પૂછયું:—"શી વાત?"

"સાંભળવામાં આવ્યું છે કે, તેની સાથે દૈવીજ્ઞાન પ્રાપ્ત કરેલી એક સ્ત્રી છે કે જે કોઈ પણ ઘટના બનતા પહેલાંજ પ્રત્યક્ષવત્ જાણી જાય છે!"

મેં વિસ્મિત બની ઉત્તેજીત ભાવે પૂછયું:–"શું? તે સ્ત્રી જાદુગરણી છે?"

"હા, જાદુગરણી હોવાનોજ સંભવ છે. કહેવામાં આવે છે કે, તે સ્ત્રી ઘણીજ ખુબસૂરત છે. સંપૂર્ણ યૌવનના પૂર બહારમાં આવેલ છે. તેનો સ્વભાવ અને દોરદમામ કાંઇક ઓરજ છે! સેંકડો દાસીઓથી પરિવેષ્ટિત બની તે કારીખાનાની નીચે દરબાર ભરીને બેસે છે, તે વખતે દરેક દાસી તેને અભિવાદન કરી તેની આસપાસ વિંટળાઇ વળે છે. જે પુરૂષો તે સ્થળે આવે છે તેઓ ઘુંટણીએ પડી જમીન સૂધી મ્હોડું લઇ તેને પ્રણામ કરી તેની મહેરબાનીની દુવા ઇચ્છે છે. વળી એવી પણ વાત સાંભળવામાં આવી છે કે, મોરક્કોના સુલતાને આ રમણીને મેળવવા માટે હાજી અબુ સલામને પુષ્કળ દ્રવ્યની લાલચ આપી હતી; પરંતુ તે સ્ત્રીએ તેને પૈસા લેવા દીધા નહિ અને દમામબાંજ કહ્યું કે, સુલતાનની જો તું કાંઇ પણ બક્ષીસ લઇશ તો તારા દળમાં ઘોર વિદ્રોહ ઉત્પન્ન કરી તારો નાશ કરી દઇશ. જો કે, આ વાત કયાં સૂધી સત્ય હશે, તે હું નક્કી કહી શકતો નથી, પણ એટલું તો ચોકકસ છે કે, આખા મરૂપ્રદેશ પર તે રમણી એક સુલતાનાની માફક રાજ્ય ચલાવે છે એમાં કોઇ જાતનો સંદેહ લાવવા જેવું નથી."

મેં પૂછયું–"આ સ્ત્રી કઇ જાતની છે? મૂર, આરબ કે હબસીની દુહિતા છે? આપને તેના નામની ખબર છે?"

"હા, તેને સૂર્યની કન્યા તરીકે ઓળખવામાં આવે છે!"

હું ચમકયો. ઉત્તેજિત સ્વરે બોલી ઉઠયો–"સૂર્યની કન્યા?"

"હા, પણ તમે તે નામ સાંભળી આટલા બધા ચમકયા કેમ? શું તમે તેના વિષે કાંઇ વિશેષ જાણો છો?"

"ના, જરા પણ નહિ. પરંતુ આ મરૂપ્રદેશમાં ભ્રમણ કરતાં તે માયાવિની મોહિની વિષે અનેક અદ્ભુત વાતો સંભળાયા કરે છે. ખરેખર, તે કોઇ રહસ્યમયી રમણી હોવી જોઇએ."

કેપ્ટન મૂછના આંકડાને વળ દેતાં બોલ્યો:–"રહસ્યમયી તો એવી કે આજ સૂધીમાં તેના ભેદને કોઇ પામી શકયું નથી! વળી વધુ અજાયબી જેવું તો એ છે કે, તે રમણી હાજી અબુ સલામની અંતઃપુરવાસિની છે!"

કેપ્ટનના ઉપરોકત શબ્દોએ મારૂં મર્મસ્થળ વીંધી નાખ્યું. મારા મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. આ રમણી જો દસ્યુદલની અધિનાયીકા હોય તો શું હાજી અબુ સલામ તેના આદેશાનુસાર લૂટફાટનો ધંધો કરતો હશે? જેની ઉપજીવિકા દસ્યુ વૃત્તિપર હોય તેનામાં આટલી બધી દયા પણ કેમ સંભવે? તે સુંદરી જ જો દસ્યુદલની અધિષ્ઠાત્રિ હોય તો મને ચુપચુપ કેમ છોડાવ્યો? તેના જીવન મરે પણ તેણે આશંકા કેમ બનવી? તે પરથી તે અનુમાન થઇ શકે છે કે, દસ્યુદલની અધિનાયિકા નહિ પણ અનિમંત્ત દયાની દેવીએ જ વિપન્નાવસ્થા-

ત્યાંથી મારો ઉધ્ધાર કર્યો છે! આમ અનેક તર્ક વિતર્કો કરવા છતાં હું કોઈ જાતના નિર્ણય પર આવી શક્યો નહિ. ચારે દિશાએ મને ઘોર અંધકાર જણાવા લાગ્યો. મારા હૃદયમાં વિચારોનું તુમુલ તુફાન ચાલી રહ્યું.

મારા બન્ને સાથીઓ ચિરૂટના ધુમાડા ઉડાડ્યા કરતા હતા. મને વિચારગ્રસ્ત થયેલો જોઈ તેઓએ સુવાની તૈયારી કરી. અમો અમારા માટે ખાસ તૈયાર રાખેલા ઓરડામાં સુવાને ચાલ્યા ગયા. કેપ્ટન અને સેનાપતિ તો ઘસઘસાટ ઉંઘી ગયા પણ મને નિદ્રા આવી નહિ. સૂર્યની કન્યા-ભેદી રમણી જુબેદા કોણ હોવી જોઈએ? તેનો ભેદ જાણવાની આશંકાએ મારા મનને વિચગીત બનાવી દીધું.

અપૂર્ણ.

# અદ્વૈતૂસાવસાં પ્રથમ પગલાં

લખનારઃ—રા. હરિભાઇ રૂગનાથજી દેશાઇ બી. એ.

(ગયા અંકથી ચાલુ)

ઉપવિત વિષે ટુંક—

આમલી અને ચોણીબોર ખાઇ પરવાર્યો એટલે ફેરીગાળો આવ્યો. મેખરાશીમાં બૃહસ્પતિના પ્રવેશ પછી એક શુભ દિવસે મને કોઇ નાગકન્યાને વરવા માટેની લાયકાત મેળવવા શુદ્રમાંથી બ્રાહ્મણ બનાવવાની ક્રિયા મારા કુળગોરે આરંભી. છીપકા હજામ પાસે મારાં મસ્તક ઉપરનાં ભીછરાં સફાચટ્ મેદાન કરાવી ટાલો મુંડાવ્યો. માત્ર વચ્ચે રેતીના રણમધ્યેના રમ્ય સ્થન સમી દીપતી વાળની ધારી રહેવા દીધી. પછી સ્નાન કરાવી નવરંગો બનાવી કેવળ એક લંગોટી ભર રાખ્યો. એક વાંસની લાકડીએ એક ચીંથરૂં બાંધી તે મારી પડખે રાખી મને પાટલે ગોઠવ્યો. બાદ બ્રાહ્મણો કાંઇ બબડતા જાય અને ઘી તથા છાણા અડામાં બાળતા જાય એવી રીતે બે ત્રણ કલાક દરમ્યાન મારે ચુંપચુપ પલાંઠી વાળી જીંદગીમાં પહેલી જ વાર બેસી રહેવું પડ્યું. અંતે મારાં પાપો બાળવાની ક્રિયા શરૂ થઇ. વિના કારણે જુઠું બોલવાનાં, કોકના આંબા ઉપર પથરા મારી મરવા (નાની કેરીઓ) તોડી પાડવાનાં, ગામના ઘરડાં પાસેથી શીખી લીધેલી ઉચ્ચ સંસ્કારી 'મકાર' 'ચકાર'મય ભાષા કોઇને સંભળાવવાનાં, આઠ વાગ્યા સુધી ઘોરવાનાં, સ્નાન કર્યા વિના રોટલા અને દુધ ઉપર હાથ ચલાવવાનાં, જંગલ જઇ આવી હાથ પગ ન ધોવાનાં, ઉભા ઉભા લઘુશંકાનું નિવારણ કરવાનાં, માબાપને અડ કરી કાંયર કરવાનાં, શાળામાં ચાડી ખાવાનાં, ઇતર જ્ઞાતિજનને ત્યાં ભક્ષ્યાભક્ષ્ય કરવાનાં વિગેરે વિગેરે અનેક હડહડતાં પાપોને ગાગર જેવડી દુંદવાળા, કલાઈ કરાવેલાં ટાલકાં પર તાંડવ નૃત્ય કરતી શિખાવાળા અને લલાટે ગાજરીઆં ટીલાંવાળા માર ગોર મહારાજ ભટ્ટજીએ ગાયનાં કરી માની લીધેલાં ભેંસનાં અડાયાં બાળી સ્વાહા કરી દીધાં અને પછી સીવવા પણ ન કામ આવે એવા નકામાં થઇ પડેલા દોરાના ત્રણ ત્રણ તાંતણા ગંઠારી એક છ તાંતણાંનો દોરડો મારા ગળામાં ભેરવી દીધો અને પછી મને જાણે જાપાને રૂશીઆને આપેલાં 'અલ્ટીમેટમ'ની ખબર આપતા હોયની એવાં ગાંભિર્યથી કહ્યું, 'આજથી તું દ્વિજ." પછી કાંઇ ગણગણાટ કરી મારા કાન કરડયા. કાંઇક યાદ રાખવા તેમજ સવાર સાંજ ભરડી જવા સુચવ્યું. નારાયણ માલુમ એ શું હતું. સાંજરે પાંચ વાગે આ બધાંનો અંત આવ્યો અને હું પાટલેથી ઉઠ્યો. અને નવાં વસ્ત્રો મારા મામાશ્રીએ પહેરાવ્યાં. ઢોલ પીપી વાગવા મંડયાં. મને વાંસનો સોટો અને એક આખ્ખોરો (નાનો લોટો) આપી આગળ કર્યો. અને પાછળ ગામના લોકો રહ્યા. અમો મારે પહોંચ્યા. ત્યાં પણ કાંઇ ધર્મની ક્રિયા થઇ. તે ક્રિયાને અંતે ગામના બે ચાર 'ટીખળીખોર' જુવાનીઆઓએ મને આવી કાનમાં કહ્યું કે 'દોડયે રાખજે; પકડાતો નહિ.' તેમની શીખામણ મુજબ મેં હાંકયે રાખ્યું પરંતુ અફસોસ મારા મામાશ્રીના જબ્બર હાથોએ ચાર ફલંગમાં જ મારાં ખભાંને ચમત્કાર બતાવ્યો અને હું ઉંચકાઇ મામાશ્રીની કેડે શાંતિથી ગોઠવાઇ જઇ ઘેર આવ્યો. આવી રીતે બડવો રીસાયો અને મનાયો. સેવકને આ બધાંમાં વધુ રસ પડેલો નહિ. પણ પેલા ડોકમાં પડેલા દોરડા તરફ વારેઘડી ધ્યાન ખેંચાતું અને તેને શું કામમાં લેવો તે ઉપર ભેજું કસી જોતો; કાંઇ સુઝ ન પડતાં નીરીક્ષણની સહાય શોધી. વડીલો જ્યારે લાલપીળા વાવટામાં સજ્જ થઇ મિષ્ટાન્ન મચડવાની તૈયારી કરતા હતા ત્યારે તેમના દોરડાઓની સ્થિતિ જોઇ તરત જ સેવકે ગરદનની બદુકડી કુંચી પોતાના દોરડાએ લટકાવી દીધી. મોટાએ પાવડી પહેરી ઓટલો ઉતરી કોઇક નિર્જન ખુણાની શોધમાં મેદાને પડતા ત્યારે તેમને આ દોરડાને કાનમાં ભેરવતા જોયા એટલે જ્યારે જ્યારે મને ઓટલો ઉતરવાનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે મારો દોરડા પણ દબ દઈ કાથમાં ભેરવાઇ જતો અને ઘણીવાર તે ત્યાંજ ચીરસ્થાયી થઇને રહેતો. ત્યાર પછી તો આ દોરડો સાથુ ચોળી ન્હાતી વખતે વીંટીને બાંધી રાખી તેની રક્ષા કરતો, દીવાલમાં ચુંકોને ખેંચી કહાડતો, શરદી થઇ હોય ત્યારે છીંક ખરડાવવા નાસિકા પ્રવેશ કરતો 'ખાટલીમાં દાખલ થઇ અંદર ઉતરી ગયેલા ભુયને બહાર પકડી લાવતો,' કામની ચીજ હું કદાચ ભૂલી જાઉં તે મને યાદ દેવડાવવા તેને હું ગાંઠ વાળી મુકતો. ઘણીવાર તોફાન મસ્તીમાં લેંઘીના કસ તુટી જતા ત્યારે તે કેડે વીંટળાઇ લેંઘીને હેઠળ ઉતરવા ન દઇ મારી આબરૂની રક્ષા કરતો. આવી આવી રીતે અણીને વખતે ઉપરોક્ત જેવાં અનેક મહત્વનાં કાર્યોમાં એના પાંચ તાંતણા ખપી થઇ બળેવ સુધી મારી બાધે તે એક તાંતણે લટકી રહેતો. આ મુજબ આ દોરડો મને કામધેનુ અને કલ્પવૃક્ષ બન્નેની ગરજ સારતો. ખરેખર મારા મણિશંકર ભટ્ટ કહે છે તેમ સનાતન ધર્મની તમામ ક્રિયાઓ ગૂઢ રહસ્યથી ભરપુર છે. એ રહસ્ય સમજવાનું કામ સાધારણ મનુષ્ય માટે કપરું છે. આપણા વડવાઓ ડહાપણના દરીઆ, અરે! દરીઆ હતા એ આ ઉપરથી ચોક્કસ નથી જણાતું શું?

અરે! હં!! પણ આ અત્યુપયોગી જનોઇ આપણા દક્ષ વ્યાપારી અંગ્રેજોની નજરે આજ સુધી કેમ ન ચઢી એ સમજાતું નથી. જો નજરે પડી હોત તો મારે આજે કસમપર ઇશ્વરને માથે રાખીને કહેવામાં બીલકુલ વાંધો ન હોત કે તે લોકો પણ એ જનોઇ ખાતર સનાતન હાડુ ધર્મનો સ્વીકાર

કરત અને જનોઇ પહેરતજ! મારા ભ જી જનોઇના એકના અને મોટા વેપારી ત રિકે વડગાદીની કોઇ પેઢીને તકીએ બિરાજેલા મ તુમ પડત! અમેરીકા ઇગ્લંડમા રૂની સાથે સાથે જનોઇના ભાવ પણ બોલાતા થઇ જાત! મારવાડી બજારમા અગાસીના પાગીઆ પાસે અગર મુમ્બાદેવીના તળાવપર અગર ભુનેશ્વરના મદીરમાં જનોઇનો પાટીઓ ઉઘડત! સીનરી૦ બદર ૦ઉપર જનોઇની ગહડીના સોદા થતા સભળાત! શેર બજારમા ફાજલ કરીમ, સીઝનેક્ષના ઉચ્ચારણો 'જનોઇ જનોઇ' ભુમ આગળ દખાઇ જાત! મુબઇના શેઠીઆઓ અફીણ રૂ, શેર, સુના, ચાદી અ ે ઘોડાઓ છોડી જરૂર જનોઇ પાછળજ મડયા હોત!

## જેમાં હુ મેદાને પડુ છુ—

ત્યારે, આવી રીતે આ કામધેનુ જનોઈ પહેરી પાપો બાળી શુધ્ધ થયેલો હુ હથેવારો માટે લાયક ગણાઇ ચુકયો. થોડા દિવસો બાદ મારા ઘણા કાલાવાલા અને કકલાણને પણ ન ગણકારતાં માના ભાઇઓની વીસનખીઓએ મહો નાની બીજી સ્ત્રીઓ સાથે મળી માગ ઉપર બળાત્કાર કરી મને ગોમત્ર અને હળધરથી રગી મેથીઆ મેરીના ધુવરા જેવો બના યો ભાઇઓની લાડકીઓના વ્યવસ્થિત જોર જુલમથી મહાત થઇ તેમની સામે માથુ ઉચકવાનુ સેવકને મોકુફ રાખવુ પડયુ આ રગરોગાનનુ કામ નિયમિત રીતે ૭ દિવસ નિર્વિઘ્ને ચાલ્યુ સાતમા દિવસની સુહ્યિાની રહનારે જ્યારે હુ મારી સુવાળી ઉઘમા મામડાની તલવાર અને કાહાના તીરથી ઇતર મોહલ્લાવાળા ધનજી કહન, ધીરૂ રણછોડ અને મણિ સુર્તીન સાથે પ્રમુન યુધ્ધ મચાવી તેઓને વીણી વીણીને વીધી નાખતો હતો ગડદા પાટુથી ભોય ભેગા કરી ધુળ ચાટતા કરતો હતો અને મુકીના દે પડાપડ માર મારી લેહી લુહાણ કરી નાખતો હતો તેવામા મારા મામાએ ટાગડુ પકડી મને પથારીમાથી ખેચી કહાડયો આખો ચોળતો ચોળતો એ એ કરતો ઉભો થયો પછી તેમણે મને નવરાવી ધોવડાવી, બલાની નજર લાગે તે ભય ટાળવા ગાલે મેશના ટપકા કરી, જરીનો ઝભો પહેરાવી લીનોઝમ સાફો બાધી, રાજાપ ઠમા રગભૂમી ઉપર ઉતારવાની જુગતી કેમ ન કરતા હોય તેમ બાકે સાંવરિયા વેશે માફામા ગોઠવ્યો પછી નાકમા પૈડા જેવડી વાળી ઘાલી, બુટેદાર સાડી સોહાવી, મખમલની ચોળી ચ ાવી પગમા ઘઘરીઆ સાકળાં સરકાવી, કેડમા કગાઈ ગયેલી કુચીનો ઝુડો ચાદીની કડીથી એક બાજુ ખોસી અને ઘુઘરીવાળી કાથળી બીજી બાજુ લગાવી, બનો હનીને મારા મોટા ભાઇના ચીતડાંની ગોર માફામા મારી પડખે પધરાઇ ગઇ

## વરઘામા આગળ વરે છે—

મારો માફો મોખરે રાખી પાછળ રણુભવાળા અને ઘુઘરાવાળાં અને પેજમાના દોટ હાથ ઉડાપાડાઓવાળા નાગર ગમેર ગીહોડાવાળા કે પાંથી અને ગોધલાથી ખેચાતી ગાડીઓ સાથે સેવકની વર ાની સવારી ગામ બહાર નીકળી પડી ગામથી રેલ્વે સ્ટેશનનો રસ્તો, આકાશ, પાતાળ કરાવે એવો સપાટ પાક લાગડી છેટે જતુ ગાડુ ક્ષિતિજ બહાર લાગે એવો સિધો અને સામસામા આવી 'પડેલા ગાડાઓના બળદ છોડાવે એવો 'પહોળો હતો 'તારો પોહતો મરે' 'એમ કેમ હહરો જીઆ કરે' 'હિધો ચાલ્લિ કરની' તિગેરે ધ્વનિથી ઉદેશી પરાણીના ગોદાથી ગાડુ' કહાડી, પુછડા આમળી હમારા ,સ્યામવર્ણ સારથીઓ શભુમેળાના પોઠીઆના વશજોને ત્વગાથી રક્તો કાપવાની સૂચના કરતા હતા જેમનાક જુવાનીઆ જાનૈયા પોતાતી ગાડીને નાગરેલા ગોધલાનુ પાણી માપવા દશ પદર થીગડાવાળી દરણુ છાપ છત્રી ઉઘાડી તેમને ભડકાવતા દેખાતા હતા સૈ કોઇ આનદમા દેખાતુ હતુ સૌ કોઇ મોખરે પહોચવાની ઉર્મિવાળુ જણાતુ હતુ દરેકને પોતાની ગાડી આગળ કરવાની હોશ હતી આ દાદા કાદીમા આની માસીની ગાડી ઉપરતળે થઇ ગઈ અને એક પૈડુ ચકર ચકર ફરતુ મને દેખાયુ પછી શુ થયુ તે જોવા મારા 'શોફરે' બ્રેક' બાંધી નહિ પણ સ્ટેશને પહોચતા આની માસીનુ મસ્તિષ્ક અસની ધરડી પાગસણની હમે ધોળા કટકાથી બાધેલુ માલુમ પડયુ અને હાકનારાઓને, ગાડીના માલિકોને, બળદોને, જુવાની આઓને અને ખબર પૂછવા જવાની હિંમત કરનારાઓને સરસ્વતિથી વધાવી લેતા મામી સભળાયાં અપુર્ણ

નવી વધાઇ!   નવી ખબર!

ખાસ સિનેમાનાં શોકીનો માટે

છપાય છે!   છપાય છે!!   છપાય છે!!!

# મોજ-મજાહનો ત્રીજા વર્ષનો

# ખાસ સિનેમા અંક

જુદા જુદા વિદ્વાનોને હાથે લખાયેલા સિનેમા સંબંધીના લેખો,
રમુજી સ્કેચો, સિનેમા સંબંધી ટુંકી વાર્તાઓ, ચિત્રો,
નટ-નટીઓનાં જીવન ચરિત્રો વગેરેથી

સુશોભિત દળદાર અંક તમોને

ખુશ ખુશ કરી દેશે

## જાહેર ખબર આપનારાઓને

## અપૂર્વ સંધિ

## છુપી પોલીસ

વાર્ષિક લવાજમ-રૂ. ૩) વી. પી. સાથે રૂ. ૩-૪-૦

હિંદ બહાર રૂ. ૫

લખોઃ—મોજ-મજાહ કાર્યાલય,

ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઇ ૪



# બલિદાન.

લખનાર-અનુભવી.

"રમણભાઈ, સુધારકો આમ જગતની આંખમાં ધૂળ નાંખતા હશે? શા સારૂ અમને બિચારાં મા દીકરીને નાહક જગતમાં ફજેતીને ફાળકે ચઢાવો છો? ભાઇ, અમે તે તમારૂં એવું શું અક્ષમ્ય અહિત કર્યું હતું કે જેનો બદલો આવો અતિ ક્રૂર રીતે લ્યો છો?"

"હું શું કરૂં? સરસ્વતી બહેન બીજો ઉપાય નથી."

"નથી કેમ?" સરસ્વતીએ જરા રોષમાં આવી કહ્યું.

"છે તો તમે બતાવો."

"કાં તો "મૌનમ્ સર્વાર્થ સાધનમ્" એ સૂત્રને અવલંબો વા જગતને સત્યથી જાણ કરો.

"એ ઉભય સર્વથા અસંભવીત છે. કારણ મૌન જાળવીએ વા સત્ય વાતોને જગતને જણાવીએ તો તો અમારો કાન્તિ પણ જગતની દ્રષ્ટિએ દોષિત ઠરી જગપ્રસિદ્ધિએ ચઢે."

"તો પછી જગતને તમે કાળા પર ધોળો રંગ રંગી સર્વત્ર ધોળું ધોળુંજ-અમારી વંશપરંપરાની નિષ્કલંક કીર્તિના ભોગે-દેખાડવા ઇચ્છો છો?" સરસ્વતીએ એકદમ મગજ પરનો કાબુ ગુમાવ્યો પણ પોતાની સ્થિતિ કળી જતાં કળે કામ કાઢવા દયામણે સ્વરે પુનઃ બોલી, "રમણભાઇ, રમણભાઇ, જરા ભૂતકાળ તો સંભારો? ચંપાના ભાઇ સાથ તમારી જીગરજાન મિત્રતા, તમે બંને મુંબાઇના અગ્રગણ્ય ગણાતા સુધારકો, તમે બેઉએ અન્ય જુના મતવાદી કુટુંબી અને સ્નેહીજનોની સલાહ અને વિનતિને ઠોકરે મારી સ્વતાનુંસાર કાંતિલાલ અને ચંપાને પાશ્ચાત્ય કેળવણી આપી અને તમે અને એ સુધારક એટલે અન્યોન્યની સંમતિથી જ કાંતિ ચંપાનો સહવાસ નિરંકુશપણે દિનપરદિન વધવા દીધો; આમ થવા દીધું તો તે પર પ્રત્યક્ષ તો ઠીક ગઇ પણ પરોક્ષ તો નીઘા રાખવી હતી? કારણ સર્વ કોઇ જીતેંદ્રિય હોતાં નથી. દારૂ અને દેવતા જાણી બુઝીને સમીપ મુકયાં તો તે કયારે ભડકી ઉઠશે એ અનિશ્ચિત હોવાથી તમારી તેઓ પર અહોનિશ તિક્ષ્ણ નજર રાખવી એ ફરજ હતી. તમે કોઈ દિવસ સ્વપ્ને પણ કાંતિ ચંપા આ સહવાસ મનસા, વાચા, કર્મણા અખંડીત બ્રહ્મચર્ય પાળી નિષ્કલંક રીતે રાખશે કે નહિ? એનો જરા સરખો પણ વિચાર કર્યો હતો? શાનો કરો? કોઇએ (સુધારકે) કર્યો છે કે તમે કરો? કરવાની આવશ્યકતા લાગે? કર્યો હોત તો આ સમય કદાપિ પણ આવત નહિ! આ તો વળી વિષયાંતર થયું. ચાલો, મૂળ વિષય પર આવું. આ અરસામાં એમની તબીયત લથડવા લાગી. અને તેથી કાંતિ ચંપાના-તેમની (કાંતિ ચંપાની) સંમતિથી-તમે વિવાહ કરાવ્યા. બાદ થોડા દિવસ રહી એમની આંખ સદાની મીંચાઇ!" આટલું કહેતાં, સરસ્વતીના નયનોમાંથી અશ્રુધારાએનું અસ્ખલીત વહન ચાલી રહ્યું. પાલવથી અશ્રુ લુછતાં લુછતાં, એણે કહેવું પુનઃ અગાડી ચાલુ કર્યું, "આ તમારા કહેવાતા સુધારાના-કે જેનાથી સુધારક વર્ગમાં તમે અપ્રતિમ પ્રતિષ્ઠા પામ્યા તેમજ જુના વિચારમતવાદી વર્ગમાં સારી પેઠે વગોવાયા. મને અને અન્ય દુરદેશી સમજુ જનોને પ્રથમથી જ ભીતિ હતી કે આનું પરિણામ માઠું નીપજશે અને તેથી અમે અમારો બનતો પ્રયત્ન તેના નિવારણાર્થે કરતા પણ તે સર્વ તમારા દ્રઢ નિશ્ચય આગળ નિષ્ફળ થઇ પડતાં અને તેથી પ્રભુ પણ 'જે કરશે તે સારૂં જ કરશે' એ આસ્થા રાખી મન વાળતા! તમે એમનો નિરંકુશપણે-તેમની યોગ્યતાનો જરા સરખો પણ વિચાર કર્યા સિવાય-સહવાસ વધવા દીધો એનું આ પરિણામ! રમણભાઇ, અરે! એ આજકાલના કહેવાતા સુધારકો! ફેંકો જરા તમારા આ સુધારાના પરિણામ પર એક દ્રષ્ટિપાત, તમારા શ્રેયને કાજ!" થોડીવાર બંને જણ મૂંગાજ રહ્યા રમણને કંઇ બોલતો નહિ જોઇ સરસ્વતીએ કહ્યું, "હા, રમણભાઇ ત્યારે આમાં કોનો વાંક?"

"વિધિનો."

"હાય! હાય! તમારા જેવા અગ્રગણ્ય કહેવાતા સુધારકો 'વિધિ, વિધિ' કૂટી મારે છે એ તો આજજ જાણ્યું 'દીવો લઇ કૂવામાં ઝંપલાવવું' અને પછી 'હાય! વિધિ!' એ તે કયાંનો ન્યાય?" આટલું કહી સરસ્વતી મસ્તકે હસ્ત અફાળી ગાઢ વિચારમાં પડી ગઇ. થોડીવાર રહી એણે જરા ઉંચું જોયું એટલે રમણલાલ બોલ્યો, "હવે, તારે બીજું કંઇ કહેવું છે?"

"સમજો તો કશું કહેવાનું નથી અને નહિ તો ભાષણો પણ નિરર્થક!"

'રમણ," રમણની માતા કે જે આ સર્વ વાર્તાલાપ જોડેના ઓરડામાં બેસી સાંભળતી હતી તે એકાએક રમણ અને અને સરસ્વતી બેઠા હતાં ત્યાં ધસી આવી બોલી, "આ ખોળીઆમાં જીવ છે ત્યાં સુધી તો લગ્ન નહિ જ થવા દઉં. મારે કંઇ વડવાની આબરૂ પર પાણી નથી ફેરવવું."

"જુઓ, સરસ્વતી બહેન, હું તમારૂં કહેવું માન્ય રાખું પણ માજીની લાગણી દુઃખાવી મારાથી તેમ થઇ શકે એમ એમ નથી." રમણલાલ માતા પર બધો ટોપલો ઓઢી પોતે છુટી ગયો. પણ સરસ્વતી કાંઇ કાચી ન હતી. જ્યારે કાન્તિલાલને પાશ્ચાત્ય 'કેળવણી' આપી કાંતિ-ચંપાના સહવાસને ઉત્તેજન આપ્યું, તેમનાં વિવાહ કીધાં ત્યારે શું માજીની લાગણી નહોતી દુઃખાઇ? એ સર્વ શું માજીની સંમતિથી થયું હતું? જ્યારે તે વખતે માજીના કકળાટની તમે દરકાર ન કીધી તો અત્યારના તેજ લાગણીના એકા

હોળ તમે શા સારૂ છુપાવા તેવા મિથ્યા પ્રયત્ન કરો છો ?" સરસ્વતીના આ વચન બાણો સોંસરા ને સોંસરા તેમના મર્મભાગને વિંધી નાખવા લાગ્યા અને તેઓ નીચેથી જરા સરખું ઉંચું પણ જોઇ શક્યા નહિ. આથી તો સરસ્વતી વધુ ખીલી "એ તમારા વૃક્ષરૂપી સુધારાને કડવાં કે મીઠાં જે ફળો આવે તે તમારે ન્યાયદૃષ્ટિએ અને મને કમને પણ, ખાવાં જ જોઇએ, ખાધા સિવાય તમારો છુટકો જ નથી. કારણ એ વૃક્ષને પોષનાર માળી તો તમેજ હતા ને ? 'કરે તે ભોગવે.' આટલા સમય પર્યંત લોકલાજનો, જનાપવાદનો અહોનિશ ઉપહાસ કરનારા એવા તમને એનો વળી ભય કેવો ? પ્રચંડ સભાઓમાં સિંહગર્જના સમ તમારાં ભાષણો જનસમાજને લોકલાજનો, લોકાપવાદની ભીતિનો ત્યાગ કરવા ઉપદેશો અને જ્યારે પોતાપર આવે ત્યારે ભીતિથી મુખ પાછું ફેરવવું ! આજકાલના સુધારકોના કર્તવ્યની ઇતિ શ્રી "પરોપદેશે પાંડિત્યમ્" પારકાને જતી કરવામાં અને પોતાપર આવે ત્યારે નીડરતાથી પાછા પગલાં કરવામાં જ થાય છે ! મારી ચંપા કરતાં તો અગણિત અંશે કેટલીએ અન્ય આર્ય બાળાઓ તમારા આ સુધારા (?)ની મોહજાળમાં ફસાઇ અધોગતિને પામી જીવન એળે ગુમાવી જગતના તિરસ્કારને પામી, અંતે તમારા આ કહેવાતા સુધારાને ધીક્કાર દઇ મૃત્યુ પામતી હશે !

અથાંત મને સ્પષ્ટ કહી નાંખવા દો કે, મારી ચંપા તો પૂર્વ જન્મનાં સુસંસ્કારના બળે કરીને જોઇ જોઇ કાંતિને જ જોતી. એનામાંજ સ્વજાતને, જગતને અને પરમાત્માને નિહાળતી ! કિંતુ કેટલી અન્ય તો મગજમાં સમજી જાઓ. આ બધો પ્રતાપ તમારા આ આધુનિક કહેવાતા સુધારાનો ! આ તે તમારો સુધારો ? કે જેણે કાંતિ ચંપાને અધોગતિના કુપમાં ડુબાડયાં, કુદરતના ફરમાનનો સુધારા (?)ના ઘેનમાં ભંગ કરાવી આવી દુઃખદ અને જગતમાં હાંસીપાત્ર સ્થિતિમાં એમને અને આપણને પૂર્વજોની નિષ્કલંક કીર્તિ પર પાણી ફેરવાવી, નીચેથી ઉંચુ જોવાપણું ન રાખ્યું, એ તે તમારો સુધારો કે કુધારો ? થનાર થઇ ગઇ. કિંતુ જો હજુ પણ જરા બુધ્ધિનો છાંટો સરખો તમારામાં રહ્યો હોય તો અમને આ દીકરીને નાહક ફજેત કરવા મુકી લગ્ન કરી નાંખો. એમાંજ આપણું ઉભયનું શ્રેય સમાયું છે." સરસ્વતી આટલું બોલતાં હાંફી ગઇ અને શ્વાસ ખાવા લાગી.

"અમે તો એમને એમ નહિ મળે તો સામા પૈસા આપી બીજી લાવીશું. તો પછી તારી છોકરી લાવવાથી અમને શો ફાયદો ?" રમણની માતા બોલી.

"તેથી તમે સાચા સુધારક કહેવાશો. બાકી એ તો નાનું બાળક પણ જાણે છે કે, તમે બીજી લાવશો પણ તેથી તો તમે નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં,' અર્થાત નહિ સાચા સુધારક વા જુના મતવાદી."

"બહેન; હું ઘણો દીલગીર છું કે, મારો નિશ્ચય તમારા કહેવાથી નથી ફરી શકતો."

"શાનો ફરે!" સરસ્વતીએ ઉભા થતાં થતાં શોક અને રોષમિશ્રિત સ્વરે કહ્યું, "જ્યાં હૃદય અને બુધ્ધિનો સર્વથા અભાવ ત્યાં આશા રાખવી એ આકાશ-કુસુમવત. ખરે - દુઃખનું અનુભવી જ દુઃખ પીછાની શકે." આટલું કહી ધસડસડાટ સરસ્વતી રોષમાં ને રોષમાં રમણ અને તેની માતા પ્રતિ અશ્રુપૂર્ણ નયનોમાંથી અગ્નિના તણખા વરસાવતી ચાલી ગઇ ! રમણ અને તેની માતા આ દૃશ્ય ફાટી આંખે નિહાળી જ રહ્યાં !

* * *

કાંતિ; વહાલા કાંતિ, કયાં લાગી ગઇ તારી પાશ્ચાત્ય કેળવણી, કયાં પલાયન કરી ગયાં તારા લોકલાજ, જનાપવાદની લેશમાત્ર પણ દરકાર ન કરવાનાં પાશ્ચાત્ય સુધારક વિચાર ! વહાલા ! જરા તો ભૂતકાળ પર દૃષ્ટિ ફેંક ! આપણે બાલ્યાવસ્થામાં સાથે જ ખેલેલા, શિક્ષણ લીધેલું અને વયમાં આવતાં ગાઢ સહવાસને લીધે કુદરતી રીતે અન્યોન્ય પ્રત્યે આપણાં ઉભયનાં અંતઃકરણમાં ફુટેલાં સ્નેહાંકુરો, એ આપણા સ્નેહાંકુરોને પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે–જુના મતવાદીઓની સલાહ, વિનંતિ અને ટીકાઓને તૃણ તુલ્ય લેખી–આપણા ઉભયના પિતાઓએ આપણાં વિવાહ કરી ઉલટા પોષ્યાં. એ સ્નેહગ્રંથીથી બધ્ધ થયેલાં આપણે સ્નેહીઓ કેવાં ભવિષ્યમાં સુધારાર્થે આપણા આ અલૌકિક પ્રેમનું આ જડ જગતને દર્શન કરાવી તેમનામાં સ્નેહ ઉદ્ભવાવી તેમની સુધારકો પ્રત્યે જે તિરસ્કારની વૃત્તિ છે તે નિર્મૂળ કરવામાં, દુઃખી આર્યબાળાઓનાં કષ્ટ બંધનોને છેદી તેમનાં નષ્ટ થતાં જીવનને અટકાવવામાં સમસ્ત જીવન વ્યતીત કરવાનાં સ્વપ્નાં રચતાં ! પરમાત્મા એ આપણાં સ્વપ્નાં સત્ય નીવડાવો એવી એની પ્રત્યે અહોનિશ પ્રાર્થના કરતા. કિંતુ અરે ! હાય ! હાય ! એ સ્વપ્નાં, એ આપણાં ભૂતકાળનાં ઉન્નત વિચારો, અખંડીત બ્રહ્મચર્ય પાળી ન શકવાને લીધે કકડભૂસ થઇ પડયાં ! કારણ હવે જન સમાજ એટલો બુધ્ધિહીન નથી રહ્યો કે આપણી એકલી અલૌકિક વક્તૃત્વ શક્તિમાં મોહ પામી ભાન ભૂલી આપણાં કથનને–દિનકરે હોય તો પણ આંખ મીંચી અનુસરે ! વખત તો વહી ગયા ! હવે તો જનસમાજ ચારિત્ર્યને પ્રધાન પદ આપે છે, અપ્રતિમ વિદ્યા અને દિવ્ય વક્તૃત્વકળાને અતિ ગૌણ પદ ! હાય ! હાય ! હવે મને લાગે છે કે જેને આપણે દિવ્ય પ્રેમ લેખી તેમાં નિરંકુશપણે આધુનિક સુધારાની પાંખોએ એ દિવ્ય પ્રેમ રૂપી આકાશમાં ઉડી ગગન વિહારની મોજ ચાખતાં ચાખતાં આપણે આ માનવ સૃષ્ટિ પર વસતાં દુઃખી જનનાં કષ્ટ નિહાળી કોઇ સમયે તેમા સહાનુભૂતિ દર્શાવતાં અને કોઇ સમયે એ દિવ્ય પ્રેમમાં અંધ થઇ તેમનાં દુઃખનો ઉપહાસ કરતાં ! હા ! તેજ કહેવાતા દિવ્ય પ્રેમે આપણું નખ્ખોદ વાળી નાંખ્યું ! હાય ! હવે ભાન આવે છે કે, જેને અલૌકિક માનસીક પ્રેમ લેખી તે ભોગવવામાં આનંદ માણતાં તેજ માનસીક પ્રેમમાંથી આ સુધારાની

નિરંકુશતાને લીધે, તે આપણો પ્રથમનો માનસીક પ્રેમ દૈહિકમાં પલટાઇ ગયો અને આપણો અધઃપાત થયો! અરે! એ અધઃપાતનું ભાન, થતાં આપણને ઉભયને થયલો પ્રચંડ પશ્ચાતાપ, અને ભવિષ્યમાં શું થશે એની ઉદ્‌ભવેલી કાળજું કોરી ખાતી ચિંતા! એ ચિંતાનું "હું તારો જગતના તિરસ્કારની અવગણના કરી હરદમ ઝાલીશ" એ શાંતિદાયક સુખ શબ્દોથી તેં કરેલું નિવારણ! હાય! છતાં, જ્યારે જ્યારે એ ચિંતાનો વિચાર મારા મસ્તકમાં ખડો થઇ મને સંતાપતો ત્યારે તું મને ઉભરાઈ જતા સ્નેહથી ગાઢ આલિંગી એક મધુરું ચુંબન મારા હોઠે કરી પૂર્ણ વાત્સલ્યભર્યાં શબ્દોથી ઘડીભર મારી ચિંતાને કોરાડી મેલી સ્નેહસાગરમાં સ્નાન કરાવતો! હાય! હાય! એ અને આ કાન્તિમાં જ્યારે હું આસમાન જમીનનો ફેર જોઉં છું ત્યારે ઓ! મારા કાંતિ! મારું કાળજું વલોવાઇ જાય છે!" ચંપાએ કાંતિના પગપર મસ્તક મૂકી એના પગ ઝાલી કહ્યું, "વ્હાલા! એ પ્રસંગો તારા સ્મૃતિપર અધુના તરવરી તારાં અધુના નિષ્ઠુર થયેલાં હૃદયને મૃદુ કરવા શક્તિમાન નથી નીવડતા? "ઓ મારા કાંતિ! વધુ શું કહું. બાએ સર્વ તારા પિતા તથા માજીને કહ્યું કિંતુ 'પત્થરે પર પાણી' વ્હાલા! પ્રથમ સ્વજાત પશ્ચાત સ્વગૃહ ત્યારબાદ ન્યાય એમ ઉત્તરોત્તર એક પછી એક સોપાન ચઢતાં ચઢતાં થતા સાચા સુધારાની સમાજ પર સચોટ, શાશ્વત અસર થાય. કિંતુ આ તમારા કહેવાતા સુધારાની અસર તો નામનીજ. ત્યાં તેથી થતાં અનિષ્ટ ફલ સમાજની દૃષ્ટિએ પડયાં કે ત્યાંજ સમજાતે કે રામ રમી ગયા તમારા આ સુધારાના. જગત સુધારવા નીકળેલાએ પ્રથમ તો સ્વજાતને જ સુધારવી જોઇએ. એનો તો તમારામાં સર્વથા અભાવ છે અને તમે સમાજ સુધારણા કરવા મથો એ કેમ સંભવે? વહાલા! તને જગતના તિરસ્કારનો ભય લાગે છે? તો ચાલ આપણે જગતથી અગોચર સ્થળે નિવાસ કરી ત્યાં જ એક ખૂણામાં પડયા પડયા પાપનો પશ્ચાતાપ કરતાં યથાશક્તિ જગત સેવા કરી, પ્રભુ પ્રાર્થનામાં આપણું શેષ જીવીત વ્યતીત કરીશું!" આ સર્વ કાન્તિને સાંભળવું અકારું લાગે છે-અને તેથી મનમાં તો અહિંથી ચાલ્યા જવા ઝૂરી રહ્યો છે કિંતુ મુખેથી ઉચ્ચરતું નથી જોઇ ચંપાએ સ્વદુઃખના ઉભરાને નયનોમાં આવતાં અશ્રુનાં પુરને પરાણે ખાળતાં કાન્તિના મસ્તક પર પોતાનો કોમળ હસ્ત પૂર્ણ વાત્સલ્યથી આસ્તે આસ્તે ફેરવતાં અચકાતાં અચકાતાં મૃદુ, દયાર્દ્ર સ્વરે કહ્યું "જા, કાન્તિ! વહાલા! જા. હું આમ કહી પરાણે તારા વિચાર મરડી નાખવા ઇચ્છતી નથી; જા, વહાલા, જા! પરમાત્મા તને સદા-સુખી રાખે!"

* * *

"બા! ઓ! મારી બા!" ચંપાએ સરસ્વતીને આલિંગન દેતાં દેતાં રડતાં રડતાં અચકાતે સ્વરે કહ્યું, "ઝેર ખાધે શું ફાયદો? હેં! બા! શું હું વિષપાન કર્યે આ પાતકમુક્ત થઇશ? શું એપન કુટુંબી તથા જગતને તેથી કાંઇ અસર થશે? શું એઓ એથી અન્ય સાથ લગ્ન નહિ કરે? ના, ના, એથી તો એમાંનું કશું થશે નહિ. માટે હું જીવી કરેલાં પાતકનું ફળ ભોગવતાં પશ્ચાતાપ કરતાં, ભોળાં હૃદયોને આધુનિક સુધારાની મોહજાળનું દર્શન કરાવી તેમાં ફસાઈ જતાં અટકાવતાં પરમેશ્વરનું અહોનિશ સ્મરણ કરતાં પંચત્વને પામીશ તો આત્માનું કલ્યાણ થાય. પ્રભુ તો મને મારા પાતકની ક્ષમા આપશે. તું આપણા વડવાઓની નિષ્કલંક કીર્તિ પર આપઘાત ન કરવાથી પાણી ફરી વળવાની દલીલ કરે છે કિંતુ તે તો ક્યારનુંયે ફરી વળ્યું છે. ઝેર ખાઇ જીવીતનો અંત આણવાથી આપણે આપણા કર્મના ફલ ભોગવવાના પરમાત્માના અચલ ફરજીઆત ધર્મ નિયમને તોડી શકીશું? જ્યારે એ સર્વથા અસંભવીત છે તો પછી આપઘાત કર્યે શો ફાયદો?"

"બેટા, તારી સર્વ દલીલ સત્ય છે કિંતુ મને તો આજ માર્ગ સૂઝે છે, હું કંઇ તારા પર દબાણ કરવા નથી ઇચ્છતી. હું મારે માર્ગે તું તારે!" કહી સરસ્વતીએ પાસે પડેલી ઝેરની પ્યાલી જરા ઉંચકી.

"બા! બા! અંતે તું આજ નિશ્ચયપર આવી? બા! ઓ! મારી બા! તું જાય અને આ તારી, તને વિષપાન કરાવનારી દુષ્ટ પુત્રી જીવી, આ દુનિઆમાં મોજ માને? ના, ના, એટલી હદ પર્યંત તો હું દુષ્ટ નથી. હું મારી સર્વ દલીલોને, જ્ઞાનને કોરાણે મેલી તારાજ માર્ગે અનુસરું છું! ઓ! બા! તું ત્યાં હું!" કહી ચંપાએ પણ બીજી વિષની પ્યાલી તૈયાર કરી ઉંચકી! મા દીકરી અન્યોન્યને, અશ્રુપૂર્ણ નયને ડુસકાં ખાતાં ખાતાં અંતિમ ગાઢ આલિંગ્યા અને એ ગાઢ આલિંગનબધ્ધ સ્થિતિમાં જ વિષપાન કર્યું!!!

\+ \+ \+

કેમ અલી ભાગીરથી, જોયું કે પેલા સુધરેલાઓએ બિચારાં મા દીકરીને ઝેર ખવડાવી. તેમના ચિરંજીવીને અહિંઆં આપણી ન્યાતમાં કોઇએ પણ તેમના સુધારાના પરાક્રમને લીધે-પેલા બીજા સુધરેલ બ્રિજલાલે પણ પોતાની છોકરી મુક્તાને-કપાળમાં નહિ ટોકી ત્યારે કાકીઆવાડી રાંચાને-એના મા બાપ(?)નાં ડાગાં ઘોળાકાકાથી ગડબી-ઉપાડી લાવ્યા!!! *મુઆ એ સુધારાવાળા થના!!!

સંપૂર્ણ

હોળ તમે શા સારૂ છુપાવા તેના મિથ્યા પ્રયત્ન કરો છો ?" સરસ્વતીના આ વચન બાણો સોંસરા ને સોંસરા તેમના મર્મભાગને વિંધી નાખવા લાગ્યા અને તેઓ નીચેથી જરા સરખું ઉચું પણ જોઇ શક્યા નહિ. ત્યાથી તો સરસ્વતી વધુ ખીજી "એ તમારા વૃક્ષરૂપી સુધારાને કડવાં કે મીઠાં જે ફળો આવે તે તમારે ન્યાયદૃષ્ટિએ અને મને કમને પણ, ખાવાં જ જોઇએ, ખાધા સિવાય તમારો છુટકો જ નથી. કારણ એ વૃક્ષને પોષનાર માળી તો તમેજ હતા ને ? 'કરે તે ભોગવે.' આટલા સમય પર્યંત લોકલાજનો, જનાપવાદનો અહોનિશ ઉપહાસ કરનારા એવા તમને એનો વળી ભય કેવો ? પ્રચંડ સભાઓમાં સિંહગર્જના સમ તમારાં ભાષણો જનસમાજને લોકલાજનો, લોકાપવાદની ભીતિનો ત્યાગ કરવા ઉપદેશી અને જ્યારે પોતાપર આવે ત્યારે ભીતિથી મુખ પાછું ફેરવવું ! આજકાલના સુધારકોના કર્તવ્યની ઇતિ શ્રી "પરોપદેશે પાંડિત્યમ્" પારકાને જતી કરવામાં અને પોતાપર આવે ત્યારે નીડરતાથી પાછળ પગલાં કરવામાં જ થાય છે ! મારી ચંપા કરતાં તો અગણિત અંશે કેટલીએ અન્ય આર્ય બાળાઓ તમારા આ સુધારા (?)ની મોહજાળમાં ફસાઈ અધોગતિને પામી જીવન એળે ગુમાવી જગતના તિરસ્કારને પામી, અંતે તમારા આ કહેવાતા સુધારાને ધીટકાર દઇ મૃત્યુ પામતી હશે !

અર્થાત મને સ્પષ્ટ કહી નાંખવા દો કે, મારી ચંપા તો પૂર્વ જન્મનાં સુસંસ્કારના બળે કરીને જોઇ જોઇ કાંતિને જ જોતી. એનામાંજ સ્વજનને, જગતને અને પરમાત્માને નિહાળતી ! કિંતુ કેટલી અન્ય તો મગજમાં સમજી જાઓ. આ બધો પ્રતાપ તમારા આ આધુનિક કહેવાતા સુધારાનો ! આ તે તમારો સુધારો ? કે જેણે કાંતિ ચંપાને અધોગતિના કુપમાં ડુબાડયાં, કુદરતના ફરમાનનો સુધારા (?)ના ધેનમા ભંગ કરાવી આવી દુઃખદ અને જગતમાં હાંસીપાત્ર સ્થિતિમાં એમને અને આપણને પૂર્વજોની નિષ્કલંક કીર્તિ પર પાણી ફેરવાવી, નીચેથી ઉચુ જોવાપણું ન રાખ્યું, એ તે તમારો સુધારો કે કુધારો ? થનાર થઇ ગઇ. કિંતુ જો હજુ પણ જરા બુધ્ધિનો છાંટો સરખો તમારામાં રહ્યો હોય તો અમને મા દીકરીને નાહક ફજેત કરવા મુકી લગ્ન કરી નાંખો. એમાંજ આપણું ઉભયનું શ્રેય સમયલું છે." સરસ્વતી આટલું બોલતાં હાંફી ગઇ અને શ્વાસ ખાવા લાગી.

"અમે તો એમને એમ નહિ મળે તો સામા પૈસા આપી બીજી લાવીશું. તો પછી તારી છોકરી લાવવાથી અમને શો ફાયદો ?" રમણની માતા બોલી.

"તેથી તમે સાચા સુધારક કહેવાશો. બાકી એ તો નાનું બાળક પણ જાણે છે કે, તમે બીજી લાવશો પણ તેથી તો તમે નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં,' અર્થાત નહિ સાચા સુધારક વા જુના મતવાદી."

"બ્હેન; હું ઘણો દીલગીર છું કે, મારો નિશ્ચય તમારા કહેવાથી નથી ફરી શકતો."

"શાનો ફરે !" સરસ્વતીએ ઉભા થતાં થતાં શોક અને રોષમિશ્રિત સ્વરે કહ્યું, "જ્યાં હૃદય અને બુધ્ધિનો સર્વથા અભાવ ત્યાં આશા રાખવી એ આકાશકુસુમવત. ખરે દુઃખનાં અનુભવી જ દુઃખ પીછાની શકે." આટલું કહી ખડખડાટ સરસ્વતી રોષમાં ને રોષમાં રમણ અને તેની માતા પ્રતિ અશ્રુપૂર્ણ નયનોમાંથી અગ્નિના તણખા વરસાવતી ચાલી ગઇ ! રમણ અને તેની માતા આ દૃશ્ય ફાટી આંખે નિહાળી જ રહ્યાં !

* * *

કાંતિ; વહાલા કાંતે, ક્યાં લાગી ગઇ તારી પાશ્ચાત્ય કેળવણી, ક્યાં પલાયન કરી ગયાં તારા લોકલાજ, જનાપવાદની લેશમાત્ર પણ દરકાર ન કરવાના પાશ્ચાત્ય સુધારક વિચાર ! વહાલા ! જરા તો ભૂતકાળ પર દૃષ્ટિ ફેંક ! આપણે બાલ્યાવસ્થામાં સાથે જ ખેલેલા, શિક્ષણ લીધેલું અને વયમાં આવતાં ગાઢ સહવાસને લીધે કુદરતી રીતે અન્યોન્ય પ્રત્યે આપણાં ઉભયનાં અંતઃકરણમાં ફુટેલાં સ્નેહાંકુરો, એ આપણા સ્નેહાંકુરોને પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે—જુના મતવાદીઓની સલાહ, વિનંતિ અને ટીકાઓને તૃણ તુલ્ય લેખી—આપણા ઉભયના પિતાઓએ આપણાં વિવાહ કરી ઉલટા પોષ્યાં. એ સ્નેહગ્રંથીથી બધ્ધ થયેલાં આપણે સ્નેહીઓ કેવાં ભવિષ્યમાં સુધારાર્થે આપણા આ અલૌકિક પ્રેમનું આ જડ જગતને દર્શન કરાવી તેમનામાં સ્નેહ ઉદ્ભવાવી તેમની સુધારકો પ્રત્યે જે તિરસ્કારની વૃત્તિ છે તે નિર્મૂળ કરવામાં, દુઃખી આર્યબાળાઓનાં કષ્ટ-બંધનોને છેદી તેમનાં નષ્ટ થતાં જીવનને બચાવવામાં સમસ્ત જીવન વ્યતીત કરવાનાં સ્વપ્નાં જોતાં ! પરમાત્માએ આપણાં સ્વપ્નાં સત્ય નીવડાવો એવી એની પ્રત્યે અહોનિશ પ્રાર્થના કરતા. કિંતુ અરે ! હાય ! હાય ! એ સ્વપ્નાં, એ આપણાં ભૂતકાળનાં ઉન્નત વિચારો, અમોઘ બ્રહ્મચર્ય પાળી ન શકવાને લીધે કકડભૂસ થઇ પડયાં ! કારણ હવે જન સમાજ એટલો બુધ્ધિહીન નથી રહ્યો કે આપણી એકલી અલૌકિક વકતૃત્વ શકિતમાં મોહ પામી ભાન ભૂલી આપણાં કથનને-હિતકર હોય તો પણ આંખ મીંચી અનુસરે ! વખત તો વહી ગયા ! હવે તો જનસમાજ ચારિત્ર્યને પ્રધાન પદ આપે છે, અપ્રતિમ વિદ્યા અને દિવ્ય વકતૃત્વકળાને અતિ ગૌણ પદ ! હાય !, હાય ! હવે મને લાગે છે કે જેને આપણે દિવ્ય પ્રેમ લેખી તેમાં નિરંકુશપણે આધુનિક સુધારાની પાંખોએ એ દિવ્ય પ્રેમ રૂપી આકાશમાં ઉડી ગગન વિહારની મોજ ચાખતાં ચાખતાં આપણે આ માનવ સૃષ્ટિ પર વસતાં દુઃખી જનનાં કષ્ટ નિહાળી કોઇ સમયે તેમા સહાનુભૂતિ દર્શાવતાં અને કોઇ સમયે એ દિવ્ય પ્રેમમાં અંધ થઇ તેમનાં દુઃખનો ઉપહાસ કરતાં ! હા ! તેજ કહેવાતા દિવ્ય પ્રેમે આપણું નખ્ખોદ વાળી નાંખ્યું ! હાય ! હવે ભાન આવે છે કે, જેને અલૌકિક માનસીક પ્રેમ લેખી તે ભોગવવામાં આનંદ માણતાં તેજ માનસીક પ્રેમપોથી આ સુધારાની

## આજ-કાલનાં નાટકો

### સિરાજ-ઉદ્-દૌલા

(અવલોકન)

રા. રમણીક અ. મહેતા.

(૬)

ગયા અંકમાં આપણે પ્લાસીનાં યુદ્ધની હકીકત જોઇ. સિરાજ ત્યાર પહેલાં જોઇ શક્યો હતો કે લશ્કર અને લશ્કરના નેતાઓ શત્રુ સાથે મળી ગયેલા છે. ત્યારે નાહક શત્રુને હાથે કેદ પકડાવા કરતાં રાજધાનીમાં જઇ વિશ્વાસુ માણસોનું સૈન્ય તૈયાર કરવા તે ચાલી ગયો. આત્મરક્ષાને માટે તેણે બે હજાર માણસો સાથે લીધાં હતાં. ૨૪ મી જુને તે હીરાઝીલમાં પહોંચ્યો. ત્યાં પહોંચતાં મીરજાફરના દગાની ખબર પડી અને પ્લાસીનું પરિણામ જાણ્યું. સૈન્ય એકઠું કરવાને મહેનત કરી પણ વિફળ થઇ. સિરાજને મદદ કરનાર બે જણ હતા. સ્વાતંત્ર્યના બેલી ફ્રેંચો ગણાય છે. દુનિયાનાં ઇતિહાસમાં તેમની ઉજ્વળ કીર્તિ છે. એવો ફ્રેંચ વીર મોંસ્યુ લો અને બીજો રાજા રામનારાયણ. ઘણો વિચાર કરી સિરાજ દીન વેષે પ્રિયતમા લુત્ફઉન્નિસા અને કેટલાક વિશ્વાસુ નોકર સાથે નીકળી પડ્યો.* તેનો વિચાર ગંગાની એક શાખા જેને કાલિંદી કહે છે તે ઓળંગી ફ્રેન્ચોને મળવાનો હતો સિરાજ મહાનંદા ઓળંગી ગયો. પછી કાલિંદીના જળ પ્રવાહને ઓળંગી જતાં તેનું નાવ બખરાબરહાલ ગામ આગળ આવી પહોંચ્યું. અહીં તેને અટકવું પડ્યું. નાઝીરપુરનું મુખડું પાર કરત તો તેનો બેડો પાર હતો. પણ નદીનું મુખ સુકાઇ ગયું હતું. તે કંઇ ખાવાપીવાનું લેવા માટે પાસેની મસીદમાં ગયો. મીરજાફરનો ભાઇ જે રાજમહેલનો ફોજદાર હતો તેને અને મીરકાસિમને સિરાજને પકડી લાવવાનું કામ સોંપવામાં આવ્યું હતુ. તેઓની છાવણી પાસેજ હતી. પૈસાની લાલચથી લોકોએ સિરાજને પકડાવ્યો. કોઇ કહે છે કે, પગમાં બહુમૂલ્ય પાદુકા જોઇ લોકોએ ઓળખી કહાડ્યો અને મિરકાસિમને ખબર આપી. કોઇ કહે છે કે ફકિરે સિરાજ પર પોતાનું વેર લીધું ને તેને પકડાવ્યો. ત્રણ કલાક ચાલી જવાય એટલા ફાસલા પર મોંસ્યુ લો મદદ માટે તૈયાર હતો. પણ સિરાજનો દિવસ પલટ્યો હતો. તે મીર કાસિમને હાથે કેદ પકડાયો. સૈન્યે તેની હોડીમાંનું દ્રવ્ય લુંટી લીધું અને મિરકાસિમે ચાલાકીથી બેગમ લુત્ફઉન્નિસાનાં કિમતી આભૂષણ અને જવાહિર પણ લઇ લીધાં.

સિરાજના કેદ પકડાયાના સમાચાર મુર્શિદાબાદ પહોંચ્યા. મીરજાફરે પોતાના પુત્ર મીરનને મોકલ્યો. બંગાળ બિહાર અને ઓરીસાનો નવાબ, ન્યાયપરાયણ, ધર્મભીરૂ, વીર સિરાજને ૩ જી જુલાઇએ મુર્શિદાબાદ લઇ આવ્યા. એક સામાન્ય તસ્કરની માફક મીરજાફર સામે બેડી નાંખી તેને ઉભો કરવામાં આવ્યો. કહેવાય છે કે તેની દશા જોઈ મીરજાફરના પ્રાણને પણ આઘાત લાગ્યો. સિરાજ માટે શું કરવું તેનો વિચાર થવા માંડ્યો. સિયાર-ઉલ મુતાખરીનનો કર્તા કહે છે કે "મીરનના આગ્રહથી અને જગતશેઠની સલાહથી તેને ઠાર મારવાનો નિર્ણય થયો." એ રાત્રે સિરાજને મીરજાફરના જનાનખાનામાં કેદ રાખવામાં આવ્યો. વધ કરાવવાનું કામ મીરનને સોંપવામાં આવ્યું હતું. મીરને પણ આ કામ પતવ્યું નહિ. કોઇ મુસલમાન તેની હત્યા કરવા તૈયાર થયો નહિ. સંસારમાં કોઇ કામ અપૂર્ણ રહી જતું નથી, તેમ આખરે એક દુરાત્મા મુસલમાન સિરાજના વધને માટે તૈયાર થયો. એનું નામ હતું મહંમદી બેગ. આ માણસ નવાબ અલિવર્દીખાન અને સિરાજની દયાથી મોટો થયો હતો. સિરાજની નાનીએ એક છોકરીને પાળી હતી. તેને ઉછેરી મોટી કરી મહંમદી બેગ સાથે પરણાવી હતી. અને તેમનાં બન્નેનાં ભરણ પોષણ માટે બંદોબસ્ત કર્યો હતો. આ કૃતઘ્નિ પાપી પોતાના માલેકનું માથું કાપવા તૈયાર થયો. કોઇ દરિદ્રી માણસ, કોઇ ધનપિપાસુ સિપાઇ, કે જીંદગી ભરનો ભીખારી જે કામ કરવા તૈયાર થયો નહિ તે સિરાજના અન્નથી પોષાયલો પાપી મહંમદી બેગ તૈયાર થયો. જ્યારે મહંમદી બેગ નાગી તલવાર લઇ સિરાજના બંદીખાનામાં દાખલ થયો ત્યારે સિરાજ ઉન્મત્તની માફક પોકારી ઉઠ્યો.—"કોણ મહંમદી બેગ! તું? તું? તું આખરે મને કત્લ કરવા આવ્યો છે? કેમ! કેમ! કેમ! એ લોકો, આ વિશાળ જન્મભૂમિમાં, આ અંધારી કોટડીમાં મારે માટે સૂકી રોટલીનો પણ બંદોબસ્ત કરી શક્યા નહિ?" *

તરત જ સિરાજની મનોદશા બદલાઇ. તેણે પોતાની અવસ્થા નીરખી અને કહ્યું:—"ના—ના. 'હું' બસું તેમ નથી. તે કદાપિ થાય એમ નથી. બીજો કોઇ અપરાધ ન હોય તો હુસેન કુલિખાંના ખૂનને માટે મારે મારૂં પ્રાયશ્ચિત ભોગવવું જોઇએ." +

સિરાજ ધર્મપરાયણ હતો. અંતકાળ સમયે તે પોતાના મહાન માલેકને વિસર્યો નહિ. મહંમદી બેગ તરફ શૂન્ય દૃષ્ટિથી જોઇ તેણે કહ્યું, "આવ જરા થોભ—અને પાણી આપ, હું એકવાર છેવટને માટે પ્રભુ પાસે મારા જીવનનું અંતિમ કર્તવ્ય પુરૂં કરૂં"

પ્રાર્થના પુરી થઇ ન થઈ એટલામાં મહંમદી બેગે ઉપરા ઉપરી તરવારના ઘા કરવા માંડ્યા. સિરાજ પોકારી ઉઠ્યો: "હવે નહિ—બસ કરો. હુસેન કુલિખાં, તારા આત્માને શાંતિ મળો ×" એટલું કહેતામાં સિરાજનો જીવનદીપ નિર્વાણ થયો.

સિરાજનું નાટક તેની જીવનલીલાની સાથે સમાપ્ત થવું જોઇએ; પરંતુ સિરાજના નાટકના પ્રખર વિદ્વાને તેમ કર્યું નથી; પરંતુ સિરાજની સાથે મિરજાફરનો સમય પણ ભેળવી દઇ બેગમ લુત્ફઉન્નિસાનું મૃત્યુ, મિરનનું મૃત્યુ અને વર્ષો સુધી મિરજાફરનું

*Stuart's "History of Bengal."

+ Orme's "Hindustan" II 184.

× સાયર ઉલ મુતાક્ષરીન.

રાજ્ય ચાલ્યું તે પુરું કરી મિરકાસમને ગાદી મળતાં સુધી લંબાવ્યું માટે અમે બે ચાર બીનાનો વાંચકોની સમજને માટે અહિં ઉલ્લેખ કરીશું.

સિરાજના મૃત્યુથી હાહાકાર થઇ ગયો. તેની માતા દિવાની જેવી બની ગઇ. અંતઃપુરમાંથી રસ્તા પર આવી લાગી અને પોતાના દીકરાના શબને ચુમવા લાગી. પરાણે તેને અંતઃપુરમાં મોકલી કેદ કરી અને સિરાજના શબને ખોસબાગમાં ભૂમિદાહ કરવામાં આવ્યો.

બંડખોરોની લોહીની તૃષા આટલેથી પૂરી થઈ નહિ. અલિવર્દીખાંનની બેગમ, ધસેટી બેગમ, અમિના બેગમ, બેગમ લુત્ફઉન્નિસા, તેની ચાર વર્ષની બાળકી સાથે કેદ કરી ઢાકામાં મોકલી આપવામાં આવ્યાં. મીરને અલિવર્દીખાંનની બેગમનો અને લુત્ફઉન્નિસાના નાશની પેરવી કરી હતી, પણ મિરજાફરે સંમતિ આપી નહિ. આખરે અલિવર્દીખાંનની બેગમને અને લુત્ફઉન્નિસાને મુર્શિદાબાદમાં રહેવાની છુટ આપવામાં આવી અને લુત્ફઉન્નિસાને માસિક રૂ. ૧૦૦૦ આપવાનો બંદોબસ્ત થયો. તે ખોસબાગમાં પોતાના સ્વામીની કબ્ર પાસે રહેવા લાગી. તે સ્થાનને સાફ રાખી તે ખોસબાગને કરૂણ વિલાપથી ગજાવતી. સ્વામીની કબ્ર પર દીવો બાળતી ઘણાં વર્ષ સુધી જીવતી રહી હતી. રોજ બાગને સાફ કરી, પુષ્પો એકઠાં કરી સ્વામીની સમાધિ પર ચઢાવતી હતી.*

ભાગીરથીના પશ્ચિમ તીરે ખોસબાગ નામની સમાધિ ભૂમિ છે. નવાબ અલિવર્દીખાંએ પોતાની માતાની સમાધિ માટે આ ખોસબાગ બનાવ્યો હતો. અહિં જ નવાબ અલિવર્દીખાંનની પણ કબ્ર છે. +

આ પ્રમાણે બંગાળના એક વીરશ્રેષ્ટ નવાબની કારકીર્દિનો અંત આવે છે. તે સમયના બનાવો અને મનુષ્યો સંબંધી લખતાં ઇતિહાસનો નિષ્પક્ષપાત લેખક કર્નલ. જી. બી. માલેસન કહે છે કેઃ—

"બીજા ગમે તે દોષથી સિરાજ અપરાધી હોય, પરંતુ સિરાજ રાજદ્રોહી અને દેશદ્રોહી ન હતો. નવમી ફેબ્રુઆરીથી તે વીશમી જુન પર્યંત જે બનાવો બન્યા છે તે સંબંધી વિચાર કરતાં કેઇ નિરપેક્ષ અંગ્રેજ એમ અસ્વીકાર નહિ કરી શકે કે સન્માન શિખરપર કલાઇવ કરતાં સિરાજનું આસન ઘણું ઉચ્ચ છે. આ વિયોગાન્ત નાટકમાંના (પ્લાસી લીલા) મુખ્ય મુખ્ય પાત્રોમાં એક માત્ર તેજ (સિરાજ) હતો કે જેણે કોઇપણ પ્રકારની પ્રવંચના કરવા યત્ન કર્યો નથી."

અમે ઉપર કહ્યું તેમ સિરાજનો ખેલ સિરાજ પછી, મીરજાફર પછી, મિરકાસિમના રાજ્યારોહણ સુધી લંબાય છે જે યુક્તિ સુંગત નથી. માટે બીજી આલોચના કરવાનું મોકુફ રાખી સિરાજના ખેલની સમાલોચના કરશું.

---

* લગભગ ૨૪ વર્ષ પછી ઇ. સ. ૧૭૮૧ માં મી. ફોરિસ્ટર નામના અંગ્રેજે જાતે જોઇ પતિવ્રતા બેગમ લુત્ફઉન્નિસાની આ હકિકત લખી છે.

+ સિરાજની અને અલિવર્દીખાંનની કબ્ર પર દીવો બાળવાને માટે હિંદુસ્તાનનું સામ્રાજ્ય ભોગવતી માયાળુ ઇંગ્રેજ સરકાર મહિને ચાર આના તેલ ખર્ચ માટે આપે છે.

## સીનેમાના સમાચાર

લખનાર—રા. ચિત્રપટ

નવી ફિલ્મ—

**૧. નીરા યાને અરવલીની નાગણ**—લક્ષ્મી પિકચર્સનું ફુલેલ રોમાન્સ: આઠ ભાગ. લેખક અને ડાયરેકટર (જોડીયા) મી. ચૌધરી અને મી. તોરણે. ફોટોગ્રાફર મી. પાંડુરંગ નાઇક.

વસ્તુ—મી. ચૌધરી આજ લાંબો વખત થયાં એક ઉત્તમ રોમાન્સ બહાર પાડવાને ઉમેદ રાખી રહ્યા હતા; અને તેમની ઉમેદ લક્ષ્મીના નવા મેનેજર મી. દેશાઇએ પાર પાડી છે; પરંતુ કહેવાને દિલગીર છીએ કે, મી. ચૌધરી હિન્દુસ્થાનનાં ગમે તેવાં ગેઝીટીઅર્સો ઉથલાવે, પણ જેટલો તેમની પીંછીમાં કસ છે તેટલો કલમમાં નથી. તેમની આ વાર્તા અને તેનો સિનારીઓ એવી રીતે રજુ થયાં છે કે, સાધારણ પ્રેક્ષક પણ વસ્તુનો આદર્શ અને તેનો આત્મા સમજવાને માટે ગુંચવાડામાં પડી જાય તો નવાઇ પામવા જેવું નથી.

અભિનય—મી. ચૌધરીએ આર્ટીસ્ટ તરીકે સારા પોઝીઝ આપ્યા છે; પરંતુ જ્યાં ત્યાં મુકવામાં આવેલા નાચો લોકોને કંટાળો આપે છે. કમર હલાવી લોકોનું મનરંજન કરવાનો જમાનો હવે નથી. મિસ પુતળી નીરાનું કામ ઠીક કરે છે. તેની જગ્યાએ જો મિસ મકબાલને કામ આપ્યું હોત તો ફિલ્મની ખુબીમાં કાંઇક ઓર વધારો થાત. મી. રાજા હમેશના રીવાજ પ્રમાણે કામ કર્યે જાય છે મી. આઠવલે, પ્રભાકર વ્યાસ વગેરે લક્ષ્મીની અગાઉની ફિલ્મ દેવદાસીનું ભાન કરાવે છે. જ્યારે સેટીંગમાં એ ત્રણ નવીન પધ્ધતિના સીનો જુદા જુદા એંગલેથી લીધેલા અચ્છા માલુમ પડે છે. એ માટે મી. ચૌધરીની આર્ટ ડાયરેકટીંગ પ્રશંસનિય ગણાય જ્યારે મી. ચૌધરીના જોડીયા મદદગાર મી. તોરણે આજ સુધી સિનેમાના ધંધામાં એક કુકીંગ એક્ષપર્ટ ગણાય છે અને તે છોડી તેઓ પ્રોડ્યુસીંગમાં પડ્યા છે પણ હજી તેમને તાલીમ લેવાની ઘણી જરૂર છે. જો કે, મહારાષ્ટ્ર ફીલ્મ કું.માંથી નીકળનાર દરેક વ્યકિત ડાયરેક્ટર થઇને પરવારી ગઇ છે અને નામના કોણે મેળવી છે તે હજી કળાયું નથી; છતાં હજી આ ભાઇ શિખાઉ છે અને ઉમેદ મોટી ધરાવે છે એટલે સમય વર્તી કામ કરશે તો આગળ જતાં પસ્તાવું નહિ પડે.

ફોટોગ્રાફી—મી. પાંડુરંગ નાયક એક ઉભરતા ફોટોગ્રાફર છે અને તેમના ગુરૂ મી દાભાડેને પગલે ચાલી કંઇક નામના મેળવી કહેવાય, છતાં હજી આવાં પિકચરો કહાડી હાથને મજબુત બનાવે એવી અમો તેમને ભલામણ કરીએ છીએ. આ વખતે કરેલી મહેનત માટે ધન્યવાદ આપીએ છીએ.

એકંદરે સારામાં સારા સેટીંગ, લાઇટ ઇફેકટ અને ફોટોગ્રાફી એ આ ફિલ્મની સુંદર કળા છે અને લોકો પર સારી છાપ પાડે છે.

નવો ખબરો—

કોહિનૂર—આજકાલ વસ્તુનો દુકાળ જણાઇ આવે છે, મી. દવે બહાર ગામ ગયેલ હોવાથી કહે છે કે, ઘણા લેખકો થોકડાબંધ સિનારીઓ લઇને દાદર દોડતા દેખાયા હતા, પરંતુ વસ્તુમાં ફેરફાર કરવા-કરાવવા માટે 'સ્પેશિયાલીસ્ટો' પાસે જતાં પરિણામ આવે તે પહેલાં મી. દવેની પધરામણી મુંબાઇમાં થઇ ગઇ છે. છેલ્લી છેલ્લી ફિલ્મોની નાસીપાસી પછી જોઇએ છીએ મી. દવે હવે નવું શું આપે છે.

લક્ષ્મી—હવે બંધ થાય છે, એવી ખબર અમોને મળી છે, પણ હજી એક આશા રહી છે. અમો ઇચ્છીએ છીએ કે, કંપનીના ભલા માટે અને નવીન મેનેજમેન્ટ હેઠળ નીરા અને આશા એ બે શબ્દોની સંધી ન થાય તો સારૂં.

યુનાઇટેડ—દક્ષિણના પ્રસિધ્ધ ધાડપાડુ ઉમાજી નાયકની સેન્સર ટ્રાયલ ગયા બુધવારે થઇ ગઇ હતી. સેન્સરે ઓર્ડર નહિ આપવાથી ફિલ્મ બોર્ડમાં મુકાઇ છે.

મહારાષ્ટ્ર—પ્રહ્લાદ તૈયાર થઇ ગઇ છે અને આવતા મહિનામાં આવશે.

રૉયલ—શાહે જંગલની તૈયારીઓ ચાલી રહી છે. કૃષ્ણ, કંપનીવાળાઓને પિકચર પાડવાનું સાધન સારૂં છે. રૉયલ સ્ટુડીઓમાં તૈયાર થતી સરસ્વતીની સતી સરોજ થોડા વખતમાં જ બહાર પડશે. બાકી રૉયલનું કામ રૉયલ નહી-પણ માજુલો રૉયલ દેખાય છે. માત્ર રૉયલ થાય તો ઠીક કે કામ રૉયલ થાય.

શારદા—મી. નવલ ગાંધીને હાથે "યૌવન ચક્ર યાને જુવાનીનું જોર" નામની અપ-ટુ-ડેટ હિન્દુસમાજનું દિગ્દર્શન કરાવતી ફિલ્મ તૈયાર થઇ ગઇ છે. મી. દીવાનાના હાથે તૈયાર થતી "દગાબાજ દુનિયા"ના આઉટડોર માટે કંપની થોડા વખતમાં જ માથેરાન ઉપડી જશે. સાંભળવા પ્રમાણે શારદામાં નવી બે ત્રણ સિનેના સ્ટારો જોડાય એમ વકી રાખવામાં આવે છે.

ક્રૌસેમ—સુંદર સતારનો બીજો હપ્તો ચાલુ છે. તે સિવાય જાણીતા કોમીક નટોનું કોમિક પણ રજુ કર્યું છે.

એક્ષેલ્સીઅર—લક્ષ્મીની 'નીરા યાને અરવલીની નાગણ' બીજું અઠવાડીયું ચાલુ છે.

સાઇલન્ટ—કોઇ એક કંપનીના જુનાં અને ઉચ્ચ દરજ્જાનાં માણસો ને નોટીસ મળવાની વાતો સંભળાયા કરે છે.

સ્ટાર-ને સ્ટુડીઓ—કહેવામાં આવે છે, કે સિનેમા લાઇનના જુના જોગી મી. પાટણકર સ્ટારનો સ્ટુડીઓ ભાડે રાખે છે અને તેમની સાથે અત્રેની એક પ્રખ્યાત કંપનીના ડાયરેકટર નવા વિખ્યાત સિનેમા નટી પણ જોડાય છે! જોઇએ આવું બને! નામ પ્રમાણે કામ કરી બતાવશે.

**આજકાલની જાહેર ખબરો**—જેમ ફિલ્મ સેન્સરના સપાટામાંથી પસાર થાય છે તેમ તેની જાહેર ખબરો પણ હોય એવાજ સેન્સરના હાથમાંથી પસાર થાય તેમ અમો ઇચ્છીએ છીએ. કારણ કે ફિલ્મની જાહેરાત કરવાને બદલે અંગત આક્ષેપોનું જે પ્રદર્શન થાય છે, તે ઉભયને તેમજ ધંધાને નુકસાનકારક છે. ઇશ્વર એનાથી બચાવે !

**મેજેસ્ટીક સીનેમામાં નામદાર ગવરનર**—

મંગળવાર તા. ૯ મી માર્ચના રાત્રિના સ્ટા. ટા. ૧૦-૧૫ મેજેસ્ટીક સિનેમામાં સર લેસ્લી વીલસન હૉસ્પીટલના લાભ માટે જાણીતી યુનીવરસલ કંપનીના એજન્ટ શેઠ ચુનીલાલ જી. મુનીમ તરફથી સમારંભ યોજાયેલ હતો. બરાબર ૧૦-૧૫ મીનીટે નામદાર ગવરનર સાહેબ પધારતાં ઘણુંજ માન સહિત તેઓ નામદાર માટે શણગારવામાં આવેલા ખાસ બૉક્સમાં બેઠક આપવામાં આવી હતી. શરૂમાં એક કૉમીક, ત્યાર બાદ લક્ષ્મી પીક્ચર્સની નીરાની કટીંગનું બતાવવામાં આવેલું આકર્ષક એક રીલ અને તે પછી રાજપીપલાની નામદાર ગવરનર તથા લેડીની મુલાકાતની ખાસ ઉતારવામાં આવેલી ફીલમ બતાવ્યા બાદ એક કૉમીક ડ્રામા પણ બતાવ્યો હતો. અરધા પ્રોગ્રામ પછી શેઠ ચુનીલાલે આ સમારંભની મુંબાઇમાં ખપેલી ટીકીટો, સીનેમા પર આવેલી સારી આવક તથા બહાર ગામના સીનેમાવાળાઓનો ફાળો એમ કુલ રકમ લગભગ રૂપીયા બે હજાર સુધીનું જાહેર કર્યું હતું અને નામદાર ગવરનર સાહેબનો આભાર માન્યો હતો. તેમજ સીનેમા મેજેસ્ટીકના માલેકો મી. અરદેશર ઇરાની તથા અબદુલ અલીનો પણ ઉપકાર માન્યો હતો. સીનેમા મેજેસ્ટીકના ઉત્સાહી અને ઉમંગી માલેકો તરફથી પ્રોગ્રામ ખલાસ થતાં નામદાર ગવરનર સાહેબને હાર તોરા પ્હેરાવવામાં આવ્યા હતા, જે વખતે તેઓ નામદારે પોતે ઘણાજ ખુશી થયાનું જાહેર કર્યું હતું.

*

**સિનેમાના પ્રેક્ષકોનો આભાર**—

અમારી ગત ઇનામી હરિફાઇમા પહેલે નંબરે આવનાર મી. ખલીલ અહમદ સિનેમાના પ્રેક્ષકોનો આભાર માનતાં અમોને એક પત્રદ્વારા નીચે મુજબ લખી જણાવે છેઃ—

મહેરબાન મોજ-મજાહના અધિપતિ સાહેબ જોગ

જત આપના આગલા અંક તા૦ ૭-૩-૨૬ માં સિનેમાની રસિક પ્રજાએ મારી જે કદર કરી મને આટલા બધા મતો આપ્યા છે તે માટે હું તેઓનો ઘણોજ આભાર માનું છું. મારામાં કેટલી ખોડ અને કેટલી ત્રુટીઓ છે, તેનો જ્યારે મને ખ્યાલ આવે છે ત્યારે હું પોતે શરમાઉં છું છતાં મારા પર પ્રેમના બતાવનારી પ્રજાની લાગણી જોતાં હું ખરેખર હાંથી મુગ્ધ થઇ જઉં છું. મારા તે ચ્હાનારા તથા વખાણનારાઓને આપના જાણીતા પત્ર મારફત આભાર માનવા દઇ મને ઉપકારી કરશે. કારણ કું તેઓને જાણતો કે ઓળખતો નથી.

લી. આપનો
ખલીલ અહમદ

---

## મોજ—મજાહ ઇનામમાળા નં. ૫

## રૂપિયા ચોવીસનાં અઢાર ઇનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં પ્રખ્યાતિ પામેલા સારામાં સારા

ગુજરાતી—હિંદુ—રંગભૂમિના હયાત

## દસ નટોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂા. ચોવીસનાં અઢાર ઇનામો વહેંચી આપવામાં આવશે.

**ઇનામની વિગત**—રૂ. ત્રણનાં ત્રણ, રૂા. દોઢનાં પાંચ બાર આનાનાં દસ મળી કુલે અઢાર ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતાં તેટલી કીમતનાં અમારી પાસેનાં પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

**આ ઇનામનું પરિણામ ખાસ સીનેમા અંકમાં જાહેર કરવામાં આવશે.**

કુપન તા. ૨૦-૩-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા. ૧૪-૩-૨૬

દસ સારામાં સારા નટનાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ |
| ૧૦ | | |

લી. ——————

ઠે. ——————

નીરા યાને સુંદર નાગણ

બીજું અઠવાડીઉં ચાલુ છે

સુંદર નાગણ એટલે નીરા

મુંબઈના નામદાર ગવરનર સાહેબને પણ

મંગળવારે રજુ થયેલા ખાસ પ્રોગ્રામમાં ચુંટી કાઢેલા આ ફીલમના શીનો બનાવવામાં આવ્યા હતા જે જરૂર

પસંદ પડેલ તે ફીલમ બીજું અઠવાડીઉં

# નીરા યાને સુંદર નાગણ

લક્ષ્મી પીકચર્સનું અદ્દભુત ચિત્ર

વખત-શની-રવી તહેવારને દિવસે
બપોરના ખેલ ૩ વાગે
દરરોજ ૫-૯-૯-૧૧

આ ફીલમ માટે વધારે લખવા જરૂર રહેતી નથી
જોઈ ન હોય તો જોઈ લેવા ખાસ ભલામણ છે

| | | |
|---|---|---|
| નીરા યાને સુંદર નાગણ | **સીનેમા મેજેસ્ટીક** ગીરગામ | નીરા યાને સુંદર નાગણ |
| ટુંક વખતમાં આવશે સરસ્વતિ ફીલમ કંપનીની **સંતિ સંરોજ** | આવતા શનીવારથી શરૂ થશે યુનાઈટેડ પીકચર્સ સીન્ડીકેટનું નવું ચિત્ર **ઉમાજી નાયક** | |



ચૈત્ર સુદ ૮ ] રવિવાર તારીખ ૨૧ મી માર્ચ ૧૯૨૬ [ પુ. ૨ જું. અંક ૫.

આ અઠવાડીકમાં પ્રસિધ્ધ થતી વાર્તાઓનાં પાત્રો કલ્પિતજ હોય છે કોઇ જીવંત વ્યક્તિ પરથી ઉપજાવી કાઢેલાં નથી. અ મો. મ.

## "નથી !"

ઢોંગ છે એ મીસનો બાલી નથી!,
પાવડર છે રૂખ ઉપર લાલી નથી!

જુલ્ફ કયમ રૂખપર રહે થઇને નકાબ,
માથ લર એ જાલ છે જાલી નથી.

કહે છે અમને કેમફુલ એ હુરફ્રા,
પૂછો કો સાહેબને એ ગાલી નથી?

એક ઉભરો આવ્યો તો બેસી ગયો,
ગુંજતી કોઇ હવે ચાલી નથી.

છે અમારાં તન બદન કાળાં બધાં,
પણ હમારી નિયતો કાળી નથી,

એને જાદુગર તમે સમજ્યા મગર,
"મલીક" નઠીઆદી છે બંગાલી નથી.

"મલીક."

---

# જુબેદા

અથવા

## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૭ મું

ટયુગર્ટમાં કેટલાક દિવસ નિવાસ કર્યા પછી હું અલજી-યર્સમાં આવી પહોંચ્યો. આ અરબ નગરીમાં ફ્રેંચ શાસન હોવા છતાં પાશ્ચાત્ય ભૌતિક સુધારણાએ ત્યાં જેવો જોઇએ તેવો પગપેસારો કર્યો નહોતો.

આ રહસ્યમય નગરીમાં પહેલાં હું એક વર આવી ગયો હતો અને તે દિવસથી જ તેનાં પ્રાકૃતિક સૌન્દર્યથી મુગ્ધ થઇ ગયો હતો. પૃથ્વીમાં આવી હૃદયાકર્ષક નગરી બીજી હશે કે નહિ તે હું કહી શકતો નથી; પરંતુ એટલું તો ખરૂં કે, મારા દિલ પર તો તેનું વિશેષ આકર્ષણ હતું. હું શહેરમાં કોઈ હોટલની અંદર રહેતો નહોતો. મેં મારૂં રહેવાનું સ્થળ પહાડ પર આવેલા મુસ્તફા નામના સ્થળે રાખ્યું હતું.

સંધ્યાકાળ થતાં હું મારા રહેઠાણથી હમેશાં બહાર ફરવા જતો. ફરતાં ફરતાં બે ચાર કાફીખાનાંની મુલાકાત લેતો અને ત્યાં બેસી અરબ લોકો સાથે અરબ્બીમાં ગપ્પાં મારી રાત્રિના વખતે શૂન્ય મને વિશ્રામ સ્થળે પાછો ફરતો.

મારો નોકર મારી અનન્યભાવે સેવા ચાકરી કરતો હતો અને મારી દરેક આવશ્યકતાઓને પૂરી પાડતો; પરંતુ હૃદયનો તનમનાટ મારા દિલને તડફડાવી રહ્યો હતો અને આ તડફડાટમાં

શુક્રવારનો દિવસ ક્યારે આવે તેની હું કાગના ડોળે રાહ જોયા કરતો હતો.

આખરે જે શુક્રવારે જુબેદાની સાથે મારે મુલાકાત થવાની સંભાવના હતી, તે દિવસ આવી પહોંચ્યો. જુબેદાએ તિર્થ પર્યટનની વાત કરી હતી, અને તે આશાએ જ હું અહિં બેસી તેની રાહ જોયા કરતો હતો.

શુક્રવારે પ્રભાતમાં હું સિદિ જેબ્બામાં ઉપસ્થિત થયો. તેની નજીકમાં જ એક મુસાફરખાનું હતું ત્યાં જઇ બેઠો. જુબેદા આ રસ્તા પરથીજ જશે, તો તેનાં દર્શન થશે એવી આશાથી જ હું આ સ્થળે બેઠો હતો. હું એક મોટા પત્થર પર બેઠો હતો અને તેના પર મ્હોટા વૃક્ષની ડાળી આવેલી હોવાથી છાયા રહેલી હતી. મારા જેવા બીજા પણ અનેક મુસાફરો અને શહેરીઓ આ ઘટાની નીચે બેસી વિશ્રાંતિ લેતા હતા.

આકાશ નિર્મળ હતું. વાયુ લહરીએ ઉત્તપ્ત મરૂભૂમિના ઉષ્ણ નિશ્વાસોનું વહન કરવાનો આરંભ કર્યો ન હોતો. પક્ષીઓ ઘન વૃક્ષ ઘટામાં મધુર સ્વરે આરામ લઇ રહ્યાં હતાં. જ્યારે કેટલાક આકાશની અંદર ઉડી પાંખો ફફડાવી રહ્યાં હતાં. વાયુની મીઠી મંદ લહેરી કોઇ કોઇ વાર સુગન્ધિત કુસુમની મધુર સુવાસ લઇ આવતી હતી. આ પ્રમાણે પત્થર પર બેસી એક કાફીનો પ્યાલો ગટગટાવી જઇ હું ચીરૂટનો ધુમાડો કહાડયા કરતો હતો. વચ્ચે વચ્ચે આપાદ મસ્તક શ્વેત વસ્ત્રાવૃત્ત રમણીઓનાં ટોળાં દૃષ્ટિ સમીપથી ચાલી જતાં હતાં.

જુબેદા આ નિધિસ્થાનને શા માટે વિશેષ પસંદ કરતી હતી હું સમજી શકતો ન હોતો. તેનું જીવન-રહેણી કરણી મને ભેદ ભરેલી માલુમ પડતી હતી કે, જે પતિ પરિત્યકતા—સ્ત્રીઓ હોય છે તેઓજ ખાસ કરીને આ સ્થળે આવે છે. જેઓ ત્રણવાર આ તિર્થ સ્થળના દર્શન કરે છે અને અહિંના પવિત્ર કુવાના પાણીનું ત્રણવાર જલપાન કરે છે તેને થોડા વખતમાં જ પતિનો લાભ થાય છે. ત્યારે શું જુબેદાનો પતિની સાથે વિચ્છેદ થયો હશે? કે માતા પિતાની પાસેથી તેને ખુંચવી લઇ તેની સાથે વિવાહ કરનાર પતિએ તેનો ત્યાગ કર્યો હશે? આ રહસ્યનો ભેદ કોણ ઉકેલી શકે એમ હતું?

મારા દૃષ્ટિપથ સામેથી આપાદ મસ્તક બુરખાથી ઢંકાયેલ રમણીઓ ધીમી ચાલે જ્યારે ચાલી જતી મેં જોઇ ત્યારે હું ચિંતાના સાગરમાં ડુબી ગયો હતો. આ બધાઓનાં બાહ્યાવરણ એકજ પ્રકારનાં હતાં-કોઇ કોઇનાં જુદાં પડતાં નહોતાં માત્ર સંભ્રાન્ત વંશની લલનાઓ કોણ અને સાધારણ ગૃહસ્થની સ્ત્રીઓ કોણ એ જાણવા માટે માત્ર એકજ ઉપાય હતો અને તે માત્ર તેઓનો પોશાક અને બે પગપરથી જાણી શકાય એમ હતું. સાધારણ રમણીઓના પગ ખુલ્લા જોવામાં આવતા ત્યારે સંભ્રાન્ત પરિવારની લલનાઓના પગમાં સુશોભિત રેશમી મોજાંઓ અને ઉત્તમ ફ્રેંચ બુટો નજરે પડતાં. જ્યારે તેઓ રસ્તા પરથી ચાલી જતી ત્યારે તેઓનાં રેશમી વસ્ત્રોમાંથી અત્તરની સુગંધ પવનને લીધે આસપાસ પ્રસર્યા કરતી હતી.

આમ એક મહિના સુધી જૂદા જૂદા સ્થળોએ ફરી હું જુબેદાની તપાસ કરવા લાગ્યો; પરંતુ જેને જોવાની આશામાં હું આટલું બધું કષ્ટ ઉઠાવી રહ્યો હતો તેનાં દર્શન થયાં નહિ. તેને કેમ શોધી કહાડવી એ વિચારે મને દિવાનો બનાવી મુકયો હતો. મેં વિચાર્યું કે, આવા ખુલ્લા રસ્તા પર તે કોઇ દિવસ આવે નહિ અને મુલાકાત થાય નહિ માટે કોઇ એવું રમણીય એકાંતવાળું સ્થળ હોય ત્યાં બેસી રહેવું ઉચિત છે. આવું એક સ્થળ મેં શોધી કહાડયું.

તે સ્થળે વૃક્ષની ઘટામાં બેસી આખો દિવસ હું તેનાજ વિચાર કરવા લાગ્યો, એક દિવસ હું આમ ગૂઢ વિચારોમાં નિમગ્ન બની તે કુંજવનની અંદર બેસી રહ્યો હતો, એટલામાં વૃક્ષની આડમાંથી એક રમણી તીવ્ર દૃષ્ટિએ મારા તરફ જોતી દેખાઇ. જ્યારે તે રમણીએ જોયું કે હું એકલોજ અહિં બેઠો છું ત્યારે તે ત્વરિત ગતિએ મારી પાસે આવી અને મૃદુસ્વરે હાસ્ય કરતાં બોલી:—"આમીન!"

મેં અત્યબ્યાથી તેની સામે જોયું અને પૂછ્યું—"તમે મારૂં આ નામ ક્યાંથી જાણ્યું?"

"મહાબળવાન હાજી અબુસલામના હાથમાંથી તમારો છુટકારો કરનાર રમણી પાસેથી. કહો, તમારૂં નામ આમીન છેને?"

"હા, તેજ સૌભાગ્યવાન પુરૂષ હું છું. પણ તમે કોણ છો?"

"હું કોણ છું તે તમે ન ઓળખી શકયા? તમારો ઉધ્ધાર કરનાર સ્ત્રી રત્નોમાં સર્વશ્રેષ્ટ ગણાતી અમારી અધિષ્ઠાત્રીને તમે ઓળખતા નથી! તેણેજ મને હુકમ કર્યો છે કે, જે મુસાફરને આપણે બચાવ્યો છે, તેની સાથે સાક્ષાત કરવાની જરૂર છે."

"ત્યારે શું તમે જુબેદા બેગમ તરફથી આવો છો?"

"હા, તેમણે મને મોકલી છે."

"હમણાં તે ક્યાં રહે છે? અને તમે બધાં અહિં ક્યારે આવ્યાં?"

"ત્રણ દિવસથી અમે અહિં આવ્યાં છીએ અને ગઇ કાલેજ તમે જ્યારે અહિં બેઠા હતા, ત્યારે તેમનાં કાજળ આંજેલાં ચમકદાર નેત્રોએ તમને શોધી કહાડયા એટલે તમને તેડી લાવવા માટે મને મોકલી છે."

"તેમની સાથે કયા સ્થળે મુલાકાત થઇ શકશે?"

"સિદિ અબદુલ રહેમાનની સુપવિત્ર મસજીદની પશ્ચિમ દિશા તરફ આવેલા રસ્તા પર એક પ્રચંડ વૃક્ષ છે ત્યાં ચંદ્રોદય થાય એટલે તમે આવીને મારી રાહ જોતા ઉભા રહેજો. હું તમને તે સ્થળેથી મારી માલિકાની પાસે લઇ જઇશ."

રમણી ચપળ ગતિએ ત્યાંથી ચાલી ગઇ.

રમણી વૃક્ષોની ઘટાની અંદર અંતર્ધાન થઇ ...
મારા વાસસ્થાન પર આવી પહોંચ્યો અને

અધીર ચિત્તે રાહ જોવા લાગ્યો.

બરાબર ચંદ્રોદયના સમયે સંકેત સ્થાને ઝાડની નીચે હું જઈને ઉભો રહ્યો. એટલામાં પેલી રમણી ત્યાં આવી પહોંચી અને બોલી—"અમીનાદ્, મારી માલિકા તમોને મળવાને બહુ ઉત્સુક છે; પરંતુ તેને મળવા પહેલાં તમારે એટલી પ્રતિજ્ઞા કરવી પડશે કે જો તેનાં કાર્યો, વ્યવહાર, અને વર્તણુંક તમારા દિલમાં કૌતુહલ ઉત્પન્ન કરે તો પણ તમારે તેના વિષે એક શબ્દ પણ જબાન બહાર કહાડવો નહિ અને તેના ખુલાસા માટે તમારે એક પ્રશ્ન પણ તેને પુછવો નહિ. કહો, આ શર્ત તમોને કબુલ છે?"

રમણીનાં વચનો સાંભળી હું વિસ્મિત બની ગયો. મેં તેને પુછ્યું! "શું મારામાં વિશ્વાસ નથી કે મને વચનથી તમે બાંધી લેવા માંગો છો?"

"હા, મારી માલિકાનો તેવો હુકમ છે."

"તો તે હુકમને હું માથે ચડાવું છું."

"મારૂં વચન મળતાંજ તે રમણી અગ્રેસર થઈ અને કંગલીકુંચીઓ વટાવતાં લગભગ અરધા કલાકે અમે એક ક અટ્ટાલિકાયુક્ત મકાન પાસે આવી પહોંચ્યાં. આ નની એક ગુપ્ત બારી તેણે ઉઘાડી અને મને અંદર દાખલ પુનઃ તે બંધ કરી દીધી. અમે સીડીપર ચડવા લાગ્યાં બીજે માળે એક સુન્દર રીતે શણગારેલા ઓરડામાં આવી ચ્યાં. આ ઓરડામાંથી બીજા ઓરડામાં જવાનું હતું. એક હબસી ખુલ્લી તલવારે પહેરો ભરતો ઉભો હતો. દાસીએ તેના કાનમાં કાંઈ કહ્યું. એટલે મારા તરફ તીક્ષ્ણ ફેંકી તેણે અમને આગળ વધવાને રસ્તો ખુલ્લો કરી યો. અમે બન્ને એક બારણાં પાસે આવી ઉભાં. આ ણાપર વિચિત્ર રંગના મખમલના પડદાઓ ઝુલી રહ્યા અમે પડદા પાસે આવી પહોંચતાંજ કોઈ અદૃશ્ય એ તે પડદા ઉંચકી લીધા એટલે રમણી બોલી—"આવો ર આવો."

મેં શું જોયું? કુસુમ સૌરભથી સુગન્ધિત બનેલો એ રો ઉજ્વળ આલોકમાળાથી જળહળી રહ્યો હતો. આ ઓર- સજાવટ અને ભપકો જોઈ હું આશ્ચર્યથી દિગ્મૂઢ થઈ તો બનીને ઉભો રહ્યો. બીજીજ પળે મારી દૃષ્ટિ પલંગ પર ! બે ચમકીલા નેત્રો ઉત્સુક દૃષ્ટિએ મારી રાહ જોતાં દૃષ્ટિએ i. જુબેદા—રહસ્યમયી રમણી—મારા હૃદયની દેવી—આતુર ! પલંગ પર પડી મારી રાહ જોઈ રહી હતી.

# પંડયાની પાનસેરી

અથવા

## રોગ ચિત્રો

લેખકઃ—રા. પથ્થરશંકર પંડયા બી. એ.

વર્તમાનપત્ર વાંચવાનો મને બહુજ શોખ, એટલે તે હું એટલાં બધાં વાંચતો કે મારો સર્વ સમય તેમાંજ પસાર થઈ જતો. છેવટે માલમ પડ્યું કે સર્વ દંભી છે. કેટલાક સાચા છે. તેથી ચીડાઈને મનીઓર્ડરથી માસિક રૂપીઆ વીશ ખર્ચના મળે એમ નક્કી કરી હું તો નાશીક ગયો. હોળી લગભગ હું ત્યાં હતો. મારે તો માત્ર ફરવાનું જ હતું. નાશિકના ગોર બહુ ભલા. મેં તો કહ્યું હતું કે મારે "ન્હાવું નથી" અને "ન્હાવું નથી"નો શબ્દાર્થમાં ન લેવો ને અલંકારિક લેવો એટલે કે ન્હાઈ ધોઈ દક્ષિણા દાન પુજા કરવી એમ કરવું નથી એમ મેં ગોર મહારાજને જણાવી દીધું. તેમણે કહ્યું. વાર પરંતુ બાજુમાં બેઠેલા એક સદ્‌ગૃહસ્થે કહ્યું કે, "આવ્યા છો તો જરા ન્હાઓ-પવિત્ર થાઓ વગેરે" નહિતર કલીયુગ પ્રવેશશે. મેં કહ્યું "મારી યુનિવર્સિટિની ડીગ્રીની છાપથી એટલી સજ્જડ છે કે તે જેમ તેમ ફરી શકે તેમ નથી—તે અવિચળ છે. એટલે તેમાં શેતાનને દાખલ થવાનો રસ્તો નથી. બીજું હું ભલેને ન્હાતો ધોતો ન હોઉં (પેલા અલંકારિક અર્થમાં હો કે) પરંતુ મારી બ્રાહ્મણની જનોઈમાંના મારે જન્મને ટેરવે હોવાથી કોઈ શેતાન કે કળીયુગ મારે પડખે ચડે એવી મને બીતિ ન હોતી—નથી અને થવાની પણ નથી.

આમ કહી આપણે તે વાત બંધ રાખી.

(૧)

આરંભ—

હું મોજ-મજાહ માટે લેખ લખતો હતો. શીનેમા અંક માટે કંઈક લખતો હતો એટલામાં મારા ખભા ઉપર કોઈએ હાથ મૂક્યો અને પાછું ફરી જોઉં છું તો કોઈ ઓગણ વર્ષ પરિધાની અપ-ટુ-ડેટ મખમલી પુરૂષ જોયો. મેં પૂછ્યું કે, "આપ કોણ છો અને શું કામ છે?"

"મને નહિ ઓળખતો કે દીકરી, હું તો પેલા નમૈ- વાળા પીજામનો કેકાઉસ દેવ! તને બસ મારી મુલાકાતનું માન આપવા આવ્યો. જોની, સૌ પીજામ તો હમણાં હમણાં જ કામમાં પરોવાયો છે અને મને બોલાવતો જ નથી તેથી મહું જો કે દીકરી ફરતા આઠ પહોર, હું તારી પાસે આવ્યો. પણ ઉંચી પીજામનો જ્ઞાની હમારી તું તો પેટ્યાદાસ હિંદુ મુસલમાનો—શું કંઈ પીજામનો જ્ઞાની હમારી સોહીરાબજી પારસી નરશેર નથી તેથી તને તો શુધ્ધ ગુજરાતી વાંગ્મય વિષે વાર્તાલાપ કરવો ઠીક પડશે"

"જોવ–મી૦ કેકાઉસ, તમે ગમે તે હો–હું તમને પીછાણું છું. તમારો પીજામ ગમે તેવો હોય પણ મને તો તેની બ્રેમન્ચુસ સાથે એગ્રીમેન્ટ બદ્દુલ ગમે છે–અને તારે ગમે તે ભાષામાં બોલજે. મને તેનો વાંધો નથી. મને પારસી ગુજરાતી, સાક્ષરી ગુજરાતી, રાક્ષસી ગુજરાતી, કાઠીયાવાડી, સુરતી, કચ્છી, મુંબાઇગીરી, રત્નાગીરી, આનંદગીરી, સર્વ ગુજરાતી આવડે છે. પણ તારૂં અત્રે કામ નથી. ચાલ્યો જા દુર, નહિતર પવિત્ર ગાયત્રી બોલી હું તારા જેવા સેતાનને કરીશ ધુળ."

"અરે, પણ બીરાદર? તું ચીડી કેમ પરે છ? હું હિંદુ–પારસી ગુજરાતી બોલીશ. સમજ્યો કેની? તારી ગાયત્રી બાયત્રી બોલતો ના. નહિતર કાલનો દુકાળ આજે પડશે. ને મારે છ પાંચ અગિયાર ગણવું પડશે. પણ જોની, તને તો આજે હોલી છે નાં તેથી તેરવા આવ્યો છું. જોની તું ગભરા નહિ માંટ દરેસબી સોજ્જો નવિન ફેશનનો પહેર્યો છ. લે ચાલ હવે તને તારાં દેવલોકમાં હું લઇ જાઉં ત્યાં જો તો ખરો કે સ્વર્ગમાં દેવતાઓ તારા પુર્વજો બધા શું કરેછ! લે ચાલ ઉઠ જલદી કર."

આપણે પણ ઉઠ્યા અને ચાલ્યા તેની સાથે.

(૨)

પહોંચ્યા સ્વર્ગમાં. વર્ણન શું કરૂં. ફસ્ટ કલાસ બગિચાવાળાં મકાન, ધોરી રસ્તા આરસપહાણથી જડેલા. બંગલાઓ ઉપર નામનાં સોના–રૂપા કે સુખડનાં પાટીઆં વગેરે જોઇ આપણે તો છક્ક થઇ ગયા. એકાદ પાટીઆ પર વાંચ્યું. "શ્રીમન ગણાધિપ ગજાનન શંકર પાર્વતી" હિમાલય નિવાસી–" તો બીજા પર "શ્રી ૧૦૭ ગોપાળલાલજી નંદયશોદા ગોપાળ." ત્રીજા ઉપર શ્રીમતી અંખંડ કૌમાર્યવ્રતધારી દેવી સરસ્વતી. મહાશિક્ષિકા, સર્વભાષાવિશારદા, અધ્યક્ષ સ્વર્ગ સાહિત્ય સંસદ, તો ચોથા ઉપર "શેઠશ્રી બમનજી નવરોજી કાબરાજી રાતા ગોલાબ વગેરેના ચડતા અનુવાદક તો વળી એક ઉપર "શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રીપાઠી. માનદ મંત્રી સ્વર્ગ સાહિત્ય સંસદ ઇત્યાદિ. આપણે તો આભા જ થઇ ગયા. એટલામાં કેકાઉસ બોલ્યો– "કેમરે–હીસોદ્દય" કેમ પરી ગયો? જોની, આ સ્વર્ગ તમારા હિંદુઓના બાપદાદાનું નથી. સ્વર્ગની આ જગ્યા તો તમારા હિંદુઓના સ્વર્ગના પ્રમુખ રાજા ઇંદ્રદેવજી તથા અમારા તથા મુસલમાન તથા ઇસાઇ વગેરેના બહેસ્તના ટ્રસ્ટીઓએ ભેગા મલી આ કોમન પ્લોટ વસાવેલોછ. તેમાં બધાને બંગલા બાંધવાની છુટ છે, અહિંયા સીઝનમાં બધા આવે અને પછી સૌ સૌને ઠેકાણે. પણ અહિયાં બી બડેખાં બહુ. જોની અહિંયા એક ખાસ કલાસ રહેવો છે જેમાં બધા વિશિષ્ટ પ્રકારના સાહિત્ય કારોજ છે. જેમ કે બ્યાસ, વાલ્મીકી, શેખસાદી, હોમર–મીલ્ટન બારોશીઓ, પેટાશીપો વગેરે. એ કલાસની તો ડીમી છે. તેમાં આ બધા નવા આવેલામાંથી એકાદ બેને દાખલ કીધા છે બાકી બધાને–પાણીચું.

અને પેલો અસારખ્યા શીવજી અહિં આગો ને તેણે વર્તમાન કાળના ગુજરાતી સાક્ષરોની શોચનીય સ્થીતિ કવિ નર્મદ તથા દલપતને સમજાવી, ગોવર્ધનરામસ આગળ કરી, કાબરાજી ભાઇઓને સાથે લઇ નવું મંડળ સ્થપ્યું અને સરસ્વતી માતાએ હમણાં Modern–વર્તમાન સાહિત્ય સમાજવાદ વાંચેલો હોવાથી તેમને લાગ્યું કે, આ લોકોને ટાઢ મીઠા રાખવા જોઇએ એટલે પોતે 'પ્રમુખ' થઇ એક મંડળ કાઢ્યું છે. બોલ, પહેલું એ જોવું છે કે બીજું કાંઇ?"

મને પણ વિચાર થયો કે લાવને અહિંયા પ્રકટ થયેલું કોઇ પુસ્તક જોઉં તો ખરો. ને કેમ લખાયું છે. શા પરે લખાયું છે. વિદેહ થતા સાક્ષરો જીવતા હતા ને લખતા, તેવું જ છે કે કંઇ ફેરફાર છે કે ટુંકમાં અત્રે કામકાજ કેમ ચાલે છે. મેં કહ્યું, "ચાલ ત્યારે પુસ્તક વિક્રેતાની દુકાને."

"શું બોલેછ તું શું બકે?"

"એક બુક સેલરની દુકાને ચાલની?"

"પણ ત્યારે એમ ભસી નરની!"

અહિં તો બધી નૉવેલ સીસ્ટમ છે. જો આ સંચો દરેક પુસ્તકનું કયાટલાગ અત્રે છે. તું વાંચ અને તેનો દબાવ એટલે તે પુસ્તક મફત તારા હાથમાં. રાજા–વિદ્યાવિ રાજા ભોજના પરાર્ધ સોના મહોરની મુડીવાળા વિના પુસ્તક પ્રકટખાતું જે આજ ૧૦ વર્ષથી શરૂ થયું છે મહેરબાનીથી આપણે કંઇ પૈસા સ્તો આપવા પડેજ નહિ. બોલ કઇ ચોપડી જોઇએ છે?"

આપણે તો વિચાર કોણ કરે અને યદિ જોવાની મા બી કોણ કરે એમ વિચારી કહ્યું કે છેલ્લામાં જે પુસ્તક પ્રકટ થયું હોય તે જોઇએ."

"એમ હોય તો આમ આવ. આ સંચો તે માટે જુદોજ છે કારણ કે નવું પુસ્તક બહાર પડયા પછી માંગણીને પહોંચી વળવા માટે આ જુદો જ સંચો છે. દશ પરાર્ધ પુસ્તક ખપી જાય ત્યાં સુધી તે પુસ્તક ત્યાં રહે તે આ કયાટલોગમાં નંબરવાર થાય અને આ સંચામાં નવા પડતાં પુસ્તકની આવૃત્તિઓ નોંધવામાં આવે"

આમ બોલી તેણે બાજુના સંચાનું એક બટન દબાવ્યું ડબ કરતી કે એક ચોપડી સારી રીતે બાંધેલી મારા હાથમાં પડી. મેં નામ વાંચ્યું તો ઓહ્હો! ઓ અજાયબી! મારી વ્હેંત એક ઉંચી આવી તેનું નામ હતું:—

"મૃત્યુલોકનિવાસી શ્રીમતી લીલાવતી–મુનશી. તેમનાં ચિત્રો–અનેના જાણીતા વિદ્વાનના ઉપોદ્ઘાત સાથે." બ્હેન સુકી ટુકડી લાંબટાંગી."

"કેકાઉસ દીકરા" મેં મારા જોડીદારને કહ્યું–" મને તેની પારસી ગુજરાતીનો પાસ લાગેલો હોવાથી હું હિંદુ–પારસી ગુજરાતીમાં બોલ્યો. "મારે તો આ ચોપડી વાંચવીજ જોઇશે. એકાદ બે કલાક રસ્તો માપી જા મને એકલો પડવા દે."

"ઠીક વારૂ. તને જો સારૂજ લાગ્યો હતો બાકીનું બતાવીશ. હમણાં તું આ શ્રીમાન શિલાદિત્ય સંસ્મરણાર્થ નાલયમાં બેસ અને પુસ્તક વાંચી કાઢ. હું કલાક બે રહીને તરતજ આવું છું."

કહી ને ગયો. અને હું તેના કહ્યા મુજબ વાંચવા બેઠો. (આ

# અદ્વૈતભાવમાં પ્રથમ પગલાં

—રા. હરિભાઈ રુદ્રનાથજી દેસાઈ. બી. એ.

(ગયા અંકથી ચાલુ)

કોઈ સુલતાન સુબો આવે છે,
એની શેરીએ ધુમ મચાવે છે,
કોઈ રાજાનો કુંવર આવે છે,
રસભાન રસીઓ આવે છે.

(કોકિલા અંબાગૌરી અને રતનકુંવરના ભગિનીકૃત્યથી)

**રેલ ગાડીમાં—**

આવી રીતે મારો સંઘ સ્ટેશને પહોંચ્યો. સર્વ કોઈ ગાડીમાંથી ઉતર્યાં. મામાની ગણત્રી થઈ. પોર્ટર, ટેક્ષી સાથે આસરે એકેએક માણસ હશે એમ ધારી લેવામાં આવ્યું. મારા મામાશ્રી રેલ્વેમાં નોકર હોવાથી મુંબાઈથી અમદાવાદ સુધીના રસ્તાના ભોમિયા હતા. રેલ્વેની દરેક વ્યક્તિની ઓળખાણ ધરાવતા હતા એટલે એ ચાર ચોથે ડાં દરવાનને સેરવી રોકડી સાડી પચ્ચોતેર ટીકીટથી કામ ચલાવી લઈ બજેટની એક મોટી રકમમાં સારૂં ગાબડું પડ્યું. ટ્રેઈન આવી. સેવકને મામા અને મામાના માનીતા એક બે જુવાનોના સંગાથે ગાદીવાળી ગાડીમાં પધરાવવામાં આવ્યો. બીજાં માણસો તો મરજી મુજબ ફાવ્યું ત્યાં ચઢી બેઠાં ગાડી ચાલી એટલે મારા ડબ્બામાંના ચાટલાંમાં મેં જોઈ મલકાવાનું, તકતાઓમાંની છબીઓ જોવામાં અને ગાડીનાં ચલન સંગીતને સીટી દેઈ તાલ આપવામાં હું તો મશગુલ થઈ ગયો હતો અને અસાવધ અવસ્થામાં ડબ્બામાંથી મને તાણી કાઢ્યો ત્યારે ખબર પડી કે ઉતરવાનું સ્ટેશન આવ્યું હતું. ગાડી તો થોડી જ પળમાં ભગચુક કરતી ચાલતી થઈ. આસપાસ નજર પડતાં મારી જાનમાં કોઈ મોટો શોરબકોર થતો સંભળાયો. પાછળથી માલમ પડ્યું કે છોટુની મા ભૂલી ભુલાણી પેટી ટ્રેઈનમાં રહી ગઈ હતી અને જીકાકા તેમના ઉપર ઉકળતા હતા; અને, કોઈ ગાફેલનું એક કેલેન્ડર ખોવાઈ ગયાની ખબર દરેક આવતું જતું આપતું ગયું અને આસપાસના જાનૈયાના જીવ તાળવે ચોંટાતા ગયા. પણ તપાસ કરતાં માલુમ પડ્યું કે તે છોકરું તો સૌથી પહેલાંથી ઘોડા ગાડીમાં ચઢી બેઠેલું હતું. આ જાણી જીકાકા એકદમ ઠંડા ઉતરી પડ્યા. અને

સાંકડી મોંઘી વેવાઈએ મોકલેલી; ગાડીઓમાંથી સરસ ગાડી ચુંટી કાઢી પોતાની પોટલી અગર દુપટ્ટો તેમાં નાંખી પોતાને માટે સીટ 'રીઝર્વ' કરવાની ધમાલમાં પડ્યા. મને પણ સૌની પાછળ ભપકામાં સ્ટેશન બહાર કાઢી બે પવનવેગી અશ્વના ફુમતાંવાળા રથમાં માનસર બેસાડ્યો અને મારી જાન આગળ વધી. આ મુજબ મારામાંથી ટ્રેઈનમાં અને ટ્રેઈનમાંથી ઘોડાગાડીમાં નંખાઈ જાનૈયાની ધામધુમ, જાનરણીના ઝગમગાટ અને વાજાં ઢોલના ઢમઢમાટ વચ્ચે આ તમારો સેવક પશ્ચિમને પાદરે પહોંચ્યો.

**વેવાઈને વડલે—**

'કોઈ સુલતાન સુબો આવે છે'નો રાગડો અ. સૌ. અંબાગૌરીના સુમધુર કંઠમાંથી ખેંચાયો. 'કાળો કાળો કાગ'ના તાલથી તે 'છજાં જાળીઆં માળીઆં ખુબ છાજે'ની માત્રા અને 'વાડામાંથી પાડું એક'ના સુર સુધીની સંપૂર્ણ સંગીત વિદ્યાનું પૂર્ણ જ્ઞાન ધરાવનાર હમારી કોમમાં એકકે અવાજે પંકાયલાં સુરતવાળા મીયાં ફીરોઝનાં બત્રિસાએ 'પરણીને પસ્તાવું' અને 'સાર આ સંસારમાં ન જોયો' આદિ ઉસ્તાદી અને પ્રસંગને તદ્દન બંધ બેસતાં વાદનથી વેવાઈને વડલે ડંકો બજાવી અમારી પધરામણીની ખમા પોકારી. આ પડઘમને ડંકે વેવાઈના કાન ઉભા થયા. કાછડી સમારતા સમારતા આગલેથી પાછલે બારણે આટા મારી ધમચકડી કરવા લાગ્યા અને તેમના ઘુમઘુરાડાનો પડઘો ઠેઠ પાદરે પડ્યો. હાલતાં ચાલતાં ઢોલરૂપિ ધમેટ શેરીએ હમારા આગમનનો ઢંઢેરો પીટતો સંભળાયો. પુરૂષ પોષાક પહેરવા અને સ્ત્રીઓ શણગાર સજવા દોડાદોડી કરતાં માલુમ પડ્યાં. દિગમ્બરી બાલક બાલિકાઓનાં ટોળેટોળાં સેવકનાં દર્શનાર્થે પાદરે ઉલટ્યાં. ફુવાજીવાળાની મેનકા અને રંભાઓ મારી ગાડીને ઘેરી હું એક નવીન જાતનું જાનવર હોઉં તેમ મારા તરફ ટીકી ટીકીને જોવા લાગી. 'વરતો હારો દેહૂ' 'પોરી સુખી થવાની,' 'પોરીની છાશુ તો નાનલી હરખી દેહૂં,' 'અરે! એ તો હાવશી ઓહે' વિગેરે વિગેરે મારે માટે તેમજ કેડે હાથ અને ખભે અતરાસણ નાંખી મારી જોડમાં ગોઠવાયલી મારી કામચલાવ મારવડી માટે અર્થસૂચક વાતો થતી હતી. એટલામાં લટક મટક ચાલે, કોણી ને ટીચણ સુધી છાલાંથી વિભૂષિત હાથ પગવાળી, અડદનાં ઉપલાં પડ જેવી શ્વેતવર્ણી મકલાવાળી (મકલા ઉંદર મકન ફુવાજીની નાનરેની) માથે, નહિ મટીનો ને, નહિ તાંબાનો એવો દેખાતો પાણીનો ઘડો લઈ આવી પહોંચી. જેમ મોહિનીએ આવી અસુરોનાં હૈયાં હલાવી ઉથલપાથલ કરી મુકેલી તેમ મકલાવાળીએ આવી મારી જાનનાં માણસોમાં ધમાલ ઉપજાવી મુકી. ચૌદ રત્નોની વહેંચણી વખતે અમૃત માટે જેટલી ધક્કા મુક્કી દેવ દાનવોમાં ન થઈ હશે તેટલી ઠાંસાઠાંસી મારી જાનમાં આ મકલાવાળીએ આણેલાં, તળીયું દેખાતા કુવાનાં, કોહેલાં પાંદડાં અને કાદવ મિશ્રિત મસાલેદાર, ઠંડા પાણી માટે થઈ. રસ્તામાં ધુળ [illegible] પેટ ભરવા [illegible]

કુદરતી પફપાવડર લગાવેલ ચેહરાઓ ધોઇ ધાઇ સાફ કરવા તમામ જણ મંડી પડ્યા. હજુ તો હા......આ......ક ક......! શું બાં! ખાં!! પુરા થયાં ન થયાં અને વિલાયતના વોલ્ટર રેલેએ પાતાળથી એવી આણેલ અમારી કોમની એધાણીરૂપ અને જીવનબુટી થઇ પડેલ, શૌચચોંતક, સ્ફુરતીદાયક, નિગુણાત્મક તંબાકુ ભિન્ન ભિન્ન સ્વરૂપે હાજર થયો ન થયો એટલે તો પ્રાતઃસ્મરણી, ધડવર્ણી, ઉંઘઉડાડણી, ચૈતન્યદાયીની, ભુખભાગીની, પચખાના ગમનો-નૈજક અને લિપ્ટન કાકાને લખ્ખોપતિ બનાવનારી ચ્હા દેવી પીતળ લોટે, પડીઆ સંગાથે મકલાનાં પાંથે ચઢીને આવી લાગ્યાં. દરેકના મોંમા પાણી છુટ્યું. પખાં ટમટમી રહ્યાં. તમામ આંખો મકલા તરફ ગઇ. પાદરે આવેલા સરકારી ઉગાનનો રસ્તો મકલાએ લેતાં સૌ તેની પાછળ દોડ્યાં. જેનું જેનામાં ઉતારો ચિકાર. પડીઆ માટે પડાપડી. જેણે પડીઓ હાથ કર્યો તે ફાવ્યો. ગરમા ગરમ ચ્હા પહેલો પામ્યો. ભાર બોજમાં જાજમ ઉપર બેઠેલા વડીલો વા ખાતા રહેશે એમ લાગ્યું. પણ અનુભવી અને વ્યવહારકુશળ મામાશ્રીની મેનેજમેંટ ત્યાં મજા હેત્ય નહિ. તેમણે જમાઈ રાજાઓને પહેલાં સંભાર્યાં. અગ્રગણ્ય નાયક અને હજુ મહેતા તો સામેજ હતા પણ મશ્કરીનો કાંઇ પત્તો ન મળ્યો. શોધખોળ ચાલી. ઘણી તપાસ કરતાં જણાયું કે પાદરવાળા નશરેવાનજી શેઠ તેમની ઓળખાણના હોઇ તેની પરોણા ચાકરી ચાખવા બેચાર સાથીઓ સંગે તે ઉપડી ગયેલા હતા. વધુ ચાવાચીથી ન કરતાં સમગ્ર મામાશ્રી નાયક, મહેતા અને વડીલોનીજ તહેનાતમાં પડ્યા. સમાચાર્યા તેઓને ચ્હા પીવડાવી. ચ્હાદેવીએ ઉદર પ્રવેશ કરી નવું ચૈતન્ય આપ્યું, નવજીવન પેદા કર્યું. ચીમળાયલા ચહેરાઓ ચમકતા થયા. સૌ કોઇ ઉલ્લાસમાં આવી ગયું. 'અમર રહો! આર્યોના અભિજાત્રિ મહાદેવી ચ્હામાતા, અમર રહો' એવા ઉદ્‌ગારસૂચક ભાવો દરેકના વદન ઉપર પ્રાદુર્ભૂત થયા પછી ચમચીઓના બંધ છુટ્યા અને નાગરવેલના પાન ઉપર એક સામટો ધસારો થયો. નિમિષમાત્રમાં ધોળી દિવાલો ભાત ભાતનાં લાલ રંગના ચિત્રોથી ચિતરાઇ ગઇ.

અપૂર્ણ

---

## જોઈએ તો—

રૂ॰ સવા સાથે તમારા તનમનની દુઃખી હાલત કવરમાં બીડી મોકલી ઘેર બેઠે જ શાસ્ત્રીય ઉપાયોથી સુખી જીવનની શરૂઆત કરી લેજો.

પંડીત પરિમલ (જ્યોતિષી વૈદ્ય) મેળાપ—૮ થી ૧૦ (રાત્રે)

ઘે ! મિસ્ત્રીની ચાલ (માટુંગા) જી. આઇ. પી. આર. ૧૨થી ૬ હરરવાલત બીલ્ડીંગ નં-૧૧ ગોધપીઠ (મુંબાઇ) પત્ર વ્યવહાર માટુંગે કરવો.

## જેન્ટલમેન સુધાંશતકમ્

### વીસમી સદીના સુધારાએ શું શું કરતાં શિખવ્યું ?

૧૮ સાસુ-સસરા-માતા-પીતા-ગુરૂ વીગેરે વડીલો સમક્ષ સ્ત્રી પુરૂષોને નિર્લજ્જ રીતે વર્તવાનું.

૧૯ સ્ત્રી પુરૂષોને નેટ-નિનોન-સિફોન-જ્યારે નેટ-જેવા અંગો દેખાય તેવાં ઝીણાં વસ્ત્રો પહેરવાનું.

૨૦ સ્ત્રી પુરૂષોને જરાક પણ અણબનાવ થતાં હવસી કોમ પ્રમાણે છુટાછેડા કરવાનું.

૨૧ સવાર થતાંજ પરમાત્માની ભક્તીને બદલે છાપાનું ધ્યાન ધરવાનું. પલંગમાંજ ચાહ કે ટી વાઇન ગ્લાસ એકવડો બેવડો-ઢીંચવાનું.

૨૨ બી. એ. એમ એ બની ગુલામ બનવાનું અને નોકરી માટે ઓફીસે ઓફીસે રખડવાનું.

૨૩ ઘરમાં ત્રાંબા પીતળ આદિના વાસણોને બદલે કાચ-લોખંડ-એલ્યુમીનના વાસણો સંઘરવાનું.

૨૩ ફેશન બાઇની ફીશીયારીમાં ફસાવાથી આવક ઉપરાંત ખર્ચ થવાથી મારવાડીના વ્યાજે કઢવાનું.

૨૫ પંચગની-મીમલા દાર્જીલીંગ-અને વિલાતના દેશોની ઠંડી ખાસી મગજની હવા ખાવાનું

૨૬ એકાંતરા હજામત કરવાનું ઘસ્ત્રી કરેલા અક્કડ કોલર બાંધી ખમીસો પહેરવાનું.

૨૭ હાથમાં હંટર-વિલાયતની છડી-પેરીસની છત્રી ધારણ કરી, મીસ્ટર બનવાનું.

૨૮ હાથમાં ઘોડાની લગામ લઇ ગાડી ચલાવાનું, મોટર હાંકવાનું કોચમીનનું કામ કરવાનું.

૨૯ જાણે કે ભાંગી ગઇ હોયની તેમ લાંબા થઇ હિંદુ જાત ઇંગ્રેજીમાં ગુસપુસ કરવાનું.

૩૦ છેલબટાઉ બની જેન્ટલમેનનો શણગાર સજી પોતાની મોરાલ"બનાવવા મોટી ટી પાર્ટી કરવાનું.

૩૧ ગુડ મોરનીંગ સર એમ વારવાર બોલતાં હાથો હાથ મેળવી, સલામ ભરી ભાગંભાગ કરવાનું.

૩૨ સુધરેલામાં ખપવા ગળામાં ગળ પટો વીંટવાનું અને ઉઘાડે માથે ચાલવાનું.

૩૩ અરબીનાળા વિલાયતી સાબુ ચોળી બાથ રૂમમાં નાગા થઇ નાહવાનું.

શાસ્ત્રી રેવાશંકર મેઘજી.

## મોજ--મજાહ ઇનામમાળા નં. ૫

### રૂપિયા ચોવીસનાં અઢાર ઇનામો

નીચે જણાવેલી કુપનમાં અત્યાર સુધીમાં ખ્યાતિ પામેલા સારામાં સારા

ગુજરાતી-ઉર્દુ-રંગભૂમિના હુપાત.

### દસ નટોનાં નામ

લખી મોકલનારાઓમાં રૂ. ચોવીસનાં અઢાર ઇનામો વહેંચી આપવામાં આવશે.

**ઇનામની વિગત**-રૂ. ત્રણના ત્રણ, રૂ. દોઢનાં પાંચ ચાર આનાના દસ મળી કુલે અઢાર ઇનામો આપવામાં આવશે. આ બધા ઇનામોના રોકડા રૂપિયા નહિ આપતા તેટલી કીમતના અમારી પાસેના પુસ્તકો આપવામાં આવશે. પુસ્તકો મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને શિર છે.

( કુંપન વગરના નામ ઇનામની હરીફાઇમાં દાખલ થઇ શકશે નહિ )

આ ઇનામનું પરિણામ ખાસ સીનેમા અંકમાં જાહેર કરવામાં આવશે.

કુપન તા. ૩૦-૩-૨૬ બપોરના બાર સુધી લેવામાં આવશે.

તા ૨૧-૩ ૨૬

દસ સારામાં સારા નટનાં નામ

| | | |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ |
| ૧૦ | | |

સી.

ઠે.

મું.

નવી વધાઇ!  નવી ખબર!

ખાસ સિનેમાના શોકીનો માટે

છપાય છે!  છપાય છે!!  છપાય છે!!!

# મોજ-મજાહનો ત્રીજા વર્ષનો

# ખાસ સિનેમા અંક

જુદા જુદા વિદ્વાનોને હાથે લખાયેલા સિનેમા સંબંધીના લેખો, રમુજી સ્કેચો, સિનેમા સંબંધી ટુંકી વાર્તાઓ, ચિત્રો, નટ-નટીઓનાં જીવન ચરિત્રો વગેરેથી

સુશોભિત દળદાર અંક તમોને

ખુશ ખુશ કરી દેશે

## જાહેર ખબર આપનારાઓને

## અપૂર્વ સંધિ

# પુનર્મિલન

લખનાર—એમ. મજમુદાર

હિંદુસ્તાનના સમૃધ્ધીશાળી, વેપાર વાણીજ્યમાં સર્વોત્તમ શ્રેષ્ઠ ગણાતા કલકત્તા શહેરમાં અમારી આજે પહેલી રાત્રી હતી. કલકત્તા ખાતે મારા મામાનો બહોળો વેપાર ચાલતો હતો. તેમના પુત્રની શાદીના મુબારક પ્રસંગે અમે સહકુટુંબ તેમના ખાસ નિમંત્રણથી ગયા હતા. રાત્રે જમ્યા પછી હું દિવાનખાનામાં આવી, ત્યાં દેશાવરના ઘણા શ્રીમંત ગૃહસ્થો ખુરસી અને સોફા ઉપર બેસી એકબીજા સાથે વાતો કરતા કોઈ કંઈ વાંચતા ત્યારે કોઈ શાન્ત મુખ ધારણ કરી બેઠેલા મારી નજરે પડયા. દિવાનખાનું મૈહીસુરની અગરબત્તી અને બસરાઈ ગુલાબના અત્તરની ખુશબોથી ભપકી ઉઠયું હતું. વચ્ચે મોટું લાંબુ ટેબલ, તેની ચારે બાજુ ખુરસીઓ, અને સોફાઓ, દિવાનખાનાની ભિંતો પર વૉટર કલરના સૃષ્ટિ સૌંદર્યના ચિત્રો, અને સોનેરી ફ્રેમો મ્હોટા તખ્તાઓ તથા મહાન પુરૂષોના ફોટા ટીંગાડેલા હતા. એક બાજુ ગ્રામોફોન અને તેની રેકર્ડનું પાકીટ નાના ટેબલ પર પડેલા હતા. દિવાનખાનાની મધ્યમાં બે ઝરતંભુલના ગુલાબી અને લાલ ઝુમરો અને તેમાં બેસાડેલા સુંવાળા અને રૂંવાટીવાળા કીમતી ગાલીચા પાથરેલા હતા. આ સર્વ વસ્તુઓ એટલી બધી સરસ રીતે ગોઠવેલી હતી કે તે જોતાંજ આપણી આંખો ઘડીભર ઠરીજ જાય. ખુરસી અને સોફા પર ઘણા ગૃહસ્થ અને બાનુઓ બેઠાં હતાં. મારી ચકોર આંખોએ દરેકને ધારી ધારી જોયા પણ તે કોઈ વ્યક્તિપર મારૂં અંતઃકરણ વાત કરવા અથવા તેમનાં સહવાસમાં આવવા લલચાયું નહિ એકાએક મારી તિક્ષ્ણ આંખોએ એક સોફા તરફ તેના એક ખુણામાં બેઠેલા પાંત્રીસેક વર્ષના સુદ્રઢ શરીર, મોટી કાળી આંખો, ખરબચડા ચહેરાવાળો અને માથાના વાળોને સારી રીતે ઓળેલા એક ગૃહસ્થને નીચું જોઈ બેઠેલો જોયો. તેની સાથે સાથે કોઈ વાત કરતું ન હોતું તેમ કોઈ સાથે બોલતો ન હોતો તેમ જોતો પણ ન હોતો. મારી ઇચ્છા વિરૂધ્ધ મારાં તીક્ષ્ણ નયનો તેને જોવાને મથતાં. અને મારૂં દિલ તેમાં તેને મદદ કરતું. હું ના કહ્યા છતાં તેને એકીટસે જોવા લાગી. મને એમ લાગતું કે ભૂતકાળમાં મેં તેને જોયો છે, દિલ સાક્ષી આપતું પણ તે બધું મારી યાદશક્તિની બહાર હતું. દશના ટકોરે તે તેની જગ્યાએથી ઉઠયો, અને મારા તરફ લાગણી સહિત દ્રષ્ટી ફેંકી તે તેના રૂમમાં ચાલ્યો ગયો. સવારે હું બેઠી હતી ત્યાંથી તે પસાર થયો. અત્યારે તેની નજરમાં કંઇ મૃદુતા અને ભાવના હતી. મારી અને તેની દ્રષ્ટી એક થતાં તે જરા ફીકું હસ્યો અને તરત ત્યાંથી ચાલ્યો ગયો. મેં બે દિવસ સુધી હમેશા તેને પોતાની જગ્યા પર બેસી સીગારેટ ફુંકતો અને કોઇની સાથે વાતચીત અથવા કોઇની તરફ જોતો જોયો નહિ ચોથે દિવસે સવારે તે મને સીડી ઉપર મળ્યો. મને જોતાં તેણે સીગારેટ હાથમાં લઈ લીધી અને મને જગ્યા આપી, સીડીની એક બાજુ ઉભો રહ્યો. હું પસાર થઇ ગઇ કે મેં પાછળ તેને બે, બે પગથીઆં સાથે ચડતો હોય તેમ સાંભળ્યું. તેજ સાંજરે હું બંગલાના કમ્પાઉંડમાં ફરતી હતી. મારે દરવાજાના એક પીલરથી સામેના પીલર તરફ જવું અને તેને બંગલાના કમ્પાઉંડમાં ટુસીટર મોટરકાર સાથે સ્પીડથી દાખલ થવું, હું બરાબર ગેઇટના મધ્યમ ભાગ સુધી પહોંચી ત્યાં તેની મોટરકારને અંદર આવવું તેણે બ્રેક મારી પણ મારા પગને આગલા વીલનો જરા ઝટકો લાગ્યો, તે મોટર રોકી તરત મારી પાસે આવ્યો, અને નમ્રતાથી બોલ્યો, "બાનુ હું મારી બેદરકારી માટે તમારી માફી માગું છું. મેં કહ્યું-મારા પગને સેજ ધક્કો થઈ છે અને તેથી તમારે ગભરાવા જેવું નથી, રૂમમાં જઈ હું જરા આરામ લઇશ કે તરત મારી તબીયત સારી થઇ જશે. તે મને મારા રૂમ સુધી મુકવા આવ્યો અને તરત પોતાની મોટર ગેરેજમાં મુકવા ચાલ્યો ગયો. હું તે રાત્રે દિવાનખાનામાં ગઈ નહિ. જેથી સવારે ઉઠી ત્યાં એક માણસે આવી મને ચીઠ્ઠી આપી, મને ચીંતા થાય છે કે કાલે રાત્રે મેં તમને દિવાનખાનામાં જોયાં નહિ તેથી હું માનું છું કે આપની તબીયત બરાબર હશે નહિ. હું મારી બેદરકારી માટે માફી માંગી રજા લઉં છું. કે, આજે મારી સાથે તમે મોટરમાં ફરવા આવવા કૃપા કરશો ? સાંજરે અમે બંને મોટરમાં ફરવા ગયાં. આશરે બે માઇલ ચુપકીદીથી મુસાફરી કર્યા પછી મેં ચુપકીદી તોડી અને કહ્યું—"તમારા માટે હું ઘણી દીલગીર છું." તેણે કહ્યું—"શા માટે ?" મેં કહ્યું—"કારણ કે અકસ્માતથી તમારે મારી સાથે બોલવાની ફરજ પડી, અને હું માનું છું કે તે તમે ધીક્કારતા હશો." તે હસ્યો અને મને પુછ્યું—"શા માટે તમારે આમ માનવું જોઇએ." મેં કહ્યું—"તમે દેખાવ છો તેવાજ જીંદગીથી કંટાળેલા લાગો છો ખરા ?" તેણે કહ્યું—"ઘણું ખરૂં તેમજ."

આવા ટુંકા અને તેની નામરજી ભરેલા જવાબથી મેં તેને વધારે સવાલો પુછવા બંધ કર્યા. થોડી વારમાં અમે ફરી ઘેર આવ્યાં. રાત્રે દિવાનખાનામાં તે નીચું મોઢું રાખી સીગારેટ પીતો કંઈ ગંભીર વિચારમાં પોતાની હમેશની કાયમ જગ્યાએ બેઠો હતો. મેં કેટલીક વાર અત્યંત આતુરતાથી તેના સામું જોઇ રાખ્યું. છતાં તેણે પોતાની નજર મારી તરફ અથવા ઉંચે સીધી નહિ. સાડા આઠ વાગ્યા ત્યારે મને એમ લાગ્યું કે તે કોઇ પણ સ્ત્રીની ખુશામતથી અથવા તેણીના તીરસ્કારથી કંટાળેલો લાગે છે; નવ વાગ્યા ત્યારે મારા અંતઃકરણમાં બીજો જ વિચાર આવ્યો કે મને મોટરમાં સાથે ફરવા તેડી ગયો તેથી તે નારાજ થઇ મારા સાથે બોલવા માંગતો નથી. અને તેથી હું તેને દેખાડી આપીશ કે, મારા પગને એકસીડંટથી બે વખત માલીશ કરી હું એકલી પગે ફરવા જઇ શકું છું કે નહિ. મારે

તેની મોટરની દરકાર નથી તેમજ હું તેની સાથે બોલવા ખુશી પણ નથી. રાત્રે બરાબર દશના ટકોરા થતાં તે ઉઠ્યો, અને મારા પ્રત્યે કંઇ સહાનુભૂતિ અને માર્મીક હાસ્ય કરી તરત જ પોતાના રૂમમાં ચાલ્યો ગયો. ત્યાર પછી થોડી વારે હું પણ ઉઠી મારા રૂમમાં તેની વિલક્ષણ ચાલ માટે વિચાર કરતી સુવા ચાલી ગઇ. બીસ્તરામાં મને તેના જ વિચાર તથા તેનો પડછાયો મારી પાસે ઉભો છે તેમ જણાયું. હું મારા દિલને સમજાવવા લાગી કે મારે તેના વિચાર શા માટે કરવા જોઇએ, મારે તેની સાથે શો સંબંધ છે. હું મહા મુસીબતે પથારીમાંથી ઉઠી અને મીણબત્તી સળગાવી. સવારે હું દિવાનખાનામાં ગઈ, ત્યારે તે પોતાની હંમેશની જગ્યાએ હાથમાં છાપું લઇ વાંચતો હતો. માત્ર તેના બે પગો, અને હાથના પોંચા, અને જમણા હાથની આંગળી પર હીરાની વીંટી તથા ડાબા કાંડા પર રીસ્ટવૉચને તેની રીંગ પર હીરા બેસાડેલા હતા. જ્યારે મોઢું અને બીજો ભાગ છાપા પાછળ છુપાએલો હતો. કેટલીક મીનીટો બાદ તેણે તેનું મોઢું છાપાની બહાર લીધું અને મને પૂછ્યું-"આપના ખાવીંદ ક્યાં છે અને શું કરે છે?" મારે એનો શું ઉત્તર આપવો તેના વિચારમાં પડી, કારણ કે હું પોતે મને છના ધણીએ વિધવા જ માનતી હતી, અને દુનીઆ પણ તેમજ ધારતી હતી. મારે તેને શું જવાબ આપવો તેનો હું વિચાર કરૂં તે પહેલાં તેણે કહ્યું-"નોકરીમાં છે?" મેં મહામુશ્કેલીએ જવાબ આપ્યો-"હા. તરત તેણે પોતાનું મોઢું છાપા પાછળ છુપાવી દીધું. મને આશ્ચર્ય ઉપજ્યું. તે કેમ ધારી શકયો કે મારો ખાવીંદ નોકરીમાં છે? ન ધારી શકાય તેટલી જલદીથી તેણે મને સવાલ પૂછ્યો. અને આમ એકદમ બંધ કરવાનું કારણ શું? આથી હું બહુ જ વિચારમાં પડી ગઇ પણ મારૂં અંતઃકરણ તેનો ખુલાસો કરી શક્યું નહિ. આખરે કંટાળી હું બગીચામાં ફરવા ચાલી ગઇ. સાંજરે હું લંગડાતે પગે બહાર ફરવા નીકળી. મેં પાછું વાળી જોયું ત્યારે તે સામે બારીમાં ઉભો રહી સીગારેટ પીતો હતો. હું પાછી આગળ ચાલી. થોડું ચાલ્યા બાદ મેં પાછા ફરી સામેની બારીમાં નજર ફેંકી ત્યાં તે વખતે તે દેખાયો નહિ. બંગલાના દરવાજા બહાર નીકળી સડક પર ન હોતી પહોંચી ત્યાં મેં મારી પાછળ કાંકરેટ ઉપર કોઇના જોરથી પડતાં પગલાંઓ સાંભળ્યાં. એકાદ પળમાં તે મારી પાસે આવી પહોંચ્યો અને વિનંતિ ભાવે બોલ્યો-"મારી બેદરકારીએ આપને થોડા ઘણા ઉપયોગી થવા મને બહુજ સારૂં બાનું આપ્યું છે. મને આશા છે કે, તમે મારી સાથે ફરવા આવશો." હું તેની આ અરજને ના પાડી શકિ નહિ કારણ હું તેનું આગનું, રહસ્ય અને વિલક્ષણ ચાલ એ જાણવા બહુ જ ઉત્સુક હતી. અને તેથી મેં તેને હા પાડી. તે મોટર લઈ થોડીવારમાં મારી પાસે આવ્યો. મેં મોટરમાં મારી જ જગ્યા લીધી અને તેણે મોટર સ્ટાર્ટ કરી. પછી તેણે મને કહ્યું "આજે મેં થોડું દુર જવાનો વિચાર રાખ્યો છે આપને આવવામાં કંઇ હરકત નથીને?" મેં કહ્યું-"નહિ." આશરે દશેક માઇલ મુસાફરી પછી અમે એક સુંદર નાના અને બેઠા ઘાટના બંગલા પાસે આવી પહોંચ્યા. મોટર ઉભી રાખી, અને મને ઉદ્દેશીને તેણે કહ્યું-"આ બંગલાના કમ્પાઉન્ડની દીવાલપર લટકતા રાતા અને સુફેદ ગુલાબના ઝુંડો, અને દરવાજા પર ડોકીઆ કરતી ગુલાબ અને જુઇની લત્તાઓ અંદરના ભાગમાં આવેલા જુદી જુદી જાતના દેશી અને ઇંગ્લીશ ફુલઝાડનાં રોપાઓ, વેલીઓ, લત્તાકુંજો અને હોજ આ સર્વ હરીઆળા અને રંગબેરંગી ફુલોની ખુશબોવાળા દેખાવો જોવા જ્યારે મારૂં મન કંઇ અસ્થિર અથવા ઉદ્વેગ પામેલ હોય ત્યારે શાન્તીની ખાતર અહિં ફરવા આવું છું. આટલું કહી હાથમાં કેમેરો લઇ તે, અને હું બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થયાં. તેણે તરત ફોકસ ગોઠવી મને વિનંતી ભાવે કહ્યું-જો મારા પર કૃપા કરી તમે પણ સામે દેખાતા લત્તાકુંજમાં થોડી મીનીટ ઉભાં રહો તો ફોટામાં કંઇ ઓરજ અજવાળું પડે. મેં તેની વિનંતિ માન્ય રાખી અને તેના કહેવા પ્રમાણે ઉભી રહી. તેણે લત્તાકુંજો, બંગલો; હોજ અને મારો સર્વેનું ફરીવાર ફોકસ ગોઠવી ફોટો લીધો. આ ક્રીયા થયા પછી અમે અમારી જગ્યા હોજની પાળ પર લીધી. હોજનું પાણી નિર્મળ અને સ્વચ્છ હતું, અને તેમાં રાતા, અને સુફેદ કમળો, તથા રંગ બે રંગી માછલીઓ હોજની શોભામાં વધારો કરતી હતી. હું થોડીવાર આશ્ચર્યમુગ્ધ થઇ ઉપલાં દશ્યો જોવામાં મારી સ્થીતીનું ભાન ભુલી ખુશબોથી ભરેલા ઉદ્યાનમાં મારી આગલી દરેક ચિંતાઓ કોરે મુકી જુદોજ આસ્વાદ લેવા લાગી. અને મારાથી આમ બોલી જવાયું, "તમે આ સુંદર મકાનને કોઈ દિવસ ખરીદ કરવાનો વિચાર કર્યો છે ખરો? તેણે કહ્યું-મને આ બંગલો ગમે છે અને જો હું પરણવા જેવી મુર્ખાઇ કદાચ કરીશ, તો હું આ મકાન ખરીદ કરવા વિચાર રાખું છું. મને તેની વિચીત્ર સ્વભાવની બીજી બાજુ માલુમ પડી. મેં કહ્યું-માણસો કહે છે કે જ્યારે તેઓ તમારા જેટલાંજ શાંન્ત હોય છે, ત્યારે તેઓ કોઇના પ્રેમમાં ચોકસ પડેલા છે. તેણે કહ્યું-લોકો કહે છે? હું મનમાં બડબડી-કેટલા ચાલાક? મેં કહ્યું-હું નથી માનતી કે જેમ તેઓ કહે છે તેમ તમે કર્યું હોય. તેમ છે? તેણે કહ્યું-શા માટે? મેં કહ્યું-પ્યારમાં પડવા માટે? તેણે કહ્યું-એક વખત હું પડયો હતો. મેં પૂછ્યું-અને તમે તેણીને પરણ્યા હતા? તેણે કહ્યું-તે હું કહી શકું તેમ નથી. મેં કહ્યું-હું બીઉં છું તમે તે લઇ શકશો? તેણે ઉદાસીથી જવાબ આપ્યો-હું લેવા બીતો નથી. મેં ધીરેથી બોલતાં વાત શરૂ કરી-"તમે જાણોછો, હું તમને વગર વિચારે કંટાળો આપવા પુછતી નથી, પણ તે વાત હું ખરા અંતઃકરણથી જાણવા માગું છું કે આપ એવી કઇ સ્ત્રીને પરણવા ચાહો છો? તેણે કહ્યું-શા માટે? તે ઘણી દીલગીરી ભરેલી બાબત છે, અને હું રવાના થઇશ, તે પહેલાં તેણીનો ફોટો આપને બતાવીશ. હું આ સાંભળી આતુરતાથી બોલી-તમે ક્યારે જાઓ છો? તેણે કહ્યું-કાલે, મેં કહ્યું-શા માટે જાઓ છો? તમને અહિં આવા આનંદદાયક પ્રસંગે મહેમાનોની સાથે આનંદ નથી આવતો? તેણે કહ્યું-ના,

તેમ નથી પણ મારે જરૂરી કામ છે, અને શાદીનો પ્રસંગ તો કાલે ખુદાની મહેરબાનીથી આનંદમાં પસાર થઇ ગયો છે. હવે અહિં રોકાવામાં શું લાભ છે ? મેં કહ્યું-તમે કંઇ દીઅર્થી બોલો છો. તેણે કહ્યું-હવે આપણે ઘર તરફ ચાલશું ? મેં કહ્યું-હા, ચાલો. મોટરમાં બેઠા, થોડી વારમાં બંગલો, સરોવર અને લતા કુંજો પાછળ રહી ગયાં, ઘેર આવ્યા ત્યાં સુધી અમારામાંથી કંઇ કાંઇ બોલ્યું નહિ. બંગલામાં આવતાં મોટરમાંથી ઉતરી સીધી હું મારા રૂમમાં ચાલી ગઇ. આજ મને જીવનના વિચારો આવવા લાગ્યા. મારે શાદીમાં આવવું ત્યાં અચાનક આ વિચિત્ર સ્વભાવના માણસના સહવાસમાં આવવું અને આટલા બધા ટુંકા ગાળામાં છુટા પડવું આનો ખુલાસો મારૂં અસ્થીર મન કંઇ કરી શક્યું નહિ. વિચારમાં ને વિચારમાં હું રાત્રે જમવા અથવા દિવાનખાનામાં ગઇ નહિ. આ સાથે મારી ભુતકાળની સર્વ યાદીઓ તાજી થઇ હજારો વિંછીઓની વેદના કરતી હતી. હું કેટલા ઉલ્લાસથી પરણી હતી, મારા પ્યારા ખાવિંદ મને કેટલા દિલથી ચહાતા હતા, હું ગમે તે ચીજ માંગતી તે તેઓ બધી મુશ્કેલીઓ દુર કરી મારા માટે લાવી આપતા પણ મને નારાજ કરતા નહિ. અફસોસ, કેવી કમનસીબ ઘડી, મારા ખાવિંદની બીમારી, ત્યાં મારા ભાઇને ત્યાં પુત્ર જન્મવાનો તાર મળવો, મારે મારા બીમાર ખાવિંદ પાસે મારે મારા પીયર ભત્રીજાનું મોઢું જોવા જવું છે અને હું પંદરથી વીશ દહાડામાં પાછી આવીશ એમ રજા માંગવી. તેમની હા, કે નાની દરકાર કર્યા વગર અથવા તેઓ શું જવાબ આપે છે તે સાંભળ્યા વગર ચાલ્યા જવું. પિયર ગયા પછી એક અઠવાડીઆ બાદ તેમના બે પત્રો એક મારા સીસ્જામાનો અને બીજો મારા પિતાશ્રીના નામનો મળવો અને તેની હકીકત—

અમદાવાદ,
તા૦ ૧૬ જુલાઇ,

મુરબ્બી શ્રી—

લખવા વિનંતિ જ, આપ જેવા સુશીક્ષીત મુરબ્બીને માઠું લાગે તો આ આપના ગરીબ ખાદીમને માફ કરશો. મારા જન્નતનશીન મુરબ્બીઓની દૌલત, અને આબરૂને લીધે તમે તમારી પુત્રીનું સગપણ મારી સાથે કર્યું હતું. પણ ખુદાની કુદરતની કોને ખબર છે. તે તેને ગમ્યું નહિ. અને તેથી મારા મુરબ્બી જન્નતનશીન થતાં દૌલત તેમની સાથે લેતા ગયા. તમે સમાજથી ડરીને તમારી પુત્રીની શાદી મારી સાથે કરી આપી, પણ દૌલત, સ્વતંત્રતા, સુખચેન અને નોકર ચાકરો પર હુકમ કરવાની ટેવે એ વાતાવરણે તેણીને ઉચ્છૃંખલ બનાવી, મારી સાથે પરણ્યા પછી મારા ઘરની ગરીબ સ્થીતી જાણ્યા છતાં તેણીએ પોતાની ઉપલી રસમ ચાલુ રાખી. હું મારી ગમે તેવી સ્થિતિઓ સહન કરી તેણીનો પડતો બોલ ઝીલી લેવા તત્પર રહેતો, મેં તેણીને કોઇ દિવસ ઓછું આવવા દીધું નહિ. મારા કમનસીબે હું બીમાર પડ્યો. એટલામાં તમારે ત્યાંથી તાર આવ્યો અને તેણી મને પથારીવશ મુકી મારી ચાકરી કરવાને બદલે પોતાના ભત્રિજાનું મુખ જોવા તમારી તરફ ચાલી આવી. ખેર, તમારે ત્યાં ભલે આવી, તમારે ત્યાં તેણીને રાખજો, અને નેકખાતુનની પોતાના ખાવીંદ પ્રત્યે શું શું ફરજો છે તે તેણીને શીખવજો. જો તેણી પોતાના મુળ વિચારો છોડી શકે તેમ નં હોય અને આપ તે બાબત કંઇ કરી શકતાં ન હો તો ખુશીથી તમારી પુત્રીને કોઇ દૌલતમંદ અને આબરૂવાળા ગૃહસ્થ સાથે શાદી કરી આપજો. તેમાં મારી રજા મંદી છે. હું ક્યાં જાઉં છું તે હું જણાવી શકું તેમ નથી ખુદાનો હુકમ મારા પુર્વજોની ગએલી જાહોજલાલી પાછી મેળવવા મારાથી બનતો પુરૂષાર્થ કરીશ.

લી.. કમનસીબ ખાકસાર
મહમદઅલીના સલામ

* * *

અમદાવાદ ૧૬ મી જુલાઇ

અમીના,

આજ રોજ તમારા પિતાશ્રીને મે એક પત્ર લખ્યો છે, અને તમને પણ લખવા રજા લઉં છું કે, આપના સ્વતંત્ર વિચારો અને ઉચ્છૃંખલ ટેવે મારા જેવા ગરીબ યુવકને અધોગતીના માર્ગે ચઢાવવામાં કંઇ બાકી રાખી નથી. મારી ગરીબ સ્થીતી છતાં તમારી દરેક ઇચ્છાઓને હું માન આપતો, તમારા પિતાશ્રીને ત્યાં કરેલા મોજશોખ મારી ગરીબ ઝુંપડીની સ્થીતિ જાણ્યા છતાં છોડી શક્યા નહિ. મે તમને ઓછું આવવા દિધું નહિ, પણ તમે તો તમારા મૂળ વિચારોથી મુદ્દલ હઠ્યાં જ નહિ. આખરે મને પથારીવશ મુકી તમારે પિયર ચાલ્યાં ગયાં. ભલે ખુશીથી ત્યાં રહેજો. તમારી ભૂલો માટે ખુદા પાસે માફી માગજો, અને " આ કાગળ વાંચના એક બાબાઆદમ થઇને દુનિઆમાં શૌહર પ્રત્યે શું ફરજ છે, તે બોધની "વાસ્તેલ્લીલાહ" ભીખ માગજો. પછી તે ગરીબ, કંગાલ, બીમારી, લુલી, આંધળી, અપંગ અને ભલે કદાચ દર્દી હોય, જ્યારે તમે આ ફરજો વિષે દુનીઆની નેકખાતુનો પાસેથી પાઠ શીખશો, ત્યારે ખુદાની મહેરબાનીથી હું પાછો મળીશ" નહિતર, આ છેલ્લી સલામ. મારી રજા મંદી છે, કે જો તમે તમારા મૂળ વિચારો ને તિલાંજલી આપી શકતા ન હો તો ખુશીથી કોઇ દૌલતમંદ, વૈભવશાળી અને નોકર ચાકરવાળા ગૃહસ્થની સાથે શાદી કરી લેજો. હું જીવતો રહ્યો તો ખુદાનો હુકમ મારા પુર્વજોની ગએલી જાહોજલાલી પાછી મેળવવા મારાથી બનતો પુરૂષાર્થ કરીશ.

લી. કમનસીબ
મહમદઅલીના સલામ.

ત્યાં બારણાનો ખડખડાટ થયો. હું વિચાર નિદ્રામાંથી જાગૃત થઇ બારણું ખોલવા ચાલી, ત્યાં મારી સામે મેં તેને ઉભેલો જોયો. તેણે કહ્યું-મેં તમને સાંજથી અત્યાર સુધી જોયા નહિ એ અને બીજું હું અત્યારે તમારી રજા લેવા આવ્યો છું કે હું મારે ગામ જાઉં છું. મારી આશ્ચર્યજનક મુદ્રા સાથે મેં તેને પુછ્યું. તમે કહેતા હતા ને કે હું કાલે જઇશ. તેણે કહ્યું-હા પણ મારે જરૂરી

કામ હોવાથી અત્યારે જવું જોઇએ. આ ઉનાળાની ખુશનુમા શાન્ત રાત્રીએ ચાન્દનીમાં હું મારી મોટરમાં થોડીવારમાં પહોંચી જઇશ. મેં કહ્યું-તમે મને પેલો ફોટો દેખાડવાનું વચન આપ્યું હતું ને? તેણે કહ્યું-એ ઉતાવળમાં તેને મારા સામાન સાથે પેક કરી લીધો છે અને હું જરૂર કાલે તમને તે મોકલાવી આપીશ. લ્યો સલામ, આટલું કહી કંઇ ઉત્તરની દરકાર કર્યા વગર તે નેવી સર્જના કોટપાટલુન અને માથે ટર્કીશ કેપ ઓઢેલી છાયા થોડી પળોમાં અદ્રશ્ય થઇ ગઇ. હું વિચારમુગ્ધ બની ત્યાંને ત્યાં ઉભી અને એજ વિચારોમાં પલંગ પર જઇ પડી. સવારે ઉઠી ત્યાં એક માણસ એક બુકપોષ્ટ અને બંધ કવર લઈ મારી પાસે આવ્યો. અક્ષરો મને ભુતકાળની યાદી તાજી કરતા હતા. માણસ તરત ત્યાંથી ચાલ્યો ગયો. હું બારણાને બંધ કરી ઘણી જીજ્ઞાસાથી પત્ર વાંચવા ઉત્સુક થઇ પણ તે ઉત્સાહમાં હું બારણાની સ્ટોપર બંધ કરવાનું ભુલી ગઇ. મેં પત્ર ફોડ્યો.

અમીના,

નવાઇની વાત કે આપના સહવાસમાં હું આટલા દિવસ રહ્યો પણ તમે મને ઓળખી શક્યાં નહિ. ક્યાંથી ઓળખી શકો? મજોલા અને ફોટાઓ સંભાળજો, અને મારી ભવિષ્યમાં પાછા મળવાની ઉમેદ રાખતા નહિ.

લી૰

મહુમદઅલીના સલામ

ચીઠ્ઠી વાંચતા હું બેશુધ્ધ થઇ જમીન ઉપર ઢળી પડી. આખરે કેટલીવાર બેશુધ્ધ પડી રહ્યા પછી હું શુધ્ધીમાં આવતાં આહોજારી કરવા લાગી. યા ખુદા, તું સારી આલમના દિલનો જાણનાર અને પાલનહાર છે. તું જાણે છે કે, મને જ્યારથી મારા ખાવીંદ છોડી ચાલ્યા ગયા ત્યારથી મેં કોઇ પુરૂષ સામું સુધ્ધાં જોયું નથી. હું અહોરાત આજ નવ વર્ષ થયાં તેમના હકમાં તેમનું શુભ ઇચ્છતી બેઠી છું. મેં જ્યારથી તેમને અહિં જોયા ત્યારથી મારૂં દિલ કુદરતી તેમના પ્રત્યે દોડતું, હું દુનીઆની અથવા મારી આબરૂનો ખ્યાલ કરવા વગર તેમની સાથે વાતચીત કરતી અને ફરવા જતી. આજનું મારૂં રૂદન જમીનને પણ પીગળાવી નાંખતું હતું. હા, હવે હું સમજી. એક નેક ઓરતને પોતાના શૌહર શીવાય કોઇ બીજા પરાયા પુરૂષ સાથે વાતચીત, અથવા હરીફરી કેમ શકાય. તે માટે માત્ર એકજ ઉપાય અને તે આ ફાની જહાનમાંથી હંમેશાને માટે વિદાયગીરી

મુરબ્બી વહાલા પિતા,

આજે આપની કમનસીબ પુત્રી દરગાહે ઇલાહીમાં પોતાના ગુનાહોનો જવાબ આપવા જાય છે. ખુશી થવાનું જે મરતા પહેલાં મને મારા વહાલા ખાવિંદના દીદાર થયા. મારો રંજ કરતા નહિ. પિતા, માતા, ભાઈ બ્હેન, તથા સગાઓને છેલ્લા સલામ.

લી. અભાગી દુખતર

અમીનાના સલામ.

ચીઠ્ઠી ટેબલપર મુકી આગલી સાંજે હોટલમાં રૂડ અને રોજર્સ એન્ડ સન્સની છરી આવેલાં તે તેરીજ ર ત્યાં પડેલી મેં છરી હાથમાં લીધી. યા ખુદા મારા ગુનાહોને માફી બક્ષજે. અને મારા વહાલા ખાવીંદને જ્યાં હોય ત્યાં સુખી રાખજે. આખર પાછો ટેબલપર પડેલો મારો અને મારા શૌહરનો ફોટો જેમાં અમે પરણ્યા તે વખતે પડાવેલો હતો તે જોયો, અને છરી ઉપાડી જીગરમાં ભોંકવા જતાં જ દરવાજો ખુલી ગયો, અને થોડી પળો પછી અર્ધ બેશુધ્ધીમાંથી જ્યારે મેં મારી આંખો ખોલી ત્યારે હું મારા વહાલા ખાવીંદના બાહુપાશમાં હતી. વહાલી અમીના, મેં અને મારા ખુદાએ આપની દરેક ભુલો માટે જ્યારથી આપને તે માટે પશ્ચાતાપ થયો ત્યારથી જ માફી આપી છે. ઉઠો, વહાલી અમીના ઉઠો, ભૂતકાળ ભૂલી જાવ.

"શું વહાલા ખાવીંદ, આ કમનસીબ દાસીને માફી બક્ષી, તેમના નેક કદમોમાં સેવા કરવા સ્વીકારશો?" વહાલી, જરૂર આ અંતઃકરણ તેણીને પોતાની હૃદયશ્વરી બનાવશે, અને આજ તે ભૂતકાળની નહિ પણ વર્તમાનની અમીના તેના શૌહરપણું સમ્રાજ્ઞીની સત્તા ચલાવશે. મેં કહ્યું—"વહાલા ખાવીંદ, એમ ન બોલો, નેક ખાતુન તરીકે મારી ફરજ હવે હું બરાબર સમજી શકી છું. ત્યાં ઇસ્માઇલભાઇ (વરરાજા) એ જવાબ આપ્યો. બન્ને છુટા પડી ગયા અને ઇસ્માઇલભાઇએ મહુમદઅલીને કહ્યું-મહુમદઅલી અત્યાર સુધી તમે મારા જાનીસાર દોસ્ત હતા પણ આજે આપ પકડાઇ ગયા તે અમારી અમીના બેનના ખોવાયલા ખાવીંદ તે તમેજને? ખુબ કરી, સાહેબ, મેં પણ કંઇક સાંભળ્યું છે અને તે માટે તમારી માફી માગું છું. ત્યાં સર્વ અમીનાના અને ઇસ્માઇલના મુરબ્બીઓ તથા સગાં વ્હાલાં આવી પહોંચ્યા. મહુમંદઅલી સર્વને મળ્યા અને આ શાદીના પ્રસંગે આ બીજો આનંદ વર્તાઇ રહ્યો. રાત્રે અમીનાએ મહમદઅલીને અર્જ ગુજારી કે આપ મને છોડી ક્યાં ગયા હતા તે કહેવા મેરબાની કરો. મહમદઅલીએ કહ્યું તે બાબત બહુ જ લાંબી હોઇને કોઇ દહાડો કહીશ. અમીના અત્યારે મહમદઅલીની છાતી પર શીર નાખી કંઇ ઓર આસ્વાદ લેતી બોલી, "આપ કહેતા હતાને કે જો હું પરણવા જેવી મુર્ખાઇ કદાચ કરીશ, તો હું આ મકાન ખરીદ કરવા વિચાર રાખું છું. તમારે એમજ માનવાનું જે આજે આપણી આ વસ્લની રાત છે અને આપના મહેલમાં. પોતે અમીના તે ભુતકાળની નહિ પણ વર્તમાનની જ છું. મહમદઅલીએ અમીનાને પોતાના બાહુપાશમાં બીડી લીધી અને કહેવા લાગ્યો-તે દહાડે હું બીતો હતો. પણ આજે મેં તે ખરીદ કરી લીધો છે અને ખુદાનો હુકમ કાલે આપણે અહીંથી ત્યાં રહેવાને માટે રવાના થઇ જઇશું. આટલું કહેતાં તેણે અમીના અધરોષ્ઠપર ઉપરા ઉપરી ચુંબનનો વર્ષાદ વરસાવવા માંડ્યો.

સંપૂર્ણ.

કરી ત્યાં બેસે છે. સિરાજ દાખલ થાય છે. પોતાની પ્રિયતમા બેગમને તારા માની લે છે. તેનો અવાજ સાંભળી બોલી ઉઠે છે કે 'અહા ! અવાજ તો આબાદ લુત્ફના જેવો છે' બેગમ તેની પાસેથી 'તારા' સિવાય બીજાને નહિ ચ્હાઉં' એમ વચન લે છે. બાદમાં તે પોતાના ખરા સ્વરૂપમાં પ્રકટ થાય છે. સિરાજ આશ્ચર્ય પામે છે અને પુછે છે કે 'જાસુસી કરવાનું કામ બેગમનું છે ?' બેગમ પ્રત્યુત્તર આપે છે કે, "જીગર કાચું પોવાઇ જાય, આંખો નબળી ફસકી જાય" વિવાદમાં નવ્વાબ ક્રોધે ભરાય છે અને પોતાની મુખ્ય અને માનિતી બેગમને કટાર મારવા જાય છે, ત્યાં રાણી ભવાની આવી રક્ષણ કરે છે. પ્રશ્ન એ છે કે આ પ્રવેશને નાટકના પ્રધાન આશય સાથે શો સંબંધ છે ? નાટકની ક્રિયા–Action શું આથી વધારે જોરદાર બને છે ? શું આ બીના નાટકના મુખ્ય પ્રસંગ સાથે સંબંધ ધરાવે છે ? શું આ પ્રસંગ સંબંધ રહિત નથી ? એ ખરી બીના છે, કે રાણી ભવાનીએ પોતાના પ્રાસાદને આગ લગાડી, એ નિમિતે તારા પ્રત્યે સિરાજની દૃષ્ટિને આડી વાળી હતી. આ ઐતિહાસિક ઘટના છે, પરંતુ નાટક એ સિરાજનું જીવન-વૃત્તાંત નથી. નાટકનો હેતુ અમુક પ્રસંગ કેમ બન્યો, તેને લગતી કાર્યકારણની શૃંખલાને ગ્રથિત કરી એ બનાવને અને તેમાં રહેલી ક્રિયાને સ્ફૂટ કરવાનો છે, જે આવા સંબંધ રહિત પ્રસંગોથી સધાતું નથી. વસ્તુ સંકલનાની યોજના એવી જોઇએ કે તે પ્રવેશને કાઢી નાખીએ તો નાટકને હાની આવે અને અપૂર્ણ ભાસે. આ પ્રસંગને નાટકમાંથી અલગ કરીએ તો શું નાટકને કે તેના વસ્તુને વ્યાઘાત પહોંચે છે ? નહિ જ. નાટકની શરૂઆતનો પ્રસંગ સિરાજની સામે કાવતરા-ખોરોના પ્રબળ-પક્ષનું અસ્તિત્વમાં આવવું, તેની સાથે આને શો સંબંધ છે ? મિરજાફર કે હુસેનના કાર્યમાં આથી શો પ્રત્યવાય આવે છે ? વસ્તુ જેવું નાટકમાં છેજ નહિ, તેનું ઉદાહરણ આ પ્રવેશ છે, એટલું જ નહિ પણ સિરાજને ક્રૂર અને પિશાચી ચિતરવાના જે પણ પ્રસંગો નાટકના લેખકે ઉભા કર્યાં છે, તેમાંનો આ એક પ્રસંગ છે. ઇતિહાસની દૃષ્ટિએ પણ આ પ્રવેશ અઘટિત છે છતાં જે કેટલીક છુટ નાટ્યકાર લઇ શકે છે, તેવી છુટની રજા નાટ્યકારને આપી, આપણે એમ માની લઇએ કે સિરાજના અંતઃપુરમાંથી બેગમ લુત્ફઉન્નિસા ભીખારીના વેષે રાણી ભવાનીના મહેલમાં ગઇ. અને એ સ્વીકાર કરીએ કે રાણી ભવાનીના શ્રાપની સફળતામાં પણ તેને શ્રદ્ધા હતી, છતાં તેનો સ્વામી સિરાજ એટલો તો અધમ ન હતો કે અંતઃપુરમાંની રમણીઓમાંની પોતાની શ્રેષ્ટ અને પતિપરાયણા બેગમને કટાર મારવા તૈયાર થાય. સિરાજ જેવા બુધ્ધિમાન અને ધર્મપરાયણ માણસને રાક્ષસ જેવો ચિત્રવો એ શું ન્યાયસંગત છે ? સિરાજ જેણે ઘણાના અનેક દોષને જતા કર્યા હતા, મિરજાફર જેવા દેશદ્રોહીને પણ સજા કરી ન હતી, અને રહેમની નજરથી તેની જાગીર અને પદ ભોગવવા દેતો હતો, તે સિરાજ પોતાની પ્રિયતમા બેગમને કટાર મારવા જાય ! એક પાષાણ હૃદયી માણસ પણ પોતાની સ્ત્રીની હત્યા ન કરે, તેવું પાપી કાર્ય સિરાજને હાથે કરાવવામાં લેખકે સિરાજના ચરિત્રને ભારે અન્યાય કર્યો છે.

પાંચમાં પ્રવેશમાં મિરજાફર, રાજા મોહનલાલ અને જુગતને આપણે એકત્ર જોઇએ છીએ: જુગતનું પાત્ર તો લેખકે અનુચિત આલેખ્યું છે, એટલે તેના મ્હોંમાંથી 'હેરકટીંગ સેલુન,' વગેરે અઘટિત શબ્દ પ્રયોગો થાય એમાં નવાઇ નથી. મિરજાફર રાજા મોહનલાલને પોતાના પક્ષમાં લેવા માટે યુક્તિ પ્રયુક્તિથી સિરાજ સામે ઉશ્કેરે છે. મોહનલાલ તે વાતને સંમત થતો નથી. મિરજાફર સમજે છે કે બાજી વણસી ગઇ તેથી કદાચ રાજા મોહનલાલ સિરાજને સર્વ હકિકત કહી દે, એમ સમજી "હું તો માત્ર કસોટી જોતો હતો" એમ કહી વાત ઉડાવે છે. મોહનલાલ એ વાતનો સ્વીકાર સ્હેજમાં કરતો નથી. પોતાની વાત સત્ય ઠેરવવા મિરજાફર પોતાનું કાવતરૂં ખુલ્લું કરી દે છે અને પોતાના મદદગારોને ફસાવે છે. આમ બનવું અશક્ય છે કારણ કે મિરજાફર પોતાને હાથે પોતાના પગ કાપવા જેવું કરે, એ સંભવિત નથી. જનસ્વભાવને જાણનાર અને પારખનાર લેખક મિરજાફરને આવી ભુલ કરતો ભાગ્યેજ આલેખે; કારણ કે, સાધારણ બુધ્ધિનો માણસ પણ આવી ભુલ કરે એ જનસ્વભાવ વિરૂધ્ધ છે.

છઠ્ઠા પ્રવેશમાં જુગત લકી સાથે લગ્ન કરે છે. માને સમજાવે છે પણ બાપ આગળ ચતુરાઇ ચાલતી નથી. એ પ્રસંગ છે. આ પછીના પ્રવેશ બાદ નાટકનો પ્રથમ અંક સમાપ્ત થાય છે.

પ્રથમ અંકના છેવટના પ્રવેશમાં હુસેન, રાજવલ્લભ, જગત શેઠને જોઇએ છીએ. તેઓ સયફુદ્દૌલાને નવ્વાબ તરીકે જાહેર કરે છે. આ બીના પણ ઇતિહાસથી વિસંગત છે. સિરાજનું વૃતાંત અમે આગળ આપી ગયા છીએ. તેમાં સ્પષ્ટ દર્શાવ્યું છે કે આ બધા માણસો ચેત પોતાનો દાવ અલગ ખેલતા હતા. સયફુદીન નવ્વાબ જાહેર થાય, ત્યાર પૂર્વે મરણ પામે છે. છતાં નટકના લેખક, પોતાની ઇચ્છાનુસાર સયફુદ્દીનને નવ્વાબ બનાવે છે. આ કાવતરાંનો ખબર રાજા મોહનલાલ મારફત સિરાજને મળે છે. સિરાજ દાખલ થાય છે. નવ્વાબ ઉશ્કેરાઇ જાય છે. હજી તો બાળક નવ્વાબ તખ્ત પરથી નીચે ઉતર્યો નથી, ત્યાં સિરાજ તે બાળકનું ખુન કરે છે. જુલ્મી હુકમો આપે છે. લોહી વહેરાવે છે એટલું જ નહિ, પણ પોતાના વડિલ માતામહને પણ ગોળીબાર કરી ઘાયલ કરે છે.

અમને આશ્ચર્ય અને ખેદ થાય છે કે જે બીના બની નથી; જેને માટે ઇતિહાસમાં આધાર નથી; તેવી કલ્પનામિશ્રિત બીના ઉમેરીને નાટકના લેખકે બંગાળ બિહારના નવ્વાબ, ધર્મ-પરાયણ અને પ્રજાપાલક વ્યક્તિના ચરિત્રને કાલિમા લગાડી છે. સિરાજને બાળકની હત્યા કરનાર, પિતૃવધ કરવા તત્પર

થનાર ચિતરવામાં આવ્યો છે. શા માટે નિરપરાધી. સિરાજને માથે આવો દોષ. આરોપણ કરવામાં આવ્યા છે? શું સિરાજ કબરની આગોશમાં છે તેથી? "એક વખતનો બંગાળાનો ન્યાયપરાયણ નવાબ" લાઇબલ'ની ફરિયાદ માટે શક્તિમાન નથી તેથી? દેશની દગાખોરોનાં ભયમાંથી રક્ષા કરનાર ધર્મભીરૂને અઘોર પાપી ચિતરવો એ લેખિનીને કલંકિત કરવા બરાબર છે. આ પ્રમાણે ઇતિહાસની આદર્શ વ્યક્તિને કલંકની કાળિમા લગાડવી, એ સમાજ પ્રત્યે, ઇતિહાસ પ્રત્યે, ઘોર અપરાધ છે. આવું અસત્ય ચરિત્ર આંકવા કરતાં લેખકે કલમને સ્પર્શ ન કરવો, એ બેહતર છે. સિરાજના દુશ્મનો પણ જે કલંક અને પાપભાર સિરાજને શિર લાદતા નથી, તેવું કલંક એક દેશીને હાથે લદાય એ ભયંકર ગુન્હો છે.








લખનાર—ર'. ચિત્રપટ

નવી ફિલ્મ—

રાજાને ગમી તે રાણી—રજુ કરનાર કૃષ્ણ ફિલ્મ કું. લેખક અને ડાયરેક્ટર મી. કાનજીભાઇ રાઠોડ, ફોટોગ્રાફર મી. લુહાર.

વસ્તુ—જૂની લોકકથા ઉપરથી ઉપજાવી કહાડી છે. વસ્તુ સાદી સરળ અને લોકરૂચીને પસંદ પડે એવી હોવાથી અને કંઇક નામનો પણ ગુણ હોવાથી પ્રેક્ષકોના આદરને પાત્ર નીવડી છે. મી. કાનજીભાઇ રાઠોડ અત્યાર સુધીમાં ડાયરેક્ટર તરીકે પ્રખ્યાત હતા અને આ ફિલ્મે તેમને લેખક તરીકે જાણીતા કીધા છે, પરંતુ સંકલનાની દૃષ્ટિએ ફિલ્મને પૂરી કરતા જતાં જે ઉતાવળ કરવામાં આવી છે તે અદામ્ય છે. રાજ કુમારનો ભેદ ખોલવા જતાં જે ચતુરાઇથી કામ લેવાવું જોઇએ તે લેવાયું નથી. પુષ્પાવતી ભેદ કેમ જાણી ગઇ એ બધું અંધારામાં જ રહે છે. બાકી પહેલા પ્રયાસ તરીકે મી. કાનજીભાઇને સફળતા મળી કહેવાય.

અભિનય—મિસ ગુલાબ, રાજા, રાજકુમાર ઠીક ઠીક કામ કરે છે. સર્પ વખતની મિસ એમીલીની તથા રાજકુમારની હિંમત વખાણને પાત્ર છે. બાકી મેકઅપ માટે ખાસ ધ્યાન રાખ્યું છે એ પ્રશંસનીય છે. અમુક 'વર્ષ'ના ગાળા પછીના રાજા, પ્રધાન, રાણીઓ વગેરેનો મેકઅપ ઠીક છે; પરંતુ તે સાથે એટલું ધ્યાન રાખવાની જરૂર છે કે, આંખોની આજુબાજુનો પ્રદેશ એકદમ કાળો દેખાડવા જતાં મેશનો ઉપયોગ ઓછો થાય તો સારૂં. દાસીના મેકઅપમાં એક આંખ કાળી-બીજી સફેદ સ્પષ્ટ જણાઈ આવે છે.

ફોટોગ્રાફી—સારી. પહેલું રીલ ફરી પ્રિન્ટ થાય તો સારૂં.

નવી ખબરો

કોહિનૂર—ઐતિહાસિક ફિલ્મ 'શિલાદિત્ય' ગઇ કાલથી શરૂ થઇ ગઇ છે. લાખા વણજારાની તૈયારીઓ ચાલી રહી છે.

કૃષ્ણ—ત્રણ ત્રણ ફિલ્મોની એકી સાથે આઉટડોર સીનો લેવાઇ ગયા છે.

રોયલ—થોડા વખતમાંજ ચાર પાંચ ફિલ્મોના આઉટડોર સીન માટે કું બારીયા ઉપડી જશે.

સરસ્વતી—રતિ સરોજ પુરી થઇ છે અને તા૦ ૧૦ મી એપ્રીલના અરસામાં મેજેસ્ટિકમાં દેખાવ દેશે. કહેવામાં આવે છે કે, આ ફિલ્મ ખાસ સ્ત્રીઓને જોવા લાયક બનાવવામાં આવી છે.

શારદા—મી. દીવાનાના હાથે નેપાર થતી દગાબાજ દુનિયા

રી થઇ ગઇ છે. નવી ફિલ્મ તરીકે અત્રેના હિન્દુસ્થાન પત્રના ત્રી અને જાણીતા સાક્ષર મી. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિકની 'અજબ કુમારી'ના ગોળખાણા ખવાઇ ગયા છે, જ્યારે કેટલાક રેભાણુ લેખકોએ "હમેંકી હય નવ્વાબ ભડોચ કે" એ માફક ારદાના દાદર ઘસવા માંડયા છે.

**સૌરાષ્ટ્ર**—કાઠીયાવાડની એક કોયલ ઉડતી ઉડતી કાનમાં હુકાર કરી ગઇ છે કે, મહારાષ્ટ્રની પછવાડે ફીનાઇટેડની ફિલ્મ આવી તો સૌરાષ્ટ્ર કેમ પાછળ રહે? તેણે પણ તૈયારી કરવા માંડી છે અને પંદરેક દિવસમાં બાપુઓની ગાડીમાં બેસી આવી પહોંચશે.

**મી. પાટણકર**—કહેવામાં આવે છે કે, સ્ટારનો સ્ટુડીઓ હાથમાં આવે તે પહેલાં મી. પાટણકરે ખાનગી રીતે કામની શરૂઆત કરી દીધી છે.

**શ્રી. મણીલાલ જોશી**—લક્ષ્મીના જાણીતા ડાયરેકટર મી. મણીલાલ જોશી શારદા ફિલ્મ કું. માં જોડાઇ ગયા છે. એક વખતના લેખકો, ડાયરેકટરો અને માલીકનો જમેલો શારદામાં ઠીક જામ્યો છે. મી. મણીલાલ જોશીનું અને મી. નાનુભાઈ દેશાઇનું દેશી ફિલ્મ ઉદ્યોગમાં દૃષ્ટિબિંદુ ભિન્ન હોવા છતાં ઉભયના જોડાણથી કંઇક સારાં કલાસીક પીકચરોની આશા રાખી શકાય ખરી.

**મિસ પુતળી**—લક્ષ્મીની જાણીતી નીરા-મિસ પુતળી રોયલ આર્ટ સ્ટુડીયામાં જોડાઈ ગયેલ છે.

**મચ્છરનો ગણગણાટ**—દાદરથી એક ઉડતું મચ્છર ગણગણાટ કરતું અમારા કાનમાં કહી ગયું છે કે, 'ચંદ્રકાંતની ફિલ્મ ડાયરેકટ કરનાર મી હર્ષદરાય મહેતા અને જાણીતી હીરોઇન-મિસ એમીલી મી. પાટણકરની સાથે જોડાઇ જનાર છે.

**મિસ જુબેદા**.—વળી એવીજ એક ઉડતી ખબર આવી છે. ખરી વાત ખુદા જાણે કહે છે કે, જાણીતી નટી મિસ જુબેદા અને બેગમ ફાતમા રોયલ આર્ટ સ્ટુડીયામાંથી છુટાં થનાર છે અને હવેથી છુટક કામ કરનાર છે. આમ પાંચ પચીસ ઠેકાણે કામ કરવાથી અનુભવો તો સારા મળ્યા હશે. મોજ-મજાહના વાંચકોને તમારા સિનેમાના અનુભવની એકાદ વાનગી ચખાડશો?

---

## ચર્ચાપત્ર

મુંબઇ તા૦ ૧૬-૩-૧૯૨૬

મોજ-મજાહના અધીપતી જોગ

જત લખવાનું કે મારો નીચે જણાવેલો પત્ર આવતા અંકમાં પ્રગટ કરશો તો કૃપા થશે.

હાલમાં શ્રી કૃષ્ણ ફીલ્મ કું. ની ફીલ્મ "રાજાને ગમી તે રાણી" નામની ફીલ્મ કૃષ્ણ સીનેમામાં ચાલુ થઇ છે. તેમાં રહેલી અલ્પ ભૂલો જણાવવા હું રજા લઉં છું.

ફીલ્મ રાજા દાતણ કરવા ઉભો છે, ત્યાંથી શરૂ થાય છે. બીજે દિવસે જાહેર દરબારમાં એક તપસ્વી આવી સંતતી પ્રાપ્તી માટે રાજાને બીજી રાણી પરણવા કહે છે. તે રાત્રે રાજા નગરચર્ચા જોવા નીકળે છે, ત્યાં રૂપાળી કાણાવાળીને પેટે છોકરો થશે તેમ જાણી રાજા તેની સાથે લગ્ન કરે છે તે વખતે લગ્નનો પ્રસંગ બીલકુલ જણાતો નથી. બીજું, રાજા લડાઇ પર જાય છે તે વખતે રાણીને એક બાની ટકોરી આપતો જાય છે તે વગાડતાં રાજાને કેમ ખબર પડે છે તે જણાતું નથી. ત્રીજું. રાજા લુટારૂઓનો ન્યાય કરવા બેઠો છે તે વખતે રાણીની ટકોરીનો અવાજ સાંભળી રાણીને મળવા જાય છે પછીથી લુટારૂઓનું શું થાય છે તે દેખાતું નથી. ચોથું. બહાર પીક્ચર મર પદ્માવતીના મોઢામાંથી સર્પ નીકળે છે તેવી રીતે ફીલ્મમાં બીલકુલ દેખાતું નથી. પાંચમું. રાજકુમાર પોતાનું ભવિષ્ય જાણે છે તે વખતે જે અર્ધ ચંદ્રાકારનું ચીન્હ દેખાય છે તે ચોખ્ખું પતરાનું દેખાય છે. છઠું. રાણીઓ રાજા આગળ ક્યારે એકરાર કરે છે તે બીલકુલ દેખાતું નથી પણ શીક્ષા કરે છે તે દેખાય છે. પછી ફીલ્મ ખલાસ થાય છે.

લી. જમનાદાસ કલ્યાણજી.
વાલકેશ્વર બાણગંગા રોડ ઘર નં. ૯૨ એ.

લુંટારાઓ ધનમાલ

લુંટે પણ

લાજ ન લુંટે

નજરે જોઈ ખાત્રી કરવા જુવો

ઉમાજી નાયક

વિશ્વાસઘાતી કેવા હોય?

યુવતિ અને એકાંત મળતાં તેનો

કેવો ઉપયોગ કરે??

આવા સફેદ ઠગ કરતાં લુંટારા શું ખોટા?

ખાત્રી કરવા જરૂર જુવો

ઉમાજી નાયક

પારકી વહુ બેટીને બ્હેન કહેવી સ્હેલી છે પણ

તેની સાથે

તેમ વર્તવું તે કાંઈ બચ્ચાંઓના ખેલ નથી !! જુવો

યુનાઈટેડ પીકચર્સ સીન્ડીકેટનું ચિત્ર

ઉમાજી નાયક

જેમાં આબાદ દાખલો રજુ થાય છે.

સીનેમા મેજેસ્ટીક ગીરગામ

શનીવાર તા. ૨૦ મીથી શરૂ છે

---

ટુંક વખતમાં આવશે

સરસ્વતિ ફીલમ કંપનીની

સતિ સરોજ

યાને

શીયળની કસોટી

દખણના મરહુમ લુંટારા બ્હાદુર

બહારવટીઆનું–

ઊમાજી નાઈક

એ એક આબેહુબ ચિત્ર છે

જરૂર જુઓ.

આવતા શનીવારથી

શારદા ફીલમ

કંપનીનું ચિત્ર

યૌવન ચક્ર

યાને

જુવાનીનું જોર

Reg. No B. 1829

શારદા ફીલમ કું૦ કૃત સામાજીક ચિત્રપટ

# યૌવન્ ચક્ર

યાને

જુવાનીનું જોર



આવતા શનીવારે રજુ થશે

મુંબાઇની એક પૈસાદાર વીધવા—તેના રોજ બદલાતા મનોભાવ—તેણીનું પાપમય જીવન
અને આખરે મોહમાં ફસાઇ કેમ પસ્તાય છે, તેનો તાદ્દશ ચીતાર
મીસ યકબાલની એકટીંગ જોવા જેવી છે
ત્યારે મી. નવલગાંધીનો ડી । તેનો અનુભવ સીને સીને ચોકખો દેખાય છે.

# સીનેમા મેજેસ્ટીક

બુકીંગ માટે લખો—મેસર્સ મયાશંકર ઠકર એન્ડ કું.

૪૭, એ. એપોલો સ્ટ્રીટ–કોટ મુંબાઇ.

આ પત્ર તંત્રી જયશંકર મોતીદાસ દ્વિવેદીએ મુંબાઇ, ગીરગામ ખટાવ બિલ્ડિંગમાં મોજ મજાહ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી
તેજ સ્થળેથી પ્રગટ કર્યું છે.

વર્ષ ૨ જું અંક ૫૨ તા. ૧૮-૩-૨૬
છુટક ૧ આનો બહારગામ ૧। આનો

વાર્ષિક લવાજમ રૂ. ચાર
બહારગામ રૂ. સવાચાર

# મોજ-મજાહ



સુમાત્રાનો ગૃહઉદ્યોગ







ચૈત્ર સુદ ૧૪] રવિવાર તારીખ ૨૮ મી માર્ચ ૧૯૨૬ [પુ ૨ જુ. અંક પર



## અન્યોકિત.

**કોયલને—**

બેસે અહીં તો સપડાય બ્હેન,
બોલે તું ગમે તેટલે મધુર?
કે ! બાવ જે મુરખમાં ન મળે વિવેક
તેથી કોયલ તને ગણશે જ કાગ—

**બાવળને—**

ડાળે ડાળ ભર્યા છે કાંટા, છાયો પણ ઘાટો ન જરા,
ફુલ મહીંએ સુગંધ ન મળે, ફળમાં તો પરહાજ ખરા,
એ તારાં ફળ ભૂખ ન ભાંગે, તોય રહે તું મરડાતો,
ઉપયોગી નહિ આલ-જગતને, શિદ બાવળ તુ હરડાતો?

'બાલકવિ!

## જુબેદા
અથવા
## રહસ્યમયી રમણી

### પ્રકરણ ૮ મું.

મને જોતાજ જુબેદા પલંગમાથી ઉઠી અને મને આવકાર આપતા બોલી "આવો, આમીન! કેટલા દિવસ થયા તમારી મુલાકાત લેવાની ઇચ્છા થયા કરતી હતી, પણ આજે ખુદાએ તે ઇચ્છા પાર પાડી"

મે તેને અભિવાદન કરતા કહ્યુ—'હા, ખુદાની મહેરબાનીથી"

એટલામા એકાએક બારણા પર આવેલા પડદાઓ ઢંકાઇ ગયા અને મે ચમકિત નયને ચારે દિશાએ દ્રષ્ટિ કરી જોઇ ઓરડામા મારા અને જુબેદા, સિવાય બીજુ કોઇ ન હોતુ

ત્યાર પછી જુબેદા પલગ પર તકીયાને અઢેલીને બેઠી અને મને પોતાની પાસે બેસવાની આજ્ઞા કરી તેણે એક સુવર્ણ નિર્મિત સિગારેટની પેટી ખોલી તેમાની એક મને આપી અને બીજી પોતે લઈ તે પીતા પીતા પ્રસન્નદ્રષ્ટિએ મારા તરફ જોવા લાગી

અમો ઉભય આમ કેટલીક ક્ષણો સુધી ચુપચાપ બેસી રહ્યા વાતચિતની શરૂઆત કેમ કરવી તેની વિચારણામા અમે પડ્યા હતા, એટલામા મૌનભંગ કરતા જુબેદાએ જ પૂછ્યું—"આમીન!"

ખુદાએ અચાનક આપણી મુલાકાત કરાવી આપી ત્યારથી આપણે એક બીજનાં સ્નેહી નહિ પણ વિશેષ આત્મીય બન્યાં છીએ; પરંતુ સુખનો ફનાર્યો મારી દ્રષ્ટિએ પડતો થી. આ હતભાગી દેશનો પરિત્યાગ કરી જો હું તમારી સાથે દાસી આવું તો કેટલી બધી સુખી થાઉં! પરંતુ હાય! મારૂં જીવન ઘણુંજ વિચિત્ર અને દુઃખમય બની ગયું છે અને મૃત્યુ પોતાનું વિકાળ મુખ પહોળું કરી મારો ગ્રાસ કરવાને આગળ વધી રહ્યું છે—મૃત્યુ અનિવાર્ય મૃત્યુ!"

મેં પૂછ્યું:—"જાણે કે તમે નજરો નજર જોતાં હો તેમ મૃત્યુની વાત કેમ કરો છો? શું તે તમને હમણાં દેખાય છે? તેનું રહસ્ય શું છે? મને તો કાંઈ સમજણ પડતી નથી. તમારૂં ભાવિ તમે કેમ જાણ્યું?"

"તેનો ખુલાસો હું આપી શકું એમ નથી—તમે દાસી પાસે પ્રતિજ્ઞા લીધી છે કે, કોઈ પણ કૌતુકવનો ભેદ જાણવા પ્રશ્ન કરશો નહિ, તે યાદ રાખો."

"હા, તે વાત ખરી, પણ—હું તમોને ખરા જીગરથી ચાહું છું, તમોને કાંઈ પણ વિપદની આશંકા જણાય તેનું નિવારણ કરવુ એ મારી પવિત્ર ફરજ હું સમજું છું."

મારા શબ્દો સાંભળી જુબેદા કાંઈક ખુશ થયેલી જણાઈ. તેણે સહજ સ્મિત કરી માથું હલાવી મારા જમણા હાથમાંની મારા પિતાએ આપેલી અંગુઠી કહાડી ધીમે ધીમે પોતાના હાથમાં પહેરતાં કહ્યું—"આમીન! આજની રાત્રીનાં સ્મૃતિચિહ્ન તરીકે મેં આ લીધી છે"

"મારાં એવાં ક્યાંથી સદ્‌ભાગી હોય કે મારી અંગુઠી તમારાં કરકમળને શોભાવે. વારૂ, પણ તમે જે આશંકા-ભય દર્શાવ્યો તેનુ નિવારણ શું મારાથી થઈ શકે એમ નથી?"

જુબેદાએ મારા આ પ્રશ્નનો જવાબ આપ્યો નહિ પણ ઓરડાની ચારે બાજુએ દ્રષ્ટિપાત કરી જોવા લાગી ચારે બાજુ એથી સુમિષ્ટ સૌરભરાશિ મારી આસપાસ ફરી વળવા લાગી મારાં મોહાચ્છન્ન નેત્રો સમક્ષ સુરલોકનુ માયાચિત્ર વિકસિત થઈ ગયું.

મેં પુનઃ પૂછ્યું-"તમે અહિં એવાં ક્યાં બંધનથી આબદ્ધ છો કે, ન્હાસીને છુટવને હિંમત ચાલતી નથી? જે વિપદની આશંકા હોય, તેને દૂર કરવી એ બુધિમત્તાનું લક્ષણ મનાય છે માટે મારા જીવના જોખમે પણ હું તમોને મદદ કરીશ ઇશ્વર મહા દયાળુ છે. તે જેમ મૃત્યુ આપે છે, તેમ જીવન પણ આપે છે."

"તમે જે વાત કહો છો તે સત્ય છે; પરંતુ આ સ્થાનનો ત્યાગ કરી ન્હાસી જવું એ સહેલી વાત નથી. ઘણી હિમ્મતથી હું તમોને આજે અહિં દાખલ કરી શકી છું. ઇશ્વર જાણે છે કે, તે માટે મને કેટલી વિપદ વેઠવી પડી છે. અહિંથી ન્હાસી જવું એ કાલના મૃત્યુને આજે આમંત્રણ આપવા જેવું છે."

હું કેટલીક વાર સુધી વિચારગ્રસ્ત સ્થિતિમાં બેસી રહ્યો. પછી પૂછ્યું—"અહિંના પહેરેગીરોને લાલચથી વશ કરી શકાય એમ નથી?"

"ના. એવી આશા રાખવી વૃથા છે. પહેરેગીરો જો કે મારા નોકર છે, છતાં એકલા નોકર નહિ પણ આ સ્થળના રક્ષકો પણ છે. મારૂં રક્ષણ કરવાનો ભાર તેઓને શિર છે કોઈ પણ ઉપાયે હું અહિંથી અદ્રશ્ય થઈ જાઉં તો તેઓનો વધ થયા સિવાય રહે નહિ. તમે જાણો છો કે અહિંના લોકો કેટલા બધા ક્રૂર હોય છે? તમે તેઓની ક્રૂરતાનો જે થોડો ઘણો અનુભવ લીધો તે તો યત્ સામાન્ય છે, જો હું અહિંથી પલાયન કરી જાઉં તો પણ મને ફરીથી અહિં આવવું પડે અને તેઓની ક્રૂરતાની કઠોર શિક્ષાનો ભોગ થવું પડે; પરંતુ તમારી તે સ્થિતિ નથી. તમે તમારા સ્વદેશમાં જઈ કેટલાક મહિના બાદ મારી સ્મૃતિને પણ ભુલી જાઓ એમ છે."

મેં દ્રઢસ્વરે કહ્યું-"નહિ, તમારી પરીક્ષા ભૂલ ભરેલી છે. તમે જાણી શકતાં નથી કે તમારા પ્રત્યે મારો અનુરાગ કેટલો બધો તીવ્ર છે! તે પત્થર પર કોતરેલી રેખા જેવો છે-ભૂંસાઈ શકે એવો નથી."

જુબેદાએ જાણે મારી વાત સાંભળી ન હોય તેવો ભાવ દર્શાવી કહ્યું-"તમે તમારા સ્વદેશમાં જઈ એકાદ સુન્દરી સાથે વિવાહ કરશો. તે સુન્દરીઓ કાંઈ અમારા દેશની માફક કુસંસ્કારી અને અનઘડ હોતી નથી. તેઓ તો ખુલ્લે મ્હોડે મરજીમાં આવે ત્યાં જઈ હરી ફરી શકે છે."

મેં માથું હલાવતાં કહ્યું-"ના, ના. જુબેદા, તમોને હું મારા પ્રાણ કરતાં પણ વિશેષ ચાહું છું. આ જન્મમાં હું કોઈ બીજી સ્ત્રી સાથે પ્રેમમાં પડું એ અસંભવીત વાત છે."

જુબેદાએ ઉત્તર આપ્યો નહિ. તે મારા મ્હોડા તરફ જોઈ હાથમાની અંગુઠી ફેરવ્યા કરતી હતી ત્યાર પછી મારો હાથ પકડીને બોલી—"શું ખરેખર તમે મારા માટે પ્રાણ આપવાને તૈયાર છો? કોઈ પણ જાતના સંકોચ વગર મારા માટે આત્મોત્સર્ગ કરવા જેવો અનુરાગ તમારામાં છે?"

મે કોઈ પણ જાતની ચિંતા નહિ કરતા તરત જ કહ્યું—"તમે મારામાં સંપૂર્ણ વિશ્વાસ રાખો. હું નાહિંમતી તેમજ ડરપોક નથી. માત્ર તમારા હુકમની જ રાહ જોઉં છું."

જુબેદા મારી નજીકમાં આવી અને મૃદુસ્વરે કાનમાં કહેવા લાગી-"આમીન! હું ઘણીજ વિપન્નાવસ્થામાં છું. મારાં જીવનની કોઈ કિંમત નથી. આ જીવન-જતાં સંસારમાં કોઈના દિલમાં વધઘટ થવાનો એ હું જાણું છું છતાં મરવાની ઇચ્છા થતી નથી. આટલી ન્હાની ઉમર અને આવું સૌંદર્ય હોવા છતાં અતૃપ્ત આશા-આકાંક્ષાઓ મનમાં સમાવી જ દઇ મરવા માટે શું જગતમા મારો જન્મ થયો હશે?"

મેં કહ્યું-"જુબેદા, હવે મને વધારે અંધારામાં રાખવો એ શ્રેયસ્કર નથી. તમે બધો ખુલાસો કરો. તમો શી વિપદમાં

તમારૂં જીવન શા માટે સંશયગ્રસ્ત છે? તમારા પ્રાણની રક્ષા નો બોજો મારા શિરે ઉઠાવતાં પહેલાં મારે તમારી થી માહિતગાર થવું જોઈએ !"

જુબેદા-"આમીન, પ્રકૃતિનું એક અદ્‌ભુત રહસ્ય હું છું. પ્રેતલોકમાં અને કૌતુકલોહીપક રહસ્યમાં આ મીનો દૃષ્ટિ પ્રવેશ થયો છે. તેનાંજ બળે મેં એવી મેળવી છે કે જે શક્તિનો જો ઉપયોગ કરવામાં આવે તો ભયંકર પ્રલયકાંડ ઉત્પન્ન થયા સિવાય રહે નહિ. પરંતુ જીવન ઉપર એક અભિશાપ આવી પડયો છે-જીવનની આશા નથી. માત્ર તમે હૃદયથી પ્રયત્ન કરો તો પ્રબળ મૃત્યુ સ્ત્રોતમાંથી મને ખેંચી મારો ઉધ્ધાર શકો એમ છો. છતાં મારા મનમાં એક શંકા રહ્યા છે. તમે પરદેશી છો એટલે મારા જેવી એક ની રમણી માટે આટલો આત્મોત્સર્ગ કરી શકશો કે નહિ શંકા રહ્યા કરે છે. માટે હું તમોને બધું રહસ્ય કહી જાવું તેને સત્ય માની તમે તેમાં વિશ્વાસ મૂકી શકો છો કે તે જાણવા ઇચ્છું છું. આમીન ! તે ઘણીજ અદ્‌ભુત રહસ્યમય કથા છે!"

મેં કહ્યું-"તમે જે કાંઇ કહેશો તે વાત ગમે તેવી ભવિત અને પ્રાકૃત હશે તો પણ તમારા એકેએક શબ્દોમાં વાસ રાખીશ. પૃથ્વિ ઉપર એવી અનેક ઘટનાઓ બને સ્વાભાવિક રીતે જ માની શકાતી નથી. પરંતુ તમારાં હું ઇશ્વરનાંજ વાકય માનીશ. તમે જે કહેશો તેને સત્ય મારી આજ્ઞાનું પાલન કરીશ અને મારા પ્રાણની પણ યા વિના તમારો ઉધ્ધાર કરી તમારી સાથે વિવાહ-"

બસ કરો." જુબેદા મને આગળ બોલતો અટકાવી વિવાહનો શબ્દોચ્ચાર કરશો નહિ. વિવાહ એ શી વસ્તુ તેની હું ધારૂં છું કે, તમને ખબર નથી. વિવાહના માં હું બધ્ધ થઇ શકું એમ નથી. કારણ કે, મારૂં ન કયા વખતે દેહથી વિચ્છિન્ન થઇ જશે તેનો સો નથી."

"પરંતુ તમારા કહેવા ઉપરથી જાણી શકાય છે કે, ના હાથમાંથી બચવાનો તમારા હાથમાં ઉપાય છે. તે ઉપાય બતાવશો ?"

"તમારે જાણવો છે? જાણવો હોય તો તમોએ લીધેલી ના બરાબર પાળવી પડશે. મારી સાથે પ્રકૃતિના અજ્ઞાત ય-રાજ્યમાં પ્રવેશ કરવો પડશે."

"ઘણી જ ખુશીથી."

હું વધારે બોલું તે પહેલાં જુબેદાએ એક રૂપાની ઘંટડી ડી કે તરતજ અમકિત પોશાકમાં સજ્જ થયેલો એક હબસી મ તે ઓરડામાં દાખલ થયો. પહેલાં તે ગાલીચા ઉપર યો વળ્યો અને જુબેદાને અભિવાદન કરી તેની રાહ જોતો ા રહ્યો.

એટલામાં બીજી બે દાસીઓ શુભ્ર વસ્ત્ર પરિધાન કરી હાથમાં મોટું સ્વર્ણપાત્ર લઇ ત્યાં દાખલ થઇ. આ સ્વર્ણપાત્ર સુગન્ધિત પાણીથી ભરેલું હતું. જુબેદાએ તે પાત્રમાં હાથ બોળી બન્ને હાથો ધોઇ નાખ્યા અને તે પ્રમાણે મને પણ ધોવાની આજ્ઞા કરી.

હાથ ધોઇને લુછી રહ્યા બાદ જુબેદાએ મને કહ્યું-"આમીન! તમારા આત્મામાં જરા પણ ભયનો સંચાર હોય તો મને પહેલેથી કહી દ્યો. મારી સાથે તમોને મૃત્યુના દ્વારમાં આવવું પડશે-વધારે શું આપણને ઉભયને મૃત્યુયંત્રણાઓ પણ ભોગવવી પડશે! કહો, તમારામાં હિંમત છે!"

હું તો સ્તબ્ધ બની તેના મ્હોડા સામુંજ જોઇ રહ્યો. પછી હિંમત લાવી બોલ્યો-"જુબેદા, તમારા માટે ગમે તેવા વિકરાળ કાળના મુખમાં પડવાને હું તૈયાર છું."

જો કે, મેં આ શબ્દો હિંમતથી તેને કહી સંભળાવ્યા, પણ તે વખતે મારૂં હૃદય તો ધડકતું જ હતું. રગોમાં લોહીનો પ્રવાહ એક સરખો વહ્યા કરતો હતો. હું ઉપરોક્ત જવાબ આપી શાંત ચિન્તે જુબેદા બીજો શો હુકમ કરે છે, તેની રાહ જોતો તેના મુખ સામે જોઇને ઉભો રહ્યો.

જુબેદાની ઇશારત થતાં જ બીજી એક બાંદીએ રત્ન દીપક સળગાવ્યો. તેમાંથી આસમાની રંગનો પ્રકાશ નીકળવા માંડયો. હું દિગ્મૂઢ બની જઇ વિચારવા લાગ્યો કે, મારી નજર સામેજ તે રહસ્યમય બનાવની શરૂઆત થઇ ગઇ છે. જુબેદા મને કયે સ્થળે લઇ જવા માગે છે! શું કરવા ઇચ્છે છે? આ વિચારોએ મને મુઝવ્યો અને સ્તંભિત બની હું ઉભો રહ્યો.

અપૂર્ણ






લખનાર—શ્રી. મિરર્ગીન

"સાસુ કહેવામાં હાની શી? સાસુ મને આંખના કણાંની જેમ ખટકે છે. નહીં, એથી પણ વધારે. આંખમાં થતા કણાંનો ખટકો જેણે ન જાણ્યો હોત એ સાસુનાં સંતાપને ક્યાંથી જાણે!"

એ હું નથી કહી શકતી કે, આવા બોલ બહુ જોરથી મારાથી કેમ બોલાયા. હું વિચાર કરતી ઉભી હતી ત્યાં એકાએક મારી સામે મારા પતિને ઉભેલા જોયા. એણે મને કહ્યું. "જો, અનેક વાર મેં તને કહ્યું, અનેક વાર મેં તને સમજાવી. છતાં તું એક ટળી બીજી ન થઇ. હજુ પણ વખત છે. સમજીશ તો સારૂં છે. નહીં તો તું જેને તારી આંખનું કણું સમજે છે, એને માટે તારે આંસુડાં સારવાં પડશે. તારાં કર્મનો તને પશ્ચાતાપ થશે."

હું બોલી. "વાંક તો બાઇજીનો છે ને, ઠપકો મને આપો છો?"

એ વણ બોલ્યા તરત જ ચાલ્યા ગયા.

મારા પિતાને સંતાનમાં હું જ હતી. મારા પિતા ગામમાં બહુ ધનવાળા ને સજ્જન ગણાતા. હું મારી નાની વયમાં જ માતા વહોણી થઇ હતી. પિતાએ મને એનાં આંતરડાં ઘોઇ મોટી કરી હતી. એનાં લાડનો મારી ઉપર કેવો પ્રભાવ પડ્યો એ તો હું નહીં કહું.

જ્યારે હું વૈભવી પિતાને ત્યાં મારાં ભવિષ્યનાં સુખ સ્વપ્નાં જોતી ત્યારે મને એ ખબર નહોતી કે હું એક ગરીબને ઘરે જવાની છું. ક્યાં મારા પિતાના ઘરનો રાજ વૈભવ ને ક્યાં એ ગરીબનું ભાંગ્યું તુટ્યું ઘર! શું વિધાતાની એવી જ ઇચ્છા હશે? મારી આંખો સામે નરી નિરાશા જ છવાય ગઇ. મનમાં એવો દૃઢ સંકલ્પ કર્યો કે એક દિવસ લાજને કોરે મૂકી પિતાજીને સાચી વાત કહી દઉં. ઉપરે એમ જણાયું કે પિતાજીની મરજી કાંઇ જૂદી હતી. એમની એવી ઇચ્છા હતી કે, મારા પતિ અહીંજ રહે ને સર્વ વહીવટ સંભાળે.

આ વાતથી મારા મનનું સમાધાન થયું, કેમકે મને એક બીજો ભય હતો. પતિ નિર્ધન હતા પણ ક્રૂર પણ હતા. જ્યારે મારો હસ્ત મેળાપ થયો ત્યારે મેં મારા પતિનું મુખ ઘુંઘટામાંથી જોયું તે વખતે સુંદર હતું, સરલતા ભર્યું હતું. એ બહુ અભિમાની હશે એ હું સ્વપ્ને પણ નહોતી જાણતી. મારા પિતાના એ વચને તુચ્છકારી એ બોલ્યા, "એમ કદી નહિ બને! મારી મા, મારા સસરાના આશ્રયમાં નહી રહે! મારામાં એટલી તો શક્તિ છે કે મારી માને—"

એની આવી વાત સાંભળી મારા પિતા બહુ કોપે ભરાયા. કેમકે એ વાત એમણે પાંચ સાથ બેઠા હતા તેની વચ્ચે કહી. જવાબમાં મારા પિતા એટલું જ બોલ્યા—"ઠીક છે, જેમ તમને રૂચે તેમ કરો."

પતિનું આવું વર્તન મને બહુ અળખામણું લાગ્યું. મારી બધીએ આશાઓ ભાંગી ગઇ. હું પણ એમની સાથે ચાલી તો આવી પણ ત્યાં મને જરાએ ગમ્યું નહિ. એ ઘર મને ખાવા ધાતું. મને કોઇએ કારાં-કોટડીમાં નાખી હોય એમ ભાસતું. જે સુખ મારા પિતાને ત્યાં હતું એ તો સ્વપ્નવત થયું.

તમે વાત સાંભળી જરૂર મારી ટીકા કરશો. પણ હું જે સત્ય છે તેજ કહું છું કે, "હું એની પ્રીતિ મેળવવ ને ઓછી ઓછી થઇ જતી. હમેશ 'સ્ત્રીનું કર્તવ્ય' અને 'સેવા-વ્રત' સાંભળી મારા કાન બહેરા થઇ જતા.

હું વિચાર કરતી કે શિખામણ સાંભળે શો લાભ! જે સાસુથી મારાં સર્વે સુખો ધોવાઇ ગયાં, જે સાસુએ મારાં સુખના રસ્તામાં કાંટા પાથર્યા, એની તરફ મમતા કે, સેવાભાવ ક્યાંથી આવે!?

હું મારી સાસુને ધિક્કારની નજરથી જોતી. હું સમજું છું કે તમે આ સાંભળી જરૂર મારી નિંદા કરશો. હું અત્યારે મારાં એ કાર્યોની નિંદા કરૂં છું. હું મને ધિક્કારૂં છું. આજ અત્યારે એ સર્વનું પ્રાયશ્ચિત કરવા અધીરી છું. પણ હાય! એ બધું ક્યારે? જ્યારે આખું જીવન ઝેરરૂપ થયું ત્યારે!

(૨)

"દીકરા!" કેટલા વર્ષો પછી આવો કરૂણ અને પ્રેમ ભર્યો શબ્દ એણે સાંભળ્યો. જ્યારે એ નાના હતા ત્યારે એને મા દીકરા કહી બહુ વ્હાલથી બોલાવતી. પણ તે વખતે એ આટલા વિહ્વળ થયા હતા કે નહિ એ એને યાદ નથી. આજ મરણ પથારીએ પડેલી માતાના મુખથી આવભર્યા અવાજે 'દીકરા' એવા શબ્દે એના હૃદયને હચમચાવી મૂક્યું. એ ત્વરિત માતાના ખાટલા પાસે ગયા ને બોલ્યા, "શું છે મા!" માતાના મુખ ઉપર મમતાહીન મૃત્યુની છાયા છવાયેલી જોઇ એમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

"દીકરા! તેં મારો પક્ષ લઇ એ મારી ગૃહ લક્ષ્મીને અનેક કડવાં વેણ કહ્યાં. દોષ બધોએ મારો છે. એને ક્ષમા કર."

બહુ મહેનતે આંખના આંસુને ખાળી એ બોલ્યા—

"મા! તને વહુને જોવાની બહુ ઇચ્છા હતી. એ બાળી: પણ એણે કયું સુખ આપ્યું? તારી આ રૂગ્ણાવસ્થામાં એ એવું—"

"ના, ના, એ મારા મનની દીકરી છે. સાચરૂપ ... જ છે. એને કાંઇ ન કહેતો." મેડી પર સંભળી ... વહુ પણ "આજ મને પણ સારૂં છે, હવે તેડતી ... ન ...

નવી વધાઇ! નવી ખબર!

ખાસ સિનેમાના શોકીનો માટે

છપાય છે! છપાય છે!! છપાય છે!!!

# મોજ-મજાહનો ત્રીજા વર્ષનો

## ખાસ સિનેમા અંક

જુદા જુદા વિદ્વાનોને હાથે લખાયેલા સિનેમા સબંધીના લેખો,
રમુજી સ્કેચો, સિનેમા સંબધી ટુકી વાર્તાઓ, ચિત્રો,
નટ-નટીઓનાં જીવન ચરિત્રો વગેરેથી

સુશોભિત દળદાર અંક તમોને

ખુશ ખુશ કરી દેશે

## જાહેર ખબર આપનારાઓને
## અપૂર્વ સંધિ

## જેન્ટલમેન સુધારાશતકમ્

### વીસમી સદીના સુધારાએ શું શું કરતાં શિખવ્યું ?

૩૪ પગે ઘસાઇ ન જાય માટે ઘરમાં પણ પગે સપાટ-બુટ પહેરી હાલવા-ચાલવાનું.

૩૫ સંડાસમાં જઇ ચીરૂટ ફુંકવાનું-કાગળથી ગુદા લુંછવાનું અને સાબુથી હાથ ધોવાનું.

૩૬ વિલાયતી ચીનીખાતું ચીનાઇ વાસણો-હાંડી ઝુમરતકતા સંઘરવાનું. ( ભાંગે તો ગટરમાં જ જાય )

૩૭ હાથે ચામડાની પટીવાળું ઘડીયાળ અને ઘોડાના ડાબલા જેવા ચશ્મા પહેરવાનું.

૩૮ મર્મ કર્મ ન જાણતો હોય છતાં સ્વધર્મને નિન્દવાનું પરધર્મીને વખાણવાનું.

૩૯ હિંદુ હોવા છતાં યુરોપી રીતભાતથી વર્તવાનું-જંગલી બનવાનું

૪૦ માથે ફીરંગી જેવા બનવાનું. લેડી-સુંદરી સ્ત્રીઓની જ તહેનાત ઉઠાવવાનું. જી, સાહેબજી કરવાનું.

૪૧ પર જાતીના ગમે તેવા પહેરવેશ પહેરવાનું.

૪૨ હાફ કોટ-કાળી જાકીટ પહેરી ચોપાટી-હેંગીંગગાર્ડન-એપોલો બંદર કુતરાંને સાથે લઇ ફરવાનું.

૪૩ દરેક વાત-વાતોમાં પોતાનાં જેવાંજ ટોળામાં ઈંગ્રેજી બોલવાનું અને દેશને ડુબાડવાનું.

૪૪ ગમે તે જાતીના માણસો સાથે બુટ સાથે એકજ ટેબલ ઉપર એક બીજાનું એઠું ખાવાનું.

૪૫ એકાંત મળતાં લેડીઓ સાથે, રંગરાગ-મોજ મજાહ હસાહસ-બાથંબાથ ભરવા કરવાનું.

૪૬ શાસ્ત્રોને-રૂષિ મુનીયોને ગાળો દેવાનું. દેવ સંધ્યા પૂજાને હંમ્બક ઢોંગ સોંગ માનવાનું.

૪૭ ક્ષારના ખાટાં સોડા-લીંબુ, જીંજર-રાસબરી-બુડ બળીના ફ્યારેય બુચ ફોડી ચડાવવાનું.

૪૮ ગમે તે જાતનું બરફ શરબત-આઇસ્ક્રીમ વી. ખાઇપીઇ ઉત્તમ દેહને વટલાવવાનું.

૪૯ વેદ શાસ્ત્રોની વાણીને હંમ્બક ખોટી ધતીંગ છે તેમ સમજાવવાનું અને નાસ્તિક બનવાનું.

૫૦ હાડકં, ચામડાંની ચીજો પહેરવાનું-સંઘરવાનું અને ઇંજેક્સન લેવડાવવાનું.

શાસ્ત્રી રેવાશંકર મેઘજી.

## મોજ-મજાહનો મુરબ્બો

એક વખત પીરોજબાઇએ પોતાના નાના છોકરાને શીખામણ આપતાં કહ્યું, કે ખબરદાર ! કોઇ પણ દિવસ જુઠું બોલીએ નહિ અને ચોરી પણ કરીએ નહિ, કારણ કે ખુદાયજી આપણને જુએ છે પણ આપણે ખુદાયજીને જોઇ શકતા નથી.

( સાંજે પાંચ વાગે. )

પીરોજબાઇ—ચાલો, બહાર ફરવા જઇએ. લે ! આ નવી ઇજાર પહેર અને મેલી કાઢી નાંખ.

છોકરો—ઉં, ઉં, ઉં તો નતી કાઢવાનો કારન કે ખદાયજી જુએ છે. ઉં, ઉં, ઉં તો નતી કાઢવાનો ! છરમ આવે છે. ઉં, ઉં, ઉં—!

પીરોજબાઇ ( મનમાં )—હવે ? ? ?

*　*　*

રેસનો જુગારી—ભાઇ જલદી હાંકને ! વખત તો થવા આવ્યો છે. કયારે પુના પુગાડીશ ?

ડ્રાઇવર—સાહેબ, સ્પીડ તો ૬૦ માઇલની છોડી દઇ, પણ ટાયરમેંથી હવા નીકળ જાતી હય તો મેં કયા કરૂં ?

*　*　*

એક દિવસ રહીમ ભાઇસાહેબ બે, ત્રણ, મુરઘીઓ લઇ ખુશ થતાં મારવાડીને ત્યાં ૧૦૦ રૂ. આપવા જતા હતા.

રહીમ—લે ! તેરા ૧૦૦ રૂ. કલ હમને માંગા તો આધા કલાક કાયકુ સતાયા ! કયુ હમ ચોર હે ! કયા હમ પૈસા નહિ દેતા હય ?

મારવાડી—નારે શેઠ, એ તો હમારા ઘરાક સાથે ગુરતેજ્ કરવાનો ધારો છે,-પણ શેઠ, એક આનો વ્યાજનો કયાં છે ?

રહીમ—કાયકા વ્યાજ ? વ્યાજ બ્યાજ હમ કીધકું દેતા નહિ, કારણ કે હમારે ધર્મમેં વ્યાજ લેનેકા કે દેનેકા હરામ હય !

મારવાડી—હમેરે ધર્મમે યે મુરઘીઓ કા ખાના પણ હરામ હય ! પીછું ઇધર યે સબ મુક જાઇએ !

ઓફિસવાળા

## બોલતો કાગળ.

ભાષણ તથા ગાયન સાથે સંપૂર્ણ નાટક.

(લેઃ—રા. હરિહર દિવાના)

મૂલ્ય આઠ આના.

બહારગામ વાળાઓએ ૮ આનાની ટીકીટ બીડવી.

મોજ-મજાહ કાર્યાલય

ઝીરગામ ખટાઉ બીલ્ડીંગ મુંબઇ

નવી વધાઇ ! નવી ખબર !

ખાસ સિનેમાના શોકીનો માટે

છપાય છે ! છપાય છે !! છપાય છે !!!

# મોજ-મજાહનો ત્રીજા વર્ષનો

# ખાસ સિનેમા અંક

જુદા જુદા વિદ્વાનોને હાથે લખાયેલા સિનેમા સંબંધીના લેખો,
રમુજી સ્કેચો, સિનેમા સંબંધી ટુંકી વાર્તાઓ, ચિત્રો,
નટ-નટીઓનાં જીવન ચરિત્રો વગેરેથી

સુશોભિત દળદાર અંક તમોને

ખુશ ખુશ કરી દેશે

## જાહેર ખબર આપનારાઓને
## અપૂર્વ સંધિ

## જેન્ટલમેન સુધારાશતકમ્

**વીસમી સદીના સુધારાએ શું શું કરતાં શિખવ્યું ?**

૩૪ પગે ઘંસાઇ ન જાય માટે ઘરમાં પણ પગે સપાટ-બુટ પહેરી હાલવા-ચાલવાનું.

૩૫ સંડાસમાં જઇ ચીરુટ ફુંકવાનું-કાગળથી ગુદા લુંછવાનું અને સાબુથી હાથ ધોવાનું.

૩૬ વિલાયતી ચીનીખાનું ચીનાઇ વાસણો-હાંડી ઝુમર-તકતા સંઘરવાનું. (ભાંગે તો ગટરમાં જ જાય)

૩૭ હાથે ચામડાની પટીવાળું ઘડીયાળ અને ઘોડાના ડાબલા જેવા ચશ્મા પહેરવાનું.

૩૮ ધર્મ કર્મ ન જાણતો હોય છતાં સ્વધર્મને નિન્દવાનું પરધર્મીને વખાણવાનું.

૩૯ હિંદુ હોવા છતાં યુરોપી રીતભાતથી વર્તવાનું-જાંગલા બનવાનું

૪૦ માથે ફીરંગી જેવા બનવાનું. લેડી-સુંદરી સ્ત્રીઓની જ તહેનાત ઉઠાવવાનું. જી, સાહેબજી કરવાનું.

૪૧ પર જાતીના ગમે તેવા પહેરવેશ પહેરવાનું.

૪૨ હાફ કોટ-કાળી જાકીટ પહેરી ચોપાટી-હેંગીગ-ગાર્ડન-એપોલો બંદર, કુતરાંને સાથે લઇ ફરવાનું.

૪૩ દરેક વાત-વાતોમાં પોતાનાં જેવાજ ટોળામાં ઇંગ્રેજી બોલવાનું અને દેશને ડુબાડવાનું.

૪૪ ગમે તે જાતીના માણસો સાથે બુટ સાથે એકજ ટેબલ ઉપર એક બીજાનું એંઠું ખાવાનું.

૪૫ એકાંત મળતાં લેડીઓ સાથે, રંગરાગ-મોજ મજાહ દુસાહસ-બાથબાથ ભરવા કરવાનું.

૪૬ શાસ્ત્રોને-ઋષિ મુનીયોને ગાળો દેવાનું. દેવ સંધ્યા પૂજાને હંબક ઢોંગ સોંગ માનવાનું.

૪૭ ક્ષારના ખાટાં સોડા-લીંબુ, જીંજર-રાસબરી--ધુડ ભળીના ફ્યાફ્ય બુચ ફોડી ચડાવવાનું.

૪૮ ગમે તે જાતનું બરફ શરબત-આઇસ્ક્રીમ વી. ખાઇપીઇ ઉત્તમ દેહને વટલાવવાનું.

૪૯ વેદ શાસ્ત્રોની વાતોને હંબક ખોટી ધતીંગ છે તેમ સમજાવવાનું અને નાસ્તિક બનવાનું.

૫૦ હાફ. ચામડાંની ચીજો પહેરવાનું-સંઘરવાનું અને ઇંગ્રેજોને બોલાવવાનું.

—શાસ્ત્રી રેવાશંકર મેઘજી.

## મોજ-મજાહનો મુરબ્બો

એક વખત પીરોજબાઇએ પોતાના નાના બુચાને શીખામણ આપતાં કહ્યું, કે ખબરદાર ! કોઇ પણ દિવસ જુઠું બોલીએ નહિ અને ચોરી પણ કરીએ નહિ, કારણ કે ખુદાયજી આપણને જુએ છે પણ આપણે ખુદાયજીને જોઇ શકતા નથી.

(સાંજે પાંચ વાગે.)

પીરોજબાઇ—ચાલો, બહાર ફરવા જઇએ. બે ! આ નવી ઇજાર પહેર અને મેલી કાઢી નાંખ.

બુચો—ઉં, ઉં, ઉં તો નવી કાલવાનો કાલન કે ખદાયજી જુએ છે. ઉં, ઉં, ઉં તો નવી કાલવાનો ! છરમ આવે છે. ઉં, ઉં, ઉં—!

પીરોજબાઇ (મનમાં)—હવે ???

* * *

રેસનો જુગારી—ભાઇ જલદી હાંકને ! વખત તો થવા આવ્યો છે. ક્યારે પુના પુગારીશ ?

ડ્રાઇવર—સાહેબ, સ્પીડ તો ૬૦) મેલકી છોડી હય, પણ ટાયરમેંથી હવા નીકળ જાતી હય તો મેં કયા કરૂં ?

* * *

એક દિવસ રહીમ ભઇયારજી બે, ત્રણ, મુરઘીઓ લઇ ખુશ થતાં મારવાડીને ત્યાં ૧૦૦) રૂા. આપવા જતા હતા.

રહીમ—લે ! તેરા ૧૦૦) રૂા. કલ હમને માગા તો આધા કલાક કાયકુ સતાયા ! કુચ હમ ચોર હે ! કયા હમ પૈસા નહિ દેના હય ?

મારવાડી—નારે શેઠ, એ તો હમારા ધરાક સાથે જુસ્તેજુ કરવાનો ધારો છે,-પણ શેઠ, એક આનો બ્યાજનો કર્યો છે ?

રહીમ—કાયકા બ્યાજ ? બ્યાજ બ્યાજ હમ કીસકું દેતા નહિ, કારણ કે હમારે ધર્મમેં બ્યાજ લેનેકા કે દેનેકા હરામ હય !

મારવાડી—હમેરે ધર્મમેં યે મુરઘીઓ કા ખાના પણ હરામ હય ! પીછું ઇધર યે સબ મુક જાઇએ !

ઓફિસવાળા